بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# નુઝ્હતુલ્ ક઼ારી

# શરહે સહીહ બુખારી

[ભાગ પહેલો]

અઝ : ફક઼ીહુલ્ હિંદ હઝરત અલ્લામા

**મુફતી મુહમ્મદશરીફુલ હક્ક઼ અમજદી** رحمۃ اللہ علیہ

(પૂર્વ સદર મુફતી જામિઆ અશરફિયા, મુબારકપુર, જિ. આ'ઝમગઢ, યુ.પી.)

અનુવાદક : **પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી**

તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)

**પ્રકાશકો**

અંજૂમને રઝાએ મુસ્તફા-દયાદરા
GRWB/059/
Bharuch/02
C/o. ફયૂઝાને રઝા મંઝિલ,
મુ.પો. દયાદરા, તા. જિ. ભરૂચ
પિન. ૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨)
(ઓફિસ) ૨૮૦૦૧૧,(ઘર) ૨૮૦૧૯૨,
૨૮૦૨૯૨ મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧
Web. :www. barkatekhwaja.net
Email :anjuman2006@hotmail.com

સુન્ની દા'વતે ઈસ્લામી-દયાદરા શાખા
GRWB/058/
Bharuch/02
C/o. ફયૂઝાને રઝા મંઝિલ,
મુ.પો. દયાદરા, તા. જિ. ભરૂચ
પિન. ૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨)
(ઓફિસ) ૨૮૦૦૧૧,(ઘર) ૨૮૦૧૯૨,
૨૮૦૨૯૨ મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧
Web. :www. barkatekhwaja.net
Email :anjuman2006@hotmail.com

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡكَ یَا رَسُوۡلَ اللّٰہِ ﷺ

وَعَلٰی آلِكَ وَاَصۡحَابِكَ یَا حَبِیۡبَ اللّٰہِ ﷺ

**સર્વ હક્ક઼ પ્રકાશકને સ્વાધિન**


**કિતાબનું નામ** : **નુઝ્હતુલ્ ક઼ારી શરહે સહીહ બુખારી**
**(ભાગ પહેલો)**

**અઝ** : *ફક઼ીહુલ્ હિંદ હઝરત અલ્લામા મુફતી*
**મુહમ્મદશરીફુલ હક઼્ક઼ અમજદી** رحمۃ اللہ علیہ
(પૂર્વ સદર મુફતી જામિઆ અશરફિયા, મુબારકપુર, જિ. આ'ઝમગઢ, યુ.પી.)

**અનુવાદક** : **પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી** *તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)*
મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧, **Email : anjuman2006@hotmail.com**

**કંપોઝિંગ & ડિઝાઈન** : સાદિક઼ યાકૂબ પટેલ દયાદરવી (મો. ૯૪૨૭૮ ૧૭૩૯૯)
**Email : s_dayadara@hotmail.com**

**પેજીસ** : ૩૩૪ ★ **કિંમત** : રૂા. ૧૫૦/– ★ **આવૃત્તિ** : પ્રથમ

**પ્રકાશન વર્ષ** : ૨૯ રમઝાનુલ મુબારક, હિ.સ. ૧૪૨૯
અંગ્રેજી તા. ૩૦ ઓકટોબર ૨૦૦૮, વાર : મંગળવાર

**પ્રાપ્તિસ્થાન** : **અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા**
મુ.પો. **દયાદરા**, તાલુકા & જિલ્લા : ભરૂચ પિન.૩૯૨૦૨૦,
ફોન : (૦૨૬૪૨) (ઓફિસ)૨૮૦૦૧૧, (ઘર) ૨૮૦૧૯૨, ૨૮૦૨૯૨
મો. ૯૪૨૭૪૬૪૪૧૧, **Email : anjuman2006@hotmail.com**

**પ્રકાશકો**

**અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા** | **સુન્ની દા'વતે ઈસ્લામી (દયાદરા શાખા)**

★ નકલ : ૪૦૦૦ | ★ નકલ : ૧૦૦૦

C/o. ફયૂઝાને રઝા મંઝિલ, મુ.પો. **દયાદરા**,
તાલુકા & જિલ્લા : ભરૂચ પિન.૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨) (ઓફિસ)૨૮૦૦૧૧,
(ઘર) ૨૮૦૧૯૨, ૨૮૦૨૯૨, મો. ૯૪૨૭૪૬૪૪૧૧


**નોંધ : ડોનરો–મેમ્બરોને દરેક કિતાબની એક કોપી ફ્રીમાં મોકલવામાં આવે છે. (મેમ્બર ફી રૂા. ૩૦૦/–)**



# અ.....નુ.....ક્ર.....મ.....ણિ.....કા.....



| વિષય | | પેજ નં. |
|---|---|---|
| | રિબઈ બિન હિરાશ رضی اللہ عنہ | 219 |
| | હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم | 219 |
| | હદીષ ઘડવી હરામ છે | 220 |
| (હદીષ : ૭૭) | "હુઝૂર પર જૂઠ બાંધનાર જહન્નમી !" | 221 |
| | ઝુબૈર ઈબ્ને અવામ رضی اللہ عنہ | 221 |
| (હદીષ : ૭૮) | | 222 |
| (હદીષ : ૭૯) | | 223 |
| | સલ્મા બિન અક્વઅ رضی اللہ عنہ | 223 |
| | નબી ﷺના નામે પાક તથા કુન્નિયતનો હુકમ | 224 |
| (હદીષ : ૮૦) | | 224 |
| | ખ્વાબમાં ઝિયારત | 225 |
| (હદીષ : ૮૧) | "ઈલ્મ વિશે" | 226 |
| | અબૂ હુજૈફા رضی اللہ عنہ | 226 |
| | શીઆઓની રદ | 226 |
| (હદીષ : ૮૨) | "અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ સૌથી અધિક હદીષ વર્ણવનાર" | 227 |
| | હદીષ લખવાનો પ્રારંભ | 227 |
| (હદીષ : ૮૩) | "લખાણ વિશે હદીષ" | 228 |
| (હદીષ : ૮૪) | "ઘણી દુનિયામાં પહેરવાવાળી આખેરતમાં નગ્ન હશે" | 231 |
| | ઉમ્મે સલમા رضی اللہ عنہا | 231 |
| (હદીષ : ૮૫) | "જેઓ આજે છે, સો વરસ પછી કોઈ રહેશે નહીં" | 232 |
| (હદીષ : ૮૬) | "અબૂ હુરૈરહ્નું પુષ્કળ હદીષો વર્ણવવું" | 233 |
| (હદીષ : ૮૭) | "હુઝૂરની અતાથી અબૂ હુરૈરહ્ની યાદ શક્તિ" | 234 |
| (હદીષ : ૮૮) | "બે વાસણોની હિફાઝત" | 235 |
| (હદીષ : ૮૯) | "મારા પછી કાફિર ન થઈ જશો" | 236 |
| (હદીષ : ૯૦) | "મૂસા علیہ السلام તથા ખિઝર علیہ السلام" | 237 |
| | નૌફ બકાલી رضی اللہ عنہ | 238 |
| | ઉબય ઈબ્ને કઅબ رضی اللہ عنہ | 238 |
| | હઝરત મૂસા علیہ السلام | 238 |
| | બની ઈસ્રાઈલ | 238 |
| | યૂશઅ બિન નૂન | 238 |
| | ખિઝર علیہ السلام | 239 |
| (હદીષ : ૯૧) | "અલ્લાહના નામને બલંદ કરવા લડનાર" | 249 |
| (હદીષ : ૯૨) | "યહૂદીઓનો રૂહના વિશે સવાલ" | 250 |

## -::::: કિતાબુલ વુઝૂ (વુઝૂ વિશે પ્રકરણ) :::::-




# અર્પણ.......

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا نَبِىَّ اللّٰهِ   اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَارَسُوْلَ اللّٰهِ

اَلصَّلٰوةُ وَ السَّلَامُ عَلَيْكَ يَا نُوْرَ اللّٰهِ   اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَاحَبِيْبَ اللّٰهِ

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْكَ وَسَلَّمَ

નાચીઝ પોતાની અનુવાદિત આ કિતાબ નુઝહતુલ કારી શરહે બુખારી (ભાગ-૧)ને સૌથી પ્રથમ તેમના મહાન દરબારમાં નઝરાણા રૂપે પેશ કરે છે જેમની મહોબ્બત ઈમાનની જાન છે, મુસલમાનોને જાનથી અધિક પ્રિય, જેમના પર મુસલમાનોની ઈજ્જતો, માલ મિલ્કતો, માં બાપ, ઔલાદ બલ્કે ખૂદ પોતાની જાન સર્વ કુર્બાન ! તે પ્યારા આકા મુહમ્મદ મુસ્તફા ﷺની બારગાહમાં અર્પણ કરે છે.

સાથોસાથ રસૂલે પાક ﷺના જાંનિષારો ખુલફાએ રાશિદીન, સહાબાએ કિરામ, અઝવાજે મુતહ્હરાત, અહલે બયતે અત્હાર, તાબઈને એઝામ વ જુમ્લા ઔલિયાએ કિરામ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَની બારગાહમાં.....

ખાસ કરીને સુલ્તાનુલ્ અવલિયા ગૌષે આ'ઝમ સરકારે બગદાદ رحمۃ اللہ علیہ તેમજ સુલ્તાનુલ્ હિંદ ખ્વાજા ગરીબ નવાઝ رحمۃ اللہ علیہ તથા હઝરત મખ્દૂમ અશરફ જહાંગીર સમનાની رحمۃ اللہ علیہ તથા આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہ તથા હુઝૂર મુફતીએ આ'ઝમે હિંદ તથા હુઝૂર મુહદ્દિષે આ'ઝમે હિંદ, હુઝૂર મુજાહિદે મિલ્લત, હુઝૂર બુરહાને મિલ્લત, હુઝૂર હાફિઝે મિલ્લત તથા શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી તથા હુઝૂર કુત્બે કારંટા તથા હુઝૂર દરિયાઈ દુલ્હા બીરપુરી તથા હુઝૂર ખ્વાજાદાના-સૂરત رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ તથા સર્વ સિલસિલાના તમામ બુઝુર્ગોની બારગાહમાં.....

તેમજ મારા ઉસ્તાદે મોહતરમ ખલીફાએ હુઝૂર મુફતીએ આ'ઝમે હિંદ હઝરત મૌલાના કારી અબુલ કલામ રઝવી مدظلہ العالی તથા મારા મર્હૂમ વાલિદ અલીભાઈ પટેલ તથા સર્વ મો'મિન સગાંઓને તથા સર્વ પુખ્તા સુન્નીઓને અર્પણ કરે છે. અંતમાં ઈલ્તિજા કે :




**કામ વો લે લીજીએ તુમ કો જો રાઝી કરે**
**ઠીક હો નામે 'રઝા' તુમપે કરોળોં દુરૂદ**

-પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી




# કલેમાતે ખૈર.......

અઝ :

અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી

**હઝરત મૌલાના મુહમ્મદ શાકિર નૂરી રઝવી (મુંબઈ)**

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَارَسُوۡلَ اللّٰہِ   اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَا نَبِیَّ اللّٰہِ

અલ્હમ્દુલિલ્લાહ ! સરકાર રહમતે આલમ ﷺ કે સદકા વ તુફૈલ **'સુન્ની દા'વતે ઈસ્લામી'** (દયાદરા શાખા) ઔર **'અંજુમને રઝાએ મુસ્તફા-દયાદરા'** કો યે શર્ફ હાસિલ હો રહા હૈ કે ઉન્કે ઝરીયા હઝરત અલ્લામા શારેહે બુખારી મુફતી શરીફુલ હક્ રحمۃ اللہ علیہ કી બેપનાહ ગિરાં કદ્ર તાલિફ નુઝહતુલ કારી શરહે બુખારી (જિલ્દ-૧) વો આપકી ખિદમતમે ગુજરાતી ઝબાનમેં પેશ કી જા રહી હૈ. ઔર અલ્હમ્દુલિલ્લાહ ! **નુઝહતુલ કારી શરહે બુખારી જિલ્દ-૧** કી એહમિયત ઉસ્કે પઢને કે બાદ હી આપ સમઝ સકેંગે કે વો કિત્ની માલૂમાતી ઔર કિત્ની મુફીદ હૈ. ઔર યે બાત અપની જગહ મુસલ્લમ હૈ કિ ખિદમતે હદીષ બહોત બળી ખિદમત હૈ ઔર ઉસ્કા સિલા અલ્લાહ તઆલા અપને પ્યારે મહબૂબ ﷺ કે સદકાઓ તુફૈલ બેપનાહ અતા ફર્માએગા. અલ્લામા શારેહે બુખારી رحمۃ اللہ علیہ ને યૂં તો ફતાવે કે અંબાર લગા દિયે. એક લાખ નહીં બલ્કે ઉસ્સે ભી કઈ ઝયાદા હઝરતકે ફતાવે મૌજૂદ હોંગે. લેકિન ! હઝરત કો જો શોહરત મિલી વો નુઝહતુલ કારી કે બાદ અલ્લાહ جل جلالہ ને અતા ફર્માઈ ઔર વો મકબૂલિયત ઔર વો શોહરત નુઝહતુલ કારી કી ખિદમત કી બુન્યાદ પર અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતને અતા ફર્માઈ. ઈન્શાઅલ્લાહુલ અઝીમ ઉસ્કા સિલા ભી અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત આખેરતમેં ઉન્હેં અતા ફર્માએગા. આપસે ગુઝારિશ હૈ કિ ઈસ કિતાબ કો હાથો હાથ લેં, ઉસ્કો પઢેં, તકલીદ ઔર ઈમાન, ઈલ્મ, વુઝૂ... વગૈરહ કે મુતઅલ્લિક અપની માલૂમાતમેં ઈઝાફા ફર્માએં. યકીનન ! હદીષે મુબારકા કી માલૂમાત યે મૌજૂદા દૌરકી બહોત બળી ઝરૂરત ભી હૈ ઔર ઉસ પર અમલ કર કે અપની આખેરત સંવારને કા બહોત સુનેહરી મૌકા ભી હૈ. અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત ઈસ કિતાબ કો જો **જનાબ પટેલ શબ્બીર અલી રઝવી સાહબ**ને ગુજરાતીમેં ઈસ્કા ટ્રાન્સલેશન કર કે ગુજરાતી કોમ્યુનિટી કો ઔર ગુજરાતી જાનનેવાલોં કે લિએ યે તોહફા પેશ કિયા ઉસે મકબૂલે આમ ફર્માએ ઔર અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત ઉન્કી ખિદમાતકો કબૂલ ફર્માએ, પરવરદિગાર ઉન્કો દારૈન કી સઆદતોંસે માલમાલ ફર્માએ. (આમીન)




**-મુહમ્મદ શાકિર નૂરી રઝવી (મુંબઈ)**

*(અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી)*




**અઝ :**

**હઝરત અલ્લામા**

**મૌલાના યૂનુસ મિસ્બાહી**

*(નિગરાં : સુન્ની દા'વતે ઈસ્લામી, યુ.કે. બ્રાન્ચ–પ્રેસ્ટન)*

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَيۡكَ يَارَسُوۡلَ اللّٰهِ    اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَيۡكَ يَا نَبِیَّ اللّٰهِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَيۡكَ يَاحَبِيۡبَ اللّٰهِ    اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَيۡكَ يَا نُوۡرَ اللّٰهِ

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيۡكَ وَسَلَّمَ

નુઝહતુલ કારી શરહે સહીહ બુખારી મર્હૂમ હઝરત ફકીહે અસ્ર મુફતી શરીફુલ હક્ક અમજદી رحمۃ اللہ علیہના મુબારક હાથે આલેખાયેલ છે જેમાં હનફી મસ્લકની ફિકહી દલીલોને સશક્ત પુરવાર કરવામાં આવી છે જે ઉર્દૂ ભાષામાં એક બેમિષાલ શરહ છે, એનાં જેટલાં વખાણ કરવામાં આવે ઓછાં છે. જે લોકો ગુજરાતમાં ઉર્દૂ નથી જાણતા તેઓ એ શરહથી ફાયદો નથી ઉઠાવી શકતા અને **હદીષોનું માત્ર ભાષાંતર અવામ માટે ઝેર છે ! શરહ વગર અવામને એની રજા નથી કે હદીષોને આધાર બનાવી લે બલ્કે ઉલ્માને પણ હદીષથી ઈમામની દલીલ હોવા છતાં પોતે દલીલ કરવાની રજા નથી.** તો આ ગુજરાતીઓ માટે અગત્યની જરૂરત હતી જેને મુજાહિદે ગુજરાત, ઈસ્લામિક વેલ્ફેર મિશનની જાન, બરકાતે ખ્વાજાની બુન્યાદ, અહલે સુન્નતનો અવાજ મસ્લકે આ'લા હઝરતની નગ્ન તલ્વાર !.......
**પટેલ શબ્બીર અલી રઝવી** مدظلہ العالی એ પોતાની અથાક કોશિશોથી પૂરી પાડી. અલ્લાહ તઆલા આપની દીની કોશિશને કબૂલ ફર્માવે અને મસ્લકે હનફીના માનવાવાળાઓનાં દિલોમાં એને જગા આપે.

آمین بجاہ النبی الکریم علیہ وعلیٰ آلہ افضل الصلٰوۃ والتسلیم




**લિ. નાચીઝ દુઆની માંગ કરનાર**

**(મૌલાના) યૂનુસ મિસ્બાહી ગુજરાતી**

(તા. ૨૪/૧૦/૨૦૦૮)

# શરહ તથા શારેહ વિશે બે વાતો......


## હઝરત મૌલાના નિઝામુદ્દીન મિસ્બાહી કુરચનવી
*(ખતીબો ઈમામ મક્કા મસ્જિદ–બોલ્ટન, યુ.કે.)*

بسم اللہ الرحمن الرحیم

نَحْمَدُہٗ وَ نُصَلِّی عَلٰی رَسُوْلِہِ الْکَرِیْمِ

ઈસ્લામી શરીઅતના શ્રોતોમાં હદીષે પાકને એક મહત્વનું તથા પાયાનું સ્થાન પ્રાપ્ય છે કે હદીષોથી કુર્આને પાકના ભાવાર્થની સમજ તથા કુર્આની હુકમોની સમજ તથા ઈબાદતોની અદાયગીના તરીકા માલૂમ પડે છે. મુબારક હદીષોનો સહારો લીધા વિના ન તો સહીહ તૌર પર કુર્આન સમજી શકાય છે અને ન તો ઈબાદતોને અંજામ આપી શકાય છે એ જ કારણે મુસ્લિમ ઉમ્મતે દરેક યુગ તથા દરેક દૌરમાં હદીષે મુબારકાની તા'લીમ લેવા, આપવા તથા યાદ કરવા તથા લખવા અને શરહ તથા તશરીહ (ખુલાસા) કરવા પર ખાસ ધ્યાન આપ્યું. એ જ ક્રમની એક મહત્વની તથા પાયાની કડી અમીરુલ મો'મિનીન ફિલ હદીષ ઈમામ મુહમ્મદ બિન ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ બિન મુગીરા બુખારી رضی اللہ عنہની અજોડ તથા અનુરૂપ કૃતિ "અલ્‌જામિઉલ મુસ્નદુસ્સહીહ અલ્ મુખ્તસર મિન ઉમૂરિ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ તઆલા અલૈહિ વસલ્લમ વ સુન્નતિહી વ ઐયામિહી" છે જે "બુખારી શરીફ"ના નામથી મશહૂર છે.

ઈમામ બુખારીને છ લાખ હદીષો યાદ હતી એમાંથી સારામાં સારી અને ઉમદાથી ઉમદાતર, સહીહથી સહીહતર, આ'લાથી આ'લાતરને ચૂંટી કાઢીને આ મહાન કૃતિમાં રાખી છે. ઈમામ બુખારીએ એને લખવાના માટે એ કાળજી રાખી કે દરેક હદીષને લખતાં પહેલાં ગુસ્લ કરતા, પછી બે રકાત નફ્લ નમાઝ પઢતા, પછી ઈસ્તિખારા કરતા. જ્યારે કોઈ હદીષની સેહત (સહીહપણા) પર દિલ જામતું તો એને કિતાબમાં લખતા, સહીહ બુખારીની મેઅરાજ (ઉચ્ચતા)નો કમાલ એ છે કે લેખકની જાતની જેમ એમની કિતાબ પણ મહબૂબે રબ્બુલ આલમીન ﷺની બારગાહમાં મક્બૂલ થઈ, જેમ કે અબૂ ઝયદ મરૂઝીએ બયાન કર્યું કે એકવાર હું મતાફમાં રુકનની વચ્ચે સૂતેલો હતો એવામાં મારું નસીબ જાગી ઉઠયું. સરકારે દો આલમ ﷺ તશરીફ લાવ્યા અને ફર્માવ્યું, હે અબૂ ઝયદ ! મારી કિતાબ કેમ નથી પઢતા ? મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ આપની કિતાબ કઈ છે ? ફર્માવ્યું, મુહમ્મદ બિન ઈસ્માઈલની જામેઅ (બુખારી શરીફ). બુખારી શરીફ તે અઝમતવાળી બાબરકત કિતાબ છે કે જેના વિશે હઝરત મુલ્લા અલી કારી મિર્કાતમાં ફર્માવે છે કે કેટલાક આરિફો قدس سرہمએ ફર્માવ્યું કે દુઆની કબૂલિયત મુશ્કેલીઓના હલ તથા હાજતોના પૂર્ણ થવા માટે બુખારી શરીફનો ખત્મ વારંવારનો અજમાવાએલો અમલ છે. ફર્માવે છે, બુખારી શરીફ જે વહાણ (નાવડા)માં હશે તે ડૂબશે નહીં. અને

અલ્લામા ઈબ્ને કષીરે ફર્માવ્યું કે જો દુકાળના સમયે બુખારી શરીફ પઢવામાં આવે તો વરસાદ થશે. આ સર્વ એટલા માટે કે ઈમામ બુખારી قدس سرہ મુસ્તજાબુદ્દાઅવાત હતા (જેમની દુઆઓ રબની બારગાહમાં કૃબૂલ થતી) અને તેમણે બુખારી શરીફના વાંચક (પઢનાર) માટે દુઆ કરી છે.

અહીં એક ચીજની સ્પષ્ટતા જરૂરી સમજું છું તે એ કે અમુક લોકો (કહેવાતા અહલે હદીષે હદીષ ગૈર મુકૃલ્લિદો) દરેક મસ્અલામાં કહે છે કે સિહાહ સિત્તામાં બતાવો ! ખાસ કરીને બુખારી શરીફમાં (હદીષ હોવાનો આગ્રહ રાખે છે). તેમને જણાવવાનું કે શું સહીહ હદીષો કેવળ સિહાહ સિત્તામાં જ છે કે અન્ય હદીષની કિતાબોમાં પણ સહીહ હદીષો છે ? તેમની આ માંગણી ઈલ્મી એતબારથી કોઈ વજન નથી ધરાવતી, એટલા માટે કે ઈમામ બુખારીને છ લાખ, ઈમામ મુસ્લિમને ત્રણ લાખ હદીષો યાદ હતી. વળી સહીહૈનમાં કેવળ સાત હજાર હદીષો છે. ઈમામ અહમદ قدس سرہને દસ લાખ હદીષો મોઢે હતી પણ તેમની મુસ્નદમાં કેવળ ૩૦ હજાર હદીષો છે. તો આ ઈમામોએ જે હદીષો પોતાની કિતાબોમાં ન લખી શું તે સૌ ઝઈફ હતી ? હરગિઝ નહીં ! તેમનું એ હદીષોને ન લખવું કોઈ ભલી મસ્લેહત પર આધારિત હતું જેને ઈમામો સારી રીતે જાણતા હતા. તેમજ હવે જે હદીષો સંપાદિત થઈ એમાંથી જણાવો કે કેટલી બાકી છે ? સેંકડો હદીષોની કિતાબો જેને દીનના ઈમામોએ સંપાદિત કરી તે તદ્દન અદશ્ય થઈ ગઈ, અને એ આજથી નથી પણ પ્રારંભથી છે. ઈમામ માલિક قدس سرہના જમાનામાં ૮૦ આલિમોએ મુઅત્તા લખી, હવે ૮૦માંથી બે ત્રણ સિવાય કોઈનો પતો છે ? એ જ પ્રમાણે સેંકડો ઈમામોની કિતાબોનું કોઈ નિશાન નથી આપી શકતા, પણ એટલું કે ચર્ચાઓ તથા ઈતિહાસોમાં નામ લખેલું રહી ગયું, લાખો કિતાબો તાતારી ફિત્નામાં નષ્ટ થઈ ગઈ. જેથી જો ઈમામ બુખારી અથવા ઈમામ મુસ્લિમ قدس سرہما જો કોઈ મસ્અલામાં સ્પષ્ટતા પણ કરી આપે કે અમને આ મસ્અલા પર હદીષ ન મળી તો એનો મતલબ કેવળ એટલો છે કે તેઓ પોતાના ઈલ્મનો નકાર કરી રહ્યા છે એટલે કે એમને ખબર નથી, તો એનાથી ખરેખર અને હકીકતમાં હદીષ ન હોવું તો દૂર રહ્યું એ પણ લાઝિમ નથી આવતું કે હઝરત ઈમામે આ'ઝમ قدس سرہને પણ પોતાના મઝહબ પર હદીષ માલૂમ ન હોય. (ઈમામે આ'ઝમ અબૂ હનીફા قدس سرہ તાબઈ છે અને ઈમામ બુખારીના પાંચમા દરજામાં ઉસ્તાદ છે અને ઈમામ બુખારી ન તબએ તાબઈન અને ન તો તાબઈન બલ્કે ઈમામ આ'ઝમના પાંચમા દરજામાં શાગિર્દ છે એટલા માટે કે ઈમામ બુખારીના ઉસ્તાદ ઈમામ અહમદ ઈબ્ને હંબલ, તેમના ઉસ્તાદ ઈમામ શાફઈ, તેમના ઉસ્તાદ ઈમામ મુહમ્મદ, તેમના ઉસ્તાદ ઈમામ અબૂ યૂસુફ, તેમના ઉસ્તાદ ઈમામે આ'ઝમ قدس سرہ) ઈમામે આ'ઝમ قدس سرہનો જમાનો એ હુઝૂરે અકૃદસ ﷺના જમાનાથી નિકટતર હતો અને તે વખતે જમાનો "ખયરે કુરૂન" હતો. જૂઠની ઉણપ અને ખૈરની અધિક્તાના કારણે હદીષોની સનદો પાક સાફ તથા વાસ્તા ઓછા હતા જેથી એ શક્ય છે કે જે હદીષો ઈમામે આ'ઝમ قدس سرہની પાસે હતી બલ્કે ઈમામ માલિક قدس سرہની પાસે હતી ઈમામ બુખારી તથા મુસ્લિમને ન પહોંચી. શક્ય છે કે જે હદીષો ઈમામે આ'ઝમ અને ઈમામ માલિકની પાસે સહીહ સનદોવાળી હતી તે ઈમામ બુખારી તથા ઈમામ મુસ્લિમને જમાનો પસાર થવાના કારણે ઝઈફ રાવીઓના થકી પહોંચી, પછી કઈ રીતે એ હુકમ થશે કે ઈમામ બુખારી તથા મુસ્લિમ એ મસ્અલાની હદીષ ન જાણતા હતા જેથી ઈમામે આ'ઝમ પણ ન જાણતા હતા ?! ઈમામે આ'ઝમની હદીષમાં ઈમામતનો અંદાજો એનાથી લગાડી લેતા કે હઝરત ઈમામ અબૂ યૂસુફ જેમને ઈમામ ઝયબી શાફઈએ હુફ્ફાઝે હદીષમાં ગણ્યા છે, તેઓ ફર્માવે છે કે ઘણીવાર એવું થતું કે ઈમામ એક કૌલ ઈર્શાદ ફર્માવતા કે મારી નજરમાં હદીષની વિરુધ્ધ થતું હું

હદીષની તરફ ઝુકતો. તેહક઼ીક પછી માલૂમ પડતુ કે ઈમામે આ'ઝમે એ હદીષથી ફર્માવ્યું છે જે મારા ખ્વાબમાં પણ ન હતી. (ખૈરાતુલ હસ્સાન)

પ્રિય વાંચકો ! ઉપરોક્ત ખુલાસાઓથી એ બાબત સ્પષ્ટ થઈ કે સિહાહ સિત્તામાં સહીહ હદીષોની હદ સમજવી (કેવળ સિહાહ સિત્તામાં જ સહીહ હદીષો છે એમ સમજવું) એ હદીષે પાકના ઈલ્મથી અજ્ઞાનતાની દલીલ છે, બલ્કે અન્ય હદીષની કિતાબોમાં પણ સહીહ હદીષો છે અને ન તો સહીહ હદીષો પ્રકાશિત થયેલી, ન તો કલમી, ન લખાયેલ કિતાબો પર અવલંબિત છે, બલ્કે શક્ય છે કે અન્ય તે કિતાબો જે સદીઓ પહેલાં ખત્મ થઈ ગઈ તેમાં એ સહીહ હદીષો હોય, અને એની પણ શક્યતા છે કે ઘણી બધી સહીહ હદીષો સંપાદન થવામાં રહી ગઈ હોય અને મુહદ્દિષોના રજૂ કરવા સુધી સીમિત રહી હોય.

**બુખારી શરીફની શરહો :** બુખારી શરીફને અલ્લાહ ﷻએ એ મક઼બૂલિયત અતા ફર્માવી કે જેટલી શરહો એની પ્રસિદ્ધ થઈ એટલી કોઈની ન થઈ. અરબી, ફારસી તથા ઉર્દૂ શરહોને મિલાવવામાં આવે તો એમની સંખ્યા સો (૧૦૦)થી અધિક થઈ જશે. એના સંપાદન પછીથી જ મુહદ્દિષો અને મહાન ઈલ્મવાળા ઉલમાએ તેના પ્રતિ ધ્યાન કર્યું અને શરહોનો ક્રમ શરૂ થયો, એમાંથી અમુક નીચે પ્રમાણે છે :–

| | |
|---|---|
| **અઅ્લામુસ્સુનન** | : અબૂ સુલૈમાન અહમદ બિન મુહમ્મદ ખત્તાની (વફાત : હિ.સ. ૩૦૪ )ની કૃતિ છે. |
| **અત્તલ્વીહ** | : હઝરત હાફિઝ અલાઉદ્દીન મુફલ્તાઈ મિસ્રી હનફીની કૃતિ છે. |
| **અલ્ કૌકબદ્દારારી** | : હઝરત અલ્લામા શમ્સુદ્દીન મુહમ્મદ બિન યૂસુફ અલી કિર્માની (વફાત : હિ.સ. ૭૮૬)ની કૃતિ છે. |
| **ફત્હુલબારી** | : હઝરત શૈખુલ ઈસ્લામ અહમદ બિન અલી હજર અસ્કલાની (વફાત : હિ.સ. ૮૫૨)ની કૃતિ છે. |
| **ઉમ્દતુલ ક઼ારી** | : હઝરત અલ્લામા બદરુદ્દીન મહમૂદ બિન અહમદ અયની હક્ક઼ી (વફાત : હિ.સ. ૮૫૫)ની કૃતિ છે. |
| **ઈર્શાદુસ્સારી** | : હઝરત શહાબુદ્દીન અહમદ બિન મુહમ્મદ ખતીબુલ કુસ્તલાની (વફાત : હિ.સ. ૯૩૩)ની કૃતિ છે. |
| **તફસીરુલ ક઼ારી** | : હઝરત શૈખ નૂરુલ હક્ક઼ (વફાત : હિ.સ. ૧૦૭૩)ની કૃતિ છે. |
| **નૂરુલ ક઼ારી** | : હઝરત અલ્લામા નૂરુદ્દીન અહમદાબાદી (વફાત : હિ.સ. ૧૧૫૫)ની કૃતિ છે. |
| **નુઝહતુલ ક઼ારી** | : ઉમ્દતુલ મુહક્કિ઼ક઼ીન, ફક઼ીહે અસ્ર મુફતી મુહમ્મદ શરફીલ હક્ક઼ અમજદીની કૃતિ છે. |

**"નુઝહતુલ ક઼ારી"** જેનો પ્રથમ ભાગ આપના હાથોમાં છે તે અઝીમ શરહ છે જેમાં અહલે સુન્નતના અક઼ીદા તથા મામલાઓને દલીલોની સાથે સજ્જ કરવામાં આવ્યા છે અને વર્તમાનકાળના

વિવાદાસ્પદ મસાઈલને ગંભીર શૈલીમાં દલીલો વડે હલ કરવામાં આવ્યા છે.

તદ્ ઉપરાંત હનફી ફિક્હના સમર્થન તથા અગ્રતા દર્શાવવામાં પણ દલીલો રજૂ કરવામાં આવી છે. તેમજ વિવિધ કથનો (અક્વાલ)માં વર્ગીકરણ તથા હદીષોથી અખ્ઝ કરેલા (કાઢેલા) મસાઈલ તથા ફાયદાઓ સાથે ઈતિહાસ તથા સહાબાએ કિરામ, સહાબિયાત તથા અમુક તાબઈન رضوان الله تعالیٰ علیهم اجمعین ની સીરત પર ભરપૂર પ્રકાશ વેર્યો છે. આ શરહને ગુજરાતી ભાષામાં અનુવાદ કરવાની જરૂરત હતી જેથી ગુજરાતી ભાષીઓ હઝરત ઈમામ બુખારીનો ફયૂઝ આ શરહ થકી હાંસલ કરી શકે. એટલા માટે કે **કુર્આન તથા હદીષ કેવળ શબ્દકોષ વડે (શાબ્દિક તર્જુમા થકી) સમજનારા ગુમરાહ થઈ જાય છે. કુર્આન તથા હદીષોનો તફસીર તથા શરહની વિશ્વસનીય કિતાબો થકી અભ્યાસ કરવો જોઈએ જેથી ઈમાનમાં નૂરનો ઉમેરો થાય.** આ જરૂરતને અમારા મિત્ર મુજાહિદે અહલે સુન્નત જનાબ પટેલ શબ્બીર અલી રઝવી دام ظله العالی એ મહસૂસ કરી અને તે કામ જે ગુજરાતી આલિમોએ કરવું જોઈએ તે તેમણે હિંમત કરીને શરૂ કરી આપ્યું અને પ્રથમ ભાગ તો ગુજરાતી અનુવાદ કરી નાખ્યો. અનુવાદ કર્યા બાદ તેમણે નાચીઝને ચેક કરવા માટે મોકલ્યો. મેં અનુવાદને સંપૂર્ણ ધ્યાનપૂર્વક વાંચ્યો અને ઘણી જગાએ મારા મશવરા પણ આપ્યા અને અમુક ઈસ્તેલાહી ચર્ચાઓને છોડી મૂકવાની અથવા આસાન કરવાની વિનંતિ પણ કરી. પછી શબ્બીરભાઈએ પોતાના સાહબઝાદા મૌલાના મુહમ્મદ શાકિર પટેલ મિસ્બાહી (હાલ લેસ્ટર, યુ.કે.) તથા મૌલાના ગુલામયાસીન નૂરાની મિસ્બાહી (સદર મુદર્રિસીન : દારુલ ઉલૂમ બરકાતે ખ્વાજા, આમોદ) તથા મૌલાના ઈમરાન રઝા મિસ્બાહી (મુદર્રિસ : દારુલ ઉલૂમ બરકાતે ખ્વાજા, આમોદ)ની મદદથી અનુવાદ પર અધિક ચકાસણી તથા વિચારણા કરી અને તેને શક્ય તેટલો સરળ કરવામાં આવેલ છે જેથી સામાન્ય વાંચક પણ ભાવાર્થને સમજી શકે. છતાં પણ અભ્યાસ દરમ્યાન કોઈ ભાઈને કોઈ વાત વાંધાજનક જણાય તો ટીકા કરવા મંડી પડવાને બદલે નિખાલસપણે અનુવાદકને માહિતગાર કરે જેથી આગામી આવૃત્તિમાં તેની સુધારણા થઈ શકે. જનાબ શબ્બીરભાઈ તમામ અહલે સુન્નતની તરફથી મુબારકબાદને પાત્ર છે કે આટલુ મહાન ઈલ્મી કારનામુ અંજામ આપવાના માટે કદમ બઢાવી ચૂક્યા છે. જનાબ શબ્બીરભાઈ કોઈ ઓળખના મોહતાજ નથી. અમાનત, દયાનત, તક્વામાં તથા ઉલમા, સાદાત તથા મશાઈખની તા'ઝીમ કરવામાં અને બદ્ અકીદા હઝરાતથી વિમુખ રહેવામાં પોતે જ પોતાનું દષ્ટાંત છે. જો કોઈનાથી મતભેદ કરે છે તો કેવળ ઈલ્મી તથા શરઈ બુનિયાદ પર, અને તે પણ કોઈ ગમે તેટલો નિકટનો ભલે હોય પણ જો તે શરીઅતની હદોને પાર કરે છે તો જરૂર તેને તેના સ્ટેટસને અનુરૂપ વઅઝ (નસીહત) કરે છે, જેથી આવી વ્યક્તિની કદર થવી જોઈએ. આપ લગભગ ૧૦૦થી વિશેષ નાની મોટી કિતાબો અનુવાદિત તથા સંપાદિત કરી ચૂક્યા છે અને આ ક્રમ હજી સતત ચાલુ છે. અંતમાં દુઆ છે કે અલ્લાહ جل جلاله પોતાના હબીબે પાક صلی الله علیه وسلم ના સદકા વ તુફૈલ શબ્બીરભાઈને અને આપણને સૌને દીન તથા દુનિયાની ભલાઈ અતા ફર્માવે અને ખાત્મો ખૈરની સાથે ફર્માવે.

آمین بجاہ النبی الکریم علیہ وعلیٰ آلہ افضل الصلوٰۃ والتسلیم

**-(મૌલાના) મુહમ્મદ નિઝામુદ્દીન મિસ્બાહી-કુરચનવી**

*ખતીબો ઈમામ મક્કા મસ્જિદ, બોલ્ટન, યુ.કે.*

(૨૬-૨મઝાનુલ મુબારક, હિ.સ. ૧૪૨૯)

# બે બોલ......

✦ અઝ ✦
જનાબ મૌલાના ગુલામયાસીન નૂરાની મિસ્બાહી
જનાબ મૌલાના ઈમરાન રઝા મિસ્બાહી દયાદરવી

بسم اللہ الرحمن الرحیم

نَحْمَدُہٗ وَ نُصَلِّی عَلٰی رَسُوْلِهِ الْكَرِيْمِ

ઈમામે આ'ઝમ અબૂ હનીફા رضی اللہ عنہનું ફર્માન છે, لَوْلَا السُّنَّةُ مَا فَهِمَ اَحَدٌ مِّنَّا الْقُرْآنَ **"જો હદીષ તથા સુન્નત ન હોત તો આપણામાંથી કોઈ પણ કુર્આન સમજી ન શકત."** હદીષની એહમિયત તથા મહત્વતા માટે ઈમામુલ અઈમ્માનું આ ફર્માન પૂરતુ છે. આ ઉપરાંત કુર્આને પાકમાં ઠેક ઠેકાણે સરકારે અબદ કરાર ﷺની અદાઓ, આપના ફૈસલાઓ, આપની જીવન શૈલી તથા આપનાં કથનો અપનાવવા તથા તેની ઉપર અમલ કરવા માટે કેટલીયે તાકીદો કરવામાં આવી છે. લાખો હદીષો સરકારે દો જહાં ﷺની ઝબાને ફયૂઝની રિવાયત થઈ એના વર્ણનથી સેંકડો કિતાબો પરિપૂર્ણ છે. પરંતુ આ સર્વ કિતાબોમાં "સહીહુલ્ બુખારી"નું જે સ્થાન છે તેનાથી દરેક મુસલમાન આગાહ છે ઓલમા તથા મુહદ્દિષીનના ફર્માન મુજબ કે :–

اَصَحُّ كُتُبٍ بَعْدَ كِتَابِ اللّٰهِ تَعَالٰى اَلصَّحِيْحُ الْبُخَارِىْ **"અલ્લાહની કિતાબ પછી સૌથી વધુ સહીહ કિતાબ બુખારી શરીફ છે."** આ કિતાબ ધરતી ઉપર અલ્લાહની કિતાબ પછી સૌથી મક્બૂલ તથા અફઝલ કિતાબ છે જેના સહીહ તથા દુરુસ્ત હોવામાં એટલું જ પૂરતુ છે કે તેને સરકાર ﷺ દ્વારા સહીહ હોવાની સનદ પ્રાપ્ત છે. ટૂંકમાં બુખારી શરીફ હદીષોની કિતાબોમાં સૌથી ઉચ્ચ સ્થાન ધરાવે છે. તેની સમજૂતી તથા શરહ (સ્પષ્ટતા) માટે કેટલીયે કિતાબો તથા શરહો, ગાઈડો લગભગ દરેક ભાષામાં અને વધુ પ્રમાણમાં અરબી ભાષામાં લખાયેલ છે. પરંતુ ગુજરાતી ભાષા જ આ મહાન કિતાબની શરહ તથા તેના તર્જુમાથી વંચિત હતી. તેમાં અવકાશ હતો કે સરળ ઉર્દૂ ભાષામાં બુખારી શરીફની શરહ હોય જેનું ગુજરાતીમાં ભાષાંતર સહેલાઈથી થઈ શકે, પરંતુ એક યુગથી ગુજરાતી ભાષાની પ્યાસ બુઝાઈ ન હતી. તે જ અરસામાં ફક્રીહે અસ્ર નાઈબે મુફતીએ આ'ઝમે હિંદ શારેહે બુખારી હઝરત અલ્લામા મુફતી શરીફુલ હક્ક અમજદી رحمۃ اللہ علیہએ બુખારી શરીફની શરહ ઉર્દૂ ભાષામાં લખીને સુન્નીઓનું સર ફખ્રની દુનિયામાં ઊંચુ કરી એક મહાન કામને આસાન ફર્માવી આપ્યું એટલે કે ગુજરાતીમાં બુખારી શરીફને ભાષાંતર કરવાનાં દ્વારો ખોલી આપ્યાં. અને ગુજરાતની ઈન્કિલાબી શખ્સિયત મુજાહિદે સુન્નિયત અલ્હાજ શબ્બીર અલી પટેલ રઝવી સાહબે આ મહાન

કિતાબની સમજૂતી માટે હુઝૂર શારેહે બુખારીની તેહરીર કરેલ કિતાબ ''નુઝહતુલ કારી''નું ભાષાંતર કરી ગુજરાતી ભાષા ઉપર તેમજ ગુજરાતી પ્રજા ઉપર એક ઘણુ જ મોટુ એહસાન ફર્માવ્યું છે જેની ખોટ તથા કમી એક મુદ્દતથી અનુભવાતી હતી. અને કેમ ન મેહસૂસ થાય જ્યારે કે ગુજરાતી ભાષામાં કેટલાય અનમોલ ખજાના મૌજૂદ છે પરંતુ તે ખજાનાની ચમક તથા શોભા એટલે કે અહાદીષે પાકના સંગ્રહથી આપણી માતૃભાષા એક પ્રકારથી વંચિત હતી. આ મહાન કાર્યને પૂરું પાડવા માટે ખાસ કરીને અહાદીષની સમજૂતી માટે જરૂરી છે કે ઈલ્મે હદીષના નિયમોનું જ્ઞાન હોય, તેની પરિભાષાથી વાકેફિયત હોય તેમજ ભાષાના સાહિત્યનો અભ્યાસ હોય તે જ વ્યક્તિ આ મહાન કામને પૂરું પાડી શકે છે. અને અલ્હમ્દુલિલ્લાહ ! આ તમામ ખૂબીઓથી આલી જનાબ શબ્બીર પટેલ રઝવી સુશોભિત છે. ઓલમાની આ જવાબદારી આલિમોનો ફયૂઝ હાંસલ કરનાર તથા આલિમોથી મહોબ્બત ધરાવનાર આ મુજાહિદે પૂરી પાડીને એક મહાન જવાબદારી ઓલમાના માથેથી દૂર કરી આપી છે. અમોએ તેમની આ કિતાબનો ઠેક ઠેકાણેથી અભ્યાસ કર્યો છે તેમાં જોવા મળ્યું કે હદીષનો તર્જુમો મુહવરામય તેમજ સામાન્ય ભાષામાં સરળ રીતે કરવામાં આવ્યો છે. અને તેની સમજૂતીમાં બનતી કોશિશે વિષયને વધુથી વધુ સરળ બનાવવા કોશિશ કરી છે. ખાસ કરીને અરબી શબ્દોની તેહકીક તેમજ ગ્રામરની વાતોને તેજ રૂપમાં દર્શાવી છે જે રૂપમાં મૂળ કિતાબમાં છે. નુઝહતુલ કારીના આગામી ભાગોમાં તે તમામ પરિભાષામાં તેની વ્યાખ્યાઓ સાથે રજૂ કરવામાં આવશે ઈન્શાઅલ્લાહ ! ટૂંકમાં આ કિતાબ કુર્આને પાક પછી સૌથી અફઝલ કિતાબ બુખારી શરીફની સમજૂતી તથા સ્પષ્ટતા પ્રકટ કરનાર છે અને જે રીતે કુર્આન પાકનો અભ્યાસ તથા તેને ઘરમાં વસાવવું સવાબ તથા નેકીથી ખાલી નથી તે જ પ્રમાણે આ કિતાબને પણ ઘરોમાં વસાવવું તથા તેનો અભ્યાસ બરકત તથા સવાબના કામોમાંથી એક છે.

વહાબી દેવબંદી બાતિલ ફિર્કાવાળાઓએ પોતાની મતલબમાં તર્જુમો કરીને ''બુખારી શરીફ'' નામથી શરહ વિનાની કિતાબ ગુજરાતીઓમાં ફરતી કરી જેના પ્રતિ આપણા ભાઈઓ લોભામણી નજરે જોવા લાગ્યા હતા. એવા સમયે આ બુખારી શરીફની શરહની ગુજરાતીમાં પ્રસિદ્ધિ ઠીક મોકાસર ગણાશે અને પબ્લિક ગુમરાહીથી બચશે. (ઈન્શાઅલ્લાહ !)

આજના યુગમાં જ્યારે અહલે હદીષ ગૈર મુકલ્લિદ તથા નેચરી, ચકડાલ્વી જેવા ફિર્કાઓ જાહેર થઈ હદીષો તથા કુર્આનની આયતોના ગલત અર્થઘટનોથી જે રીતે લોકોમાં ગુમરાહી ફેલાવી રહ્યા છે અને ખાસ કરીને હદીષો પેશ કરી તેના આડા અવળા અર્થ બતાવી લોકોને ગુમરાહિયતના અંધકારમાં ધકેલી આપે છે, તો આવા ફિત્નાઓથી ભરપૂર યુગમાં આ કિતાબ ઈન્શાઅલ્લાહ ! ગુમરાહિયતના અંધકારથી બચવા માટે એક પ્રકાશિત, ઉજ્જવળ તથા નૂરનો મીનારો તથા સ્તંભ સાબિત થશે. અલ્લાહ તઆલા તેના હબીબ ﷺના કથનોના સદકામાં આ કિતાબને મકબૂલિયત અતા ફર્માવે અને દરેક મુસલમાન ભાઈને તેનાથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપે. (આમીન)

લિ. **(મૌલાના) ગુલામ યાસીન નૂરાની મિસ્બાહી** તથા **(મૌલાના) ઈમરાન રઝા મિસ્બાહી દયાદરવી**

*(મુદર્રિસીને દારુલ ઉલૂમ બરકાતે ખ્વાજા–આમોદ)*

તારીખ : ૨૬/૧૦/૨૦૦૮, વાર : રવિવાર, ૨૫ શવ્વાલુલ મુકર્રમ હિ.સ. ૧૪૨૯

# અનુવાદકની કલમે.........



❖ અઝ ❖

**પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી**

*–તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)*

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَارَسُوۡلَ اللّٰہِ　اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَا نَبِیَّ اللّٰہِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَاحَبِیۡبَ اللّٰہِ　اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَیۡکَ یَا نُوۡرَ اللّٰہِ

ઘણીવાર મને અનુભવ થયો કે કેટલાક ભાઈઓને એવો શોખ હોય છે કે હદીષ શરીફની કિતાબો બુખારી શરીફ, મુસ્લિમ શરીફ વગેરેનો જાતે અભ્યાસ કરે, જેથી એવા મિત્રોને અવારનવાર માંગણી કરતા જોયા કે અમને ગુજરાતીમાં બુખારી શરીફ આપો ! અધૂરામાં પૂરું એ કે દેવબંદીઓ તથા કહેવાતા અહલે હદીષ ગૈર મુક઼લ્લિદો તરફથી વિના શરહની સીધી હદીષો તર્જુમો કરેલી કિતાબ વિવિધ ભાગોમાં 'બુખારી શરીફ'ના નામથી પોતાની મતલબની રીતે અનુવાદ કરી બહાર પાડી દીધી, જેના પ્રતિ આપણા અમુક નાસમજ ભાઈઓ આકર્ષાયા પણ ખરા !

અમને ગુજરાતીમાં હદીષની કિતાબનું કોઈ પૂછતું તો અમે તેમને **"બહારે શરીઅત"** (જેના ૧૦ ભાગ ગુજરાતીમાં પ્રકાશિત થયા હતા)નો અભ્યાસ કરવા અથવા **"અન્વારુલ હદીષ"**નો અભ્યાસ કરવા સમજાવતા જેમાં પુષ્કળ હદીષો આપણા મહાન ઉલમાની સંપાદિત કરેલી છે પછી તેના હેઠળ મસ્અલા વિવિધ વિષયે દર્શાવ્યા છે, અને એટલું સામાન્ય માણસ માટે પૂરતું છે.

છતાં અમુક ભાઈઓ હઠ કરતા કે નહીં યાર ! અમારે બુખારીની હદીષો વાંચવી છે ! તો એમને કહેતો કે, જુઓ ! અમે તમારા દીની શોખની કદર કરીએ છીએ, પણ એ હદીષની કિતાબો જે આપણા ઉલમા થકી શરહ (ખુલાસા) લખાયા વિના ગુજરાતીમાં મળે છે તેને વાંચવાથી માણસ ગુમરાહ થવાનો મહદ અંશે ખતરો છે, કેમ કે ઘણી હદીષોનો જાહેરી અર્થ લઈ તેના પ્રમાણે અમલ કરવા જતાં ગુમરાહીની ખીણમાં પડી જવાનો પૂરો ભય છે. દા.ત. બુખારી શરીફની એક હદીષમાં છે કે, "હુઝૂર ﷺએ ઉકરડા પાસે ઉભા ઉભા પેશાબ કર્યો." અને બીજી એક હદીષમાં છે કે, "હુઝૂર ﷺએ ઊંટનો પેશાબ પીવાનું અમુક માણસોને કહ્યું." તો શું આ હદીષના જાહેરી અર્થ પરથી ઉભા ઉભા પેશાબ કરવું સુન્નત ગણાશે ? અને તમે એના પર અમલ કરશો ?! નહીં ! કેમ કે ઊભા રહી પેશાબ કરવું મના જ છે, પણ એ કયા સંજોગો હતા ? શું હતું જ્યારે એ બનાવ બન્યો હતો ? તેનો ખુલાસો વાંચે તો જ હદીષ સમજમાં આવી શકે. એ જ પ્રમાણે પેશાબ ગંદી નાપાક ચીજ છે તેને પીવાનું હુઝૂરે શા માટે કહ્યું ? કોને કહ્યું ?.... વગેરે શરહ (ખુલાસો) વાંચ્યા પછી જ સમજ પડે, નહીં તો હદીષનો જાહેરી અર્થ કરીને પેશાબ પીતા થઈ જાવ તો એ કેવું કહેવાશે ?! (આ હદીષોનો ખુલાસો નુઝહતુલ ક઼ારી શરહે બુખારી, ભાગ–૨માં આવશે.)

સારાંશ કે હદીષની કિતાબો ઉલમાની શરહ વિના અથવા ઉલમાએ પોતાની કિતાબોમાં દર્શાવી હોય તે વિના ડાયરેક્ટ અભ્યાસ કરવા માંડવું, આમ જનતા માટે અતિ નુકસાનકર્તા છે. જો કે ઉર્દૂમાં તો હદીષની શરહની કિતાબો મળે છે પણ ગુજરાતીમાં નથી મળતી જેથી દિલમાં ઘણા સમયથી તમન્ના હતી કે આ ક્ષેત્રે કામ કરવામાં આવે. તેમજ અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી **હઝરત મૌલાના શાકિર નૂરી રઝવી** સાહબે પણ મને આગ્રહ કર્યો કે આ કામ કરશો તો સુન્ની (ગુજરાતી)ઓ માટે એક મહત્વનું કામ થઈ જશે. જેથી

એકવાર કિતાબ લઈ અનુવાદ કરવાનો ઈરાદો કર્યો પણ વાંચન કરતાં અરબી લુગત (શબ્દકોશ)ની જે સમજ આપી હતી તે સમજવું મુઝ અજ્ઞાનીને ભારે પડયું તો કામ રહેવું દીધું. ફરી જોયું કે લોકો સતત બુખારી શરીફ માંગે છે તો અલ્લાહ પર ભરોસો કરી કામ શરૂ કરી દીધું અને લુગત (શબ્દકોશ)નો હલ ગુજરાતી ઉલ્માની નિગરાનીમાં શક્ય ત્યાં સુધી કર્યો અને બાકીનું યથાવત લખી આપ્યું, એ રીતે અનુવાદ કરવાનું ચાલુ રાખ્યું. રમઝાન શરીફના મુબારક દિવસોમાં મસ્જિદમાં એ'તેકાફની હાલતમાં જ આ કામ મારાથી થઈ શકે તેમ હતું જેથી બે વરસે નુઝહતુલ કારી શરહે બુખારી (ભાગ–૧)નો અનુવાદ સંપૂર્ણ થયો અને **હઝરત મૌલાના નિઝામુદ્દીન મિસ્બાહી કુરચનવી** સાહબે બે બોલમાં જણાવ્યું તેમ તેમની પાસે તથા **મૌલાના મુફતી મુહમ્મદ શાકિર પટેલ મિસ્બાહી** તથા **મૌલાના ગુલામ યાસીન નૂરાની મિસ્બાહી** તથા **મૌલાના ઈમરાન રઝા મિસ્બાહી (દયાદરવી)** પાસે ઘણા પ્રશ્નો અનુવાદમાં હલ કરાવ્યા. એ સૌનો હું બેહદ આભારી છું અને આજે આ **"નુઝહતુલ કારી શરહે બુખારી (ભાગ-૧) ગુજરાતી"માં** રજૂ કરતાં હું અતિ આનંદ અનુભવું છું કે રબ્બે કરીમે તેના હબીબે પાક ﷺના સદકામાં બુઝુર્ગોની દુઆઓથી ખાસ મારા ઉસ્તાદે મોહતરમ ખલીફાએ મુફતીએ આ'ઝમે હિંદ **હઝરત મૌલાના કારી અબુલકલામ રઝવી** (હાલ : લેસ્ટર, યુ.કે.)ની ભલી દુઆઓથી તથા પીરે તરીકત **હઝરત સૈયદ કમરુદ્દીનબાવા કારંટવી સાહબ દરિયાઈ અશરફી** તેમજ મારા પીરો મુર્શિદ **હુઝૂર તાજુશ્શરીઅહ હઝરત અખ્તર રઝાખાં અઝહરી** دام ظلہ العالیની નઝરે ઈનાયતથી એક અતિ કઠિન કાર્ય એક નાઅહલ (અપાત્ર) પાસે પાર પડાવ્યું ! અને ઉમ્મીદ છે કે અન્ય ભાગો પણ હવે ક્રમે ક્રમે આવતા રહેશે, ઈન્શાઅલ્લાહ ! આ રમઝાન દરમ્યાન નુઝહતુલ કારી શરહે બુખારી (ભાગ–૨)નો પણ અડધાથી ઉપર અનુવાદ થઈ ચૂક્યો છે. અન્ય કામો પણ આ સાથે કરવાં ફરજીયાત હોવાથી સમયનો ખૂબ અભાવ રહે છે જેથી દુઆ કરશો કે આ કિતાબના નવે નવ ભાગો વહેલી તકે આ અજ્ઞાની થકી પ્રસિદ્ધિ પામી શકે. બસ ! રબ્બે કરીમ તેના હબીબે પાક ﷺના સદકામાં ગૌષ પાક رضی اللہ عنہના વસીલાથી આ કામ વહેલી તકે પાર પાડી આપે. (આમીન)

હા ! જે ભાઈ બહેનો ખાસ કરીને ઉલમાએ કિરામને વિનંતિ છે કે અનુવાદમાં કોઈ ભૂલ જુએ તો સત્વરે અમને જાણ કરે કે માણસ માત્ર ભૂલને પાત્ર ! જેથી નવી આવૃત્તિમાં સુધારણા થઈ શકે.

અને સૌ સખીદાતાઓને વિનંતિ કે પોતાના તથા પોતાના મર્હૂમોના સવાબ અર્થે આ કિતાબો છપાવવામાં ભરપૂર સહકાર કરશો કે આ અલ્લાહના રસૂલ ﷺના કૌલનો પ્રચાર છે અને એનાથી સારી વાત કોની હોય શકે ?! કુર્આન પાક પછી "બુખારી શરીફ"થી અધિક વિશ્વસનીય કોઈ કિતાબ નથી માટે ઠંડા દિલે વિચારો કે આ ઈલ્મનો પ્રચાર કેટલો મહત્વનો તથા કેટલું સવાબનું આ કામ છે. બસ ! જેણે જે સહકાર આપ્યો અને જે ભવિષ્યમાં આપશે દરેકને રબ્બે કરીમ તેના હબીબે પાક ﷺના સદકામાં જઝાએ ખૈર અતા કરે. (આમીન)

અતાએ મુફતીએ આ'ઝમ, અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી **હઝરત મૌલાના મુહમ્મદ શાકિર નૂરી રઝવી સાહબ** તેમજ **ફખ્રે ગુજરાત હઝરત અલ્લામા મુહમ્મદ યૂનુસ મિસ્બાહી** (પ્રેસ્ટન, યુ.કે.)નો ખૂબ આભારી છું કે અતિ વ્યસ્ત હોવા છતાં કિતાબ સંબંધે 'બે બોલ' લખીને મારા પર કરમ ફર્માવ્યો છે, એમનો હું શુક્રિયા અદા કરું છું, અને **જનાબ સાદિક યાકૂબ પટેલ (બરજી)** દયાદરાવાળા જે કોમ્પ્યૂટરમાં કંપોઝિંગ કરે છે તેમણે ખૂબ જ ખંતપૂર્વક અરબી સેટીંગ તથા અન્ય રીતે કિતાબની સેટીંગમાં ખૂબ મહેનત કરી છે તેમનો આભાર ન માનુ તો પણ હું નગુણો કહેવાઉં, માટે એમનો પણ ખૂબ ખૂબ આભારી છું. રબ તઆલા એના હબીબે પાક ﷺના સદકામાં બંને જહાનમાં એમને પણ બદલો આપે. (આમીન)

**–પટેલ શબ્બીર અલી રઝવી** *તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)*

તારીખ : ૨૫/૧૦/૨૦૦૮, વાર : જુમ્આ, ૨૪ શવ્વાલુલ મુકર્રમ હિ.સ. ૧૪૨૯



# અર્ઝે હાલ.....

આ કિતાબને વાંચકોના હાથો સુધી પહોંચાડવાના માટે મારે કેટલી મુશ્કેલીઓ ઉઠાવવી પડી છે એની દાસ્તાન ઘણી લાંબી છે. છપાવવા બાબતે સૌથી પ્રથમ સમસ્યા છપાવવાની હતી. સાડા પાંચસો પેજીસ ૩૦×૨૦/૮ સાઈઝ છપાવવાના માટે સરમાયો ક્યાંથી આવે ! આ સમસ્યા સૌથી અધિક મુશ્કેલ હતી. પણ એ સંબંધે અઝીઝ સઈદ મૌલાના હાફિઝ અબ્દુલહક્ક સાહબ સલ્લમહૂ જામિઆ અશ્રફિયાના ઉસ્તાદે હમેશાં પ્રોત્સાહન આપ્યું. એટલે સુધી કહી આપ્યું કે તમે લખો તો હું છપાવી દઈશ ! પછી તેમની જ કોશિશોથી સરમાયો એકત્ર થયો. અને તેમની જ સતત અથાગ મહેનતોથી આ કિતાબ છપાઈ ગઈ. હવે અલ્લાહ ﷻની મદદથી પ્રથમ હિસ્સો ગમે તે રીતે આપના હાથોમાં અભ્યાસ અર્થે છે. છપાવવા માટે જે લોકોએ મદદ કરી તેમના નામોની યાદી અલગ પેજ ઉપર કરી દેવામાં આવી છે. એમાં ફખ્રે મિલ્લત આલી જનાબ અલ્હાજ શેઠ અલી મુહમ્મદ અહમદ, લકી મોટર ટ્રેનિંગ સ્કૂલ, ડોંગરી, મુંબઈ અને તેમના ભાઈ મોહસિને મિલ્લત આલી જનાબ અલ્હાજ શેઠ મુહમ્મદ ઈબ્રાહીમ અહમદ સાહબ પ્રોપરાઈટર ફ્રેન્ડ સ્ટોર્સ, ભીંડી બજાર મુંબઈએ એટલી મોટી રકમ અતા કરી કે આપણી જમાઅતમાં અત્યાર સુધી કદાચ જ કોઈએ કોઈ ધાર્મિક કિતાબના પ્રકાશન માટે આપી હશે. એ બંને ભાઈઓએ સાબિત કરી આપ્યું કે આ અધર્મતાના દૌરમાં પણ દીનના ચાહકો જીવંત છે અને જીવંત રહેશે. મૌલા ﷻ તેમને તેમજ તેમની ભાવિ પેઢીને હમેશાં હમેશાં દારૈનમાં એનો બેહતરીન બદલો અતા ફર્માવે. (આમીન)

અન્ય સહાયકર્તાઓ પણ દાદને પાત્ર છે કે તેમણે પણ અલ્લાહ ﷻ ના હબીબ ﷺના ઈર્શાદોના પ્રચાર તથા પ્રસિદ્ધિમાં યથાશક્તિ ભરપૂર હિસ્સો લીધો. હું રબ્બુલ ઈઝ્ઝતની બારગાહમાં દુઆ કરું છું કે, મારા આ સહાયકોને દારૈનમાં પોતાના અસીમ ખજાનાથી એટલો નવાઝ જે તારી શાન તથા કરમની વિશાળતાને લાયક છે. તેમજ સર્વ વાંચકોને પણ મારી નમ્ર વિનંતિ છે કે તેઓ આ સર્વ સહાયકોના માટે અતંઃકરણપૂર્વક દુઆએ ખૈર અતા કરતા રહે.

અઝીઝી મૌલાના બદરે આલમ મુદર્રિસ દારુલ ઉલૂમ હનફિયા ગૌષિયા, બજળદીહા–બનારસ અને મોલ્વી અલીમુદ્દીન પૂરનવી સલ્લમહુમાએ ઘણી જ મહેનતપૂર્વક મેટરને સેટ કરી છે. તેમજ જનાબ મૌલાના અબ્દુલમુબીન સાહબ નોઅમાની–સદર મુદર્રિસીન મદ્રસા કાદરિય્યહ્ ચિરૈયાકોટ તથા અઝીઝ સઈદ મૌલાના હાફિઝ અબ્દુલહક્ક, મોલ્વી અશ્રફ રઝા, મોલ્વી ખુર્શિદ અન્વર સલ્લમહૂએ ખૂબ જ મહેનતથી પ્રુફ રીડિંગ કર્યું. અલ્લાહ ﷻ તે સૌને આલિમે બાઅમલ તથા બાફૈઝ બનાવે, તેમનાથી દીનની મકબૂલ તથા ખ્યાતનામ ખિદમતો લે, તેમના ફયૂઝને આમ કરે, દારૈનમાં જઝાએ ખૈર અતા કરે. (આમીન)

જનાબ અબ્દુલ મુબીન નોઅમાની સિવાય આ લોકો નવા નવા છે જેથી શક્ય છે કે કિતાબમાં ગલતીઓ હજી પણ રહી ગઈ હોય.

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

**الحمد لو ليّه والصلوٰة علىٰ جبيبه وعلىٰ اٰله وصحبه**

હું કદી એ વિચારી પણ શક્તો ન હતો કે મારા જેવો કમ ઈલ્મ અને સુસ્ત માણસ અસ્સહે કુતુબ બઅદ કિતાબુલ્લાહની શરહ લખી શક્શે. પરંતું કદીરે મુત્લક્ જેનાથી જે ચાહે કામ લઈ લે. થયું એવું કે જ્યારે અલ્ જામિઅતુલ્ અશ્રફિયાના મહાન દારુલ ઈફતાની જિમ્મેદારી મને સોંપવામાં આવી અને હું "અશ્રફિયા" હાજર થઈ ગયો તો ફાઝિલાને ગિરામી જનાબ મૌલાના ઈફતેખાર અહમદ તથા જનાબ મૌલાના યાસીન અખ્તર સાહબ જામિઆના અદબના ઉસ્તાદોએ મને એ વાત માટે મજબૂર કર્યો કે હું કોઈ મહત્વનું લેખનકાર્ય કરું. મારી સમક્ષ અપૂર્ણ અશ્રફુસ્સિયરનું કામ હતું મેં એવું વિચાર્યું કે એને જ સંપૂર્ણ કરી દઉં. પરંતુ દારુલ ઈફતા સાથે જેઓ સંબંધ ધરાવે છે તેઓ જાણે છે કે એ કેટલું મુશ્કેલ કામ છે, બધો સમય જ તેની પાછળ ખર્ચાઈ જતો. એ અરસામાં જનાબ મૌલાના અબ્દુલમન્નાન સાહબ કલીમીએ હઠ પકડી કે 'ફતાવા અમજદિયા' પર એક નજર કરી લો. કેમ કે 'ફતાવા અમજદિયા' સંપૂર્ણ વાંચીને હઝરત સદરુશ્શરીઅહ قدس سرہને સંભાળવી ચૂક્યો હતો એટલા માટે કદાચ મારાથી યોગ્ય માણસ મળી શક્તો ન હતો. પ્રથમ જ ભાગને જોવામાં તથા સુધારણા કરવામાં ઘણો સમય ખર્ચાઈ ગયો. પ્રથમ ભાગથી ફારિગ થયો તો પછી એ બંનેવ હઝરાતનો આગ્રહ વધ્યો, લગભગ દરરોજ આ લોકો તકાઝો કરતા. પછી ઈનાયતના તૌર પર એ લોકોએ પોતે સહાયતા પણ કરી. પ્રારંભમાં વિચાર્યું કે "અશ્રફુસ્સિયર"ને સંપૂર્ણ કરી લઉં પણ એમાં એ લોકોનો ઘણો સમય વેડફાઈ જતો. કેટલીયે જગાએ મારે ચિંતન વિચારણા કરવી પડતી જેથી એ જ હઝરાતના મશ્વરાથી એ નક્કી થયું કે બુખારી શરીફનો તર્જુમો કરી દેવામાં આવે. જેથી એ કામ હિ.સ. ૧૩૯૬માં શરૂ થયું. હજી થોડીક હદીષોનો તર્જુમો થઈ શક્યો હતો એવામાં આંખની તકલીફ શરૂ થઈ ગઈ. છ મહીના સુધી સતત ઈલાજ બાદ ઈત્મિનાન થયું તો ફરી કલીમી સાહબ ફતાવા અમજદિયાનો બીજો ભાગ લઈને પહોંચ્યા એમાં લગભગ વરસ પસાર થઈ ગયુ. એનાથી પરવાર્યા બાદ ફરી તે બંને હઝરાતે તકાઝો શરૂ કર્યો. છેવટે ૧૮ રબીઉલ આખર હિ.સ. ૧૪૦૨, ૧૩ ફેબ્રુ.–૧૯૮૨માં ફરી તર્જુમાનું કામ શરૂ થયું. એ જ અરસામાં હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ ભેરવી (સદર મુદર્રિસીન મદ્રસા અરબિયા, ફૈઝુલ ઉલૂમ મુહમ્મદાબાદ) તશરીફ લાવ્યા તેમણે મશ્વરો આપ્યો કે ક્યાંક ક્યાંક જરૂરી ખુલાસો કરતી નોંધ પણ લગાડી દો તો વધુ સારું રહેશે. તેમના મશ્વરા બાદ ખુલાસો કરતી નોંધો ઠેકઠેકાણે લગાડી દીધી. એવામાં એકાએક મૌલાના યાસીન અખ્તર તથા મૌલાના ઈફતેખાર અહમદ સાહબો રિયાઝ ચાલ્યા ગયા અને કામ તદ્દન બંધ પડી ગયું. ત્યારબાદ અઝીઝ સઈદ મૌલાના હાફિઝ અબ્દુલ હક્ક સાહબ એના માટે પ્રોત્સાહિત કરતા રહ્યા, દરરોજ આગ્રહ કરતા રહ્યા, છેવટે ૨૧–ઝીલ હજ્જ હિ.સ. ૧૪૦૨, ૧૦ ઓકટોબર ઈ.સ. ૧૯૮૨ મંગળવાર રાતથી કામ શરૂ કરી આપ્યું. હવે ખયાલ આવ્યો કે તર્જુમા માટે શરહો જોવી પડે છે, તેમાંથી નોંધ કરવા પસંદગી કરવી પડે છે તો લાવો ! એક મધ્યમકક્ષાની સંપૂર્ણ શરહ જ કેમ ન લખી નાખીએ ?! આ રીતે મેં આ શરહ લખવી શરૂ કરી આપી. એના અનુસંધાનમાં મારે જે તકલીફો વેઠવી પડી છે તેનો ઉલ્લેખ નિરર્થક છે. રબ્બે કદીર તઆલાનો શુક્ર છે કે તેનો પહેલો ભાગ પ્રેસમાં જઈ રહ્યો છે.

**★ વિશિષ્ટતાઓ ★**

**૧.** કિતાબને ખૂબ જ મોટી થવાથી બચાવવાના માટે મેં મુકર્રરા (વારંવાર આવતી) હદીષોને કેવળ એક જ વાર લીધી છે, તે પણ જ્યાં મેં મુનાસિબ જાણ્યું ત્યાં લીધી. અલ્બત્ત, હદીષના વિવિધ શબ્દોને એકત્ર કરી દીધા છે. શરૂમાં જ્યાં સુધી મૌલાના ઈફતેખાર અહમદ તથા મૌલાના યાસીન અખ્તર સાહબોનો સહકાર રહ્યો તો કોશિશ એ કરી કે વિવિધ રિવાયતોના વિવિધ શબ્દો અરબી મતન સાથે એક જ જગાએ એકત્ર કરી દીધા. અને કૌંસોની વચ્ચે રાખીને હવાલો આપી દીધો પણ તે હઝરાતના જતા રહ્યા પછી એવું તો ન કરી શક્યો, અલ્બત્ત શરહમાં પૂર્ણતાનું હેડીંગ લગાડીને વિવિધ રિવાયતોના શબ્દોના તર્જુમાને એકત્ર કરી દીધા.

**૨.** પ્રકરણોનું તદ્દન વર્ણન નથી કર્યું નહીં તો પછી હદીષોને મુકર્રર લાવવી જરૂરી થઈ જાત. પણ મહત્વના પ્રકરણ બાબતે શરહમાં વર્ણન સંપૂર્ણપણે દર્શાવેલ છે. તેમજ પ્રકરણોના વર્ણનથી જે ફાયદો હતો તે એક હેડીંગ

''અહકામે મુસ્તખરજહ્'' (પર્યાપ્ત હુકમો) લગાડીને પૂર્ણ કરી દેવામાં આવેલ છે.

૩. જે હદીષ જે સહાબીથી રિવાયત પામેલ છે તેમના હાલાત કાળજીપૂર્વક વર્ણન કરી દેવામાં આવે છે. ક્યાંક ક્યાંક અમુક તાબઈનનો પણ ઉલ્લેખ થઈ ગયો છે.

૪. મેં દરેક હદીષ પર નંબર લગાડી આપ્યો છે અને હદીષના મહત્વના વિષયને સામે રાખીને તેનું એક હેડીંગ પણ બનાવી આપ્યું છે.

૫. હદીષ બુખારી શરીફમાં ક્યાં ક્યાં છે અને સિહાહ સિત્તામાં ક્યાં ક્યાં છે તેના હવાલા હાશિયામાં આપી દીધા છે. અયની (અરબીમાં બુખારીની શરહ)માં એની તફસીલ છે, પણ અલ્લામા અયની કેવળ કિતાબનો હવાલો આપી દે છે. એવું માલૂમ કરીને કે એ હદીષ કઈ કિતાબમાં છે, હદીષને શોધવામાં મુશ્કેલી ઓછી તો થઈ જાય છે પણ ઘણી બધી બાકી પણ રહી જાય છે, એટલા માટે મેં પ્રકરણનો પણ હવાલો આપી દીધો છે.

શરૂમાં કેવળ પ્રકરણ લખી આપેલ હતું પણ બાદમાં અમુક ચાહકોના આગ્રહવશ બુખારીના પેજ નંબરોનો પણ ઉમેરો કરી આપ્યો છે પરંતુ અન્ય કિતાબોના હવાલામાં તેની વ્યવસ્થા ન કરી શક્યો, જો કે બાદમાં અલ્ મુઅજમુલ મુફહરસ લિ અલ્ફાઝિલ હદીષ થી હવાલા નકલ કરી આપ્યા છે, એના અનુસંધાનમાં આપને આંકડા મળશે. એનો હલ એ છે કે મુસ્લિમ શરીફના હવાલામાં આ હદીષનો નંબર છે. દા.ત. એવું લખ્યું છે : ઈમાન–૫ તો એનો અર્થ એ થશે કે કિતાબુલ ઈમાનની પાંચમી હદીષ. મુસ્લિમના સિવાય બાકીની કિતાબોમાં એ પ્રકરણોનો નંબર છે. દા.ત. અબૂદાઊદ, તહારત–૫ લખ્યું હોય તો તેનો મતલબ એ થશે કે કિતાબુત્તહારતના પાંચમાં પ્રકરણમાં આ હદીષ છે. એનાથી પણ વાંચકોને ઘણી બધી સરળતા થઈ જશે.

આ પાંચ મહત્વની વિશિષ્ટતાઓ આ શરહની છે. બાકીની તે સામાન્ય વાતો જે શરહમાં હોવી જોઈએ તે સૌની જરૂરત મુજબ લાવવાની કોશિશ કરી છે. મતભેદવાળી ચર્ચામાં મેં ભરપૂર કોશિશ કરી છે કે લહેજો તીખો તથા કડક ન થાય. ઈન્શાઅલ્લાહ ! આપ એ જ પામશો. અલ્બત્ત, પ્રસ્તાવનામાં ક્યાંક ક્યાંક સબ્રનો દામન છૂટી ગયો છે, એના માટે હું કોઈનાથી માફીની પણ દરખાસ્ત મહસૂસ નથી કરતો.

**દિલ હી તો હૈ ન સંગો ખશ્ત, દર્દસે ભર ન આએ ક્યૂં !**

પ્રસ્તાવનામાં મેં ત્રણ વાતો ઈરાદાપૂર્વક ઉમેરી છે, એક ''મુસામહાતે (વિના ઈરાદે ભૂલ થાય તે) બુખારી'', બીજી ''હઝરત ઈમામે આ'ઝમનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર'', અને ત્રીજી ફિકહે હનફીની ઓળખ.'' એની શું જરૂરત હતી એ ત્યાં જ દર્શાવ્યું છે. (ગુજરાતી અનુવાદમાં એ સૌ લેવામાં આવેલ નથી. *–અનુવાદક*)

હવે કિતાબ વાંચકોના હાથોમાં છે. એનો મને એહસાસ છે કે મારાથી ગલતીઓ થઈ હશે. બુઝુર્ગો, વાંચકો, સાથીઓ સૌને દરખાસ્ત છે કે જો તેમને ક્યાંક કોઈક ગલતી મળે તો મને જાણ કરે. એના પર પૂરી ગંભીરતાપૂર્વક વિચારણા કરીશ. જો તેમની રાય દુરુસ્ત હશે તો તેને સ્વીકારવામાં મને કોઈ શરમ આડે નહીં આવે.

વિદાય લેતાં પહેલાં તે હઝરાતથી જેઓ આ કિતાબથી ફાયદો હાંસલ કરે તેમને દરખાસ્ત છે કે મારા માટે, મારા ઉસ્તાદો માટે, મારાં માં બાપ માટે, મારા તમામ સંબંધીઓ તથા મારા તમામ સહાયકોની દીન તથા દુનિયાની ભલાઈની દુઆ કરે.

હે અફૂ વ ગફૂર, કરીમ તથા રહીમ મઅબૂદ ! મને એનો એહસાસ છે કે આ કિતાબમાં મારાથી જરૂર ગલતીઓ થઈ હશે તે સૌને માફ ફર્માવ ! તું જાણે છે કોઈ ગલતી જાણીબુઝીને નથી પણ મારા ઈલ્મ તથા સમજની ઉણપની બિના પર છે. ભાવિમાં મારા દિમાગ, મારી કલમ, મારી જીભને ગલતીથી મેહફૂઝ ફર્માવ અને તેને મુકમ્મલ (પરિપૂર્ણ) કરવાની તૌફીક અતા ફર્માવ.

હે બેનિયાઝ મૌલા ! તારી પવિત્ર બારગાહમાં અતિશય આજીજીપૂર્વક વિનંતિ છે કે તારા આ નાચીઝ બંદાની આ અદના કોશિશને તારા ફઝલો કરમથી કબૂલ ફર્માવ. તેને મારી નજાત અને તારા બંદાઓની હિદાયતનો ઝરીયો બનાવ. આમીન બિજાહિન્નબી કરીમ ﷺ.

**–મુહમ્મદ શરીફુલ હક્ક અમજદી** *ખાદિમે ઈફતા જામિઆ અશ્રફિયા–મુબારકપુર*

(૮ વાગ્યે મંગળવારે રાત્રે, ૩–મુહર્રમુલ હરામ હિ.સ. ૧૪૦૪, ૧૦–૧૦–૧૯૮૩)

# હદીષ તથા તેનું વર્ગીકરણ

## ★ હદીષનું મહત્વ ★

દરેક દીનદાર મુસલમાન જાણે છે કે દીનના (મૂળ) સિદ્ધાંતો અને ફુરૂઅ (પેટા સિદ્ધાંતો) અકીદાઓ અને અમલો વિગેરેનો પાયો કુર્આન શરીફ અને હદીષ શરીફ છે. ઈજમાએ ઉમ્મત (ઉમ્મતના ઉલમાની એક વાત પર સંમતિ) અને કિયાસની હૈસિયત જે પણ છે તે કિતાબુલ્લાહ અને હદીષોની બારગાહમાંથી સનદ મળ્યા પછી જ છે. આ બંને પર યકીન રાખવું અને તેના પર અમલ કરવાની આવશ્યક્તા બાબત બંનેનો દરજ્જો સમાન છે. હદીષ શરીફનો ઈન્કાર કર્યા પછી કુર્આન શરીફ પર ઈમાનનો દાવો રદ બાતલ છે. એ માટે કુર્આને મજીદમાં એક નહીં બલ્કે સેંકડો જગ્યાએ રસૂલ ﷺની પૈરવી કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. અને એ રીતે કે રસૂલેપાક ﷺની પયરવી કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. અને એ રીતે કે રસૂલેપાકની ઈતાઅત (પૈરવી)ને અલ્લાહ પાકની ઈતાઅત ઠરાવી છે.

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ **(અર્થ)** : "જેણે રસૂલનો હુકમ માન્યો, બેશક ! તેણે ખુદાનો હુકમ માન્યો." *(સૂરએ નિસાઅ, આયત–૮૦)*

وَمَآ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ اِلَّا لِيُطَاعَ بِاِذْنِ اللّٰهِ **(અર્થ)** : "અમે રસૂલને એટલા માટે મોકલ્યા છે કે અલ્લાહના હુકમથી તેમનું આજ્ઞાપાલન કરવામાં આવે." *(સૂરએ નિસાઅ, આયત–૬૪)*

આવા હુકમો ઘણી જગ્યાઓએ આપવામાં આવ્યા છે : જેમ કે, અલ્લાહ તઆલા ﷻ અને તેના રસૂલે પાક ﷺની તાબેદારી કરો ! ક્યાંક ફર્માવ્યું : જેણે અલ્લાહ અને તેના રસૂલની તાબેદારી (પૈરવી) કરી તે ઘણો સફળ થઈ ગયો. અને જેણે અલ્લાહની તથા તેના રસૂલની નાફર્માની કરી તે ગુમરાહ થઈ ગયો. ક્યાંક ફર્માવ્યું : મો'મિનની શાન એ છે કે જ્યારે અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺ મામલામાં ફૈંસલો કરવા બોલાવે ત્યારે જરા પણ સંકોચ વિના કહે, અમે સાંભળ્યું અને માન્યું. ઈર્શાદ છે :–

اِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِيْنَ اِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَ رَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اَنْ يَّقُوْلُوْا سَمِعْنَا وَ اَطَعْنَا

**(અર્થ)** : "મુસલમાનોની વાત તો એ જ છે (કે) જ્યારે અલ્લાહ અને રસૂલ તરફ બોલાવવામાં આવે કે (જેથી) રસૂલ તેમનામાં ફૈંસલો કરે (ત્યારે) અમે સાંભળ્યું અને હુકમ માન્યો કહેવું જરૂરી છે" *(સૂરએ નૂર, આયત–૫૧)*

જે લોકોએ રસૂલે પાક ﷺના ફૈંસલાને માન્ય રાખ્યો નહીં અથવા આનાકાની કે સંકોચ વ્યક્ત કર્યો તેના વિશે સ્પષ્ટ ફર્માવ્યું છે કે, "તે મો'મિન નથી !"

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُوْنَ حَتّٰى يُحَكِّمُوْكَ فِيْمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوْا فِيْٓ اَنْفُسِهِمْ حَرَجًا مِّمَّا قَضَيْتَ وَ يُسَلِّمُوْا تَسْلِيْمًا ﴿٦٥﴾

**(અર્થ)** : "અય મહબૂબ ! તમારા રબના સોગંદ ! તેઓ મુસલમાન નહીં થાય જ્યાં સુધી તેમના અંદર અંદરના ઝઘડાઓમાં તમને હાકિમ નહીં બનાવે. પછી જે કંઈ તમે હુકમ ફર્માવી દો તેના માટે પોતાના હૃદયોમાં રૂકાવટ ન પામે અને (ખરા) જીવથી માની લે." *(સૂરએ નિસાઅ, આયત–૬૫)*

ત્યાં સુધી ફર્માવવામાં આવ્યું છે કે રસૂલે પાક ﷺની પુકારને અલ્લાહ તઆલાનો પુકાર ઠરાવ્યો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَجِيْبُوْا لِلّٰهِ وَلِلرَّسُوْلِ اِذَا دَعَاكُمْ **(અર્થ)** : "અય ઈમાનવાળાઓ ! અલ્લાહ અને

રસૂલના બોલાવવા પર હાજર થઈ જાવ !" *(સૂરએ અન્ફાલ, આયત–૨૪)* રસૂલની નાફર્માની તો મોટી વાત છે, નાફર્માનીની કાનાફૂસી પર પણ પાબંદી લગાડી દેવામાં આવી છે. ઈર્શાદ છે :–

**(અર્થ)** : "હે ઈમાનવાળાઓ ! છાના માના કોઈ વાત કરો તો ગુનાહ, સરકશી તથા રસૂલની નાફર્માનીની વાત ન કરો." *(સૂ. મુજાદિલા–૯)*

એટલે સુધી કે રસૂલની નાફર્માનીને મુનાફિક઼ોનો તરીક઼ો બતાવ્યો છે. ફર્માવ્યું :–

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَآ اَنْزَلَ اللّٰهُ وَاِلَى الرَّسُوْلِ رَاَيْتَ الْمُنٰفِقِيْنَ يَصُدُّوْنَ عَنْكَ صُدُوْدًا ۚ﴿۶۱﴾

**(અર્થ)** : "અને જ્યારે તેમને કહેવામાં આવે કે અલ્લાહની ઉતારેલી કિતાબ અને રસૂલની તરફ આવો તો તમે જોશો કે મુનાફિક઼ો તમારાથી મોઢું ફેરવીને ફરી જાય છે." *(સૂરએ નિસાઅ, આયત–૬૧)*

ત્યાં સુધી કે દોઝખી દોઝખમાં નિરાશામાં આવું કહેશે :–

يَوْمَ تُقَلَّبُ وُجُوْهُهُمْ فِى النَّارِ يَقُوْلُوْنَ يٰلَيْتَنَآ اَطَعْنَا اللّٰهَ وَاَطَعْنَا الرَّسُوْلَا **(અર્થ)** : "જે દિવસે તેમના મોઢાંઓ ઉલ્ટાવી ઉલ્ટાવીને આગમાં શેકવામાં આવશે, કહેતા હશે, હાય ! કોઈ રીતે અમે અલ્લાહનો હુકમ માન્યો હોત." *(સૂરએ અહઝાબ, આયત–૬૬)*

ત્યાં સુધી કે રસૂલ ﷺના ફેંસલા પછી, ઈમાનવાળાનો આ અધિકાર અલ્લાહ ﷻ એ છીનવી લીધો કે તેઓ માને અથવા ન માને, બલ્કે તેમણે શ્રેષ્ઠ હુકમો માનવાના જ છે. ઈર્શાદ છે :–

وَمَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ وَرَسُوْلُهٗٓ اَمْرًا اَنْ يَّكُوْنَ لَهُمُ الْخِيَرَةُ مِنْ اَمْرِهِمْ ۭ وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ ضَلَّ ضَلٰلًا مُّبِيْنًا ﴿۳۶﴾

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا تَنَاجَيْتُمْ فَلَا تَتَنَاجَوْا بِالْاِثْمِ وَالْعُدْوَانِ وَمَعْصِيَتِ الرَّسُوْلِ

**(અર્થ)** : "અને કોઈપણ મુસલમાન પુરૂષ કે મુસલમાન [illegible] અલ્લાહ વ રસૂલ કોઈ ફેંસલો કરી આપે તો તેમને પોતાના એ મામલામાં કોઈ અધિકાર બાકી રહે, અને જે અલ્લાહ અને તેના રસૂલનો હુકમ ન માને તે બેશક ! ખુલ્લી ગુમરાહીમાં ભટકી ગયો." *(સૂરએ અહઝાબ, આયત–૩૬)*

રસૂલના વિરોધ પર અલલ એલાન અઝાબની ધમકી આવી :–

وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُ الْهُدٰى وَيَتَّبِعْ غَيْرَ سَبِيْلِ الْمُؤْمِنِيْنَ نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصْلِهٖ جَهَنَّمَ ۭ وَسَاۗءَتْ مَصِيْرًا ﴿۱۱۵﴾

**(અર્થ)** : "અને જે રસૂલનો વિરોધ કરે, હક્ક઼ રસ્તો તેના પર ખુલી ચૂક્યા પછી અને મુસલમાનોના રસ્તાથી જુદા માર્ગે ચાલે અમે તેને તેની હાલત પર છોડી દઈશું અને તેને દોઝખમાં દાખલ કરીશું અને (તે) પલટવાની કેટલી ખરાબ જગ્યા (છે)." *(સૂરએ નિસાઅ, આ. ૧૧૫)*

لِوَاذًا ۚ فَلْيَحْذَرِ الَّذِيْنَ يُخَالِفُوْنَ عَنْ اَمْرِهٖٓ اَنْ تُصِيْبَهُمْ فِتْنَةٌ اَوْ يُصِيْبَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۶۳﴾

**(અર્થ)** : "તો જેઓ રસૂલના આદેશનો વિરોધ કરે છે તેઓ ડરે કે (ક્યાંક) તેમને કોઈ ફિત્નો ભરખે અથવા તેમની ઉપર દુ:ખખદાયક અઝાબ (આવી) પડે." *(સૂરએ નૂર, આ. ૬૩)*

કુર્આને મજીદના આ હુકમો પર ખૂબ વિચાર કરો ! કુર્આને મજીદે કેવી રીતે ઠેક ઠેકાણે અલ્લાહની ઈતાઅતની સાથે પોતાના રસૂલની ઈતાઅતનો હુકમ આપ્યો છે. અને અલ્લાહ તઆલાના સાથે સાથે રસૂલના ફર્માનો પર સજા અને ધમકીના હુકમો ફર્માવ્યા. રસૂલ ﷺના બોલાવવાને અલ્લાહ પાકએ પોતાનું બોલાવવું ઠરાવ્યું, રસૂલ ﷺની નાફર્માનીના માટે કાના ફૂસીની પણ મનાઈ ફર્માવી, રસૂલના ફેંસલાને ન માને તેમાં થોડો પણ

ઈન્કાર કરે તેઓ મો'મિન નથી. રસૂલના હુકમને રદ કરનારને મુનાફિક ફર્માવ્યો. રસૂલ ﷺના હુકમને એટલી હદ સુધી પૈરવી કરવા યોગ્ય ઠરાવ્યું કે રસૂલના હુકમ પછી ન માનનારને જહન્નમના અઝાબની ખબર આપી. શું આ બધી વાતો તેની દલીલ નથી કે જેવી રીતે અલ્લાહ ﷻનો ઈર્શાદ વાજિબુત્ તસ્લીમ (માનવા માટે અનિવાર્ય) છે તેવી રીતે રસૂલનો પણ. દરેક ફર્માન પર વાજિબુલ એ'તેકાદ અને અમલ કરવો અનિવાર્ય છે. એ જ કારણ છે કે અલ્લાહ અને રસૂલ વચ્ચે ફર્ક કરવાવાળા માટે સાફ સાફ સંભાળવી દીધું :–

وَ يُرِيْدُوْنَ اَنْ يُّفَرِّقُوْا بَيْنَ اللّٰهِ وَ رُسُلِهٖ وَ يَقُوْلُوْنَ نُؤْمِنُ بِبَعْضٍ وَّ نَكْفُرُ بِبَعْضٍ ۙ وَّ يُرِيْدُوْنَ اَنْ يَّتَّخِذُوْا بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ۟ۙ اُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ حَقًّا ۚ وَ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ۟

**(અર્થ)** : "અને ઈચ્છે કે અલ્લાહ અને એના રસૂલમાં જુદાઈ કરી આપે, અને કહે છે કે અમુકને અમે માનીએ છીએ અને અમુકને નથી માનતા અને ચાહે છે કે એના વચમાં માર્ગ બનાવી લે એ લોકો ખરેખર કાફિર છે, અમે કાફિરોના માટે બેઈજ્જતીનો અઝાબ તૈયાર કરી રાખ્યો છે." *(સૂરએ નિસાઅ, આયત–૧૫૦, ૧૫૧)*

તો રસૂલને વાજિબુલ ઈત્તેબાઅ (પૈરવી કરવા યોગ્ય) ન માનવાનો અર્થ થયો આ આયતોનો ઈન્કાર ! અને કુર્આન શરીફની એક પણ આયતનો ઈન્કાર સમગ્ર કુર્આનનો ઈન્કાર છે.

اَفَتُؤْمِنُوْنَ بِبَعْضِ الْكِتٰبِ وَ تَكْفُرُوْنَ بِبَعْضٍ ۚ **(અર્થ)** : "તો શું ખુદાના અમુક હુકમો પર ઈમાન લાવો છો અને અમુકને નકારો છો !" *(સૂરએ બકરહ, આયત–૮૫)*

વિચાર કરો ! ઘણા તે હુકમો છે જે કુર્આન મજીદમાં વર્ણન પામ્યા નથી કેવળ હુઝૂર ﷺએ જ ઈર્શાદ ફર્માવ્યા છે અને તે પણ કુર્આન શરીફના જેમ વાજિબુલ અમલ (અમલ કરવા અનિવાર્ય) ઠરેલ છે.

(૧) **અઝાન** : કુર્આને પાકમાં તેની ચર્ચા કોઈ પણ જગ્યાએ નથી કે અઝાન પાંચ વખતની નમાઝ માટે આપવામાં આવે, તેમ છતાં હુઝૂર ﷺના સમયથી આજ સુધી તે ઈસ્લામની એક ઈબાદત તરીકે રહી છે અને રહેશે.

(૨) **નમાઝે જનાઝા** : કુર્આને પાકમાં આ વિશે પણ કોઈ હુકમ નથી તેમ છતાં આ ફર્ઝ છે. તેની બુનિયાદ રસૂલ ﷺનો હુકમ છે.

(૩) **બયતુલ મુક઼દ્દસ** : ને ક઼િબ્લો બનાવવાનો હુકમ કુર્આને પાકમાં કોઈપણ જગ્યાએ નથી તેમ છતાં ક઼િબ્લો બદલાયો તે પહેલાં નમાઝ માટે તે જ ક઼િબ્લો હતો. તે પણ રસૂલ ﷺનો હુકમ છે.

(૪) **જુમ્આ અને ઈદના ખુત્બાનો હુકમ** : કુર્આને પાકમાં કોઈપણ જગ્યાએ આ હુકમ નથી તેમ છતાં આ એક ઈબાદત છે, તેની બુનિયાદ પણ રસૂલ ﷺનો હુકમ છે. અને તે પણ એવી શાનથી કે તેમાં કોઈ સુસ્તી કરે તો કરનારને માટે સજા સૂચવવામાં આવી છે. દા.ત. એક વખતે લોકો ખુત્બો છોડીને ચાલ્યા ગયા ત્યારે તેના પર આ આયત નાઝિલ થઈ :–

وَ اِذَا رَاَوْا تِجَارَةً اَوْ لَهْوَا ا۟نْفَضُّوْۤا اِلَيْهَا وَ تَرَكُوْكَ قَآئِمًا ؕ قُلْ مَا عِنْدَ اللّٰهِ خَيْرٌ مِّنَ اللَّهْوِ وَ مِنَ التِّجَارَةِ ؕ وَ اللّٰهُ خَيْرُ الرّٰزِقِيْنَ ۟

**(અર્થ)** : "અને જ્યારે એમણે કોઈ વેપાર કે ખેલ ભાળ્યો (ત્યારે) તેની તરફ ચાલી નીકળ્યા અને તમને ખુત્બામાં ઊભા મૂકી ગયા. તમે ફર્માવો તે જે અલ્લાહ પાસે છે ખેલ તથા વેપારથી બેહતર છે. અને અલ્લાહની રોજી સૌથી સારી." *(સૂરએ જુમ્આ, આયત–૧૧)*

આ હક઼ીક઼ત કેવળ એ હક઼ીક઼ત પર છે કે કુર્આને પાકની જેમ રસૂલ ﷺનો હુકમ પણ વાજિબુલ એઅ્તેકાદ અને અનિવાર્ય અમલ કરવા યોગ્ય છે, તેમાં સુસ્તીની તે જ સજા છે જે કુર્આને પાકના હુકમોની સુસ્તીની સજા છે.

આ સિવાય કુર્આને મજીદ ખુદાની કિતાબ છે અને તેનું માનવું અનિવાર્ય છે, એ કેવી રીતે જાણવા મળ્યું ? અલ્લાહ ﷻ એ આસ્માનમાંથી લખેલી, બાંધેલી કિતાબ તો નાઝિલ કરી નથી. આ રીતે લખેલી, બાંધેલી કિતાબ નાઝિલ કરતો ત્યારે તે કેવી રીતે જાણી શકાતુ કે આ ખુદાની કિતાબ છે ? કોઈક જગ્યાએથી ઉડીને પણ આવી શકે છે, કોઈ કપટી કોઈ ખાનગી રીતથી કોઈ જગ્યાએ પહોંચાડી શકે છે જે જિબ્રઈલ علیہ السلام અથવા કોઈ ફરિશ્તો લઈને આવી પહોંચતો તો તેને કેવી રીતે ઓળખી શકતા કે આ જિબ્રઈલ علیہ السلام છે અથવા ફરિશ્તો છે. કોઈ જિન, શૈતાન, જાદૂગર એ કહી શકે છે કે હું જિબ્રઈલ છું ! (નઊઝુબિલ્લાહ !) હું ફરિશ્તો છું ! અને આ ખુદાની કિતાબ લાવ્યો છું. સારાંશ કે પ્યારા રસૂલ ﷺના હુકમો માનવાથી ઈન્કાર કર્યા પછી, કુર્આન શરીફ અલ્લાહની કિતાબ હોવા પર કોઈ ભરોસોપાત્ર મજબૂત દલીલ બાકી રહેતી નથી. તમામ દલીલોનો અંત એ છે કે હુઝૂર علیہ السلامએ ફર્માવ્યું છે કે 'આ ખુદાની કિતાબ છે', 'આ જિબ્રઈલ علیہ السلام છે.' કિતાબુલ્લાહની મઅરેફત અને કિતાબુલ્લાહ લઈને આવવાવાળા જિબ્રઈલ علیہ السلامની મારફત અને રસૂલ ﷺના કૌલ પર નિર્ભર છે. જો રસૂલ ﷺ કબૂલ કરવા યોગ્ય ન રહેતો કિતાબુલ્લાહનું કોઈ વજન રહેતુ નથી. વિચારો રસૂલે ખુદાએ લાખો વાતોનો હુકમ ફર્માવ્યો તેમાં એ પણ ફર્માવ્યું કે મારા ઉપર આ કુર્આને મજીદ નાઝિલ થયું છે, આ આયત નાઝિલ થઈ છે, આ સૂરત નાઝિલ થઈ છે. સાંભળનારા સહાબાએ કિરામે આ કિતાબને અલ્લાહની કિતાબ જાણી અને માની અને જે હુકમોના વિશે આવું ન ફર્માવ્યું તે હદીષો બની. હવે કોઈ એ બતાવો કે એક મુખે બે પ્રકારની વાતો કેવી રીતે નીકળે ? એક પ્રકારની માન્ય અને બીજી પ્રકારની અમાન્ય ! આ કેવી રીતે યોગ્ય ગણાય ?! એક પ્રકારને અયોગ્ય ઠરાવવાનો અર્થ એ થશે કે બીજીને પણ અયોગ્ય ઠરાવવી. સારાંશ કે હદીષને અયોગ્ય અને ન માનવા પાત્ર ગણ્યા પછી કુર્આન શરીફને પણ નાકાબિલે કબૂલ (ન માનવાપાત્ર) હોવાનું ગણવુ અનિવાર્ય બને છે.

આ સિવાય જો કે કુર્આને કરીમમાં તમામ વસ્તુઓનું વર્ણન છે. પરંતુ એમાં કેટલીક વસ્તુઓ એવી છે જે આપણા માટે સંક્ષિપ્ત અને અસ્પષ્ટ છે. દા.ત. ચાર ઈબાદતો નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જને લઈ લો. કુર્આન શરીફમાં તમામનો હુકમ છે, પરંતુ કુર્આન શરીફથી આ ઈબાદતોની સંપૂર્ણ વિગત કોઈ બતાવી શક્તો નથી. જો હદીષોને બિન ભરોસાપાત્ર ઠરાવવામાં આવે તો પછી આ ઈબાદતો પર અમલ કેવી રીતે થઈ શકે, કારણ કે આ બધાની જાણકારી હદીષો જાણ્યા પછી જ મળે છે. ખૂદ હુઝૂર ﷺએ ફર્માવ્યું છે કે, 'નમાઝ એવી રીતે પઢો જેવી રીતે મને નમાઝ પઢતાં જુઓ છે.' કુર્આને કરીમની એવી સેંકડો આયતો છે કે તેનાં સ્પષ્ટીકરણની ચર્ચા હદીષોમાં ન થતી તો તે તમામ જટીલ બની જતી. દા.ત. ઈર્શાદ છે :–

إِلَّا تَنصُرُوهُ فَقَدْ نَصَرَهُ اللَّهُ إِذْ أَخْرَجَهُ الَّذِينَ كَفَرُوا ثَانِيَ اثْنَيْنِ إِذْ هُمَا فِي الْغَارِ إِذْ يَقُولُ لِصَاحِبِهِ لَا تَحْزَنْ إِنَّ اللَّهَ مَعَنَا

**(અર્થ)** : "જો તમે મહબૂબ (પૈગંબર)ની મદદ નહીં કરો, તો બેશક ! અલ્લાહે તેમની મદદ કરેલી છે. જ્યારે કાફિરોના તોફાનના લીધે તમને બહાર જવાનું થયું માત્ર બે જીવ જ્યારે તે બંને ગુફામાં હતા. જ્યારે પોતાના મિત્રને કહેતા હતા 'ચિંતા કરો નહીં ! બેશક ! અલ્લાહ આપણી સાથે છે." *(સૂરએ તૌબા, આયત–૪૦)*

હદીષોનો ઈન્કાર કરીને કોઈ બતાવી શકે છે કે કાફિરોએ કયું દુષ્કર્મ કર્યું હતું ? રસૂલ ﷺને ક્યાંથી બહાર તશરીફ લઈ જવી પડી ? સાથી કોણ હતું ? તથા ગાર કઈ હતી અને સાથીને સાંત્વન આપવાની જરૂર કેમ પડી ? બીજી જગ્યાએ ફર્માવ્યું :–

لَقَدْ نَصَرَكُمُ اللَّهُ فِي مَوَاطِنَ كَثِيرَةٍ **(અર્થ)** : "બેશક ! તમારી મદદ કરી અલ્લાહે ઘણી જગ્યાઓમાં." *(સૂરએ તૌબા, આયત–૨૫)*

આ જગ્યાઓ કઈ કઈ છે ? કેવળ કુર્આને પાકથી કોઈ બતાવી શકે છે ?

અને ફર્માવ્યું, وَّ عَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ خُلِّفُوْا ؕ حَتّٰٓى **(અર્થ)** : "અને તે ત્રણ પર અલ્લાહની રહમતે ધ્યાન આપ્યું જેઓ (તૌબા)થી મોકૂફ રખાયા હતા." *(સૂરએ તૌબા, આયત–૧૧૮)*

આ ત્રણેય કોણ હતા ? તેમનો મામલો શો હતો ? તેમનો મામલો કેમ મુલ્તવી રાખવો પડયો ? શું હદીષો વિના આ સવાલોના જવાબો શક્ય છે ? અને ફર્માવ્યું :–

لَمَسْجِدٌ اُسِّسَ عَلَى التَّقْوٰى مِنْ اَوَّلِ يَوْمٍ اَحَقُّ اَنْ تَقُوْمَ فِيْهِ ؕ فِيْهِ رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا

**(અર્થ)** : "બેશક ! તે મસ્જિદ કે પ્રથમ દિવસથી જ જેનો પાયો પરહેઝગારી પર મૂક્યો છે તે એ પાત્ર છે કે તમે તેમાં રહો, એમાં તે લોકો છે. (જેઓ ખૂબ સ્વચ્છ થવા ઈચ્છે છે.)" *(સૂરએ તૌબા, આયત–૧૦૮)*

આ મસ્જિદ કઈ છે ? આ લોકો કોણ છે ? હદીષોને છોડી દઈને કોઈ બતાવી શકે છે ?

આ ફક્ત થોડા જ દાખલા છે બાકી કુર્આને મજીદમાં આવા સેંકડો દાખલા છે કે જો હદીષોથી તેનું સ્પષ્ટીકરણ ન થતું તો તેની શંકાઓ કોઈપણ રીતે દૂર થઈ શક્તી નહીં.

હું સમજાું છું કે, "લા ઈલાહા ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ" પર ઈમાન લાવ્યા પછી રસૂલ ﷺના કૌલ (કથન)ને ન સ્વીકારવાની કોઈ શક્યતા જ રહેતી નથી.

## ★ હદીષના પારિભાષિક શબ્દો ★

(૧) **હદીષ** : હુઝૂરે અક્દસ ﷺનો કૌલ (કથન) અને ફેઅ્લ, હાલ (કૈફિયતનાં કાર્યો) અને તક્રીર (વક્તવ્ય)ને કહે છે. કેટલાક હઝરતો તેમાં સહાબી અને તાબઈનના અક્વાલ અને અફઆલ અને અહેવાલ અને તક્રીરોને પણ સામેલ કરે છે તે હદીષ છે. પણ સામાન્ય મશ્હૂર પ્રથમ મુહાવરો છે. શબ્દ હદીષથી પ્રથમ ધ્યાન તે તરફ જાય છે કે આ રસૂલ ﷺનું કથન, કાર્ય, હાલ અને તક્રીર છે. *(મિશ્કાતુલ મસાબિહ, ભાગ–૧, પેજ–૪૮૧)*

તક્રીરથી મુરાદ એ છે કે હુઝૂર અક્દસ ﷺના સામે કોઈ સહાબીએ કાંઈક કર્યું અથવા કહ્યું અને હુઝૂર ﷺએ મૌન ધારણ કર્યું તે તક્રીર છે.

(૨) **અષર** : સામાન્ય રીતે સહાબી અથવા તાબઈનનાં કૌલને કહે છે. પરંતુ ક્યારેક ક્યારેક હુઝૂરે અક્દસ ﷺના અક્વાલ (કથનો), અફઆલ (કાર્યો)ને પણ અસર કહે છે. જેવું કે દુઆએ માષૂરા (હુઝૂર ﷺએ કરેલી દુઆઓ).

(૩) **ખબર** : ખબર અને હદીષના મૂળમાં બંને શબ્દોનો અર્થ એકસરખો છે. પરંતુ કેટલાક લોકો હુઝૂર ﷺ અને સહાબાઓ અને તાબેઈનના અક્વાલ અને અફઆલ (કથન અને કાર્યો)ને જ હદીષ કહે છે અને રાજ્યકર્તાઓ, બાદશાહો, હાકિમો અને પાછળના જમાનાના અહેવાલોને ખબર કહે છે.

## ★ હદીષના પ્રકાર ★

હદીષના ત્રણ પ્રકાર છે : (૧) **મર્ફુઅ** (૨) **મૌકૂફ** (૩) **મક્તૂઅ.**

(૧) **હદીષે મર્ફુઅ** : તે હદીષ જે હુઝૂર ﷺ સુધી પહોંચી જાય એટલે કે તે હદીષમાં એવું ઝિક્ર કરવામાં આવ્યું હોય કે, "હુઝૂરે આવું ફર્માવ્યું છે" અથવા "આવું કર્યું છે." અથવા "હુઝૂર ﷺના સામે લોકોએ આવું કહ્યું અથવા કર્યું." આવી હદીષને હદીષે મર્ફુઅ કહે છે.

(૨) **હદીષે માકૂફ** : તે હદીષ જે સહાબી સુધી પહોંચે એટલે કે આ હદીષમાં એવો ઉલ્લેખ હોય કે, "જેવું કે હઝરત ઈબ્ને અબ્બાસ رضي الله عنهماએ કહ્યું અથવા હઝરત ઈબ્ને ઉમર رضي الله عنهما એ કહ્યું અથવા ઈબ્ને મસઊદ

رضی اللہ عنہએ આવું જોયું અથવા આવું સાંભળ્યું, આવી હદીષોને હદીષે મૌકૂફ કહે છે.

(૩) **હદીષે મક્તૂઅ** : જે હદીષ તાબઈ સુધી પહોંચે એટલે કે આ હદીષમાં એવું બયાન કરવામાં આવ્યું હોય જેવું કે, "સઈદ બિન જુબૈર رضی اللہ عنہએ આવું કહ્યું અથવા આવું કર્યું" અથવા "ઈકરમા رضی اللہ عنہને લોકોને આવું કરતા જોયા અથવા કહેતાં સાંભળ્યા," એવી હદીષોને હદીષે મક્તૂઅ કહે છે.

## ★ હદીષના બીજા પ્રકાર ★

રાવીઓની સંખ્યામાં વધારા ઘટાડા પર હદીષના ચાર પ્રકાર છે : (૧) **મુતવાતિર** (૨) **મશ્હૂર** (૩) **અઝીઝ** (૪) **ગરીબ**

(૧) **હદીષે મુતવાતિર** : આ તે હદીષ છે જેની રિવાયત કરવાવાળા દરેક જમાનામાં એટલા બધા વધારે હોય કે તેઓનું જૂઠ પર સહમત થવું તદ્દન અસંભવ હોય.

(૨) **હદીષે મશ્હૂર** : આ તે હદીષ છે જેની રિવાયત કરવાવાળા દરેક સમયમાં બે કરતાં વધુ હોય. આ હદીષને 'મુસ્તફીઝ' પણ કહે છે.

(૩) **હદીષે અઝીઝ** : આ હદીષ તે છે જેની રિવાયત કરવાવાળા દરેક સમયમાં બે રાવી હોય, પૂરી સનદમાં કોઈપણ જગ્યાએ બે રાવી કરતાં ઓછા ન હોય.

(૪) **હદીષે ગરીબ** : આ હદીષ તે છે જેની સનદના ક્રમમાં કેવળ એક જ રાવી રહી ગયેલ હોય.

## ★ રાવી ★

હદીષની નકલ કરનાર, હદીષનું વર્ણન કરનાર.

(૭) **રિવાયત** : હદીષને નકલ કરવી, હદીષનું વર્ણન કરવું.

(૮) **સનદે હદીષ** : હદીષને નકલ કરવાવાળો, રાવીઓનો ક્રમ જેવો કે અન યૂનુસ અન ઈબ્ને શહાબ અન ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ, અન ઈબ્ને અબ્બાસ અન નબીય્યી صلی اللہ علیہ وسلم.

(૯) **મતને હદીષ** : જ્યાં સનદ પૂરી થાય તેના પછીના શબ્દોને 'મતને હદીષ' કહે છે.

(૧૦) **સહાબી** : જેઓને ઈમાનની હાલતમાં હુઝૂર صلی اللہ علیہ وسلمની સોહબત (સંગત) નસીબ થઈ અને ઈમાન પર ખાત્મો થયો.

(૧૧) **તાબઈ** : જેઓએ ઈમાનની હાલતમાં કોઈ સહાબીથી મુલાકાત કરી અને ઈમાન પર જ ખાત્મો થયો.

(૧૨) **વદ્દાઉલ હદીષ** : જૂઠી હદીષો ઘડી લેનાર. આવો આદમી સખ્ત ગુનેહગાર છે અને જહન્નમી છે.

(૧૩) **હદીષે મૌઝૂઅ** : જૂઠા રાવીએ બયાન કરેલી હદીષ જેનું હદીષે રસૂલ હોવું સાબિત ન હોય. આ હદીષ મૌઝૂઅ છે, તે ભરોસાપાત્ર નથી.

(૧૪) **મુહદ્દિષીન** : ઈલ્મે હદીષમાં મશગૂલ થવાવાળા હઝરતોને મુહદ્દિષીન કહેવામાં આવે છે.

(૧૫) **મુઅર્રિખીન** : (ઈતિહાસકાર) ભૂતકાળના સમયની ઐતિહાસિક હાલતોનું વર્ણન કરનાર 'મુઅર્રિખીન' અથવા 'અખબારી'ના લકબથી યાદ કરવામાં આવે છે.

(૧૬) **સિહાહસિત્તાહ** : (૧) બુખારી શરીફ (૨) મુસ્લિમ શરીફ (૩) તિર્મિઝી શરીફ (૪) અબૂ દાઊદ શરીફ (૫) નિસાઈ શરીફ (૬) ઈબ્ને માજહ્ શરીફ. આ છ હદીષોની મશ્હૂર કિતાબોને સિહાહ સિત્તાહ કહે છે.

(૧૭) **હદીષના અન્ય પ્રકાર :-**

**સહીહ** : તે હદીષને કહે છે કે દરેક જમાનામાં દીનદાર, પરહેઝગાર અને ખૂબ યાદ રાખવાવાળા (સ્મરણ શક્તિવાળા)એ લગાતાર રિવાયત કરી હોય અને છેલ્લા રાવી હુઝૂર ﷺ સુધીમાં કોઈ તૂટ ન હોય અને વિશ્વસનીય હોય. આ હદીષ ખૂબ શ્રેષ્ઠ છે. આ હદીષને સાત પ્રકારમાં વહેંચવામાં આવેલ છે :–

(૧) આ ઉત્તમ પ્રકારની હદીષ છે. જે સહીહ બુખારી શરીફમાં પણ હોય અને મુસ્લિમ શરીફમાં પણ હોય તેને 'મુત્તફકુન ઈલૈહ' પણ કહેવામાં આવે છે.

(૨) જે કેવળ બુખારી શરીફમાં જ હોય.

(૩) જે કેવળ મુસ્લિમ શરીફમાં જ હોય.

(૪) જે સહીહ બુખારી શરીફ અને સહીહ મુસ્લિમ શરીફની શરતો અને તેના અધિન હોય.

(૫) જે કેવળ બુખારી શરીફની શરતોને આધિન હોય

(૬) જે કેવળ મુસ્લિમ શરીફની શરતોને આધિન હોય.

(૭) મુસ્લિમ શરીફ અને બુખારી શરીફ સિવાયની અને હદીષવેત્તાઓએ તેને સહીહ ગણી હોય.

(૨) **હસન** : આ હદીષ સહીહ હદીષના જેવી જ છે, પરંતુ તેમાં રાવીઓની યાદ શક્તિ સહીહના રાવીઓના બરાબર ન હોય. બંને મક઼બૂલ, પ્રમાણભૂત અને વાજિબુલ અમલમાં એક સરખી છે. સહીહ, હસનથી ઉચ્ચતમ છે.

(૩) **ઝઈફ** : આ હદીષ જેમાં સહતની તમામ શરતો અથવા કોઈ શરતો ન મળતી હોય અને તલાફી (ક્ષતિપૂર્તિ) પણ ન થઈ હોય, તેના વચ્ચેના ક્રમનો રાવી સાકિત (છૂટી ગયેલો) અથવા મતઉન (બદ્‌નામ) હોય.

(૧૮) **મુઅલ્લક** : હદીષનો પ્રથમનો રાવી જાણીતો ન હોય. (સહીહ બુખારી શરીફ અને સહીહ મુસ્લિમ શરીફમાં પણ આવા રાવીઓ મળી આવે છે.)

(૧૯) **મુરસલ** : આ હદીષનો છેલ્લો રાવી અથવા તે સહાબી ન હોય તેને કહે છે.

(૨૦) **મુન્ક઼તઅ** : એક અથવા વધુ રાવીઓ પહેલા અને છેલ્લા સિવાય જાણીતા ન હોય તેને 'મુન્ક઼તઅ' કહે છે.

(૨૧) **મુઅઝ્ઝલ** : જેના રાવી છૂટી ગયા હોય તેને 'મુઅઝ્ઝલ' કહે છે.

(૨૨) **મતરુક** : જેના પર જૂઠની તોહમત લાગી હોય તેને 'મતરુક' કહે છે.

(૨૩) **મુન્કર** : રાવી ખૂબ જ ભૂલો કરતો હોય અથવા ગાફિલ (બેધ્યાન) હોય, ખૂબ શંકાસ્પદ હોય તેની રિવાયત ભરોસપાત્ર લોકોના વિરુધ્ધમાં હોય અથવા ફાસિક઼ અથવા બિદઅતી હોય તેની હદીષોને 'મુન્કર હદીષો' કહે છે.

(૨૪) **અઈમ્મએ મુજતહેદીન** : એટલે ઈમામે આ'ઝમ અબૂ હનીફા رحمۃ اللہ علیہ, ઈમામે શાફઈ رحمۃ اللہ علیہ, ઈમામ હંબલ رحمۃ اللہ علیہ, ઈમામે માલિક رحمۃ اللہ علیہ.

(૨૫) **એઅ્તિકાદો ફર્ઝ** : એઅ્તિક઼ાદો ફર્ઝ તેને કહે છે જે ક઼તઈ દલીલથી સાબિત હોય (અર્થાત એવી દલીલથી જેમાં કોઈ આશંકા ન હોય) તેનો ઈન્કાર કરનાર હનફી ઈમામોની નજરમાં મુત્લક (સર્વથા) કાફિર છે. અને જો તેનું દીને ઈસ્લામનું ફરજપણુ આમ તથા ખાસ લોકો પર સ્પષ્ટ રોશન મસ્અલો હોય ત્યારે તો તેના મુન્કિરના કુફ્ર પર સર્વ સંમતિ છે. એવું કે તે મુન્કિરના કુફ્રમાં શંકા કરે તે ખૂદ કાફિર છે. અને વસ્તુતઃ જો કોઈ એઅ્તિકાદી ફર્ઝને સહીહ શરઈ કારણો વગર ઈરાદાપૂર્વક એકવાર છોડી દે તો તે ફાસિક તથા ક઼બીરો ગુનાહનો આચરનાર તથા જહન્નમના અઝાબનો અધિકારી છે. દા.ત. નમાઝ, રુકૂઅ, સુજૂદ વિગેરે (ને છોડી દેનાર)

(૨૬) **અમલી ફર્ઝ** : તે જેની સાબિતી તો એવી કતઈ (નિશ્ચિત) ન હોય, પરંતુ મુજતહિદ (મહાનતમ ફકીહ)ની નજરમાં શરઈ દલીલોના હુકમથી જઝમ (અટલ) છે કે તેને અદા કર્યા સિવાય આદમી ભાર મુક્ત થશે નહીં, ત્યાં સુધી કે જો કોઈ ઈબાદતની અંદર ફર્ઝ છે તો તે ઈબાદત તેના વગર બાતિલ તથા કલ–અદમ (લુપ્ત) થશે, તેનું વિના કારણે ઈન્કાર કરવું ફિસ્ક તથા ગુમરાહી છે. હા, જો કોઈ વ્યક્તિ કે તે શરઈ દલીલોમાં નઝર (દષ્ટિ)ને પાત્ર છે, શરઈ દલીલ દ્વારા તેનો ઈન્કાર કરે તો તે કરી શકે છે. દા.ત. મુજતહિદ ઈમામોના મતભેદો કે એક ઈમામ કોઈ ચીજને ફર્ઝ કહે છે અને બીજો ઈમામ તેને (ફર્ઝ) કહેતો નથી. દા.ત. હનફીઓના નઝદીક માથાના ચોથા ભાગનો મસહ વુઝૂમાં ફર્ઝ છે. શાફઈના નઝદીક એક બાલનો મસહ ફર્ઝ છે. માલિકીઓના નઝદીક આખા માથાનો મસહ ફર્ઝ છે, હનફીઓમાં વુઝૂમાં બિસ્મિલ્લાહ કહેવું અને નિય્યત સુન્નત છે. હંબલીઓ તથા શાફઈઓમાં ફર્ઝ છે, આ ઉપરાંત બીજા કેટલાક દષ્ટાંતો છે. આ અમલી ફર્ઝમાં એક વ્યક્તિ તેની પેરવી કરશે જેનો તે મુકલ્લિદ છે. પોતાના ઈમામના વિરુધ્ધ શરઈ જરૂરત વગર બીજાની પયરવી જાઈઝ નથી.

(૨૭) **એઅ્તેકાદી વાજિબ** : તે છે જે 'ઝન્ની' (અનુમાનિત) દલીલથી તેની જરૂરત સાબિત થાય. અમલી ફર્ઝ તથા અમલી વાજિબ તેના જ બે પ્રકારો છે અને તે એ બેમાં જ મર્યાદિત છે.

(૨૮) **અમલી વાજિબ** : તે એઅ્તેકાદી વાજિબ છે કે તેના કર્યા સિવાય પણ ભારમુક્ત થવાની સંભાવના હોય પરંતુ ગાલિબ ઝન્ન (ચોક્કસપણા તરફ દોરી જતો ગુમાન) તેની જરૂરત પર છે. જો કોઈ ઈબાદતમાં તેનું બજાવી લાવવું આવશ્યક હોય તો તેના સિવાય ઈબાદત નાકિસ (અપૂર્ણ) રહે છે, પરંતુ અદા થઈ જાય છે. ' મુજતહિદ' શરઈ દલીલથી વાજિબનો ઈન્કાર કરી શકે. કોઈ વાજિબનું એકવાર પણ ઈરાદાપૂર્વક છોડવું સગીરો ગુનોહ છે અને અનેકવાર તર્ક કરવું કબીરા ગુનોહ છે. મુજતહિદ માટે કુર્આન, હદીષ, ઉસૂલે ફિક્હ, ઈલ્મે હદીષ તથા તફસીર વિગેરે દીનીયાતનો ઘણો જ અને અગાધ ઈલ્મ હોવો જરૂરી છે. મહાન વલીઓ, જેઓ મહાન આલિમ હોવા છતાં કોઈને કોઈ ઈમામના જરૂર મુકલ્લિદ બન્યા. દા.ત. હુઝૂરે ગૌષેપાક, હઝરત બાયઝીદ બુસ્તામી, હઝરત શહાબુદ્દીન સુહરર્વદી, હઝરત બહાઉદ્દીન નક્શબંદી, મુજદ્દિદ અલ્ફેષાની علیہم الرحمہ વિગેરે.

(૨૯) **સુન્નતે મોઅક્કેદહ** : તે છે જેને હુઝૂરે અક્દસ ﷺએ નિયમિત કર્યું હોય, અલબત્ત જાઈઝ હોવાના બયાન માટે ક્યારેક તે તર્ક પણ કર્યું હોય, અથવા એ કે તેના કરવાની તાકીદ કરી હોય, પરંતુ તર્ક પ્રત્યે સાવ નિરોધિત ન ફર્માવી દીધું હોય, તેનું ત્યાગ કરવું બુરું અને કરવું સવાબ છે. કોઈક વાર ત્યાગ કરનાર ધમકીને પાત્ર અને તેની આદતવાળો અઝાબને પાત્ર છે.

(૩૦) **સુન્નતે ગૈર મોઅક્કદહ્** : તે છે જે શરઈ નજરમાં એવી ઈચ્છિત હોય કે તેના ત્યાગને નાપસંદ કરે પરંતુ તે હદ સુધી નહીં કે તેના પર અઝાબની ચેતવણી આપે. સામાન્ય રીતે કે હુઝૂર સૈયદે આલમ ﷺએ તેના પર નિરંતરતા કરી અથવા નહીં કરી, તેનું કરવું સવાબ અને ન કરવું જો કે આદત રૂપે હોય તો પણ અઝાબના કારણરૂપ નથી.

(૩૧) **મુસ્તહબ** : તે છે જે શરઈ નજરમાં પસંદ હોય પરંતુ ત્યાગ પર કોઈ નાપસંદગી ન હોય ભલે ખૂદ હુઝૂરે અક્દસ ﷺએ તેને કર્યુ અથવા તેની પ્રેરણા આપી અથવા ઉલ્માએ કિરામે પસંદ કર્યું, ભલે હદીષોમાં તેનો ઝિક્ર ન આવ્યો હોય. તેનું કરવું સવાબ અને ન કરવા પર સર્વથા કાંઈ નથી (એટલે કોઈ ગુનોહ નથી).

(૩૨) **મુબાહ** : તે છે જેનું કરવું અને ન કરવું બરાબર હોય. (ન સવાબ ન ગુનોહ)

(૩૩) **કતઈ હરામ** : એ ફર્ઝના મુકાબલામાં છે, તેનું એકવાર પણ ઈરાદાપૂર્વક કરવું ગુનાહે કબીરા તથા ફિસ્ક છે અને તેનાથી બચવું ફર્ઝ તથા સવાબ છે.

(૩૪) **મકરૂહે તહરીમી** : એ વાજિબના મુકાબલામાં છે. તેને કરવાથી ઈબાદત નાકિસ (અધુરી) થઈ જાય છે અને કરવાવાળો ગુનેહગાર થાય છે. જો કે તેનો ગુનોહ હરામથી ઓછો છે, તેનું અનેકવાર કરવું કબીરો

ગુનોહ છે.

(૩૫) **ઈસાઅત** : જેનું કરવું બુરૂં હોય અને ક્યારેક તેને કરનાર એઅ્તાબને પાત્ર છે. અને એ દુષ્ટકૃત્યની આદત બનાવી દેનાર અઝાબને લાયક બની જાય છે. આ સુન્નતે મોઅક્કદહ્‌ના મુકાબલામાં છે.

(૩૬) **મકરૂહે તન્ઝીહી** : જેનું કરવું શરીઅતને પસંદ નથી પરંતુ તે હદ સુધી નહીં કે તેના પર અઝાબની ચેતવણી ફર્માવે. આ સુન્નતે ગૈર મોઅક્કદહ્‌ના મુકાબલામાં છે.

(૩૭) **ખિલાફે ઉલા** : તે છે કે ન કરવું બેહતર હતું, પરંતુ કર્યું તો કોઈ વાંધો અને ધમકી નથી. આ મુસ્તહબના મુકાબલામાં છે. આના બયાનમાં વિવિધ ઈબારતો મળશે, પરંતુ એ જ સંશોધનનો નિચોડ છે.

## ★ હદીષની કિતાબોના પ્રકાર ★

હદીષની કિતાબોના સંપાદનની વિશિષ્ટતાના એ'તેબારથી ૧૩ પ્રકાર છે :–

**જામેઅ** : તે કિતાબ છે જેમાં આઠ વિષયો હોય. અક઼ીદા, અહકામ, તફસીર, સિયરો મગાઝી, આદાબ, મનાક઼િબ, ફિતન, અશરાત, અલામાતે ક઼િયામત. જેમ કે બુખારી તથા તિર્મિઝી. મુસ્લિમ શરીફમાં જો કે આઠ વાતો છે, પણ તફસીર નામ માત્રની છે એટલા માટે એ જામેઅ નથી, સુનનમાં સામેલ છે.

**સુનન** : જેમાં પ્રકરણો ફિક઼્હના ક્રમસર હુકમોના સંબંધે હદીષો હોય. જેમ કે સુનને અબૂ દાઊદ, નિસાઈ, ઈબ્ને માજહ.

**મુસ્નદ** : જેનો ક્રમ સહાબાએ કિરામના મર્તબાઓના એ'તબારથી હોય. જેમ કે મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ.

**મોઅજમ** : જેના ક્રમમાં ઉસ્તાઝોના મર્તબાઓનો લેહાઝ હોય.

**જુઝઅ્** : જેમાં કોઈ એક મસ્અલાના સંબંધે હદીષો વર્ણન થયેલી હોય, જેમ કે જુઝએ ક઼િરાઅત.

**મુફરદ** : જેમાં કેવળ એક શૈખની રિવાયતો જમા હોય.

**ગરીબા** : જેમાં કેવળ એક શાર્ગિદના મુફરદાત વર્ણન પામેલ હોય.

**મુસ્તદરક** : તે કિતાબ જેમાં એ હદીષોને લખવામાં આવે જે કોઈ લેખકથી રહી ગઈ હોય જેમ કે હાકિમની મુસ્તદરક અલશૈખૈન.

**મુસ્તખરજ**: તે કિતાબ જેમાં કોઈ અન્ય કિતાબની હદીષોની સાબિતીના માટે તે કિતાબના લેખકના શૈખ અથવા શૈખુશૈખની બીજી સનદોને વર્ણન કરવામાં આવે. જેમ કે મુસ્તખરજ લિઅબી નુએૈમ અલલ્ બુખારી.

**રિસાલા** : જેમાં જોમઅના આઠેવ વિષયોમાં ખાસ ખાસ વિષયોના વિશે હદીષો વર્ણવેલી હોય. જેમ કે ઈમામ અહમદની કિતાબુઝ્ઝહદ વલ અદબ.

**અર્બઐન** : જે કિતાબમાં ૪૦ હદીષો હોય. જેમ કે અર્બઐને નવવી.

**ઈમાલી** : જેમાં કોઈ શૈખની લખાવેલી હદીષો અથવા હદીષના ફવાઈદ હોય. જેમ કે ઈમાલી ઈમામ મુહમ્મદ.

**ઈતરાફ** : એ કિતાબ જેમાં હદીષનો કોઈ એવો જુઝ (ટુકડો) વર્ણન કરવામાં આવે જે બાક઼ી હદીષ પર દલીલ પુરવાર કરતો હોય. પછી તે હદીષના તમામ મુસ્નદોને વર્ણન કરી દેવામાં આવે અથવા તેમાં કોઈક ખાસ કિતાબોની સનદો વર્ણન કરવામાં આવે. જેમ કે ઈતરાફુલ કુતુબ અલ્ ખમ્સુલ અબીલ અબ્બાસ અને ઈતરાફુલ મુઝાઅ.

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**الحمد للّٰہ ھو الفقہ الاکبر۔ والصلوٰۃ علی جیبہٖ وھی الحدیث الازھر**

હઝરત ઈમામ બુખારીએ પોતાની આ અઝીમુશ્શાન કૃતિને બિસ્મિલ્લાહથી શરૂ કરી પણ અલ્લાહ ﷻની હમ્દ તથા શહાદતોથી શરૂ નથી કરી, જ્યારે કે હદીષમાં છે :–

**૧.** દરેક મહાન શાનવાળુ કામ અલ્લાહની હમ્દથી શરૂ કરવામાં ન આવે તો બરકતવિહોણુ છે.

**૨.** જે ખુત્બામાં શહાદત ન હોય તે કપાએલા હાથ સમાન છે.

આ બંને હદીષોને ઈમામ અબૂ દાઊદ, નિસાઈ, ઈબ્ને માજહ વગેરએ રિવાયત કરી છે તેનો સૌથી સહીહ અને તેહકીકી જવાબ કેવળ એ છે કે આ બંને હદીષોમાં એવું નથી કે જ્યારે કાંઈ લખવા ચાહો તો હમ્દ તથા શહાદતને પહેલા લખો પણ ! કેવળ શરૂઆતનો હુકમ છે, તો શક્ય છે કે ઈમામ બુખારીએ હમ્દ તથા શહાદતો લખવાની શરૂઆત પહેલાં જીભથી અદા કરી લીધાં હોય.

બીજો જવાબ પણ એક વજન ધરાવે છે કે શક્ય છે કે આ બંને હદીષો ઈમામ બુખારીની શર્ત પર ન હોય તો એમના પર જરૂરી ન થયું કે તેના પર અમલ કરતા. જેમ કે તેના એક રાવી કુર્રા ઈબ્ને અબ્દુર્રહમાનને ઝઈફ કહેવામાં આવ્યા છે. જો કે આ હદીષ સહીહ છે જેમ કે ઈબ્ને હબ્બાન અને અબૂ અવાનાએ સ્પષ્ટતા કરી છે. તેમજ આ હદીષ નિસાઈમાં સઈદ ઈબ્ને અબ્દુલ અઝીઝથી પણ રિવાયત પામેલ છે. આ પયરવીને આધારે કુર્રાના કારણે જે કમજોરી હતી તે ખત્મ થઈ ગઈ. પરંતુ વાસ્તવિકમાં કોઈ હદીષનું સહીહ હોવું અલગ વાત છે અને ઈમામ બુખારીની નજીક સહીહ હોવું અલગ વાત છે.

એના અમુક બીજા પણ જવાબો આપવામાં આવ્યા છે પણ તે સહીહ નથી. દા.ત. એ કે એ ઈર્શાદ ખુત્બામાં તથા તકરીરો સાથે ખાસ છે. જેમ કે જાહિલિયતના જમાનામાં એ દસ્તૂર હતો કે પોતાના ખુત્બાઓને તેઓ કોઈ શેઅરથી શરૂ કરતા હતા એની રદના માટે ફર્માવ્યું. એના માટે દલીલ એ છે કે એક ગામડિયો આવ્યો અને હમ્દ બયાન કર્યા વિના તકરીર શરૂ કરી દીધી તો હુઝૂર ﷺએ ફર્માવ્યું : **بئس الخطیب انت۔ کل امر۔ الحدیث** એના પરથી જાહેર થાય છે કે ખુત્બાઓ માટે છે. આ જવાબ એટલા માટે સહીહ નથી કે એતબાર શબ્દોના ઉમુમનો થાય છે પ્રસંગની ખાસિયતનો નથી થતો. જ્યારે ઈર્શાદ આમ છે કે ફર્માવ્યું, "દરેક અઝીમુશ્શાન કામ." તો એને આમ (સર્વ સામાન્ય) રાખવું જ જરૂરી છે.

બીજો જવાબ એ છે કે આ હદીષ મન્સૂખ છે એટલા માટે કે સુલહે હુદૈબિયાના પ્રસંગે જે સુલેહનામુ લખવામાં આવ્યું એમાં કેવળ બિસ્મિલ્લાહ છે. તદ્ઉપરાંત સુલ્તાનોના નામે હુઝૂરે અકદસ ﷺએ જે પત્રો મોકલ્યા હતા તેમાં કેવળ તસ્મિયા છે હમ્દ નથી. આ જવાબમાં એ ખામી છે કે તારીખ માલૂમ નથી એટલે રદ (નસ્ખ)નો દાવો દુરુસ્ત નથી. બીજુ એ કે જો એ સાબિત પણ થઈ જાય કે સુલહે હુદૈબિયા વગેરેથી પહેલાંનો ઈર્શાદ છે તો પણ રદ (નસ્ખ)નો દાવો દુરુસ્ત નથી. એટલા માટે કે નસ્ખના માટે જરૂરી છે કે એવો વિરોધાભાસ હોય જે ઉઠી ન શકે અને અહીં એવું નથી. એ કહી શકાય છે કે આ પત્રોમાં હમ્દને ત્યજવું બયાનના જાઈઝ થવા માટે છે. એટલે પત્રોમાં હમ્દ ન લખે તો ચાલે તેને બયાને જવાઝ કહેવાય.

ત્રીજો જવાબ એ આપ્યો છે કે ઈમામ બુખારીએ એ નથી પસંદ ફર્માવ્યું કે રસૂલે પાક ﷺના ઈર્શાદ પર પોતાની વાણીને અગ્રતા આપે. પ્રકરણ તથા સનદનું અગ્રસ્થાને હોવું જાહેરના એતબારથી છે, હકીકતમાં એ બંને પછીના સ્થાને છે. એટલા માટે કે એ બંનેવ હદીષના તાબા હેઠળનામાંથી છે. આ જવાબ એટલા માટે દુરુસ્ત નથી કે હમ્દે ઈલાહી અગ્રસ્થાને હોય છે અને તેના અગ્રસ્થાને હોવામાં કાંઈ વાંધો નથી. વળી કેમ કે એ નિશ્ચિત થયેલ છે અને નિશ્ચિત થયેલા પર અમલ એ જ પ્રમાણે થશે જેમ કે હુકમ કરવામાં આવ્યો છે. અને એમાં કોઈ અદબ વિરુધ્ધ વાત નથી. તર્જુમો, પ્રકરણ અને સનદ માટે એ કારણ કે હકીકતમાં પછીના સ્થાને છે એ નિરર્થક છે. એટલા માટે કે એતબાર જાહેરનો છે અને જાહેરમાં એ અગ્રસ્થાને છે. એક એ પણ જવાબ આપવામાં આવ્યો છે કે સૌ પ્રથમ સૂરએ ઈકરા નાઝિલ થઈ તેમાં કેવળ બિસ્મિલ્લાહ છે, હમ્દ નથી. એ જવાબ એ રીતે ઉડી જાય છે કે પ્રથમ તો એ સૂરએ ઈકરાના નુઝૂલ વખતે બિસ્મિલ્લાહના નુઝૂલની સાબિતી નથી, હમણા ત્રીજી હદીષ આવે છે એમાં બિસ્મિલ્લાહનું વર્ણન નથી. ત્રીજુ એ કે આ એ'તબાર કુર્આન મજીદની ઉષ્માની તરતીબનો છે, જે અલ્લાહ તરફથી ઉતરેલું છે એમાં બિસ્મિલ્લાહ પછી હમ્દ પણ છે અને એવું કહેવું કે આ હમ્દ તથા ષના, હમ્દ નથી પણ તા'લીમના માટે છે એ દાવો દલીલ વિનાનો છે. સારાંશ કે આ પ્રકરણના અન્ય પણ જવાબો આપવામાં આવ્યા છે પણ તે સૌ વજન વગરના છે. અહીં એ પણ કહી શકાય છે કે પ્રારંભમાં હમ્દ વાજિબ નથી, મુસ્તહબ છે. મુસ્તહબ પર સવાબ મળે છે અને એને છોડવા પર ગુનોહ નથી. એટલા માટે ઈમામ બુખારી પર કોઈ વાંધો નહીં આવે. પૂરાણા યુગમાં એ જ તરીકો હતો કે લેખકો કેવળ બિસ્મિલ્લાહ પર અટકતા હતા. મુઅત્તા ઈમામ માલિકના લેખક, ઈબ્ને અબ્દુરઝ્ઝાક વગેરેની એ જ સ્થિતિ છે.







તુમમેંસે કોઈ ઉસ વકત તક મોમિને કામિલ નહીં હો સકતા




જબ તકકે વોહ અપની ઔલાદ, વાલિદૈન, ખૂદ અપની જાન ઔર તમામ લોગોંસે જ્યાદા




મુઝસે મહોબ્બત ન રખતા હો.








**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**



# بَابُ كَيْفَ كَانَ بَدْءُ الْوَحْيِ



إِلَى رَسُولِ اللهِ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ

**રસૂલુલ્લાહ ﷺ તરફ વહીનો પ્રારંભ**

## (۱) حَدِيث إِنَّمَا الْأَعْمَالُ بِالنِّيَّات

**[હદીષ ૧ : ઈન્નમલ આ'માલો બિન્નિયાત] "અમલોનો આધાર નિય્યત પર"**

سَمِعْتُ عُمَرَ بْنَ الْخَطَّابِ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُ عَلَى الْمِنْبَرِ يَقُولُ سَمِعْتُ رَسُولَ اللهِ صَلَّى اللهُ

*અલ્કમા ઈબ્ને વક્કાસ લૈષી કહે છે કે મેં ઉમર ઈબ્ને ખત્તાબ[1] થી મિમ્બર પર એવું કહેતાં સાંભળ્યું કે*

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ يَقُولُ

*મેં રસૂલુલ્લાહ ﷺને એ ફર્માવતાં સાંભળ્યા...*

**સમજૂતી : ૦૧**

**૧. સૈયદના ઉમર ઈબ્ને ખત્તાબ** رضی اللہ عنہ **:** એ આમ્મુલ ફીલ (હાથીના પ્રસંગવાળુ વરસ)ના તેર વરસો પછી પેદા થયા. ૩૯ પુરૂષો પછી હુઝૂરે અકદસ ﷺની દુઆથી નબવી સન ૬માં ઈમાન લાવ્યા. હિ.સ. ૧૩માં ૨૩ જમાદીઉલ આખર મંગળવારે ખિલાફતના સ્થાને બિરાજમાન થયા, હઝરત મુગીરા ઈબ્ને શઅબા ના ગુલામ અબૂ લૂઅ લૂઅ ફીરોઝ મજૂસીએ ફજરની નમાઝમાં ઘાયલ કર્યા. ત્રણ દિવસો પછી ૨૮ ઝીલ હજ્જ સોમવારે શહીદ થયા. રોઝા પાકમાં હઝરત સિદ્દીકે અકબરની બાજુમાં દફન થયા. ઉમર શરીફ ૬૩ વરસ થઈ. દસ વરસ છ મહીના પાંચ દિવસ ઘણી જ શાનો શૌકતની સાથે રસૂલના નાયબપણાનો હક્ક઼ અદા કર્યો. તેમના ખિલાફતકાળમાં સમયના બે મહાન ફિરઔન રોમના કૈસર તથા ઈરાનના કિસ્રાની હજારો વરસની જુલ્મી સલ્તનતો નેસ્તોનાબૂદ થઈ ગઈ. ઈરાક, ઈરાન, મકરાન (બલુચિસ્તાન), શામ (સીરીયા),

પેલેસ્ટાઈન, મિસ્ર... વગેરે મોટા મોટા દેશો ઈસ્લામના તાબા હેઠળ આવી ગયા. દુનિયામાં ખૂણે ખૂણે ઈસ્લામની ધાક તથા શાનો શૌકત બેસી ગઈ. જેમ કે ખૂદ હુઝૂર ﷺએ એની ખબર આપી હતી.

અબૂ હફ્સ આપની કુન્નિયત અને ફારૂકે આ'ઝમ લકબ છે. એમના થકી ૫૩૭ હદીષો રિવાયત થયેલી છે સહાબીઓમાં ઉમર ઈબ્ને ખત્તાબ નામની કોઈ વ્યક્તિ નથી. અલ્બત્ત હદીષના રાવીઓમાં એ નામના છ માણસો છે. સહાબાએ કિરામમાં અમ્ર નામના ૨૩ અન્ય માણસો છે. કેમ કે બંનેવ લખવામાં સમાન જ છે એટલા માટે તફાવત દર્શાવવા માટે બાકીનાં નામોની સાથે ''વાવ'' લખવામાં આવે છે અને ફારૂકે આ'ઝમનું નામે પાક વગર ''વાવ''થી લખાય છે.

એના પર એહલે સુન્નતનો ઈજમાઅ છે કે તમામ ઉમ્મતથી અફઝલ સિદીકે અકબર છે પછી ફારૂકે આ'ઝમ પછી ઉષ્માને ગની પછી અલી મુર્તઝા પછી અશરાએ મુબશ્શરા رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْن છે.

**આ હદીષની હૈસિયત** : ઈબ્ને મન્દાની સ્પષ્ટતા પ્રમાણે આ હદીષ ઉમર સિવાય હઝરત અલી, હઝરત સઅદ, હઝરત અબૂ સઈદ ખુદરી, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, અનસ, ઈબ્ને અબ્બાસ, મુઆવિહ્, અબૂ હુરૈરહ્, ઓબાદા ઈબ્ને સામત, ઉત્બા ઈબ્ને અબ્દુલ અસ્લમી, હુઝાલ ઈબ્ને સુવૈદ, ઉકબા ઈબ્ને આમિર, જાબિર, અબૂઝર, ઉત્બા ઈબ્ને મન્ઝર તથા ઉકબા ઈબ્ને મુસ્લિમ رضی اللہ عنہથી પણ રિવાયત થયેલી છે. ઈબ્ને મન્દાનો આ કૌલ સહીહ છે તો આ હદીષ ''મુતવાતિર'' છે. પણ મોટા ભાગના મુહદ્દિષોની રાય એ છે કે આ હદીષ કેવળ હઝરત ઉમરથી જ રિવાયત પામેલ છે. અને તેમના પછી યહ્યા ઈબ્ને સઈદ અન્સારી સુધી તેના રાવી એક એક રહ્યા. યહ્યા ઈબ્ને સઈદ પછી આ હદીષ ફેલાઈ, અબૂ સઈદ મુહમ્મદ ઈબ્ને અલી કેશાબે કહ્યું કે દોઢસો, અને ઈબ્ને મુન્દાએ કહ્યું કે ત્રણસોથી વિશેષ. હાફિઝ અબૂ મૂસા મદીની અને અબૂ ઈસ્માઈલ હિરવીએ કહ્યું કે સાતસો હઝરાતે યહ્યા ઈબ્ને સઈદથી આ હદીષને રિવાયત કરી. એના પર કાંઈક કલામ પણ કરવામાં આવ્યું છે, પણ તેહકીક સાથે આ હદીષ ''સહીહ, ગરીબ'' મશહૂર છે.

**આ ઉમ્મુલ અહાદીષ (હદીષોની જનેતા) છે** : હઝરત ઈમામે આઝમ رضی اللہ عنہએ પોતાના સાહબઝાદા હઝરત હમ્માદને વીસ વાતોની વાતોની નસીહત કરી હતી તેમાં ૧૯મી એ હતી કે પાંચ લાખ હદીષોમાંથી પાંચ હદીષો પસંદ કરી છે તેના પર વિ□ાસ કરજો. તેમણે પાંચેવ હદીષોનો ઉલ્લેખ કર્યો.

**હદીષોના વર્ણનનો સબબ** : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ ફર્માવે છે : મક્કામાં એક શખ્સે ઉમ્મે કૈસ નામની એક સ્ત્રીને નિકાહનો પયગામ આપ્યો, ઉમ્મે કૈસે એ શરત રાખી કે જો તમે મદીના હિજરત કરીને ચાલો તો તમારી સાથે નિકાહ કરી લઈશ. તેમણે હિજરત કરી અને તે બંનેના નિકાહ થઈ ગયા. તેમને અમે લોકો મુહાજિરે ઉમ્મે કૈસ કહેતા હતા. (તિબ્રાની, મોઅજમે કબીર) એના પર અલ્લામા ઈબ્ને હજરે વાંધો દર્શાવ્યો કે એ કેવળ કયાસ છે. આ વાક્યાને ઈર્શાદનો સબબ ઠરાવવું દુરુસ્ત નથી એટલા માટે કે રિવાયત પ્રમાણે સબૂત જરૂરી છે અને રિવાયતથી એની કોઈ સાબિતી નથી.

એ જ પ્રમાણે ઈબ્ને બત્તાલ મશહૂર મુહદ્દિષે ઈબ્ને સિરાજના હવાલાથી દર્શાવ્યું કે ઈસ્લામથી પહેલાં અરબી પોતાની પુત્રીઓના નિકાહ અજમી (અરબ સિવાયના) વંશવાળા લોકો સાથે કરતા ન હતા. ઈસ્લામમાં એવા નિકાહ થવા લાગ્યા તો ઘણા અજમી વંશવાળા હિજરત કરીને મદીના પહોંચ્યા કે અમારા નિકાહ અરબી ઔરતો સાથે થઈ જાય. એના પર આ ઈર્શાદ ફર્માવ્યો. એના પર એ જ વાંધો છે કે એની શું સાબિતી કે એ જ કારણે આ ઈર્શાદ ફર્માવ્યો. એવું કહેવું કે એ લોકોએ એવી રિવાયત બાબતે માહિતી પામી ત્યારે તો તેને સબબ ઠરાવ્યો. આ જવાબ પ્રથમ કારણે પણ ચાલી શકે છે કે જે લોકોએ મુહાજિરે ઉમ્મે કૈસના વાક્યાને સબબ ઠરાવ્યો તેમને પણ કોઈ વિ□સનીય રિવાયત મળી હશે. વલ્લાહ !

## (યા અય્યુહન્નાસ) ઈન્નમલ અઅમાલુ બિન્નિય્યાત

*હે લોકો ! અમલો[2] નિય્યત પર છે.*

**૨. الاعمال અલ્ આમાલ** : આ અમલનું બહુવચન છે. અને ફેઅલે મુરાદિફ (સમાનાર્થી શબ્દ) છે, પણ ઈન્દલ ઈત્લાક અફઆલથી મુરાદ અફઆલે જવારિહ જ થાય છે અને અમલો આમ (સામાન્ય) છે. અફઆલે જવારિહ્, અફઆલે લિસાન, અફઆલે કલ્બ સૌના માટે એ બોલાય છે. (હાશિયા ખયાલી મુલ્લા અબ્દુલ હકીમ) જેની દલીલ બુખારી શરીફની આ હદીષ છે જે અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત પામેલ છે કે રસૂલુલ્લાહ ﷺથી સવાલ થયો, કયો અમલ અફઝલ છે ? ફર્માવ્યું, અલ્લાહ અને રસૂલ પર ઈમાન. પૂછવામાં આવ્યું, પછી કયો ? તો ફર્માવ્યું, જેહાદ. ફરી પૂછવામાં આવ્યું, પછી કયો ? ફર્માવ્યું, મકબૂલ હજ્જ.

આ ઈબાદતો મુહર્રમાત, મકરૂહાત, મુબાહાત સૌને સમાવે છે, પણ અહીં મુરાદ કેવળ આમાલે સાલેહા (નેક અમલો) છે અને બારીક દષ્ટિથી જોતાં મુબાહ અમલો પણ સામેલ છે.

**نیات (નિય્યાત)** : નિય્યતનું બહુવચન છે. નિય્યત દિલના પાકા ઈરાદાને કહે છે, ભલે ગમે તે ચીજનો હોય. અને શરીઅતમાં ઈબાદતના ઈરાદાને નિય્યત કહે છે. *(તલ્વીહ)*

**ઈરાદા, અઝ્મ, કસ્દ** : મુહક્કિ઼કોની દષ્ટિએ "ઈરાદો" તો સિફત (ગુણ)ને કહે છે જેના થકી બે સમાનતાવાળી ચીજોમાંથી એકને અગ્રતા આપવામાં આવે, ચાહે કદીમ (હમેશાંથી હમેશાં માટે) હોય કે હાદિષ (નવી ઉદ્ભવેલી નાશવંત). નિય્યત, અઝ્મ, કસ્દ ત્રણેવમાં ઈરાદો હાદિષ મુરાદ છે એટલા માટે એનો રબ તઆલા માટે વપરાશ થતો નથી, ઈરાદાથી ઉલ્ટુ કે એનો વપરાશ રબ તઆલા માટે પણ થાય છે.

**ઈમામ શાફઈનો મઝહબ** : વુઝૂમાં નિય્યત શર્ત છે કે નહીં ? ઈમામ શાફઈ વગેરેની નજીક વુઝૂમાં નિય્યત શર્ત છે એટલા માટે જો કોઈકે વગર નિય્યતે વુઝૂ કર્યું તો તેનું વુઝૂ સહીહ થશે નહીં. એ વુઝૂથી નમાઝ થશે નહીં. તેમની દલીલોનો સાર આ છે.

**ઈમામ શાફઈની દલીલ** : એના પર સૌની એકમતિ છે કે **الاعمال**થી મુરાદ ઈબાદતો છે, બધા જ અમલો નહીં. દા.ત. મુબાહ કે ગુનાહ મુરાદ નથી. **الاعمال** (અલ આમાલ) પર અલિફ લામ ઈસ્તેગરાકના માટે છે એટલા માટે એમાં તમામ ઈબાદતો દાખલ છે, ચાહે તે મકસૂદ હોય કે ગૈર મકસૂદ. અને જો અલિફ લામ જિન્સના માટે માનીએ તો પણ એ જ પરિણામ છે. એટલા માટે કે **إنما**(ઈન્નમા) હસ્ર (ઘેરાવ)ના માટે છે. બંને પક્ષોની એકમતીએ અલ્ આમાલનો મુઝાફ મહઝૂફ છે.

તો હવે મતલબ એ થયો કે કોઈ અમલ નિય્યત વિના મૌજૂદ નથી હોતો, એ બાતિલ (ખોટુ) છે. એટલા માટે કે અઝાન, કિરાઅત, ઝિક્ર વગેરે ઘણી ઈબાદતોનું વજૂદ એકમતિએ એથી ઉલ્ટુ થઈ જાય છે.

તો હવે આ હદીષની સચ્ચાઈના માટે અહીં મજાઝી અર્થ લેવો જરૂરી થયું અને આ અર્થ મજાઝી હુકમ છે. અને હુકમ બે છે : દુન્યવી એટલે સેહત તથા ફસાદ (સહીહ તથા ગલત) અને ઉખરવી (આખેરતને લગતો) એટલે સવાબ.

ઈમામ શાફઈને ત્યાં ઉમૂમ મજાઝ મુરાદ લેવું જાઈઝ નથી. એટલા માટે એક સમયે બંને મુરાદ નથી હોઈ શક્તાં, એ બંનેવમાં કેવળ એક જ મુરાદ થશે. સવાબ કરતાં સેહત અમલની અધિક નિકટ છે એટલા માટે કે સેહત અમલ પર મુરત્તબ (લાગુ) થાય છે અને સવાબ અમલની સેહત પર. એટલે સેહતનો તરત્તુબ અમલ પર વાસ્તા વિના છે અને સવાબનો વાસ્તા સાથે. એટલે સેહત મુરાદ લેવા માટે સવાબ પર અગ્રતા થઈ.

હવે હદીષનો મતલબ એ થયો કે જેટલા પણ અમલો છે ચાહે મકસૂદ હોય કે ગૈર મકસૂદ સૌના સેહત (સહીહ હોવું) નિય્યત પર છે. જો નિય્યત છે તો સહીહ અને નથી તો ગલત. એટલા માટે વુઝૂ પણ નિય્યત વિના

સહીહ નથી.

**જવાબ** : આ દલીલોથી સાબિત થયું કે કોઈ ઈબાદત નિય્યત વિના ઈબાદત નથી. એનાથી અમને ઈન્કાર નથી, અમે પણ એ માનીએ છીએ કે વિના નિય્યતે કોઈ પણ અમલ ઈબાદત નથી, એટલે સુધી કે વુઝૂ ગુસ્લ પણ નિય્યત વિના ઈબાદત ન ગણાશે. પણ કોઈ અમલનું સહીહ થવું અલગ વાત છે અને તેનું ઈબાદત હોવું અલગ વાત છે. એવું થઈ શકે છે કે એક ચીજ જાતે પોતે સહીહ હોય પણ ઈબાદત ન હોય. જેમ કે નિકાહ, જો ફર્માંબરદારીની નિય્યત વિના કર્યા તો ઈબાદત ન ગણાશે, પણ શરીઅતની રૂએ સહીહ છે. એ જ પ્રમાણે અમે કહીએ છીએ કે જો કોઈએ વિના નિય્યતે વુઝૂ કર્યું તો એ વુઝૂ સહીહ ગણાશે, જો કે તે ઈબાદત ગણાશે નહીં, તેના કરવા પર સવાબ ન થશે.

એનો ખુલાસો એ છે કે ઈબાદતોના બે પ્રકાર છે : મકસૂદા જેમ કે નમાઝ, રોઝા એનાથી મકસૂદ સવાબ પ્રાપ્તિ છે. એને જો નિય્યત વિના અદા કરવામાં આવે એ સહીહ થશે નહીં, એટલા માટે કે એનાથી હેતુ સવાબનો હતો અને જ્યારે સવાબ ન રહ્યો તો હેતુ ગુમ થવાથી મૂળ ચીજ રહેશે નહીં.

બીજી ઈબાદત ગૈર મકસૂદા જે બીજી ઈબાદતોના માટે ઝરીયો હોય જેમ કે નમાઝ માટે ચાલવું, વુઝૂ, ગુસ્લ વગેરે. આ ગૈર મકસૂદા ઈબાદતોને જો કોઈ ફર્માંબરદારીની નિય્યતે કરશે તો તેને સવાબ મળશે, અને જો નિય્યત વિના કરશે તો સવાબ મળશે નહીં. પણ વસીલા તથા ઝરીયો હોવાના એ'તબારથી શરીઅત મુજબ સહીહ થશે અને તેનાથી નમાઝ સહીહ થઈ જશે. અને શાફઈઓની દલીલથી સાબિત થયું તો એ કે નિય્યત વિના વુઝૂ ઈબાદત નથી, એ સાબિત ન થયું કે તે આ અર્થમાં સહીહ પણ ન થયું કે નમાઝના માટે ઝરીયો ન બની શકે. એ જો ઈબાદત ન રહ્યું તો કોઈ ખરાબી નથી, પણ તેનો બીજો તથા મહત્વનો મકસદ 'ઈબાદતનો ઝરીયો થવું' એ તો બાકી રહ્યું જેમ કે ચાલવું કે ફર્માંબરદારીની નિય્યત વિના મસ્જિદ તરફ ચાલ્યો તો એ ઈબાદત ન થયું પણ નમાઝનો ઝરીયો તો થઈ ગયો. એ જ પ્રમાણે પાકી માટેનું ગુસ્લ જેમાં વુઝૂ પણ દાખલ છે ભલે નિય્યત વિના હોય તો ઈબાદત નથી પણ ઈબાદતનો ઝરીયો તો થશે.

**હનફીઓની દલીલ** : શાફઈઓની દલીલોથી સાબિત થયું કે અમુક વાતો એમને પણ સ્વીકાર્ય છે :– (૧) આમાલથી મુરાદ ઈબાદતો છે. (૨) નિય્યતથી મુરાદ નિય્યતનો શરઈ અર્થ ફર્માંબરદારીનો ઈરાદો છે. (૩) અને અહીં "અલ્ આમાલ"નો મઝાફ મહઝૂફ છે. (૪) અને આ જરૂરતના લીધે મહઝૂફ માનવામાં આવ્યો છે. હવે હનફીઓ કહે છે :– જે ચીજ જરૂરતના લીધે મકદર માનવામાં આવે છે તે જરૂરતના પ્રમાણે હશે, જરૂરતથી વિશેષ માનવામાં ખરાબીઓનો દરવાજો ખોલવું છે.

તદ્ઉપરાંત તેના હઝફ પર કયાસ (કરીનો–નિશાની જેવું) થવો પણ જરૂરી છે, ચાહે અકલી, લફઝી, ચાહે, ચાહે મઅનવી (અર્થની રીતે). તમામ ઉમ્મતનો એના પર ઈજમાઅ છે કે કોઈ પણ ઈબાદતનો સવાબ નિય્યત વિના નથી. તેમજ આ હદીષનો આખરી હિસ્સો :–

"જેની હિજરત અલ્લાહ વ રસૂલની તરફ હોય તેની હિજરત અલ્લાહ તથા રસૂલની તરફ છે અને જેની હિજરત ઔરત તથા દુનિયાના માટે હોય તેની હિજરત તેના જ તરફ છે જેના તરફ તેણે હિજરત કરી."

એના પર (ક઼રીના) ક઼યાસ એ જ છે કે કોઈ પણ નેક અમલ પર સવાબ નિય્યતથી જ મળશે, નિય્યત વિના કોઈ સવાબ મળશે નહીં. આ બે અકલી તથા નકલી કયાસોના કારણે અહીં સવાબનો મહઝૂફ માનવો જરૂરી છે અને આટલાથી હઝફની જરૂરત પૂરી થઈ ગઈ. અને સવાબ આખેરત સંબંધી હુકમ છે જેથી દુનિયવી હુકમ એટલે સેહત મુરાદ લેવું રદ થાય છે. તેમ જ જો હુકમને મહઝૂફ માને અને દુનિયવી હુકમ મુરાદ લે એટલે સેહત, તો હદીષનો અંતિમ ભાગ આગલાના વિરોધાભાસી થશે. કેમ કે اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّات નો મતલબ એ થયો કે નિય્યત વિના અમલ સહીહ નથી, એટલે કે એનું વજૂદ જ નથી. અને આમિલ જિમ્મેદારીથી મુક્ત નથી.

وَاِنَّمَا لِكُلِّ امْرِئٍ مَّا نَوٰى

*"દરેક શખ્સના માટે તે જ છે જે એણે નિય્યત કરી[3]★.*

فَمَنْ كَانَتْ هِجْرَتُهٗ اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ فَهِجْرَتُهٗ اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ وَمَنْ

*જેથી જેની હિજરત[4] અલ્લાહ અને તેના રસૂલની તરફ હોય તેની હિજરત અલ્લાહ અને રસૂલની તરફ જ છે*

كَانَتْ هِجْرَتُهٗ اِلٰى دُنْيَا يُصِيْبُهَا اَوْ اِلَى امْرَاَةٍ يَّنْكِحُهَا فَهِجْرَتُهٗ اِلٰى مَا هَاجَرَ اِلَيْهِ

*અને જેની હિજરત દુનિયાની તરફ હોય જેથી તેને હાંસલ કરે અથવા કોઈ સ્ત્રીની પ્રતિ હોય કે તેણીથી શાદી કરે તો તેની હિજરત તેણીની તરફ છે જેના તરફ તેણે હિજરત કરી⊛.*

જ્યારે કે હુઝૂરે અકદસ ﷺએ ફર્માંબરદારીની નિય્યત વિના કેવળ દુનિયા પ્રાપ્તિ કે સ્ત્રી પ્રાપ્તિને માટે હિજરત કરનારની હિજરતને હિજરત કહી અને તેમને ફર્ઝના પાલનથી મુક્ત માન્યા, નહીં તો લાઝિમ આવશે કે એ સહાબીઓ ફર્ઝ ત્યજીને ફાસિક બન્યા ! કેમ કે મક્કાના ફતહ પહેલાં હિજરત ફર્ઝ હતી. અને સહાબીઓ સર્વે આદિલ છે. જેથી માનવું પડશે કે એ હિજરત સહીહ અને એવા મુહાજિર પણ હિજરતના ફર્ઝથી મુક્ત થયેલા છે. એટલા માટે હદીષના અગ્રભાગ તથા છેવટના ભાગને વિરોધાભાસથી બચાવવા માટે સવાબને મહઝૂફ માનવો લાઝિમ ઠરે છે. હવે જ્યારે કે સાબિત થઈ ગયું કે અહીં મહઝૂફ સવાબ છે, તો હદીષનો એ મતલબ થયો કે : **"અમલોના સવાબ નિય્યત પર જ છે, નિય્યત વિના કોઈ અમલ પર સવાબ નથી."**

બલ્કે હવે એની પણ હાજત ન રહી કે અમલોને ઈબાદતો સાથે ખાસ રાખવામાં આવે, મુબાહ બાબતો પણ ફર્માંબરદારીની નિય્યતે કરવામાં આવે તો એના પર પણ સવાબ મળશે. એ જુદી વાત છે કે હવે એ મુબાહ બાબતો ઈબાદત થઈ જશે, પણ અહીં બહષ એ નથી કે કઈ ચીજ અંજામના એ'તબારથી ઈબાદત થઈ શકે છે, બલ્કે ચર્ચા એમાં છે કે જે ચીજ હાલમાં ઈબાદત છે તે જ મુરાદ છે અથવા જે હાલમાં મુબાહ છે અને અંજામ ઈબાદતનું કાર્ય બને એ પણ મુરાદ છે.

**૩. કેવળ નિય્યત પર સવાબ** : પ્રથમ હિસ્સામાં "આમાલ" અફઆલે જવારિહ તથા અફઆલે કલ્બને સામેલ હતાં જેમાં નિય્યત પણ દાખલ છે. પણ નિય્યતના માટે નિય્યત જરૂરી ઠરાવવામાં સતત ક્રમ જરૂરી ઠરે છે કે પછી એ નિય્યતના માટે પણ નિય્યત જરૂરી થશે. આ રીતે એ ક્રમ અનંત ચાલશે. એટલા માટે માનવું પડશે કે ત્યાં "આમાલ"થી નિય્યત અલગ છે **اِنَّمَا الاَعْمَالُ بِالنِّيَات**થી નિય્યત સિવાય સર્વ અમલોનો હુકમ વર્ણન કર્યા બાદ નિય્યતનો હુકમ ઈર્શાદ ફર્માવ્યો કે દરેક શખ્સને તેની નિય્યતનો જ સવાબ મળશે.

એનો ખુલાસો આ હદીષે કુદ્સીમાં છે કે અલ્લાહ ﷻ ફર્માવે છે :–

**اذا هَمَّ عبدى بسَيِّئة فلاتكتبوها واذا هَمَّ بحَسَنة فلم يعملها فاكتبوها حسنة فان عملها فاكتبو ها عشراً**

"જ્યારે કોઈ બંદો બુરાઈનો ઈરાદો કરે તો તેને ન લખશો, જ્યારે બંદો કોઈ નેકી કરવાનો ઈરાદો કરે અને ન કરી શકે તો એક નેકી લખો અને જો કરી લે તો દસ લખો." *(બુખારી કિતાબુત્તૌહીદ, મુસ્લિમ કિતાબુલ ઈમાન)*

ગઝવાએ તબૂકમાં ઈર્શાદ ફર્માવ્યો, "મદીના તયબહમાં કેટલાક લોકો પોતાની મજબૂરીઓના કારણે રહી

*★ફી નુસ્ખતુલ્ ઉખરા ⊛બુખારી કિતાબુલ્ ઈમાન વગેરે, મુસ્લિમ બાબુલ અમારત, અબૂ દાઊદ તલાક઼, નિસાઈ તહારત વગેરે, ઈબ્ને માજહ–ઝુહદ, તિર્મિઝી, મુસ્નદે ઈમામ અહમદ, દારકુત્ની, ઈબ્ને હબ્બાન, બયહકી.*

ગયા, આપણી સાથે ન આવી શક્યા તેઓ પણ સવાબમાં આપણી સાથે છે. સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ જ્યારે તેઓ આપણી સાથે શરીક નથી તો સવાબમાં કઈ રીતે શરીક થઈ ગયા ? ફર્માવ્યું, પોતાની સાચી નિય્યતના કારણે."

હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہ હઝરત રુકૈયા رضی اللہ عنہاની બીમારીમાં ચાકરી ખાતર ગઝવાએ બદરમાં શરીક ન થઈ શક્યા પણ પોતાની નિય્યતના લીધે સવાબમાં શરીક છે, અને માલે ગનીમતમાં પણ તેમને હિસ્સો મળ્યો.

એનાથી સ્પષ્ટપણે જાહેર થઈ ગયું કે માણસ જો કોઈ નેક કામ કરવાનો ઈરાદો કરે અને ન કરી શકે તો એના ઉપર પણ સવાબ મળશે. એને બીજી હદીષમાં ફર્માવ્યું : نیۃ المؤمن خیرمن عملہ "મો'મિનની નિય્યત તેના અમલ કરતાં બેહતર છે." એ રીતે કે નિય્યત પર સવાબ શર્ત વિના છે અને અમલ પર નિય્યતની શર્ત છે. તેમ જ નિય્યતમાં કોઈ તકલીફ નથી અને અમલમાં તકલીફ છે.

**તફરીઅ (કાઢવું)** : બે હુકમ મૂળ (પાયાના) સિદ્ધાંત રૂપે વર્ણન કર્યા બાદ એના પર બે પેટા સિદ્ધાંતને કાઢયા. હસ્રના બે ભાગ હોય છે : વજૂદી, અદમી. એ જ પ્રમાણે અહીં પણ છે એક વજૂદી એટલે તમામ અમલોનો સવાબ નિય્યતથી જ મળે છે, એના માટે ઈર્શાદ ફર્માવ્યો : "જેની હિજરત અલ્લાહ અને તેના રસૂલની તરફ હોય તેની હિજરત અલ્લાહ અને તેના રસૂલની જ તરફ છે." બીજી અદમી એટલે કે કોઈ અમલ પર નિય્યત વિના સવાબ નથી. એના માટે ફર્માવ્યું : "અને જેની હિજરત દુનિયા હાંસલ કરવા માટે અથવા સ્ત્રીથી શાદી કરવાને માટે હોય તેની હિજરત તેના જ તરફ છે જેના તરફ તેણે હિજરત કરી."

**૪. હિજરતનો અર્થ** : (૧) હિજરતનો શાબ્દિક અર્થ છોડવું છે. હદીષમાં છે :–

المهاجرمن هجرما نهى الله عنه "મુહાજિર તે છે જે છોડી આપે તે જેનાથી અલ્લાહે મના કર્યું." શરીઅતમાં હિજરત દીન બચાવવાના માટે એક જગાએથી બીજી જગાએ સિફટ થવાને કહે છે. હિજરત ક્યારેક ફર્ઝ હોય છે ક્યારેક વાજિબ ક્યારેક સુન્નત ક્યારેક મુસ્તહબ. ક્યારેક હરામ ક્યારેક મકરૂહ ક્યારેક ખિલાફે ઉલા.

**દુનિયા** : دُنُوٌّથી મુશ્તક છે فُعْلٰیના વજન પર ઈસ્મે તફઝીલ મુઅન્નષ છે. دُنُوٌّનો અર્થ નજીક થવું. દુનિયાનો શાબ્દિક અર્થ ખૂબ જ વધારે નજીક થનાર. અને ઉર્ફી અર્થથી સામ્યતા એ છે કે દુનિયા અંત તથા નાશની અતિ નજીક છે. શરીઅતમાં દુનિયા કોને કહે છે એના બારામાં બે કથનો છે : એક એ જે કાંઈ આસ્માનો તથા જમીનમાં છે તે દુનિયા છે. બીજુ એ કે તમામ મખ્લૂકાત (સૃષ્ટિ) ચાહે જમીનો હોય ચાહે દુનિયાના જવાહિરો છે.

**હિજરતના પ્રકાર** : હુઝૂર અકદસ ﷺના મુબારક યુગમાં ચાર પ્રકારની હિજરત થઈ : (૧) હબ્શાની હિજરત પહેલી (૨) હબ્શાના બીજી હિજરત (૩) ફતહ પહેલાં મક્કાથી મદીના તરફ હિજરત (૪) અરબ કબીલાઓની મદીના તરફ હિજરત. હદીષોમાં જ્યાં ક્યાંક હિજરતનો શબ્દ આવ્યો તે મુત્લક (પાબંદી વિના) આવ્યો છે એનાથી મુરાદ મદીના તરફની હિજરત છે. એ સિવાય હદીષોમાં આ અર્થોમાં પણ લાગુ પડે છે : (૧) શરઈ કારણોસર એક જગાએથી બીજી જગાએ જતા રહેવું, જેમ કે અમુક હદીષોમાં આવ્યું છે કે જ્યાં સુધી તૌબાનો દરવાજો બંધ થશે નહીં હિજરત પણ બંધ થશે નહીં. અને તૌબાનો સ્વીકાર સૂરજના પશ્ચિમેથી ઉગ્યા બાદ બંધ થશે. (અબૂ દાઊદ, નિસાઈ) અને ફર્માવ્યું જ્યાં સુધી જેહાદ છે હિજરત છે, જ્યાં સુધી દુશ્મન લડતો રહેશે હિજરત છે. (મુસ્નદે ઈમામ અહમદ) એમાં એક હદીષ આ પણ છે : હિજરત પછી હિજરત થશે. જમીનના સારા લોકો હઝરત ઈબ્રાહીમની હિજરતની જગા (શામ, સીરીયા)માં તબદીલ થઈ જશે અને બાકીની જમીન પર બદ્તરીન લોકો રહી જશે. (૨) શરીઅતની મના કરેલ બાબતો છોડવી.

**આ હદીષથી કિતાબની શરૂઆતનો હેતુ** : દરેક કામ પર સવાબ કેમ કે સારી નિય્યત પર જ આધારિત છે અને બુરી નિય્યતથી સારામાં સારું કામ બેકાર છે. એટલા માટે ઈમામ બુખારીએ આ હદીષથી કિતાબનો પ્રારંભ કર્યો કે વાંચક તથા વંચાવનાર, શૈખ તથા શાગિર્દ, તા'લીમ તથા શિક્ષણ સારી નિય્યત સાથે કરે કોઈ બુરી નિય્યતે ન કરે, નહીં તો બધી મહેનત નિરર્થક તથા બેકાર છે.

# ② حدیث، وحی کے اقسام

**[હદીષ :૨ ] ''વહીના પ્રકારો''**

عن عائشة ام المؤمنين رضى الله تعالى عنها

ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા[૧] رضی اللہ عنہا થી રિવાયત છે.

انها قالت ان الحارث بن هشام سأل رسول الله صلى الله تعالى عليه وسلم

''કે હારિષ ઈબ્ને હેશામે[2] રસૂલુલ્લાહ[3] صلی اللہ علیہ وسلم ને પૂછયું''

فقال يا رسول الله كيف يأتيك الوحى فقال رسول الله صلى الله تعالى عليه وسلم

હુઝૂરની પાસે વહી કેવી રીતે આવે છે ?[૪] તો ફર્માવ્યું, ક્યારેક ઘંટડીના અવાજની જેમ આવે છે અને

احيانا يأتينى مثل صلصلة الجرس وهو اشده على فيفصم عنى وقد وعيت

એ મારા પર સૌથી વિશેષ સખ્ત છે. ફરિશ્તો[૫] જે કાંઈ કહે છે એને હું યાદ કરી લઉં છું તો એ કૈફિયત દૂર

عنه ما قال واحيانا يتمثل لى الملك رجلا فيكلمنى فاعى ما يقول قالت

થઈ જાય છે અને ક્યારેક ફરિશ્તો પુરૂષના રૂપમાં આવીને મારી સાથે વાત કરે છે જે કાંઈ તે કહે છે તેને યાદ

عائشة رضى الله تعالى عنها ولقد رأيته ينزل عليه الوحى فى اليوم الشديد

કરી લઉં છું. હઝરત આઈશા رضی اللہ عنہا એ જણાવ્યું કે મેં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને જોયા કે સખત ઠંડીના દિવસોમાં

البرد فيفصم عنه وان جبينه ليتفصد عرقاء

વહી ઉતરતી તો વહીના અંતમાં પેશાની મુબારક પસીનાથી તર થઈ જતી★.

**સમજૂતી : ૦૨**

**૧. હઝરત આઈશા** رضی اللہ عنہا : નામ મુબારક છે. ઉમ્મુલ મો'મિનીન, સિદ્દીકા લક્બો છે અને ઉમ્મે અબ્દુલ્લાહ કુન્નિયત (ઉપનામ) છે. આપના પેટે કોઈ ઔલાદ નથી થઈ. હુઝૂરે અકદસ صلی اللہ علیہ وسلم એ તેમના ભાણ્યા હઝરત અસ્માના સાહબઝાદા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہ ના એ'તબારથી ઉમ્મે અબ્દુલ્લાહ કુન્નિયત રાખી.

★ (બુખારી બદઉલ્ વહી વ બદઉલ ખલ્ક, મુસ્લિમ ફઝાઈલ, તિર્મિઝી મનાકિબ, મોઅત્તતા ઈમામ માલિક, મુસ્નદે ઈમામ અહમદ)

"ઉમ્મુલ મો'મિનીન" ખાસ એમના માટે નથી બલ્કે તમામ હુઝૂરની પાક બીબીઓને કહેવામાં આવે છે. જેમ કે કુર્આન મજીદમાં ફર્માવવામાં આવ્યું છે : أَزْوَاجُهُ أُمَّهَاتُهُمْ "નબીની બીવીઓ મુસલમાનોની માંઓ."

આપ પ્રથમ ખલીફા સિદ્દીકે અકબરનાં સાહબઝાદી છે. માંનું નામ ઉમ્મે રુમાન છે જેમનો વિસાલ : હિ.સ. ૬ માં થયો.

હઝરત સિદ્દીકા નબવી સન ૪ માં પેદા થયાં. સન ૧૦માં હઝરત ખદીજતુલ કુબરા رضی اللہ عنہاની વફાત બાદ હબાલા નિકાહમાં આવ્યાં. અન્ય પાક બીવીઓની સમાન બરાબર ચારસો દિરહમ મહેર નિશ્ચિત થયું. નિકાહ બાદ ત્રણ વરસ સુધી મક્કા મોઅઝ્ઝમામાં રહ્યાં. હિજરત પછી જ્યારે આપ પણ મદીના તયબાહ આવી ગયાં તો નવ સાલની ઉમરમાં વિદાય થઈ. નવ વરસ હુઝૂરે અકદસની ખિદમતમાં રહ્યા. વિસાલ બાદ ૪૮ વરસો સુધી જીવંત રહ્યાં. હિ.સ. ૫૭માં ૧૭–રમઝાન મંગળવારે ૬૬ વરસની વયે મદીના મુનવ્વરામાં વિસાલ ફર્માવ્યો. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہએ જનાઝાની નમાઝ પઢાવી. વસીયતના પ્રમાણે અન્ય પાક બીવીઓની સાથે જન્નતુલ બકીઅમાં વિત્રની નમાઝ બાદ દફન થયાં.

આપ તમામ ફઝાઈલ તથા કમાલોમાં સર્વ પાક બીવીઓથી વિશિષ્ટ રહેતાં ત્રણ એવી ખૂબીઓ ધરાવે છે જે કોઈનામાં નથી :–

૧. હુઝૂરે અક્દસ ﷺને આપની સાથે અન્યના કરતાં સૌથી અધિક મહોબ્બત હતી.

૨. ઈલ્મ, ઈજતેહાદમાં સૌથી આગળ હતાં. હઝરત ખુલફાએ રાશિદીનના સમયથી જ ફત્વા આપતાં હતાં.

૩. જેટલી હદીષો તેમનાથી રિવાયત થઈ છે એટલી પાક બીવીઓમાં કોઈના થકી રિવાયત નથી પામી. એના કારણે એક કથન એ પણ છે કે આપ દુનિયાની સર્વ સ્ત્રીઓમાં કોઈ અપવાદ વિના, એટલે સુધી કે હઝરત સૈયદા અને હઝરત ખદીજા કરતાં પણ અફઝલ છે.

અમુક હઝરાતે જણાવ્યું કે હઝરત સૈયદા સાહબઝાદી છે, રસૂલે પાકનાં પુત્રી હોવાના લીધે આપ સૌથી એટલે સુધી કે હઝરત સિદ્દીકાથી પણ અફઝલ છે.

**એક ગલત દલીલ** : પરંતુ દલીલ વજન વિનાની છે એટલા માટે કે પછી લાઝિમ ઠરશે કે હઝરત કાસિમ, હઝરત તૈયબ, હઝરત તાહિર, હઝરત ઝૈનબ, હઝરત રુકૈયા, હઝરત ઉમ્મે કુલ્ષૂમ, હઝરત ઈબ્રાહીમ رضی اللہ عنہم સૈયદાની ફઝીલતમાં સમાન અને હઝરત સિદ્દીકા બલ્કે ખુલ્ફાએ રાશિદીનથી પણ અફઝલ હોય. અને એની હિંમત કોઈ નથી કરી શક્તું. ન અહલે સુન્નત ન રાફઝી.

**એક લતીફો** : એકવાર પ્રથમ ત્રણેવ ખલીફાઓની હઝરત અલી કરતાં અફઝલિયત વિશે ચર્ચા ચાલી રહી હતી કે એક સાહબે ઘણા જ જઝબાતી લહેજામાં કહ્યું, જિગર, જિગર છે ! દિગર દિગર છે !

એના પર મેં તુરંત કહ્યું કે હઝરત અલી જિગર છે ક્યાં ? પછી તો જરૂરી ઠરશે કે હઝરત ઝૈનબ, રુકૈયા, ઉમ્મે કુલ્ષૂમ તથા સૈયદા એ હઝરત કરતાં પણ અફઝલ હોય. બલ્કે હસ્નૈન હઝરાત અને તેમના સાહબઝાદાઓનું પણ હઝરત અલીથી અફઝલ થવું લાઝિમ ઠરશે, કેમ કે એ સૌ જિગર છે અને હઝરત અલી જિગર નથી. એનાથી તે સાહબ ખૂબ જ ખસિયાણા પડી ગયા.

આ તો કેવળ નકલ થયેલ કથનો (અકવાલ) તથા ગલત દલીલોનો જવાબ હતો, નહીં તો આપણી આદત મૌન રહેવાની છે હા, એ વર્ગીકરણ કરી શકાય છે કે હઝરત ખદીજા તથા સિદ્દીકા અને હઝરત સૈયદા તમામ દુનિયાની ઔરતોથી અફઝલ, પાક બીવીઓમાં સૌથી અફઝલ હઝરત ખદીજા અને હઝરત સિદ્દીકા, અને પાક પુત્રીઓમાં સૌથી અફઝલ હઝરત સૈયદા છે.

આપના થકી ૨૧૦ હદીષો રિવાયત પામી છે, ૧૭૪ બુખારી તથા મુસ્લિમમાં છે, ૫૪ કેવળ બુખારી, ૬૮

કેવળ મુસ્લિમે રિવાયત કરી.

ઉલમા ફર્માવે છે કે દીનનો ચોથાઈ ભાગ આપનાથી રિવાયત પામેલ છે. મહાન સહાબાએ કિરામ કઠીનથી કઠિન મુશ્કેલથી મુશ્કેલ મસાઈલમાં આપના પ્રતિ રજૂ કરતા અને સંતોષકારક જવાબ પામતા. તફસીર, હદીષ, ફિકહ, અન્સાબ, અસ્રારે શરીઅતના માહિર હતાં. ખિતાબતમાં પણ કમાલ પ્રાપ્ત હતો.

**૨. હારિષ ઈબ્ને હેશામ** : હઝરત સૈફુલ્લાહ ખાલિદ ઈબ્ને વલીદના ચાચાઝાદ ભાઈ અને અબૂ જહલ લઅનતીના સગા ભાઈ હતા. જંગે બદર તથા ઓહદમાં કુરૈશીઓ સાથે હતા. ફતહે મક્કાના દિવસે ઈમાન લાવ્યા. આપે પ્રથમ ગભરાઈને હઝરત ઉમ્મે હાનીની પાસે આવીને પનાહ લઈ લીધી. હઝરત અલી ચાહતા હતા કે કત્લ કરી નાખે તો હઝરત ઉમ્મે હાની આડે ઉતર્યા. હુઝૂરે અકદસના દરબારમાં કેસ રજૂ થયો. ઉમ્મે હાનીએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! મેં જેને પનાહ આપી છે અલી તેને કત્લ કરવા ચાહે છે. ફર્માવ્યું, હે ઉમ્મે હાની ! જેને તમે પનાહ આપી તેને મેં પનાહ આપી !

હઝરત હારિષના ૩૨ પુત્રો હતા જેમનામાંથી અબૂબક્ર મદીનાના મશહૂર સાત ફકીહોમાંથી છે. ફારૂકી ખિલાફત દરમ્યાન મક્કા મોઅઝ્ઝમાથી શામ (સીરીયા) એ ઈરાદે નીકળ્યા કે હવે ઘરે પાછા નથી ફરવું, બાકીનું જીવન જેહાદમાં જ ખત્મ કરવું છે. અલ્લાહ ﷻએ એ ખ્વાહિશ પૂર્ણ ફર્માવી સન હિ. ૧૫માં રજબ મહીનામાં જંગે યરમૂકમાં શહીદ થયા.

**૩. નબી અને રસૂલની તહકીક** : ઉલમાને એમાં મતભેદ છે કે નબી અને રસૂલ સમાનઅર્થી છે કે એમાં કાંઈ ફરક છે. એના બારામાં ચાર કથનો છે :–

(૧) બંને સમાનઅર્થી છે. (૨) બંને અલગ છે. (૩) એમનામાં આમ તથા ખાસ મુત્લક (બેકૈદ)ની નિસ્બત છે. (૪) એમનામાં આમ તથા ખાસ મિન વજ હિન્ (એક રીત)ની નિસ્બત છે. જે લોકો સમાનઅર્થી કહે છે તેમની દલીલ એ છે કે કુર્આને કરીમમાં વિવિધ સ્થાને રસૂલ બોલવામાં આવ્યું છે અને તેનાથી નબીઓ મુરાદ લીધેલ છે. દા.ત. ફર્માવ્યું : وَقَفَّيۡنَا مِنۡ بَعۡدِهٖ بِالرُّسُلِ "મૂસા બાદ અમે સતત રસૂલ મોકલ્યા."

જ્યારે કે ફરક દર્શાવવાળા જે અર્થ રસૂલનો જણાવે છે એ અર્થમાં તેમનામાંનો કોઈ રસૂલ ન હતો. ફર્માવ્યું : لَا نُفَرِّقُ بَيۡنَ اَحَدٍ مِّنۡ رُّسُلِهٖ "એ રસૂલો દરમ્યાન અમે ફરક નથી કરતા."

અને ફર્માવ્યું : وَرُسُلًا قَدۡ قَصَصۡنَا هُمۡ عَلَيۡكَ مِنۡ قَبۡلُ وَرُسُلًا لَّمۡ نَقۡصُصۡهُمۡ عَلَيۡكَ "એમનાથી અગાઉ કેટલાક રસૂલોના પ્રસંગો અમે બયાન કર્યા અમુકના હજી બયાન નથી કર્યા."

આ બંને આયતોમાં અને એના ઉપરાંત ઘણી આયતોમાં "રસૂલ"થી મુરાદ તમામ અંબિયાએ કિરામ (નબીઓ) છે, ચાહે પારિભાષિક રસૂલના અર્થમાં હોય કે ન હોય. જે લોકો બંનેના અર્થમાં તફાવતના માનનારા છે તેમની દલીલ એ છે કે :–

ઈર્શાદ ફર્માવ્યો : وَمَا اَرۡسَلۡنَا مِنۡ قَبۡلِكَ مِنۡ رَّسُوۡلٍ وَّلَا نَبِيٍّ اِلَّا اِذَا تَمَنّٰۤى اَلۡقَى الشَّيۡطٰنُ فِىۡۤ اُمۡنِيَّتِهٖ "તમારાથી અગાઉ જેટલા નબી તથા રસૂલ મોકલ્યા સૌનો હાલ એ થયો કે તેમની તિલાવતમાં કદી કદી શૈતાને કાંઈક દખલ દીધી."

આ આયતમાં નબી પર રસૂલને ફેરવવું છે અને આ ફેરવવું અલગતાની દલીલ છે. જે લોકો ઉમૂમ (સામાન્ય) તથા ખુસૂસ (ખાસ)ના માનનારા છે તેમની દલીલ એ છે કે હઝરત ઈસ્માઈલ અને હઝરત મૂસાના માટે ફર્માવ્યું : وَكَانَ رَسُوۡلًا نَّبِيًّا "આ નબી રસૂલ હતા."

જો સમાનઅર્થી હોય તો બંનેનો ઉલ્લેખ નિરર્થક છે, અસમાનઅર્થી હોય તો ભેગું કરવું અશક્ય, જેથી જણાયું કે ઉમૂમ તથા ખુસૂસ છે.

**નબી તથા રસૂલની સંખ્યા :** એ ઉપરાંત હદીષમાં છે કે હઝરત અબૂઝર رضی اللہ عنہ એ પૂછયું કે અંબિયા (નબીઓ)ની સંખ્યા કેટલી છે ? ફર્માવ્યું, એક લાખ ચોવીસ હજાર. અર્ઝ કરી, એમાં રસૂલ કેટલા ? ઈર્શાદ ફર્માવ્યો, ૩૧૦ થી કાંઈક અધિક. અને એક રિવાયતમાં છે, ત્રણસો પંદર. (મિશ્કાત બહવાલા મુસ્નદે ઈમામ અહમદ) ત્રીજી રિવાયતમાં છે : ત્રણસો તેર. એનાથી સાબિત થયું કે, દરેક રસૂલ નબી છે પણ દરેક નબી રસૂલ નથી. આમ તથા ખાસ મુત્લકની આ દલીલ છે.

જે લોકો કહે છે કે આમ તથા ખાસ મિન્ વજહિન્ છે તેમની દલીલ એ છે કે, ફરિશ્તાઓ પર કુર્આન મજીદ અને હદીષોમાં રસૂલ બોલવામાં આવેલ છે, પણ તેમના માટે નબી ક્યાંય નથી બોલાયું. તો જાણવા મળ્યું કે ફરિશ્તા રસૂલ છે પણ નબી નથી. હઝરત ઝકરિયા, હઝરત યહ્યા, શઅ્યા વગેરે નબી છે પણ રસૂલ નથી. હઝરત ઈબ્રાહીમ, હઝરત મૂસા વગેરે રસૂલ પણ છે નબી પણ છે. આમ તથા ખાસ મિન્ વજહિન્ છે.

જે લોકો નબી અને રસૂલમાં આમ ખાસ મુત્લક માને છે તેઓ નબીની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે : નબી તે બશર (માનવી) છે જેની પાસે અલ્લાહ તરફથી વહી આવતી હોય ચાહે નવી શરીઅત તથા નવો દીન લઈને આવ્યા હોય કે ન હોય. રસૂલ તે નબી છે જે નવી શરીઅત તથા નવો દીન લઈને આવ્યા હોય.

આ વ્યાખ્યાથી ફરિશ્તા પરિભાષિક અર્થમાં રસૂલ થશે નહીં. રસૂલ કહેવાના જવાબમાં આ લોકો કહે છે કે એ શાબ્દિક (શબ્દકોશના) અર્થમાં છે. પણ આ વ્યાખ્યા પર એ વાંધો પડે છે કે હમણા આવી ગયું કે હઝરત ઈસ્માઈલ રસૂલ હતા પણ એ નવી શરીઅત લઈને નથી આવ્યા. હઝરત ઈબ્રાહીમની શરીઅતના પાબંદ હતા. *(બયઝાવી)*

**નબીઓના સહીફાઓ (કિતાબો)ની સંખ્યા :** એ ઉપરાંત આગળ આવી ગયું કે રસૂલોની સંખ્યા ત્રણસો તેર હતી અને સહીફા કુલ ચારસો નાઝિલ થયા, તે પણ એ વર્ગીકરણ સાથે કે દસ સહીફા હઝરત આદમ પર, પચાસ હઝરત શીશ પર, ત્રીસ હઝરત ઈદરીસ પર, દસ હઝરત ઈબ્રાહીમ પર, તૌરાત હઝરત મૂસા પર, ઝબૂર હઝરત દાઊદ પર, ઈન્જીલ હઝરત ઈસા પર, કુર્આન આપણા હુઝૂર ﷺ પર. (બશીરુલ ક઼ારી)

એના પ્રમાણે કિતાબવાળા કેવળ નવ નબીઓ થયા. એટલા માટે મોહક્કિ઼ક઼ોએ એ જ અપનાવ્યું કે નબી તથા રસૂલની વ્યાખ્યા સંપૂર્ણ નથી. અને સંપૂર્ણ સમૃદ્ધ વ્યાખ્યા આ છે :–

નબી તે બશર (માનવી) છે જેના તરફ રબની વહી આવતી હોય, તે તબ્લીગ માટે નિયુક્ત હોય કે ન હોય. રસૂલ તે છે જેની પાસે વહી પણ આવે અને એ તબ્લીગ માટે પણ નિયુક્ત હોય. (જલાલૈન, અલ્ મોઅતકિદુલ મુષ્કદ તથા હાશિયા અલ્ મુસ્તનદુલ મુસ્તમદ)

રસૂલની વ્યાખ્યા ફરિશ્તાઓ પર કશીય રોકટોક વિના લાગુ થાય છે. ફરિશ્તાઓ માટે જે રસૂલ શબ્દ વપરાયો છે એને શાબ્દિક અર્થ તરફ ફેરવવું જાહેરની વિરુધ્ધ છે, એટલા માટે નબી અને રસૂલમાં આમ તથા ખાસ મિન્ વજહિન્ની નિસ્બત થઈ.

**૪. વહીનો અર્થ :** વહીના શબ્દકોશમાંના અર્થ છ છે : ઈશારો કરવો, લખવું, પૈગામ મોકલવો, દિલમાં વાત નાખવી, ગુપ્ત વાત કરવી, ઝબહમાં જલ્દી કરવું. શરીઅતની પરિભાષામાં "વહી તે કલામ (વાણી)ને કહે છે જે કોઈ નબી પર અલ્લાહના તરફથી નાઝિલ થયું હોય."

**વહીના પ્રકારો :** અંબિયાના હક્કમાં વહી ત્રણ પ્રકારથી છે : (૧) ફરિશ્તાના વાસ્તા વિના જાતે પોતે રબ તઆલાનું કલામે કદીમ સાંભળવું, જેમ કે શબે મેઅરાજમાં આપણા હુઝૂર ﷺએ સાંભળ્યું અને હઝરત મૂસા علیہ السلامએ કોહે તૂર પર સાંભળ્યું. (૨) ફરિશ્તાના વસીલાથી રબનું કલામ આવે. (૩) અંબિયાએ કિરામના દિલોમાં વાત ઈલ્કા કરવામાં (નાખવામાં) આવે, જેમ કે હુઝૂરે અકદસ ﷺએ ઈર્શાદ ફર્માવ્યો :

اِنَّ رُوْحَ الْاَمِيْنِ نَفَثَ فِى رُوْعِىْ "જિબ્રઈલે અમીને મારા દિલમાં ઈલ્કા કર્યું."

**વહીની સ્થિતિઓ** : આ ત્રણે પ્રકારો સાત સ્વરૂપોમાં સમાયેલ છે જેમ કે સુહૈલે ઝિક્ર કર્યું. *(અયની)*

(૧) ખ્વાબમાં થાય જેમ કે હઝરત ઈબ્રાહીમ علیہ السلامને ખ્વાબમાં હઝરત ઈસ્માઈલની કુર્બાનીનો હુકમ થયો. (૨) દિલમાં ઈલ્કા થાય. (૩) ઘંટડીના અવાજના રૂપમાં આવે જેમ કે ચર્ચા હેઠળની હદીષમાં છે. (૪) ફરિશ્તો કોઈ માનવ સ્વરૂપમાં આવીને રબનું કલામ પેશ કરે, જેમ કે જિબ્રઈલ અમીન હઝરત દિહીયા કલ્બીના સ્વરૂપમાં હાજર થતા. (૫) જિબ્રઈલે અમીન તેમની મલકૂતી (ફરિશ્તામય) સ્વરૂપમાં હાજર હોય કે તેમની છસો (૬૦૦) ભૂજાઓ હોય જેનાથી યાકૂત તથા મોતી ઝરે છે. (૬) ઈસ્રાફીલ વહી લઈને હાજર હોય જેમ કે શઅબીએ ફર્માવ્યું કે શરૂમાં ત્રણ વરસ હઝરત ઈસ્રાફીલ વહી માટે નિયુક્ત હતા, પછી જિબ્રઈલને આ ખિદમત સુપ્રત થઈ. એમના થકી આખુ કુર્આન નાઝિલ થયું. (૭) અલ્લાહ ﷻ નું કદીમ કલામ સાંભળતા ચાહે જાગૃતાવસ્થામાં જેમ કે શબે મેઅરાજ આપણા હુઝૂરે સાંભળ્યું અને કોહે તૂર પર મૂસાએ. ચાહે ખ્વાબમાં જેમ કે તિર્મિઝી શરીફની હદીષમાં છે : اَتَانِىْ رَبِّىْ فِىْ اَحْسَنِ صُوْرَةٍ فَقَالَ فِيْمَا يَخْتَصِمُ الْمَلَأُ الْاَعْلٰى "મારા પરવરદિગારે મારા પર બેહતરીન તજલ્લી ફર્માવી પછી પૂછયું મલાએ આ'લા કઈ બાબતમાં બહષ કરી રહ્યા છે ?" વળી આ સાંભળવું પર્દા સાથે હોય કે પર્દા વિના.

આ હદીષમાં કેવળ બે સ્થિતિઓનું વર્ણન છે : વહીની સાત સ્થિતિઓમાંથી આ હદીષમાં કેવળ બે સ્થિતિઓનું વર્ણન છે. એક ઘંટડીના અવાજની જેમ, બીજી ફરિશ્તો મર્દના રૂપમાં આવીને વાત કરે. પ્રથમ સ્થિતિના વિશે કહ્યું કે આ વહી આવવાની બાકીની સ્થિતિઓમાં મારા પર સૌથી વિશેષ સખત છે. એનાથી જાહેર છે કે વહીના નુઝૂલની તમામ સ્થિતિઓ સખ્ત હતી, પણ આ સૌથી અધિક કઠીન હતી. એનું મૂળ કારણ તો અલ્લાહ ﷻ અને તેના રસૂલને ખબર છે. બીજી સ્થિતિની તફસીલમાં હઝરત ઈસ્રાફીલની પણ હાજરી સામેલ થઈ શકે છે. રહી ગયા હઝરત જિબ્રઈલ તો તેમનું મુરાદ હોવું જાહેર છે, વધુ પ્રમાણમાં એઓ વહિયા કલ્બીના રૂપમાં હાજર થતા હતા, અને ક્યારેક અજનબી એઅ્રાબીના પણ રૂપમાં, જેમ કે સુહૈલની હદીષમાં વિગતે વર્ણન છે.

**૫. ફરિશ્તા એક અલગ જાતિ છે** : આ હદીષથી સ્પષ્ટપણે સાબિત થયું કે ફરિશ્તા એક અલગ મખ્લૂક છે, તેમની ખાસ જાતિ છે, એવું નથી કે અનાસિર (તત્વો હવા, પાણી, આગ વગેરે) તથા અનાસિરથી પેદા થનારી શક્તિઓનું નામ ફરિશ્તા છે. જે શખ્સ મખ્લૂકાતની પ્રાકૃતિક શક્તિઓનું નામ ફરિશ્તા રાખે તે **કાફિર** છે.

**ફરિશ્તાઓનું સ્વરૂપ** : દરેક ફરિશ્તાનું પોતાનું એક અલગ રૂપ છે, જેમ કે હદીષોમાં આવ્યું છે કે હુઝૂરે અકદસ ﷺએ જિબ્રઈલે અમીનને જોયા કે આખા ક્ષિતિજને ઘેર વળેલા છે અને તેમની છસો ભૂજાઓ છે જેમાંથી મોતી તથા યાકૂત ઝરે છે, તેમ છતાં પણ એ શક્તિ તેમને પ્રાપ્ય છે કે જેવી ચાહે તેવી સૂરત (સ્વરૂપ) અપનાવી લે. જેમ કે હઝરત જિબ્રઈલ દિહિયા કલ્બી અથવા એઅ્રાબીનું રૂપ ધારણ કરી લેતા હતા, જેમ કે વિવિધ હદીષોમાં આવેલ છે કે ફરિશ્તો માનવસ્વરૂપમાં કોઈની સમક્ષ જાહેર થયો.

**વહીના ઉતરાણ વખતની હાલત** : હઝરત ઉમ્મુલ મો'મિનીનનો આ ઈર્શાદ : "મેં જોયું કે સખત ઠંડીના દિવસોમાં વહીના નુઝૂલના અંતે પેશાની મુબારક પસીનાથી તર થઈ જતી." આ સામાન્ય હાલત છે દરેક વહીના માટે ચાહે ઘંટડીના અવાજની જેમ હોય કે માનવરૂપમાં ફરિશ્તાનું આવીને વાત કરવું હોય. એનો સબબ એ છે કે વહીના નુઝૂલથી આં હઝરત ﷺ પર ઘણો જ ભારે બોજ પડતો હતો, તેના પ્રભાવથી ચેહરા મુબારકનો રંગ બદલાઈ જતો, ક્યારેક લાલ થઈ જતો જેમ કે તાવથી બેચેની પેદા થાય છે એવી બેચૈની પેદા થઈ જતી, □ાસ ગતિમાં આવી જતો, નાકથી ખરર ખરર અવાજ આવતો, ઠંડી ઋતુમાં ચેહરા પરથી પરસેવાનાં ટીપાં એવી રીતે પડતાં જાણે ચાંદીનાં મોતી ઝરી રહ્યાં હોય. હદીષમાં છે કે વહીના નુઝૂલ વખતે જો સવાર હોતા તો ઉટણી બેસી જતી.

ઝયદ ઈબ્ને ષાબિત رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે હુઝૂરે અકદસ ﷺ મારી જાંગ પર માથુ રાખીને સૂતા હતા કે આ આયતે કરીમા : غَيْرُ أُوْلِى الضَّرَرِ નાઝિલ થઈ, તો જણાતુ હતું કે જાંગના ટુકડે ટુકડા થઈ જશે.

હું કહું છું કે વહી ઉતરવાની જગા (હુઝૂર) વાસ્તામાં ન હોત તો જાંગ અને ઊંટણી શું છે, પણ પહાડ પણ બાકી ન રહેત ! ફર્માવવામાં આવ્યું : لَوْ اَنْزَلْنَا هٰذَا الْقُرْاٰنَ عَلٰى جَبَلٍ لَّرَاَيْتَهٗ خَاشِعًا مُّتَصَدِّعًا مِّنْ خَشْيَةِ اللّٰهِ "જો અમે આ કુર્આન પહાડ પર ઉતારત તો તમે તેને અલ્લાહના ડરથી ઝુકેલો ભૂકો થયેલો પામત." અલ્લાહુ અકબર ! જેનાથી પહાડ ટુકડે ટુકડા થઈ જાય તેના બોજને જે સહન કરી લે તેની શક્તિનું શું કહેવું ?!

રહી ગઈ એ વાત કે ઘંટડીના અવાજવાળી કૈફિયતમાં સૌથી વિશેષ સખ્તી કેમ હતી ? તેને અલ્લાહ જાણે અને તેના રસૂલ જાણે. હદીષની શરહ કરનારાઓએ વિવિધ મુદ્દા બયાન કર્યા છે પણ એ બધું પોત પોતાનો શોખ છે, મૂળ રહસ્ય કોને ખબર ?

**સલ્સલતુલ્ જર્સનો મતલબ** : હુઝૂરે અકદસ ﷺ જ્યારે કોઈને એવી વાત જણાવવા ચાહતા જે બુદ્ધિથી પર હોય તો તેને સમજાવવાને માટે આલમે શહાદત (દુનિયા)નું કોઈ યોગ્ય દૃષ્ટાંત આપતા. અહીં જ્યારે હઝરત હારિષે વહીની કૈફિયત પૂછી અને તેની એ કૈફિયત સામાન્ય બુદ્ધિની પહોંચથી દૂર હતી તો તેને એ રીતે સમજાવ્યું કે તમે લોકો ઘંટડીનો અવાજ સાંભળો છો જે સતત આવતો રહે છે પણ તેનાથી કોઈ ભાવાર્થ નથી કાઢી શકતા. એ જ પ્રમાણે વહી ક્યારેક એટલા જલાલની સાથે આવે છે કે સંબોધનનો પ્રભાવ અને ઈર્શાદનું વજન દિલ પર એવું છવાઈ જાય છે જેને શબ્દોમાં વર્ણવી નથી શકાતું. પણ તેમ છતાં જ્યારે આ કૈફિયત જતી રહે છે તો પૂરી વહી મેહફૂઝ હોય છે જેવી રીતે સાંભળેલી મેહફૂઝ હોય છે.

આ કૈફિયત ફરિશતાઓ પર વહીના જેમ છે. જેમ કે કુર્આન મજીદ અને હદીષોમાં આવેલ છે કે જ્યારે અલ્લાહ તઆલા ફરિશ્તાઓ પર કોઈ હુકમ નાઝિલ ફર્માવે છે તો ધાકના કારણે ફરિશ્તા પોતાની પાંખોને સમેટી લે છે જેનાથી એવો અવાજ નીકળે છે જેમ કે પથ્થર પર લોખંડની સાંકળ પડી હોય. જ્યારે તેમનાં દિલોએથી ધાકની અસર દૂર થઈ જાય છે તો એકબીજાને પૂછે છે કે શું ઈર્શાદ થયો ?

**આ સ્થિતિઓમાં શું રહસ્ય છે ?** : આ બંને સ્થિતિઓમાં રહસ્ય એ છે કે વાત કરનાર અને સાંભળ નારમાં એક ગણુ મળતાપણુ જરૂરી છે. અને હુઝૂરે અકદસ ﷺની બે હૈસિયતો છે : એક જાહેરી જે બશરી છે, બીજી બાતિની જેને તેમના રબના સિવાય કોઈએ નથી જાણ્યા. આ બંને હૈસિયતોમાં ક્યારેક એકનો ગલ્બો (પ્રભાવ) થાય છે તો ક્યારેક બીજીનો. જ્યારે બશરી હૈસિયતના ગલ્બાનો સમય હોય છે તો ફરિશ્તો માનવ સ્વરૂપે આવીને વાત કરે છે અને જ્યારે બાતિની હૈસિયતનો ગલ્બો હોય તો બાતિની હૈસિયતના પ્રમાણે ઘંટડીના સતત અવાજવાળી કૈફિયત સાથે વહી આવે છે. والعلم بالحق عندربی جلّ مجده

**વહીની કૈફિયત કિતાબના પ્રારંભનો મુદ્દો** : તમામ શરઈ બાબતો ચાહે અકીદા હોય ચાહે અમલો તથા કથનો સૌનો પાયો વહી પર છે. અલ્લાહની ઝાત તથા સર્વ સિફતો (ખૂબીઓ), રસૂલ તથા રસૂલની સર્વ ખૂબીઓ, ઈમાનિયાતની પૂર્ણ વિગત, અમલિયાતના પેટા સિદ્ધાંતો સર્વનું ઉદ્ભવસ્થાન વહી જ છે. એટલા માટે ઈમામ બુખારીએ વહીથી પોતાની જબરદસ્ત કિતાબની શરૂઆત કરી. વહીની હક્કાનિયત પર ઈમાન પછી સમગ્ર ઉસૂલ (નિયમો) તથા ફુરૂઅ (પેટા નિયમો) પર ઈમાન જુદા ન થઈ શકે તે દરજાએ છે.

e

# (٣) حديث حراء

**[હદીષ : 3] હદીષે હિરા**

عَنْ عَائِشَةَ اُمِّ الْمُؤْمِنِيْنَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَنَّهَا قَالَتْ، اَوَّلُ مَابُدِئَ

*ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે તેમણે ફર્માવ્યું, રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم*

بِهٖ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ مِنَ الْوَحْىِ الرُّؤْيَا الصَّالِحَةَ

*પર વહીનો પ્રારંભ સારા ખ્વાબોથી[1] થયો. જે ખ્વાબ પણ હુઝૂર જોતા[2] તેની તાબીર ચમકતી*

فِى النَّوْمِ فَكَانَ لَا يَرٰى رُؤْيَا اِلَّا جَاءَتْ مِثْلَ فَلَقِ الصُّبْحِ

*સવારની જેમ જાહેર થતી. પછી આપના દિલમાં ગોશાનશીની (એકાંત પસંદી)ની*

ثُمَّ حُبِّبَ اِلَيْهِ الْخَلَاءُ وَكَانَ يَخْلُوْ بِغَارِ حِرَاءٍ

*મહોબ્બત નાખી દેવામાં આવી, અને આપ ગારે હિરા[3]માં એકાંત ગાળવા લાગ્યા.*

**સમજૂતી : 03**

**૧. رُؤْيَاની તેહકીક** : ''રુઅ્યા''નો અર્થ ખ્વાબ છે અહીં **الصالحه** છે કિતાબુત્તા'બીરમાં **الصادقه** છે, 'રૂઅ્યા' સાદિકા કે સાલિહા (સાચા અથવા સારા ખ્વાબ) જે પરેશાની તથા શૈતાની દખલથી પાક હોય અથવા જે પોતાની તાબીર ખૂદ હોય.

દરેક રૂઅ્યાએ સાદિકા (સાચા ખ્વાબ) અંબિયાના હક્કમાં સાલિહા (સારા) છે પણ અન્ય લોકોના એ'તબારથી સાદિકા (સાચા ખ્વાબ) કદીક સાલેહા (સારા) હોય છે કદીક નહીં. 'રૂઅ્યા' કેટલીકવાર મઝાજી રીતે આંખથી જોવાના સંબંધે પણ બોલાય છે. આયતે કરીમા : **وَمَاجَعَلْنَا الرُّؤْيَا الَّتِىْ اَرَيْنٰكَ اِلَّا فِتْنَةً لِّلنَّاسِ** ''અમે તમને જે જલ્વો દેખાડયો એને લોકોને માટે ઈમ્તેહાન બનાવી દીધો.''ની તફસીરમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, **رُؤْيَاعَيْنٍ اُرِيْهَارَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَيْلَةَ اُسْرِىَ بِهٖ** ''એ આંખ વડે જોવું હતું જેવી રીતે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને શબે મેઅરાજ દેખાડવામાં આવ્યું.'' એટલા માટે ઉમ્મુલ મો'મિનીને **فى النوم**નો વધારો કર્યો જેથી એ નિશ્ચિત થઈ જાય કે અહીં મુરાદ ખ્વાબ જ છે.

**૨. અંબિયાના ખ્વાબ પણ વહી છે** : **من الوحى**ની પાબંદી એટલા માટે લગાડી કે માલૂમ થઈ જાય કે ખ્વાબ પણ વહીના પ્રકારોમાંથી છે.

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું : **رُؤْيَا الْاَنْبِيَاءِ عَلَيْهِمُ السَّلَامُ وَحْىٌ** ''અંબિયાએ કિરામના ખ્વાબ પણ વહી છે.'' તે નબુવ્વતની દલીલો જે વહીથી પહેલાં જાહેર થઈ, જેમ કે તડકામાં વાદળનું છાંયડો કરવું,

فَيَتَحَنَّثُ فِيْهِ وَهُوَ التَّعَبُّدُ اللَّيَالِىَ ذَوَاتِ الْعَدَدِ قَبْلَ اَنْ

*આપ ત્યાં અલગ અલગ દિવસો સુધી ઈબાદત કરતા રહેતા. જ્યાં સુધી પોતાની બીવી બચ્ચાં (અહલ)[૫]ના*

يَّنْزِعَ اِلٰى اَهْلِهٖ وَيَتَزَوَّدُ لِذٰلِكَ ثُمَّ يَرْجِعُ اِلٰى خَدِيْجَةَ

*મિલનની આરઝૂ ન થતી, અને તેમના માટે તોહફા લઈ જતા હતા. પછી ખદીજા[૬]ની પાસે તશરીફ લાવતા. અને*

فَيَتَزَوَّدُ لِمِثْلِهَا حَتّٰى جَاءَهُ الْحَقُّ وَهُوَ فِىْ غَارِ حِرَاءٍ فَجَاءَهُ الْمَلَكُ

*એટલું ભાથુ ફરી લઈ જતા એટલે સુધી કે આપના પર વહી આવી જ્યારે કે આપ ગારે હિરામાં જ હતા. એ રીતે*

فَقَالَ اِقْرَأْ فَقَالَ فَقُلْتُ مَا اَنَا بِقَارِئٍ قَالَ فَاَخَذَنِىْ فَغَطَّنِىْ حَتّٰى بَلَغَ مِنِّى الْجَهْدُ

*કે ફરિશ્તો હાજર થયો અને તેણે અર્ઝ કરી, પઢો![૭] આપે ફર્માવ્યું, હું નથી પઢતો. હુઝૂરે બતાવ્યું, પછી ફરિશ્તા[૮]એ*

ઝાડના છાંયડાનું આં હુઝૂરની તરફ ઝુકી જવું, બહીરા રાહિબનો વાક્યો, વનસ્પતિ તથા પહાડોનું સલામ કરવું, ગયબી અવાજો સાંભળવા, રોશની જોવું એમાં દાખલ છે.

**વહી પહેલાંના બનાવોની હિક્મત :** સાચા ખ્વાબો જોવા, ગયબી અવાજો સાંભળવા, રોશની જોવી એ સૌ ક્વાએ બશરી (માનવસહજ શક્તિઓ)ને ગયબી વાતોથી પ્રભાવિત કરવા અને તેને સહન કરવાની આદત પાડવાના માટે હતું કે જ્યારે અચાનક ફરિશ્તો આવી જાય તો માનવસહજ શક્તિ જવાબ ન આપી દે. (પાછી ન પડે.)

**નબુવ્વતના ઝહૂરનો પ્રારંભ :** આ રૂઅ્યાએ સાદિકા (સાચા ખ્વાબો)ની મુદ્દત છ માસની હતી. (સફરુસ્સઆદત, ફત્હુલ્બારી, અયની, બહવાલા બયહકી) જ્યારે એ નિશ્ચિત છે કે સૂરએ ઈક્રાનું નુઝૂલ રમઝાનમાં થયું તો જાણવા મળ્યું કે રૂઅ્યાએ સાલિકા (સારા ખ્વાબો)નો પ્રારંભ રબીઉલ અવ્વલ શરીફથી થયો. એ જ પ્રમાણે રબીઉલ અવ્વલ શરીફના હુઝૂરે અકદસ ﷺની જાતથી ચાર વિશિષ્ટિતાઓ સંબંધિત થઈ. વિલાદત, વિસાલ, હિજરતની પૂર્ણતા, નબુવ્વતનો ઝહૂર.

**૩. હિરામાં એકાંતવાસનો આરંભ :** ثُمَّ તરતીબની સાથે તાખીર માટે પણ દલીલ પૂરી પાડે છે. એનાથી જાણવા મળ્યું કે ખ્વાબ થકી વહીના આગમનના અમુક સમય પછી હુઝૂરે અકદસ ﷺના ક્લ્બ (દિલ) મુબારકમાં એ ખાસ એકાંતવાસની મહોબ્બત પેદા થઈ ગઈ. حُبِّبَ اِلَيْهِ الْخَلَاءُ એ વાતનો નિર્દેશ છે કે તેનો ઈલ્કા વહી થકી જ થયો એટલા માટે એનાથી સાબિત થયું બીવી બચ્ચાંઓથી અલગ થલગ રહીને પહાડની ગુફામાં અથવા કોઈપણ જગાએ એકાંતવાસ સુન્નત છે. એકાંતવાસને સાધુપણુ, જોગીપણુ કહેવું સુન્નત પર કટાક્ષ છે.

**હિરા શબ્દની તેહકીક્ :** "હિરા" **હે** ના ઝબર સાથે પણ છે અને ઝેરની સાથે પણ. હિરા હમ્ઝા વિના (ઝેર સાથે) અને હરા (ઝબર સાથે) હમ્ઝા સાથે પણ છે. અને ગૈર મુન્સરફ પણ છે જ્યારે કે એની તાવીલ મકાન સાથે કરવામાં આવે તો મુઝક્કર થશે અ્લમિયત સિવાયના મનએ સર્ફના સબબોમાંથી કોઈ અન્ય સબબ ન થશે. અને ગૈર મુન્સરિફ પણ જ્યારે કે એની તાવીલ આ પ્રમાણે થાય اسمُ بقعة તો મુઅન્નષે મઅનવી થશે અને અ્લમ (નામ હોવું) છે જ.

ثُمَّ اَرْسَلَنِیْ فَقَالَ اِقْرَأْ فَقُلْتُ مَا اَنَا بِقَارِیٍٔ فَاَخَذَنِیْ فَغَطَّنِی الثَّانِیَةَ حَتّٰی

*મને પકડીને શક્તિ મુજબ દબાવ્યો. પછી મને છોડી આપ્યો અને કહ્યું પઢો ! તો મેં કહ્યું, હું નથી પઢતો. તો*

بَلَغَ مِنِّی الْجُهْدَ ثُمَّ اَرْسَلَنِیْ فَقَالَ اِقْرَأْ فَقُلْتُ مَا اَنَا بِقَارِیٍٔ قَالَ فَاَخَذَنِیْ فَغَطَّنِی الثَّالِثَةَ

*તેમણે મને ફરી પકડયો અને બીજીવાર શક્તિભેર દબાવ્યો. પછી છોડીને કહ્યું, પઢો ! તો મેં કહ્યું, હું નથી પઢતો.*

حَتّٰی بَلَغَ مِنِّی الْجُهْدَ ثُمَّ اَرْسَلَنِیْ فَقَالَ اِقْرَأْ بِاسْمِ رَبِّكَ الَّذِیْ خَلَقَ خَلَقَ الْاِنْسَانَ

*હુઝૂરે ફર્માવ્યું, ફરી મને પકડયો અને ત્રીજીવાર મને શક્તિભેર દબાવ્યો, પછી છોડી દીધો અને કહ્યું, તમારા તે*

مِنْ عَلَقٍ ۔ اِقْرَأْ وَرَبُّكَ الْاَكْرَمُ حَتّٰی بَلَغَ مَا لَمْ يَعْلَمْ

*પરવરદિગારના નામથી પઢો જેણે ઈન્સાનને જામેલા લોહીમાંથી પેદા કર્યો.*
*(સૂરએ અલકની પ્રારંભિક પાંચ આયતો માલમ યઅ્લમ સુધી)*

હિરા કે **હે** ના ઝેર અને હમ્ઝાની સાથે રિવાયત છે. બીજા અસીલની રિવાયત છે. હરા **હે** ના ઝબર અને હમ્ઝા વિના છે.

**હિરાનું માપ તથા જગા** : 'હિરા' મક્કા મોઅઝ્ઝમાથી ઉત્તર પૂર્વમાં મિના જતાં ડાબી બાજુ એક પહાડ છે જેને હવે જબલે નૂર કહે છે. એમાં ત્રણ ચટ્ટાનો એવી રીતે મળી ગઈ છે કે એક નાના સરખી ઓરડી જેવું બની ગયું જેમાં બે માણસો સંકડાશ સાથે નમાઝ પઢી શકે છે. એમાં જવાનો એક જ માર્ગ છે જે પણ મુશ્કેલ છે સંકોચાઈને સમેટાઈને માણસ પહોંચે છે. તેની લંબાઈ ચાર હાથ અને પહોળાઈ ક્યાં ૧/૪ હાથ અને ક્યાંક એનાથી પણ ઓછી છે. (સફરુસ્સઆદત)

**હિરામાં એકાંતવાસની હિકમત** : અહીં એકાંતવાસમાં બે હિકમતો હતી : એક તો એ કે અહીંથી કા'બા મુક઼દસા સાફ દેખાય છે. કા'બાને કેવળ જોવું એ પણ ઈબાદત છે. આ રીતે ત્રણ ઈબાદતો એકત્ર થઈ ગઈ. એકાંતવાસ, ઈબાદત, કા'બાની ઝિયારત. બીજું એ કે "દીવાને સાલેહીન" આ ગારમાં હમેશાંથી કાયમ થતો ચાલ્યો આવે છે જેમાં વિ□ની બાબતો નક્કી થાય છે. નબીના આગમન પહેલાં ફરિશ્તાઓનો દીવાન કાયમ થતો હતો, આગમન પછી દીવાને ઔલિયા એમાં કાયમ થાય છે. *(દીવાને ઔલિયાની સંપૂર્ણ વિગત બશીરુલ ક઼ારીમાં વાંચો)*

એક રિવાયતના પ્રમાણે હઝરત અબ્દુલ મુત્તલિબે એમાં અબરહાથી નજાતના માટે દુઆ કરી હતી એટલા માટે આં હુઝૂરે પણ તેને અપનાવ્યું. આ પ્રથમ એકાંતવાસ ન હતો બલ્કે આદત મુબારક હતી કે દર વર્ષે રમઝાનમાં એક મહીનો એમાં એ'તેકાફ કરતા હતા, જેમ કે મિર્ક઼ાતમાં છે.

**૪. تحنث (યતહન્નુષ)નો અર્થ** : يَتَحَنَّثُ "યતહન્નષુ" બાબે તફઅ્ઉલથી મુઝારેઅ **(Imperfact tense)** છે. તેનો માદ્દો **(Infinitive)** હિન્ષ છે. તેનો અર્થ ગુનોહ છે. બાબે તફઅ્ઉલની ખાસિયત تجنُّب "તજન્નુબ" છે એટલે કે કર્તાનું પોતાને બચાવવું. આ રીતે تحنّث "તહન્નુષ"નો અર્થ ગુનાહથી બચવું થયો. ઈબાદત ગુનાહથી બચવાનો સબબ છે. એટલા માટે મુસબ્બબ પર સબબનું લાગુ થવું એના આધારે મજાઝી રીતે ઈબાદતના અર્થમાં થયું.

અથવા અસલમાં આ "યતહન્નફુ" (يَتَحَنَّفُ) ષા (ث)ના બદલે ફા (ف) સાથે હતું. ક઼ાયદા વિરુધ્ધ "ફા"ને

فَرَجَعَ بِهَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَرْجُفُ فُؤَادُهٗ

*ત્યાર બાદ રસૂલુલ્લાહ ﷺ પર આ આયતોની સાથે એ હાલતમાં પાછા ફર્યા કે આપનું દિલ ધડકી રહ્યું હતું.*

(تَرْجُفُ بَوَادِرُهٗ) فَدَخَلَ عَلٰى خَدِيْجَةَ بِنْتِ خُوَيْلِدٍ فَقَالَ زَمِّلُوْنِیْ

*(બંને ખભા અને ગરદનના વચ્ચેનો ભાગ કાંપી રહ્યો હતો[૯].) અને ખદીજા બિન્તે ખુવૈલદની પાસે પહોંચીને ફર્માવ્યું,*

زَمِّلُوْنِیْ فَزَمَّلُوْهُ حَتّٰى ذَهَبَ عَنْهُ الرَّوْعُ فَقَالَ لِخَدِيْجَةَ

*મને કપડુ ઓઢાડી દો ! મને કપડુ ઓઢાડી દો ! તો લોકોએ હુઝૂરને કપડુ ઓઢાડી દીધું[૧૦] એટલે સુધી કે આં હઝરતની*

وَاَخْبَرَهَا الْخَبَرَ لَقَدْ خَشِيْتُ عَلٰى نَفْسِیْ

*ગભરાહટ દૂર થઈ ગઈ." ત્યારબાદ ખદીજાને પૂરો બનાવ બતાવીને તેમને કહ્યું કે હું મારા જાનના માટે ડરી ગયો*

"ષા"થી બદલી દેવામાં આવ્યું. જેમ કે "જદફ" (**جدف**) અસલમાં **جدث** (જદષ) હતું. "તહન્નુફ"નો અર્થ થયો દીને હનીફિયા (ઈબ્રાહીમી)ની પેરવી કરવી. "તહન્નુષ" અરબમાં તઅબ્બુદના અર્થમાં બોલવામાં આવતું હતું. હકીમ ઈબ્ને હિજામ رضی اللہ عنہએ અર્ઝ કરી **اشیاء کُنْتُ اَتَحَنَّثُ** અમુક કામો હું ઈબાદતના રૂપે કરતો હતો. એ વિરોધાર્થમાં પણ છે, ગુનાહમાં પડવાના અર્થમાં પણ છે. ઉમ્મુલ મો'મિનીનનો ઈર્શાદ છે : **لَا اَتَحَنَّثُ اِلٰی نَذْرِیْ** હું મારી મન્નત ન પૂરીને ગુનોહ નહીં કરું. એના કારણે અહીં તફસીરની હાજત પડી.

**تحنّث**"તહન્નુષ"નો આ ખુલાસો ઉમ્મુલ મો'મિનીન થકી નથી, બલ્કે હઝરત ઉરવહ અથવા ઈમામ ઝોહરી વગેરે કોઈ રાવી થકી છે. અલ્લામા તીબીએ ફર્માવ્યું કે આ ઝોહરીનો ખુલાસો છે, પણ તેમણે તેના પર કોઈ નક્લ (દલીલ) નથી આપી.

**હિરામાં કઈ શરીઅત પ્રમાણે ઈબાદત કરતા હતા ?** : એના બારામાં આઠ કથનો છે : (૧) કોઈ શરીઅતના તાબામાં ન હતા. આ જમહૂર (બહુમતિ ઉલમા)નું કથન છે. (૨) હઝરત આદમની (૩) હઝરત નૂહની (૪) હઝરત ઈબ્રાહીમની (૫) હઝરત મૂસાની (૬) હઝરત ઈસાની (૭) કોઈ નિશ્ચિત શરીઅતના તાબે ન હતા બલ્કે પાછલી શરીઅતોમાંથી જે જે વાતો પસંદ આવતી તેના પર અમલ કરતા હતા એટલા માટે એ ઈબાદત એમનામાંથી કોઈના પ્રમાણે ન હતી. (૮) એના બારામાં મૌન રહેવામાં આવે. ઈમામ ગિઝાલીએ એને અપનાવ્યું એટલા માટે શરીઅતની પયરવી બાબતે દલીલ નથી.

પરંતુ હનફીઓનું પસંદીદા એ છે કે કોઈ પાછલી શરીઅતના પાબંદ ન હતા. કશ્ફે સાદિક (સાચા કશ્ફ) થકી જે તરીકો આપની દૃષ્ટિમાં સાબિત થયો એ પ્રમાણે ઈબાદત કરતા. એ જુદી વાત છે કે એ ઈબાદતને શરીઅતે ઈબ્રાહીમી અથવા કોઈ અન્ય નબીની શરીઅતની સાથે સમાનતા રહી હોય. (દુર્રે મુખ્તાર) એટલા માટે કે સાબિત છે કે આપ આગમન પહેલાં પણ નબી હતા, કદી કોઈ નબીના ઉમ્મતી નથી રહ્યા. એટલા માટે કોઈ નબીથી મળતાપણાનો પ્રશ્ન જ નથી. *(શામી, પેજ-૨૩૯, ભાગ-૧, અવ્વલ કિતાબુસ્સલાત)* પણ બીજી રિવાયતોમાં યતહન્નષુ (**يَتَحَنَّفُ**)આવેલ છે જે એની દલીલ છે કે આ ઈબાદતને શરીઅતે ઈબ્રાહીમીથી મળતાપણુ હતું, કેમ કે એનો અર્થ છે ઈબ્રાહીમી તરીકાના પ્રમાણે ઈબાદત કરવું અને એક રિવાયત બીજાની તફસીર હોય છે.

**આ તરીકો વહી થકી ઈલ્કા થયો** : એ ઈબાદત જે તરીકાથી પણ કરતા હતા એની મેળવણી હુઝૂરે અક્દસ ﷺએ પોતાના ઈજતેહાદથી કરી હતી અથવા અલ્લાહ તરફથી એની તા'લીમ આપવામાં આવી

فَقَالَتْ خَدِيجَةُ كَلَّا أَبْشِرْ وَاللّٰهِ مَا يُخْزِيكَ اللّٰهُ أَبَدًا۔ إِنَّكَ لَتَصِلُ الرَّحِمَ وَتَصْدُقُ

*છું. એના પર ખદીજાએ અર્ઝ કરી, એવું હરગિઝ થશે નહી[૧૧]. (તમને બશારત થાય) બખુદા અલ્લાહ તમને*

الْحَدِيثَ، وَتَحْمِلُ الْكَلَّ وَتَكْسِبُ الْمَعْدُومَ وَتَقْرِي الضَّيْفَ وَتُعِينُ عَلَى نَوَائِبِ الْحَقِّ

*કદાપિ રુસ્વા (બેઈજ્જત) કરશે નહીં, તમે સિલએ રહમી (સંબંધીઓથી સદ્‌વર્તન) કરો છો[૧૨]. અને સાચુ બોલો*

فَانْطَلَقَتْ بِهِ خَدِيجَةُ حَتَّى أَتَتْ بِهِ وَرَقَةَ بْنَ نَوْفَلِ بْنِ أَسَدِ بْنِ

*છો (અને લોકોનો ભાર ઉઠાવો છો) અને લોકોને તે ચીજ (માલ, અખ્લાક વગેરે) અતા કરો છો જે એમની પાસે નથી*

عَبْدِ الْعُزَّى بْنِ قُصَيٍّ ابْنِ عَمِّ خَدِيجَةَ۔ وَكَانَ امْرَأً تَنَصَّرَ فِي الْجَاهِلِيَّةِ

*અને મહેમાનનવાઝી કરો છો અને સત્ય માર્ગમાં ઉપસ્થિત થનાર મુસીબતોમાં મદદ કરો છો. ત્યારબાદ હુઝૂરને*

હતી, બંને કથનો છે. પણ જ્યારે વહીની શરૂઆત થઈ ચૂકી હતી તો જાહેર એ જ છે કે વહી થકી તેની તલ્કીન થઈ હતી.

**ઈબાદતનો તરીકો** : આ ઈબાદત અરકાન સાથે અથવા કેવળ મૌખિક અથવા કેવળ દિલ થકી હતી. એટલે અમુક ખાસ અમલો અદા કરતા હતા જેમ કે કયામ, સિજદા અથવા જીભથી કાંઈક કલમા પઢતા હતા. અથવા કેવળ મુરાકબો કરતા હતા અથવા સર્વ કાંઈ હતું. ઉલમાએ અલગ અલગ મંતવ્યો રજૂ કર્યા છે.....મવાહિબુલ્લદુન્નિયહ્‌માં છે કે ઈબ્ને મરાબુત વગેરેનું કથન છે કે આ ઈબાદત કેવળ ચિંતન સાથે હતી. અલ્લામા મજદુદ્દીન શીરાઝી તથા હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہનો ફેંસલો એ છે કે ઝિક્ર સાથે હતી. અંતિમના સમર્થનમાં હઝરત શૈખ મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہએ શરહે સફરુસ્સઆદતમાં એવું ફર્માવ્યું કે ઝિક્ર, ફિક્રથી અફઝલ છે. પણ આટલાથી દલીલ પૂર્ણ નથી થઈ એના સાથે પ્રસ્તાવના પણ જોડવી પડશે. "અને નબીની એ શાન નથી કે મફઝૂલ (અફઝલથી વિરુધ્ધ) પર અમલ કરે." પરંતુ દરેક ઈલ્મ ધરાવનાર જાણે છે કે આ પ્રસ્તાવના પરિપૂર્ણ રીતે સ્વીકાર્ય નથી કરવામાં આવી શક્તી. એ ઉપરાંત ક્યારેક જરૂરત ચિંતનની નિમંત્રક હોય છે એ વખતે ચિંતન ઝિક્રથી અફઝલ હોય છે. સારાંશ જેણે પણ અગ્રતા આપી કયાસથી આપી અને અહીં કયાસનો દખલ નથી, રિવાયત જરૂરી છે.

પરંતુ કોઈ બુઝુર્ગે એની સાબિતીમાં કોઈ રિવાયત પેશ નથી કરી અને એ સારું ગુમાન કે જેણે કૌલ કર્યો છે તો કોઈ ન કોઈ દલીલ જરૂર હશે, સૌની સાથે હોવું જોઈએ, કોઈ એક બુઝુર્ગ સાથે ખાસ શાથી છે ? એટલા માટે સૌ કથનો સમાન કક્ષામાં થયાં. એટલા માટે ખાદિમનું પસંદીદા એ છે કે અહીં પણ મૌન જ યોગ્ય છે. અલ્લાહ તથા રસૂલ જાણે.

**એકાંતવાસના ફાયદા** : જ્યારે માણસ દુનિયાની ધાંધલ ધમાલથી અલગ થઈને એક ખૂણામાં રહેવાનું ધારણ કરે છે તો હજારો નિરર્થક વાતોથી છૂટકારો મેળવી લે છે અને દિલ એક તરફ કેન્દ્રિત થઈ જાય છે. હવે જો માણસ અલ્લાહ પ્રતિ ધ્યાનિત છે તો તે મજબૂતથી અતિ મજબૂત હશે, એમાં અડગતા તથા મજબૂતી હશે, આ સંબંધમાં જેટલી શક્તિ તથા કાયમીપણુ હશે એટલા જ પ્રમાણમાં અન્વારે ઈલાહી તથા ઈલાહી રહસ્યો ખુલતાં જશે. જેનાથી વહી સહેવામાં સરળતા પેદા થશે. માણસ જ્યારે લોકોથી મેલજોલ રાખે છે તો અનાયાસે હજારો મામલાઓથી સામનો થાય છે. કોઈની મહોબ્બત, કોઈનાથી અદાવત, કોઈનાથી લડાઈ, કોઈનાથી કદી ખુશી

وَكَانَ يَكْتُبُ الْكِتَابَ الْعِبْرَانِيَّ (الْعَرَبِيَّ) فَيَكْتُبُ مِنَ الْإِنْجِيلِ بِالْعِبْرَانِيَّةِ

*ખદીજા પોતાની સાથે લઈને પોતાના પિત્રાઈ ભાઈ (કાકાના પુત્ર) વરકા ઈબ્ને નવફલ ઈબ્ને અસદ ઈબ્ને અબ્દુલ*

(بِالْعَرَبِيَّةِ) مَاشَاءَ اللّٰهُ أَنْ يَكْتُبَ وَكَانَ شَيْخًا كَبِيْرًا قَدْ عَمِيَ فَقَالَتْ لَهٗ

*ઉઝ્ઝા ઈબ્ને કુસઈ પાસે ગયાં. વરકા જાહિલિયતના જમાનામાં નસરાની (ઈસાઈ) થઈ ગયા હતા. ઈબ્રાની*

خَدِيْجَةُ يَا ابْنَ عَمِّ اسْمَعْ مِنِ ابْنِ أَخِيْكَ فَقَالَ لَهٗ وَرَقَةُ يَا ابْنَ أَخِيْ مَاذَا

*તથા (અરબી) લખવાનું જાણતા હતા અને ઈન્જીલને ઈબ્રાની તથા (અરબી)માં લખ્યા કરતા હતા[13]. જેટલું અલ્લાહને*

تَرٰى. فَأَخْبَرَهٗ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ خَبَرَ مَا رَأٰى. فَقَالَ لَهٗ

*મંજૂર હોતું અને તે વખતે ઘણા જ વૃદ્ધ નાબીના થઈ ગયા હતા. તેમને ખદીજાએ કહ્યું, હે મારા કાકાના પુત્ર !*

وَرَقَةُ هٰذَا النَّامُوْسُ الَّذِيْ نَزَّلَ اللّٰهُ عَلٰى مُوْسٰى. يَا لَيْتَنِيْ فِيْهَا جَذَعًا يَا لَيْتَنِيْ أَكُوْنُ حَيًّا

*તમારા ભાઈના પુત્રની વાત સાંભળો. તો હુઝૂરથી વરકાએ પૂછયું, હે ભત્રીજા ! તમે શું જોયું ? તો રસૂલુલ્લાહ*

તો કદી કોઈનાથી નારાજ, ક્યારેક ગમ, ક્યારેક રોજી રોટીની, લિબાસ તથા રહેઠાણની ફિક્ર વગેરે વગેરે. ખાસ કરીને સંબંધીઓથી મેળાપ તથા તે મેળાપની અસરો દિલ પર પડે છે જેમાં દિલનું ધ્યાન વહેંચાય છે. પછી જઝબાતની પૂર્ણતાની ઈચ્છા અને એ ખ્વાહિશના માટે કોશિશ, એમાં ખેંચતાણ નફ્સના જોશનો સબબ થઈ શકે છે અને પછી એનાથી જે ખરાબીઓ પેદા થઈ શકે છે તેને સૌ કોઈ જાણે છે.

કેટલાય ગુનાહોથી માણસ એકાંતમાં જતાં આપોઆપ મેહફૂઝ થઈ જાય છે એને દરેક માણસ જાણે છે અને ગુનાહ અલ્લાહ ﷻની સાથે તાલ્લુકમાં કેટલા અડચણરૂપ છે એ પણ કોઈનાથી છુપુ નથી, એટલા માટે એકાંતથી વધીને ગુનાહોથી રોકનાર કોઈ ચીજ નથી.

સારાંશ કે વહી સહેવા માટે જે દિલી સ્વચ્છતા તથા જે કક્ષાએ અલ્લાહ પ્રતિ ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર હતી એના માટે આ એકાંતવાસ અપનાવ્યો.

**ઈબાદતનો ફાયદો** : એ એટલા માટે નથી કે નબુવ્વત હાંસલ કરવામાં મહેનતને ડખલ છે. કેમ કે એના પર એકમતિ છે કે નબુવ્વત કોશિશ તથા રિયાઝત (ખૂબ ઈબાદત) તથા મુજાહિદાથી મળતી નથી, કેવળ રબના ફઝ્લથી મળે છે. એમાં કોશિશ (મહેનત)ને મુદ્દલે ડખલ નથી. એ જુદી વાત છે કે જ્યારે કોઈ આ હોદ્દા પર બિરાજમાન થઈ જાય છે તો ઈબાદત તથા રિયાઝત જે નબુવ્વતના માટે લાઝમી છે સૌ જોવા મળે છે. હુઝૂર ﷺ તો હઝરત આદમની તખ્લીક઼ (સર્જન) પહેલાંથી નબુવ્વતના સ્થાને બિરાજમાન હતા પછી નબુવ્વત પ્રાપ્તિ માટે મહેનત તથા રિયાઝતનો શો અર્થ ?!

**હિરામાં કેટલા દિવસ એકાંતવાસ રહ્યા ?** : ગારે હિરામાં હુઝૂરે અક઼દસ ﷺએ કુલ કેટલા દિવસ ઈબાદત કરી અને કેટલા દિવસો બાદ પાછા ફર્યા હતા એના બારામાં કાંઈ માલૂમ ન થઈ શક્યું. ક઼યાસથી કહેવામાં આવ્યું છે કે કમસે કમ ત્રણ દિવસ પછી પાછા ફરતા હતા, અને વધુમાં વધુ એક મહીનો કે ૪૦ દિવસે.

ગારે હિરામાં ઈબાદતની કુલ મુદ્દત અમુક હઝરાતે એક મહીનો બતાવી છે. એના માટે મુસ્લિમ શરીફની આ

إِذْ يُخْرِجُكَ قَوْمُكَ فَقَالَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ أَوَ مُخْرِجِيَّ هُمْ

*એ ફર્માવ્યું, જે કાંઈ જોયું હતું તે વર્ણન કર્યું. એના પર વરકાએ હુઝૂરને કહ્યું, આ તે જ ફરિશ્તો છે જેને અલ્લાહ*

قَالَ نَعَمْ لَمْ يَأْتِ رَجُلٌ قَطُّ بِمِثْلِ مَا جِئْتَ بِهِ إِلَّا عُودِيَ (أُوذِيَ) وَإِنْ يُدْرِكْنِي

*તઆલાએ મૂસા عليه السلام પર ઉતાર્યો હતો. કાશ ! કે એ દિવસોએ હું શક્તિવાન યુવાન હોત, કાશ ! કે એ સમયે*

يَوْمُكَ (حَيًّا) أَنْصُرْكَ نَصْرًا مُؤَزَّرًا. ثُمَّ لَمْ يَنْشَبْ وَرَقَةُ أَنْ تُوُفِّيَ وَفَتَرَ

*હું જીવંત રહેતો જ્યારે તમારી કૌમ તમને કાઢશે. આ સાંભળીને રસૂલુલ્લાહ ﷺ એ પૂછયું, શું મારી કૌમ મને*

الْوَحْيُ فَتْرَةً حَتّٰى حَزِنَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِيمَا بَلَغَنَا

*કાઢશે ? વરકાએ કહ્યું, જી હા ! જ્યારે પણ કોઈ શખ્સ આપની જેમ શરીઅત લઈને આવ્યો તો તેનાથી દુશ્મની*

હદીષથી દલીલ કરી છે જે હઝરત જાબિરથી રિવાયત થયેલ છે : **جَاوَرْتُ حِرَاءَ شَهْرًا** "હું હિરામાં એક મહીનો રહ્યો."

પરંતુ સૌને ખબર છે કે આ નુઝૂલે વહી પછી બીજી વહી આવવાની વચ્ચેના સમયના દિવસોની વાત છે. અને અહીંની ચર્ચા 'ઈકરા'ના નુઝૂલ પહેલાંવાળા એકાંતવાસની છે. એનાથી જો સાબિત થાય છે તો એ સાબિત થાય છે કે એના પછી પણ હિરામાં એકાંતવાસ કર્યો જેમ કે પહેલાં કર્યા કરતા હતા.

**૫. અહ્લ (اهل)ની તેહકીક** : 'આલ' તથા 'અહલ' સમાનઅર્થી છે, બંનેનો અર્થ ઘરના લોકો. અલ્બત્ત 'આલ' શબ્દ માનવંતો પર થાય છે. સામાન્ય એનાથી કે તેમને દીની તથા દુનિયાવી બંને ઈજ્જતો હાંસલ હોય અથવા કેવળ એક. જેમ કે આલે નબી તથા આલે ફિરઔન. 'આલ'નો મતલબ આજ્ઞાપાલક તથા અનુસરનારનો પણ થાય છે એ અર્થમાં આલે ફિરઔન એટલે ફિરઔનના સર્વ અનુયાયીઓને કહેવામાં આવેલ છે.

હઝરત ઉબય رضي الله عنه થી રિવાયત છે કે નબી ﷺને પૂછવામાં આવ્યું, **مَنْ اٰلُ مُحَمَّدٍ** (મન આલે મુહમ્મદી) ઈર્શાદ ફર્માવ્યો, **كُلُّ تَقِيٍّ** (કુલ્લુ તકિય્યીન). અર્થ : આલે મુહમ્મદ ﷺ કોણ ? ઈર્શાદ થયો, દરેક પરહેઝગાર. અને બીજી હદીષમાં છે, **مَنْ تَبِعَنِي فَهُوَ اٰلِي** (મન તબિઅની ફહુવ આલી) "જે મારી પયરવી (અનુસરણ) કરે તે મારી આલ છે." અહીં 'અહલ'થી મુરાદ ઘરવાળાંઓ બીવી, બચ્ચાં છે, જેમાં હઝરત ખદીજા પણ દાખલ છે. જ્યારે અહીં 'અહલ'માં પત્ની દાખલ છે તો 'અહલે બયત'માં અઝવાજે મુતહ્હરાત (પાક બીવીઓ) પણ દાખલ છે. ઘરવાળાંઓથી મિલનની તમન્નામાં એકાંતવાસ છોડીને ઘરે તશરીફ લાવવાથી સાબિત થાય છે કે બાલબચ્ચાંની મહોબ્બત, તેમની દેખભાળ, ખબર રાખવી ઈબાદતથી કમ નથી.

**૬. ઉમ્મુલ મો'મિનીન હઝરત ખદીજા** رضي الله عنها : એ ખુશનસીબ ફખ્રે કાઈનાત ખાતૂન છે જેમને સૌ પ્રથમ સૈયદુલ અંબિયા ﷺ ના પત્નીત્વની મહાનતા (શરફ) હાંસલ થઈ. જ્યાં સુધી આપ જીવંત રહ્યાં હુઝૂરે કોઈ અન્ય સાથે નિકાહ નથી ફર્માવ્યો. તેમના પેટથી ઔલાદો થઈ. એક કથન પ્રમાણે સૌથી પ્રથમ એઓ જ ઈમાન લાવ્યાં. હુઝૂરે અકદસ ﷺથી પહેલાં તેમના નિકાહ અબૂ હાલા હિંદ બિન ઝરાહા સાથે થયા હતા જેનાથી બે ફરઝંદ હાલા તથા હિંદ પેદા થયાં. બંને ઈમાનથી મુશર્રફ થયાં. હિંદ જુમલના બનાવમાં હઝરત અલી સાથે હતા, એમાં શહીદ થયા. *(ઝુર્કાની, ભાગ-૧)* એમના સાહબઝાદાનું પણ નામ હિંદ હતું. તેમનો બસરાના

غَدَا مِنْهُ مِرَارًا كَيْ يَتَرَدّٰى مِنْ رُؤُسِ شَوَاهِقِ الْجِبَالِ فَكُلَّمَا اَوْفٰى بِذُرْوَةِ جَبَلٍ

*કરવામાં આવી, તેને સતાવવામાં આવ્યો. જો મને તમારો જમાનો મળ્યો તો તમારી ભરપુર મદદ કરીશ. તેના*

لِكَيْ يُلْقِيَ نَفْسَهُ مِنْهُ تَبَدّٰى لَهُ جِبْرِيْلُ فَقَالَ يَا مُحَمَّدُ اِنَّكَ رَسُوْلُ اللهِ حَقًّا

*થોડાક જ દિવસો પછી વરક઼ાની વફાત થઈ ગઈ, અને વહી રોકાઈ ગઈ. પછી એક અરસા સુધી વહીનો ક્રમ*

فَيَسْكُنُ لِذٰلِكَ جَاْشُهُ وَتَقِرُّ نَفْسُهُ فَيَرْجِعُ فَاِذَا طَالَتْ عَلَيْهِ فَتْرَةُ الْوَحْيِ غَدَا

*રોકાઈ રહ્યો[૧૪]. જેનાથી નબી કરીમ ﷺને એટલો ગમ થયો જેમ કે અમને ખબર પહોંચી છે કે કેટલીયેવાર*

لِمِثْلِ ذٰلِكَ فَاِذَا اَوْفٰى بِذُرْوَةِ الْجَبَلِ تَبَدّٰى لَهُ جِبْرِيْلُ فَقَالَ لَهُ مِثْلَ ذٰلِكَ

*પહાડની ટોચો પર ચઢયા જેથી પોતાને ત્યાંથી ગબડાવી દે પછી જ્યારે કદી ચાહ્યું કે પહાડની ટોચેથી પોતાને ગબડાવે, જિબ્રઈલ[૧૫] જાહેર થઈ જતા અને અર્ઝ કરતા, હે મુહમ્મદ ! આપ વિના શંકાએ અલ્લાહના સાચા રસૂલ છો ! ''એનાથી હુઝૂરની બેચૈની દૂર થઈ જતી અને સુકૂન આવી જતું પછી પાછા ફરતા. ફરી વહીના રોકાવાની મુદ્દત લાંબી થતાં એવું જ કરતા, ફરી જ્યારે પહાડની બુલંદીથી પોતાને ગબડાવવા ચાહતા તો જિબ્રઈલ એવું જ કહેતા★.*

પ્લેગમાં ઈન્તેકાલ થયો. જે દિવસે તેમનો વિસાલ થયો હતો ત્યારે સિત્તેર હજાર મૃત્યુ થયાં હતાં. સર્વ લોકો પોતપોતાના જનાઝાઓમાં વ્યસ્ત હતા. તેમનો જનાઝો મુબારક ઉઠાવનાર કોઈ ન હતું. એ જોઈને એક સ્ત્રીએ ચિલ્લાઈને કહ્યું : وَاهِنْدَاه بن هِنْدَاه وبنُ رَبِيْبِ رَسُوْلِ الله (અલ ઈસ્તીઆબ, અસાબા) ''તરત જ તમામ જનાઝા છોડીને લોકો એમના જનાઝા પર તૂટી પડયા, હાલ એ થયો કે આંગળીઓનાં બેડકાં પર એમનો જનાઝો લઈ જવામાં આવ્યો.

અસાબામાં છે કે જ્યારે આયતે કરીમા فَاصْدَعْ بِمَا تُؤْمَرُ નાઝિલ થઈ તો હુઝૂરે અકદસ ﷺ મસ્જિદે હરામમાં તશરીફ લઈ ગયા અને ફર્માવ્યું, હે લોકો ! لَا اِلٰهَ اِلَّا الله **લાઈલાહ ઈલ્લલ્લાહ** કહો ! સૌ એકી સાથે તૂટી પડયા. ઘરે ખબર પહોંચી તો હારિષ બિન અબૂ હાલા આવ્યા, હુઝૂરને બચાવવાની કોશિશ કરી તો જાલિમોએ તેમને શહીદ કરી નાખ્યા. ખુદાની રાહમાં આ પ્રથમ શહીદ હતા. આ હારિષ પણ હઝરત ખદીજાના પેટથી હતા અથવા અબૂ હાલાની કોઈ અન્ય પત્નીના પેટથી હતા. એની વિગત નથી મળી શકી.

અબૂ હાલાના મૃત્યુ બાદ હઝરત ખદીજાના નિકાહ અતીક ઈબ્ને આઈઝથી થયા. તેનાથી પણ એક પુત્રી હિંદા થઈ. અતીક ઈબ્ને આઈઝના મૃત્યુ બાદ હુઝૂરે અક઼દસ ﷺના પત્નીત્વમાં હિરાના બનાવથી પંદર વર્ષ પહેલાં આવ્યાં. નિકાહ વખતે તેમની ઉમર ૪૦ વરસની અને હુઝૂરે અક઼દસ ﷺની ઉમર ૨૫ વર્ષની હતી. નિકાહનો સબબ જે પ્રસંગ બન્યો તે સિયરની કિતાબોમાં વર્ણન થયેલ મશહૂર ખ્યાતનામ પ્રસંગ છે. આપ મક્કા મોઅઝ્ઝમા જ નહીં પણ અરબની અતિ માલદાર ખાતૂન હતાં. પોતાનો સર્વ માલ કુર્બાન કર્યો અને દરેક હાલતમાં સરકાર ﷺની સહાયક, હમદમ, તથા હમસાઝ રહ્યાં.

૬૫ વરસની વયમાં લગભગ ૨૫ વરસ હુઝૂરના સાન્નિધ્યમાં રહીને નબવી સન ૧૦માં આમ્મુલ હુઝનમાં

*★ તફસીરે સૂરએ અલક કિતાબુત્તાબીર, કિતાબુલ અંબિયા, બાબો અઝકર ફિલ કિતાબિ મૂસા, એ ઉપરાંત મુસ્લિમ કિતાબુલ ઈમાન, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલમાં પણ આ હદીષ છે.*

રમઝાન મુબારકમાં વિસાલ ફર્માવ્યો અને મક્કા મોઅઝ્ઝમાના કબ્રસ્તાનમાં જેને હવે જન્નતુલ મુઅલ્લા કહેવામાં આવે છે દફન થયાં. હુઝૂરે અક્દસ ﷺ ખૂદ તેમની કબ્રમાં ઉતર્યા, તેમના માટે દુઆએ ખૈર કરી. એ સમય સુધી નમાઝે જનાઝાનો હુકમ ન થયો હતો.

**ઔલાદ** : તેમના પેટથી હુઝૂરે અક્દસ ﷺની ચાર સાહબઝાદીઓ : હઝરત રુકૈયા, હઝરત ઝૈનબ, હઝરત ઉમ્મે કુલ્સૂમ, હઝરત ફાતેમા તથા ત્રણ સાહબઝાદા : હઝરત કાસિમ, હઝરત તૈયબ, હઝરત તાહિર થયા. સાહબઝાદાઓ એલાને નબુવ્વત પહેલાં જ દુનિયાથી વિદાય પામ્યા. ચારેવ સાહબઝાદીઓ ઈસ્લામથી પાવન થઈ વિવાહિત થઈ અને આપની જાહેરી હયાતીમાં પ્રથમ ત્રણ સાહબઝાદીઓ વફાત પામી. હઝરત સૈયદા હુઝૂરે અક્દસ ﷺના વિસાલના છ મહીના બાદ જન્નતનશીન થયાં.

**વંશ (નસબ), લકબ ઉપનામ** : તેમનો લકબ તાહિરા, ઉપનામ ઉમ્મે હિંદ છે. પિતાનું નામ ખોવૈલદ બિન સઅદ બિન અબ્દુલ ઉઝ્ઝા બિન કુસઈ બિન કલાબ. અને માંનુ નામ તમહ્ બિન્તે ઝાહિદા બિન અલ્અસમ છે. માં આમિર બિન લુવઈથી છે. હઝરત ખદીજાનો વંશ કુસઈ પર જઈને આં હઝરત ﷺથી મળી જાય છે. એમનાથી હુઝૂરે અક્દસ ﷺને ઘણી મહોબ્બત હતી. તેમની વફાતના પછી આદતે કરીમા હતી કે બકરી ઝબહ કરીને હઝરત ખદીજાની સહેલીઓની પાસે ગોશ્ત મોકલતા.

હઝરત આઈશા ફર્માવે છે : મને પાક બીવીઓમાં કોઈનો એટલો રશ્ક ન થતો જેટલો હઝરત ખદીજા પર થતો. હુઝૂર મોટાભાગે તેમની ચર્ચા કર્યા કરતા. કહે છે કે એકવાર મેં કહ્યું, તમે તો તેણીની ચર્ચા એવી રીતે કર્યા કરો છો જાણે દુનિયામાં ખદીજા સિવાય કોઈ સ્ત્રી છે જ નથી ! ફર્માવ્યું, હા ! હા ! તેણી એવી જ હતી ! તેણી એવી જ હતી ! એનાથી મને ઔલાદ થઈ.

આપ ફર્માવે છે : એકવાર એમનો ઉલ્લેખ થતાં મેં કહી દીધું, આપ એક વૃદ્ધાની યાદ કરતા રહો છો જે મૃત્યુ પામી ! ફર્માવ્યું, વાત એમ છે કે જ્યારે લોકોએ મને જૂઠલાવ્યો તે સમયે તેણીએ મારું સમર્થન કર્યું, લોકો કાફિર હતા તેણી મુસલમાન બની, જ્યારે મારો કોઈ તરફદાર ન હતો ત્યારે તેમણે મારી તરફદારી કરી.

**વહીના દિવસોમાં હુઝૂરનો એકાંતવાસ** : ગારે હિરામાં એકાંતવાસના દિવસોમાં ક્યારેક ખાવા લઈને હાજર થતાં. એકવાર જિબ્રઈલ આવ્યા અને ફર્માવ્યું, ખદીજા સાલન કે ખાણુ (રાવીને શક થઈ ગયો) લઈને આવી રહ્યાં છે, તેણી આવી જાય તો અલ્લાહ ﷻના અને મારા સલામ કહેશો, અને એ બશારત આપશો કે જન્નતમાં એમના માટે મોતીઓનો મહેલ છે જેમાં ન શોર થશે ન તકલીફ.

આ પરથી જાહેર થયું કે 'ઈક્રા'ના નુઝૂલ બાદ પણ કદી કદી ગારે હિરામાં એકાંતવાસ માટે તશરીફ લઈ જતા. એક કૌલ એ છે કે તમામ ઔરતોમાં એઓ અફઝલ છે. જેમ કે હદીષમાં આવ્યું છે :–

خَيْرُ نِسَائِهَا مَرْيَمُ بِنْتُ عِمْرَانَ وَخَيْرُ نِسَائِهَا خَدِيْجَةُ بِنْتُ خُوَيْلِدٍ قَالَ اَبُوْ كُرَيْبٍ وَاَشَارَ وَكِيْعٌ اِلَى السَّمَاءِ وَالْاَرْضِ

"જમીન તથા આસ્માનની સર્વ સ્ત્રીઓથી બેહતર મરયમ બિન્તે ઈમરાન છે અને જમીન તથા આસ્માનની સર્વ સ્ત્રીઓથી બેહતર ખદીજા બિન્તે ખુવૈલદ છે." *(બુખારી તથા મુસ્લિમ)*

મતલબ એ છે કે મરયમ પોતાના સમયની સર્વ ઔરતોથી બેહતર અને ખદીજા પોતાના સમયની સર્વ ઔરતોથી બેહતર છે. આ ઉમ્મત તમામ ઉમ્મતોથી અફઝલ, તો ખદીજા આ ઉમ્મતની સર્વ સ્ત્રીઓથી બેહતર જેથી મરયમથી પણ અફઝલ થયાં. પણ અમે ઉપર વર્ણન કર્યું છે કે આ પ્રકરણમાં મૌનમાં જ સલામતી છે.

**જીવન જરૂરી ચીજો ભેગી કરવી તવક્કુલની વિરુદ્ધ નથી** : એનાથી બે વાતો સાબિત થઈ : એક એ કે અલ્લાહ ﷻની સાથે તઅલ્લુક બીવીબચ્ચાં સાથે લગાવની વિરુધ્ધ નથી, બલ્કે કમાલ તો એ જ છે કે બંને સાથે તઅલ્લુક રહે. બલ્કે બીવીબચ્ચાંની મૌજૂદગીમાં તેમનાથી એકદમ સંબંધ કટ કરી એકાંતવાસ કરવો સુન્નતની વિરુધ્ધ છે.

બીજું એ કે જરૂરત પ્રમાણે ખાવા પીવાનો સામાન ભવિષ્ય માટે પાસે રાખવો એ તવક્કુલની વિરુધ્ધ નથી.

**૭. 'ઈકરા'ના નુઝૂલની તારીખ, તે સમયે ઉમર અને 'મલકુન્'ની તેહકીક્** : હદીષમાં શબ્દ الحق છે એનાથી એકમતિએ મુરાદ વહી છે. આ પ્રસંગ પીરના રોજ (Monday) ૧૭ રમઝાનુલ મુબારકના થયો, જ્યારે આપની વય ૪૦ વરસની હતી.

مَلَكٌ "મલકુન"ની તેહક્રીક : "મલકુન્' (مَلَكٌ) અસલમા "મલ્અકુન્" (مَلْأَكٌ) હતું. "યસ્અલુ (يَسْئَلُ)ના ક્રાયદાના આધારે "હમ્ઝા" નીકળી ગઈ અને "મલકુન્" થઈ ગયું. એટલા માટે એનું બહુવચન "મલાઈકા" આવે છે. નીકળી ગયેલ હમ્ઝા બહુવચનમાં પાછી ફરે છે અને તા (ة) બહુવચનની તાનીષ માટે આવે છે. "મલ્અકુ" (مَلْأَكٌ) અસલમાં મઅ્લકુ (مَأْلَكٌ) હતું, ઉલૂ કે જેનો અર્થ પયગામ પહોંચાડવું છે તેને ક્યાસ વિરુધ્ધ પલ્ટાવી મલ્અકુ થયું.

**૮. ફરિશ્તાઓની હક્રીક્ત** : ફરિશ્તા અલ્લાહ ﷻ અને તેના બંદાઓની વચ્ચે વાસ્તો છે. એઓ જ પૈગામ લાવે છે, એઓ તમામ નેઅમતો પહોંચાડે છે એ જ સબબે તેમને "મલક" કહેવામાં આવે છે. મલક–ફરિશ્તો નૂરી ઉલૂવી શરીર ધરાવે છે. તેમને એ કુદરત પ્રાપ્ય છે કે જે સ્વરૂપ ચાહે ધારણ કરી લે. એઓ વિવિધ કામો માટે નિયુક્ત છે. કેટલાક મઅરેફતે ઈલાહીમાં ચૂર છે, કેટલાક વિ□ વ્યવસ્થા ચલાવવા માટે છે. એમનામાંથી કેટલાક તે છે જેઓ રસૂલ છે જેમાં જિબ્રઈલે અમીન પણ છે.

કુર્આને મજીદમાં છે : اَللّٰهُ يَصْطَفِىْ مِنَ الْمَلٰٓئِكَةِ رُسُلًا "અલ્લાહ ફરિશ્તાઓથી રસૂલ પસંદ કરી લે છે." રસૂલ ફરિશ્તાઓ સર્વ ફરિશ્તાઓમાં અફઝલ છે અને અંબિયાએ કિરામના સિવાય ઈન્સાનોથી પણ એટલે સુધી કે સહાબાએ કિરામ એટલે સુધી કે સિદ્દીકે અકબરથી પણ. કશાય અપવાદ વિના સર્વ ફરિશ્તાઓથી અફઝલ જિબ્રઈલે અમીન છે.

**હિરામાં જિબ્રઈલ આવ્યા હતા** : સહીહ એ છે કે અહીં ફરિશ્તાઓથી મુરાદ જિબ્રઈલે અમીન છે. એટલા માટે કે પૂરું કુર્આન એઓ જ લઈને આવ્યા છે, એમના સિવાય કોઈ બીજો એક કલ્મો નથી લાવ્યો. કુર્આન મજીદમાં છે : نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ "એને રૂહે અમીને ઉતાર્યું છે."

**જિબ્રઈલની અંબિયા (નબીઓ)ની બારગાહમાં હાજરીની સંખ્યા** : હઝરત જિબ્રઈલ હઝરત આદમ علیہ السلامની ખિદમતમાં ૧૨ વખત, હઝરત ઈદરીસની ખિદમતમાં ચાર વખત, હઝરત નૂહની ખિદમતમાં ૫૦ વખત અને હઝરત ઈબ્રાહીમ علیہ السلامની ખિદમતમાં ૪૨ વખત, હઝરત ઈસાની ખિદમતમાં ૧૦ વખત, ત્રણ વાર બચપનમાં સાત વાર મોટા થયા બાદ, હઝરત યાકૂબની ખિદમતમાં ચાર વાર, હઝરત ઐયૂબની ખિદમતમાં ત્રણવાર અને સૈયદુલ અંબિયા ﷺની ખિદમતમાં ૨૪ હજાર વાર હાજરીથી મુર્શરફ થયા. *(ઝુર્કાની, પેજ–૨૩૪)*

**હિરામાં વહીના નુઝૂલની સ્થિતિ** : અગાઉવાળી હદીષમાં વહીની બે સ્થિતિઓ વર્ણન થઈ. એક ઘંટડીના સતત અવાજની જેમ, બીજી ફરિશ્તાનું માનવ સ્વરૂપે હાજર થઈને વાત કરવું. હદીષના આગળ પાછળ ની (વર્ણનની) સ્થિતિઓના માટે નસ (દલીલ) છે કે વહીનું ઉતરાણ બીજી જ સ્થિતિમાં થઈ. દા.ત. એમ કહેવું કે પઢો ! પછી વારંવાર દબાવવું, છોડવું પછી એમ કહેવું કે પઢો !

**વિગતવાર કૈફિયત** : ગારે હિરાથી આવતાં જતાં માર્ગમાં સાંભળતા કે કોઈ કહે છે : અસ્સલામુ અલૈકુમ યા રસૂલલ્લાહ ! આમ તેમ જોતા કે કોણ છે ? પણ પથ્થર તથા વનસ્પતિ સિવાય કોઈ જોવા ન મળતુ. ગારે હિરામાં એકાંત અને આવ જા એ રીતે ચાલુ રહ્યું કે એકવાર હિરા પહાડ પર બેઠેલા હતા કે એક બાઅઝમત શખ્સ જાહેર થયા અને અર્ઝ કરી, હે મુહમ્મદ ! તમને બશારત થાય ! હું જિબ્રઈલે અમીન છું. તમારી પાસે

એટલા માટે મોકલવામાં આવ્યો છું કે ખુદાનો પૈગામ તમારા સુધી પહોંચાડી દઉં અને તમને જણાવી દઉં કે તમે ખુદાના રસૂલ છો. *(શરહે સફરુસ્સઆદત)*

**વજ્દ આફરીન અર્થ :** مَا اَنَا بِقَارِئٍ (મા અના બિક઼ારી)નો તર્જુમો સામાન્યતઃ એ કરવામાં આવે છે કે હું પઢેલો નથી, પરંતુ આપણા મશાઈખે એ તર્જુમો કરાવ્યો "હું નથી પઢતો" આ તર્જુમો અધિક યોગ્ય તથા રાજેહ છે. એટલા માટે કે ગારે હિરામાં હુઝૂરે અકદસ ﷺ અલ્લાહની ઝાત તથા સિફાતના મુશાહેદામાં એટલા પ્રમાણમાં ચૂર હતા કે ત્યાં કોઈની ગુંઝાઈશ જ ન હતી. જેમ કે એક હદીષમાં ફર્માવ્યું :–

لِیْ مَعَ اللّٰهِ وَقْتٌ لَا یَسَعُنِیْ فِیْهِ مَلَكٌ مُقَرَّبٌ وَلَا نَبِیٌّ مُرْسَلٌ "અલ્લાહની સાથે મારો એક સમય હોય છે કે એમાં મુકર્રબ ફરિશ્તા તથા નબી મુરસલની પણ ગુંજાઈશ નથી હોતી, ઝાત તથા સિફાતે ઈલાહીના મુશાહેદામાં સંપૂર્ણ મુસ્તગરક હોવાના કારણો ક઼િરાઅત (પઢવા)ની દરખાસ્તનો આ જ જવાબ બને છે, "હું નથી પઢતો"

તેમજ આ તર્જુમો અરબના મુહાવરાની મુતાબિક પણ છે કે એ હાલની તરકીબ તથા મજબૂતીના માટે વપરાય છે. જેમ કે મક્કાની ફતહ પહેલાં હઝરત અબૂ સુફયાન નવેસરથી સુલહના માટે મદીના તયબહ હાજર થયા અને હઝરત અબૂબક્ર رضی اللہ عنہની પાસે પહોંચીને તેમને દરખાસ્ત કરી કે આં હુઝૂર ﷺની ખિદમતમાં સિફારિશ કરી દો. તો હઝરત સિદ્દીકે અકબરે ફર્માવ્યું : مَا اَنَا بِفَاعِلٍ "હું કરીશ નહીં" (સીરાતે ઈબ્ને હેશામ) ખૂદ કુર્આન મજીદમાં યુસુફના ભાઈઓનું કથન વર્ણન થયેલું છે : وَمَا اَنْتَ بِمُؤْمِنٍ لَّنَا "તમે અમારું યકીન નહીં કરો."

વારંવાર સીનાથી લગાડીને દબાવવાથી આ ઈસ્તેગરાકમાં કમી આવી, ત્યારે જિબ્રઈલે અર્ઝ કરી : اِقْرَاْ بِاسْمِ رَبِّكَ "તમારા રબના નામથી પઢો." જ્યારે એ સાંભળ્યું કે હું જે આલમમાં હતો એની વાત એ પણ કરી રહ્યા છે જેના મુશાહેદામાં હું મુસ્તગરક હતો તેનો ઝિક્ર કરાવવા ચાહે છે તો ખચકાટ વિના પઢયું. કોઈના ઈસ્તેગરાકને ખત્મ કરવાનો આ જ તરીકો છે કે તેને ઝંઝોળવામાં આવે. એકવારમાં ઈસ્તેગરાક ખત્મ ન થાય તો વારંવાર ઝંઝોળવામાં આવે. અહીં ઝંઝોળવું એ અદબની વિરુધ્ધ હતું જેથી સીનાથી લગાડીને ત્રણવાર શક્તિ સાથે દબાવ્યા એટલે સુધી કે તે ખાસ કૈફિયત જતી રહી અને આપે કશાય ખચકાટ વિના પઢયું.

**الْجُهْد અલ્ જુહદની તેહક઼ીક :** અહીં الجَهد અલ્ જહ્દ શબ્દ જીમ પર ઝબર (ફતહ)ની સાથે પણ છે. જહદુન્ (جَهْدٌ) જીમ પેશની સાથે પણ છે : જુહદુન્ (جُهْدٌ) ક઼ામૂસમાં છે جَهْدٌ "જહ્દુન"નો અર્થ તાક઼ાત છે. جُهْدٌ "જુહદુન"નો અર્થ મહેનત છે. અને બંનેવનો અર્થ અશિતય પણ છે. અયનીમાં બતાવ્યું કે બંનેનો અર્થ અતિશય અને મહેનત છે. અને તેમાં જ મોહકમના હવાલાથી કહ્યું, બંનેનો અર્થ તાક઼ાત છે. એક ક઼ૌલ એ નક઼લ કર્યો કે બંનેનો અર્થ મહેનત છે. અને એક ક઼ૌલ એ છે કે "જુહદ"નો અર્થ મહેનત અને "જહ્દ"નો અર્થ તાક઼ાત છે. કુર્આન મજીદમાં બંને શબ્દ આવેલ છે. સૂરએ તૌબામાં છે : وَالَّذِیْنَ لَا یَجِدُوْنَ اِلَّا جُهْدَهُمْ "અને તેમને જેઓ નથી પામતા પણ પોતાની મહેનતથી." સૂરએ નૂર અને સૂરએ ફાતિરમાં છે : وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَیْمَانِهِمْ "અને તેમણે અલ્લાહની ક઼સમ ખાધી અને પોતાની ક઼સમોમાં હદની કોશિશ કરી."

જલાલૈનમાં "જુહ્દહુમ્" جُهْدَهُمْની તફસીર "તાક઼તહુમ્ (તેમની શક્તિ) અને "જહ્દ અય્મા નિહિમ" (جَهْدَ اَیْمَانِهِمْ)ની તફસીર غَایَةَ اِجْتِهَا دِهِمْ فِیْهَا "તેઓની તેમાં શક્ય કોશિશ" એવી કરી છે. એનાથી જાહેર છે કે કુર્આન મજીદમાં જુહ્દ (جُهْد) તાક઼ાત અને જહ્દ (      ) પૂરતી કોશિશના અર્થમાં આવેલ છે. પણ તેનો એ મતલબ નથી કે આ બંનેવ આ જ અર્થમાં ઘેરાયેલ છે કે "જુહ્દ"નો અર્થ તાક઼ાત જ છે અને "પૂરતી કોશિશ"માં નહીં. અથવા "જહ્દ"નો અર્થ "પૂરતી કોશિશ" જ છે "તાક઼ાત" નહીં. એનો પણ અવકાશ છે કે બંનેનો અર્થ "તાક઼ાત" થાય અથવા બંનેનો અર્થ "પૂરતી કોશિશ" હોય. એ ખૂદ કુર્આન મજીદથી સાબિત છે કે لَا یَجِدُوْنَ اِلَّا جُهْدَهُمْમાં બંને કિરાઅતો છે. એટલે જીમના ઝબર સાથે અને જીમના પેશ સાથે પણ. અને બંનેવ

''પૂરતી કોશિશ''ના અર્થમાં પણ છે. આ કામૂસથી સ્પષ્ટ છે. હિંદુસ્તાનમાં છપાએલ બુખારીના હાશિયા પર કિર્માનીના હવાલાથી બંનેવના ત્રણ અર્થ તાકાત, મહેનત, પૂરતુ લખેલ છે.

**હવે અહીં ચાર અવકાશો છે :** અલ્જહ્દુ, અલ્જુહ્દુ (اَلْجَهْدُ، الْجُهْدُ) દાલના પેશ સાથે. એના આધારે આ બલગ (بَلَغَ)નો કર્તા છે અને બલગ (بَلَغَ)નો મફઉલ (જેના પર કાર્ય થાય તે) મબ્લગહૂ (مَبْلَغَهٗ) મહઝૂફ છે. હવે તર્જુમો આ પ્રમાણે થશે : ''ફરિશ્તાએ મને દબાવ્યો ત્યાં સુધી કે મારી શક્તિ અથવા મારી કોશિશ હદની કક્ષાએ પહોંચી ગઈ. એટલે કે એથી વધુની શક્તિ ન રહી.'' અને અલ્જહ્દ અલ્ જુહ્દ (اَلْجَهْدَ الْجُهْدَ) દાલના ઝબર સાથે. એના આધાર પર એ કે આ بَلَغَ''બલગ''નો મફઉલ બિહી છે. અને بَلَغَ''બલગ''નો કર્તા છુપાયેલ ઝમીર છે. જેની પલટવાની જગા (મરજઅ) અલગત્તુ (اَلْغَطُّ) છે જેના પર ફગત્તની (فَغَطَّنِیْ) દલીલ પુરવાર કરે છે. હવે અર્થ એ થશે : ''ફરિશ્તાએ મને દબાવ્યો ત્યાં સુધી કે તેનું દબાવવું મારી શક્તિની અંતિમ સીમાએ પહોંચી ગયું.'' પરંતુ ફત્હુલ બારીથી સ્પષ્ટ છે કે માત્ર બે જ રિવાયતો છે, ''અલ્જહ્દ'' (اَلْجَهْدَ) ઝબર સાથે. એટલે કે ''મને પકડવું છેલ્લી હદે પહોંચી ગયું.'' અને પેશ સાથે પણ રિવાયત કરવામાં આવી છે, એટલે કે ''પકડવું તેની છેલ્લી હદે પહોંચ્યું.'' જ્યારે ''બલગ''ના કર્તાની ઝમીરનું પલટવું ''અલગત્તુ'' ઠરાવવામાં શક્તિભર દબાવ્યા.''

**ઈમાન અફરોઝ ખુલાસો :** અહીં એક સ્પષ્ટીકરણ એ પણ થઈ શકે છે કે ''મિન્ની'' (مِنِّیْ)ના મિન્ (من)ને તઅલીલ રૂપે (સબબરૂપે) લે. અને મૂળ ચીજ કોઈ પણ વસ્તુનો સબબ કે કારણ નથી થઈ શક્તી. એટલા માટે غط ''ગત્ત'' મુઝાફ મહઝૂફ **(Hidden Posessed)** થશે. એટલે કે ''લિઅજલી ગત્તી (لاجل غطی) ''મને દબાવવાના કારણે'' અર્થ એ થયો કે ''મારા દબાવવાના કારણે.'' ''અલ્જુહ્દ'' પર અહદના અલિફ લામથી ''ફરિશ્તાની કોશિશ'' (જુહદુલ મલક) મુરાદ થશે. હવે ''અલ્જુહ્દુ''ની રિવાયત પર અર્થ એ થયો કે ''મને દબાવવાના કારણે ફરિશ્તાની શક્તિ અથવા કોશિશ પોતાની છેલ્લે હદે પહોંચી ગઈ.'' ''અલ્જુહ્દ''ની રિવાયત પર ''બલગ''ના કર્તાની ઝમીરનું પલટવું ''મલક'' તરફ થશે. ''બલગ'' પહેલાં પણ બે કર્મો છે : ''અખઝ'' અને ''ગત્ત''. ''બલગ'' (بلغ) પછી પણ બે કર્મો છે : ''અર્સલ'' (اَرْسَلَ) અને ''કાલ''. આ ચારેવ કર્મોના કર્તાની ઝમીરનું પલટવું ''મલક'' તરફ છે. હવે જો વચ્ચેનું કર્મ ''બલગ''ના કર્તાની ઝમીરનું પલટવું ''ગત્ત'' (غطَّ), ઠરાવવામાં આવે તો પલટવાની જગામાં વિવાદ ખડો થશે અને જો ''બલગ'' (بلغ)ના કર્તાની ઝમીરને પણ ''મલક'' તરફ પલટાવવામાં આવે તો એવું થશે નહીં. માટે બેહતર એ જ છે કે ''બલગ'' (بلغ)ના કર્તાની ઝમીરને પણ મલક તરફ પલ્ટાવવામાં આવે. હવે અર્થ એ થયો કે ''મને દબાવવાના કારણે ફરિશ્તો પોતાની કોશિશની અંતિમ કક્ષાએ પહોંચી ગયો.'' બંનેનો ખુલાસો એક જ છે. એટલે કે ''ફરિશ્તાએ પોતાની શક્તિભેર મને દબાવ્યો.''

મેં આ ચારેવ અવકાશોનો લેહાઝ રાખીને ટૂંકમાં સમૃદ્ધપૂર્ણ રીતે અહીં અર્થ કર્યો છે : ''શક્તિભર દબાવ્યા.'' અહીં શક્તિ આમ (સામાન્ય) છે, ભલે તે હુઝૂરની હોય કે જિબ્રઈલની, બંનેવને સામેલ છે.

**તસ્મિયા (બિસ્મિલ્લાહ) કોઈ સૂરતનો ભાગ નથી ! :** સૂરએ ઈકરાની સાથે બિસ્મિલ્લાહ (بسم الله) નાઝિલ ન થઈ એ દલીલ છે એ વાતની કે બિસ્મિલ્લાહ (بسم الله) સૂરએ ઈકરા (اقرأ)નો ભાગ નથી અને જ્યારે સૂરએ ઈકરાનો ભાગ નથી તો કોઈ સૂરતનો ભાગ નથી.

૯. કેમ કે એ વહીના ઉતરાણનો પ્રથમ પ્રસંગ હતો એટલા માટે માનવસહજ શક્તિ પર એ અસર પડી કે દિલ ધ્રુજવા લાગ્યું. આ હાલતમાં આપ ગારે હિરાથી નીકળ્યા, ત્રણ માઈલ ચાલીને ઘરે પહોંચ્યા તો પણ દિલ કાંપી રહ્યું હતું. બંને ખભા તથા ગરદન વચ્ચેનો ગોશ્ત ધ્રુજી રહ્યો હતો.

**અહીં બે રિવાયતો છે :** فُوَادُهٗ۔ بَوَادِرُهٗ۔ (ફવાદુહૂ, બવાદિરુહુ) ફવાદ દિલને કહે છે. بَوَادِر۔ بادرة

(બવાદિરએ બાદરહ્)નું બહુવચન છે. બંને ખભાઓ તથા ગરદન વચ્ચેના ગોશ્તને કહે છે. એ અતિશય ભયના સમયે કાંપ્યા કરે છે. સામાન્યતઃ ઝબહ વખતે જાનવરનો આ હિસ્સો કાંપે છે. બંનેમાં વિરોધાભાસ નથી. અતિશય ભયની બંને તાબીર છે.

**૧૦.** અને ઠંડુ પાણી નાખ્યું ★ અને સાંત્વન હાંસલ થઈ ગયું.

**خشیت ખશિય્યતની સ્પષ્ટતા :** خشیتખશિય્યતનો મફઊલ બિહ મહઝૂફ છે, એટલે એવું નથી જાહેર ફર્માવ્યું કે ડર કઈ વાતનો હતો. શારેહીને (શરહ લખનારાઓએ) બાર કથનો નકલ કર્યા છે એમાંથી અમુક એવાં નીચ છે કે મારું ઈમાન તેને લખવાની રજા નથી આપતું. ઉસ્તાદે મોહતરમ સદરુલ ઉલમાએ 'બશીરુલ કારી'માં એ સૌને નકલ કર્યા છે અને એનામાં જે મરજૂહ છે તેને રદ ફર્માવીને ત્રણ કથનોને રાજેહ ફર્માવ્યાં છે. પ્રથમ : મને અંદેશો થઈ ગયો છે કે નબુવ્વતના ભારને ન સહી શકું. બીજું : એનો અંદેશો કે વિરોધીઓની ઈજા પર સબ્ર ન કરી શકું. ત્રીજું : એનો અંદેશો થઈ ગયો કે ક્યાંક શહીદ ન કરી દેવામાં આવું. આ ત્રીજા કથન પર એ શંકા થાય છે કે મર્દાને ખુદા રાહે ખુદામાં જાન દેવાથી નથી ડરતા પછી આ કેવી રીતે શક્ય છે કે સૈયદુલ અંબિયા ﷺ ડરી જાય ? એનો જવાબ એ આપ્યો કે ડર જાન જવાનો ન હતો બલ્કે શહાદતથી રબના પૈગામની પરિપૂર્ણતા નહીં થાય. જેમ કે હઝરત મૂસાએ અર્ઝ કરી હતી : وَلَهُمْ عَلَىَّ ذَنْبٌ فَاَخَافُ اَنْ يَّقْتُلُوْنِ قَالَ كَلَّا "એમનો મારા પર ઈલ્ઝામ છે એટલા માટે ડરું છું કે ક્યાંક કત્લ ન કરી આપે. ફર્માવ્યું એવું હરગિઝ ન થશે." *(સૂ. શોઅરા, રુકૂઅ-૯, આયત-૧૪)*

હઝરત મૂસા علیہ السلامનો એ ડર કેવળ એ બિના પર હતો કે જે ખિદમત સોંપવામાં આવી રહી છે તે અંજામ દઈ શકીશ નહીં. પણ આ ખાદિમનો ઝોક એ તરફ રહનુમાઈ કરે છે કે ઉપર આવી ગયું કે વહીનો બોજ કેટલો મેહસૂસ થતો હતો, એ વહીના નુઝૂલનો પ્રથમ મોકો હતો, એની શરીર મુબારક પર કેટલી સખ્ત અસર પડી. એ પણ જાહેર છે કે ત્રણ માઈલનો રસ્તો ચાલીને ઘરે તશરીફ લાવ્યા તો પણ એટલી અસર બાકી હતી કે દિલ કાંપી રહ્યું હતું અને શરીર ધ્રૂજી રહ્યું હતું. પ્રથમવાર જે ગુજર્યું એને લક્ષમાં રાખીને ફર્માવ્યું કે હું મારી જાનથી ડરી ગયો છું કે જ્યારે એકવારની વહીના નુઝૂલમાં આ હાલત છે તો અંદેશો કે સતત વહીનો પ્રતાપ નહીં ઝીલી શકું. એવું કહેવું કે નબી હોવાના યકીન બાદ આવો અંદેશો કલ્પી નથી શકાતો એ સહીહ નથી. એટલા માટે કે દરરોજ એવું બને છે કે એ સખ્ત મુસીબતના કામને જાન લેનાર બોલવામાં આવે છે. એ રીતે આ મહાન બોજના સહેવાને જે સામાન્ય નિયમ વિરુધ્ધ (ખરકે આદત)થી કમ નથી એવું કહેવું કે હું મારા જીવથી ડરું છું એ નબી હોવાની વિરુધ્ધ નથી, એટલા માટે એનો મતલબ એ છે કે એને સહન શક્તિ બહાર હોવું દર્શાવવું છે.

**૧૧.** કે તમે નુઝૂલે વહીના બોજથી અથવા વિરોધીઓની ઈજા પર સબ્ર ન કરી શકો અથવા શહીદ કરી દેવામાં આવે, એટલા માટે કે એ બેઈજ્જતી છે અને અલ્લાહ ﷻ તમને કદાપિ બેઈજ્જત કરશે નહીં.

**૧૨. સિલએ રહમી :** પોતાનાં સગાં સંબંધીઓ સાથે એહસાન કરવું અને સદ્વર્તન કરવાને કહે છે. اَلْكَلُّબોજના અર્થમાં પણ છે અને એવી વ્યક્તિને પણ કહે છે જે પોતાની કિફાલત (ભરણપોષણ)થી લાચાર હોય. અહીં બંનેવ અર્થો દુરુસ્ત છે. એટલે આપ લોકોનો બોજ ઉપાડો છો અથવા એ કે લાચારોની મદદ કરો છો. تَكْسِبُમાં એક રિવાયત تُكْسِبُ પણ છે. معدم (મઅદૂમ)નો અર્થ છે તે ચીજ જે અસ્તિત્વમાં ન હોય, ચાહે માલ હોય કે અન્ય કોઈ ચીજ. પહેલી તકદીર પર એ અર્થ થયો કે આપ મઅદૂમ કમાવ છો. એટલે જે માલ આપની પાસે નથી તેને કમાઈને હાંસલ કરો છો, કોઈના પર બોજ કે કોઈના મોહતાજ નથી, ન કોઈનાથી સવાલ કરો છો. બીજી તકદીર પર અર્થ એ થશે કે આપ નાદારોને કામથી લગાડી દો છો. એટલે કે નાદારોને માલ આપીને. દા.ત. વેપારમાં. અમુક શારેહો (શરહ કરનારાઓ)એ ફર્માવ્યું કે કસ્બે મુજર્રદ પણ મુતઅદ્દી બદો મફઉલ આવે છે. જેનો મતલબ થાય છે કે આપ લોકોને બે ચીજો અતા ફર્માવો છો જે એમની પાસે નથી, ચાહે તે માલ હોય કે

કાંઈ બીજું. દા.ત. ઉમદા અખ્લાક઼ની તા'લીમ. તે લોકો સગાંસંબંધી હોય કે અજનબી, સૌના પર સખાવત આમ છે. હઝરત ખદીજાના અર્ઝ કરવાનો મતલબ એ છે કે આપ રિશ્તેદારો પર એક પ્રકારનું એહસાન કરો છો, બલ્કે આપનું એહસાન રિશ્તેદારો સાથે ખાસ નથી દરેક શખ્સ માટે આમ છે. અને એટલું જ નહીં કે આપ કેવળ સખાવત કરો છો બલ્કે લોકોને ઉમદા તા'લીમ અને સારા અખ્લાક઼ની તલ્ક઼ીન પણ કરો છો.

અસલ ગમગુસાર (રંજ દૂર કરનાર) તે છે જે પ્રારંભિક સંજોગોમાં અતિશય મજબૂત રીતે ડરી ગયેલાને સાંત્વન આપે. હઝરત ખદીજા رضی اللہ عنہا આ ખિદમત અંજામ આપ્યા બાદ હુઝૂર ﷺને વરક઼ા ઈબ્ને નુફ઼ેલની પાસે એ હેતુસર લઈ ગયા કે તેમનું સમર્થન મેળવે, કેમ કે તેઓ અરબના માન્યવર આકિલ, આલિમ, શાઈર હતા તેમને કુસ કહેવામાં આવતા હતા. ઉમરમાં પણ મોટા હતા કે જેથી તેમના સમર્થનથી તેમના નિશ્ચયને ઔર મજબૂત મળી જાય અને હુઝૂર ﷺને અધિક સુકૂન મળી જાય.

**૧૩. વરક઼અ :** અરબના તે અમુક વ્યક્તિઓમાંથી હતા જેઓ પોતાની બુદ્ધિથી મૂર્તિપૂજાને નાપસંદ કરતા હતા અને દીને હક઼્ક઼ની તલાશમાં હતા એઓ તેમજ ઝૈદ ઈબ્ને નુફ઼ૈલ વગેરેએ દીને હક્કની તલાશમાં શામ (સીરીયા) વગેરેની સફર કરી. અમુક એવા પાદરીઓથી જે તબદીલ ન થયેલા (મૂળ) ઈસાઈ મઝહબ પર હતા તેમની સાથે વરક઼ાની મુલાકાત થઈ તેમની અસરથી મૂળ ઈસાઈ મઝહબને સ્વીકારીને ઈસાઈ થઈ ગયા. તે નસારા (ઈસાઈઓ)ની જેમ ન હતા જેઓ તબદીલ થયેલા ઈસાઈ ધર્મના પાબંદ હતા.

આપ અરબી, ઈબ્રાની, સૂર્યાની ત્રણેવ ભાષાઓના નિષ્ણાત હતા. ઈન્જીલને અરબીમાં પણ અને ઈબ્રાનીમાં લખ્યા કરતા હતા. તેમનો નબુવ્વતના એલાન બાદ ૪ નબવી સનમાં ઈન્તેકાલ થઈ ગયો. (સીરતે હલબી, ભાગ–૧, પેજ–૨૮૦) ઈમાન લાવવાના જુર્મમાં જ્યારે હઝરત બિલાલ رضی اللہ عنہને ઈજાઓ આપવાની શરૂ થઈ, તેમને સખત તાપમાં તપેલી રેતાળ જમીન પર સૂવાડીને મજબૂર કરવામાં આવતા હતા કે ઈમાનથી ફરી જાય, સખત તકલીફથી બેહોશ થઈ જતા પણ જ્યારે હોશ આવતો ત્યારે ફર્માવતા, અહદ ! અહદ ! એકવાર એવી જ હાલતમાં વરકા હઝરત બિલાલ પાસેથી પસાર થયા, તેમને કહ્યું, અહદ ! અહદ ! (اَحَد، اَحَد)એક જ કહેજો ! એક જ કહેજો ! *(અસાબા, ભાગ–૩, પેજ–૨૪૩)* અને અસાબામાં ફર્માવ્યું કે આ મુર્સલ જયદ છે અને મુરસલ જમહૂર મહુદ્દિષોની તથા હનફીઓની નજીક હુજ્જત છે. આ રિવાયત એના વિરુધ્ધ નથી કે જે હદીષના અંતમાં છે કે ઉમ્મુલ મો'મિનીને ફર્માવ્યું, ''વરક઼ા એના થોડાક જ દિવસો બાદ ઈંતેકાલ કરી ગયા.'' હઝરત ઉમ્મુલ મો'મિનીનની મુરાદ છે કે ઈસ્લામની આમ ખ્યાતિ તથા જેહાદ ફર્ઝ થતા પહેલાં જ ઈંતેકાલ થઈ ગયો. *(હવાલો ઉપર મુજબ)*

**હઝરત વરક઼ાની સહાબિયત :** ઉલમાએ સિયર અને મુહદ્દિષોમાં એના પર ઘણો જોરપૂર્વક ટકરાવ છે કે એ સહાબી હતા અથવા બુહૈરા રાહિબની જેમ હતા કે છેલ્લા સમય સુધી નસ્રાની હતા અને નસ્રાનિયત પર મૃત્યુ પામ્યા. એની સાબિતીમાં આ રિવાયત રજૂ કરવામાં આવે છે :–

મગ઼ાઝી મુહમ્મદ ઈબ્ને આઈઝમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી મરવી છે કે વરકા નસ્રાનિયત પર મર્યા. તેના એક રાવી ઉષ્માન ઈબ્ને અતા ખુરાસાની છે. અસાબામાં ફર્માવ્યું, આ ઝઈફ છે. એટલા માટે એ ક઼ૌલ ઉડી ગયો. રહી ગયો એ કૌલ કે એ સહાબી હતા અથવા બુહૈરા રાહિબના જેમ હતા એની સ્પષ્ટતા સહાબીની વ્યાખ્યામાં જુઓ.

**સહાબીની વ્યાખ્યા :** અલ્લામા ઈબ્ને હજરે નખ્બામાં સહાબીની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે :–

مَنْ لَقِیَ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ مُؤْمِنًابِہٖ وَمَاتَ عَلَی الْاِسْلَامِ وَلَوْ تَخَلَّلَتْ مَرَّۃً فِی الْاَصَحّ

''જે નબી ﷺ પર ઈમાન લાવ્યો હોય અને એ હાલતમાં મુલાકાત કરી હોય અને ઈસ્લામ પર મર્યો હોય

ભલે દરમ્યાનમાં મુર્તદ થઈ ગયો, એ જ એકદમ સહીહ છે." *(પેજ–૮૧, ૮૨)*

એમાં મુલાકાતથી મુરાદ આમ અર્થ છે જે મળવા તથા જોવા બંનેમાં સામેલ છે. એટલે કે ખરેખર મુલાકાત થઈ ભલે જોયા ન હોય જેમ કે અંધ સહાબા, અથવા જોયા હોય ભલે મુલાકાત ન થઈ જાય જેમ કે દૂરથી જોયા હોય અથવા બાળપણમાં સમજ આવવાથી પહેલાં જોયા હોય.

સહાબીની વ્યાખ્યાના આધાર પર વરકાને પરખીએ તો નિઃશંક સાબિત થાય છે કે એઓ સહાબી હતા. તેમણે હુઝૂરે અક્દસ ﷺને જોયા પણ છે અને આપનું સમર્થન પણ કર્યું છે અને આપના પર ઈમાન પણ લાવ્યા અને દઅવતનો જમાનો પણ પામ્યા અને પોતાના ઈમાન પર છેલ્લા □ાસ સુધી કાયમ રહ્યા. હમણા ઉપર વર્ણન થઈ ચૂક્યું કે ૪ નબવી સનમાં વિસાલ થયો. ૪ નબવી સનમાં આમ દા'વતનો હુકમ આવી ચૂક્યો હતો. *(મદારિજુન્નબુવ્વત, ભાગ–ર, પેજ–પર)* ઉપર છે :–

"ત્રણ વરસ સુધી આ હાલ રહ્યો. આં હઝરત ﷺ તેને છુપાવવા અને તેના પર રોકવા હુકમ પામેલા હતા જેથી છુપી રીતે ઈસ્લામની દા'વત આપતા ત્યાં સુધી કે આ આયતે કરીમા નાઝિલ થઈ, તમને જે હુકમ છે એને એલાનિયા બયાન કરો ! અને મુશ્રિકોથી મોઢું ફેરવી લો. આ ચોથા વરસે થયું."

જ્યારે વરક઼ાનો વિસાલ ૪ નબવી સનમાં થયો. તો સાબિત થયું કે તેમણે છુપી દા'વતનો જમાનો પામ્યો. એટલા માટે કે એ નિશ્ચિત છે કે મુસલમાનોને રંજાડવાનું આમ એલાન પછી શરૂ થયું છે. ઝિયાદાતુલ મગ઼ાઝી અને દલાઈલુન્નબુવ્વહ્, બયહકીમાં છે કે વહીના પ્રારંભની કૈફિયતો સાંભળીને વરક઼ાએ કહ્યું :–

آبْشِرْ، آبْشِرْ، فَاِنِّیْ اَشْهَدُ اَنَّكَ الَّذِیْ بَشَّرَبِهٖ ابْنُ مَرْيَمَ۔ اِنَّكَ عَلٰى مِثْلِ نَامُوْسِ مُوْسٰى وَاِنَّكَ نَبِیٌّ مُّرْسَلٌ ۔ اِنَّكَ سَوْفَ تُؤْمَرُ بِالْجِهَادِ بَعْدَ يَوْمِكَ هٰذَا وَاِنْ يُّدْرِكْنِیْ ذَالِكَ لَاُجَاهِدَنَّ مَعَكَ ۔ فَلَمَّا تُوُفِّیَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَقَدْ رَاَيْتُ الْقَسَّ فِی الْجَنَّةِ وَعَلَيْهِ ثِيَابُ الْحَرِيْرِ لِاَنَّهٗ اٰمَنَ بِیْ وَصَدَّقَنِیْ ۔

(اصابه ص۶۳۴ ج ۳)

"તમને બશારત થાય ! બશારત થાય ! હું એ વાતની ગવાહી આપુ છું કે તમે તે જ નબી છો જેની ઈબ્ને મરયમે બશારત આપી હતી અને આ મૂસા علیہ السلامના નામૂસના જેમ છો અને નિઃશંક ! આપ નબી મુરસલ છો. કેટલાક દિવસો પછી તમને જેહાદનો હુકમ થશે. જો હું એ સમય સુધી રહ્યો તો તમારી સાથે રહીને જરૂર જરૂર જેહાદ કરીશ. તેમની વફાત બાદ રસૂલલ્લાહ ﷺએ ફર્માવ્યું મે કસ્સ (વરક઼ા)ને જન્નતમાં રેશમી લિબાસમાં જોયો, એટલા માટે કે તે મારા પર ઈમાન લાવ્યો અને મારું સમર્થન કર્યું હતું." *(એસાબા, ભાગ–૩, પેજ–૬૩૪)*

જ્યારે હુઝૂર ﷺએ તેનું સમર્થન કરી આપ્યું કે વરકા મો'મિન હતા, મો'મિન મર્યા તો હવે ઉપરોક્ત તફસીલની રોશનીમાં કોઈ શક ન રહેવો જોઈએ કે વરક઼ા સહાબી હતા. (رضی اللہ عنہ)

આ રિવાયતના બારામાં બયહકીએ કહ્યું કે આ 'મુન્ક઼તઅ' છે, પણ સૌને ખબર છે કે આપણા ઈમામો તથા જમહૂર (બહુમતી)ની નજીક 'મુન્ક઼તઅ' હદીષના રાવી જો 'ષિક઼હ' છે તો તે દલીલને પાત્ર છે.

મિર્ક઼ાતમાં મુલ્લા અલી ક઼ારી ફર્માવે છે :–

قَالَ اَبُوْدَاوُدَ، مُرْسَلٌ اى نَوْعُ مُرْسَلٍ وَهُوَالْمُنْقَطِعُ۔ وَلٰكِنَّ الْمُرْسَلَ حُجَّةٌ عِنْدَنَا وَعِنْدَ الْجُمْهُوْرِ "અબૂ દાઊદે કહ્યું કે આ હદીષ મુરસલ છે એટલે કે તેનો એક પ્રકાર એટલે મુન્ક઼તઅ છે. અને મુરસલ આપણી તથા જમહૂરની નજીક દલીલ છે."

એ ઉપરાંત એની પુષ્કળ પ્રમાણમાં રિવાયતો છે જે સહાબા વગેરેમાં વર્ણન થયેલી છે. કોઈકમાં ફર્માવ્યું કે તે જન્નતની નહેરોમાં છે, એક જ નહીં બે જન્નતોમાં છે, તેમને બુરા ન કહો, ક્યાંક એવું આવ્યું કે મેં તેમને સફેદ કપડાંમાં જોયા. જો જન્નતી ન હોત તો એમના પર સફેદ કપડાં ન હોત.

તો સૌ પરથી એ વાત સંયુક્તપણે સાબિત થાય છે કે તે જરૂર મો'મિન હતા અને જ્યારે આ સાબિત થઈ ગયું

કે દા'વતનો સમય પામી ચૂક્યા હતા તો હવે તેમના સહાબી હોવામાં શું શંકા ?! એ જ પુષ્કળ મુહદ્દિષો તથા ઉલમાએ સિયરનો મઝહબ છે. દા.ત. બુરહાન બક઼ાઈ★, અલ્લામા બર્માવી, ઈરાકી તથા ઈબ્ને મંદા, તિબરી★, બગ઼વી, ઈબ્ને નાફેઅ, ઈબ્નુસ્સકન વગેરેએ તેમને સહાબામાં ગણ્યા છે. *(ઝુર્કાની, ભાગ–૧, પેજ–૨૪૩,★ અસાબા, ભાગ–૩, પેજ–૬૩૩)*

★ **અરબી, ઈબ્રાની, સુર્યાની** : અહીં રિવાયતો વિવિધ છે. અહીં એ છે :–

كَانَ يَكْتُبُ الْكِتَابَ الْعِبْرَانِيَّ فَيَكْتُبُ مِنَ الْاِ نْجِيْلِ بِالْعِبْرَانِيَّةِ ''ઈબ્રાની લખવા ચાહતા હતા. ઈંજીલને ઈબ્રાનીમાં લખતા હતા.''

અને તફસીરે સૂરએ અલકમાં યૂનુસના તરીક઼ાથી અને કિતાબુત્તાબીરમાં મુઅમરના તરીકાથી, અલ ઈબ્રાનીની જગાએ અલ્અરબી અને બિલ્ ઈબ્રાનિયહ્‌ની જગાએ બિલ્અરબિય્યહ્ છે. એનો મતલબ એ થયો કે અરબી લખવાનું જાણતા હતા અને ઈંજીલને અરબીમાં લખ્યા કરતા હતા.

**ઈન્જીલની ભાષા** : ઈન્જીલ સુર્યાની ભાષામાં હતી. (ફત્હુલબારી વગેરે) આ રિવાયતોની રોશનીમાં મતલબ એ થયો કે વરકા આ ત્રણેવ ભાષાઓના માહિર હતા. સુર્યાનીનો તર્જુમો અરબીમાં પણ કરી લેતા હતા અને ઈબ્રાનીમાં પણ. ઈન્જીલને ક્યારેક અરબીમાં લખતા ક્યારેક ઈબ્રાનીમાં.

**ભાષાનો પ્રારંભ** : સુર્યાની ભાષા હઝરત આદમ عليه السلامના જમાનાથી ચાલી આવે છે. તેમની તથા તેમની ઔલાદની તેમજ સર્વ અંબિયાની ભાષા સુર્યાની જ હતી. અલ્લાહ ﷻ એ હઝરત આદમ عليه السلامને તમામ ચીજોનાં નામો સુર્યાનીમાં જ શીખવ્યા હતાં જેથી ફરિશ્તા ન સમજી શકે. સુર્યાની શબ્દ سِرٌّ (સિરુન્) થી બન્યો છે.

**હઝરત ઈબ્રાહીમની ભાષા** : હઝરત ઈબ્રાહીમની ભાષા સુર્યાની હતી. જ્યારે નમરૂદની બુરાઈના કારણે અલ્લાહના હુકમથી ફુરાત પાર કરીને શામ તશરીફ લાવ્યા તો અલ્લાહની કુદરતથી ભાષા બદલાઈ ગઈ, બીજી ભાષા બોલવા લાગ્યા. સબબ એ થયો કે નમરૂદે હઝરત ઈબ્રાહીમની તલાશમાં જાસૂસો મોકલ્યા હતા અને હુકમ આપી દીધો હતો કે જે શખ્સ પણ સુર્યાનીમાં વાત કરતો મળે તેને ગિરફતાર કરી લાવો. જ્યારે નમરૂદના માણસો હઝરત ઈબ્રાહીમ عليه السلامની પાસે પહોંચ્યા અને તેમને જોયા કે તેઓ સુર્યાનીને બદલે અન્ય કોઈ ભાષા બોલે છે તો કાંઈ રોકટોક ન કરી. કેમ કે અલ્લાહના કરવાથી એ ભાષાની તા'લીમ હઝરત ઈબ્રાહીમને ફુરાત પાર કર્યા બાદ થઈ હતી. અને ફુરાત પારવાળાઓની પણ એ જ ભાષા થઈ ગઈ એટલા માટે એને ઈબ્રાની કહે છે. અલિફ નૂનનો ઉમેરો ક઼િયાસ બહાર છે.

**અરબી ભાષાનો પ્રારંભ** : અરબી ભાષા પણ હઝરત આદમ عليه السلامના સમયથી છે. આપ જન્નતમાં અરબી બોલતા હતા. જમીન પર તશરીફ લાવ્યા બાદ સુર્યાની બોલવા લાગ્યા. પછી તૌબાની ક઼બૂલિયત બાદ અરબી બોલવા લાગ્યા. સુફયાને ફર્માવ્યું, દરેક આસ્માની વહી અરબીમાં જ નાઝિલ થતી હતી, અંબિયાએ કિરામ કૌમની ભાષામાં તેનો તર્જુમો કર્યા કરતા હતા.

પરંતુ સામાન્યતઃ એ જ મશહૂર છે અરબી ભાષા હઝરત ઈસ્માઈલ عليه السلامથી જાહેર થઈ. તેમણે બની જુરહુમથી શીખી હતી એટલા માટે તેમની ઔલાદને મુસ્તઅરબહ્ કહેવામાં આવે છે. આ પરથી માલૂમ થયું કે બની જુરહુમમાં આ ભાષા પહેલાંથી ચાલતી હતી. એટલા માટે બની જુરહુમ આરબહ્ કહેવામાં આવે છે. આ રિવાયતની બિના પર હઝરત ઈસ્માઈલ عليه السلامને આ ભાષાના કાઢનાર નથી કહેવામાં આવી શક્તા. હા ! એ જરૂર છે કે અરબી ભાષાને જે સલામતી હાંસલ છે તે હઝરત ઈસ્માઈલ عليه السلامના આભારી છે.

★ **ઈબ્ને અખીક** : હઝરત ખદીજાના વાલિદ (પિતા) ખુવૈલદ અને વરક઼ાના વાલિદ નુફૈલ બંને અસદ ઈબ્ને અબ્દુલ ઉઝ્ઝાના પુત્ર અને સગા ભાઈ હતા. અને હુઝૂર ﷺના વાલિદે માજિદના પરદાદા અબ્દે મુનાફ

અને એ બંનેના પર દાદા અબ્દુલ ઉઝ્ઝા સગા ભાઈ કુસયના પુત્રો હતા. આ લેહાઝથી હઝરત અબ્દુલ્લાહ અને વરકા ખાનદાની એ'તબારથી ભાઈ થયા. આ રિશ્તાના આધારે હઝરત ખદીજાએ વરકાને કહ્યું, તમારા ભત્રીજાની વાત સાંભળો. અને એ જ ખાનદાની રિશ્તાથી તેમણે વરકાને ઈબ્ને અમ (કાકાના પુત્ર) કહ્યા. એ ઉપરાંત અરબ જ નહીં આપણે ત્યાં પણ ઉમરવાળા માણસને કાકા કહે છે. એ ઉર્ફના આધારે "ઈબ્ને અખીક" કહ્યું. હેતુ એ હતો કે સંપૂર્ણ ધ્યાનપૂર્વક તેમની વાત સાંભળે.

★ **નામૂસ** : 'નામૂસ'નો અર્થ રહસ્યની વાત બતાવનાર ચાહે તે રહસ્ય સારું હોય કે બુરું. ઈમામ બુખારીએ કિતાબુલ અંબિયામાં પ્રકરણ "વઝકુર ફિલ કિતાબિ મૂસા"માં ફર્માવ્યું :–

**النَّامُوسُ، صَاحِبُ السرِّ الَّذِیْ یَطَّلِعُہٗ بِمَا یَسْتُرُہٗ عَنْ غیرہ** "તે રાઝ જાણનાર જે એ વાતોને બતાવે જેને ગૈરથી છુપાવે."

અને જાસૂસ એને કહે છે જે બુરાઈની ગુપ્ત વાતો પહોંચાડે. આ બંનેમાં ઉમૂમ (સામાન્ય) તથા ખુસૂસ (ખાસ) મુત્લકની નિસ્બત થઈ. અહીં 'નામૂસ'થી મુરાદ હઝરત જિબ્રઈલ છે.

હઝરત વરકાએ "નામૂસે મૂસા" કહ્યું, જ્યારે તે પોતે નસ્રાની (ઈસાઈ) હતા. એટલા માટે તેમજ હુઝૂર મૂસા علیہ السلامના જમાના કરતાં ઈસા علیہ السلامના જમાનાથી નિકટ હતા એટલા માટે પણ નામૂસે ઈસા કહેવું જોઈએ. એનો સબબ એ છે કે હઝરત મૂસા علیہ السلامની રિસાલત સર્વ માન્ય છે, નસારા પણ એમને નબી માનતા હતા, એથી ઉલ્ટુ હઝરત ઈસા علیہ السلامનું કે તેમને યહૂદી નબી નથી માનતા. બલ્કે ત્યારના નસારા પણ તેમને ત્રણ ખુદામાંથી એક માનતા હતા. તેમના પર જિબ્રઈલ થકી વહી ઉતરવાને માનનારા ન હતા. એટલા માટે ઓળખના પ્રસંગે "નામૂસે મૂસા" કહેવું જ અધિક યોગ્ય હતું.

અબૂ નુઐમે "દલાઈલુન્નબુવ્વહ"માં એક રિવાયત ઝિક્ર કરી છે એમાં એ છે કે પહેલાં હઝરત ખદીજા એકલાં વરકા પાસે ગયાં તો તેમણે કહ્યું, જો તમે સાચુ કહેતી હોઉં તો તેમની પાસે "નામૂસે ઈસા" આવશે જેમને બની ઈસ્રાઈલ એટલે યહૂદી નથી માનતા. પછી જ્યારે હુઝૂર ﷺને સાથે લઈને ગયાં તો વરકાએ "નામૂસે મૂસા" કહ્યું. પ્રથમવાર પોતાના એ'તેકાદ અને કુર્બ (નિકટતા)ની બિના પર "નામૂસે ઈસા" કહ્યું અને બીજીવાર "નામૂસે મૂસા" કહ્યું. બલ્કે સીરતે હલ્બીમાં આ પ્રમાણે છે : **انک علیٰ مثل ناموس موسیٰ وعیسیٰ** "હઝરત મૂસાનો ઉલ્લેખ બંનેની એકમતિના કારણે કર્યો અને હઝરત ઈસાનો પોતાના એ'તેકાદ તથા કુર્બે જમાના (નિકટના સમય)ના કારણે કર્યો."

**"યૌમુક"થી શું મુરાદ ?** : વરકાએ ફર્માવ્યું, જો મને આપનો જમાનો મળ્યો તો તમારી ભરપુર મદદ કરીશ. એનાથી મતલબ એ કે આમ દા'વત પછી આજમાઈશનો દૌર છે. અથવા તો જમાનો મુરાદ છે જ્યારે જેહાદનો હુકમ થશે. અને ઉપર વર્ણન થઈ ચૂક્યું કે જેહાદના જમાનાથી બહું પહેલાં તેમનો વિસાલ થઈ ગયો, બલ્કે જાલિમોના હુઝૂરને સિતમના નિશાન બનાવતાં પહેલાં ૪ નબવી સનમાં વિસાલ કરી ગયા.

હઝરત બિલાલને સતાવતાં જોયા તો વૃદ્ધાવસ્થા તથા આંખોથી નાબીના છતાં ખૂબ જ હિંમતભેર કહ્યું, એક જ કહેજો ! એક જ કહેજો !

**فَتْرَت (ફત્રત)ની તેહક઼ીક઼** : **وفَتَرَالْوَحْیُ۔ فَتَرَ یَفْتِرُ فُتُوْرًا و فُتَارًا** (ફત્રત) મૂળ અર્થ ગતિ પછી રોકાઈ જવું, સખ્ત પછી નરમ થઈ જવું અને કમજોર તથા સુસ્ત થવું છે. તેમજ આંતરિયાના તાવમાં તાવ ન આવવાના દિવસને فَتْرَت કહે છે.

કુર્આન હદીષમાં એ જમાનાને કહે છે જે હઝરત ઈસા અને આપણા નબી ﷺની વચ્ચે છે. જેમાં કોઈ નબી ન આવ્યા. અને અહીં રોકવાના અર્થમાં છે. સૂરએ ઈક઼રાના નુઝૂલ પછી એક અરસા સુધી કુર્આનનું નુઝૂલ ન

થયું. એ મુદ્દતને "ફત્રતે વહી" કહે છે, એ મુદ્દત કેટલી હતી એમાં દસ કથનો છે : ત્રણ વરસ, અઢી વરસ, અમુક દિવસો નિશ્ચિત નહીં (ફત્હુલબારી, ભાગ–૧, પેજ–૯૭), બે વરસ છ મહીના (અશઅતુલ લમ્આત, ભાગ–૪, પેજ–૫૦૯), ચાલીસ દિવસ, પંદર દિવસ, ત્રણ દિવસ, બાર દિવસ (ઝુર્કાની અલલ મવાહિબ, પેજ–૨૩૬), એક મહીનો. *(મિર્કાત, પેજ–૪૧૨)*

**'ફત્રત'ની મુદ્દતની તેહકીક** : સામાન્યતઃ સિયરવાળાઓ ત્રણ વરસને અપનાવે છે. અલ્લામા અયનીએ કેવળ એને લીધું. મુગ્લતાઈએ ત્રીજો કૌલ એટલે કે "એ મુદ્દત કોઈ નિશ્ચિતતા વિના અમુક દિવસોની હતી"ને અશબહ્ બતાવ્યું એટલે અશબહ્ બિલ હક્ક. દલીલમાં ફર્માવ્યું કે હુઝૂરે અક્દસ ﷺનો તેમના રબથી જે તઅલ્લુક હતો તે એ જ વાતનો તકાઝો કરનાર છે. અલ્લામા ઝુર્કાનીએ પણ એને જ સમર્થન કર્યું છે. આ હઝરત ઈબ્ને અબ્બાસનો કૌલ છે, ફત્હુલ બારી વગેરેમાં એ રીતે નકલ ફર્માવ્યું, પણ ઝુર્કાનીમાં મુગ્લતાઈના હવાલાથી ઈબ્ને અબ્બાસની તફસીરથી તેની સંખ્યા ૪૦ દિવસ દર્શાવી. ખાદિમ (લેખક)નું ધ્યાન પણ એ જ કહે છે કે ફત્રતે વહીની મુદ્દત ૪૦ દિવસ હતી, કેમ કે અઢી વરસ તથા ત્રણ વરસની મુદ્દત માનવામાં એવું માનવું પડશે કે "સૂરએ મુદષ્ષિર" સૂરએ ઈક્રાની પ્રારંભિક પાંચ આયતો પછી ત્રણ કે અઢી વરસ બાદ નાઝિલ થઈ અને એ વાત એના સ્થાને નિશ્ચિત છે કે દા'વતનો હુકમ સૂરએ મુદષ્ષિરથી થયો છે.

મવાહિબ તથા ઝુર્કાનીમાં છે :–

**قال النووی اول ماوجب الانذار والدعاء الی التوحید لقوله تعالیٰ یٰاَیُّهَا الْمُدَّثِّرُه قُمْ فَاَنْذِرْ** "નવવીએ કહ્યું કે સૌ પ્રથમ અન્ઝાર તથા તૌહીદની દા'વત અલ્લાહ તઆલાના આ કૌલથી વાજિબ થઈ કે ફર્માવ્યું, "હે ચાદર ઓઢનાર ! ઉઠો ! અને ડરાવો !" *(ભાગ–૧, પેજ–૧૩૫)*

તો એનો મતલબ એ થયો કે આ ત્રણ વરસોમાં દા'વતનું કામ બંધ રહ્યું, શરૂ જ ન થયું. તેમજ "ફત્રત"ના દિવસોમાં ખૂદ હુઝૂરે અક્દસ ﷺની જે હાલત હતી તે ખૂદ આ હદીષમાં અગાઉ વર્ણન થઈ ચૂકી છે. એ દર્શાવી રહ્યું છે કે હુઝૂરની હાલત એવી ન હતી કે તેઓ કોઈને દા'વત આપતા.

જ્યારે કે સાબિત છે કે એ ત્રણ વરસો પુષ્કળમાં લોકો ઈમાન લાવી ચૂક્યા હતા. એ જ અલ્લામા કસ્તલાની અને અલ્લામા ઝુર્કાનીએ પુષ્કળ સહાબા તથા સહાબિયાતના નામો ગણાવ્યાં છે જેઓ આ ત્રણ વરસોમાં ઈમાન લાવ્યાં. અને સંક્ષિપ્તમાં એ ફર્માવ્યું કે આ ત્રણ વરસોમાં પુરૂષ તથા સ્ત્રીઓની વિવિધ જમાઅતોએ ક્રમે ક્રમે ઈસ્લામ સ્વીકાર્યો. અલ્લામા ઝુર્કાનીએ ફર્માવ્યું કે ઈરાકી વગેરેએ એક મોટી સંખ્યાનાં નામો ગણાવ્યાં છે. એનો સાફ મતલબ એ થયો કે આ અરસામાં ગુપ્ત રીતે ઈસ્લામનું કામ ચાલુ રહ્યું ત્યાં સુધી કે આયત ઉતરી : **فَاصْدَعْ بِمَا تُؤْمَرُوَاَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ** "તમને જે હુકમ છે તેને હવે જાહેરમાં બયાન કરો ! અને મુશ્રિકોથી મોઢું ફેરવી લો" નાઝિલ થઈ. તો એલાનની સાથે ઈસ્લામના પ્રચાર તથા પ્રસાર અને દા'વતનું કામ શરૂ કર્યું. હઝરત શૈખ અબ્દુલ હક્ક મોહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہનો કૌલ વરકાના વર્ણનમાં આવી ગયો. મવાહિબ અને ઝુર્કાનીમાં છે :–

**قالوا وکان ذالك بعد ثلاث سنین من النبوۃ تبرأ منه الجزم الحافظ فی سیر ته بان نزول الاٰیة کان فی السنة الثالثة (وهی المدۃ التی اخفی رسول الله صلی الله تعالیٰ علیه وسلم امرہ الیٰ ان اَمَرَہ الله تعالیٰ باظهارہ فبادی قومه بالاسلام و) لم یقتصر علی مجرد المجاهرۃ بالدعوۃ بل کرَّرَ ذالك وکّدَ وبالغ فی اظهار الحجة حتّی کانه (صدّع بهٖ کما امرہ الله تعالیٰ)**

"લોકોએ કહ્યું, આ આયતનું ઉતરાણ નબુવ્વતના ત્રણ વરસ પછી થયું. હાફિઝે પોતાની સીરતમાં ફર્માવ્યું કે ત્રણ વરસ બાદ નહીં, ત્રીજા વરસે થયું. આ તે જમાનો છે કે જ્યારે રસૂલુલ્લાહ ﷺએ પોતાના હાલને ગુપ્ત

રાખ્યો, એટલે સુધી કે અલ્લાહ ﷻએ તેને ખુલ્લમ ખુલ્લા બયાન કરવાનો હુકમ આપ્યો. ત્યારબાદ, હુઝૂરે પોતાની કૌમ પર ઈસ્લામને જાહેર કર્યો અને જાહેરમાં પ્રચાર કરવા લાગ્યા. અને કેવળ દા'વતના એલાન પર નથી અટક્યા બલ્કે વારંવાર દા'વત આપી અને તાકીદની સાથે આપી અને એમાં અતિશયોક્તિ (ખૂબ વધારો) કર્યો જાણે કે ઈસ્લામને બિલ્કુલ જાણીતો કરી દીધો જેવો કે હુકમ હતો.'' *(પેજ–૨૪૭, ૨૪૮, ભાગ–૧)*

સારાંશ કે એનાથી ઈન્કારની શક્યતા નથી કે ત્રણ વરસની અંદર અંદર પણ દા'વતનું કામ થતુ રહ્યું પણ સાવધાની તથા ગુપ્તપણે. તદ્ઉતરાંત એ વાત નિશ્ચિત છે કે ''ફત્રતે વહી'' પછી સૌ પ્રથમ **يٰاَيُّهَا الْمُدَّثِّرُ** નાઝિલ થઈ. એ મુદત ત્રણ વરસ માનવાનો મતલબ એ થયો કે સૂરએ મુદષ્ષિર ત્રણ વરસ પછી નાઝિલ થઈ. હવે જો હાફિઝ ઈરાકીની વાત સહીહ છે કે આયત **فَاصْدَعْ بِمَا تُؤْمَرُ** ત્રણ વરસની અંદર નાઝિલ થઈ તો લાઝિમ ઠરશે કે સૂરએ મુદષ્ષિર બાદમાં અને આ આયત તેનાથી પહેલી થઈ, અને કોઈ રીતે દુરુસ્ત નથી.

વળી એ કે અલ્લામા અસ્કલાની વગેરેએ આ મોડુ થવાની ઈલ્લત (સબબ) એ બતાવી કે હિરામાં વહીના નુઝૂલના કારણે શક્તિમાં જે અસર પડી તે દૂર થઈ જાય અને શોખ અધિકથી અધિક થઈ જાય. પણ એના માટે ત્રણ વરસની મુદતની કાંઈ જરૂરત નથી, થોડાક દિવસ જ પૂરતા છે. વળી વિચારો કે અલ્લાહ ﷻએ આખા જગતમાં ઈસ્લામની દા'વતના માટે જેમને પસંદ કર્યા, પોતાના હબીબ બનાવ્યા એને ત્રણ વરસ સુધી એટલી સખત કશ્મકશમાં સપડાવી દે કે વારંવાર જાનથી આજિઝ આવી જાય ! એ જરા મુશ્કેલીએ સમજમાં એવી વાત છે.

જેમ કે મુગ્લતાઈએ કહ્યું, **لعل هذا اهوا الاشبه بحا له عنربّه** ''ઉમ્મીદ છે કે આ જ હક્ક઼ સાથે અધિક મળતી હોય. એને જોતાં જ આપનો મર્તબો ખુદાની બારગાહમાં હતો.'' *(ઝુર્કાની, પેજ–૨૩૬)*

હું હઝરત ઈબ્ને અબ્બાસના બંને કથનોને રાજેહ (પસંદીદા) સમજું છું, એટલે કે આ મુદત થોડા દિવસોની હતી. અને એ થોડા દિવસો ૪૦ દિવસો હતા. એ કારણે કે મુસ્લિમ શરીફમાં હઝરત જાબિરની ''ફત્રતે વહી'' (વહીના રોકાણ)ના દિવસોના અહવાલ''માં આ રિવાયત નકલ થયેલ છે : **جاورت بحراء شهراً (كتاب الايمان)** ''મેં હિરામાં એક મહીનો મુજાવરત કરી.'' *(કિતાબુલ ઈમાન)*

તો સાબિત થયું કે એ મુદત એક મહિનાથી ઓછી ન હતી પણ અધિક હતી. અને એક મહિનાથી અધિક કથનોમાં એક મહિનાથી અધિક નજીક ૪૦ દિવસનો ક઼ૌલ છે. એટલા માટે એ રાજેહ (પસંદીદા) છે. એ સિવાયના જેટલા અકવાલ (કથનો) છે એમાં કોઈનું કથન હઝરત અબ્બાસના મર્તબાનું નથી અને જ્યારે આ કથન રિવાયતની રૂએ પણ પસંદીદગીના સ્થાને છે તો એને પસંદીદા માનવું અધિક યોગ્ય છે.

તદન ફિતરી (સ્વભાવિક) વાત છે કે જ્યારે વહી રોકવાના કારણે રંજ તથા બેચેની થતી, જિબ્રઈલ આવતા, સાંત્વન આપતા, કાંઈક સુકૂન મળતું પણ વહી એ જ પ્રમાણે રોકાઈ રહેતી એટલા માટે ફરી એ જ હાલ થતો. સતત એ કૈફિયતનો ઉકેલ એ સમજમાં આવ્યો કે, ચાલો ! ફરી એ જ હિરામાં જ્યાં પ્રથમ વાર વહી આવી હતી. તો હિરામાં સ્થાન જમાવ્યું. અને જે ઈલાજ વિચાર્યો હતો તે લાભદાયી પૂરવાર થયો કે ક઼ાસિદ પૈગામ લઈને આવી ગયો. **هذا ماعندى والعلم بالحق عند ربّى و علمه جل مجدهٗ اتم واحكم**

**૧૪. વહીના રોકાણના દિવસોમાં બેચૈની :** અરસા સુધી વહી રોકાઈ જવાથી રંજ તથા ગમ અને બેચૈનીનું પેદા થવું સ્વભાવિક વાત છે. આટલો મહાન મન્સબ (હોદ્દો) મળ્યા બાદ અરસા સુધી વહી ન આવવાથી આ અંદેશો ઉપસ્થિત થવાની વાત છે કે ક્યાંક નારાજગીના કારણે તો એ રુકાવટ નથી. અને મહબૂબની નારાજગી કેટલી જીવલેણ હોય છે એ કેવળ મહોબ્બત કરનારા જ સમજી શકે છે. વળી જ્યારે કે મહબૂબ હક઼ીક઼ી હોય તો

એના પર કેટલી બેચેની થતી હશે એ સમજી શકાય તેવી વાત છે. એ જ પ્રમાણે કોઈ મહાન હોદ્દો મળ્યા બાદ તેના જતાં રહેવાનો ખયાલ રૂહ પર કેટલો કઠીન ગુજરતો હોય છે એ સૌને ખબર છે, તે પણ નબુવ્વત જેવા મહાન હોદ્દાના બારામાં તો કલ્પના જ નથી થઈ શક્તી ! આ જીવલેણ કલ્પનાના કારણે રંજ તથા દુઃખ અને બેચેની જો બેખૂદીની હદ સુધી પહોંચી ગઈ તો શું આશ્ચર્યની વાત છે ?! અને આવા બેખૂદીની હાલતમાં જે કાર્ય અસ્તિત્વ પામે એના પર કોઈ પૂછતાછ નથી, તે પણ ત્યારે કે જ્યારે હજી કોઈ અહકામનું નુઝૂલ હજી ન થયું હતું. અને જો ધારો કે અહકામનો નુઝૂલ થયો પણ હોત તો અહકામમાં આ પણ છે :

ઈર્શાદ છે : فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّ لَا عَادٍ فَلَا اِثْمَ عَلَيْهِ "તો જે શખ્સ કોઈ એવું કામ બેખૂદીની હાલતમાં કરી બેસે જે મના હોય અને તે સ્વેચ્છાથી ન કરે અને હદથી આગળ ન વધે તો એના પર કોઈ ગુનોહ નથી."

અહીં એવું કહેવું કે આ હદીષ "બલાગ઼ાતે ઝહરી"થી છે એટલા માટે સ્વીકાર્ય નથી, એ ઉસૂલે હદીષની વિરુધ્ધ વર્તન છે. એમાં એની શક્યતા છે કે હદીષનો પ્રથમ હિસ્સો જે સનદથી રિવાયત પામ્યો છે. એનાથી આ પણ મરવી છે. બીજુ એ કે જો માની પણ લેવામાં આવે કે ઈમામ ઝહરી પર મૌકૂફ છે, કેમ કે એ પણ ષિક઼હ છે અને "મઅ્મર" પણ ષિક઼હ છે એટલા માટે એના સ્વીકાર્ય હોવામાં કોઈ વાંધો નથી પડતો. *(કસ્તલાની)*

**૧૫. જિબ્રઈલ** : આ ઈબ્રાની શબ્દ છે ઈલ (ایل)નો અર્થ ખુદા અને જિબ્ર (جبر)નો અર્થ અબ્દ. તો જિબ્રઈલનો અર્થ અબ્દુલ્લાહ થયો. અને તેમનું મૂળ નામ અબ્દુલ જલીલ અને ઉપનામ "અબુલ ફતૂહ" છે. અંબિયાએ કિરામની પાસે ખુદા તઆલાનો પૈગામ લાવવાની ખિદમત એમને જ સુપ્રત હતી. એ ઉપરાંત અન્ય ખિદમતો પણ અંજામ આપતા હતા અને હજી પણ આપે છે.

**જિબ્રઈલની મલૂકની સૂરત (ફરિશ્તામય સ્વરૂપ)** : જિબ્રઈલે અમીનનું ફરિશ્તામય સ્વરૂપ એ હતું કે તેમની છસો ભૂજાઓ છે જેનાથી મોતી અને યાકૂત ઝરે છે, એટલા મોટા છે કે આખા ક્ષિતિજને ભરી દે છે. હુઝૂરે અકદસ ﷺએ તેમને બે વાર તેમની મલકૂતી સૂરતમાં જોયા.

**જિબ્રઈલ પ્રારંભથી જ નિયુક્ત છે** : વહીના પ્રકારોમાં વર્ણન થઈ ગયું કે પ્રારંભમાં ત્રણ વરસો સુધી ઈસ્રાફીલ વહી માટે નિયુક્ત હતા, પછી જિબ્રઈલે અમીનની નિયુક્તી થઈ. એનાથી જાહેર થાય છે કે શરૂના ત્રણ વરસો હઝરત જિબ્રઈલે અમીન ખિદમતે અકદસમાં હાજર ન થયા.

પણ એ સહીહ નથી. અગાઉ વર્ણન થઈ ચૂક્યું કે વહીના રોકાણની મુદ્દત વધુમાં વધુ ૪૦ દિવસ હતી, ત્રણ વરસ ન હતી. તો હિરાના પ્રસંગના ૪૦ દિવસ બાદ સૂરએ મુદ્દષ્ષિર ઉતરી, અને એને જિબ્રઈલે અમીન લઈને આવ્યા. તદ્ઉપરાંત આ હદીષમાં જે બનાવ છે એ વહીના રોકાણના જ દિવસોનો છે, જેથી જાણવા મળ્યું કે એ દિવસોમાં પણ જિબ્રઈલે અમીન હુઝૂર ﷺની ખિદમત માટે નિયુક્ત હતા અને ખિદમત પણ કરતા હતા, કાંઈક વાત પણ કરતા હતા. અલ્બત્ત એ દિવસોમાં વહી લઈને નથી આવ્યા.

**ફત્હુલ બારીમાં છે** : એ મુરાદ નથી કે વહીના રોકાણના દિવસોમાં જિબ્રઈલ હાજર થતા ન હતા, બલ્કે મુરાદ એ છે કે કુર્આન લઈને આવતા ન હતા. વળી એ સિદ્ધ થઈ ચૂકેલ છે કે મુસ્લિમ, નિસાઈ, હાકિમે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં જિબ્રઈલ હાજર હતા કે અચાનક ઉપર આસ્માનથી ચરચરાહટ સાંભળી. જિબ્રઈલે આસ્માનની પ્રતિ નજર ઉઠાવી અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આ એક ફરિશ્તો છે જે આજ સુધી ઉતર્યો ન હતો. એ ફરિશ્તો ખિદમતે અકદસમાં હાજર થયો, સલામ અર્ઝ કર્યા પછી કહ્યું, તમને બે એવા નૂરોની બશારત થાય જે કોઈ નબીને નથી મળ્યાં. સૂરએ ફાતિહા તથા સૂરએ બકરહના આખરી ભાગ. ઉલમાની એક જમાઅતે જણાવ્યું કે એ ઈસ્રાફીલ હતા.

પણ એવું કહી શકાય છે કે હદીષમાં નામ નથી કેવળ ઉલમાની રાય છે કે ઈસ્રાફીલ હતા એની પણ શક્યતા છે કે ઈસ્રાફીલ ન હોય અને કોઈ અન્ય હોય. પણ તિબ્રાની હઝરત ઈબ્ને ઉમર રઝિ.થી રિવાયત કરે છે કે મેં સાંભળ્યું છે કે રસૂલલ્લાહ ﷺએ ફર્માવ્યું કે મારી પાસે એક ફરિશ્તો આવ્યો જે મારી પહેલાં કોઈ નબીની પાસે ન આવ્યો હતો અને ન ભવિષ્યમાં કદી કોઈની પાસે આવશે, એ "ઈસ્રાફીલ" છે. ઈસ્રાફીલે કહ્યું કે હું મારા પરવરદિગારનો પયગામ લઈને આવ્યો છું કે અલ્લાહ ﷻએ આપને ઈખ્તિયાર આપી દીધો છે કે જો ચાહો તો નબી અબ્દ રહો જો ચાહો તો નબી માલિક. હુઝૂરે ફર્માવ્યું, મેં જિબઈલની તરફ જોયું કે તે શું મશ્વરો આપે છે. તેમણે ઈર્શાદ કર્યો, તવાઝોઅ (આજીજી) કરો ! જો હું કહી આપત કે નબી માલિક રહીશ તો પહાડ સોનુ બનીને મારી સાથે ચાલત. *(ઝુર્કાની, ભાગ–૧, પેજ–૨૭૩)*

એ હદીષથી જાહેર છે કે ઈસ્રાફીલ એ દિવસથી પહેલાં કદી ખિદમતમાં હાજર નથી થયા. ઈમામ શઅબીના કથનના મુકાબલામાં જ્યારે હદીષ મરફૂઅ છે તો જાહેર છે કે ઈમામ શઅબીનો કૌલ મરજૂઅ હશે.

તદ્ઉપરાંત ઈમામ શઅબીના વર્ણવેલ કૌલથી જાહેર થાય છે કે વહીના રોકાણના દિવસો ત્રણ વરસના હતા અને અમે સાબિત કરી ચૂક્યા કે ત્રણ વરસ નહીં કેવળ ૪૦ દિવસ હતા. એટલા માટે એવું કહેવું કે શરૂમાં ત્રણ વરસો સુધી ઈસ્રાફીલ વહી લાવવા પર નિયુક્ત હતા એ સહીહ નથી.

**ઈસ્રાફીલ પણ વહી લાવતા હતા :** પણ આ વાતોથી કેવળ એ સાબિત થાય છે કે વહીના રોકાણના દિવસોમાં ઈસ્રાફીલ વહી લઈને નથી આવ્યા, પણ મૂળ મુદ્દો સાબિત થયો કે કદી કદી ઈસ્રાફીલ પણ વહી લઈને આવતા હતા, વધારેમાં વધારેમાં એમાં બહષ થઈ શકે છે કે પ્રારંભમાં વહી લાવ્યા કે નહીં. ચાલો, બાદમાં વહી લાવ્યા, એટલા માટે વહીની સાત ઘસ્થિતિઓ પોતાની જગાએ યથાવત રહી.

# ④ حديث فترة وحی

**[હદીષ ૪ : હદીષે ફત્રતે વહી] "વહી રોકાવાનો જમાનો"**

قَالَ ابْنُ شِهَابٍ وَأَخْبَرَنِي أَبُو سَلَمَةَ بْنُ عَبْدِ الرَّحْمٰنِ أَنَّ جَابِرَ ابْنَ عَبْدِ اللّٰهِ

*"ઈબ્ને શહાબે[1] કહ્યું, મને અબૂ સલ્મા ઈબ્ને અબ્દુર્રહ્માને[2] ખબર આપી કે જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ અન્સારી[3] رضی اللہ عنہما એ*

الْأَنْصَارِيَّ رَضِيَ اللّٰهُ تَعَالَى عَنْهُمَا قَالَ وَهُوَ يُحَدِّثُ عَنْ فَتْرَةِ الْوَحْيِ فَقَالَ فِي

*ફત્રતે વહી (વહીના રોકાણ)ની હદીષ બયાન કરતાં કહ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ પોતાની વાતચીતમાં ફર્માવ્યું, હું*

**સમજૂતી : ૦૪**

**૧. ઈબ્ને શહાબ** : એ ઝહરીથી અધિક મશ્હૂર છે, પૂરું નામ આ પ્રમાણે છે, મુહમ્મદ ઈબ્ને મુસ્લિમ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુર્રહ્માન ઈબ્ને શહાબ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને હારિષ ઈબ્ને ઝહરા ઈબ્ને કલાબ. ઉપનામ અબૂબક્ર છે. ત્રીજા દાદા શહાબની પ્રતિ સંબંધિત કરીને તેમને ઈબ્ને શહાબ કહે છે અને જદ્દે આલા (તેમના દાદા) ઝહરા પ્રતિ નિસ્બતથી ઝહરી કહેવાય છે. આપ હઝરત સૈયદા ખદીજા رضی اللہ عنہا ના કબીલાથી છે. અને કલાબમાં જઈને તેમનો વંશ નબી ﷺ ના શજરા (વંશવાળી)ને મળે છે. સગીર તાબઈનમાંથી છે. હઝરત અનસ અને હઝરત રબીઆ ઈબ્ને એબાદા તથા પુષ્કળ સહાબાથી હદીષો સાંભળી છે. સર્વ માન્ય ઈમામ વિશ્વસનીય છે. તેમનાથી પુષ્કળ તાબઈને હદીષો સાંભળી. ૭૨ વર્ષની વયે રમઝાન શરીફમાં હિ.સ. ૧૨૪માં વિસાલ ફર્માવ્યો. વસીયત પ્રમાણે શુગબ સ્થળે સડકના કિનારે દફન થયા.

ઉમવી શહેનશાહ અબ્દુલ મલિક ઈબ્ને મરવાન ખૂબ જ ઈજ્જત કર્યા કરતો હતો. એક વખત તેણે સાતસો અશરફીઓ ભેટ ધરી પણ તેની કોઈ પરવા ન કરી. હદીષોના સંપાદનનું કામ તેમણે શરૂ કર્યું. અભ્યાસના ઘણા જ શોખિન હતા. જ્યારે મકાનમાં બેસતા તો કિતાબોનો ઢગલો લાગી જતો, આવામાં ગુમ હોવાથી દુનિયવી બાબતો પ્રતિ ધ્યાન ન થયું. પત્ની મોહતરમા આ જોઈને એક દિવસ કહી ઉઠયાં કે, આ કિતાબો મારા પર ત્રણસો શોકયથી અધિક ભારે છે !

**૨. અબૂ સલ્મા** : આ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઔફ رضی اللہ عنہ ના એકના એક પુત્ર છે. તેમનું મૂળ નામ ક્યાં તો અબ્દુલ્લાહ છે અથવા અબૂ સલ્મા છે. આપ એ કક્ષાના તાબઈ છે કે એક કથનના અનુસાર મદીનાના સાત ફક઼ીહોમાં આ પણ એક છે. પુષ્કળ સહાબા તથા તાબઈનથી હદીષો સાંભળી અને તેમનાથી તાબઈનની પુષ્કળ જમાઅતે સાંભળી. મશ્હૂર મોહદ્દિષ ઈમામ શબઈ તેમના શાગિર્દ છે. હિ.સ. ૯૪માં ૭૨ વર્ષની વયે મદીના તયબાહમાં વલીદ ઈબ્ને અબ્દુલ મલિકની સલ્તનતના દરમ્યાન વિસાલ ફર્માવ્યો.

**૩. હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ** رضی اللہ عنہما : જાબિર નામ છે, આ પણ સહાબી છે, તેમના પિતા પણ સહાબી છે. તેમના પિતા ગઝવાએ ઓહદમાં શહીદ થયા. તેમના પર ખૂબ જ પ્રમાણમાં નિગાહે કરમ હતી. હદીષોમાં તેમના ઘણાય દિલચસ્પ પ્રસંગો વર્ણન થયેલા છે. આપ અન્સારી ખઝરમી સલ્લમી છે. તેમના થકી ૧૫૪૦ હદીષો મરવી છે. ૨૨ કેવળ બુખારીમાં છે, ૧૨૬ કેવળ મુસ્લિમમાં અને ૫૮ તે હદીષો છે જે બંનેમાં છે જેને મુત્તફિક ઈલૈહ કહે છે. આ રીતે શૈખૈને (ઈમામ બુખારી તથા મુસ્લિમે) ૨૧૦ હદીષો તેમની નોંધી છે.

વિવિધ રિવાયતોથી હિ.સ. ૬૯ અથવા ૭૪ અથવા ૭૮માં મદીના તયબાહમાં વિસાલ ફર્માવ્યો. વિસાલ વખતે ઉમર મુબારક ૯૪ વરસની હતી. જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ સહાબીઓમાં બે અન્ય સાહબો છે : જાબિર

حَدِیْثِہٖ بَیْنَا اَنَا اَمْشِیْ اِذْ سَمِعْتُ صَوْتًا مِّنَ السَّمَآءِ فَرَفَعْتُ بَصَرِیْ فَاِذَا الْمَلَکُ الَّذِیْ

*ચાલતો જઈ રહ્યો હતો એવામાં અચાનક આસ્માનની તરફથી એક અવાજ સાંભળ્યો. મેં નજર ઉઠાવીને જોયું તો*

جَآءَنِیْ بِحِرَاءٍ جَالِسٌ عَلٰی کُرْسِیٍّ بَیْنَ السَّمَآءِ وَالْاَرْضِ فَرُعِبْتُ مِنْهُ فَرَجَعْتُ فَقُلْتُ

*તે જ ફરિશ્તો જે મારી પાસે ગારે હિરામાં આવ્યો હતો આસ્માન તથા જમીનની વચ્ચે કુર્સી પર બેઠેલો છે જેનાથી*

زَمِّلُوْنِیْ، زَمِّلُوْنِیْ (فَدَثَّرُوْہُ) فَاَنْزَلَ اللّٰہُ تَعَالٰی. یٰٓاَیُّهَا الْمُدَّثِّرُ ﴿﴾ قُمْ فَاَنْذِرْ وَرَبَّکَ فَکَبِّرْ

*મારા પર ધાક છવાઈ ગઈ અને હું પાછો વળીને ઘરે આવ્યો, તો મેં કહ્યું, મને કપડુ ઓઢાડો ! મને કપડુ ઓઢાડો !*

وَثِیَابَکَ فَطَهِّرْ. وَالرُّجْزَ فَاهْجُرْ. فَحَمِیَ الْوَحْیُ وَتَتَابَعَ

*(લોકોએ ઓઢાડયું) પછી અલ્લાહ તઆલાએ આ આયતો નાઝિલ ફર્માવી*, હે ચાદર ઓઢનાર ! ઉઠો !*

*(અલ્લાહથી) ડરાવો ! અને તમારા પરવરદિગારની બડ઼ાઈ બયાન કરો અને તમારાં કપડાંને પાક રાખો અને*

*મૂર્તિથી દૂર રહો. ત્યારબાદ વહીમાં ગરમી અને સતત ક્રમ ચાલુ થઈ ગયો.★*

ઈબ્ને અબ્દુલ્લાહ રાબસી, જાબિર ઈબ્ને રબાઅ. અને આ જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને હિરામ છે. કેવળ જાબિર નામના ૨૩ સહાબીઓ છે.

**૪. સૌથી પ્રથમ શું નાઝિલ થયું ?** : ઉલમાનો એમાં ઈખ્તેલાફ (મતભેદ) છે કે સૌ પ્રથમ શું નાઝિલ થયું. જમહૂર (બહુમતી)નું કથન છે કે મુત્લકન (કશીય શર્ત વિના, બકૈદ) સૌ પ્રથમ સૂરએ ઈક઼રાની પ્રારંભિક પાંચ આયતો ઉપર વર્ણવી તે નાઝિલ થઈ. અમુક હઝરાતનું કથન છે કે સૂરએ મુદષ્ષિરની પ્રારંભિક ચાર આયતો નાઝિલ થઈ. અને એક ક઼ૌલ એ છે કે સૌ પ્રથમ સૂરએ ફાતિહા નાઝિલ થઈ. આ હદીષ એની દલીલ છે કે મુત્લકન સૌ પ્રથમ સૂરએ ઈક઼રાની પાંચ આયતો નાઝિલ થઈ. આ હદીષનો એ હિસ્સો કે અચાનક મેં એ જોયું કે તે ફરિશ્તો જે હિરામાં આવ્યો હતો જમીન તથા આસ્માનની વચ્ચે ખુરશી પર બેઠો છે. એ એ વાતની દલીલ છે કે સૂરએ મુદષ્ષિરની આ આયતો હિરાના બનાવ પછી નાઝિલ થઈ અને એના પર સૌની એકમતિ છે કે સૂરએ ઈક઼રાની પ્રારંભિક આયતો હિરામાં નાઝિલ થઈ.

તેમજ આ હદીષમાં સ્પષ્ટ છે કે વહીના રોકાણ બાદ સૂરએ મુદષ્ષિરની આ આયતો નાઝિલ થઈ. અને એના પર ઈત્તેફાક઼ છે કે સૂરએ ઈક઼રાની પ્રારંભિક આયતોનું નુઝૂલ વહીના રોકાણ અગાઉ થયું. એટલા માટે માનવું પડશે કે સૂરએ ઈક઼રાની પ્રારંભિક આયતોનું નુઝૂલ સૂરએ મુદષ્ષિરની પ્રારંભિક આયતોથી પહેલાં થયું.

રહી ગઈ સૂરએ ફાતિહાની રિવાયત તો તેનો જવાબ એ છે કે તે રિવાયત ખબરે વાહિદ (એક ખબર) છે અને હિરાની હદીષ મશ્હૂર જાહેર છે કે ખબરે વાહિદના મુકાબલામાં ખબરે મશ્હૂરને ગમે તેમ પણ અગ્રતા મળશે. આ સૌ કથનોમાં પ્રમાણે વર્ગીકરણ કરી શકાય છે કે કશાય અપવાદ વિના (મુત્લકન) સૌ પ્રથમ સૂરએ ઈક઼રાની પ્રારંભિક આયતો નાઝિલ થઈ. વહીના રોકાણ બાદ સૌ પ્રથમ સૂરએ મુદષ્ષિરની પ્રારંભિક આયતો અને સંપૂર્ણ સૂરત સૌ પ્રથમ સૂરએ ફાતિહા નાઝિલ થઈ.

આ સર્વ કથનોમાં એ પ્રમાણે વર્ગીકરણ કરવામાં આવે છે કે મુત્લકન (સર્વથા) સૌ પ્રથમ સૂરએ ઈક઼રઅની પ્રારંભિક આયતો નાઝિલ થઈ فَتْرَت વહી પછી સૌ પ્રથમ સૂરએ મુદષ્ષિરની પ્રારંભિક આયતો અને સંપૂર્ણ પણે સૂરત સૌ પ્રથમ સૂરએ ફાતિહા નાઝિલ થઈ.

★*કિતાબુત્તફસીર સૂરએ મુદષ્ષિર, સૂરએ અલક, કિતાબુત્તા'બીર, તે ઉપરાંત મુસ્લિમ કિતાબુલ ઈમાન, તિર્મિઝી શરીફમાં પણ આ હદીષ છે.*

# ⑤ حَدِيْث مُسَلْسَلْ بِالشَّفَتَيْن

**[હદીષ ૫ : હદીષ મુસલ્સલ્ બિશ્શફતૈન] "હદીષ બયાન કરતી વેળા હોઠને હલાવવું"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا فِىْ قَوْلِهٖ تَعَالٰى "لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ

*ઈબ્ને અબ્બાસ[1] رضی اللہ عنہما થી મરવી છે. અલ્લાહ તઆલાના આ ઈર્શાદની તફસીરમાં (તમે જલ્દી યાદ કરવાની*

لِتَعْجَلَ بِهٖ — قَالَ كَانَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*ખ્વાહિશમાં કુર્આનના નુઝૂલની સાથે તમારી જીભને હરકત ન આપો. ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે હુઝૂરે*

يُعَالِجُ مِنَ التَّنْزِيْلِ شِدَّةً (اِذَا نَزَلَ جِبْرِيْلُ بِالْوَحْىِ) وَكَانَ مِمَّا يُحَرِّكُ

*અક઼દસ કુર્આનના નાઝિલ થવાથી કઠણાઈ અનુભવતા હતા. જ્યારે જિબ્રઈલ વહી લઈને ઉતરતા અને પોતાના*

(بِهٖ لِسَانَهٗ وَ) شَفَتَيْهِ (فَيَشْتَدُّ عَلَيْهِ وَكَانَ يُعْرَفُ مِنْهُ) فَقَالَ ابْنُ عَبَّاسٍ

*જીભ તથા હોઠોને હરકત આપતા (સાથે સાથે પઢવાની કોશિશ કરતા) તો હુઝૂર પર સખ્તાઈ છવાઈ જતી જાણે*

رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا - فَاَنَا اُحَرِّكُهُمَا لَكَ كَمَا كَانَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يُحَرِّكُهُمَا

*જીવ લેવામાં આવી રહ્યો હોય. ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, હું તમને સમજાવવાને માટે મારા હોઠોને હલાવું*

**સમજૂતી : ૦૫**

**૧. ઈબ્ને અબ્બાસ** : અબ્દુલ્લાહ નામ છે. હુઝૂરે અકદસ ﷺના કાકા અબ્બાસના પુત્ર છે, તેમનાં વાલિદા ઉમ્મુલ ફઝલ લબાબા અલ હારિષ છે જે ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂનાની સગી બહેન છે. ઉપનામ અબુલ અબ્બાસ, અબુલ ખુલફા છે. અને "હિબ્રે ઉમ્મત, તર્જુમાનુલ કુર્આન" લકબો છે. અબ્બાસી બાદશાહો સૌ આપની જ નસલ (વંશ)થી છે એટલા માટે અબુલ ખુલફા કુન્નિયત (ઉપનામ) પડયું. હિજરતથી ત્રણ વરસ પહેલાં શોઅબે અબી તાલિબમાં પેદા થયા. હુઝૂરે અકદસ ﷺના વિસાલના સમયે ૧૩ વરસની વય હતી. હિ.સ. ૬૮માં ૭૧ વરસની વયે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરના ખિલાફતકાળમાં તાઈફ શરીફમાં ઈન્તેકાલ કર્યો. મુહમ્મદ ઈબ્ને હનફિયા હઝરત અલીના સાહબઝાદાએ નમાઝે જનાઝા પઢાવી. નમાઝના માટે જ્યારે જનાઝો રાખવામાં આવ્યો તો એક સફેદ પક્ષી આવીને કફનમાં ઘુસી ગયું, ખૂબ જ શોધ કરવા છતાં ન મળ્યું. દફન પછી એક ગયબી અવાજ આવ્યો, કોઈ કહી રહ્યું હતું :–

يٰاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ارْجِعِىْ اِلٰى رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً فَادْخُلِىْ فِىْ عِبَادِىْ وَادْخُلِىْ جَنَّتِىْ

"હે ઈત્મિનાનવાળી જાન ! તારા રબની તરફ પાછી ફર ! એ હાલતમાં કે તે એનાથી રાજી તે તારાથી રાજી !

وَقَالَ سَعِيدٌ أَنَا أُحَرِّكُهُمَا كَمَا رَأَيْتُ ابْنَ عَبَّاسٍ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُمَا يُحَرِّكُهُمَا

*છું જેવી રીતે રસૂલુલ્લાહ ﷺ હલાવતા હતા. સઈદ ઈબ્ને જુબૈર[2] (ઈબ્ને અબ્બાસના શાગિર્દે) કહ્યું, હું તમારા*

فَحَرَّكَ شَفَتَيْهِ فَأَنْزَلَ اللهُ تَعَالَى (اَلْآيَةَ الَّتِيْ فِيْ لَا أُقْسِمُ بِيَوْمِ الْقِيَامَةِ) لَا تُحَرِّكْ

*લોકો માટે મારા હોઠોને હલાવું છું જેવી રીતે ઈબ્ને અબ્બાસ હલાવતા હતા. તો તેમણે પોતાના હોઠોને હલાવ્યા.*

بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ - إِنَّ عَلَيْنَا جَمْعَهٗ وَقُرْاٰنَهٗ - قَالَ جَمْعُهٗ

*તો અલ્લાહ તઆલાએ સૂરએ ક઼િયામાની આ આયતને ઉતારી (જલ્દી યાદ કરવાની કોશિશમાં) કુર્આનના (નુઝૂલની)*

لَكَ صَدْرُكَ وَتَقْرَأَهٗ - فَإِذَا قَرَأْنَاهُ فَاتَّبِعْ قُرْاٰنَهٗ قَالَ (فَإِذَا أَنْزَلْنَاهُ)

*સાથે તમારી જીભ ન હલાવો, તેને મેહફૂઝ કરવું અને પઢવું અમારા ઝિમ્મે છે. બેશક ! અમારા ઝિમ્મે છે તેને*

પછી મારા ખાસ બંદાઓમાં દાખલ થા અને મારી જન્નતમાં આવ !"

ચાર તે સહાબીઓ જેમનાં નામો અબ્દુલ્લાહ છે જેમના "એબાદલાએ અરબા" કહે છે એમાં આ પણ છે, બાકીના ત્રણ આ પ્રમાણે છે : અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર, અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ. પણ હનફીઓ (અહનાફ)ની નજીક "એબાદલાએ અરબાહ"માં અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસના બદલે અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ છે. (ફવાતિહુર્રમૂત) ઈમામ અહમદે ફર્માવ્યું, છ સહાબીઓથી પુષ્કળ પ્રમાણમાં હદીષો રિવાયત પામી છે તેમાંથી એક આ પણ છે, અને બાકીના પાંચ નીચે દર્શાવ્યા પ્રમાણે છે :–

હઝરત અબૂ હુરૈરહ્ તેમની સંખ્યા સૌથી અધિક છે, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, ઉમ્મુલ મો'મિનીન આઈશા, જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ, અનસ رضی اللہ عنہم.

ઈબ્ને અબ્બાસથી ૧૬૬૦થી હદીષ રિવાયત પામી છે, એમાંથી ૯૫ સર્વ માન્ય અને ૧૨૦ ઈફરાદે બુખારી અને ૩૯ ઈફરાદે મુસ્લિમથી છે. હુઝૂરે અકદસ ﷺએ તેમના માટે દુઆ કરી હતી, "હે અલ્લાહ ! તેમને ફિક઼્હની તાવીલની હિકમત અતા ફર્માવ." તેની બરકતથી ઓછી વયમાં જ તેમના ઈલ્મ તથા ફઝ્લનો સિક્કો સૌના પર બેસી ગયો હતો. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની ખૂબ જ નિકટ હતા. મહત્વથી મહત્વની બાબતમાં મહાન સહાબાએ કિરામની સાથે મશવરામાં ભાગ લેતા હતા.

ઈમામ મસરૂકે ફર્માવ્યું, હઝરત ઈબ્ને અબ્બાસ લોકોમાં સૌથી ખૂબસૂરત, સૌથી સારી વાણીવાળા, સૌથી વિશેષ જાણકાર હતા એટલા માટે તેમને હિબરે ઉમ્મત પણ કહેવામાં આવતું હતું. અંતિમ ઉમ્ર શરીફમાં આંખોમાં મોતીઓ ઉતરી આવ્યાં હતાં. તબીબોએ અર્ઝ કરી, અમે મોતીઓ કાઢી લઈશું. પણ પાંચ દિવસ સુધી તમે ઉભા રહીને નમાઝ નહીં પઢી શકો. ફર્માવ્યું, ખુદાની કસમ ! હું મોતીઓ કઢાવીશ નહીં ! પાંચ દિવસ તો મોટી વાત છે, એક રકાત પણ નથી છોડી શક્તો ! જ્યારે આંખો સફેદ થઈ ગઈ તો આ શેઅર પઢયા કરતા હતા :–

**اِنْ يَاخُذِ اللّٰهُ مِنْ عَيْنَىَّ نورَ هُمَا ففى لسانى وقلبى منهما نورٌ قلبى ذكى وذهنى غيرذى دخل وفى فمى صارم كارم كالسيف مطرور**

"અલ્લાહે મારી આંખોથી રોશની લઈ લીધી તો શું થયું ! એના બદલામાં મારી જીભ મારું દિલ રોશન છે. મારું દિલ સાફ સુથરુ અને મારું દિમાગ બુરાઈથી ખાલી છે. મારા મોઢામાં એવી જીભ છે જે તલ્વારની તેજ ધારના મુકાબલામાં ગ઼ાલિબ છે.

فَاسْتَمِعْ لَهٗ وَ اَنْصِتْ۔ ثُمَّ اِنَّ عَلَيْنَا بَيَانَهٗ۔ ثُمَّ اِنَّ عَلَيْنَا اَنْ تَقْرَاَهٗ۔ فَكَانَ

*તમારા સીનામાં જમા કરવું અને તેનું વર્ણન કરવું, તો જ્યારે અમે પઢી ચૂકીએ તો એ પઢેલાનું અનુસરણ કરો તો*

رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ بَعْدَ ذٰلِكَ اِذَا اَتَاهُ جِبْرِيْلُ اِسْتَمَعَ فَاِذَا

*જ્યારે અમે તેને નાઝિલ કરી ચૂકીએ તો તેને ધ્યાનપૂર્વક સાંભળો અને ખામોશ રહો. પછી એનું બયાન[3] અમારા*

اِنْطَلَقَ جِبْرِيْلُ قَرَاَهُ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَمَا قَرَاَهٗ۔

*જિમ્મે[4] એટલે કે અમારા જિમ્મે છે કે તમે તેને પઢતા રહેશો. ત્યારબાદ જ્યારે રસૂલલ્લાહ ﷺની ખિદમતમાં*

*જિબ્રઈલ હાજર થતા તો આપ ધ્યાનપૂર્વક સાંભળતા રહેતા, ગરદન ઝુકાવેલી રાખતા. જ્યારે જિબ્રઈલ ચાલ્યા*

*જતા તો નબી ﷺ એવું જ પઢી લેતા જેવું કે જિબ્રઈલ પઢયા હતા★.*

**ખુલાસો** : આ હદીષનો ખુલાસો એ છે કે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہએ ફર્માવ્યું કે કુર્આનના નુઝૂલના વખતે રસૂલુલ્લાહ ﷺ સખ્તી તથા તકલીફ મેહસૂસ કરતા હતા, જેમ કે વિગતવાર વર્ણન થઈ ગયું. જ્યારે જિબ્રઈલ કુર્આન સંભળાવતા તો હુઝૂરે અક્દસ ﷺ તેમની સાથે સાથે કુર્આન મજીદ પઢતા. હાજર રહેલાઓ પઢવાના કારણે હોઠોની હરકતને જોતા. હેતુ એ હતો કે કોઈ શબ્દ યાદથી રહી ન જાય, જેવી રીતે જિબ્રઈલ લઈને આવ્યા છે તદ્દન એ જ પ્રમાણે મેહફૂઝ કરી લઉં. જેવી રીતે હુઝૂર તે વખતે પોતાના હોઠોને હરકત આપતા ઈબ્ને અબ્બાસે એ જ પ્રમાણે હોઠો હલાવીને પોતાના શાગિર્દોને બતાવ્યા જેમાં સઈદ ઈબ્ને જુબૈર શહીદ પણ હતા. જેવી રીતે ઈબ્ને અબ્બાસે પોતાના હોઠોને હલાવ્યા એવી જ રીતે સઈદ ઈબ્ને જુબૈરે પણ હોઠોને હલાવીને પોતાના શાગિર્દોને દેખાડયા.

એમાં સખ્તી પર સખ્તી હતી. એક તો વહીના નુઝૂલની સખ્તી, બીજું ધ્યાનપૂર્વક સાંભળવું અને સાથે સાથે પઢવું. એના પર સૂરએ કિયામહની આ આયત નાઝિલ થઈ : **لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ ۔ ثُمَّ اِنَّ عَلَيْنَا بَيَانَهٗ** સુધી. એટલે કે કુર્આન નાઝિલ થવાની હાલતમાં આપ યાદ કરવાની કોશિશમાં પઢયા ન કરો, આખા કુર્આનને આપના સીનામાં જમા કરી દેવું, મેહફૂઝ કરી દેવું જેથી આપ સરળતાથી પઢી લો એ અમારા જિમ્મે છે. જ્યારે અમે કુર્આન જિબ્રઈલના વાસ્તાથી પઢીને નાઝિલ કરીએ તો ખામોશીથી ધ્યાનપૂર્વક સાંભળ્યા કરો, ત્યારબાદ તેના પ્રમાણે પઢો. વળી તેનું બયાન એટલે આપને એ કુદરત આપવી કે આપ સરળતાપૂર્વક પઢો એ અમારા જિમ્મે છે.

**ર.સઈદ ઈબ્ને જુબૈર** : સઈદ ઈબ્ને જુબૈરનું ઉપનામ અબૂ મુહમ્મદ છે, મશ્હૂર તાબઈઓમાંથી છે. ઘણા જ મહાન ફક઼ીહ, મુહદ્દિષ, મુફસ્સિર હતા, એટલા માટે આપનો લકબ "જહબઝુલ ઉલમા જહબઝ્ પારખનાર, શાણા પુરૂષના અર્થમાં છે. તેમની ઈલ્મી અઢળકતા અને શાનની જલાલત (મહાનતા) પર એકમતિ છે. ઘણા આબિદ, ઝાહિદ રાત્રે જાગી ઈબાદત કરતા હતા. દર વર્ષે બે વાર મક્કા મોઅઝ્ઝમા હાજર થતા, એકવાર હજ્જના માટે અને એકવાર ઉમરાના માટે. બે રાતમાં આખુ કુર્આન મજીદ ખત્મ કરી નાખતા. રાતમાં ખુદાના ખૌફથી સતત રડવાના કારણે બીનાઈ કમજોર પડી ગઈ હતી. જબરદસ્ત "મુસ્તજાબુદ્દાઅવાત" હતા.

★ *(સૂરએ કિયામા, ફઝાઈલે કુર્આન, કિતાબુત્તૌહીદ તથા મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ શબ્દોના મતભેદ સાથે, તિર્મિઝી, સૂરએ ક઼િયામહ, નિસાઈ ઈફ્તેતાહે મુસ્લિમ, કિતાબુસ્સલાત)*

તેમના ઘરમાં એક મરઘો હતો જેના અવાજ પર રાતના ઉઠી જતા. એક રાત્રે મરઘો કોઈ કારણે ન બોલી શક્યો, જેથી આંખ ન ખુલી અને ફજરની નમાઝ કઝા થઈ ગઈ. નમાઝને કઝા થવાની તકલીફથી મરઘાના બારામાં આ શબ્દો નીકળી ગયા, એને શું થઈ ગયું હતું કે આજે ન બોલ્યો ?! અલ્લાહ એનો અવાજ ખત્મ કરી દે ! તો મરઘો પછી જીવનભર ન બોલી શક્યો. એ જોઈને વાલિદા માજિદાએ કોઈના માટે બદ્દુઆ કરવાથી મના કરી આપ્યું. વાલિદા માજિદાના ખૂબ જ ફર્માંબરદાર હતા.

એકવાર વિછીએ હાથમાં ડંખ મારી દીધો. વાલિદાએ કહ્યું કે કોઈની પાસે ઝારવી લો. તો સખ્ત કશ્મકશમાં પડી ગયા. ઝાડફૂંકને તે પોતાના ઉચ્ચ તવક્કુલની વિરુધ્ધ સમજતા હતા, અને આ બાજુ વાલિદાનું આજ્ઞાપાલન ફર્ઝ હતું. છેવટે એક ઝાડફૂંકવાળા પાસે પહોંચ્યા અને વિછી કરડેલ હાથ તેની સમક્ષ રાખ્યો. મશ્હૂર ષક઼ફી જાલિમ હજ્જાજે શાબાન હિ.સ. ૯૫માં શહીદ કર્યા. મઝારે પાક વાસ્તમાં છે. ૯૯ વરસની વય થઈ.

**સઈદ ઈબ્ને જુબેરની શહાદત :** શહાદતના બનાવની વિગત એવી છે કે હજ્જાજના જુલ્મો શરીઅત વિરુધ્ધ કામોની જાહેરમાં ટીકા કરતા હતા એટલા માટે એ જાલિમે એમને કેદ કરાવ્યા. મક્કા મોઅઝ્ઝમામાં ગિરફતાર થયા, રસ્તાભર દિવસમાં રોઝો રાખતા હતા અને રાતમાં નફ્લો પઢતા. ગિરફતાર કરીને લઈ જનારા સિપાહીએ જ્યારે જોયું તો ત્રણ દિવસ પછી કહ્યું, ખુદાની કસમ ! મને યકીન છે કે હું તમને એવા શખ્સની પાસે લઈ જઈ રહ્યો છું જે આપને ચોક્કસ અને ચોક્કસ ક઼ત્લ કરશે, હું તમને છોડી દઉં છું ક્યાંક ચાલ્યા જાવ ! કહ્યું, હજ્જાજને જ્યારે એ ખબર મળશે કે મને ગિરફતાર કરીને છોડી દેવામાં આવ્યો છે તો તમારા માટે ખતરો છે કે ક્યાંક તમને કત્લ કરી દે, જેથી હું એ નથી પસંદ કરતો કે મારા કારણે તમે બલામાં પડી જાવ.

**દુઆમાં મીઠાશ એ ક઼બૂલ થવાની નિશાની છે :** જ્યારે હજ્જાજની રૂબરૂ તશરીફ લઈ ગયા તો ફર્માવ્યું, એકવાર મને અને મારા બે સાથીઓને દુઆમાં હલાવત (મીઠાશ) મેહસૂસ થઈ તો અમે ત્રણેવે શહાદતની દુઆ માંગી હતી. દુઆમાં મીઠાશ એ ક઼બૂલ થવાની નિશાની છે. મારા એ બંનેવ સાથીઓને શહાદત નસીબ થઈ ચૂકી અને હું ઈંતેઝારમાં છું. હજ્જાજે પૂછયું કે તમારું શું નામ છે ? ફર્માવ્યું, સઈદ ઈબ્ને જુબેર. હજ્જાજે કહ્યું, નહીં ! શક્કી ઈબ્ને કસીર ! ફર્માવ્યું, વાલિદે એ જ નામ રાખ્યું છે. હું શક઼ી (બદ્બખ્ત) છું કે સઈદ એ અલ્લાહ ﷻ ખૂબ સારી રીતે જાણે છે. હજ્જાજે કહ્યું, નહીં ! શક઼ી છો ! ફર્માવ્યું, ગૈબનો જાણનાર કોઈ અન્ય છે. હજ્જાજે કહ્યું, સાંભળી લો ! હું તમારી દુનિયાને ભડકતી આગથી બદલી દઈશ. ફર્માવ્યું, જો હું જાણત કે એ તારા અધિકારમાં છે તો તારા સિવાય કોઈ અન્યને મઅબૂદ ન બનાવત. પછી તેણે હુઝૂર ﷺ અને હઝરત મુઆવિયા સુધી ખુલફાએ રાશિદીનના બારામાં અલગ અલગ સવાલો કર્યા. સૌના વિશે અહલે સુન્નતના અકીદાના પ્રમાણે જવાબો આપ્યા. પછી હજ્જાજે પૂછયું, રસૂલુલ્લાહ ﷺના જે ખલીફા થઈ ગયા એમના બારામાં શું કહો છો ? ફર્માવ્યું, તેમને પોત પોતાના અમલોનો બદલો મળશે. કેટલાક જઝા પામીને ખુશી પામશે કેટલાક હલાક થશે, હું તેનો જિમ્મેદાર નથી. હજ્જાજે પૂછયું, અબ્દુલ મલિક ઈબ્ને મરવાનના બારામાં શું કહો છો ? ફર્માવ્યું, જો સાલેહ નેક હતો તો પોતાની નેકીનો બદલો પામશે અને જો બદ્કાર હતો તો અલ્લાહના તાબાથી નીકળી શકવાનો નથી. હજ્જાજે પૂછયું, મારા બારામાં શું કહો છો ? ફર્માવ્યું, તમે પોતે તમારા વિશે સારી રીતે જાણો છો. હજ્જાજે કહ્યું, મારા વિશે તમારો ઈલ્મ જાહેર કરો ! ફર્માવ્યું, મારી વાત તમને બુરી લાગશે, પસંદ નહીં આવે. હજ્જાજે કહ્યું, જે કાંઈ પણ હોય એને જાહેર કરો ! ફર્માવ્યું, સારું ! ત્યારે સાંભળો ! તમે અલ્લાહની હદોને પાયમાલ કરી, જુલ્મો સિતમ કર્યા, કેટલાય અલ્લાહના વલીઓના ખૂન જેવા ગુનાહની હિંમત કરી. હજ્જાજ બોલ્યો, હું તમારા ટુકડા ટુકડા કરીને અંગે અંગને કાપી નાખીશ ! ફર્માવ્યું, તમે મારી દુનિયા બગાડશો, હું તમારી આખેરત બગાડીશ ! હજ્જાજે પૂછયું, કઈ રીતે કત્લ થવાનું પસંદ કરો છો ? બતાવો ! ફર્માવ્યું, તમે પસંદ કરો ! જે રીતે મને કત્લ કરશો એ જ પ્રમાણે આખેરતમાં હું તમને કત્લ કરીશ ! પૂછયું, શું તમારી એ

ખ્વાહિશ છે કે તમને માફ કરી દઉં ? માફી અલ્લાહ તરફથી છે, રહી ગયો તું ! ન તો તારા માટે છૂટકારો છે ન માફી. હવે ગુસ્સાથી સળગી ઉઠીને જલ્લાદોને હુકમ આપી દીધો કે એમને લઈ જઈને કત્લ કરી દો ! જ્યારે જલ્લાદ કત્લગાહે લઈ ચાલ્યા તો આપ હસ્યા. હજ્જાજે હુકમ આપ્યો કે પાછા લાવો ! તેણે પૂછયું કે શાથી હસ્યા ? અલ્લાહની હુઝૂર તારી હિંમત પર અને અલ્લાહના હિલમ પર. ખૂબ જ ગુસ્સે થઈને હુકમ આપ્યો કે, મારી સમક્ષ દરબારમાં કત્લ કરો ! જ્યારે કત્લના માટે સૂવડાવ્યા તો આપ પઢયા :–

اِنِّیۡ وَجَّهۡتُ وَجۡهِیَ لِلَّذِیۡ فَطَرَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ حَنِیۡفًا وَّمَاۤ اَنَا مِنَ الۡمُشۡرِکِیۡنَ હુકમ કર્યો, કિબ્લાથી મોઢું ફેરવી દો ! આપે તિલાવત કરી, فَاَیۡنَمَا تُوَلُّوۡا فَثَمَّ وَجۡهُ اللّٰهِ હુકમ આપ્યો કે મોઢાં ભેર સૂવાડી દો. આપે પઢયું : مِنۡهَا خَلَقۡنٰکُمۡ وَفِیۡهَا نُعِیۡدُکُمۡ وَمِنۡهَا نُخۡرِجُکُمۡ تَارَۃً اُخۡرٰی છંછેડાઈને હુકમ આપ્યો, ઝબહ કરી દો ! હઝરત સઈદે ફર્માવ્યું, હું એ વાતની ગવાહી આપુ છું કે, અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી અને મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે. એને યાદ રાખજે ત્યાં સુધી કે કિયામતના દિવસે મારી અને તારી મુલાકાત થાય. પછી દુઆ ફર્માવી, હે અલ્લાહ ! મારા બાદ તું એને કોઈના પર કાબૂ ન આપતો કે તેને કત્લ કરી શકે. ત્યારબાદ શહીદ કરી દેવામાં આવ્યા. શરીર મુબારકથી સર અલગ થયા બાદ ત્રણવાર કલ્મો પઢયા જે ત્રીજી વાર પૂરો સાંભળવામાં આવ્યો. ઝબહ વખતે ઘણા જ અધિક પ્રમાણમાં લોહી નીકળ્યું એના પર જાલિમને આશ્ચર્ય થયું તો તબીબને બોલાવીને પૂછયું તો તબીબે જણાવ્યું કે અન્ય કત્લ થનારાઓનું લોહી ડરના માર્યા સૂકાઈ જતુ હતું અને એમના પર ડરની અસર તદ્દન ન હતી. હસી ખુશીથી જાન આપ્યો એટલા માટે લોહી અધિક નીકળ્યું. તેના ત્રણ દિવસ પછી હજ્જાના પેટમાં ગુમડુ થઈ ગયું. લાખ ઈલાજ કર્યો પણ કોઈ ફાયદો ન થયો. ૧૬ દિવસો પછી કે છ મહિના પછી ખૂબ જ તકલીફ વેઠીને મૃત્યુ પામ્યો.

હજ્જાજ કહેતો હતો કે જ્યારે હું સૂઈ જાઉં છું તો સઈદ મારા પગો પકડીને મને ખેંચે છે અને કહે છે, હે ખુદાના દુશ્મન ! તેં મને શા માટે કત્લ કર્યો ? પછી ચીસો પાડતો કે મેં સઈદને શા માટે કત્લ કરી દીધા ?! હજ્જાજના મૃત્યુ બાદ તેને કોઈકે ખ્વાબમાં પૂછયું, કેવું રહ્યું ? બતાવ્યું કે અન્ય કત્લોના બદલામાં એકવાર કત્લ કરવામાં આવ્યો અને સઈદના બદલામાં ૭૦ વાર કત્લ કરવામાં આવ્યો.

*ખૂશા રસ્મે બિન કરદંદ બ ખાકો ખૂન ગલ્તીદન–ખુદા રહ્મત કુનદ ઈ આશિકાને પાક તીનત રા*

**અર્થાત** : "ખાક તથા ખૂનમાં લથપથ થવાના સારા રિવાજનો લોકોએ પાયો નાખ્યો છે. અલ્લાહ તઆલા આ નેક આદતવાળા આશિકો ઉપર રહમત ફર્માવે."

**એક વર્ગીકરણ** : આ આયતમાં કુર્આન 'મસ્દર કિરાઅત' પઢવાના અર્થમાં છે. કુર્આન જે અલ્લાહના કલામનું નામ છે પણ મુરાદ નથી. عَلَیۡنَا بَیَانَهٗની તફસીર અહીં اَنۡ تَقۡرَأَهٗ નકલ થયેલ છે. અને કિતાબુત્તફસીરમાં اَنۡ نُبَیِّنَهٗ عَلٰی لِسَانِکَઅને ઈબ્ને જરીરે اَنۡ نُبَیِّنَکَ بِلِسَانِکَ નકલ કરી. આ કેવળ શબ્દોનો હેરફેર છે, નહીં તો અર્થ ત્રણેવનો એક જ છે. اَنۡ تَقۡرَأَهٗનો અર્થ આપનું એને પઢવું. اَنۡ نُبَیِّنَهٗ عَلٰی لِسَانِکَ... بِلِسَانِکَનો જાહેરી અર્થ એ જ છે કે કુર્આન મજીદનું જીભ પર જારી કરવું અને એ જ فَاسۡتَمِعۡ وَاَنۡصِتۡ لَهٗ ના પ્રમાણે છે. નહીં તો હકીકી મળતાપણુ બાકી રહેશે નહીં.

કેટલાક મુફસ્સિરોએ ثُمَّ اِنَّ عَلَیۡنَا بَیَانَهٗની તફસીર આ પ્રમાણે કરી છે કે મતલબોનું વર્ણન કરવું મુરાદ છે. આ તકદીર પર فَاتَّبِعۡની તફસીર فَاسۡتَمِعۡ وَاَنۡصِتۡ મુનાસિબ ન થશે. બલ્કે આ પ્રમાણે થશે : فَاتَّبِعۡ قُرۡآنَهٗ بِقِرَأتِکَ "તેમના પઢયા બાદ પઢે."

**મઆની (મતલબો)ની તા'લીમ ખિતાબ (સંબોધન) પછી થઈ શકે કે નહીં ?** : કેમ કે عَلَیۡنَا بَیَانَهٗથી પ્રથમ ثُمَّ છે જે પાછળ હોવાના માટે આવે છે, તો એનાથી જાહેર થયું કે એ શક્ય છે કે મઆનીએ

કુર્આન (કુર્આનના મતલબો)ની તા'લીમ ખિતાબ (સંશોધન)ના પછી હોય. અને એ જ મોટાભાગના ઉલમાનો મઝહબ છે. પણ એના પર એકમતિ છે કે જરૂરતના સમયથી મોડુ કરવું જાઈઝ નથી. એની સંપૂર્ણ વિગત ઉસૂલની કિતાબોમાં મૌજૂદ છે.

**૩. જિબ્રઈલ કેવળ નુઝૂલનો વાસ્તો હતા :** આ આયતથી જાહેર થયું કે જિબ્રઈલે અમીન عليه السلام કેવળ નુઝૂલના વાસ્તા (માધ્યમ) હતા, રહી ગયું કુર્આનનું પઢવું, તેના મતલબોની તા'લીમ એ અલ્લાહ ﷻ ની ખૂદ પોતાના કરમના જિમ્મે લીધી હતી.

આ હદીષને ઈમામ બુખારી એ દર્શાવવા માટે લાવ્યા છે કે હુઝૂર ﷺને કુર્આન મજીદના શબ્દે શબ્દને યાદ કરવાની કેટલી સાવધાનીપૂર્વક ગોઠવણ હતી.

**એક શંકાનું નિવારણ :** આ સૂરત મક્કી છે. અને ઈબ્ને અબ્બાસ رضی اللہ عنھما હિજરતના ત્રણ વરસ અગાઉ પેદા થયા. અને ઈમામ બુખારીનું તેને "વહીની શરૂઆત વિશે"ના પ્રકરણમાં લાવવું બતાવી રહ્યું છે કે પ્રારંભનો બનાવ છે. એ સમયે ઈબ્ને અબ્બાસ પેદા પણ થયા ન હતા, પછી તેઓ કેવી રીતે ફર્માવે છે કે હું એ પ્રમાણે મારા હોઠોને હલાવું છુ જેવી રીતે હુઝૂર ﷺ હલાવ્યા કરતા હતા. એના બે જવાબો શારેહીને (શરહ લેખકોએ) આપ્યા છે. એક એ કે શક્ય છે કે કોઈ સહાબીએ તેમને બતાવ્યું હોય. બીજો એ કે શક્ય છે કે કદીક હુઝૂર ﷺએ જ હોટો હલાવીને દેખાડયા હોય. અબૂ દાઊદ તિયાલ્સીની એક રિવાયત એનું સમર્થન કરે છે.

**હદીષે મુસલ્સલ્નો મતલબ :** આ હદીષનું નામ "મુસલસલ બિતહરીકિશ્શફતૈન" (સતત હોઠોને હલાવવા) છે. હદીષે મુસલસલનો મતલબ એ થાય છે કે ઈર્શાદના સમયે હુઝૂરે અક્દસ ﷺએ કોઈ ખાસ કામ કર્યુ હોય. અને દરેક રાવી આજ સુધી રિવાયતના સમયે એ કામને કરે. આ કામના નામ પર આ હદીષનું નામ "મુસલસલ્ બફ્લાં" રાખી દેવામાં આવે છે જેમ કે "આ હદીષે મુસલસલ બિલ્ મુસાફા" છે કે ઈર્શાદના સમયે હુઝૂરે અક્દસ ﷺએ સહાબી સાથે મુસાફો કર્યો અને આ ક્રમ આજ સુધી ચાલુ છે. અહીં હુઝૂરે અકદસ ﷺએ હોઠ હલાવ્યા. ઈબ્ને અબ્બાસે પોતાના શાગિર્દો સામે હોઠ હલાવ્યા, સઈદ ઈબ્ને જુબેરે પોતાના શાગિર્દો સામે, અને આ ક્રમ ચાલતો રહ્યો. પરંતુ અલ્લામા અયનીએ ફર્માવ્યું, એનો સતત ક્રમ જોડાયેલો નથી. વલ્લાહુ તઆલા અઅ્લમ.

**૪. અલ્લાહ ﷻ પર કોઈ ચીજ વાજિબ નથી :** عَلَيۡنَا માં عَلٰی છે અને عَلٰی વાજિબ હોવા માટે આવે છે અને અલ્લાહ ﷻ પર કોઈ ચીજ વાજિબ નથી, વાજિબ હોવું કેટલીકવાર જરૂરતના અર્થમાં આવે છે અને એ જ અહીં મુરાદ છે. અને આ જરૂરત વાયદાના કારણે છે કે જ્યારે એવું ફર્માવ્યું કે અમારા જિમ્મે છે તો કેમ કે વાયદા વિરુધ્ધ થવું અલ્લાહની ઝાતથી અશક્ય છે એટલા માટે જરૂરી થયું.



# ⑥حدیث دورۂ قرآن

**[હદીષ ૬ : હદીષે દૌરાએ કુર્આન] "કુર્આનના દૌરની હદીષ"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللّٰهُ عَنْهُمَا قَالَ كَانَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَجْوَدَ النَّاسِ

*ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલલ્લાહ ﷺ સૌ લોકોથી અધિક સખી હતા[૧]. અને આપની*

بِالْخَيْرِ وَكَانَ اَجْوَدُ مَا يَكُوْنُ فِيْ رَمَضَانَ حِيْنَ يَلْقَاهُ جِبْرِيْلُ وَكَانَ يَلْقَاهُ

*સખાવત સૌથી અધિક રમઝાનમાં થતી હતી[૨] જ્યારે જિબ્રઈલ મુલાકાત કરતા અને તે રમઝાનની દરેક રાતમાં*

**સમજૂતી : ૦૬**

**૧. હુઝૂર ﷺ અજવદુન્નાસ (સૌથી અધિક સખી) છે :** اَجْوَدُ النَّاس-اَجْوَدُ એ جُود નું ઈસ્મે તફઝીલ છે. جُود નો અર્થ કોઈને તેના લાયક કોઈ ચીજ આપવી એને સખાવત પણ કહે છે. اَجْوَدُ النَّاس નો અર્થ થયો "સર્વ લોકો કરતાં અધિક સખી". આ હદીષમાં અજવદુન્નાસ ફર્માવ્યું અને નાસ જો કે માણસ સાથે ખાસ છે પણ એને લાઝિમ છે "આખી મખ્લૂક કરતાં અધિક સખી હોવું." જ્યારે તમામ ઈન્સાનોથી અધિક સખી છે તો તમામ મખ્લૂકાત કરતાં એથીય વિશેષ રીતે અધિક સખી થયા. જેમ કે એક હદીષમાં ખૂદ ઈર્શાદ ફર્માવ્યો, "અલ્લાહ جل جلاله સૌથી મહાન જવ્વાદ (સખી) છે, પછી માનવોમાં સૌથી મોટો સખી હું છું. પછી મારા બાદ તે સૌથી અધિક સખી છે જે ઈલ્મ હાંસલ કરે અને તેને ફેલાવે."

**૨. રમઝાનમાં અધિક ફૈયાઝી (સખાવત)નું કારણ :** રમઝાનમાં અન્ય દિવસોની સરખામણીમાં આપની સખાવત ઔર વધી જતી હતી. એટલે આપ હમેશાં કશાય અપવાદ વિના સર્વ જહાનથી વધીને સખી હતા, પણ રમઝાનમાં અન્ય દિવસોની સરખામણીમાં અધિક સખાવત કરતા હતા. એનો સબબ એ છે કે રમઝાન રહમતની મોસમ છે, એ દિવસોમાં રહમતે ઈલાહીનો નુઝૂલ અન્ય દિવસો કરતાં અધિક હોય છે. જેમ કે હદીષમાં ફર્માવ્યું, તેનો હિસ્સો રહમત અને મધ્ય ભાગ મગફેરત અને અંતિમ હિસ્સો જહન્નમથી આઝાદી છે. અને ફર્માવ્યું : રમઝાનમાં એક ફર્ઝનો સવાબ સિત્તેર ફર્ઝ બરાબર અને નફ્લનો સવાબ ફર્ઝના બરાબર. ઈમામ ઝહરીએ ફર્માવ્યું, રમઝાનમાં એક તસ્બીહ અન્ય દિવસોની સિત્તેર તસ્બીહના સમાન છે. એક હદીષમાં ફર્માવ્યું, રમઝાનની દરેક રાતમાં દસ લાખ જહન્નમથી આઝાદ થાય છે.

રમઝાનમાં સખાવતની એ અધિક્તા ઔર અધિક થઈ જતી જ્યારે જિબ્રઈલ મુલાકાત કરતા. જિબ્રઈલ રમઝાનની દરેક રાતમાં મુલાકાત કરતા અને હુઝૂર ﷺ અને તેઓ કુર્આનનો દૌર કરતા. એટલે ક્યારેક હુઝૂરે અકદસ પઢતા અને જિબ્રઈલ સાંભળતા તો ક્યારેક જિબ્રઈલ પઢતા અને હુઝૂર સાંભળતા. ઉમ્ર મુબારકના છેલ્લા વરસે કુર્આન મજીદનો બે વાર દૌર કર્યો. બાકીના વરસોમાં એકવાર થતો એ વખતે જૂદો નવાલ (સખાવત)ની અધિક્તા એટલા માટે હતી કે જિબ્રઈલની પણ ખૂબીઓ હતી. એક તો આં હઝરત ﷺના ખાસ ચાહક હતા, બીજી મુકર્રબ ફરિશ્તા બલ્કે સૈયદુલ મલાઈકા હતા, ત્રીજી એ કે રબ્બુલ આલમીનના કાસિદ હતા. આ ત્રણ ખૂબીઓ તો તે છે જે જિબ્રઈલમાં હમેશાં જોવા મળતી હતી પણ ત્યારે ખાસ ખૂબી એ હોતી કે કલામે

فِیْ کُلِّ لَیْلَۃٍ مِّنْ رَمَضَانَ (فَیَنْسَلِخُ) فَیُدَارِسُہُ الْقُرْاٰنَ (فَاِذَا لَقِیَہٗ

*આપનાથી મુલાકાત કરીને કુર્આનનો દૌર કર્યા કરતા. આ ક્રમ રમઝાન પૂર્ણ થતાં સુધી રહતો. જ્યારે જિબ્રઈલ*

جِبْرِیْلُ کَانَ اَجْوَدَ بِالْخَیْرِ مِنَ الرِّیْحِ الْمُرْسَلَۃِ

*રસૂલુલ્લાહ ﷺથી મુલાકાત કરતા તે વખતે આપ વહેતી હવા કરતાં પણ અધિક ભલાઈ પહોંચાડનાર (સખી) બનતા*[3].★

રબ્બાની કુર્આન મજીદનો દૌર કરવા આવતા. એ કારણને લીધે ખુશી પર ખુશી જે થતી રહી હશે તે હુઝૂર જ જાણે. એ સબબે કરમનો દરિયો પૂરા જોશમાં રહેતો.

વિચાર કરો તો અહીં ત્રણ સબબો એના માટે ઉભારનાર રહ્યા હતા. એક રમઝાન, કે જે અલ્લાહ ﷻની અગણિત નેઅમતોના વરસાદની મોસમ છે. બીજો જિબ્રઈલની મુલાકાત કે એ અધિક નેઅમત છે, ખાસ કરી જિબ્રઈલની તે ખૂબીઓના કારણે જે ઉપર વર્ણવી. ખાસ કરીને રબ્બુલ આલમીનના કાસિદ હોવાની હેસિયતથી. ત્રીજો કુર્આનનો દૌર જેનાથી કુર્આને કરીમના નવાં નવાં રહસ્યો ઉઘડતાં હતાં. આ નેઅમતોના શુક્રિયામાં વધુ ને વધુ જૂદો કરમ (સખાવત) કરતા.

દર વર્ષે રમઝાનમાં એ દૌર એટલા માટે થતો કે રમઝાન મુબારકની જ સૌથી મોતબર્રક (બરકતવંત) રાત શબે કદ્રમાં પૂરું કુર્આન જિબ્રઈલે અમીન લોહે મેહફૂઝથી અખ્ઝ કરીને (લઈને) આસ્માનોની દુનિયા તરફ એટલે કે પ્રથમ આસ્માન પર લાવ્યા, ત્યાં ફરિશ્તાઓને લખાવી દીધું. ફરિશ્તાઓએ વર્તમાન ક્રમ પ્રમાણે લખીને કુર્આન મજીદને બૈતુલ ઈઝ્ઝતમાં મેહફૂઝ કરી દીધું. એ પહેલા આસ્માનમાં એક મોતબર્રક જગાનું નામ છે. પછી હિકમતના તકાઝા હેઠળ અને રબના હુકમ હેઠળ ત્યાંથી જિબ્રઈલ علیہ السلام થોડુ થોડુ ૨૩ વરસની મુદ્દતમાં લઈને ખિદમતે અકદસમાં હાજર થયા. તદ્ ઉપરાંત હદીષે ગારે હિરામાં વર્ણન થઈ ચૂક્યું કે કુર્આન મજીદના નુઝૂલનો પ્રારંભ ૧૭ રમઝાને થયો. એના પર અધિક્તા એ કે રહમતે ઈલાહી રમઝાનમાં દિવસોની સરખામણીમાં અધિક ધ્યાનિત રહે છે.

રાતની પસંદગીની હિકમત સૌના પર જાહેર છે કે જે સુકૂન અને એકાગ્રતા રાતમાં હોય છે તે દિવસમાં આવજા કરનારાઓને લઈને ક્યાંથી નસીબ થાય. તદ્ઉપરાંત મોહિબ તથા મહબૂબની મુલાકાત માટે રાત જ પસંદીદા છે.

આ હદીષની સુંદર ગોઠવણી જુઓ, પ્રથમ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ સમગ્ર જહાનથી વધીને જવ્વાદ (સખી) હતા. પછી પ્રગતિ કરીને ફર્માવ્યું કે રમઝાનમાં સખાવત અન્ય દિવસો કરતાં અધિક રહેતી, પછી આગળ વધ્યા અને ફર્માવ્યું કે જ્યારે જિબ્રઈલે અમીન રમઝાનની રાતમાં આવીને કુર્આનનો દૌર કરતા તો પછી જૂદો નવાલ (સખાવત)નો કોઈ કિનારો ન રહેતો.

**૩. ફૈયાઝીની હદ** : અંતમાં હુઝૂ ﷺની સખાવતના બારામાં ફર્માવ્યું કે હુઝૂરે અક્દસ ﷺ વહેતી હવાથી પણ અધિક સખી હતા. હવા કેટલી પુષ્કળ પ્રમાણમાં તથા કેટલી જરૂરી છે એ સૌને ખબર છે કે દર મિનિટે હવાની જરૂરત છે અને એટલા પુષ્કળ પ્રમાણમાં છે કે ગમે ત્યાં હોઉ જરૂરત પ્રમાણે મૌજૂદ હોય છે બલ્કે જરૂરતથી અધિક મૌજૂદ હોય પણ કોઈ કમી નહીં. તો હવાથી વધીને સખી કોણ ? ફર્માવે છે હવાની સખાવત તમને ખબર છે પણ હુઝૂરે અકદસ ﷺ વહેતી હવાથી પણ અધિક સખી હતા. થીજી ગયેલી હવામાં એ વાત

★*(કિતાબુસ્સૌમ, મનાકિબ, બદઉલ ખલ્ક, ફઝાઈલે કુર્આન વ અદબ, મુસલ્લમ ફઝાઈલ, તિર્મિઝી જેહાદ, નિસાઈ સિયામ, દારમી મુકદમા, મુસ્નદે ઈમામ અહમદ)*

ક્યાં જે વહેતી હવામાં છે ?! પણ કુર્આન એ જવ્વાદે આ'ઝમ (મહાન સખી) પર કે વહેતી હવા પણ તેમના દરની ભીખારી છે.

**રિયાહ તથા રીહના ઉપયોગનો ફરક** : સામાન્યતઃ મશ્હૂર છે કે રિયાહ્ બહુવચન હોય તો એનાથી સારી તથા લાભકારક હવા મુરાદ હોય છે. કુર્આન મજીદમાં **هُوَ الَّذِىْ اَرْسَلَ الرِّيَاحَ بُشْرًا بَيْنَ يدَىْ رَحْمَتِهٖ** "અને 'રીહ' એક વચન નુકસાનકર્તા, બર્બાદ કર્તા હવા માટે બોલાય છે."

કુર્આન મજીદમાં છે : **اَمَّا ثَمُوْدُ فَاُهْلِكُوْ بِرِيْحٍ صَرْصَرٍ** ખૂદ હદીષમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું : **اللّٰهُمَّ لجْعَلْهَا رِيَاحًا وَ لَا تَجْعَلْهَا رِحيًا**

પણ આ કાયદા કુલ્લિયહ્ (મૂળ સિદ્ધાંત) નથી, મોટા ભાગે એવું છે. નહીં તો કુર્આન મજીદમાં 'રીહ' એકવચન પણ સારી હવાના અર્થમાં મૌજૂદ છે : **وَجَرَيْنَ بِهِمْ بِرِيْحٍ طَيِّبَةٍ**

**ફાયદા** : આ હદીષથી નીચે પ્રમાણેના ફાયદા હાંસલ થયા :–

(૧) સખાવત શ્રેષ્ઠ ગુણ છે. મો'મિને સખી તથા જવ્વાદ હોવું જોઈએ. (૨) રમઝાનમાં શક્તિ અનુસાર વધુને વધુ સખાવત કરવી જોઈએ. (૩) લાઝમી રીતે એ પણ સાબિત થયું કે જે દિવસોને કોઈ શરઈ વિશિષ્ટતા હાંસલ થાય (હોય) તેમાં સખાવત અધિક પસંદીદા છે કે જે દિવસોમાં કોઈ નેઅમત મળે તે દિવસોમાં સખાવત અલ્લાહની નજીક પણ મહબૂબ છે. સૌથી મોટી નેઅમત રબીઉલ અવ્વલ શરીફ તે પણ ૧૨ રબીઉલ અવ્વલમાં મળી છે એટલા માટે એ દિવસે વધુ ને વધુ સખાવત કરવી જોઈએ. (૪) રમઝાન શરીફ ખાસ કરીને કુર્આન શરીફની તિલાવત અધિક કરવી જોઈએ. (૫) કુર્આન મજીદની તિલાવત તમામ મુસ્તહબ ઝિક્રો કરતાં અફઝલ છે, નહીં તો હુઝૂર ﷺ અને જિબ્રઈલે અમીન તેને કરતા જે તિલાવતથી અફઝલ હોતુ. (૬) કુર્આન મજીદનું પુષ્કળ પ્રમાણમાં વિર્દ કરવું જોઈએ. હાફિઝોએ જોઈએ કે અન્યોથી સાંભળે પણ અને અન્યોને સંભળાવે પણ. (૭) રાતમાં કુર્આન મજીદ પઢવું અધિક બેહતર છે. અને અનુભવસિદ્ધ છે કે રાતમાં ખૂબ જ જલ્દી યાદ થાય છે. સાલેહ લોકો, ઔલિયા, મશાઈખ (શયખો)ની વારંવાર ઝિયારત કરવી જોઈએ જો તેમને તકલીફ ન થાય તો, વગેરે.

**અન્ય અલ્લાહની કિતાબોના નુઝૂલની તવારીખ** : ઉલમા ફર્માવે છે કે ઈબ્રાહીમ علیہ السلام પર સહીફા ૧ રમઝાનના નાઝિલ થયા, તૌરાત ૨–રમઝાને, ઈન્જીલ ૧૩–રમઝાને અને કુર્આનના નુઝૂલનો પ્રારંભ ૧૭–રમઝાન છે.

E

# ٧ حَدِيْثِ هِرَقْل

**[હદીષ ૭ : હદીષ હિરક્લ] ''બાદશાહ હિરક્લવાળી હદીષ''**

اَخْبَرَنِىْ عُبَيْدُاللّٰهِ بْنُ عَبْدِاللّٰهِ بْنِ عُتْبَةَ بْنِ مَسْعُوْدٍ اَنَّ عَبْدَاللّٰهِ بْنَ

ઈમામ ઝહરીએ ફર્માવ્યું કે મને ઓબૈદુલ્લાહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ઉત્બા ઈબ્ને મસ્ઊદે[૧] ખબર આપી કે

عَبَّاسٍ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا اَخْبَرَهٗ اَنَّ اَبَا سُفْيَانَ بْنَ حَرْبٍ اَخْبَرَهٗ اَنَّ

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસએ તેમને ખબર આપી કે અબૂ સુફયાન ઈબ્ને હર્બે[૨] તેમને ખબર આપી કે હિરક્લ[3]

هِرَقْلَ اَرْسَلَ اِلَيْهِ فِىْ

એ કાસિદ મોકલીને અબૂ સુફયાનને તેમના સાથીઓ સાથે જેઓ કુરૈશના ઊંટ સવાર હતા[૪] બોલાવ્યા, જ્યારે કે

رَكْبٍ مِّنْ قُرَيْشٍ وَّكَانُوْا تُجَّارًا بِالشَّامِ

એ લોકો શામ (સીરીયા)માં વેપાર અર્થે મૌજૂદ હતા. એ જમાનામાં જ્યારે રસૂલુલ્લાહ એ અબૂ સુફયાન અને

فِى الْمُدَّةِ الَّتِىْ كَانَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ مَادَّ فِيْهَا اَبَا سُفْيَانَ وَ

કુરૈશના કાફિરો સાથે સુલહ ફર્માવી હતી. (એટલે કે સુલહે હુદૈબિયાના જમાનામાં)[૫] એ લોકો હિરકલની પાસે

كُفَّارَ قُرَيْشٍ فَاَتَوْهُ وَهُمْ بِاِيْلِيَاءَ فَدَعَاهُمْ فِىْ مَجْلِسِهٖ وَحَوْلَهٗ عُظَمَاءُ الرُّوْمِ

પહોંચ્યા અને હિરકલ પોતાની ટોળી સાથે ઈલ્યા (બૈતુલ મુકદ્દસ)માં હતો. હિરકલએ તે લોકોને પોતાની મજલિસમાં બોલાવ્યા અને તેની આસપાસ રોમના સરદારો બેઠા હતા. પછી તેમને પોતાની નજીક બોલાવ્યા.

**સમજૂતી : ૦૭**

ઈમામ બુખારી વહીના નુઝૂલની પ્રારંભિક બલ્કે અંતિમ કૈફિયત પણ વર્ણવી ચૂક્યા. અને જેના પર વહી આવે છે તે નબી હોય છે અને જેને તબ્લીગના હુકમોનો હુકમ થાય છે તે રસૂલ પણ હોય છે. તો રિવાયતના આધારે વહી જેના પર ઉતરે તેના રસૂલ હોવું સાબિત કર્યા બાદ એમની રિસાલતના માટે એક ઔર મજબૂત સાબિતી રજૂ કરે છે જે એક નસરાનીની શહાદત છે તે પણ સમયના સૌથી મોટા ફિરઔનની કે સત્તાની લાલચ જેના મુસલમાન થવામાં આડખીલી બની.

**૧. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ઉતબા ઈબ્ને મસ્ઊદ** : ઈબ્ને ગાફિલ જલીલુલ કદ્ર તાબઈ ઈમામ મદયની જે ફુક્હાએ સબઆમાંથી છે. ઈબ્ને અબ્બાસ, ઈબ્ને ઉમર અને અબૂ હુરૈરહ્ વગેરે

ثُمَّ دَعَاهُمْ تَرْجُمَانَهُ فَقَالَ اَيُّكُمْ اَقْرَبُ نَسَبًا بِهٰذَا الرَّجُلِ الَّذِىْ يَزْعُمُ اَنَّهُ نَبِىٌّ

''અને પોતાના તર્જુમાન★ (દુભાષિયા)ને બોલાવ્યો તો તર્જુમાને તેમને પૂછયું, તમારામાંથી કોણ શખ્સ તેમનાથી

قَالَ اَبُوْسُفْيَانَ فَقُلْتُ اَنَا اَقْرَبُهُمْ نَسَبًا، فَقَالَ اَدْنُوْهُ مِنِّىْ وَقَرِّبُوْا اَصْحَابَهُ

નસબમાં અધિક નિકટ છે જે પોતાને નબી ધારે છે. અબૂ સુફયાને કહ્યું, હું આ સૌ કરતાં નસબમાં તેમનાથી

فَاجْعَلُوْهُمْ عِنْدَ ظَهْرِهٖ، ثُمَّ قَالَ لِتَرْجُمَانِهٖ، قُلْ لَهُمْ اِنِّىْ سَائِلٌ هٰذَا

નજીકનો છું. ત્યારબાદ હિરક્લએ કહ્યું, એમને (અબૂ સુફયાનને) મારી નજીક કરી દો. અને તેમના સાથીઓને

عَنْ هٰذَا الرَّجُلِ (الَّذِىْ يَزْعُمُ اَنَّهُ نَبِىٌّ) فَاِنْ كَذَبَنِىْ فَكَذِّبُوْهُ، فَوَاللّٰهِ

તેમની નજીક કરીને પીઠ પાછળ બેસાડી દો. પછી હિરક્લએ પોતાના તર્જુમાનને કહ્યું, તેમના સાથીઓને કહો, હું

لَوْلَا الْحَيَاءُ مِنْ اَنْ يَّاْثِرُوْا عَلَىَّ كَذِبًا لَكَذَبْتُ عَنْهُ ثُمَّ كَانَ اَوَّلُ

આ શખ્સ (અબૂ સુફયાન)ને તે નબુવ્વતના દાવેદાર વિશે, પ્રશ્નો કરું છું. જો આ મારાથી ગલત બયાની કરે તો તમે

مَا سَاَلَنِىْ عَنْهُ اَنْ قَالَ كَيْفَ نَسَبُهٗ فِيْكُمْ قُلْتُ هُوَ فِيْنَا ذُوْنَسَبٍ-قَالَ

તેમને જૂઠલાવશો. (અબૂ સુફયાને) કહ્યું, ખુદાની કસમ ! મને જો એ વાતની શરમ ન હોત કે સાથીઓ પાછા ફરીને

فَهَلْ قَالَ هٰذَا الْقَوْلَ مِنْكُمْ اَحَدٌ قَطُّ قَبْلَهٗ؟ قُلْتُ لَا-قَالَ فَهَلْ كَانَ

મારા જૂઠને નકલ કરશે તો હું રસૂલુલ્લાહ ﷺના બારામાં જરૂર જૂઠ બોલત. સૌ પ્રથમ વાત આપના વિશે તેણે

مِنْ اٰبَائِهٖ مِنْ مَّلِكٍ؟ قُلْتُ لَا-قَالَ فَاَشْرَافُ النَّاسِ اِتَّبَعُوْهُ اَمْ ضُعَفَاءُهُمْ

મને જે પૂછી તે આ હતી : તમારા ત્યાં એનો નસબ કેવો છે ? મેં કહ્યું, તે અમારામાં ઉચ્ચ નસબવાળા છે. પછી

قُلْتُ بَلْ ضُعَفَاءُهُمْ قَالَ اَيَزِيْدُوْنَ اَمْ يَنْقُصُوْنَ؟ قُلْتُ بَلْ يَزِيْدُوْنَ

હિરક્લએ પૂછયું, આ વાત (નબુવ્વતનો દાવો) તમારામાંથી કોઈએ એમનાથી અગાઉ કર્યો છે ? મેં જવાબ

પુષ્કળ સહાબીઓથી હદીષો સાંભળી અને તેમના થકી પુષ્કળ તાબઈઓએ સાંભળી. અતિ હિદાયત પામેલ ખલીફા ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝના ઉસ્તાદ હતા. નાબીના થઈ ગયા હતા. હિ.સ. ૯૦ પછી વિસાલ ફર્માવ્યો.

**૨. અબૂ સુફયાન** : એમનું નામ સખર છે. વંશાવળી આ પ્રમાણે છે : સખર ઈબ્ને હર્બ ઈબ્ને અબ્દુશશમ્સ ઈબ્ને ઉમૈયા ઈબ્ને અબ્દે મુનાફ ઈબ્ને કુસઈ. અબૂ સુફયાન ઉપનામ છે, એનાથી મશહૂર છે. બીજુ ઉપનામ અબૂ હન્ઝલા છે. ફીલના (હાથીવાળા) પ્રસંગથી દસ વર્ષ પહેલાં પેદા થયા. ફતહે મક્કાની રાતમાં ઈમાન લાવ્યા, અને મુખ્લિસ મો'મિનોમાંથી થઈ ગયા. ગઝવએ તાઈફમાં શરીક થયા, તીરથી આંખ નીકળી ગઈ. હુઝૂર ﷺને ખબર થઈ તો તેમની પાસે તશરીફ લઈ ગયા. જોયું કે આંખનો ડોળો હાથમાં લીધેલો છે. ફર્માવ્યું, આ આંખ રાહે

قَالَ فَهَلْ يَرْتَدُّ اَحَدٌ مِّنْهُمْ سَخْطَةً لِّدِيْنِهٖ بَعْدَ اَنْ يَّدْخُلَ فِيْهِ - قُلْتُ لَا - قَالَ

આપ્યો, નહીં ! હિરક્લએ પૂછયું, શું એમના બાપદાદામાં કોઈ બાદશાહ થઈ ગયા છે ? મેં કહ્યું, નહીં. હિરક્લએ

فَهَلْ كُنْتُمْ تَتَّهِمُوْنَهٗ بِالْكَذِبِ اَنْ يَّقُوْلَ مَا قَالَ - قُلْتُ لَا - قَالَ فَهَلْ يَغْدِرُ ؟

પૂછયું, તેમનું અનુસરણ ઉચ્ચ વર્ગના લોકોએ કર્યું છે કે નબળા વર્ગના લોકોએ ? મેં કહ્યું, નીચલા વર્ગના લોકોએ.

قُلْتُ لَا - وَنَحْنُ مِنْهُ فِيْ مُدَّةٍ لَا نَدْرِيْ مَا هُوَ فَاعِلٌ فِيْهَا قَالَ وَلَمْ تُمْكِنِّيْ كَلِمَةٌ

હિરક્લએ પૂછયું, વધતા જઈ રહ્યા છે કે ઓછા થતા જઈ રહ્યા છે ? મેં કહ્યું, નહીં ! ઓછા નથી થતા બલ્કે વધતા

اُدْخِلُ فِيْهَا شَيْئًا غَيْرُ هٰذِهِ الْكَلِمَةِ قَالَ فَهَلْ قَاتَلْتُمُوْهُ ؟ قُلْتُ نَعَمْ قَالَ فَكَيْفَ

થઈ રહ્યા છે. હિરક્લએ પૂછયું, શુ એમનામાંથી કોઈ એમના દીનને નાપસંદ કરીને એમાં દાખલ થયા બાદ પાછો

كَانَ قِتَالُكُمْ اِيَّاهُ ؟ قُلْتُ اَلْحَرْبُ بَيْنَنَا وَبَيْنَهٗ سِجَالٌ يَّنَالُ مِنَّا وَنَنَالُ مِنْهُ

ફર્યો પણ છે ? મેં કહ્યું, નહીં. હિરક્લએ પૂછયું, એ વાત (નબુવ્વતના દાવો) કરતાં પહેલાં એમને જૂઠનો આક્ષેપ

قَالَ مَاذَا يَاْمُرُكُمْ ؟ قُلْتُ يَقُوْلُ اُعْبُدُوا اللّٰهَ وَحْدَهٗ وَلَا تُشْرِكُوْا بِهٖ شَيْئًا وَّ

લગાડતા હતા ? મેં કહ્યું, નહીં ! હિરક્લએ પૂછયું, શું તેઓ વચનભંગ કરે છે ? મેં કહ્યું, નહીં. પરંતુ અમે સમાધાનના

اتْرُكُوْا مَا يَقُوْلُ اٰبَاؤُكُمْ وَيَاْمُرُنَا بِالصَّلٰوةِ وَالصِّدْقِ وَالْعَفَافِ وَالصِّلَةِ فَقَالَ

સમયગાળામાં આવ્યા છીએ એટલે ખબર નહીં કે તે હવે શું કરી રહ્યા છે. અબૂ સુફયાને કહ્યું, મને એ સિવાય કોઈ

لِلتَّرْجُمَانِ قُلْ لَهٗ سَاَلْتُكَ عَنْ نَسَبِهٖ فَذَكَرْتَ اَنَّهٗ فِيْكُمْ ذُوْ نَسَبٍ وَّكَذٰلِكَ الرُّسُلُ

એવી વાત ભેળવવાની હિંમત ન થઈ જેમાં ટીકાનું પાસુ નીકળે. હિરક્લએ પૂછયું, તમે એમની સાથે જંગ કરી

تُبْعَثُ فِيْ نَسَبِ قَوْمِهَا وَسَاَلْتُكَ هَلْ قَالَ اَحَدٌ مِّنْكُمْ هٰذَا الْقَوْلَ فَذَكَرْتَ

છે ? મેં કહ્યું, હા. તેણે પૂછયું, જંગનું પરિણામ શું આવ્યું ? મેં કહ્યું, જંગ અમારા તથા એમની વચ્ચે ડોલની જેમ

اَنْ لَّا فَقُلْتُ لَوْ كَانَ اَحَدٌ قَالَ هٰذَا الْقَوْلَ قَبْلَهٗ لَقُلْتُ رَجُلٌ يَّاْتَسِيْ بِقَوْلٍ قِيْلَ

રહી છે, કદીક એમના હાથમાં કદીક અમારા હાથમાં. (ક્યારેક એઓ જીતે છે ક્યારેક અમે.) હિરક્લએ પૂછયું,

قَبْلَهٗ وَسَاَلْتُكَ هَلْ كَانَ مِنْ اٰبَائِهٖ مِنْ مَّلِكٍ، فَذَكَرْتَ اَنْ لَّا فَقُلْتُ فَلَوْ

તે તમને શો હુકમ આપે છે ? મેં કહ્યું, તે કહે છે, કેવળ એક અલ્લાહની ઈબાદત કરો અને તેની સાથે કોઈને શરીક

ખુદામાં ગઈ છે જો કહો તો દુઆ કરી દઊં આંખ ઠીક થઈ જાય, અથવા કહો તો દુઆ કરું કે એના બદલામાં

كَانَ مِنْ اٰبَائِهٖ مِنْ مَلِكٍ قُلْتُ رَجُلٌ يَطْلُبُ مُلْكَ اَبِيْهِ - وَسَأَلْتُكَ هَلْ كُنْتُمْ

ન બનાવો. અને તમારા બાપદાદાની વાતો છોડી દો. અને અમને નમાઝનો અને સાચુ બોલવાનો અને પાકદામની

تَتَّهِمُوْنَهٗ بِالْكَذِبِ قَبْلَ اَنْ يَّقُوْلَ مَا قَالَ - فَذَكَرْتَ اَنْ لَّا - فَقَدْ اَعْرِفُ اَنَّهٗ لَمْ

તથા સગાંના હક્કો અદા કરી સદ્‌વર્તનનો (સિલએ રહમીનો) હુકમ આપે છે. તો એણે તર્જુમાનને કહ્યું કે મેં તમને

يَكُنْ لِيَذَرَ الْكَذِبَ عَلَى النَّاسِ وَيَكْذِبَ عَلَى اللّٰهِ وَسَأَلْتُكَ اَشْرَافُ النَّاسِ اتَّبَعُوْهُ

એમના નસબના બારામાં પૂછ્યું, તમે જણાવ્યું કે તે તમારામાં ઉચ્ચ નસબવાળા છે, અને રસૂલ આ જ પ્રમાણે

اَمْ ضُعَفَاؤُهُمْ - فَذَكَرْتَ اَنَّ ضُعَفَاءَهُمُ اتَّبَعُوْهُ، وَهُمْ اَتْبَاعُ الرُّسُلِ - وَسَأَلْتُكَ

પોતાની કૌમના ઉચ્ચ નસબમાં મોકલવામાં આવે છે. મેં તમને પ્રશ્ન કર્યો હતો કે એ વાત તમારામાંથી કોઈએ

اَيَزِيْدُوْنَ اَمْ يَنْقُصُوْنَ فَذَكَرْتَ اَنَّهُمْ يَزِيْدُوْنَ وَكَذٰلِكَ اَمْرُ الْاِيْمَانِ حَتّٰى يَتِمَّ

એમનાથી પહેલાં કહી છે ? તો તમે જણાવ્યું કે, નહીં. મેં કહ્યું, જો કોઈએ એ વાત એમનાથી પહેલાં કહી હોત તો

وَسَأَلْتُكَ اَيَرْتَدُّ (مِنْهُمْ) اَحَدٌ سُخْطَةً لِدِيْنِهٖ بَعْدَ اَنْ يَّدْخُلَ فِيْهِ - فَذَكَرْتَ اَنْ لَّا

હું કહેત કે આ પહેલાંની કહેલી વાત પાછળ પડયા છે. અને મેં તમને પૂછ્યું હતું, કે શું તેમના બાપદાદામાં કોઈ

وَكَذٰلِكَ الْاِيْمَانُ حِيْنَ تُخَالِطُ بَشَاشَتُهُ الْقُلُوْبَ - وَسَأَلْتُكَ هَلْ يَغْدِرُ - فَذَكَرْتَ

બાદશાહ થયો છે ? તો તમે જણાવ્યું કે, નહીં. મેં કહ્યું, જો તેમના બાપદાદાઓમાં કોઈ બાદશાહ થયો હોત તો હું

اَنْ لَّا - وَكَذٰلِكَ الرُّسُلُ لَا تَغْدِرُ - وَسَأَلْتُكَ بِمَا يَاْمُرُكُمْ فَذَكَرْتَ اَنَّهٗ يَاْمُرُكُمْ اَنْ

કહી આપત કે આ શખ્સ પોતાના બાપદાદાનો મુલ્ક ચાહે છે. અને મેં તમને સવાલ કર્યો હતો કે એ વાત કહેતાં

تَعْبُدُوا اللّٰهَ وَلَا تُشْرِكُوْا بِهٖ شَيْئًا وَّيَنْهَاكُمْ عَنْ عِبَادَةِ الْاَوْثَانِ وَيَاْمُرُكُمْ بِالصَّلٰوةِ

પહેલાં તમે તેમને જૂઠના પર આક્ષેપ કર્યો હતો ? તમે જણાવ્યું કે, નહીં. હું આટલી વાત યકીની તૌર પર જાણુ છું

وَالصِّدْقِ وَالْعَفَافِ - فَاِنْ كَانَ مَا تَقُوْلُ حَقًّا (فَاِنَّهٗ نَبِيٌّ) فَسَيَمْلِكُ مَوْضِعَ قَدَمَيَّ

કે એ જ્યારે ઈન્સાન પર જૂઠ નથી બાંધતા તો અલ્લાહ પર હરગિઝ જૂઠ નહીં બાંધે. મેં તમને પૂછ્યું હતું કે ઊંચા

هَاتَيْنِ وَقَدْ كُنْتُ اَعْلَمُ اَنَّهٗ خَارِجٌ وَّلَمْ اَكُنْ اَظُنُّ اَنَّهٗ مِنْكُمْ - فَلَوْ اَنِّيْ اَعْلَمُ اَنِّيْ

તબકાના લોકોએ તેમનું અનુસરણ કર્યું છે કે નીચલા વર્ગના લોકોએ ? તો તમે કહ્યું કે નીચલા વર્ગના લોકોએ

જન્નત મળે. કહ્યું, જન્નત ઈખ્તિયાર કરું છું. બીજી આંખ જંગે યરમૂકમાં જે હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના

اَخْلُصُ اِلَیْہِ لَتَجَشَّمْتُ لِقَائَہٗ-وَلَوْکُنْتُ عِنْدَہٗ لَغَسَلْتُ عَنْ قَدَمَیْہِ ثُمَّ دَعَا

તેમની ઈત્તેબાઅ કરી છે. (શરૂઆતમાં) આ જ લોકો રસૂલોના અનુયાયી થાય છે. અને મેં તમને પૂછયું હતું કે

بِکِتَابِ رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ الَّذِیْ بَعَثَ بِہٖ مَعَ دِحْیَۃَ الْکَلْبِیِّ

વધતા જઈ રહ્યા છે કે ઘટી રહ્યા છે ? તો તમે જણાવ્યું કે વધતા જઈ રહ્યા છે, અને આ જ ઈમાનનો હાલ છે એટલે

اِلٰی عَظِیْمِ بُصْرٰی فَدَفَعَہٗ عَظِیْمُ بُصْرٰی اِلٰی ھِرَقْلَ فَقَرَأَہٗ

સુધી કે કામિલ થઈ જાય. અને મેં તમને પૂછયું હતું, તેમના દીનમાં દાખલ થયા બાદ તેને નાપસંદ સમજીને કોઈ પાછો ફર્યો પણ છે ? તે તમે જણાવ્યું કે, નહીં. અને આ જ હાલ ઈમાનનો છે કે જ્યારે તેની તાજગી દિલોમાં રચી વસી જાય (તો પછી નીકળ્યા નથી કરતું) અને મેં તમને સવાલ કર્યો હતો તે વચનભંગ કરે છે ? તે તમે વર્ણન કર્યું કે નહીં. અને રસૂલોની આ જ શાન છે કે તેઓ વચનભંગ નથી કરતા. અને મેં તમને સવાલ કર્યો હતો કે તે તમને શો હુકમ આપે છે ? તો તમે વર્ણવ્યું કે તે તમને હુકમ આપે છે કે અલ્લાહની ઈબાદત કરો તેની સાથે કોઈને શરીક ન કરો અને મૂર્તિપૂજાથી મના કરે છે અને નમાઝ તથા સત્ય અને પાકદામનીનો હુકમ આપે છે. જો તમારી આ વાતો સાચી છે તો તે નિઃશંક નબી છે, ખૂબ જ જલ્દી તે મારા પગો નીચેની જમીન (બૈતુલ મુક઼દ્દસ)ના માલિક થઈ જશે અને મને યક઼ીન હતું કે એ જાહેર થનાર છે, પણ એ ખયાલ ન હતો કે તમારા (કુરૈશ)માં થશે. કાશ ! મને યક઼ીન હોત કે તેમના સુધી પહોંચી શકું★. તો સફરની તકલીફો વેઠીને★ તેમની સાથે મુલાકાત કરતો. કાશ ! હું તેમની પાસે હોત તો તેમના પગો ધોતો રહેત. પછી રસૂલુલ્લાહ ﷺનો તે પત્ર મંગાવ્યો જે હુઝૂરે અક઼દસ ﷺએ દિહિયા કલ્બી[૬] ના હાથે બુસ્રા[૭]ના હાકિમની પાસે મોકલ્યો હતો. તો તેણે તે પત્ર મુબારકને હિરક્લની પાસે પહોંચાડયો હતો. ત્યારબાદ તેને વાંચ્યો★.

ખિલાફતના જમાનામાં રોમીઓ સાથે થનારી લડાઈઓમાં સૌથી મોટી તથા નિર્ણાયક એમાં પથ્થર વાગવાથી રાહે ખુદામાં કુર્બાન થઈ ગઈ. ત્યારબાદ મદીનામાં આવીને રહેઠાણ બનાવી લીધું, બાકીનું જીવન અહીં પસાર કર્યું. હિ.સ. ૩૪માં ૮૮ વરસની વયે વિસાલ ફર્માવ્યો. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہએ નમાઝે જનાઝા પઢાવી, જન્નતુલ બકીઅમાં દફન નસીબ થયું. આપ ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે હબીબા અને હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہના વાલિદ છે. ઈમાન લાવ્યા બાદ તેમને રસૂલુલ્લાહ એ "કદીદ"ની મશ્હૂર મૂર્તિ "મનાત"ને નષ્ટ કરવા માટેની ચળવળમાં મોકલ્યા હતા.

**હુઝૂર ﷺની એક અતા** : ગઝવએ હુનૈનના માલે ગનીમતમાંથી તેમને ૧૦૦ ઊંટ અને ૪૦ ઔકિયા ચાંદી અતા ફર્માવી. અબૂ સુફયાને કહ્યું, આ મારો પુત્ર યઝીદ ઈબ્ને મુઆવિયહ્ છે તેને પણ કાંઈક આપો ! તેને પણ ૧૦૦ ઊંટ અને ૪૦ ઔકિયા ચાંદી અતા ફર્માવી. એક ઔકિયા ૪૦ દિરહમનો થાય છે અને એક દિરહમ ત્રણ માશા ૧$\frac{1}{5}$ રતી અને રૂપિયો સવા અગ્યાર માશાનો થાય છે. જેથી ૪૦ ઔકિયા લગભગ સાડા ચારસો રૂપિયા ભાર ચાંદી થઈ.

**યઝીદ ઈબ્ને સુફયાન** : આ યઝીદ رضی اللہ عنہ અબૂ સુફયાનના સૌથી મોટા સાહબઝાદા હતા. પોતાના કાકા મુઆવિયહ ઈબ્ને હર્બની તરફ નિસ્બત કરીને પોકારવામાં આવતા હતા. જંગે યરમૂકમાં એક દળના સેનાપતિ હતા. તેમના બાપ અબૂ સુફયાન તે જ દળમાં હતા કે એ જ વખતે અબૂ સુફયાનની આંખ શહીદ થઈ ગઈ. ઘણી જ કાબેલિયતોના માલિક હતા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ તેમને શામ પર હાકિમ બનાવ્યા

فَإِذَا فِيهِ بِسْمِ اللَّهِ الرَّحْمٰنِ الرَّحِيمِ مِنْ مُحَمَّدٍ عَبْدِ اللَّهِ وَرَسُولِهِ إِلَى

*એમાં લખ્યું હતું, અલ્લાહના નામથી શરૂ કરું છું જે અતિશય મહેરબાન રહમતવાળો છે. આ દાવતનામુ અલ્લાહના*

هِرَقْلَ عَظِيمِ الرُّومِ سَلَامٌ عَلَى مَنِ اتَّبَعَ الْهُدَى - أَمَّا بَعْدُ فَإِنِّي أَدْعُوكَ

*બંદા અને તેના રસૂલ મુહમ્મદ ﷺના તરફથી રોમના રાજા હિરક્લની પાસે મોકલવામાં આવે છે જે હિદાયતને*

بِدِعَايَةِ الْإِسْلَامِ - أَسْلِمْ تَسْلَمْ (أَسْلِمْ) يُؤْتِكَ اللَّهُ أَجْرَكَ مَرَّتَيْنِ

*અનુસરે તેના પર સલામ. ત્યારબાદ હું તમને ઈસ્લામની દા'વત આપુ છું, મુસલમાન થઈ જાવ, સલામત*

فَإِنْ تَوَلَّيْتَ فَإِنَّ عَلَيْكَ إِثْمَ الْيَرِيسِيِّينَ وَيَا أَهْلَ الْكِتَابِ تَعَالَوْا إِلَى كَلِمَةٍ

*રહેશો. ઈસ્લામ કબૂલ કરો અલ્લાહ તમને બમણો બદલો અતા ફર્માવશે. અને જો તમે મુખ મોડયું તો તમારા*

سَوَاءٍ بَيْنَنَا وَبَيْنَكُمْ أَنْ لَا نَعْبُدَ إِلَّا اللَّهَ وَلَا نُشْرِكَ بِهِ شَيْئًا وَلَا يَتَّخِذَ بَعْضُنَا

*પર પ્રજાનો★ પણ ગુનોહ થશે. અને હે અહલે કિતાબ ! એવા કલ્માની તરફ આવો જે અમારા તથા તમારામાં સમાન છે તે એ છે કે ખુદા સિવાય કોઈની ઈબાદત ન કરો, કોઈને તેનો શરીક ન કરો અને આપણામાં કોઈ એક બીજાને રબ ન બનાવે અલ્લાહ સિવાય....*

હતા. જીવનભર ઘણી જ સારી રીતે ખૂબીપૂર્વક હુકમરાની કરી. અબૂ સુફયાન નામના સહાબામાં ઘણા હઝરાત છે, પણ અબૂ સુફયાન ઈબ્ને હર્બ કેવળ આ જ છે. તેમનાથી હઝરત ઈબ્ને અબ્બાસ અને મુઆવિયહ رضی اللہ عنہم એ રિવાયત કરી.

૩. **હિરક્લ્** : હિરક્લનો અર્થ 'છીપકલી' છે. રિસાલતકાળમાં રોમનો જે શહેનશાહ હતો તેનું નામ છે. કૈસર તેનો લકબ છે. તે જમાનામાં દરેક દેશના રાજાના અલગ અલગ લકબો હતા. જેમ કે રોમના બાદશાહને કૈસર, ઈરાનનો કિસ્રા, તુર્કનો ખાકાન, હબ્શાનો નજ્જાશી, કિબ્તનો ફિરઔન, મિસ્રનો અઝીઝ, ઈસ્કંદરિયાનો મકવકિસ, યમનનો તુબ્બઅ, હિંદુસ્તાનનો રાય, ચીનનો ફગફૂર, યૂનાનનો બત્લમૂસ.

લગભગ રોમના બાદશાહનું કૈસર કહેવાવું હિરક્લથી જ શરૂ થયું છે. હદીષના શારેહોએ નામ પડવાનું કારણ એ દર્શાવ્યું કે કૈસરનો અર્થ ચીરવું છે, કેમ કે તેની પેદાઈશના વખતે તેની માં પ્રસૂતિ પીડામાં મુત્યુ પામી હતી એટલા માટે તેને માનુ પેટ ચીરીને કાઢવામાં આવ્યો હતો જેથી કૈસર કહેવાયો. એના ઉપર એ બદ્દિમાગ ફખ્ર કરતો હતો કે હું પેશાબના માર્ગ વાટે નથી આવ્યો ! હિરક્લ જ દુનિયાનો તે પ્રથમ બાદશાહ છે જેને દીનાર શોધ્યો અને દેવળ (ચર્ચ) બનાવ્યું.

**વાલાનામા (પત્ર મુબારક)ની બરકત** : અયનીમાં છે કે હિરક્લએ પત્ર મુબારકને સંપૂર્ણ હિફાઝત સાથે સોનાની ડબ્બીમાં રાખ્યો. એ અને તેની નસ્લ (વંશજ) હમેશાં તેનો ઘણો એઝાઝો ઈકરામ (ઈજ્જત) કરતા. મલિક મન્સૂર કલાઉનના યુગમાં શાહ ફિરંગે સૈફુદીન તલહ મન્સૂરીને એ પત્ર મુબારક દેખાડયો હતો. તે સમયે તેના અમુક અક્ષરો ઉડી ગયા હતા. આ પત્ર તેની પાસે એક સોનાની સંદૂકમાં સોનાના કલમદાનમાં મેહફૂઝ હતો. એ બાદશાહે જણાવ્યું કે આ તે પત્ર છે જે તમારા નબીએ અમારા દાદાની પાસે મોકલ્યો હતો. અમારા ખાનદાનમાં એ પત્ર મુબારક છે. અમારા બુઝુર્ગો હમેશાં એકબીજાને વસિયત કરતા ચાલ્યા આવ્યા છે

بَعْضًا أَرْبَابًا مِنْ دُونِ اللهِ فَإِنْ تَوَلَّوْا فَقُولُوا اشْهَدُوا بِأَنَّا مُسْلِمُونَ" قَالَ أَبُوسُفْيَانَ

ત્યારબાદ જો તે ન માને તો તમે લોકો કહી દો (અહલે કિતાબ) ગવાહ રહો કે અમે મુસલમાન છીએ. અબૂ

فَلَمَّا قَالَ مَا قَالَ وَفَرَغَ مِنْ قِرَاءَةِ الْكِتَابِ كَثُرَ عِنْدَهُ الصَّخَبُ فَارْتَفَعَتِ الْأَصْوَاتُ

સુફયાને કહ્યું, જ્યારે હિરક્લ સવાલ તથા જવાબ કરી ચૂક્યો અને પત્ર વાંચવાથી ફારિગ થયો તો તેના પછી શોર

وَأُمِرَ بِنَا فَأُخْرِجْنَا فَقُلْتُ لِأَصْحَابِي حِينَ أُخْرِجْنَا لَقَدْ أَمِرَ أَمْرُ ابْنِ أَبِي كَبْشَةَ

થવા લાગ્યો એટલે સુધી કે અવાજો ઊંચા થયા. અને અમારા બારામાં હુકમ આપવામાં આવ્યો, અમને બહાર

إِنَّهُ يَخَافُهُ مَلِكُ بَنِي الْأَصْفَرِ فَمَا زِلْتُ مُوقِنًا أَنَّهُ سَيَظْهَرُ حَتَّى أَدْخَلَ اللهُ عَلَيَّ

કાઢી મૂકવામાં આવ્યા. બહાર નીકળીને મેં મારા સાથીઓને કહ્યું, ખુદાની કસમ ! અબુલ કબ્શાના પુત્ર (નબી)ની

الْإِسْلَامَ (وَأَنَا كَارِهٌ) ——— وَكَانَ ابْنُ النَّاطُورِ صَاحِبُ إِيلِيَاءَ وَهِرَقْلَ

શાન ઘણી જ વધી ગઈ ! એટલી કે એનાથી રોમનો રાજા★ પણ ડરવા લાગ્યો. એ વખતથી મને એ વાતનું યકીન

سُقُفًّا عَلَى نَصَارَى الشَّامِ يُحَدِّثُ أَنَّ هِرَقْلَ حِينَ قَدِمَ إِيلِيَاءَ أَصْبَحَ يَوْمًا

રહ્યું કે આં હુઝૂર  ખૂબ જ જલ્દી ગાલિબ થશે ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ મારા દિલમાં ઈસ્લામ દાખલ

خَبِيثَ النَّفْسِ فَقَالَ بَعْضُ

ફર્માવી દીધો, અને એથી પહેલાં હું ઈસ્લામને પસંદ કરતો ન હતો. (ઈમામ ઝહરીથી મરવી છે) કહ્યું ઈબ્ને નાતૂરે★ જે હિરક્લનો દોસ્ત અને ઈલ્યાનો હાકિમ અને શામના નસ્રાનીઓનો મખ્દૂમ★ હતો, બયાન કરે છે કે હિરક્લ જ્યારે ઈલ્યા (બૈતુલ મુક઼દસ) આવ્યો એક દિવસ સવારે પરેશાન જણાયો★ એનાથી એના અમુક

કે તેની ઘણી જ હિફાઝત કરજો, તા'ઝીમ તથા ઈજ્જત કરજો. જ્યાં સુધી આ અમારા ખાનદાનના કબજામાં છે ત્યાં સુધી સલ્તનત અમારા ખાનદાનમાં બાકી રહેશે.

**હિરક્લ કાફિર મર્યો** : સહીહ એ જ છે કે એને ઈમાન નસીબ નથી થયું. તેણે ૩૧ વરસ રાજ કર્યું. ઉલમાનો એમાં મતભેદ છે કે શૈખેન હઝરાતે જે કિસ્રા પાસેથી શામ દેશ આઝાદ કર્યો હતો એ તે જ કિસ્રા હતો કે બીજો. અલ્લામા અયની ફર્માવે છે કે એ મૃત્યુ પામ્યો હતો. હઝરત સિદ્દીકે઼ અકબરના દૌરમાં એનો પુત્ર સત્તા પર હતો અને ફારૂકી઼ દૌરમાં એનો પૌત્ર હતો. એના પૌત્રને જ ઈસ્લામના મુજાહિદોએ શામથી કાઢયો હતો જે કુસ્તુન્તુનિયા ભાગીને ગયો. ત્યાં સેંકડો વરસો સુધી તેની નસલ સત્તા પર રહી.

**કુસ્તુન્તુનિયાની ફતહ** : ત્યાં સુધી કે હિ.સ. ૮૫૭, ઈ.સ. ૧૪૫૩માં મુહમ્મદ ફાતેહ ઉષ્માની (વફાત : હિ.સ. ૮૮૬, ઈ.સ. ૧૪૮૧)એ કુસ્તુન્તુનિયા ફતહ કર્યું. કૈસર કુલ ૪૦ થયા અને તેમની સલ્તનતની મુદ્દત કુલ ૫૦૭ વરસ રહી. પરંતુ અલ્લામા ઈબ્ને હજરે તેને અઝહર ફર્માવ્યું કે ફારૂકી઼ દૌર સુધી તે જ હિરક્લ હતો જે કુસ્તુન્તુનિયા ભાગ્યો.

بِطَارِقَتِهٖ قَدِ اسْتَنْكَرْنَا هَيْئَتَكَ قَالَ اِبْنُ النَّاطُوْرِ وَكَانَ هِرَقْلُ حَزَّاءً يَنْظُرُ

*સલ્તનત★ ના કર્તાહર્તા (અરાકીન)એ પૂછયું, (શું વાત છે ?) તમારો મિજાઝ અમે નિયમ વિરુધ્ધ જોઈ રહ્યા છીએ ?*

فِى النُّجُوْمِ فَقَالَ لَهُمْ حِيْنَ سَئَلُوْهُ اِنِّىْ رَاَيْتُ اللَّيْلَةَ حِيْنَ نَظَرْتُ فِى النُّجُوْمِ

*ઈબ્ને નાતૂરે કહ્યું હિરક્લ કાહિન★ (જ્યોતિષ) હતો, જ્યોતિષવિદ્યામાં નિષ્ણાત હતો. અરાકીનના પ્રશ્ન કરવાથી*

مَلِكُ الْخِتَانِ قَدْ ظَهَرَ

*તેણે જણાવ્યું કે મેં આજે રાત્રે જ્યારે તારાઓમાં દષ્ટિ ગુમાવી તો જોયું કે ખત્ના કરનારાઓનો બાદશાહ ગાલિબ થઈ ગયો★.*

**તા'ઝીમ તથા તૌહીનની અસરો** : જ્યારે હુઝૂરે અકદસ ﷺને એ ખબર મળી કે કૈસરે કોઈ ગુસ્તાખી નથી કરી, પત્ર મુબારકની ઈજ્જત કરી. તો ફર્માવ્યું, તેણે પોતાનો દેશ બચાવી લીધો. એનું પરિણામ હતું એની નસલમાં સેંકડો વરસ હુકૂમત બાકી રહી. અને ઈરાનના ઘમંડી ખુસરૂ પરવેઝે પત્ર મુબારક ફાડીને ફેંકી દીધો અને ગુસ્તાખી કરી તો ફર્માવ્યું : مَزَّقَ اللّٰهُ مُلْكَهٗ "અલ્લાહ એના દેશને બર્બાદ કરી આપે." પરિણામે ફારૂકી યુગમાં કિસ્રાનો આખો દેશ ઈસ્લામના ઝંડા હેઠળ આવી ગયો અને ઉષ્માની દૌરમાં કિસ્રાના કુટુંબનો છેલ્લો તાજદાર "યઝ્દઝુર" માર્યો ગયો.

***ગઝબસે ઉન્કે ખુદા બચાયે જલાલે બારી એતાબમેં હૈ***

**૪. કુરૈશ** : કુરૈશ કોનો લકબ છે એમાં મતભેદ છે. એક કૌલ એ છે કે કુરૈશ નઝર બિન કનાનાનો લક્બ છે. સિયર તથા નસબના પુષ્કળ ઉલમાએ એને સહીહ કહ્યું. એ જ શાફઈનું કથન છે. ઈમામ નવવીએ ફર્માવ્યું, આ સહીહ તથા મશ્હૂર છે. હાફિઝ ઈરાકીએ કહ્યું, આ મોટાભાગનાનો કૌલ (કથન) છે. હાફિઝ સલાહ અલાઈએ એને સહીહ કહ્યું અને એને મુહક્કિકોનો મઝહબ બતાવ્યો.

બીજુ કથન એ કે કુરૈશ ફિહર બિન માલિકનો લકબ છે. ઈમામ ઝહરીએ ફર્માવ્યું, એ જ સર્વ નસબના ઉલમા કહે છે. અલ્લામા ઝુર્કાનીએ ફર્માવ્યું, એને પણ મોટા ભાગનાનો કૌલ કહેવામાં આવ્યો છે. દમયાતી હાફિઝ ઈરાકી અલ્લામા અહમદ ખતીબ કસ્તલાનીએ એને સહીહ કહ્યું. ઈરાકીની સીરત નઝમમાં છે :–

اما قريش فالا صح فِهر۔ جما عها والاكثرون النّضر

પરંતુ એક બુઝુર્ગે એ બંને કથનોમાં એવું વર્ગીકરણ કર્યું કે નઝરના જો કે ત્રણ પુત્રો હતા : માલિક, સલત, મખલદ. પણ નસલ (વંશવેલો) કેવળ માલિકથી ચાલી. એ જ પ્રમાણે માલિકની નસલ કેવળ ફિહરથી બાકી રહી. તો જે પણ નઝર ઈબ્ને કિનાનાની નસલ (વંશજ) છે તે ફિહરની પણ નસલ છે કુરૈશ ચાહે નઝરનો લક્બ હોય કે ફિહરનો, મતલબ એક જ થયો કે સર્વે કુરૈશના નસબ ફિહરના વાસ્તાથી નઝર ઈબ્ને કિનાના સુધી પહોંચ્યો છે. અન્ય પણ અમુક કથનો છે પણ નોંધપાત્ર નથી.

**કુસયમનો લક્બ કુરૈશ નથી** : ત્રીજો બાતિલ કૌલ એ છે કે કુસય ઈબ્ને કલાબનો લક્બ કુરૈશ છે, પણ આ એ લાયક નથી કે એના પર કાન ધરવામાં આવે. આ રાફઝીઓએ એટલા માટે ઘડયો છે કે હઝરત સિદ્દીકે અકબર તથા ફારૂકે આ'ઝમ કુરૈશી હોવાથી નીકળી જાય જેથી એમની ખિલાફત અહલે સુન્નતની સાબિતીઓના પ્રમાણે પણ સહીહ ન રહે. એટલા માટે કે એઓ કુસયની ઔલાદ નથી. હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہનું નસબનામું આ પ્રમાણે છે :–

فَمَنْ يَخْتَتِنُ مِنْ هٰذِهِ الْاُمَّةِ؟ قَالُوْا لَيْسَ يَخْتَتِنُ اِلَّا الْيَهُوْدُ فَلَا يُهِمَّنَّكَ شَأْنُهُمْ

*આ જમાનામાં કયા લોકો ખત્ના કરાવે છે ? લોકોએ જવાબ આપ્યો, કેવળ યહૂદી ખત્ના કરાવે છે. તમે તેમની*

وَاكْتُبْ اِلٰى مَدَائِنِ مُلْكِكَ فَلْيَقْتُلُوْا مَنْ فِيْهِمْ مِنَ الْيَهُوْدِ فَبَيْنَاهُمْ عَلٰى اَمْرِهِمْ

*ફિકર ન કરો. તમારા દેશની હદમાંના શહેરોમાં ફર્માન મોકલી આપો કે અહીં જેટલા યહૂદી હોય તેને કત્લ કરી*

اُتِیَ هِرَقْلُ بِرَجُلٍ اَرْسَلَ بِهٖ مَلِكُ غَسَّانَ يُخْبِرُ عَنْ خَبَرِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*દેવામાં આવે. એ અરસામાં એક માણસને હિરક્લની પાસે લાવવામાં આવ્યો જેને ગસ્સાનના બાદશાહે મોકલ્યો*

*હતો કે રસૂલુલ્લાહ ﷺની ખબર હિરક્લને પહોંચાડી દો★.*

**શજરાએ (વંશાવાળી) સિદ્દીક઼ી :** અબૂબક્ર ઈબ્ને અબી કહાફા ઉષ્માન ઈબ્ને આમિન ઈબ્ને અમ્ર ઈબ્ને કઅબ ઈબ્ને સઅદ ઈબ્ને તીમ ઈબ્ને મુર્રહ કઅબ ઈબ્ને લુવી સાતમી પેઢીએ મુર્રા ઈબ્ને કઅબ ઈબ્ને લુવી પર જઈને હુઝૂર અકદસ ﷺથી જઈને મળી જાય છે. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہનું નસબનામું આ મુજબ છે :

**શજરાએ ફારૂક઼ી :** ઉમર ઈબ્ને ખત્તાબ ઈબ્ને નુફૈલ ઈબ્ને અબ્દુલ ઉઝ્ઝા ઈબ્ને રિબાહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને કર્ત ઈબ્ને રઝાહ ઈબ્ને અદી ઈબ્ને કઅબ ઈબ્ને લુવી. તેમનો નસબ નવમી પેઢીએ કઅબ ઈબ્ને લુવી પર નબીના વંશજને જઈને મળી જાય છે.

જ્યારે કુસય ઈબ્ને માલિકની નસલથી આ હઝરાત નથી, તો જો એ માની લેવામાં આવે કે કુરૈશ કુસયનો લકબ છે તો આ બંને હઝરાત કુરૈશ ગણાશે નહીં, અને ખલીફા માટે કુરૈશી હોવું અહલે સુન્નતની એકમતિએ શર્ત છે. જેથી અહલે સુન્નતની સિદ્ધ થયેલ શર્ત પર પણ આ હઝરાત ખલીફા ન થાય !

**અબૂ સુફ્યાનની સાથે કેટલા માણસો હતા ? :** رَكْبٌ રાજેહ એ છે કે رَكْبٌની ઈસ્મે જમઅ છે. જેમ કે رَجُلٌની ઈસ્મે જમઅ قومٌ છે. દસ અને દસથી અધિક સવારોને رَكْبٌ (રકબુન) કહે છે જેઓ સફરમાં હોય. એ કાફલામાં ૩૦ માણસો હતા. એ લોકો શામના મશ્હૂર શહેર ગઝ્ઝાથી મલાએ ગયા હતા. તેમનામાં હઝરત મુગીરા ઈબ્ને શઅબહ પણ હતા.

**૫. સુલહે હુદૈબિયહ :** એનાથી મુરાદ સુલહે હુદૈબિયહનો જમાનો છે. આ સુલહ હિ.સ. ૬માં થઈ હતી. હુઝૂરે અકરમ ﷺ એ સન ૬ ના અંતમાં પત્ર મુબારક મોકલ્યો હતો અને મુહર્રમના પ્રારંભમાં હિ.સ. ૭માં હિરક્લને મળ્યો હતો.

**(بايلياء) બઈલિયાઅ :** એમાં છ શબ્દો છે : ઈલિયાઅ (اِيلِيَاء) બર વઝને કિબ્રિયા. ઈલિયા (اِيلِيَّا) હમ્ઝા વિના. ઈલ્યાઅ–ઈલ્યા (اِيلَاء۔اِيلِيَاء) અતાના વઝન પર. (اللِيلِيَّا۔الايلِيَا) મઅરૂફ બ લામ. આ ઈબ્રાની શબ્દ છે બૈતુલ્લાહના અર્થમાં. અને બૈતુલ મુક઼દસનો ઈલ્મ છે.

**દા'વતે ઈસ્લામના પત્રો :** સુલહે હુદૈબિયા પછી જ્યારે મક્કાવાસીઓ તરફથી ઈત્મિનાન થયું તો હુઝૂરે અક઼દસ ﷺએ આસપાસના બાદશાહો, રઈસોના નામે ઈસ્લામ લાવવાની દા'વત પત્રના રૂપે મોકલી. ઈરાનના શાહ ખુસરૂ પરવેઝના નામે, રોમના શાહ હિરક્લના નામે, નજ્જાશીના શાહ હબ્શાના નામે, ઈસ્કંદયિાના શાહ મક઼ૂક઼સ ઈસ્કંદરિયાના નામે વગેરે વગેરે. હિરક્લની પાસે પત્ર મુબારક લઈને હઝરત દિહિયા કલ્બી رضی اللہ عنہ તશરીફ લઈ ગયા હતા. એ મુબારક પત્ર લઈને પ્રથમ બસરાના હાકિમ હારિષ ઈબ્ને અબી શિમરગ઼ાસીની પાસે

عَلَيْهِ وَسَلَّمَ فَلَمَّا اِسْتَخْبَرَهُ هِرَقْلُ قَالَ اِذْهَبُوْا فَانْظُرُوْا أَمُخْتَتِنٌ هُوَ أَمْ لَا

*હિરક્લએ તે શખ્સથી હાલ માલૂમ કર્યો પછી હુકમ આપ્યો કે લઈ જાવ જુઓ ખત્ના થયેલો છે કે નથી ? લોકોએ*

فَنَظَرُوْا اِلَيْهِ فَحَدَّثُوْهُ اَنَّهُ مُخْتَتِنٌ وَّسَأَلَهُ عَنِ الْعَرَبِ فَقَالَ هُمْ يَخْتَتِنُوْنَ

*એને જોયો અને હિરક્લને બતાવ્યું કે એ ખત્ના થયેલો છે. હિરક્લે તેને અરબના બારામાં પૂછયું. (શું અરબવાળા ખત્ના*

فَقَالَ هِرَقْلُ هٰذَا مُلْكُ هٰذِهِ الْاُمَّةِ قَدْ ظَهَرَ ثُمَّ كَتَبَ هِرَقْلُ اِلٰى صَاحِبٍ لَّهُ بِرُوْمِيَّةَ

*કરાવે છે ?) તેણે જણાવ્યું, અરબવાળા ખત્ના કરાવે છે. એ જે આ જમાનાના બાદશાહ છે જે ગાલિબ આવી ગયો.*

*પછી હિરક્લએ રૂમૈયાના٘ પોતાના એક દોસ્તની*

ગયા. તેણે અદી ઈબ્ને હાતિમની સાથે કરી આપ્યા. હઝરત દિહિયા رضی اللہ عنہ અદી ઈબ્ને હાતિમની સાથે હિરક્લની પાસે બૈતુલ મુક઼દસ પહોંચ્યા અને વાલાનામા (મુબારક પત્ર) આપ્યો.

હિરક્લ તે વખતે બૈતુલ મુકદસમાં આવ્યો હતો. એનો સબબ એ હતો કે ઈરાન તથા રોમમાં વરસો વરસથી ખૂબ જ ખૂનરેઝ વિનાશકારી જંગ ચાલુ હતી. બરાબર તે દિવસે જે દિવસે બદરમાં હુઝૂરે અક઼દસ ﷺને બદરમાં કુરૈશ પર ફતહે અઝીમ થઈ ત્યારે હિરક્લને ઈરાનીઓ પર સંપૂર્ણ જીત મળી. હિરક્લ તેની ખુશીમાં શુક્રિયા અદા કરવાના માટે હમસથી પગે ચાલીને બૈતુલ મુક઼દસ આવ્યો હતો, એ શાનથી કે માર્ગભરમાં ફર્શ (કાર્પેટ) અને ફર્શ પર ફૂલો બિછાવ્યાં હતાં.

**અખ્લુસુ ઈલૈહિ** : એ ખુલૂસ કે ખલાસથી નીકળેલ છે. એ વિવિધ અર્થોમાં વપરાય છે. નજાત પામવી, અલગ થલગ થવું, ખાલિસ થવું. અને જ્યારે એનો સિલો જ્યારે "ઈલા" અથવા "બા" આવે છે તો તેનો અર્થ પહોંચવું થાય છે.

**تَجَشَّمْتُ (તજશ્શમ્તુ)** : تَجَشُّم નો અર્થ રેતીના મોટા મોટા ટેકરા પર ચઢવું, ચૂંટી કાઢવું, નિશ્ચય કરવો અને મુશ્કેલી ઉઠાવીને કોઈ કામ કરવું. અહીં એ જ અર્થ છે અને મુરાદ હિજરત છે. એટલે કે જો મને એ યક઼ીન હોત કે હું તેમના સુધી પહોંચી જઉં તો હિજરત કરીને તેમની ખિદમતમાં હાજર થાત.

**૬. દિહિયા કલ્બી** : દિહિયા બિન ખલીફા પૂરાણા ઈસ્લામના મહાન સહાબામાં અતિશય હસીનો જમીલ (ખૂબસૂરત) હતા. જ્યારે શામમાં (સીરીયામાં) પત્ર મુબારક લઈને ગયા તો તેમને જોવા માટે સ્ત્રીઓ નીકળી પડી. બદર સિવાય તમામ ગઝવાતમાં શરીક રહ્યા. હઝરત જિબ્રઈલ મોટા ભાગે તેમની જ શકલમાં હાજર થતા. જંગે યરમૂકમાં પણ શિર્કત કરી હતી. છેવટે દમિશ્કની નજીક "મુર્રા" નામના એક ગામમાં આવીને વસ્યા હતા. હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہના ખિલાફત સુધી જીવંત રહ્યા. અબૂ દાઊદ છોડીને સિહાહ સિત્તાહમાં તેમનાથી કોઈ હદીષ રિવાયત પામી નથી. સહાબામાં દિહિયા નામના કેવળ એ જ એકલા હતા.

**૭. અઝીમ બુસ્રા** : હુઝૂરે અકદસ ﷺએ પોતાનો પત્ર મુબારક (વાલાનામા) બુસ્રાના હાકિમ હારિષ બિન શિમર ગ઼સ્સાનીના થકી હિરક્લની પાસે મોકલ્યો હતો. હઝરત દિહિયા رضی اللہ عنہ પત્ર મુબારક પ્રથમ હારિષની પાસે લઈ ગયા. હારિષે અદી ઈબ્ને હાતિમની સાથે તેમને બયતુલ મુક઼દસ મોકલ્યા જ્યાં હિરક્લ ઈરાનીઓ પર સંપૂર્ણ જીતની ખુશી મનાવવા માટે ગયો હતો. હારિષ ઈબ્ને શિમર ગ઼સ્સાની અરબી વંશવાળો હતો, દુનિયાની લાલચમાં નસ્રાની થઈ ગયો હતો અને હિરક્લનો મેહસૂલ ઉઘરાવનાર બુસ્રાનો હાકિમ હતો.

**અદી ઈબ્ને હાતિમ** : અદી ઈબ્ને હાતિમ પણ એ સમયે નસ્રાની હતા. ફતહે મક્કા પછી ઈમાનથી મુશર્રફ

وَكَانَ نَظِيْرَهُ فِي الْعِلْمِ وَصَارَ هِرَقْلُ إِلَى حِمْصَ فَلَمْ يَرِمْ حِمْصَ حَتَّى أَتَاهُ كِتَابٌ

પાસે લખ્યું અને એ હિરક્લના ઈલ્મમાં બરાબરીયો હતો અને હિરક્લ હમ્સ જે (કેપિટલ હતું) ચાલ્યો આવ્યો

مِّنْ صَاحِبِهِ يُوَافِقُ رَأْيَ هِرَقْلَ عَلَى خُرُوْجِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَ

અને ત્યાં રહ્યો એટલે સુધી કે તેના મિત્રનો જવાબ આવ્યો. તે પણ હિરક્લ સાથે એ વાત પર સહમત હતો કે નબી

أَنَّهُ نَبِيٌّ فَأَذِنَ هِرَقْلُ لِعُظَمَاءِ الرُّوْمِ فِي دَسْكَرَةٍ لَهُ بِحِمْصَ ثُمَّ أَمَرَ بِأَبْوَابِهَا

ﷺનો ઝહૂર થઈ ચૂક્યો છે અને એ કે તે નિઃશંક ! નબી છે. પછી હિરક્લએ રોમના સરદારોને હમ્સના

فَغُلِّقَتْ ثُمَّ اطَّلَعَ فَقَالَ يَا مَعْشَرَ الرُّوْمِ هَلْ لَكُمْ فِي الْفَلَاحِ وَالرُّشْدِ وَأَنْ يَّثْبُتَ

મહેલમાં ભેગા થવાની ઈજાઝત આપી. જ્યારે સૌ એકત્ર થઈ ગયા તો મહેલના દરવાજાઓને બંધ કરાવી દીધા.

مُلْكُكُمْ فَتُبَايِعُوْا هٰذَا النَّبِيَّ فَحَاصُوْا حَيْصَةَ حُمُرِ الْوَحْشِ إِلَى الْأَبْوَابِ فَوَجَدُوْهَا

પછી તેમની સમક્ષ આવીને બોલ્યો, હે રૂમીઓ ! શું તમને કામયાબી તથા હિદાયતની ખ્વાહિશ છે ? અને શું તમે

قَدْ غُلِّقَتْ فَلَمَّا رَأَى هِرَقْلُ نَفْرَتَهُمْ وَأَيِسَ مِنَ الْإِيْمَانِ قَالَ رُدُّوْهُمْ

એવું ચાહો છો કે તમારો દેશ સલામત રહે ? (જો છે) તો તે નબીથી બયઅત કરો ! એના પર તેઓ સૌ જંગલી

عَلَيَّ وَقَالَ إِنِّي قُلْتُ مَقَالَتِي آنِفًا أَخْتَبِرُ بِهَا شِدَّتَكُمْ عَلَى دِيْنِكُمْ فَقَدْ رَأَيْتُ

ગધેડાઓની જેમ ભડકીને દરવાજાઓ તરફ ભાગ્યા પણ દરવાજાઓ બંધ જોયા. જ્યારે હિરક્લએ તેમની નફરત

فَسَجَدُوْا لَهُ وَرَضُوْا عَنْهُ فَكَانَ ذٰلِكَ آخِرَ شَأْنِ هِرَقْلَ

જોઈ અને તેમના ઈમાન સ્વીકારવાથી નિરાશ થઈ ગયો તો કહ્યું, તે લોકોને મારી પાસે પાછા લાવો. (જ્યારે સૌ પાછા આવી ગયા તો) હિરક્લએ કહ્યું, મેં હમણા જે વાત કહી હતી તે એટલા માટે કહી હતી કે દીન પર તમારી મજબૂતીને અજમાવી રહ્યો હતો, તે મેં જોઈ લીધી. ત્યારબાદ સૌએ તેને સિજદો કર્યો અને તેનાથી રાજી થઈ ગયા. હિરક્લનો અંતિમ સમય સુધી એ જ હાલ રહ્યો★. (એટલે કે નસ્રાની મર્યો.)

થયા અને મજબૂત એ'તેકાદવાળા મુખ્લિસ સહાબી થયા. સિદ્દીકી દૌરના શરૂમાં જ્યારે અરબના કબીલાઓમાં ઝકાતના ઈન્કારથી મુર્તદપણુ ફેલાયું તો પોતાના કબીલા તય સાથે ઈમાન પર અડગ રહ્યા. તે જમાનામાં પણ ઝકાત લઈને બારગાહે સિદ્દીકીમાં હાજર થયા. અન્યોને મુર્તદ થવાથી બચવાની શીખામણ આપતા રહેતા. બુસ્રા મદીના તથા દમિશ્કની વચ્ચે શામનું સરહદી શહેર છે જેને હુરાન પણ કહે છે.

**فَقَرَأَهٗ ફક્રઅતૂ** :– જ્યારે મીર મુન્શીએ પત્ર મુબારક વાંચવાનું શરૂ કર્યું અને આ પઢયું : مِنْ مُحَمَّدٍ رَّسُوْلِ اللّٰهِ اِلٰى هِرَقْلَ عَظِيْمِ الرُّوْمِ

તો હિરક્લના ભાઈએ ગુસ્સામાં આવીને પત્ર મુબારક મીર મુન્શીના હાથથી છીનવી લીધો. હિરક્લએ

પૂછયું, આ તેં શુ કર્યુ ? તેના ભાઈએ કહ્યું, તેમણે પોતાના નામથી પત્રની શરૂઆત કરી અને અઝીમુર્રુમ, સાહિબુર્રુમ લખ્યુ મલિકુર્રુમ ન લખ્યું, એના પરથી માલૂમ પડે છે કે એ ખૂબ જ ઘમંડી છે, પોતાને મહાન અને તમને નીચ સમજે છે. હિરક્લએ પોતાના ભાઈને કહ્યું, તું કમઅક્કલ છે ! તું એવું ચાહે છે કે આ પત્રના લખાણથી માહિતગાર થયા વિના એને ફેંકી દેવામાં આવે ? જો તે અલ્લાહના રસૂલ છે તો તેમણે જરૂર પોતાના નામથી શરૂ કરવું જોઈએ અને પોતાના નામને મારા નામથી પહેલાં લખવું જોઈએ. એ તદ્દન સહીહ લખ્યું કે હું સાહિબુર્રુમ છું હું રોમનો માલિક નથી, રોમનો માલિક તો કેવળ અલ્લાહ તઆલા છે.

**બિદિઆયતિલ્ ઈસ્લામ (بِدِعَايَةِ الْاِسْلَامِ)** : એમાં 'બા' (بَاء) 'ઈલા' (اِلَى) માટે છે અને દિઆયત (دِعَايَة) મસ્દર મફઉલ (Infinitive Object)ના અર્થમાં છે. એટલે કે ''મદઉવ્વુન્'' (مَدْعُوّ). અને ઈઝાફતે બયાનિયહ્ (સ્પષ્ટ કરનાર નિસ્બત) છે. મૂળ લખાણ આ પ્રમાણે થશે કે اَدعوكَ اِلَى المدعُو الّذى هو الا سلام. એક રિવાયતમાં છે, ''બિદાઈયતિલ્ ઈસ્લામ (بِدِعَايَةِ الْاِسْلَامِ). હવે આ સિફત છે મહઝૂફ (છુપા) શબ્દની. હવે મૂળ લખાણ આ મુજબ થશે : اَدعوكَ اِلَى المدعُو الّذى هو الا سلام તે કલ્મો ''કલ્માએ તૈયેબહ'' છે.

**અલ્યરીસિય્યિન (اَلْيَرِ يسِيّنَ)** : અહીં ચાર રિવાયતો છે :
છેલ્લી બે રિવાયતોમાં યાએ નિસ્બત સાથે છે. પ્રથમ ''યરીસી''નું બીજું ''અરીસી''નું બહુવચન છે. ઈબ્ને ફારસે કહ્યું કે આ શબ્દ અરબી નથી. જોહરીએ કહ્યું કે શામી છે. એનો એ અર્થ છે કે માલદાર, ટેક્સ વસૂલ કરનાર ખાદિમો તથા સંબંધીઓ, ઘમંડીઓ, ખેડૂત અહીં એ જ અર્થ છે કારણ કે ઈબ્ને ઈસ્હાકે જોહરીની રિવાયત થકી અક્કારીન અને મદાઈનીએ અલ્ફલ્લાહીન (ખેડૂતો) કાઢી છે. બર્કાનીએ પોતાની રિવાયતમાં અક્કારીનની તફસીર હર્રાષીન કરી છે. હર્રાષ તથા ફલ્લાહનો અર્થ ખેડૂત છે. કારણ કે લોકોમાં અધિક્તા ખેડૂતોની હતી. માટે કુલ બોલી જુઝ (આમ લોકો) મુરાદ લેવામાં આવે છે. અને જો આ રિવાયતોમાં ''યરીસીન'' સંબંધીઓના અર્થમાં લેવામાં આવે તો પણ પ્રજાનું મુરાદ હોવું જાહેર છે. اليَرِ يسِيّنَ - الاَيْرِ يسِيّنَ - اليَرِيسِيّن - الاَرِيسِيّن

**અબ્દુલ્લાહ ઈબ્ને અરીસ** : અબ્દુલ્લાહ ઈબ્ને અરીસના અનુયાયી યહૂદી તથા ઈસાઈ છે. એ બની ઈસ્રાઈલમાં ઘણો જ જાલિમ થઈ ગયો પોતાના નબીને શહીદ કર્યા.

**ઈબ્ને અબી કબ્શા** : ઈબ્ને અબી કબ્શા કહેવાથી અબૂ સુફયાનનો મતલબ હુઝૂર છે. અબૂ કબ્શા કોણ હતો ? શોરેહોએ વિવિધ કારણો દર્શાવ્યા છે : એક કે હુઝૂર ﷺ ના બાપદાદાઓમાં કોઈ ગુમનામ શખ્સ અબૂ કબ્શા હતો. અરબવાસીઓની આદત હતી કે જ્યારે કોઈનાથી નારાજ થતો તો તેને તેના કોઈ ગુમનામ દાદા સાથે સંબંધિત કરતા. બીજું કારણ એ બતાવ્યું અરબમાં બની ખઝાઆમાંથી એક શખ્સ હતો જેનું નામ રજઝ બિન આમિર બિન કઅબ હતું. તેને અબૂ કબ્શા કહેતા હતા. તેણે કુરૈશના અકીદાની વિરુધ્ધ મૂર્તિપૂજાનો વિરોધ કર્યો હતો, અને મશ્હૂર સિતારા શોઅરાની પૂજાની દા'વત આપતો હતો. કુરૈશ મૂર્તિપૂજાનો વિરોધ કરવામાં બંનેમાં સામ્યતા હોવાને કારણે હુઝૂર ﷺને ઈબ્ને અબી કબ્શા કહેતા હતા. એ ઉપરાંત અન્ય વિવિધ કારણો છે. અબૂ સુફયાનનો હેતુ કેવળ નીચા દેખાડવું હતું જેથી વાલિદ માજિદ કે દાદા સાહેબાન તરફ સંબંધિત કરીને ઈબ્ને અબ્દુલ્લાહ કે ઈબ્ને અબ્દુલ મુત્તલિબ નથી કહ્યું, જ્યારે હુઝૂર ﷺ સામાન્યતઃ ઈબ્ને અબ્દુલ મુત્તલિબથી મશ્હૂર પણ હતા. અબ્દુલ મુત્તલિબની અઝમતની પૂરા અરબ પર ધાક જામેલી હતી. તેમના પ્રતિ નિસ્બત કરવામાં અઝમતનો ઈઝહાર હતો એટલા માટે ઈબ્ને અબ્દુલ મુત્તલિબને બદલે ઈબ્ને અબી કબ્શા કહ્યું.

**બની અસ્ફર** : થી મુરાદ રૂમી છે. અસ્ફરનો મતલબ ''પીળા રંગવાળા'' છે. રોમીઓને પીળા રંગોવાળા એટલા માટે કહેવામાં આવે છે કે એ અસ્ફર ઈબ્ને રૂમ એ ઈબ્ને ઈસ્હાક ઈબ્ને ઈબ્રાહીમ عليه السلامની ઔલાદ છે. અસ્ફરનું નામ અસ્ફર એટલા માટે પડયું કે તેમના બાપ રૂમ ઈબ્ને અયસે હબ્શાના રાજાની પુત્રી સાથે શાદી કરી હતી એનાથી તે પેદા થયો. તેનો રંગ પીળાશ પડતો હતો એટલા માટે તેને અસ્ફર કહેવા લાગ્યા. ઈબ્ને અંબારીએ

કિતાબુલ્ તીજાનમાં આ કારણ દર્શાવ્યું. અસ્ફરની પરદાદી હઝરત સારાહએ બચપનમાં તેને સોનાના એટલાં ઘરેણાં પહેરાવી દીધાં કે તેની ઝલકથી પીળો દેખાતો હતો એટલા માટે તેને અસ્ફર કહેવા લાગ્યા.

**ઈબ્નુન્નાતૂર** : ત્રણ રીતે નકલ થયેલ છે. નાતૂર કેવળ **તોય** સાથે, નાઝૂર **ઝોય** સાથે. નાતૂર **તોય** સાથે અને છેલ્લે અલિફ સાથે, તેનો અર્થ બાગબાન (માળી) છે. નાતૂર અને નાઝૂરને કોઈએ કહ્યું અરબી છે, કોઈકે અજમી બતાવ્યો, પણ નાતૂર અજમી છે.

ઈમામ ઝહરીની ઈબ્ને નાતૂર સાથે અબ્દુલ મલિક ઈબ્ને મરવાનના જમાનામાં દમિશ્કમાં મુલાકાત થઈ. તેનાથી તેમણે પોતે આ વાતો સાંભળી છે એટલા માટે **وكان ابن الناطور** ઈમામ ઝહરીનો કૌલ છે. ઈમામ ઝહરીથી અગાઉ હદીષે અબૂ સુફયાનમાં જે રાવી છે તે અહીં નથી. એટલે કે અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ઉત્બા ઈબ્ને મસઊદ **عن ابن عباس**થી આ રિવાયત નથી. બલ્કે ઈમામ ઝહરીએ વાસ્તા વિના ઈબ્ને નાતૂરથી આ સાંભળ્યું.

અહીં સાત રીતે રિવાયત છે **اُسْقُفًّا** અલિફને પેશ, સીન સાકિન, કાફને પેશ ફેની સાથે. **اُسْقُفًا** ફેની તશ્દીદના વગર. **سُقِفًّا**સીનથી શરૂ જેને પેશ છે, કાફને ઝેર ફેની સાથે, **سُقُفًّا** સીન તથા કાફને પેશ, ફેને બે ઝબર અલિફ સાથે. અર્થ એ ચારેવનો એક છે. દીની પેશ્વા જે ઈસાઈઓમાં પાદરી હોય છે. **اُسْقِفَ** બાબે અફઆલથી ફેઅલે માઝી મજહૂલ. **سُقِّفَ** બાબે તફઈલથી ફેઅલે માઝી મજહૂલ. **سُقِفَ نَصَرَ**નો ફેઅલે માઝી મજહૂલ. આ ત્રણેવનો અર્થ એ થયો કે, શામના નસરાનીઓનો પાદરી બનાવવામાં આવ્યો.

**ખબીષુન્નફ્સ** : રદીઉન્નફ્સ, ચિંતિત, સુસ્ત કોઈ મુસલમાનને ખબીષુન્નફ્સ કહેવાની હદીષમાં મનાઈ છે. મુસલમાન પોતે પોતાને પણ ન કહે, ગૈરોને કહી શકે છે.

**બતારિકતિહી** : આ **بِطْرِيق**(બિત્રિક)નું બહુવચન છે એનો અર્થ સલાહકાર, સલ્તનતના રુકન (સભ્ય)માંથી છે.

**حزاءً હઝ્ઝાઅન્** : કાહિનના અર્થમાં છે. કાહિન એને કહે છે જે શૈતાનના ઈલ્કાથી ભાવિની ખબરો (હાલતો) બતાવે અથવા ઈલ્મે નુજૂમ થકી અથવા હથેળીની રેખાઓ અને ભાગો અને ચહેરા તલ જોઈને પાછલુ તથા ભાવિની હાલતોની ખબર આપે. આગળ છે :–

**ينظرفى الخجوم** અને સિતારામાં નજર ધરાવતો હતો. જો એને **حزاءً**"હઝ્ઝન્"ની તફસીર ઠરાવીએ તો મતલબ એ થશે કે હિરક્લ કાહિન પણ હતો અને નજૂમી (જ્યોતિષ) પણ હતો. એ તકદીર પર કાહિનના કેવળ બે અર્થો થશે. ઈલ્મે નજૂમ હક્ક છે પણ હવે એના પર અમલ મન્સૂખ થઈ ગયો છે. અને કાહિનપણુ (કહાનત) બાકીના બે અર્થો એતબારથી નિરર્થક બેકાર છે. એના પર ભરોસો જાઈઝ નથી. હદીષમાં છે :–

**مَنْ اَتىٰ كَاهِنًا فَصَدَّقَهٗ بِمَا يَقُوْلُ فَقَدْبَرِئَ مِمَّا اُنْزِلَ عَلٰى مُحَمَّدٍ**"જે કોઈ કાહિન (જિન્નાતથી ખબર આપનાર)ની પાસે ગયો અને તેને સાચુ ઠરાવ્યું તે એનાથી બેઝાર થઈ ગયો જે મુહમ્મદ ﷺ પર ઉતારવામાં આવ્યું." *(ઈબ્ને માજહ)*

**મિલકુલ ખિત્તાને કદઝહર** : "જે બાદશાહના મુલ્કમાં ખત્નાનો દસ્તૂર છે તે ગાલિબ આવી ગયો."

અહીં બે રિવાયતો છે મુલ્કુ અને મલિકુ (**مَلِكُ – مُلْكُ**)બંનેનો અર્થ એક જ છે. સુલહે હુદૈબિયા પછીનો પ્રસંગ છે. સુલહે હુદૈબિયાને કુર્આને ફતહે મુબીન (ઉઘાડી જીત) ફર્માવ્યું. અને જંગના જમાનામાં લોકો ડરના માર્યા મદીના આવતા જતા ન હતા. મુસલમાનો સાથે સંબંધ રાખતા ન હતા. જ્યારે સુલહના કારણે તમામ ખતરાઓ દૂર થઈ ગયા અને અરબવાસીઓ આરામથી મુસલમાનોને મળવા જુલ્વા લાગ્યા. એમના સમક્ષ ઈસ્લામની હક્કાનિયત તથા સદાકત (સચ્ચાઈ) સામે આવવા લાગી અને ઈસ્લામ ફેલાતો ગયો. મજબૂતથી

મજબૂતતર થવા લાગ્યો. ગલ્બાના સબબને ગલ્બાથી તાબીર કરવો સામાન્ય મુહાવરો છે.

**એક અતિવિચિત્ર વાત** : હદીષની શરહ કરનારાઓએ અહીં એક અતિવિચિત્ર વાત લખી છે કે હિરકલએ આ વાત એ રીતે જાણી કે ઉલૂઈન (ઝહલ ત મુશતરી)નો બુર્જ અક્રબમાં કિ્રાન દર ૨૦ વર્ષ પર થાય છે. આ રીતે નબવી યુગમાં ત્રણ કિ્રાન થયા. પ્રથમ કિ્રાનના પ્રારંભમાં વિલાદત (જન્મ) થઈ. બીજા કિ્રાનના અંતમાં નુઝૂલે કુર્આનની ગારે હિરામાં શરૂઆત થઈ. ત્રીજા કિ્રાનના અંત નજીક સુલહે હુદૈબિયા થઈ. તે જ દિવસોમાં હિરકલએ તારાઓને જોઈને કહ્યું હતું. પછી દલીલમાં જણાવ્યું કે બુર્જ અક્રબ માઈ છે ઉલૂઈનનો એમાં કિ્રાન એ એની દલીલ છે કે "મલિકુલ અત્તાન" (ખત્ના કરનારાઓનો બાદશાહ) જાહેર થઈ ગયો.

હું ખગોળશાસ્ત્ર (**Astrology**)થી વાકેફ નથી એટલા માટે કાંઈ અર્ઝ નથી કરી શક્તો. પણ દરેક જોનાર પર સ્પષ્ટ છે કે આ રીતે પુરવાર કરવું બે રીતે સમજમાં નથી આવતું. પ્રથમ એ કે ઉલૂઈનનો બુર્જ અક્રબમાં કિ્રાન મુત્લકન મલકુલ ખત્તાનના ગલ્બાની નિશાની હતી. તો આ ગલ્બો પહેલા કિ્રાન અથવા તેનાથી પહેલા કિ્રાનમાં કેમ નથી થઈ શક્તો. બીજુ : બુર્જે અક્રબની માઈ અને તેમાં ઉલુઈનનો કિ્રાન મલકે ખત્તાનના જાહેર થવાની દલીલ કઈ રીતે થઈ શકે છે એ સમજાતુ નથી. હવે ક્યાં તો એવું કહો કે અમુક પ્રસ્તાવનાઓ મહઝૂફ (છુપી) છે તો એનું વર્ણન થવું જોઈએ. અથવા તો આમ કહો કે પહેલાંની કિતાબોમાં આ નિશાનીનું વર્ણન હતું કે જ્યારે ફલાણી ફલાણી સદીમાં ફલાણા ભાગમાં ઉલુઈનનો કિ્રાન બુર્જે અક્રબમાં હશે તો આ જાહેર થશે. ઉલૂઈનના બુર્જે અક્રબમાં મુત્લક્ન કિ્રાનને દલીલ બતાવવી કોઈ રીતે દુરુસ્ત નથી અને બેહતર તો એ છે કે હદીષની શરહોને આવી વાતોથી ખાલી રાખો તો સારું છે.

**યુખ્બિરુ અન્ખબર** : એ શખ્સના શબ્દો ઈબ્ને ઈસ્હાકે આ રીતે રિવાયત કર્યા કે અમારામાં એક શખ્સ જાહેર થયા છે જે નબુવ્વતનો દાવો કરે છે, કેટલાક લોકો એના તાબે થઈ ગયા છે અને કેટલાક લોકોએ તેમનો વિરોધ કર્યો છે. તેમનામાં ઘણી લડાઈઓ થઈ. હું તેમને એ જ હાલ પર છોડી આવ્યો છું.

**૮. رومیۃ રૂમૈય્યહ** : આ રોમ દેશનું એક ઘણુ મોટુ શહેર છે. તે વીસ માઈલના ઘેરાવામાં આવેલ છે. શહર મધ્યે સગર નામી નહેર વહેતી હતી, તેના પર કેટલાયે પુલ હતા. "બાબ" નસારાનો સૌથી મોટો પેશ્વા અહીં રહેતો હતો. અહીં ૬૦૦ ચોરસ ગજ ક્ષેત્રફળમાં એક દેવળ (ચર્ચ) હતું જેની છતો કલઈની હતી અને ફર્શ સંગે મરમરનું હતું. આ ચર્ચના મુખ્ય ખંડમાં એક સોનાની ખુરશી હતી જેના પર "બાબ" બેસીને દરબાર કર્યા કરતો હતો. જેની પાછળ ચાંદી મઢેલો એક દરવાજો હતો જે ભોંયતળિયે જવાના માર્ગે હતો. એ ભોંયતળિયે હઝરત ઈસા علیہ السلامના હવ્વારી "બતર્સ"ની કૃબ્ર હતી. એ શહેરના બીજા ચર્ચમાં બીજા હવ્વારી "બૂલુસ"ની કૃબર હતી.

રૂમૈય્યામાં હિરકલના જે દોસ્ત હતા જેમને હિરકલે પત્ર લખ્યો હતો તેનું નામ ઝગ્ાતર હતું. મદારિજુન્નબુવ્વતમાં છે કે હિરકલએ પત્ર મુબારક પઢાવ્યા બાદ જયારે શોરબકોર ખત્મ થયો તો હઝરત દિહિયા કલ્બી رضی اللہ عنہને રૂમિયા પોતાના જેવા આલિમ ફાઝિલ પોતાના દોસ્ત ઝગ્ાતર પાસે મોકલ્યા, એ જાણવા કે તેમની રાય શું છે ? ઝગ્ાતરે જયારે પત્ર મુબારક વાંચ્યો અને હઝરત દિહિયાથી મુબારક ખૂબીઓ સાંભળી તો તેણે કહ્યું, તેમની આ ખૂબીઓ અમારી કિતાબોમાં છે અને અમને તેમની નબુવ્વતમાં રજમાત્ર પણ શક નથી. ત્યારબાદ બહાર નીકળીને નસ્રાનીઓને સંબોધીને કહ્યું, હે રૂમીઓ ! અહમદે અરબીની તરફથી દા'વતનામુ આવ્યું છે, એમાં દીનની હિદાયત કરવામાં આવી છે. સૂર્યની જેમ તેમનું નબી હોવું દરેક શંકાથી પર છે. તમે સૌ અલ્લાહ عزوجلની ઉલૂહિયત (એક હોવા) અને તેમની રિસાલતનું સમર્થન કરો ! આ સાંભળતાં જ તે જાલિમો એના પર તૂટી પડયા અને તેને શહીદ કરી નાખ્યો.

હઝરત દિહિયાએ પાછા ફરીને આખો પ્રસંગ હિરકલને વર્ણન કર્યો. આ રિવાયતની બિના પર એ માનવું

પડશે કે હિરક્લએ દિહિયા કે તેમના કોઈ સાથીને કોઈ પત્ર પણ આપ્યો હતો. અને હઝરત દિહિયાને "રૂમિયા" મોકલ્યા બાદ બૈતુલ મુક઼દસથી હમ્સ ચાલ્યો આવ્યો. અને ઝગ઼ાતરે બહાર નીકળતાં પહેલાં હિરક્લના પત્રનો જવાબ પણ લખીને દિહિયા અથવા તેમના કોઈ સાથીને આપ્યો હતો. એ વાતની પણ શક્યતા છે કે રૂમિયાનો આ હિરક્લનો મિત્ર ઝગ઼ાતર સિવાય કોઈ બીજો હોય.

૯. حِمْص **હમ્સ** : તે એ જમાનામાં હિરક્લનું પાટનગર (કેપિટલ) હતું. એ અમાલકમાં એક શખ્સ "હમ્સ ઈબ્ને મહરાન ઈબ્ને હાફ"ના નામ પર છે. ઈમામ ષઅલ્બીએ ફર્માવ્યું : એ શહેરમાં નવસો સહાબાએ કિરામ રોનક અફરોઝ થયા. આ પ્રસંગના ૧૦ વરસ બાદ ફારૂકી દૌરમાં હિ.સ. ૧૬માં હઝરત અબૂ ઓબૈદા બિન જર્રાહ رضی اللہ عنہએ તેને ફતહ કર્યું. આ વબાઓથી પાક શહેર છે. અહીં સાપ વિછી નથી થતા.

**فكان ذالك آخر شان هرقل (ફકાન ઝાલિક આખિર શાનિ હિરક્લ)** : આ હદીષમાં હિરક્લના શબ્દો આ પ્રકારના છે જેનાથી એનો ફૈંસલો ન થઈ શક્યો કે તે કાફિર મર્યો કે મુસલમાન. એની પણ શક્યતા છે કે અંતિમ સમય સુધી શંકાકુશંકામાં રહ્યા હોય. એટલા માટે રાવીએ સ્પષ્ટતા કરી દીધી કે હિરક્લનો આખરી દમ સુધી એ જ હાલ રહ્યો અને તે ઈમાનથી વંચિત રહ્યો છે એ જ સહીહ છે. એના માટે દલીલ એ છે કે આ પ્રસંગ પછી સન હિ.૭માં બે જ વરસની અંદર એક લાખ લશ્કર લઈને 'જંગે મુવતહ'ના પ્રસંગે સહાબાએ કિરામથી જંગ કરવા માટે મઆરિબ સુધી આવ્યો હતો. પછી તેની રસૂલુલ્લાહ ﷺની વિરુધ્ધ જંગી તૈયારીઓની ખબર પર 'ગઝવએ તબૂક' અસ્તિત્વમાં આવ્યો. તે ઉપરાંત હઝરત સિદ્દીકે અકબર તથા ફારૂકે આ'ઝમના દૌરમાં તેણે પૂરી તાકાત તથા શક્તિ વડે મુસલમાનોનો મુકાબલો કર્યો. પછી કઈ રીતે એ માની લેવામાં આવે કે તે મુસલમાન થઈ ગયો હતો !

તદ્ઉપરાંત ગઝવએ તબૂકના પ્રસંગે હુઝૂરે અકદસ ﷺને લખ્યું, "હું મુસલમાન છું." હુઝૂરે અકદસ ﷺએ ફર્માવ્યું, "ખુદાનો દુશ્મન જૂઠો છે ! મુસલમાન નથી ! તે પોતાની નસરાનિયત પર બાકી છે."

ફત્હુલબારીમાં છે કે હિરક્લ જ્યારે શામ (સીરીયા)થી કુસ્તુન્તુનિયા જવા લાગ્યો તો તેણે રૂમીઓની સમક્ષ ત્રણ વાતો રાખી : ક્યાં તો મુસલમાન થઈ જાવ અથવા મુસલમાનોને જિઝિયો આપો અથવા સુલહ કરી લો. તેમને દર્બ સુધી આપી દો. રૂમીઓએ કુબૂલ ન કર્યું. ત્યારબાદ તે શામથી નીકળ્યો, જ્યારે દર્બ પહોંચ્યો તો શામની ભૂમિને વિદાયી સલામ કરતાં કહ્યું, હે સરઝમીને સુરૈયા ! તને સલામ ! પછી ઘોડાને એડી મારી, અને કુસ્તુન્તુનિયા ચાલ્યો ગયો.

આ બધા પરથી જાહેર છે કે તેના ઝમીરનો અવાજ કાંઈ પણ રહ્યો હોય પણ સલ્તનતની લાલચે એને ઈમાનથી વંચિત રાખ્યો.

*[*વિવિધ શબ્દોમાં આ હદીષ આ પ્રકરણોમાં પણ છે : કિતાબુજ્જેહાદ, કિતાબુત્તફસીર (બે સ્થાને), કિતાબુશ્શહાદત, જિઝયા, અદબ (બે સ્થાને છે), ઈમાન, અહકામ, મગાઝી, ખબરે વાહિદ, ઈસ્તીઝાન, દુઆઉન્નબી ﷺ, ઈલલ ઈસ્લામિન્નબુવ્વહ, તદ્ ઉપરાંત ઈમામ મુસ્લિમે મગ઼ાઝીમાં અને તિર્મિઝીએ ઈસ્તીઝાનમાં, અબૂ દાઊદે અદબમાં અને નિસાઈએ તફસીરમાં પણ વર્ણન કર્યું છે.]*

m



# كتاب الايمان



# કિતાબુલ ઈમાન[૧] (ઈમાન વિશે)

بسم الله الرحمٰن الرحيم

**:: બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ ::**

**૧. ઈમાન પાયો છે :** માણસ જે ચીજો શરીઅતની રૂએ બંધાયેલો છે એના બે પ્રકાર છે : ક્યાં તો તે દિલથી બહાર પડશે, ક્યાં તો અન્ય અંગો થકી બહાર પડશે. પ્રથમ ઈમાન છે બીજા અમલો કે કથનો. સર્વ અમલો તથા કથનોનો પાયો ઈમાન છે. જો ઈમાન ન હોય તો સર્વ નેક અમલો તથા નેક કથનો બેકાર છે. ઈર્શાદ છે :–

وَقَدِمْنَا اِلٰى مَاعَمِلُوا مِنْ عَمَلٍ فَجَعَلْنَاهُ هَبَاءً مَّنْثُوراً۔ عَامِلَةٌ نَاصِبَةٌ تَصْلٰى نَاراً حَامِيَةً ''કાફિરોએ જે કાંઈ કર્યું હતું અમે તે સર્વને વિખરાયેલાં રજકણો બનાવી દીધાં. કામ કરે, મુસીબતો વેઠે, ભડકતી આગમાં ભૂંજાય.''

એટલા માટે ઈમામ બુખારીએ કિતાબુલ ઈમાનને સર્વ પર અગ્રતા આપી.

**ઈમાનની વ્યાખ્યા :** ઈમાનનો શાબ્દિક અર્થ ''કોઈ વાતને સાચી માનવી''થી છે. કુર્આને કરીમમાં યૂસુફ عليه السلامના ભાઈઓનું કથન વર્ણન થયેલું છે : وَمَا اَنْتَ بِمُؤْمِنٍ لَّنَا ''તમે અમારું યકીન નહીં કરો.'' શરીઅતની બોલીમાં તમામ જરૂરિયાતે દીનને દિલથી સાચુ માનવા અને જીભ વડે તેમની સચ્ચાઈનો સ્વીકાર કરવાને ઈમાન કહે છે. આ તકલીદ તથા ઈકરાર તહકીકી રીતે હોય કે પછી તકલીદી રીતે. (અયની) જીભ વડે ઈકરાર એ ઈમાનનો રુકન (ભાગ) છે અથવા અહકામનું પાલન શરૂ કરવા માટે શર્ત છે. બંને કૌલ છે. અને ખાદિમની નજીક બંને દુરુસ્ત છે. દિલથી સમર્થન (સાચુ માનવું) કોઈ રીતે છોડી શકાતુ નથી, અલ્બત્ત જીભથી ઈકરાર અમુક સંજોગોમાં માફ છે : જેમ કે હાલતે ઈકરાહમાં (મજબૂરી) અથવા એવી હાલતમાં ઈમાન નસીબ થયું કે જીભ વડે ઈકરારનો સમય ન મળી શક્યો. પણ એના રુકન (જરૂરી હિસ્સો) હોવા પર કોઈ અસર નથી પડતી. જેવી રીતે કિરાઅત, કિયામ, રુકૂઅ, સજદા નમાઝના અરકાન છે પણ તે લાચાર પરથી સાક્તિ થઈ જાય છે. (અલમુસ્તનદુલ મોઅતમદ) મૂળ ઈમાન દિલી સમર્થન (તસ્દીકે કલ્બી) છે. પણ દુનિયામાં મો'મિન હોવાનો હુકમ લગાડવા માટે જીભથી ઈકરાર પણ જરૂરી છે અને પૂરતો પણ છે. જો કોઈ જીભ વડે સર્વ જરૂરિયાતે દીનની તસ્દીક કરે (સમર્થન કરે) તો તેને મુસલમાન જ કહીશું. આંત્રિક હાલ અલ્લાહ عزوجلના સુપ્રત છે. *(ફત્હુલબારી)*

## -:: ઈમાનમાં વધઘટ થતી નથી–અમલો ઈમાનના ભાગ છે કે નહીં ? ::-

ઈમાનના બારામાં પુષ્કળ મતભેદો છે એમાં પાયાના મતભેદો બે છે. અમલો તથા કથનો ઈમાનના હિસ્સા છે કે નહીં ? ઈમાનમાં વધઘટ થાય છે કે નહીં ? ઈમામ માલિક, ઈમામ શાફઈ, ઈમામ અહમદ તથા જમહૂર મુહદ્દિષો અમલો તથા અક્વાલ (કથનો)ને ઈમાનનો ભાગ માને છે. અને ઈમામે આ'ઝમ તથા જમહૂર મુતકલ્લિમીન તથા મુહક્કિકો, મુહદ્દિષો અમલો તથા કથનોને ઈમાનનો ભાગ નથી માનતા. એની શાખ ઈમાનમાં વધઘટનો મસ્અલો પણ છે. પ્રથમ ગૃપની નજીક અમલો તથા કથનોની અધિક્તાથી ઈમાન વધે છે અને કમીથી ઘટે છે. અને બીજા ગૃપની દૃષ્ટિએ ઈમાન ન ઘટે છે ને વધે છે. સહીહ તથા રાજેહ એ જ છે કે અમલો તથા કથનો ઈમાનના ભાગો નથી અને ઈમાન ન વધે છે ન ઘટે છે.

**દલીલો** : તેની તેહકીક એ છે કે એના પર બંન્ને પક્ષોની એકમતિ છે કે ફર્ઝો તથા વાજિબોને ત્યજનાર અથવા ગુનાહોમાં પડનાર કાફિર નથી, મો'મિન છે. હવે જો અમલો તથા કથનોને ઈમાનનો ભાગ ઠરાવવામાં આવે તો લાઝિમ થશે કે કોઈ ગુનાહમાં પડનાર મુસલમાન ન રહે. એટલા માટે કે એક ભાગનું ન હોવું આખી વસ્તુના ન હોવાને લાઝિમ ઠરાવે છે. એટલા માટે માનવું પડશે કે અમલો તથા કથનો ઈમાનના ભાગો નથી. અને જ્યારે અમલો તથા કથનો ઈમાનના ભાગ નથી તો ઈમાન ન વધશે ન ઘટશે.

કુર્આને કરીમની વિવિધ આયતોમાં ઈમાનનો મહલ (જગા) દિલને બતાવવામાં આવેલ છે, ફર્માવ્યું : أُولٰئِكَ كَتَبَ فِىْ قُلُوْبِهِمُ الْاِيْمَانَ "તેમનાં દિલોમાં અલ્લાહ તઆલાએ ઈમાન નક્શ ફર્માવ્યું (કોતરી દીધું)." અને ઈર્શાદ છે : مِنَ الَّذِيْنَ قَالُوْا آمَنَّا بِاَفْوَا هِهِمْ وَلَمْ تُؤمِنْ قُلُوْبُهِمْ "કેટલાક લોકો એવા પણ છે જેઓ કહે છે કે અમે ઈમાન લાવ્યા, પણ તેમનાં દિલે ઈમાન નથી સ્વીકાર્યું." જ્યારે ઈમાનનું સ્થાન દિલ છે અને દિલનું કામ સમર્થન કરવું છે, ન કે અમલ કરવું. તો સાબિત થયું કે ઈમાન તસ્દીક (સમર્થન)નું નામ છે. અમલો તથા કથનો તેના ભાગો નથી.

તેમજ કુર્આન મજીદમાં ઠેક ઠેકાણે ઈમાન પર અમલનો અતફ (આધાર) છે અને અતફમાં અસ્લ એ છે કે મઅતુફ એ મુઅ્તુ ઈલૈહનો (આધાર બનનાર આધાર લેનારાનો) મુગાઈર (ગૈર) હોય. તો સાબિત થયું કે ઈમાન તથા અમલ મુગાઈર (એકબીજાથી અલગ–ગૈર) છે. તેમજ આયતે કરીમા وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ مَنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ "જે પણ મર્દ કે ઔરત નેક કામ કરે અને તે મો'મિન હોય." એમાં ઈમાનને આમાલે સાલિહાની શર્ત ઠરાવેલ છે. કોઈ ચીજની શર્ત એનાથી ખારિજ (અલગ) હોય છે તેનો ભાગ નથી હોતી. જેથી સાબિત થયું કે અમલો ઈમાનનો ભાગ નથી. વધુમાં એ કે આયતે કરીમા وَاِنْ طَائِفَتَانِ مِنَ الْمُؤْمِنِيْنَ اقْتَتَلُوْا માં લડનારા મુસલમાનોને મો'મિન ફર્માવ્યા. જ્યારે લડાઈમાં બંનેમાંથી એક પક્ષ જરૂર ગુનાહે કબીરામાં સપડાયેલ છે. એનાથી સાબિત થયું કે ગુનાહે કબીરામાં સપડાનારો મો'મિન છે, કાફિર નથી. અને જો અમલોને ઈમાનનો ભાગ માનવામાં આવે તો અનિવાર્ય થશે કે કબીરા કરનારો મો'મિન ન હોય કાફિર થઈ જશે.

તદ્ ઉપરાંત મુનાફિકોના બારામાં ફર્માવ્યું કે તે મો'મિન નથી, જો કે તેઓ ઈમાનનો ઈકરાર કરતા હતા. આ એ બિના પર છે કે તેઓ તસ્દીક (સમર્થન) કરતા ન હતા. જેથી સાબિત થયું કે ઈમાન તસ્દીકનું (દિલથી સમર્થન, સાચું જાણવું) નામ છે. એક જગાએ ફર્માવ્યું, اِلامن اكره وقلبه مطمئن بالايمان "પણ તે જેને મજબૂર કરવામાં આવે અને એનું દિલ ઈમાન પર જામેલું હોય. (તે મો'મિન છે) એનાથી સાફ જાહેર થયું કે ઈમાન કેવળ દિલથી તસ્દીક (દિલી સમર્થન)નું નામ છે.

જ્યારે એ વાત કુર્આને કરીમની આ નસો (દલીલો)થી સાબિત થઈ ગઈ કે ઈમાન તસ્દીકે કલ્બીનું નામ છે, અમલો તેના ભાગો નથી અને તસ્દીક (સમર્થન) ન વધે છે ન ઘટે છે, તો સાબિત થયું કે ઈમાન ન ઘટે છે ન વધે છે.

એની તેહકીક એ છે કે 'તસ્દીક઼' કોઈ વાતને એ રીતે સાચી જાણવાને કહે છે કે તેના વિરુધ્ધ રજમાત્ર પણ શંકા (કે ખટકો) દિલમાં બાકી ન રહે. જો અહીં વિરુધ્ધ બાજુનો કોઈ ખટકો હોતો તો તેના હોવા ન હોવા પર તસ્દીક઼માં વધઘટ થાત. એટલે કે એક કક્ષા એ હોત કે જેમાં વિરુધ્ધ બાજુની કોઈ શંકા ન હોય, બીજી કક્ષા તે જેમાં વિરુધ્ધ બાજુની શંકા છે, એ પહેલાથી ઉતરતી કક્ષાની તસ્દીક઼ હોત. પછી જેમાં વિરુધ્ધ બાજુ શંકા અધિક છે એ બીજાથી પણ ઉતરતી કક્ષાની તસ્દીક઼ હોત. પરંતુ કેમ કે તસ્દીક઼ તે યકીની (વિ□સનીય) કૈફિયતનું નામ છે જેમાં વિરુધ્ધ બાજુની રજમાત્ર પણ શંકા ન હોય, એટલા માટે ન એ ઘટી શકે છે ન વધી શકે છે.

આ સર્વ દલીલોના જવાબમાં ઈમામ શાફઈ વગેરેના સમર્થકો કહે છે કે અમે જે અમલોને ઈમાનમાં દાખલ માનીએ છીએ અને ઈમાનમાં વધારા ઘટાડાને માનીએ છીએ એનાથી મુરાદ એ કામિલ ઈમાન છે જે જહન્નમમાં પ્રવેશવાથી બચાવનાર હોય. રહી ગયો નફ્સે ઈમાન જે હમેશાં જહન્નમમાં રહેવાથી બચાવનાર છે. અને અમલો જન્નત વાજિબ કરનાર હોય એના બારામાં અમે પણ એવું કહીએ છીએ કે તે કેવળ તસ્દીક઼ે ક઼લ્બી (દિલી સમર્થન) છે. પણ કેમ કે વિવિધ હદીષો તથા આયતોમાં ઈમાનની અધિક્તાનો સ્પષ્ટપણે ઉલ્લેખ છે અને ઘણી એવી છે જેનાથી ઈમાનની વધઘટ સાબિત થાય છે એટલા માટે અમે નસોના સહીહ હોવાને માટે કહીએ છીએ કે ઈમાન વધઘટ કબૂલ કરે છે. એના જવાબમાં અહનાફ (હનફીઓ) એવું તસ્લીમ કરે છે કે ઈમાન આ વર્ણવેલ અર્થમાં જરૂર વધારો તથા ઘટાડો સ્વીકાર કરે છે એનાથી અમને પણ ઈન્કાર નથી. આ આધારે શાબ્દિક વિવાદ થયો કે હનફીઓ જે કહે છે કે ઈમાનમાં વધઘટ નથી થતી તો તેમની મુરાદ તે ઈમાન છે જે હમેશાં જહન્નમમાં રહેવાથી નજાત આપનાર હોય, અને શાફઈ વગેરે જે કહે છે કે ઈમાન વધે ઘટે છે એનાથી એમની મુરાદ તે ઈમાન છે જે કામિલ છે જે જહન્નમમાં જવાથી મેહફૂઝ રાખનાર છે, તેમ જ હનફીઓ તેમજ તેમના સાથીઓ કહે છે કે અરબી ભાષામાં વધારો તથા ઘટાડો માપની સિફત (ગુણ) છે અને ઈમાન મકૂલએ કૈફ થી છે એટલા માટે તે વધ ઘટ નથી થતું. અલ્બત્ત મજબૂત તથા કમજોર થાય છે. જે આયતો તથા હદીષોથી ઈમાનના વધારા તથા ઘટાડાને માટે દલીલો કરવામાં આવે છે એમાં આ જ મજબૂતી તથા કમજોરી મુરાદ છે. જેને એ રીતે સમજો કે ઈમાન ગઝ, ફૂટ, ઈંચથી ન માપી શકાય છે ન રતી, તોલા, સેરથી તોલી શકાય છે. જો તે ગઝ, ફૂટ, ઈંચથી માપી શકાત અથવા તોલી શકાત તો જરૂર વધારો ઘટાડો થાત, કે કોઈનું ઈમાન ગઝ જેટલું, કોઈનું ઈંચ જેટલું હોત અથવા કોઈનું તોલાભાર તો કોઈનું રતીભાર, કોઈનું છટાંક.... વગેરે. પણ કેમ કે ન એને માપી શકાય છે ન એને તોલી શકાય છે, એટલા માટે વધારા કે ઘટાડા સાથે સંબંધિત થશે નહીં. અલ્બત્ત મજબૂત, અતિ મજબૂત, કમજોર, અતિ કમજોર. દા.ત. હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ علیہ السلامએ અર્ઝ કરી, بلیٰ ولٰکن لِیَطْمَئِنَّ قَلْبِی "ઈમાન તો છે પણ ચાહું છું કે ઈત્મિનાન થઈ જાય." ઈત્મિનાન એ તસ્દીક઼થી વધીને કોઈ ચીજ નથી, તસ્દીક઼નો જ શ્રેષ્ઠ પ્રકાર છે. કહેવત મશ્હૂર છે : "સાંભળેલુ જોયેલાના જેમ કઈ રીતે થઈ શકે ?!" આપણને હરમૈન તૈયેબેનના વજૂદનું પૂરેપૂરું યક઼ીન છે, પણ જોવામાં જે વાત હશે તે અત્યારે નથી આ કેવળ કૈફિયતનો વધારો છે માપનો (માત્રાનો) નથી.

**હું કહું છું :** પણ ઉર્દૂ ભાષા અરબીના જેમ એટલી વિશાળ નથી કે માત્ર (માપ)ના માટે અલગ શબ્દ હોય અને કૈફિયતના માટે અલગ. ઘટવું વધવું કમ થવું અધિક થવું. ઉર્દૂમાં માપની પણ સિફત છે અને કૈફિયતની પણ. એટલા માટે જો ઉર્દૂમાં કોઈ એવું કહે કે ઘટે તથા વધે છે અથવા વધ ઘટ થાય છે તો કોઈ વાંધો ન હોવો જોઈએ.

તદ્ઉપરાંત હનફીઓ એવું પણ કહે છે કે એક ઈમાન ઈજમાલી (સંક્ષિપ્ત) છે. દા.ત. સંક્ષિપ્તપણે એ યક઼ીન કરવું કે ઈસ્લામ ધર્મ હક્ક઼ છે. બીજુ તફસીલી (વિગતવાર) એટલે તમામ જરૂરિયાતે દીનને વિગતવાર હક્ક઼ માનવું દા.ત. અલ્લાહ એક છે, વહદહૂ લાશરીક છે, હય્યુ ક઼ૈયૂમ છે અને ખાલિક તથા રઝ્ઝાક઼ છે વગેરે વગેરે. એ ઉઘાડી વાત છે કે ઈજમાલી (સંક્ષિપ્ત) ઈમાનમાં વધવા ઘટવાનો સવાલ જ નથી અને વિગતે ઈમાન (તફસીલી)માં જરૂર વધવું ઘટવું છે એનાથી ઈન્કાર જાહેર વસ્તુનો ઈન્કાર છે.

**હું કહું છું :** આ બારીક નજરે જોતાં ઈમાનની વધ ઘટ નથી બલ્કે ઈમાનને લગતી ચીજોની વધ ઘટ છે, એટલે કે એ વાતોની વધઘટ જેના પર ઈમાન લાવવામાં આવ્યું એટલે મુઅ્મન બિહીની. અને આ જ મુરાદ આયતો તથા હદીષોથી છે જેના થકી સ્પષ્ટપણે અથવા કાંઈક રીતે ઈમાનમાં વધારો ઘટાડો સમજવામાં આવે છે. દા.ત. આયતે કરીમા وَاِذَا تُلِيَتْ عَلَيْهِمْ اٰيٰتُنَا زَادَتْهُمْ اِيْمَانًا "જ્યારે એમના પર અમારી આયતોની તિલાવત કરવામાં આવે છે તો એમનું ઈમાન વધે છે." જાહેર છે કે આયતો ખૂદ ઈમાન નથી પણ મુઅ્મન બિહા એટલે કે ઈમાનથી સંબંધિત છે, એના પર ઈમાન લાવવામાં આવ્યું છે એટલા માટે અહીં વધારાથી મુરાદ મુઅ્મન બિહીનો વધારો છે.

**જરૂરિયાતે દીન :** ઈમાનની વ્યાખ્યામાં જે જરૂરિયાતે દીનનો શબ્દ આવ્યો છે એનાથી મુરાદ તે દીની વાતો છે જેનું દીનથી હોવું એવી કતઈ યકીની દલીલથી સાબિત હોય જેમાં રજમાત્ર પણ શંકા ન હોય અને તેનું દીની વાત હોવું દરેક આમ તથા ખાસને માલૂમ હોય. ખાસથી મુરાદ આલિમો છે અને આમથી મુરાદ તે લોકો છે જેઓ આલિમ નથી પણ આલિમોની સોહબતમાં રહેતા હોય. એટલા માટે તે દીની વાતો જેનું દીની વાત હોવું સૌને માલૂમ છે પણ તેની કતઈ સાબિતી નથી તો તે જરૂરિયાતે દીનથી નથી. દા.ત. કબ્રનો અઝાબ, અમલોનું વજન એ જ પ્રમાણે તે વાતો જેની સાબિતી કતઈ છે પણ તેનું દીનથી હોવું અવામ તથા ખવાસ સૌને માલૂમ નથી તો તે પણ જરૂરિયાતે દીનથી નથી જેમ કે સગા પુત્રો સાથે જો પૌત્રી હોય તો પૌત્રીને છઠ્ઠો હિસ્સો મળશે.

જે દીની વાતોની સાબિતી કતઈ હોય અને તે જરૂરિયાતે દીનથી ન હોય તેનો મુન્કિર (નકાનાર) જો તેની સાબિતીના કતઈ હોવાને જાણતો હોય તો કાફિર છે, અને જો ન જાણતો હોય તો તેને બતાવવામાં આવે, બતાવવાથી જો હક્ક માને તો મુસલમાન અને બતાવ્યા પછી પણ જો ઈન્કાર કરે તો કાફિર. *(શામી, ભાગ-૩, પેજ-૩૦૯)*

એ વાતો જેનું દીનથી હોવું સૌને ખબર છે પણ તેની કતઈ સાબિતી નથી તેનો મુન્કિર કાફિર નથી, જો એ વાતે જરૂરિયાતે મઝહબે અહલે સુન્નતથી હોય તો ગુમરાહ અને જો એમાંથી પણ ન હોય તો ખતાકાર.

**જરૂરિયાતે મઝહબે અહલે સુન્નત :** મઝહબે અહલે સુન્નતની જરૂરિયાતનો મતલબ એ થાય છે કે એનો મઝહબે અહલે સુન્નતથી હોવું સૌ આમ તથા ખાસ અહલે સુન્નતને ખબર હોય, જેમ કે એ જ અઝાબે કબ્ર, અમલોનું વજન.

**તઅલીકાત :** ઈમામ બુખારી رحمۃ اللہ علیہ ક્યાંક ક્યાંક સનદ વિના કેટલાક હદીષો તથા સહાબા તથા અસ્લાફ (પૂર્વજ બુઝુર્ગો)નાં કથનો નકલ કરે છે. જેમ કે કહે છે : "ઈબ્ને ઉમરે કહ્યું, ઈબ્ને ઈસ્હાકે કહ્યું, રસૂલુલ્લાહ ﷺ થી મરવી છે." આ પ્રકારની હદીષોને તઅલીકાત કહે છે. એની સનદો વર્ણવેલ નથી જેથી કોઈને શંકાની શક્યતા હતી કે આ સહીહ કે વિ□સનીય છે કે નહીં ? એટલા માટે બુખારી શરીફના શરહ લખનારાઓએ એના પર ખાસ કરીને ચેતવણી કરી કે ઈમામ બુખારીએ એ કાળજી રાખી છે કે પોતાની કિતાબમાં કેવળ સહીહ તથા મુસ્તનદ જ હદીષો લખશે. એટલા માટે તઅ્લીકાતનું આ કિતાબમાં લખાયાનો મતલબ એ છે કે એ સૌ ઈમામ બુખારીની નજીક સહીહ તથા મુસ્તનદ છે. અમુક હઝરાતે એવું વર્ગીકરણ કર્યું છે કે ઈમામ બુખારીનું કોઈ તઅલીકને સેગાએ જઝ્મ (એટલે યકીન)ની સાથે વર્ણન કરવું એમના તરફથી એને સહીહ હોવાનો હુકમ કરવું છે અને સેગાએ તમરીઝથી વર્ણવેલું તેની તસ્હીહનો હુકમ નથી. પરંતુ એને વાહી પણ નથી કહેવામાં આવી શક્તું. એટલા માટે કે જો તે વાહી હોત તો આ કિતાબમાં વર્ણન ન કરત. એની વિગત પ્રસ્તાવનામાં આવી ગઈ.

કુર્તબીએ કહ્યું કે બુખારીની સર્વ તઅલીકાત સહીહ તથા મુસ્તનદ છે. સનદ એટલા માટે નથી વર્ણવી જેથી અસલ કિતાબમાં જે સખ્ત શરતોની પાબંદી કરવામાં આવી છે એમાં અને જે આ શરતો પર નથી બંનેમાં ફરક કરી આપે. એટલે કે જે હદીષોને સનદની સાથે વર્ણવી છે એમાં જે શરતોનો લેહાઝ કર્યો છે તે શરતો પર તઅલીકાત પૂરી નથી ઉતરતી.

## ت (۱) وَالْحُبُّ فِى اللّٰهِ وَالْبُغْضُ فِى اللّٰهِ مِنَ الْاِيْمَانِ لہ ـ ت (۲) وَكَتَبَ عُمَرُ

અલ્લાહના માટે મહોબ્બત અલ્લાહના માટે દુશ્મની ઈમાન છે[1]. (અબૂ દાઊદ, મુસન્નફે ઈબ્ને અબી શયબા) **[તઅલીક઼ : ૧, ૨]**

## بْنُ عَبْدِ الْعَزِيْزِ اِلٰى عَدِيِّ بْنِ عَدِيٍّ اَنَّ لِلْاِيْمَانِ فَرَائِضَ وَشَرَائِعَ وَحُدُوْدًا

*હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે અદી[2] ઈબ્ને અદી[3] ને લખ્યું કે ઈમાનના માટે ફર્ઝો તથા અકીદા તથા હદ[4].*

### તઅલીક઼ : ૧, ૨ની સમજૂતી

**૧.** આ શબ્દોની સાથે આ તઅલીક઼ ક્યાંય નથી મળી. હદીષોની કિતાબોમાં વિવિધ શબ્દો સાથે આ અર્થની હદીષો છે. દા.ત. અબૂ દાઊદમાં હઝરત અબૂઝર رضی اللہ عنہથી મરવી છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું :–

**افضل الاعمال الحب فى الله والبغض فى الله** "તમામ અમલોથી અફઝલ અલ્લાહના માટે મહોબ્બત કરવી અને અલ્લાહના માટે અદાવત કરવી."

મુસન્નફે ઈબ્ને અબી શયબામાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہથી છે કે ફર્માવ્યું :

**اوثق عرى الايمان الحب فى الله والبغض فى الله "ઈમાનની સૌથી મજબૂત ગાંઠ અલ્લાહના માટે મહોબ્બત કરવી અને અલ્લાહના માટે અદાવત કરવી છે."**

અબૂ દાઊદમાં હઝરત અબૂ ઉમામા رضی اللہ عنہથી રિવાયત છે કે :–

**من احب لله وابغض لله واعطى لله ومنع لله فقد استكمل الايمان** "જેણે અલ્લાહના માટે મહોબ્બત કરી અલ્લાહના માટે અદાવત કરી અલ્લાહના માટે આપ્યું અલ્લાહના માટે મના કર્યું તેણે ઈમાન કામિલ કરી લીધું."

**અલ્લાહના માટે મહોબ્બત તથા અદાવતનો મતલબ** : અલ્લાહના માટે મહોબ્બતનો મતલબ એ છે કે કોઈની સાથે એટલા માટે મહોબ્બત કરવામાં આવે કે તે દીનદાર છે અને અલ્લાહના માટે અદાવતનો મતલબ એ છે કે કોઈનાથી અદાવત હોય તો એ કારણે હોય કે તે દીનનો દુશ્મન છે અથવા દીનદાર નથી. એ જ પ્રમાણે અલ્લાહના માટે આપવા તથા મના કરવાનો મતલબ પણ એ જ છે કે કોઈને કાંઈક આપે તો અલ્લાહને રાજી કરવાનો હેતુ હોય અને કોઈને કાંઈક આપવાથી ઈન્કાર કરે તો એનાથી પણ અલ્લાહની ખુશ્નૂદીનો હેતુ હોય.

ઈમામ બુખારીનો મક઼સદ એ છે કે મહોબ્બત તથા અદાવત ઘટે વધે છે અને જ્યારે એ ઈમાનથી છે તો સાબિત કે ઈમાન પણ ઘટે વધે છે અમારો જવાબ એ છે કે મહબ્બત તથા અદાવત પણ નફ઼સાની કૈફિયતથી છે તો લાઝિમ આવ્યું કે ઈમાન કૈફિયતના એતબારે ઘટે વધે છે એના અમે મુન્કિર નથી

**૨. ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ** : ઈબ્ને મરવાન ઈબ્ને હકમ ઈબ્ને આસ ઈબ્ને ઉમૈયા ખુલફાએ રાશિદીનમાંથી એક છે જલીલુલ કદ્ર, તાબઈ, પોતાના સમયના ઈમામ, આદિલ, ઝાહિદ, વરઅવાળા છે. તેમનાં વાલિદ ઉમ્મે આસિમ લયલા બિન્તે આસિમ ઈબ્ને ફારૂક઼ છે. હિ.સ. ૬૧માં હુલ્વાન મિસ્રના એક શહેરમાં એ જ વરસે પેદા થયા જે વરસે હઝરત ઈમામ હુસૈન શહીદ થયા એટલે હિ.સ. ૬૧માં અને હિ.સ. ૧૦૧માં ૨૦ કે ૨૫ તારીખે રજબના મહિનામાં જુમેરાતે કે જુમ્આએ લગભગ ૪૦ વરસની વયે વિસાલ થયો. તેમનો લકબ "અશજ્જ" પણ છે જેનો અર્થ છે માથા કે ચહેરાના ઝખ્મવાળો. બચપનમાં ઘોડાએ પેશાની પર મારી દીધું હતું તેની નિશાની રહી ગઈ.

હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ ફર્માવ્યું, મારી નસલમાં એક છોકરો થશે જેના ચહેરા પર ઝખ્મનું નિશાન

હશે, તે ખલીફા હશે, જમીનને અદલથી ભરી દેશે જેમ કે જુલ્મથી ભરેલી હશે.

એ વલીદ ઈબ્ને અબ્દુલ મલિકના જમાનામાં મદીના તયબાહના હિ.સ. ૮૬ થી હિ.સ. ૯૩ સાત વરસ સુધી વાલી રહ્યા. એ જમાનામાં વલીદ ઈબ્ને અબ્દુલ મલિકના હુકમથી મસ્જિદે નબવીને વિસ્તારવામાં આવી. અઝવાજે મુતહ્હરાત (પાક બીવીઓ)ના મકાનોને મસ્જિદમાં સમાવ્યાં ત્યારથી રોઝાએ અકદસ પણ મસ્જિદના અંદર આવી ગયો.

સુલૈમાન ઈબ્ને અબ્દુલ મલિકે તેમને પોતાના વલી અહદ (અનુગામી) બનાવ્યા હતા, ૧૦ સફર હિ.સ. ૯૯ના મૃત્યુ પામ્યો તેના મૃત્યુ બાદ ખલીફા બન્યા. આપે બની ઉમૈયાની શક્તિઓ પર સખ્ત પાબંદી લગાડેલ હતી એટલા માટે તેઓ તેમના દુશ્મન થઈ ગયા હતા. જેથી તેમના એક ગુલામને એક હજાર દીનારની લાલચ આપીને ઝેર અપાવ્યું. તેની અસરથી ૨૦ દિવસ બીમાર રહીને દયરે સમ્આનમાં હલબની નજીક વિસાલ ફર્માવ્યો. ત્યાં જ દફન થયા.

અમુક હઝરાતે જણાવ્યું કે એમની ખિલાફતની મુદ્દત તે જ હતી જે હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہની હતી. હઝરત સિદ્દીકે અકબરની ખિલાફતની મુદ્દત બે વરસ ત્રણ મહિના દસ દિવસ હતી. ૧૩ રબીઉલ અવ્વલના બયઅત થઈ અને ખિલાફતના ત્રીજા વરસે ૨૨ જમાદીઉલ આખરે વિસાલ ફર્માવ્યો. પરંતુ એ સહહી નથી. એટલા માટે કે તેમની ખિલાફતની મુદ્દત બે વરસ પાંચ મહિના દસ કે પંદર દિવસ હતી.

તેમની પાસે હુઝૂરે અકદસ ﷺના અમુક મૂએ મુબારક અને કાતરેલા મુકદ્દસ નાખૂન (નખો) હતા. વસીયત ફર્માવી ગયા હતા કે તેને મારા કફનમાં રાખી દેવામાં આવે. જેથી એવું જ કરવામાં આવ્યું.

હઝરત અનસ رضی اللہ عنہએ તેમની પાછળ તે વખતે નમાઝ પઢી જ્યારે એ મદીનાના હાકિમ હતા. ફર્માવ્યું : મેં કોઈને એમના વિશેષ રસૂલુલ્લાહ ﷺને મળતી જુલતી નમાઝ પઢવાવાળો નથી જોયો. ઈમામ અહમદ ઈબ્ને હંબલ رحمۃ اللہ علیہએ ફર્માવ્યું, એ ઉમ્મતના પ્રથમ મુજદ્દિદ છે. ઈમામ નવવીએ ફર્માવ્યું કે પુષ્કળ ઉલમાએ પણ એ જ પ્રમાણે ફર્માવ્યું છે. એટલા જબરદસ્ત આલિમ હતા કે તે સમયના ઉલમા તેમના શાગિર્દો છે. તેમણે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જાફર અને હઝરત અનસ رضی اللہ عنہمથી હદીષ સાંભળી છે. તેમના દૌરમાં સહાબાએ કિરામના વજૂદથી દુનિયા ખાલી થઈ ચૂકી હતી. જેમ કે હુઝૂરે અકરમ ﷺએ ફર્માવ્યું કે એક સદી ગુજરવા પર આજનો કોઈ જાનદાર જીવતો ન રહેશે.

હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝથી બુખારીમાં કેવળ એક હદીષ મરવી છે. રુવાહમાં એક અન્ય વ્યક્તિ ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ ઈબ્ને અબ્દુલ અઝીઝ ઈબ્ને ઈમરાન છે. જેમની હદીષ નિસાઈએ લીધી છે.

**૩. અદી ઈબ્ને અદી ઈબ્ને ઉમૈર** : આપ તાબઈ છે. એઓ પોતાના બાપ તથા કાકા અરમ ઈબ્ને ઉમૈર رضی اللہ عنہما થી રિવાયત કરે છે. એ બંનેવ સહાબી છે અને તેમનાથી પુષ્કળ તાબઈઓએ રિવાયત કરી. ઈમામ બુખારીએ ફર્માવ્યું, આ અહલે જઝીરાના સરદાર છે. એ હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ તરફથી જઝીરા અને મોસૂલના આમિલ હતા. એ જમાનામાં તેમને આ લખ્યું હતું. સ.હિ. ૧૨૦માં તેમની વફાત થઈ. સહીહૈનમાં એમની કોઈ રિવાયત નથી અને ન તર્મિઝીમાં, જો કે અબૂ દાઊદ, નિસાઈ તથા ઈબ્ને માજહમાં છે.

**૪. ان للایمان فرائض (અન્ન લિલ ઈમાન ફરાઈઝ)** : શુર્રાહે હદીષે (શરહ લખનારાઓએ) પોતાના વિજદાન (ઝમીર)ના પ્રમાણે આ તફસીર કરી છે કે ફરાઈઝથી મુરાદ એનો અર્થ ફિક્હી છે એટલે જે ઈબાદતો ફર્ઝ છે જેમ કે નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ, જેહાદ, ઈલ્મે દીનની પ્રાપ્તિ વગેરે વગેરે. શરાએઅથી મુરાદ એ'તેકાદાત છે. હુદૂદથી મુરાદ શરીઅતની મના કરેલ બાબતો છે અને સુનનથી મુરાદ મુસ્તહબો છે. એનાથી પણ ઈમામ બુખારીનો હેતુ એ જ છે કે અમલો ઈમાનનો ભાગ છે અને એ ઘટે વધે છે. હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝનો મઝહબ એ જ હતો.

وَسُنَنًا. فَمَنِ اسْتَكْمَلَهَا اسْتَكْمَلَ الْإِيمَانَ وَمَنْ لَمْ يَسْتَكْمِلْهَا لَمْ يَسْتَكْمِلِ الْإِيمَانَ

*અને સુનન (સુન્નત) છે જેણે એ સૌને પૂર્ણ કર્યું તેણે ઈમાન કામિલ કરી લીધું અને જેણે એને પૂર્ણ ન કર્યું*

فَإِنْ أَعِشْ فَسَأُبَيِّنُهَا لَكُمْ حَتَّى تَعْمَلُوا بِهَا وَإِنْ أَمُتْ فَمَا أَنَا عَلَى صُحْبَتِكُمْ بِحَرِيصٍ

*એણે પોતાનું ઈમાન કામિલ ન કર્યું. જો હું જીવંત રહ્યો તો તમને એ સૌ બયાન કરીશ જેથી તમે એના પર અમલ કરો, અને જો હું વફાત પામી ગયો તો મને તમારી સાથે રહેવાની આરઝૂ નથી.*

*(અબુલ હુસૈન અબ્દુર્રહ્માન ઈબ્ને ઉમર ઈબ્ને યઝીદ, રિસ્તા કિતાબુલ ઈમાન, ઈબ્ને અબી શયબા)*

ت (٣) وَقَالَ مُعَاذٌ اِجْلِسْ بِنَا نُؤْمِنْ سَاعَةً ـ

*અને હઝરત મઆઝે[1] ફર્માવ્યું, અમારી સાથે બેસો કે જેથી થોડીવાર ઈમાનની વાતો કરીએ[2].* **[તઅલીક઼ : ૩ ]**

ت (٤) وَقَالَ ابْنُ مَسْعُوْدٍ اَلْيَقِيْنُ الْإِيْمَانُ كُلُّهُ ـ

*અને હઝરત ઈબ્ને મસ્ઊદે[3] ફર્માવ્યું, યક઼ીન સંપૂર્ણ ઈમાન છે.* **[તઅલીક઼ : ૪ ]**

જવાબ એ છે કે તેમણે અંતમાં ફર્માવ્યું, જેણે મને સંપૂર્ણપણે અદા કર્યું તેણે ઈમાન કામિલ કરી લીધું. જેથી માલૂમ પડયું કે એ કામિલ ઈમાનના ભાગો છે.

## તઅલીક઼ : ૩, ૪ની સમજૂતી

**૧. મઆઝ ઈબ્ને જબલ** رضی اللہ عنہ : અન્સારી ખઝરજી ફકીહો તથા આબિદ સહાબાઓમાં ખૂબ જ વિશિષ્ટ સ્થાન ધરાવે છે. તેમનું ઉપનામ અબૂ અબ્દુલ્લાહ છે. ઘણા જ હસીનો જમીલ (હેન્ડસમ) બહાદુર તથા સખી હતા. ૧૮ વરસની વયે ઈમાન લાવ્યા. બીજા ઉકબામાં શરીક થયા. સૌ પ્રથમ ઈજતેહાદની ઈજાઝત તેમને જ મળી. જ્યારે તેમને યમનના હાકિમ (ગવર્નર) બનાવીને મોકલી રહ્યા હતા તો તેમને ઈર્શાદ ફર્માવ્યો, હે મઆઝ ! ફેંસલો કેવી રીતે કરશો ? અર્ઝ કરી, કિતાબુલ્લાહથી. ફર્માવ્યું, જો એમાં ન મળે તો ? ફર્માવ્યું, રસૂલુલ્લાહની સુન્નતથી. ફર્માવ્યું, એમાં પણ ન મળે તો ? અર્ઝ કરી, સંપૂર્ણ ચિંતન તથા ખોજ બાદ પોતાની રાય (ક઼યાસ)થી. ફર્માવ્યું, તે અલ્લાહનો શુક્ર છે જેણે અલ્લાહના રસૂલના ક઼ાસિદને ભલાઈની તૌફીક઼ આપી.

તેમનાથી હુઝૂર ﷺ ખૂબ જ મહોબ્બત કરતા હતા. કદી કદી પોતાની સાથે સવારી પણ પર બેસાડી લેતા. તેમના બારામાં ફર્માવ્યું, કુર્આન ચાર માણસો પાસેથી શીખો, ઈબ્ને મસ્ઊદ, સાલિમ મૌલા અબૂ હુઝૈફા, ઉબય ઈબ્ને કઅબ, મઆઝ ઈબ્ને જબલ رضوان اللہ تعالیٰ علیہم اجمعین થી.

એ ઉપરાંત એઓ દેશને લગતુ રાજકરણ તથા લડાઈની ચળવળોમાં પણ બુદ્ધિવાન ગણતા હતા. હઝરત સિદ્દીકે અકબર તથા ફારૂકે આ'ઝમ તેમની પાસેથી તમામ મુશ્કેલીઓમાં મશ્વરો લેતા હતા. એકવાર હઝરત ફારૂકે આ'ઝમે ફર્માવ્યું, જો મઆઝ ન હોત તો ઉમર હલાક થઈ જાત. અમીને ઉમ્મત હઝરત અબૂ ઓબૈદા બિન જર્રાહ رضی اللہ عنہના વિસાલ બાદ શામની પૂરી ફોજોના સિપેહસાલારે આ'ઝમ (મુખ્ય સેનાપતિ) નિયુક્ત થયા. પણ અમવાસના પ્લેગે તેમને પણ ન છોડયા. હઝરત અબૂ ઓબૈદાના થોડાક જ દિવસો બાદ હિ.સ. ૧૭ કે ૧૮માં વિસાલ ફર્માવ્યો. એ વખતે ઉમર મુબારક ૩૪ વરસ હતી. એમનાથી ૧૫૭ હદીસો, મરવી છે. ૨૦

હદીષો બુખારી તથા મુસ્લિમ બંનેમાં છે. ત્રણ કેવળ બુખારીએ અને એક કેવળ મુસ્લિમે રિવાયત કરે છે.

**૨. ઈજલિસ બિના** : હઝરત મઆઝ ઈબ્ને જબલ رضی اللہ عنہ નિઃશંક ! મો'મિન હતા એટલે તેમના આવું કહેવાનો મતલબ એ છે કે, આવો ! થોડીવાર બેસીને ઈમાનની વાતો કરીએ. અથવા એ મતલબ છે કે દલીલો તથા આયતોમાં ચિંતન મનન કરી ઈમાનને ઔર મજબૂત બનાવીએ. અથવા એ મતલબ છે કે ઈમાન દોહરાવીએ (તજદીદે ઈમાન કરીએ) જેમ કે એક હદીષમાં ફર્માવ્યું :–

جَدِّدُوْا اِيْمَانَكُمْ ـ قِيْلَ يَارَسُوْلَ اللّٰهِ كَيْفَ نجدّدُاِيْمَانَنَا قَالَ اَكْثِرُوامِنْ قَوْلِ لَاالٰهَ اللّٰهُ "તમારા ઈમાનને તાજુ કરતા રહો. અર્ઝ કરવામાં આવી, યા રસૂલલ્લાહ ! કઈ રીતે ? ફર્માવ્યું, લાઈલાહ ઈલ્લલ્લાહ પઢીને." *(અહમદ તથા તિબ્રાની)*

પ્રથમ અર્થનું સમર્થન આ સંબંધની બીજી રિવાયતથી થાય છે. જેમ કે ઈબ્ને અબી શયબાએ અસ્વદ બિન હિલાલથી ફર્માવ્યું :–

قَالَ لِیْ مَعَاذا جلس بنانومن ساعة يعنى نذكرالله "મને મઆઝે કહ્યું, આવો ! થોડીવાર બેસીને મો'મિન બની લઈએ એટલે અલ્લાહનો ઝિક્ર કરીએ."

તેમજ એમાં જ અસ્વદ બિન હિલાલથી જ છે કે હઝરત મઆઝે પોતાના સાથીઓમાંથી એકને ફર્માવ્યું, ત્યારબાદ બંનેવે બેસીને બંનેવ અલ્લાહનો ઝિક્ર કરતા અને તેની હમ્દ કરતા.

**૩. ઈબ્ને મસઊદ** : એમનું નામ અબ્દુલ્લાહ છે ઉપનામ અબૂ અબ્દુર્રહમાન છે. એઓ સાબિકીને અવ્વલીનમાંથી છે. પ્રારંભમાં જ હઝરત ઉમરથી પણ પહેલાં ઈમાન લાવ્યા. અમુક લોકોએ કહ્યું, એ છટ્ટા મુસલમાન છે. તેમના વાલિદા ઉમ્મે અબ્દ પણ મુસલમાન થયાં. અમુક હદીષમાં તેમને ઈબ્ને ઉમ્મ અબ્દ કહેવામાં આવ્યા છે. તેમણે હબ્શા પણ હિજરત કરી અને મદીના પણ. તમામ ગઝવાતમાં શરીક રહ્યા. ખાદિમે ખાસ સાહિબુસ્સર હતા. હુઝૂર ﷺ જ્યારે નાલૈન મુબારક ઉતારતા તો એઓ એને પોતાની બાંયમાં રાખી લેતા. એટલા માટે તેમને સાહિબુસ્સિર (રાઝદાર) તથા સાહિબે નઅલૈન તથા સાહિબે સવાક (મિસ્વાક રાખનાર) તથા સાહિબે વસાદા (તકિયો રાખનારા) કહેવામાં આવે છે. તેમના બારામાં હુઝૂર ﷺએ ફર્માવ્યું, મારી ઉમ્મતના માટે ઈબ્ને ઉમ્મે અબ્દ જે પસંદ કરે તે મને પણ પસંદ છે અને જેને એ નાપસંદ કરે એને હું પણ નાપસંદ કરું છું. ઘણા જ દુબળા પાતળા હતા. કદ પણ ઘણુ જ ટૂંકુ હતું. લાંબા માણસ બેઠેલા હોતા અને એ ઉભા હોતા તો બરાબર રહેતા. ગઝવએ બદરમાં અબૂ જહલનું માથુ શરીરેથી તેમણે જ અલગ કર્યું. મુજતહિદીન સહાબીઓની પ્રથમ સફમાં છે. હનફી ફિક્હની અધિકત્તર બુનિયાદ તેમના પર છે. હનફી ફિક્હ જ શું મુત્લક ફિકહ માટે કહેવામાં આવ્યું છે કે એને રોપ્યું અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદે, સીંચાઈ કરી અલ્કમાએ એને કાપ્યું ઈબ્રાહીમ નખઈએ અને તેને સમાર્યું હમ્માદે અને તેને પીસ્યું અબૂ હનીફાએ અને ગુંદયું અબૂ યૂસુફે અને રોટી પકાવી ઈમામ મુહમ્મદે અને આખી દુનિયા તેમની રોટી ખાય છે.

હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ તેમને કૂફાના કાઝી અને બૈતુલ માલના ખજાનચી બનાવ્યા હતા. ઉષ્માની ખિલાફતના પ્રારંભ સુધી એ જ સ્થાને રહ્યા પછી મદીના તયબાહ પરત આવ્યા. ત્યાં જ હિ.સ. ૩૨માં વિસાલ ફર્માવ્યો. વિસાલ વખતે ઉમર ૬૦ વરસથી કાંઈક ઉપર હતી. જન્નતુલ બકીઅમાં દફન થયા. આ એ દરજાના સહાબી છે કે તેમનાથી ચારેવ ખુલફાએ રાશિદીન અને પુષ્કળ સહાબીએ હદીષો રિવાયત કરી, તાબઈન એ ઉપરાંત છે. એબાદલાએ અરબામાં આ પણ છે. એબાદલાએ અરબાથી મુરાદ ચાર તે ઈલ્મ તથા ફઝલમાં વિશિષ્ટ સહાબાએ કિરામ છે જેમનાં નામ અબ્દુલ્લાહ છે. જમહૂરની નજીક તે ચાર હઝરત આ છે : અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર, અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ, અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ. પરંતું

## ت(٥) وَقَالَ اِبْنُ عُمَرَ لَايَبْلُغُ الْعَبْدُ حَقِيْقَةَ التَّقْوٰى حَتّٰى يَدَعَ مَاحَاكَ

*અને હઝરત ઈબ્ને ઉમરે[1] ફર્માવ્યું. ઈન્સાન તક્વાની હકીકત સુધી નથી પહોંચી શક્તો* [તઅલીક઼ : ૫ ]

## فِی الصَّدْرِ

*જ્યાં સુધી એ વાતને ન છોડી દે જે દિલમાં ખટકે.*

ફકીહોની નજીક એબાદલાએ અરબમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસને બદલે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ દાખલ છે. એમાં એ વર્ગીકરણ છે કે પ્રથમ મુહદ્દિષોની ઈસ્તેલાહ છે અને બીજી ફુક઼હાની. એમનાથી ૯૪૮ હદીષો રિવાયત પામેલી છે, ૬૪ બુખારી અને મુસ્લિમે. ૨૧ કેવળ બુખારીએ ૩૫ કેવળ મુસ્લિમે રિવાયત કરી. આ તઅલીક પૂરી આ પ્રમાણે છે.

اَلصَّبْرُ نِصْفُ الْاِيْمَان **(અસ્ સબ્રુ નિસ્ફુલ ઈમાન)** : الصبر نصف الايمان واليقين كله સબ્ર અડધુ ઈમાન છે અને યકીન પૂરું. યકીન તે ઈલ્મને કહે છે. જેમાં કોઈ પ્રકારના અસમંજસ તથા શંકા કુશંકાનો સ્થાન ન હોય. એ જ અમે પણ કહીએ છીએ કે ઈમાન કેવળ યકીન તથા તસ્દીક (સમર્થન)નું નામ છે.

### તઅલીક઼ : ૫ની સમજૂતી

**૧. ઈબ્ને ઉમર** : આ હઝરત ફારૂક઼ે આ'ઝમ رضی اللہ عنہના સાહબઝાદા છે. નામ અબ્દુલ્લાહ છે. ઉમ્મુલ મો'મિનીન હઝરત હફસા رضی اللہ عنہાના સગા ભાઈ છે. તેમનાં માં ઝૈનબ બિન્તે મઝઊન હઝરત ઉષ્માન ઈબ્ને મઝઊનનાં બહેન હતાં એઓ પોતાના પિતાની સાથે બચપનમાં મક્કામાં ઈસ્લામથી પાવન થયા, પોતાના પિતાની સાથે જ હિજરત કરી. કુમળી વયના કારણે ગઝવાએ બદર તથા ગઝવાએ ઓહદમાં શરીક ન થયા. જંગે ઓહદમાં શરીક થવા ચાહતા હતા પણ પાછા મોકલવામાં આવ્યા. ત્યારબાદ એ તમામ ગઝવાતમાં શરીક થયા. એબાદલાએ અરબામાંથી છે. ઘણા જ મહાન આબિદ તથા ઝાહિદ મુહતાત (સાવધાનીવાળા) મુત્તકી હતા. હઝરત જાબિરે ફર્માવ્યું, અમારામાંથી દરેક કાંઈ ન કાંઈ દુનિયા પ્રતિ ઝુક્યો, ઈબ્ને ઉમર તથા ઉમર સિવાય. મૈમૂન ઈબ્ને મહરાને કહ્યું, મેં ઈબ્ને ઉમરથી વધીને પરહેઝગાર કોઈને નથી જોયો.

હમેશાં હક્ક પર અડગ રહ્યા. હક્ક વાત કહેવામાં કોઈની પરવા ન કરતા. એ બુઝુર્ગોમાંથી એક આ પણ છે જેમણે યઝીદની બયઅત ન કરી. હજ્જાજ એકવાર મોડે સુધી ખુત્બો આપતો રહ્યો અને નમાઝનો સમય તંગ થઈ ગયો તો ફર્માવ્યું, હે હજ્જાજ ! સૂર્ય તારો ઈન્તેઝાર નહીં કરે ! અરફાત, મુઝદલ્ફા વગેરેમાં જ્યાં હુઝૂર صلی اللہ علیہ وسلمએ ક઼િયામ ફર્માવ્યો હતો ત્યાં હજ્જાજથી આગળ વધીને ક઼િયામ કરતા એના કારણે હજ્જાજ એમનાથી ચીડાયેલો રહેતો. હજ્જાજે એક શખ્સને તેમને શહીદ કરવા માટે નક્કી કરી દીધો. તે શખ્સે ભાલાની અણી ઝહેરમાં બુઝાવી લીધી. અરફાતથી પાછા ફરતાં માર્ગમાં ભીડ કરીને આ શખ્સ એમને બાઝી પડયો અને એ ઝહેર મિશ્રિત અણી તેમના પગની પીઠમાં ચુભાવી દીધી. એના સદમાથી થોડા દિવસ બીમાર રહીને અલ્લાહને પ્યારા થઈ ગયા. એનાથી અંદાઝો થાય છે કે ઝીલ હજ્જમાં વિસાલ થયો.

વહીના ઉતરાણથી એક વરસ પહેલાં પેદા થયા અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہماની શહાદતના છ મહીના બાદ હિ.સ. ૭૩માં વિસાલ થયો. ૮૬ વરસની વય થઈ.

એમના થકી ૨૬૩૦ હદીષો મરવી છે. ૧૧૭ ઈમામ બુખારી તથા મુસ્લિમ બંનેએ અને ૮૧ કેવળ બુખારીએ અને ઈમામ મુસ્લિમે ૩૧ લીધી.

સહાબીઓમાં એક બુઝુર્ગ અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર હરમી છે. એમનાથી વુઝૂના બારામાં એક હદીષ મરવી છે. અમુક લોકોએ એમના સહાબી હોવામાં (કલામ) વાત પણ કરેલ છે.

**لایبلغ العبدا الخ** : તક્વાનો મૂળ અર્થ છે કોઈ ચીજથી સંપૂર્ણપણે બચવું. અને શરીઅતમાં શિર્ક, કુફ્ર, ગુનાહથી બચવાને તક્વો કહે છે. તેના ત્રણ દરજા છે. પ્રથમ : કુફ્ર તથા શિર્કથી બચવું. બીજુ : ગુનાહથી બચવું. ત્રીજુ : શંકાવાળી ચીજોથી બચવું. એક ચોથો દરજો સૂફીયાએ કિરામની નજીક છે એટલે કે માસિવલ્લાહ (અલ્લાહ સિવાયના)થી બચવું.

તક્વાના ત્રણેવ દરજાઓનો પાયો અલ્લાહનો ડર છે એટલા માટે તક્વાનો અર્થ ખશિય્યતે ખુદાવંદી (ખૌફે ખુદા) થાય છે. કુર્આન મજીદની વિવિધ આયતોમાં તક્વો આ અર્થમાં આવેલ છે. જેમ કે : **اِیَّایَ فَاتَّقُوْنِ** "કેવળ મારાથી જ ડરો !" **یٰاَیُّھَا النَّاسُ اتَّقُوْا رَبَّکُمْ** "હે લોકો ! અલ્લાહથી ડરો !"

**حَاکَ** :નો અર્થ ખટકવું તથા મનનો વસવસો (અંદેશો) થાય છે. અહીં મુરાદ તે વાતો છે જેના હલાલ તથા હરામ હોવામાં અસમંજસ હોય. તેના મુબાહ હોવા પર પાકી ખાત્રી ન હોય. આ અષરનો મતલબ એ થયો કે બંદો સાચા અર્થમાં મુત્તકી એ વખત સુધી નથી થઈ શક્તો જ્યાં સુધી એવી વાતોથી પણ ન બચે જેનું હરામ કે હલાલ હોવું શંકાસ્પદ હોય.

આ જ લખાણ મુસ્લિમ શરીફની એક હદીષમાં આ પ્રમાણે વર્ણન થયેલ છે જે નવાસ ઈબ્ને સમ્આન رضی اللہ عنہથી મરવી છે કે મેં રસૂલુલ્લાહ ﷺને પૂછયું, નેકી અને બુરાઈ શું છે ?

ફર્માવ્યું : **اَلْبِرُّ حُسْنُ الْخُلُقِ وَالْاِثْمُ مَاحَاکَ فِی نَفْسِكَ وَ کَرِھْتَ اَنْ یَّطَّلِعَ عَلَیْہِ النَّاسُ** "નેકી ખુશ અખ્લાકી છે અને બુરાઈ એવું કામ કરવું છે જે તારા દિલમાં ખટકે અને તને એ પસંદ ન હોય કે લોકો એનાથી માહિતગાર થાય."

એને અતિયા સઅદીની હદીષમાં જેને ઈમામ અહમદે પોતાની મુસ્નદમાં રિવાયત કરી છે. આ પ્રમાણે વર્ણન કર્યું : **لَایکون الرجل مِنَ المتقین حتّٰی یدع مالاباس به حذراً لمابٰاس به** "કોઈ ત્યાં સુધી મુત્તકી નહીં થાય જ્યાં સુધી એ કામથી પણ ન બચે જેમાં કોઈ વાંધો ન હોય એનાથી બચવા માટે જેમાં વાંધો છે."

અને હઝરત અબૂ દરદા رضی اللہ عنہએ આ પ્રમાણે વર્ણન કર્યું :–

**تمام التقویٰ ان تتقی اللّٰہ حتّٰی تترکَ مَایری انه حلال خشیةَ ان یکون حَرَامًا** "પૂરો તક્વો એ છે કે તું અલ્લાહથી ડરે ત્યાં સુધી કે જેને મુબાહ જણાવવામાં આવતુ હોય તેને પણ ન કરે એ અંદેશાથી કે ક્યાંક હરામ ન હોય." (મુબાહ : કરવું ન કરવું બરાબર, ન સવાબ ન ગુનોહ એવું કામ)

આ સૌનું પરિણામ એ છે કે જે વાતોની હિલ્લત તથા હુર્મત (હલાલ તથા હરામ હોવું)ના બારામાં શરીઅતની દલીલો વિરોધાભાસી હોય એનાથી બચવામાં આવે. એના લીધે ફિક્હનો એ સિદ્ધ થયેલ કાયદો છે કે જે ચીજોના બારામાં અહલે સુન્નતના ઉલમા વિરોધાભાસી રાય ધરાવતા હોય એનાથી બચવામાં આવે. એ શર્તે કે પોતાના મઝહબના આધારે કોઈ મના કામમાં પડવું ન લાઝિમ આવતુ હોય.



# ⑧ حَدِيث ارکان اسلام

**[હદીષ ૮ : હદીષે અરકાને ઈસ્લામ] "ઈસ્લામના અરકાન વિશે"**

عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی

*હઝરત ઈબ્ને ઉમરથી રિવાયત છે. રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું; ઈસ્લામનો પાયો[1] પાંચ ચીજો પર છે[2] :*

عَلَیْہِ وَسَلَّمَ بُنِیَ الْاِسْلَامُ عَلٰی خَمْسٍ شَھَادَۃِ اَنْ لَّا اِلٰہَ اِلَّا اللّٰہُ وَاَنَّ

*એ વાતની ગવાહી આપવી કે અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી અને મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે.*

مُحَمَّدًا رَّسُوْلُ اللّٰہِ وَاِقَامِ الصَّلٰوۃِ وَاِیْتَاءِ الزَّکٰوۃِ وَالْحَجِّ وَصَوْمِ رَمَضَانَ

*અને નમાઝ પઢવી, ઝકાત આપવી, હજ્જ કરવી અને રમઝાનના રોઝા રાખવા★.*

**સમજૂતી : ૦૮**

**૧. بُنِیَ الاسلام (ઈસ્લામનો પાયો)** : સલાતના સોળ અર્થો છે. કુર્આન તથા હદીષમાં વધારે પડતા તેના પાંચ અર્થો આવે છે. મુત્લક દુઆ, નમાઝ, તલબે રહમતની દુઆ, (દુરૂદ), ઈન્ઝાલે રહમત, ઈસ્તિગફાર. તેની તફસીલ એ છે કે જ્યારે એને કરનાર બંદો હોય અને તેનાથી મુરાદ અંબિયા ન હોય તો મુત્લક દુઆ અથવા નમાઝ મુરાદ ગણાશે. અને એના સંબંધિત અંબિયા હોય તો રહમતની તલબ (દુરૂદ) અને જો એનો કર્તા અલ્લાહ હોય તો મુરાદ ઈન્ઝાલે રહમત (રહમતનું ઉતરાણ) અને કર્તા ફરિશ્તા હોય તો ઈસ્તિગફાર. અહીં નમાઝ મુરાદ છે. ઈકામતે સલાતથી મુરાદ એ છે કે પાબંદી સાથે સહીહ તરીકાથી પઢે.

ઝકાતનો અર્થ પાકીઝગી તથા પાકીનો પણ છે અને સારી રીતે વધવાનો પણ છે. અહીં ફિકહી ઝકાત મુરાદ છે. સિયામે સૌમનો અર્થ રોકાવું છે. અહીં મુરાદ છે કે ઈબાદતની નિય્યતથી સુબ્હ સાદિકથી લઈને સૂર્યાસ્ત સુધી ખાવા, પીવા, સંભોગથી રોકાઈ રહે. હજ્જનો શબ્દિક અર્થ નિશ્ચય તથા ઈરાદો છે. અહીં મુરાદ હજ્જ ફિક્હી છે.

**૨. بنی الاسلام علٰی خمس (ઈસ્લામનો પાયો પાંચ ચીજો પર)** : નો મતલબ એ છે કે ઈસ્લામનો પાયો પાંચ થાંભલાઓ પર છે. જેમ કે અબ્દુર્રઝ્ઝાકની રિવાયતમાં તસ્રીહ છે. અથવા એ મતલબ છે કે પાંચ અરકાન પર છે, જેમ કે મુસ્લિમમાં છે :

કેવળ એ પાંચ ચીજો પર ઈસ્લામનો પાયો એટલા માટે કાયમ છે કે ફર્ઝ કરેલી ઈબાદતો બદની (શારીરિક) તથા માલી (આર્થિક)માં ઘેરાયેલી છે. જો કેવળ માલી છે તો એ ઝકાત છે. અને બદની બે પ્રકાર છે કેવળ કૌલી (મૌખિક) છે અથવા કેવળ બદની. કેવળ બદની રોઝા, કેવળ કૌલી તથા બદની છે એ નમાઝ છે. અને માલી તથા બદની છે તે હજ્જ છે.

આ હદીષમાં હજ્જ રોઝાથી પહેલાં વર્ણન થયેલ છે. જ્યારે કે રોઝા હિ.સ. ૨માં અને હજ્જ હિ.સ. ૯માં ફર્ઝ થયો. તેમજ રોઝા દરેક આકિલ તથા બાલિગ પર ફર્ઝ છે અને હજ્જ કેવળ માલદારો, પર. રોઝા દર વર્ષે ફર્ઝ

★ *(બુખારી તફસીર, મુસ્લિમ ઈમાન, તિર્મિઝી ઈમાન, નિસાઈ ઈમાન, મુસ્નદે ઈમામ અહમદ, બયહકી)*

## ⑨ حَدِيْث شُعَبُ الْإِيْمَانْ

**[હદીષ ૯ : હદીષે શોઅબુલ ઈમાન] "ઈમાનના વિભાગો વિશે"**

## عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*હઝરત અબૂ હુરૈરહ[1] رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

છે અને હજ્જ જીવનમાં કેવળ એકવાર. જેથી એનો તકાઝો હતો કે રોઝા હજ્જથી પહેલાં હોય. અને મુસ્લિમમાં સઅદ ઈબ્ને ઓબૈદના તરીકાથી રોઝા હજ્જથી અગ્રસ્થાને છે. એમાં એ પણ છે કે એક શખ્સે કહ્યું વલ્ હજ્જ વલ્ સિયામ રમદ્વાન. તો હઝરત ઈબ્ને ઉમરે ફર્માવ્યું, નહીં ! સિયામ રમદ્વાન વલ હજ્જ, મેં આ પ્રમાણે રસૂલુલ્લાહ ﷺ થી સાંભળ્યું છે. તેમજ મુસ્લિમમાં હન્ઝલાના તરીકાથી છે રિવાયત છે એમાં રોઝા હજ્જથી અગ્રસ્થાને છે. એનો જવાબ એ છે કે અહીં બુખારીમાં રિવાયત ભાવાર્થરૂપે છે. અને વાવ (و) કેમ કે મુત્લક જમા (બહુવચન)ના માટે આવે છે તે ક્રમ નથી ચાહતો એટલા માટે કોઈ વાંધો નથી. ખૂદ કિતાબુત્તફસીરમાં ઈમામ બુખારીએ જે હદીષ વર્ણવી છે એમાં રોઝા હજ્જથી અગ્રસ્થાને છે.

અહીં એક શંકા એ પણ પેદા થાય છે કે જ્યારે એ પાંચેવ ચીજો ઈસ્લામના પાયા છે તો લાઝિમ ઠરશે કે તેમાંથી કોઈ એકને ત્યજનાર (તારિક઼) મુસલમાન ન રહે. આ ઉમ્મતના ઈજમાઅની વિરુધ્ધ છે. એનો જવાબ અલ્લામા કિરમાનીએ આપ્યો કે અહીં ઈસ્લામથી મુરાદ ઈસ્લામની પરિપૂર્ણતા (કમાલ) છે અને એ નક્કી છે કે એમાંથી કોઈ એકને છોડનાર કામિલ મુસલમાન નથી. જેવી રીતે કે કોઈ મકાનનો કોઈ થાંભલો અથવા ખૂણો પડી જાય તો તે મકાન અધુરુ જરૂર હશે પણ મકાન રહેશે.

**સમજૂતી : ૦૯**

**૧. અબૈ હુરૈરહ** رضی اللہ عنہ : પોતાના આ ઉપનામ સાથે એટલા મશહૂર થઈ ગયા કે નામ ગુમનામ થઈ ગયું. જેટલો એમના નામના બારામાં મતભેદ છે એટલો કોઈના નામના બારામાં મતભેદ નથી. અલ્લામા અબ્દુલબરે ફર્માવ્યું, વીસ કથનો છે. અને અલ્લામા નવવીએ ફર્માવ્યું કે ત્રીસથી વધુ કથનો છે. એક રિવાયત છે કે એમનું નામ જાહિલિયતમાં અબ્દુશશમ્સ હતું અને મુસલમાન થયા બાદ અબ્દુર્રહમાન રાખવામાં આવ્યું. અલ્લામા અયનીએ ફર્માવ્યું સૌથી નિકટતર એ કૌલ છે કે એમનું નામ અબ્દુલ્લાહ અથવા અબ્દુર્રહમાન હતું. અને બાપનું સખર. કબીલા દોસના વ્યક્તિ હતા. પોતાની કુન્નિયત (ઉપનામ)ના બારામાં ફર્માવ્યું કે હું બકરીઓ ચરાવતો હતો. મારી એક નાની બિલાડી હતી તેનાથી દિલ બહેલાવતો હતો. તો લોકોએ અબૂ હુરૈરહ્ કહેવાનું શરૂ કરી દીધું. અને એક રિવાયત એ છે કે એ બિલાડીને બાથમાં રાખેલા હતા. એકવાર હુઝૂરે અક઼દસ ﷺ એ જોઈ લીધું. ફર્માવ્યું, હે અબૂ હુરૈરહ્ ! હવે તે જ આમ તથા ખાસની જીભે ચઢી ગયું. હુરૈરહ્એ હુર્રહની તસ્ગીર (તુંકારાત્મક નામ) છે. હુર્રહ્નો અર્થ બિલાડી. હુરૈરહ્નો અર્થ બિલૈયા (બિલાડુ) અને અબૂ હુરૈરહ્ એટલે બિલાડીનો બાપ. (બિલાડીવાળો)

તેમની માંનું નામ મૈમૂના કે આમિના હતું. એક જમાના સુધી ઈસ્લામથી પાવન ન થયાં. અબૂ હુરૂરૈહ્ رضی اللہ عنہ ની દરખાસ્ત પર હુઝૂરે અક઼દસ ﷺ એ દુઆ ફર્માવી અને તે મુસલમાન થઈ ગયાં.

ખયબરના વરસે ઈમાન લાવ્યા. અસ્હાબે સુફ્ફાના નકીબ હતા. તેમની દેખભાળ, તા'લીમો તર્બિયત તેમને

સુપ્રત કરવામાં આવી હતી. મુસલમાન થયા બાદ હમેશાં ખિદમતે અક્દસમાં હાજર રહ્યા.

તમામ ગઝવાતમાં સાથે રહ્યા. સહાબાએ કિરામમાં સૌથી અધિક હદીષો તેમના થકી રિવાયત પામી છે. મહાન સહાબાએ કિરામ તેમને હદીષો પૂછતા અને લોકોને એમની પાસે મોકલતા. ખૂદ ફર્માવ્યું, તમે લોકો કહો છો અબૂ હુરૈરહ્ ખૂબ જ પ્રમાણમાં હદીષો બયાન કરે છે. અલ્લાહને ત્યાં જવાનું છે. હું મિસ્કીન હતો, ખાવા મળી જતું, રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં હાજર રહેતો. મુહાજિરો બજારોમાં વેપારમાં રહેતા, અન્સાર પોતાના કામમાં. હું એ મોક઼ાઓ પર હાજર રહેતો કે જ્યારે એ લોકો ન હોતા. હું એ વાતોને યાદ રાખતો જેને એ લોકો યાદ રાખતા ન હતા. પહેલાં એમની યાદ શક્તિ એટલી તીવ્ર ન હતી. એકવાર ખિદમતે અકદસમાં હાજર રહ્યા. અને કમજોર યાદ શક્તિની ફરિયાદ કરી. ફર્માવ્યું, તમારી ચાદર ફેલાવો ! તેમણે ચાદર ફેલાવી દીધી. હુઝૂરે અક્દસ ﷺ એ બે ખોબા એમાં નાખ્યા પછી હુકમ આપ્યો કે ચાદર સીનાથી લગાડી લો. તેમણે એવું જ કર્યું. ફર્માવે છે, પછી મારી યાદ શક્તિ એટલી મજબૂત થઈ ગઈ કે ત્યારબાદ કાંઈ જ ન નથી ભૂલ્યો. *(બુખારી કિતાબુલ ઈલ્મ, પેજ–૨૨)*

એ પણ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺએ મને ઈલ્મના બે વાસણો અતા કર્યા, એક તો લોકોમાં ફેલાવું છું. જો બીજાને જાહેર કરી દઉં તો આ ગળુ કાપી નાખવામાં આવે. *(પેજ–૨૩, ઉપર મુજબ)*

એમના થકી ૫૩૭૪ હદીષો રિવાયત પામી છે. ૩૦૫ ઈમામ બુખારી તથા મુસ્લિમ બંનેએ. ૯૩ કેવળ બુખારીએ અને ૧૯૦ મુસ્લિમે રિવાયત કરી.

એમના થકી ૮૦૦ જણાએ રિવાયત કરી છે જેમાં સહાબી પણ છે અને તાબઈ પણ છે. મહાન સહાબા દા.ત. હઝરત ઈબ્ને ઉમર, હઝરત જાબિર, હઝરત અનસ, હઝરત ઈબ્ને અબ્બાસ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَએ તેમનાથી હદીષ લીધી.

અલ્લાહના આ ફઝ્લ પર એ પ્રમાણે શુક્રિયા અદા કરતા કે યતીમીમાં ઉછર્યો, મિસ્કીનીની હાલતમાં હિજરત કરી, બસરા ઈબ્ને ગઝવાનનો નોકર બન્યો. તેમણે મારી શાદી પણ કરાવી દીધી. એ અલ્લાહનો શુક્ર છે જેને દીનને પીઠબળ આપ્યું અને અબૂ હુરૈરહ્‌ને ઈમામ બનાવી દીધો. આટલી વિશાળ સંખ્યામાં હદીષો બયાન કરવા છતાં દરરોજ હજાર રકાત નફ્લ પઢતા. હિ.સ. ૫૯માં ૭૮ વરસની વયે મદીના પાકમાં વિસાલ થયો. એ દુઆ માંગ્યા કરતા હતા કે હે અલ્લાહ ! સ.હિ. ૬૦ અને છોકરાઓની હુકૂમતથી પનાહ માગું છું. દુઆ કબૂલ થઈ. યઝીદ પલીદના સત્તા હાથ કરતાં પહેલાં વરસ અગાઉ અલ્લાહને પ્યારા થઈ ગયા.

**૨. بِضْعٌ (બિદ્‌ઉન્)** : 'બે' (ب) ઝેર તથા ઝબર સાથે બંને રીતે છે. શબ્દકોશવાળાઓમાં આ વિશે સખત મતભેદ પ્રવર્તે છે કે કેટલા સંખ્યાથી કેટલા સંખ્યા સુધી તેને બોલી શકાય. ક઼ઝ્ઝાઝે કહ્યું કે ત્રણથી ઉપર નવ સુધી તેને બોલાય છે. ઈબ્ને સૈદાએ કહ્યું, ૩ થી ૧૦ સુધી. કોઈકે કહ્યું, ૧ થી ૯ સુધી. કોઈકે કહ્યું, ૨ થી ૧૦ સુધી. કોઈકે કહ્યું, ૪ થી ૯ સુધી. ખલીલે કહ્યું કે બિદ્‌ઉન્‌નો અર્થ ૭ છે. સહીહ તે જ છે જે ક઼ઝ્ઝાઝે કહ્યું કે બિદ્‌ઉન ૩ થી ૯ સુધી બોલવામાં આવે છે. તિર્મિઝીમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہથી રોમના ગલ્બાવાળી હદીષમાં ખૂદ હુઝૂર ﷺનો આ ઈર્શાદ નક઼લ કરવામાં આવેલ છે, **یااباابکرا البضع مابین الثلث الیٰ تسع** હે અબૂબક્ર ! બિદ્‌ઉન ૩ અને ૯ દરમ્યાન કહેવામાં આવે છે. મુસ્લિમની એક રિવાયત અને અબૂ દાઊદ અને તિર્મિઝી વગેરેની રિવાયતમાં 'બિદ્‌ઉંવ્ વ સબઉન્' છે. વળી અલ્લામા અયનીએ લખ્યું કે બુખારીમાં પણ અબૂ ઝર હરવી થકી આ જ છે. ઈમામ ક઼ાઝી અયાઝે ફર્માવ્યું કે આ દુરુસ્ત છે. તેને હલીમી અને નવવીએ અગ્રતા આપી છે, કારણ કે આ ષિક઼હ (વિશ્વસનીયતા)ની અધિક્તા છે અને આ અધિક્તા સ્વીકાર્ય છે. અને ઓછા લોકોની રિવાયતમાં કોઈ પણ શબ્દ આના વિરુધ્ધ નથી. *(ઉમ્દતુલ ક઼ારી)*

## شُعْبَةٌ وَّالْحَيَاءُ شُعْبَةٌ مِّنَ الْاِيْمَانِ ؎

*અને હયા (શરમ) ઈમાનનો એક ભાગ છે★.*

**૩. વિભાગો :** شُعْبَۃ નો અર્થ ટુકડા અને ગિરોહ (ટોળી) છે. અને ઝાડની ડાળીને પણ કહે છે. અહીં ઈમાનથી મુરાદ કામિલ ઈમાન અને શોઅબાથી મુરાદ અમલો છે જે ઈમાનની નિશાની છે. જેમ કે એ જ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી મરવી છે. એક હદીષમાં છે : ઈમાનની ૭૦ થી વધારે કેટલીક શાખો છે તેમાં સૌથી આ'લા (શ્રેષ્ઠ) **લાઈલાહ ઈલ્લલ્લાહ** પઢવું છે અને અદના તકલીફદાયક ચીજને માર્ગેથી હટાવવું. જાહેર છે કે કલ્મા તૈયેબહનું પઢવું અને નુકસાનકર્તા ચીજોને માર્ગેથી હટાવવું અસલ ઈમાન નથી, ઈમાનની નિશાની છે.

હુઝૂરે અકદસ ﷺએ ક્યાંય એક જ સ્થાને એ તમામ ભાગોને વર્ણન નથી કર્યા. આ'લા તથા અદનાનું વર્ણન કર્યું. બાકીનાને અધ્યાહન રાખ્યું. તે શું શું છે ? હદીષની શરહ કરનારાઓએ ઘણી જ મહેનત કરીને એ ગણત્રી પૂર્ણ કરી છે પરંતુ સૌથી બેહતર તરીકો એ છે કે એની કોશિશ ન કરવામાં આવે તો સારું છે. પ્રથમ તો હદીષમાં સંખ્યા નિશ્ચિત નથી. સિત્તેરથી અધિક કેટલા ભાગો છે એનું વર્ણન નથી. બીજું શક્યતા છે કે એ મુબાલિગા (અતિશયોક્તિ) માટે હોય. એટલા માટે સંક્ષિપ્તપણા પર ઈમાન રાખવામાં આવે કે ઈમાનના ૭૦થી વિશેષ વિભાગો (શાખો) છે, જેમ કે અંબિયાએ કિરામ તથા મલાઈકા પર સંક્ષિપ્તપણે ઈમાન છે કે સૌ બરહક્ક્ છે. સંખ્યા કેટલી છે કોને ખબર ?!

અને હક્ક્ તો એ છે કે પૂરા દીન અને દીનના સર્વ ઉસૂલો તથા ફુરુઅ (સિદ્ધાંતો તથા પેટા સિદ્ધાંતો) સર્વ ફર્ઝો તથા વાજિબો, મુસ્તહબોના દરેક ભાગ ઈમાનના વિભાગો (શાખો) છે.

**الحیاء** : 'હયા'ને ઉર્દૂમાં શરમ કહે છે. હયાનો શાબ્દિક અર્થ છે અયબ લગાડવામાં આવવાના ડરથી ખચકાવું. શરીઅતમાં હયાનો અર્થ માણસનો તે ગુણ છે જે તેને બુરાઈથી બચવા પ્રેરે અને હક્ક્વાળાઓના હક્કોની અદાયગીમાં ઉણપ કરવાથી રોકે. એની વિગત તફસીલ તિર્મિઝીની આ હદીષમાં છે : અલ્લાહ ﷻથી સંપૂર્ણપણે હયા (શરમ)ની વિગતે તફસીલ તિર્મિઝીની આ હદીષમાં છે :–

**الا ستحیا من اللہ حق الحیاء ان تحفظ الراس و ماوعلٰی والبطن وماحوی وتذکرالموت والبلٰی** "અલ્લાહ ﷻ થી સંપૂર્ણપણે હયા (શરમ) કરવાનો અર્થ છે કે માથુ અને માથામાં જેટલા અંગો છે તેની અને પેટની તથા પેટે જે અંગોને સમાવેલાં છે તેની બુરાઈઓથી હિફાઝત કરે અને મૌત તથા માટીમાં મળવાને યાદ કરે."

અહીં એક ભાગ (શાખ) એ છે કે હયા ઈન્સાનને કદી હક્ક્ કહેવાથી, અમ્ર બિલ મઅરૂફથી, અનિલ મુન્કરથી (સારી વાતોનો હુકમ આપવા, બુરી વાતથી રોકવાથી), ક્યારેક અમુક શરીઅતના મસાઈલની પૂછતાછ કરવાથી રોકી દે છે. તો પછી એ ઈમાનનો ભાગ કઈ રીતે થઈ ? જવાબ એ છે કે અહીં હયાનો શરઈ અર્થ મુરાદ છે અને શરઈ હયા કદાપિ આ ચીજોથી રોકશે નહીં, બલ્કે એના માટે પ્રેરશે એટલા માટે કે જરૂરતના સમયે હક્ક્ વાત ન કહેવી, "અમ્ર બિલ મઅરૂફ વ નહીં અનિલ મુન્કર" ન કરવું, જે શરઈ હુકમ ન ખબર હોય એને પૂછવું વાજિબ છે એને જાણવાની કોશિશ ન કરવી એ શરીઅતની રૂએ બુરુ તથા ગુનોહ છે. જે હયા આ ચીજોથી રોકે તે શરઈ હયા નથી. ઉર્ફમાં એને હયા કહે છે એ મુરાદ નથી.

એનાથી એ શંકા પણ દૂર થઈ ગઈ કે હયા ફિતરી પણ હોય છે, પેદાઈશી પણ માણસમાં જોવા મળે છે. તો પછી એ ઈમાનની શાખ કેવી રીતે ? જવાબ જાહેર છે કે જ્યારે અહીં શરઈ હયા મુરાદ છે અને શરઈ હયાની પ્રાપ્તિમાં કાંઈક કોશિશ અને મહેનતને પણ દખલ જરૂર છે.

*★મુસ્લિમ ઈમાન, નિસાઈ ઈમાન, અબૂ દાઊદ તથા ઈબ્ને માજહ સુન્નત, તિર્મિઝી ઈમાન*

## ⑩ حَدِيْث مَنْ سَلِمَ الْمُسْلِمُوْن

**[હદીષ : ૧૦ હદીષ મન સલિમલ્ મુસ્લિમૂન] "મુસલમાનોની સલામતી વિશે"**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર[1] رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી ﷺએ ફર્માવ્યું, મુસલમાન[2] તે છે*

عَلَيْهِ وَسَلَّمَ قَالَ الْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ

*જેની જીભ તથા હાથ વડે મુસલમાન સલામત રહે અને મુહાજિર તે છે જે*

### સમજૂતી : ૧૦

**૧. અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ** رضی اللہ عنہ : સહમી કુરૈશી સહાબી ઈબ્ને સહાબી છે. તેમના વાલિદ હઝરત અમ્ર ઈબ્ને આસ મિસ્રના વિજેતા મશ્હૂર તથા ખ્યાતનામ સહાબી છે. એ પોતાના પિતા પહેલાં ઈમાન લાવ્યા, તેમના વાલિદ તેમનાથી ૧૨ કે ૧૧ વરસ મોટા હતા.

એબાદલાએ અરબમાં એમનું પણ નામ છે, અને એ તે છ સહાબીઓમાંથી એક છે જેમનાથી ઘણા જ પ્રમાણમાં હદીષો રિવાયત પામી છે. ઘણા જ પ્રમાણમાં આબિદ, ઝાહિદ, શબ ઝિંદાદાર બુઝુર્ગ હતા. રાતોમાં એકાંતમાં રડતાં રડતાં પાપણો ખરાબ થઈ ગઈ હતી. લગભગ એની જ અસરથી છેવટની ઉંમરે નાબીના થઈ ગયા હતા. તે ઉપરાંત ખૂબ જ પાયાના આલિમ પણ હતા. તેમને હુઝૂર ﷺએ હદીષો લખવાની ઈજાઝત આપી રાખી હતી. એટલા માટે એમની પાસે તમામ સહાબાએ કિરામથી વધીને હદીષોનો ખજાનો હતો, જો કે રિવાયતમાં હઝરત અબૂ હુરૈરહ્ તેમનાથી પણ આગળ છે. તેમની લખેલી હદીષોની સંખ્યા સાતસો છે. બુખારી અને મુસ્લિમના ઉપરાંત હદીષની કિતાબોમાં એક મશ્હૂર સનદ છે. અન અમ્ર બિન શુએૈબ અન અબીહ અન જદ્દહ. આ આપના જ સંબંધી એક સનદ છે. તેની તફસીલ એ છે કે અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રની આ સનદમાં એક ઈબહામ (કમજોરી) છે કે જો અબીહિ વ જદ્દહૂ બંને ઝમીરોનો મરજઅ અમ્રને બનાવવામાં આવે તો મતલબ એ થયો, અમ્રએ પોતાના પિતા શોઐબથી અને શોઐબે અમ્રના દાદા એટલે મુહમ્મદથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું. તો ખામી એ જરૂરી ઠરે છે કે મુહમ્મદની રસૂલુલ્લાહ ﷺ સાથે મુલાકાત થઈ નથી, અને ન જમાનો પામ્યો. તો હદીષ મુરસલ થઈ ગઈ. જો અન અબીહિ અન જદ્દહૂમાં અબીહિની ઝમીર અમ્રની તરફ અને વજદ્દહૂની ઝમીર શોઐબે તરફ રાજેઅ માનવામાં આવે, તો એ મતલબ થયો કે અમ્ર એ પોતાના બાપ શોઐબથી અને શોએબે પોતાના દાદા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રથી રિવાયત કરી તો હદીષ મુત્તસિલ છે. એટલા માટે કે શોએબની પોતાના દાદા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہماથી મુલાકાત થઈ નથી. એ ખામીના સબબે ઈમામ બુખારી તથા ઈમામ મુસ્લિમે અમ્ર ઈબ્ને શોઐબની કોઈ હદીષ સહીહૈનમાં નથી લીધી. એક કૌલ એ છે કે શોઐબની તેમના દાદા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہماથી મુલાકાત થઈ.

અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ رضی اللہ عنہથી સાતસો હદીષો મરવી છે. ૧૭ માટે શૈખૈન બુખારી તથા મુસ્લિમ સહમત છે. આઠ કેવળ બુખારીએ અને વીસ મુસ્લિમે એકલાએ લીધી છે. મક્કા અથવા તાઈફ અથવા મિસ્રમાં ઝીલ હજ્જના મહિનામાં સન ૬૩ કે ૬૫ હિજરી અથવા ૭૨ કે ૭૩માં ૭૨ વરસની વયે વિસાલ થયો. સહાબામાં અમ્ર નામની ૧૮ વ્યક્તિઓ છે.

ઈસ્લામના અરકાન વર્ણન કર્યા બાદ તે હદીષ વર્ણવી જેમાં સંક્ષિપ્તપણે એ વર્ણન છે કે ઈમાનના ૭૦થી

*એ વાતોને છોડી આપે[3] જેનાથી અલ્લાહ તઆલાએ મના ફર્માવ્યું. (બુખારી રિકાક, મુસ્લિમ, અબૂ દાઉદ, નિસાઈ)*

વિશેષ ભાગો (શાખો) છે ત્યારબાદ હવે તે હદીષને લખી રહ્યા છે જેમાં એ ભાગોનો એક એક કરીને ઉલ્લેખ છે.

**૨. المسلم (અલ્મુસ્લિમ)** : થી મુરાદ કામિલ મુસલમાન છે એટલા માટે સયબુવિયહ્એ સ્પષ્ટતા કરી છે કે જ્યારે જિન્સ (જાતિ) મુત્લક બોલાય છે તો એનાથી મુરાદ કામિલ ફર્દ હોય છે જેમ કે બોલે છે الرجل زید મર્દ તો ઝયદ છે. ઈબ્ને જનીએ કહ્યું કે અરબનો તરીકો છે કે જ્યારે કોઈની પ્રશંસા કરવા ચાહે છે તો તેના પર ઈસ્મે જિન્સ (જાતિવાચક નામ)ને લાગુ પાડે છે જેમ કે કા'બાને અલ બૈત કહે છે. એ પ્રમાણે ઝમ પણ.

અહીં યદ (હાથ)ની સામાન્યતઃ મજાઝી રીતે જાહેરી તથા બાતિની બંને મુરાદ છે. બાતિનીથી મુરાદ કુવ્વત (શક્તિ) તથા કૃબ્જો તથા ગલ્બો તથા તસર્રુફ છે. ઝબાન તથા હાથને ખાસ એટલા માટે કર્યા કે વધારે પડતી ઈજાઓ એના થકી જ આપવામાં આવે છે. જીભને અગ્ર સ્થાને એટલા માટે રાખી કે જીભથી ઈજા પહોચવું હાથ કરતાં અધિક પ્રમાણમાં છે. હાથ વડે કેવળ હાજર રહેલાંને ઈજા પહોંચાડી શકાય છે પણ જીભ વડે હાજર, ગેરહાજર, જીવંત, મુર્દા સૌને ઈજા પહોંચાડી શકાય છે. તેમ જ જીભની ઈજા હાથની સરખામણીમાં અધિક તકલીફદાયક હોય છે. હુઝૂરે અકદસ ﷺએ હઝરત હસ્સાન رضی اللہ عنہને ફર્માવ્યું, મુશ્રિકોની હિજ્જો કરો એ એમને તીરથી અધિક સખ્ત છે. એને કોઈ શાયરે કહ્યું : جراحات السّنان لها التيام۔ ولا يلتام ماجرح اللّسان **(તર્જુમો)** : ભાલાના ઝખ્મો સારા થઈ જાય છે પરંતુ જીભના ઘા નથી રુઝાતા.

હા ! એ થઈ શકે છે કે હાથ વડે લખીને કોઈ ગૈર હાજરને ઈજા પહોંચાડવામાં આવે પણ જીભની જેમ લખાણ ક્યાં કરી શકે છે ?

**૩. મુહાજિર છોડવું** : મુહાજિરનો શરઈ અર્થ મુરાદ છે એટલે કે તે જેણે દીન બચાવવાના માટે પોતાનું વતન છોડયું અને હજરથી એનો શાબ્દિક અર્થ મુરાદ છે એટલે છોડવું. હવે આ ખિતાબ અથવા તો મુહાજિરને છે કે કેવળ હિજરત પર ભરોસો ન કરી લેશો અન્ય કરવા ન કરવાની બાબતોથી ગાફેલ ન થઈ જશો. કામિલ મુહાજિર તે છે જે તમામ શરીઅતની મના કરેલ બાબતોથી દૂર રહે અથવા જ્યારે ફતહે મક્કા પછી હિજરત બંધ કરી દેવામાં આવી તો એક ફિતરી (સ્વભાવિક) વાત છે કે મક્કાની ફતહ પછી ઈમાન લાવનારે હિજરતની ફઝીલતો સાંભળી હશે તો તેમના દિલમાં તમન્ના જાગી હશે કે કાશ ! અમે લોકો પણ મક્કાની ફતહ પહેલાં મુસલમાન થયા હોત. રહમતે આલમે તેમના ઝખ્મ પર મલમ લગાડતાં ફર્માવ્યું. અથવા એ કે મદીના પાક તરફ તે ખાસ હિજરત જે નબવીકાળમાં હતી અને હવે નથી, પણ જમાનાના ઈન્કિલાબથી હિજરત કિયામત સુધી ચાલુ રહેશે કિયામત સુધીના મુહાજિરોને હિદાયત ફર્માવી કે તમે દીન બચાવવાના માટે હિજરત કરી છે તો તેનો લેહાઝ કરતા રહેશો અને તમામ શરીઅતે મના કરેલા બાબતોથી બચતા રહેજો. અથવા મુરાદ એ છે કે જે મુસલમાન પણ શરીઅતે મના કરેલ બાબતોથી બચતો રહેશે તો એક મુહાજિરથી કમ નથી.

**આ હદીષ પણ સમુદ્ધ વાણીવાળી છે** : આ હદીષ પણ તે 'જામિઉલ કલામ' (સમૃદ્ધ વાણી)માંથી છે જેને મુહદ્દિષોએ ઉમ્મુલ અહાદીષમાં ગણી છે. વિચાર કરો ! થોડાક શબ્દો છે પણ તેમાં અર્થોના સમુદ્રો મોજાં મારી રહ્યા છે. પ્રથમ હિસ્સો બંદાઓની તમામ હક્ક તલફીઓથી બચવા અને તમામ હક્કોની અદાયગીની તરફ રહનુમાઈ કરે છે. અને બીજો હિસ્સો અલ્લાહના હક્કોની બજવણીમાં દરેક પ્રકારની ઉણપ પર બ્રેક લગાડી રહ્યો છે. હવે જરા વિચાર કરતાં તેની શરહ દરેક ઈલ્મવાળો કિતાબોની કિતાબો તૈયાર કરી શકે છે. મુસલમાન જો આ બંને હિસ્સાઓ પર અમલ કરતો થઈ જાય તો આપણો સમાજ અમ્નથી ભરાઈ જાય. અને માણસનું પણ જાહેર તથા બાતિન (અંતર) અતિ ચમકદાર થઈ જાય.

## ⑪ حَدِيْث اَىُّ الْاِسْلَامِ اَفْضَلُ

**[હદીષ ૧૧ : હદીષ ઐયુલ્ ઈસ્લામિ અફ્દ્લ] "ઈસ્લામનો અફ્ઝલ દરજો"**

عَنْ اَبِیْ مُوْسٰی رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ

*હઝરત અબૂ મૂસા અશ્અરી[1] رضی اللہ عنہ થી રિવાયત છે.*

قَالَ. قَالُوْا یَارَسُوْلَ اللّٰہِ اَیُّ الْاِسْلَامِ اَفْضَلُ. قَالَ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ

*સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! કયો મુસલમાન અફઝલ છે ? ફર્માવ્યું, જેના હાથ તથા જીભ વડે*

مِنْ لِّسَانِهٖ وَیَدِهٖ

*મુસલમાન સલામત રહે. (મુસ્લિમ તથા નિસાઈ, કિતાબુલ ઈમાન, તિર્મિઝી, કિતાબુઝ્ઝહદ)*

**સમજૂતી : ૧૧**

**૧. અબૂ મૂસા અશ્અરી** رضی اللہ عنہ : એમનું નામ અબ્દુલ્લાહ છે. યમનના રહેવાસી અને કબીલા અશ્અરના વ્યક્તિ છે. હિજરત પહેલાં મક્કામાં આવીને ઈમાન લાવ્યા અને હબ્શા તરફ હિજરત કરી ત્યાંથી ગઝવએ ખૈબરના મોકા પર પાછા આવી મદીના તયબાહમાં રહેઠાણ અપનાવ્યું. એ સહાબાએ કિરામમાં જબરદસ્ત આલિમ અને મુત્તકી હતા. રાજસત્તા તથા રાજનીતિમાં ખાણ નિષ્ણાત હતા. હુઝૂરે અકદસ ﷺએ તેમને ઝબીદે અદન યમનના કાંઠા પ્રદેશના હાકિમ બનાવ્યા હતા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ તેમને બસરા અને કૂફાના ગવર્નર બનાવ્યા. ફારસમાં મશ્હૂર શહેર અહવાઝ તેમણે ફતહ કર્યું. શામના જેહાદમાં શરીક થયા. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના ખાસ વિ□ાસુ હતા. છેવટની વયે મક્કા સ્થાયી થયા ત્યાં હિ.સ. ૪૧ કે ૪૪ કે ૪૫ માં ૬૩ વરસ વયે વિસાલ ફર્માવ્યો.

તેમનાથી ૩૦૦ હદીષો મરવી છે. ૫૦ ઉપર બુખારી તથા મુસ્લિમનો ઈત્તેફાક છે. એકલા બુખારીએ ચાર અને મુસ્લિમે ૧૫ હદીષો રિવાયત કરી છે. સહાબાએ કિરામમાં હઝરત અનસ તથા તારિક્ બિન શહાબે એમનાથી હદીષ લીધી. સહાબાએ કિરામમાં અબૂ મૂસા નામના ચાર જણા છે. એક આપ, બીજા અબૂ મૂસા અન્સારી, ત્રીજા ગ઼ાફક઼ી, ચોથા અલહકી. હદીષની રિવાયતમાં અબૂ મૂસા નામના ઘણા છે. અબૂ દાઊદમાં અને બાકીના નિસાઈમાં છે.

**પ્રશ્નકર્તા (સાઈલ) કોણ હતું ?** : આ હદીષમાં કાઈલનું નામ નથી પણ આ જ સનદ સાથે મુસ્લિમમાં એ છે કે قلنا અને ઈબ્ને મંદામાં قلت છે એનો મતલબ એ છે કે આ સવાલ કરનાર અબૂ મૂસા અશ્અરી અને તેમના સાથી હતા. સૌના તરફથી તેમણે સવાલ કર્યો છે. કોઈ વાતને પૂછવા પણ અમુક વ્યક્તિઓ રાજી હોય, અને તેમનાથી કોઈ એક શખ્સ સવાલ કરે તો એ સૌનો સવાલ હોય છે. આ સંજોગોમાં એની ત્રણેવ તાબીરો દુરુસ્ત છે, ભલે એવું કહે કે મેં પૂછયું. ચાહે એવું કરે કે અમે લોકોએ પૂછયું. ચાહે એવું કે લોકોએ પૂછયું સૌ સહીહ છે.

# ⑫ حدیث اَیُّ الاسلامِ خَیرٌ

**[હદીષ ૧૨ : હદીષ ઐયુલ્ ઈસ્લામિ ખૈરુન્] ''ઈસ્લામનો બેહતર દરજો''**

عَنْ عَبْدِاللّٰهِ بْنِ عَمْرٍو رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا اَنَّ رَجُلًا سَاَلَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રથી રિવાયત છે કે એક શખ્સે[૧] નબી ﷺ ને સવાલ કર્યો, ઈસ્લામનો કયો અમલ બેહતર*

عَلَيْهِ وَسَلَّمَ اَیُّ الْاِسْلَامِ خَيْرٌ قَالَ تُطْعِمُ الطَّعَامَ وَتَقْرَاُ السَّلَامَ عَلٰى مَنْ عَرَفْتَ وَمَنْ لَّمْ تَعْرِفْ

*છે ?[૨] ફર્માવ્યું, ખાવા ખવડાવવું[3]. અને દરેક મુસલમાનને સલામ કરવું[૪] ભલે તેને ઓળખતો હોય કે ન ઓળખતો હોય.★*

اَیّ الاسلام : 'અય્યુન્' હમેશાં એવી ચીજો પર દાખલ હોય છે વિવિધ હોય. અને ઈસ્લામ એક જ ચીજ છે, એમાં વિવિધતા નથી એટલા માટે શારેહોએ તાવીલ કરી કે અહીં મઝાફ મહઝૂફ છે, એટલે અસ્હાબ. તક્દીરે ઈબારત આ પ્રમાણે થશે કયો મુસલમાન અફઝલ છે ? તેનું સમર્થન મુસ્લિમ શરીફની હદીષથી થાય છે જેમાં اَیّ الاسلام ને બદલે છે અથવા આમાલ મહઝૂફ છે એટલે ایا عمال الاسلام છે. આ તક્દીર પર અલા અસ્લૂ બુલ હકીમ (હકીમના માર્ગે) છે. પ્રશ્નકર્તાઓએ પૂછયું કે ઈસ્લામનો કયો અમલ અફઝલ છે. જવાબ આપ્યો તે મુસલમાન જેની જીભ તથા હાથ વડે મુસલમાન સલામત રહે. જવાબથી એ નિર્દેશ કર્યો કે તમારે એ પૂછવું જોઈએ કે કયો મુસલમાન અફઝલ છે ? જેમ કે કુર્આને કરીમમાં છે : يَسْئَلُوْنَكَ عَنِ الْاَهِلَّةِ قُلْ هِىَ مَوَاقِيْتُ لِلنَّاسِ وَالْحَجِّ લોકોએ પૂછયું એ હતું કે ચાંદ શાથી નાનો મોટો થાય છે ? કેમ ડૂબે નીકળે છે ? તેનો સબબ શું છે ? જવાબ એ આપવામાં આવ્યો કે એનાથી લોકોને મહીનાની ગણત્રી માલૂમ થતી રહે અને હજજનો સમય. મતલબ એ થયો કે તમારે એવું પૂછવું જોઈએ કે એનાથી ફાયદો શું છે ? એવું ન પૂછો કે એવું શાથી થાય છે ?

ای اصحاب الاسلام ای المسلمین

**સમજૂતી : ૧૨**

**૧. સાઈલ કોણ છે ? :** તહ્કીકી રીતે તેનું નામ નથી જાણી શકાયું. અમુક લોકોએ કહ્યું, આ સાઈલ (પ્રશ્નકર્તા) હઝરત અબૂઝર ઝફફારી છે. ઈબ્ને હિબ્બાનની એક હદીષ છે કે હાની ઈબ્ને ઉરવા શુરીહના વાલિદે એના સમાનઅર્થી એક સવાલ કર્યો હતો. તેમને આ પ્રકારનો જવાબ મળ્યો હતો. શક્યો છે કે અહીં પણ તે જ મુરાદ હોય કેમ કે રિવાયત અર્થ મુજબ જાઈઝ છે એટલા માટે શબ્દો બદલાઈ ગયા.

**૨. ای الاسلام خیر (ઈસ્લામનો બેહતર અમલ) :** અહીં اَیُّ પછી આમાલ મઝાફે મહઝૂફ છે. હવે પ્રશ્ન એ થયો કે ઈસ્લામનો કયો અમલ બેહતર છે ? પ્રથમ હદીષમાં અફઝલુ છે અને આમાં ખૈરુન છે. આ બંનેવ ઈસ્મે તફઝીલ છે. પણ અફઝલનો માદ્દો ''અલ્ફદ્લુ'' છે જે કિલ્લત (ઓછાપણા)નો વિરોધાર્થી છે. એટલા માટે અફઝલથી મુરાદ સવાબની વિપુલતા છે. અને ખયરનો માદ્દો خیر (ખયર) છે જે લાભના અર્થમાં છે. જે شَرٌّ (બુરુ)નો વિરોધાર્થી છે. હવે પ્રથમ હદીષનો મતલબ એ થયો, ''કયો મુસલમાન અધિક સવાબવાળો છે ?''

★ *(બુખારી ઈસ્તીઝાન, મુસ્લિમ ઈમાન, અબૂ દાઊદ ઈબ્ને માજહ ઈત્મઅ, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ)*

અને આ હદીષનો મતલબ થયો, "ઈસ્લામના કયા અમલમાં અધિક લાભ છે ?"

**૩. ખાવા ખવડાવવું :** **تطعم** બે મફઉલ (કર્મ) ચાહે છે પ્રથમ મફઉલનો હઝફ સામાન્ય માટે છે. એટલે કે "સૌ મખ્લૂકને ખાવા ખવડાવવું" ચાહે તે માલદાર હોય કે ગરીબ હોય, ચાહે ઓળખીતો હોય અજાણ્યો હોય, માણસ હોય કે જાનવર, સૌને ખવડાવો.

**૪. સલામ કરવી :** સામાન્યતઃ આદત એ છે કે માણસ તેને સલામ કરે છે જેને ઓળખે છે, લોકો અજાણ્યાને સલામ નથી કરતા. એના પર ચેતવણી આપી કે દરેક મુસલમાનને સલામ કરો, ચાહે તેને ઓળખતા હોઉ કે ન ઓળખતા હોઉ.

**કોને સલામ કરવી જોઈએ ? :** અલ્બત્ત, ગૈર મુસ્લિમને સલામ કરવી જાઈઝ નથી. હદીષમાં છે :–

**ولاتبدأ واالیهود والنصاری بالسلام** "યહૂદી તથા ઈસાઈ (નસારા)ને સલામ ન કરો."

યહૂદી તથા નસારાના હુકમમાં સર્વ ગૈર મુસ્લિમો છે. અને તે બદ્‌મઝહબ જેની બદ્‌મઝહબી કુફ્રની હદ સુધી પહોંચી હોય દા.ત. ક઼ાદયાની, રાફ઼ઝી, વહાબી, દેવબંદી, ગૈર મુકલ્લિદ, મૌદૂદી, નેચરી વગેરે. એ જ પ્રમાણે એ બદ્‌મઝહબોને પણ સલામ કરવી જાઈઝ નથી જે ગુમરાહ છે, ભલે તેમની ગુમરાહી કુફ્રની હદ સુધી ન પહોંચી હોય જેમ કે તફ઼ઝીલી. હદીષમાં છે : **لاتجالسوا اهل القدرولاتفاتحوهم** "તક઼દીરના મુન્કિરોની સાથે ન બેસો અને ન તેમને સલામ કરો." *(અબૂ દાઊદ)*

બલ્કે, બદ્‌મઝહબોના સલામનો જવાબ આપવો પણ જાઈઝ નથી. તિર્મિઝી, અબૂ દાઊદ, ઈબ્ને માજહ નાફેઅથી રિવાયત છે કે એક શખ્સ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہمાની ખિદમતમાં આવ્યો અને અર્ઝ કરી ફલાણો તમને સલામ કહે છે. ફર્માવ્યું, મેં સાંભળ્યું છે કે તે બદ્‌મઝહબ ક઼દીરિયહ્ થઈ ગયો છે. જો એ સહીહ છે તો મારા સલામ તેને ન કહેશો.

એના હેઠળ મિશ્કાતમાં છે :– **فانه ببد عته لا یستحق جواب السلام وان کان من اهل الا سلام** "બદ્‌મઝહબીના કારણે તે સલામના જવાબનો મુસ્તહિક (અધિકારી) ન રહ્યો, ભલે મુસલમાનોમાંથી છે."

એ જ પ્રમાણે ફાસિકે મોઅલિન (જાહેરમાં ગુનાહ કરનાર)ને પણ સલામ કરવી મના છે. દુર્રે મુખ્તારમાં છે : **یکره السلام علی افاسق لومعلنًا** ફાસિકે મોઅલિનને સલામ કરવી મકરૂહ છે.

**ગૈર ઈસ્લામી સલામ :** આપસમાં અથવા ગૈરોને તે સલામ કદાપિ ન કરો જે ગૈર ઈસ્લામી હોય. રામ! રામ ! જય રામજીકી ! નમસ્તે ! એટલા માટે કે એ મઝહબી શિઆર (ધાર્મિક ચિન્હ) છે. કોઈ જો કોઈને કહે "અસ્સલામુ અલૈકુમ" તો દરેક માણસ જાણી જાય છે કે આ મુસલમાન છે, અને જો કોઈ જય રામજીકી કહે તો સૌને ખબર થઈ જાય છે કે આ હિંદુ છે.

એ જ પ્રમાણે ગુડ મોર્નિંગ, ગુડ નાઈટ વગેરે ન કહે. હદીષમાં છે :–

**لیس منا من تشبه بغیر نالَا تشبهوا بالیهودولا بالنصای ر فان تسلیم الیهود الا شارة بالید وتسلیم النصاری الاشارة بالکف**

"અમારામાંથી તે નથી જે ગૈરોના શિઆર (નિશાની, ચિન્હ) અપનાવે. યહૂદી તથા નસારાની નિશાની ન અપનાવો. યહૂદીની સલામ હાથથી ઈશારો કરવો અને નસરાનીની સલામ હથેળીથી ઈશારો કરવો."

એટલે કે યહૂદી તથા નસારા કાંઈ બોલતા નથી કેવળ હાથ અને હથેળી વડે ઈશારો કરી દે છે. મુસલમાનમાં પણ એ આદત થઈ ગઈ છે કે સલામ વખતે ઈશારો કરે છે જો કે જીભથી પણ કહે છે. પણ અસ્સલામુ અલૈકુમ કહેવું પૂરતુ છે. હાથ વડે ઈશારો ન કરે.

**કયો અમલ અફ઼ઝલ ? :** પહેલી હદીષમાં મુસલમાનને જીભ અને હાથથી મેહફૂઝ રાખવા અને મના

કરેલ બાબતોને ત્યજવાને ઈસ્લામમાં અફઝલ દર્શાવ્યું. આ હદીષમાં ખાવા ખવડાવવાને અને સલામ કરવાને ઈસ્લામમાં બેહતર દર્શાવ્યું. એનાથી જાહેર છે કે ન તે હદીષમાં હદીષમાં હસ્ર (મર્યાદા)નો હેતુ છે ન આ હદીષમાં. બલ્કે પ્રશ્નકર્તાઓ અને સંજોગો પ્રમાણે જેની અધિક જરૂરત હતી તેને બયાન કર્યું. જ્યારે પ્રથમ હદીષના પ્રશ્નકર્તાઓ અથવા હાજરજનોમાં આ બે વાતોની જરૂરત હતી જેથી તેને બયાન કર્યું. અને આ હદીષના પ્રશ્નકર્તાઓ કે હાજરજનોમાં એ કમી જોઈ તો તેને વર્ણન કર્યું. એમાં એક બારીક નિર્દેશ એ વાત પ્રતિ છે કે ભલે અમુક અમલો અમુકથી અફઝલ છે પણ ક્યારેક ખાસ કારણથી કોઈ ખાસ અમલ અફઝલ તથા બેહતર થઈ જાય છે. જેથી એ તમામ હદીષોમાં વર્ગીકરણ થઈ ગયું કે કોઈમાં અમલોમાં જેહાદ અફઝલ બતાવ્યું તો ક્યાંક કલ્મા તયબાહ પઢવાને વગેરે વગેરે.

દા.ત. કોઈ આલિમને પૂછો કે કયા નફલ સદકામાં વધારે સવાબ છે ? તો એ જવાબ આપશે કે દીની મદ્રસાની ઈમદાદ. પણ એ જ આલિમને પૂછો કે કોઈની પાસે પાંચ રૂપિયા છે, તેનો કોઈ પડોશી ભૂખે મરી રહ્યો છે તો હવે કયામાં વધારે સવાબ છે ? તો એ જ આલિમ એવો જ જવાબ આપશે કે તે ભૂખ્યા મુસલમાન પડોશીની જાન બચાવે.

ચર્ચા હેઠળની હદીષના બારામાં એક અંદાઝો એ છે કે મદીના તયબાહમાં તશરીફ લાવતાં જ ફર્માવ્યું હતું. જેમ કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ رضی اللہ عنہ થી મરવી છે કે મેં જ્યારે સાંભળ્યું કે હુઝૂરે અકદસ صلی اللہ علیہ وسلم તશરીફ લાવી ચૂક્યા છે તો હું હાજર થયો. મેં જ્યારે ધ્યાનપૂર્વક ચેહરા મુબારકને જોયો તો કહી ઉઠયો કે આ જૂઠાનો ચહેરો નથી ! પ્રથમ ઈર્શાદ જે સાંભળ્યો તે આ હતો :–

اَیّھا الناس اَفشوا السلام واطعموا الطعام وَصلوا بالليل والناس نيام تدخلو الجنة اسلام ''હે લોકો સલામ ફેલાવો, ખાવા ખવડાવો, રાત્રે જ્યારે લોકો સૂઈ રહ્યા હોય ત્યારે નમાઝ પઢો તો સલામતીની સાથે જન્નતમાં ચાલ્યા જશો.''

જાહેર છે કે એવા સમયે જ્યારે મક્કાથી લૂટાઈ કુટાઈને ઘરથી બેઘર થઈને મુહાજિરો મદીના તયબાહ આવી રહ્યા છે, તેમની અહીં કોઈ ઓળખાણ નથી, અજનબી છે ત્યારે જરૂરત હતી કે તેમને અપનાવવામાં આવે, તેમને ભૂખ્યા ન રહેવા દેવામાં આવે. ખૂદ જંગે બુગ઼ાષના કારણે અન્સારમાં ઘણો તણાવ હતો. તે સમયે સલામ ફેલાવવાની, ખાવા ખવડાવવાની સખત હાજત હતી. લોકો નમાઝના આદી ન હતા, તે પણ તહજ્જુદથી તો તે વખતે વાકેફ પણ નહીં હોય, તેમને અલ્લાહ તરફ રુજૂઅ કરવા માટે નમાઝની કેટલી સખત જરૂરત હતી, એટલા માટે આ ત્રણ ચીજોને આ ખાસ પ્રસંગને અનુલક્ષીને વર્ણન કરી. વળી સલામ તથા ખાવા એવી ચીજો છે કે તેના ફાયદાથી કોઈ બુદ્ધિજીવીને ઈન્કાર નથી હોઈ શક્તો. આ બંને ચીજો આપસમાં મહોબ્બત, મેળમેળાપ પેદા કરવા માટે નિશાના પર લાગનાર તીર જેવાં અમલ છે.



## حديث حبّ مؤمن ⑬

**[હદીષ ૧૩ : હદીષ હુબ્બે મો'મિન] ''મુસલમાન સાથે મહોબ્બત''**

عَنْ اَنَسٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ

*હઝરત અનસ[1] رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી ﷺ એ ફર્માવ્યું, તમારામાંથી કોઈ*

قَالَ لَا یُؤْمِنُ اَحَدُکُمْ حَتّٰی یُحِبَّ لِاَخِیْهِ مَا یُحِبُّ لِنَفْسِهٖ

*મો'મિન નથી[2] જ્યાં સુધી કે પોતાના મુસલમાન ભાઈના માટે તે જ પસંદ ન કરે જે પોતાના માટે પસંદ કરે છે★.*

**સમજૂતી : ૧૩**

**૧. અનસ ઈબ્ને માલિક અન્સારી** : નજ્જારી ખઝરજી رضی اللہ عنہ. તેમનાં વાલિદા મશ્હૂર સહાબિયા ઉમ્મે સુલૈમ رضی اللہ عنہا છે. આપ હુઝૂર ﷺના ખાસ ખાદિમ છે. દસ વરસ સુધી ખિદમતમાં હાજર રહ્યા. જ્યારે હુઝૂરે અકદસ ﷺ મદીના પાક તશરીફ લાવ્યા તો હઝરત અનસ દસ વરસના હતા. તેમનાં વાલિદાએ ખિદમતમાં લાવીને પેશ કરી દીધા. પછી વિસાલ બાદ જ સાથ છોડયો. ગઝવએ બદર જેવા ખતરનાક મોક઼ા પર પણ સાથે સાથે હતા પણ લડવાને લાયક ન હતા. કોઈકે એમને પૂછયું, ગઝવએ બદરમાં શરીક હતા ? ફર્માવ્યું, હું ક્યાં રહેતો ? સાથે જ હતો ! ખિદમત કરતો હતો.

હુઝૂરે અક઼દસ ﷺએ તેમનું ઉપનામ (કુન્નિયત) અબૂ હમ્ઝા રાખ્યુ. હમ્ઝા એક સાગ છે જેને ફારસીમાં તેરા તેઝક અને ઉર્દૂમાં ચનસર કહે છે. અરબીમાં એનું બીજુ નાર જિર્જિર છે. જે એમને પ્રિય હોતું તે વીણી વીણીને લાવ્યા કરતા. એકવાર ઝવાલાઝનૈન (બે કાનવાળા) કહીને નવાજયા.

એકવાર કૂવો ખોદાવ્યો. પાણી ખારુ હતું. ખિદમતે અક઼દસમાં અર્ઝ કરી. સરકાર તશરીફ લઈ ગયા. તે કૂવામાં થૂંક મુબારક (લુઆબે દહન) નાંખ્યુ તો તે કૂવાનું પાણી મદીનાના સર્વ કૂવાઓ કરતાં મીઠુ થઈ ગયું. તેમનાથી ખૂબ જ મહોબ્બત કરતા. હદીષોમાં ઘણા દિલચસ્પ કિસ્સા વર્ણન થયેલ છે.

એકવાર ઉમ્મે સુલૈમ હાજર થયાં. અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ આ અનસ તમારો ખાદિમ છે તેના માટે દુઆ ફર્માવો. તો આ દુઆ કરી, તેના માલ તેની ઔલાદમાં બરકત આપ ! તેની ઉમર લાંબી કર ! તેને બખ્શી દે ! આ દુઆની બરકત એ થઈ કે ફર્માવે છે કે મેં મારી વંશિય ઔલાદ બસોમાં બે કમ (૧૯૮)ને મારા હાથો વડે દફન કરી છે. કેવળ તેમની ૮૦ બલ્કે એથીય વધુ ઔલાદ થઈ જેમાં બે પુત્રીઓ સિવાય સર્વ પુત્રો હતા.

તેમનો બાગ દર વર્ષે બે વાર ફળ આપતો. એક ફૂલનું ઝાડ હતું જેનાથી મુશ્ક (કસ્તૂરી)ની સુગંધ આવતી હતી. ૧૦૦ વરસ અધિક ઉમર પામી. ખૂદ ફર્માવે છે કે જિંદગીથી ઉકતાઈ ગયો છું.

હુઝૂરે અકદસ ﷺની સાથે આઠ ગઝવાતમાં જંગ કરી. હુઝૂર ﷺના વિસાલ પછી એક જમાના સુધી

★ *(મુસ્લિમ ઈમાન, ઈબ્ને માજહ મુક઼દમા, દારમી રક઼ાક઼, નિસાઈ ઈમાન, તિર્મિઝી, મુસ્નદે ઈમામ અહમદ)*

જેહાદ કરતા રહ્યા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના યુગમાં બસરા આવ્યા જેથી ત્યાંના લોકોને દીનની તા'લીમ આપે. બસરામાં રહેતા સહાબાએ કિરામમાં સૌથી છેલ્લે તેમનો વિસાલ થયો. મુહમ્મદ ઈબ્ને સીરીંએ ગુસ્લ આપ્યું. હિ.સ. ૯૩માં અલ્લાહને પ્યારા થઈ ગયા. બસરાની નજીક પોતાના મહેલમાં જે તુફમાં હતો ત્યાં દફન થયા.

હુઝૂરે અકદસ ﷺના મૂએ મુબારક તેમની પાસે હતા. વસિયત ફર્માવી ગયા હતા કે તેને મારી જીભની નીચે રાખી દેજો તો એવું જ કરવામાં આવ્યું. તેમનાથી ૨૨૮૬ હદીષો રિવાયત થયેલી છે. ૧૬૮ બંનેની માન્ય છે. ૮૩ કેવળ બુખારીમાં અને ૯૧ કેવળ મુસ્લિમમાં છે. એ કક્ષાના સહાબી છે કે હઝરત અબૂ હુરૈરહ્ જેવા હદીષની ખાણે પણ તેમનાથી હદીષ લીધી છે.

**૨. કામિલ મો'મિન** : આ હદીષમાં ઈમાનથી મુરાદ કામિલ ઈમાન છે. મહોબ્બત કોઈની તરફ દિલના વળવાને કહે છે. અહીં મહોબ્બતથી મુરાદ પસંદીદગી છે. મુરાદ એ છે કે, ''કામિલ મો'મિન તે જ છે જે પોતાના મુસલમાન ભાઈના માટે તે જ પસંદ કરે જે પોતાના માટે પસંદ કરે છે.''

એના માટે જરૂરી છે કે જે વાત પોતાના માટે અયોગ્ય જાણે તે બીજા માટે પણ નાપસંદ કરે. એટલે કે માણસ એવું ચાહે છે કે આપણે આરામ ઈજ્જતની સાથે ખુશ ખુશ રહીએ, કોઈ અમારું અપમાન ન કરે, કોઈ અમને તકલીફ ન પહોંચાડે, કોઈ અમારો હક્ક્ ન પડાવી ખાય, એ જ પ્રમાણે એ પણ ચાહે કે મારો ભાઈ માન સન્માન સાથે ખુશ ખુશાલ રહે. ન તેનું અપમાન કે બેઈજ્જતી થાય ન તેનો હક્ક્ પચાવી જવામાં આવે.

આ પરથી એ પણ જરૂરી જણાય છે કે દરેક શખ્સ જો આની આદત પાડે તો સમાજ સ્વચ્છ રહેશે અને જિંદગી ચૈન તથા ઈત્મિનાનથી પસાર થશે. જાહેર છે કે લડાઈ ઝઘડાનો પાયો એ જ હોય છે કે માણસ સંકૂચિત દૃષ્ટિથી એવું ચાહવા લાગે છે કે સર્વ કાંઈ અમને જ મળી જાય અને અન્ય લોકો મેહરૂમ રહે. આ હદીષમાં તવાઝોઅ (આજીજીપણુ) મુરવ્વત, આપસમાં સહકાર, એકબીજાના કામ આવવાની અને એકબીજા સાથે સદ્‌વર્તન કરવાનું શ્રેષ્ઠ પ્રકારનું પ્રોત્સાહન છે. ઈર્ષા, કીનો, અદાવત, દુશ્મની, તકલીફ પહોંચાડવું, હક્ક્ મારવું, પોતે બડાઈ મારી બીજાનું અપમાન કરવું એ બધાથી દૂર રહેવાની ખૂબ જ હૃદયાકર્ષક અંદાઝમાં તલ્કીન છે. એટલા માટે ઉલમાએ આ હદીષને પણ જવામિઉલ કલામ અને ઉમ્મુલ અહાદીષમાં ગણત્રી કરેલ છે.



# حدیث حُبّ رسول ⑭

[હદીષ ૧૪ : હુબ્બે રસૂલ] "મહબ્બતે રસૂલ ﷺ"

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલલ્લાહ ﷺ એ ફર્માવ્યું, તે જાતની કસમ[૧] !*

قَالَ وَالَّذِیْ نَفْسِیْ بِیَدِهٖ

*જેની કુદરતના કૃબજા હેઠળ મારી જાન છે, તમારામાંથી કોઈ મો'મિન નથી*

لَا یُؤْمِنُ اَحَدُکُمْ حَتّٰی اَکُوْنَ اَحَبَّ اِلَیْهِ مِنْ وَّالِدِهٖ وَوَلَدِهٖ

*જ્યાં સુધી હું તેની નજીક બાપ અને ઔલાદથી અધિક મહબૂબ (પ્યારો) ન થઈ જાઉં. (મુસ્લિમ, નિસાઈ ઈમાન)*

**સમજૂતી : ૧૪**

**૧. કૃસમનો ફાયદો અને મુતશાબેહાતનો હુકમ :** આ કૃસમ કેવળ બાદમાં વર્ણન થતી ચીજનું મહત્વ દર્શાવવા માટે છે. અલ્લાહ ﷻ માટે **ید** 'યદ' બોલવું "મુતશાબેહત"માંથી છે. "મુતશાબેહાત"માં ત્રણ મઝહબ છે તેનું કોઈ (તાવીલ) અર્થઘટન ન કરવામાં આવે. આ મઝહબ "અસ્લમ" છે. તાવીલ કરવામાં આવે પણ એવી જે "મોહકમાત"ની વિરુધાર્થી ન હોય, તેના મુતાબિક્ હોય. આ મઝહબ "સાલિમ" છે. અને "મુતાખ્ખેરીન"નો આ જ તરીકો છે. એવી તાવીલ કરવામાં આવે જે "મોહકમાત"ની વિરોધાર્થી હોય એ "ઝાઈગીન" (ગુમરાહો)નો મઝહબ છે. જેમ કે "મુજસ્સમા" કરે છે. એ હરામ તથા ગુનોહ બલ્કે અમુક સ્થિતિમાં કુફ્ર છે. આ મઝહબોના મતભેદના આધારે આયતે કરીમા :–

**اَمَّا الَّذِیْنَ فِیْ قُلُوْبِهِمْ زَیْغٌ فَیَتَّبِعُوْنَ مَا تَشَابَهَ مِنْهُ ابْتِغَاءَ الْفِتْنَةِ وَابْتِغَاءَ تَاوِیْلِهٖ وَمَا یَعْلَمُ تَاوِیْلَهٗ اِلَّا اللّٰهُ وَالرّٰسِخُوْنَ فِی الْعِلْمِ یَقُوْلُوْنَ اٰمَنَّا بِهٖ کُلٌّ مِّنْ عِنْدِ رَبِّنَا**

"જેમનાં દિલમાં વક્રતા (ટેઢાપણુ) છે તેઓ "મુતશાબેહાત"ની પાછળ પડે છે ગુમરાહી અને તાવીલ શોધવા માટે. અને તેનો ખરો અર્થ અલ્લાહ જ જાણે છે. અને પુખ્તા ઈલ્મવાળા કહે છે કે અમે એના પર ઈમાન લાવ્યા. સૌ અમારા રબની પાસેથી છે. *(આલે ઈમ્રાન, પારા–૭)*

આ આયતમાં જો **اِلَّا اللّٰهُ (ઈલ્લલ્લાહ)** પર વક્ફ કરવામાં આવે તો અર્થ એ થશે કે "મુતશાબેહાત"નો અર્થ અલ્લાહ સિવાય કોઈ નથી જાણતુ. હવે એના પરથી જાણવા મળ્યું કે પુખ્તા ઈલ્મવાળા પણ "મુતશાબેહાત"નો અર્થ નથી જાણતા. એ જ મઝહબ "સાલિમ" છે અને પહેલાવાળો "અસ્લમ" છે.

# حدیث حُبّ رسول ⑮

**[હદીષ ૧૫ : હદીષ હુબ્બે રસૂલ] "મહબ્બતે રસૂલ ﷺ"**

عَنْ اَنَسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

*અનસ رضی اللہ عنہથી મરવી છે : રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, તમારામાંથી કોઈ મો'મિન નથી જ્યાં સુધી હું*

وَسَلَّمَ لَا یُؤْمِنُ اَحَدُکُمْ حَتّٰی اَکُوْنَ اَحَبَّ اِلَیْہِ مِنْ وَّالِدِہٖ وَوَلَدِہٖ وَالنَّاسِ اَجْمَعِیْنَ

*તેની નજીક તેના બાપ તેની ઔલાદ અને સૌ લોકોથી અધિક મહબૂબ[૧] ન બની જાઉં. (મુસ્લિમ, નિસાઈ ઈમાન)*

**"મુતશાબેહત"નો અર્થ હુઝૂર જાણે છે :** એના અનુસંધાનમાં એક બહષ અહીં એ પેદા થાય છે કે "મુતશાબેહાત"નો અર્થ હુઝૂરે અકદસ ﷺ જાણે છે કે નહીં. સહીહ એ જ છે કે જાણે છે. નહીં તો ખિતાબ (સંબોધન) બેકાર થઈ જશે. અનિવાર્ય થશે કે અલ્લાહ ﷻએ રસૂલને એવું સંબોધન કર્યું કે રસૂલ ન સમજી શક્યા ! હવે પ્રથમ તફસીરના કારણે હસ્રે ઈઝાફી થશે એટલે હસ્ર (મર્યાદા) ઉમ્મતીના એતબારથી અથવા હસ્રે હકીકી છે. અને મુરાદ જાતી ઈલ્મ છે. રહી ગયો અતાઈ ઈલ્મ તો એ અલ્લાહની અતાથી બીજાઓને પણ મળી શકે છે. હવે મઝહબ અસ્લમ તથા સાલિમની વહેંચણી સ્થિતિના આધારે છે.

સાલિમ મઝહબ પર અહીં ید "યદ"થી મુરાદ કુદરત તથા અધિકાર છે. "યદ" કુદરત તથા અધિકારના અર્થમાં અરબમાં આમ છે. જેમ કે હાથ આપણા ઉર્ફમાં સામાન્યતઃ બોલવામાં આવે છે, "આ વાત અમારા હાથમાં છે." એટલે કે અધિકાર (ઈખ્તિયાર)માં છે. હવે એ વાક્યનો અર્થ એ થયો કે કસમ છે તે જાતની જેના અધિકારમાં મારી જાન છે.

## સમજૂતી : ૧૫

**૧. મહબ્બતના સબબો તથા હેતુઓ :** "અહબ્બ" મહબ્બતથી તેની ઈસ્મે તફઝીલ છે, મહોબ્બત કોઈના પ્રતિ દિલના આકર્ષણને ઝુકાવને કહે છે. હદીષની શરહકર્તાઓ ફર્માવે છે, મહોબ્બતના બે પ્રકારો છે, તબઈ (પ્રાકૃતિક) તથા સ્વભાવિક જેમાં માણસને ઈખ્તિયાર નથી હોતો. એ મુરાદ નથી એટલા માટે કે મહોબ્બતને ઈમાન ફર્માવ્યું, અને ઈમાન ઈખ્તિયારી ચીજ છે. બીજું અક્લી છે કેમ કે માણસ તેને પોતાની બુદ્ધિના તકાઝા વડે ઈખ્તિયાર કરે છે. આ હદીષમાં એ જ મુરાદ છે. જ્યારે અક્લીના સબબો ત્રણ છે : હુસ્નો જમાલ, જૂદો નવાલ (સખાવત), ફઝ્લો કમાલ. આ ત્રણેવ સબબો હુઝૂરે અક્દસ ﷺની જાતે પાકમાં એટલા ઉચ્ચ કક્ષાના કમાલ સાથે મૌજૂદ છે કે કોઈ મખ્લૂકમાં એ દરજે તો શું એનો દસમો ભાગ પણ હોવું અશક્ય છે. હુઝૂરે અકદસ ﷺ પોતાના દરેક ગુણ (ખૂબી)માં પણ અજોડ છે. આ અર્થના આધારે આં હુઝૂર ﷺની કોઈ ખૂબીમાં કોઈ મખ્લૂકની સંપૂર્ણતઃ શિર્કત (ભાગીદારી) અશક્ય છે. અલ્લામા બુસૈરી ફર્માવે છે :–

منزّہ عن شریك فی محاسنه ۔ فجوھرا الحسن فیه غیرمنقسم "હુઝૂરે અક્દસ ﷺ પોતાની ખૂબીઓમાં

ભાગીદારીથી પાક છે. હુઝૂરમાં જે હુસ્નનું જૌહર છે તે ગૈર મુન્કસિમ (અવિભાજ્ય) છે.'' એટલે સુધી કે હઝરત શયખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વીએ ફર્માવ્યું, (અર્થ) : ''આં હઝરત ﷺ અલ્લાહ ﷻના જમાલ તથા કમાલના આઈના છે.

તો જ્યારે કે હુઝૂરે અક્દસ ﷺ મહોબ્બતના તમામ સબબોથી ભરચક છે એ રીતે કે બીજો એમાં આપનો શરીક નથી. તો બૌદ્ધિક રીતે એ અનિવાર્ય ઠર્યું કે આં હુઝૂર ﷺની મહોબ્બત દુનિયાની તમામ ચીજોથી અધિક હોય. અને આપ તમામ જહાનથી અધિક મહબૂબ હોય.

શરહકર્તાઓ સામાન્યતઃ અહીં **لا یومن** (લાયુઅ્મિનુ)થી કામિલ ઈમાન મુરાદ લે છે. અને સ્પષ્ટતામાં એવું કહે છે કે અસલ ઈમાન હુઝૂરે અકદસ ﷺને આખા વિ□ કરતાં અફઝલ તથા મહાન માનવું છે. રહી ગઈ મહોબ્બત તો એ શક્ય છે કે કોઈની અઝમત દિલમાં ખૂબ જ પ્રમાણમાં હોય અને મહોબ્બત કમ હોય. જેમ કે એક બાપના દિલમાં પુત્રની મહોબ્બત ઉસ્તાદ કરતાં વધારે હોય શકે છે અને ઉસ્તાદની અઝમત પુત્ર કરતાં વધારે. પરંતુ આ સ્પષ્ટતા અસલમાં મહોબ્બતના બંને પ્રકારમાં ફરકના અભાવના કારણે છે નહીં તો મહોબ્બતથી મુરાદ અક્લી તથા ઈખ્તિયારી મુરાદ લેવામાં આવે તો પછી માનવુ પડશે કે મૂળ ઈમાન જ એ છે કે હુઝૂરે અકદસ ﷺને સર્વ જહાનથી અધિક પ્રિય જાણે. એટલા માટે આ હદીષ **لا یومن**માં કામિલ ઈમાનની તેહકીક ખાસપૂર્વક છે અને મુરાદ મુત્લક ઈમાન અને તે જે મહોબ્બત તથા અઝમતનો ફરક છે તે ''તબઈ'' મહોબ્બત અને અઝમતની વચ્ચે છે. અક્લી મહોબ્બતમાં તથા અઝમતના એ'તેકાદમાં એકબીજા માટે અનિવાર્ય હોવું હકીકી છે.

અને તે જે હઝરત ઉમર ફારૂકે આ'ઝમની હદીષમાં આવ્યું છે કે હુઝૂર ﷺએ તેમને પૂછયું, કે ફર્માવ્યું, હે ઉમર ! તમારી શું સ્થિતિ છે ? કેવળ મારાથી જ મહોબ્બત રાખો છો કે અન્ય કોઈ ચીજ સાથે ? અર્ઝ કરી, હુઝૂરથી પણ મહોબ્બત રાખું છું અને માલ તથા ઔલાદથી પણ. આં હુઝૂરે હઝરત ઉમર رضی اللہ عنہની છાતી પર હાથ મુબારક માર્યો અને પૂછયું, હવે શો હાલ છે ? અર્ઝ કરી, માલ તથા ઔલાદની મહોબ્બત જતી રહી પણ પોતાની મહોબ્બત બાકી છે. ફરી બીજીવાર દસ્તે અક્દસ તેમની છાતી પર માર્યો. પૂછયું, હવે ? અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! સૌની મહોબ્બત નીકળી ગઈ, કેવળ તમારી મહોબ્બત બાકી છે. ફર્માવ્યું, હવે તમારું ઈમાન સંપૂર્ણ થયું. એમાં મહોબ્બતથી મુરાદ તબઈ (પ્રાકૃતિક) છે કે જે આરંભમાં હઝરત ઉમરના દિલમાં હતી પણ હુઝૂરે અક્દસ ﷺ એ પોતાના અતિશય હેતની તવજ્જોહ ફર્માવીને પોતાના સિવાય સૌની મહોબ્બત તેમના દિલેથી કાઢી નાખી અને તેમને પોતાની જાતની સાથે ફાની અને પોતાની જાતની સાથે બાકી બનાવી દીધા તબઈ મહોબ્બત પણ રસૂલ સિવાય તેમના દિલેથી કાઢી નાખી.

ખુલાસો એ થયો કે જો આ હદીષમાં મહોબ્બતથી મુરાદ મુત્લક મહોબ્બત લેવામાં આવે તો જરૂર ઈમાનથી મુરાદ કામિલ ઈમાન લેવું જરૂરી થશે. પણ એના પર એ વાંધા પડશે કે તબઈ મહોબ્બત ઈખ્તિયારી નથી અને ઈમાન ઈખ્તિયારી છે. તેના જવાબમાં એવું કહી શકાય છે કે મુરાદ એ છે કે મો'મિન હુઝૂરે અક્દસ ﷺની જાત તથા સિફતો તેમના ઈનામો તથા એહસાનોને સતત યાદ કરીને કોશિશ કરે કે તેના દિલમાં રસૂલમાં રસૂલ સિવાયનાની તબઈ મહોબ્બત પણ રસૂલથી અધિક ન થવા પામે એ કમાલે ઈમાન છે.

અને જો આ હદીષમાં મહોબ્બતથી જ્યારે અક્લી તથા ઈખ્તિયારી મુરાદ લેવામાં આવે તો **لا یومن**થી મુત્લક ઈમાન મુરાદ હોવું જાહેર છે.

C

## (١٦) حدیث حلاوت ایمان

**[હદીષ ૧૬ : હદીષે હલાવતે ઈમાન] ''ઈમાનની મીઠાશ''**

عَنْ اَنَسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ

*હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે નબી ﷺ એ ફર્માવ્યું, જેનામાં ત્રણ ચીજો હોય*

ثَلٰثٌ مَّنْ کُنَّ فِیْہِ وَجَدَ حَلَاوَۃَ الْاِیْمَانِ۔ اَنْ یَّکُوْنَ اللّٰہُ وَرَسُوْلُہٗ اَحَبَّ

*તે ઈમાનની ચાસણી પામશે[૧] જેને અલ્લાહ તથા રસૂલ સર્વ જગતથી પ્યારા હોય[૨]*

اِلَیْہِ مِمَّا سِوَاھُمَا وَاَنْ یُّحِبَّ الْمَرْءَ لَا یُحِبُّہٗ اِلَّا لِلّٰہِ وَاَنْ یَّکْرَہَ اَنْ یَّعُوْدَ فِی الْکُفْرِ کَمَا

*અને કોઈની સાથે મહોબ્બત કરે તો કેવળ અલ્લાહના માટે જ કરે. જે મુસલમાન થયા બાદ*

یَکْرَہُ اَنْ یُّقْذَفَ فِی النَّارِ

*કુફ્રમાં પાછા ફરવાને એવું નાપસંદ કરે જેમ કે આગમાં નાખવામાં આવવાને★.*

**સમજૂતી : ૧૬**

**૧. હલાવતે ઈમાન** : ઈમામ નવવીએ ફર્માવ્યું કે હલાવતથી મુરાદ અહીં ઈસ્તિલ્ઝાઝ છે. મતલબ એ છે કે જેનામાં આ ત્રણ વાતો હશે તે ઈમાનના તક઼ાઝાઓ હેઠળ લિજ્જત પામશે. એટલે ઈબાદત તથા તાઅત (ફર્માંબરદારી) કરવામાં, અને એ સિલસિલામાં મહેનત કરવામાં તેને લિજ્જત મળશે.

આ સરખામણીમાં નિર્દેશ છે કે જેવી રીતે મધ મીઠી તથા સ્વાદિષ્ટ ચીજ છે પરંતુ તાવવાળા બીમારને કડવું લાગે છે. એ જ પ્રમાણે ઈમાનનો હાલ છે. જે કુફ્ર તથા ગુમરાહીનો બીમાર નથી તેના માટે સ્વાદિષ્ટ તથા મીઠી ચીજ છે અને જે ગુમરાહીનો બીમાર છે તેની નજીક એ અણગમતુ તથા નાપસંદ છે.

**૨. આ ઉમ્મુલ અહાદીષમાંથી છે** : ઈમામ નવવીએ ફર્માવ્યું કે આ હદીષ ઈસ્લામના ઉસૂલમાં અસ્લે અઝીમ છે એટલા માટે કે સર્વ એમના સિવાયનાંઓથી અધિક અલ્લાહ તથા રસૂલની મહોબ્બત અને અલ્લાહના જ માટે મહોબ્બત અને અલ્લાહના માટે જ અદાવત, અને કુફ્રની તરફ પાછા વળવાથી ખૌફ તેને થશે જેનું ઈમાન મજબૂત અતિ મજબૂત હશે.

જ્યારે કોઈનું ઈમાન પુખ્તા હશે તો તેને એ વાત પર કામિલ યકીન હશે કે અમને જે કાંઈ મળ્યું છે અથવા

★ *(બુખારી, અદબ, મુસ્લિમ ઈમાન, નિસાઈ ઈમાન, ઈબ્ને માજહ્, ફિતન, મુસ્નદે ઈમામ અહમદ, તિર્મિઝી)*

## ⑰ حدیث حب انصار

**[હદીષ ૧૭ : હદીષે હુબ્બે અન્સાર] "અન્સારથી મહબ્બત"**

عَنْ اَنَسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ اٰیَۃُ

*હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે નબી ﷺ એ ફર્માવ્યું, અન્સાર[1]ની*

الْاِیْمَانِ حُبُّ الْاَنْصَارِ

*મહોબ્બત ઈમાનની નિશાની છે.*

وَاٰیَۃُ النِّفَاقِ بُغْضُ الْاَنْصَارِ

*અને અન્સારથી અદાવત નિફાક઼[2]ની નિશાની છે. (ફઝાઈલે અન્સાર, મુસ્લિમ નિસાઈ)*

મળશે સૌને આપનાર અલ્લાહ જ છે અને સર્વ કાંઈ રસૂલના વાસ્તાથી જ મળે છે અને મળશે. રસૂલ જે મહાન વાસ્તો છે જેમણે અલ્લાહની મઅરેફત કરાવી. તેમના ઝરીયાથી આપણને ઈસ્લામ જેવો સાચો દીન મળ્યો તો અનાયાસે તેના દિલમાં અલ્લાહ ﷻ અને તેના રસૂલ ﷺની મહોબ્બત સૌથી વિશેષ પેદા થશે અને જ્યારે અલ્લાહ તથા રસૂલની આ દરજાની આ'લા મહોબ્બત સૌથી વિશેષ પેદા થશે તો આપોઆપ જો કોઈનાથી મહોબ્બત કરશે તો અલ્લાહના માટે જ કરશે એટલે કે એટલા માટે કરશે કે તેની સાથે મહોબ્બત કરવાથી અલ્લાહ રાજી થશે. એટલા માટે કે એ અલ્લાહનો મહબૂબ તથા મકબૂલ બંદો છે અને જ્યારે અલ્લાહ તથા રસૂલની મહોબ્બત રગ રગમાં રચી વસી જશે તો તેનું આપોઆપ પરિણામ એ આવશે કે કુફ્રથી નફરત પેદા થઈ જશે. એનાથી સ્પષ્ટ થઈ ગયું કે ઈમાન અને આ ત્રણ ચીજોમાં આપસમાં લાઝિમ છે. જ્યારે ઈમાન જોવા મળશે તો આ ત્રણ વાતો પણ જાવા મળશે અને જ્યારે આ ત્રણ વાતો જોવા મળશે તો જરૂર ઈમાન પણ જોવા મળશે.

### સમજૂતી : ૧૭

**૧. અન્સાર :** "નાસિર"નું બહુવચન અન્સાર છે. જેવી રીતે "સાહિબ"નું બહુવચન અસ્હાબ છે. એ પણ લખવામાં આવ્યું કે "નસીર"નું બહુવચન છે જેમ કે શરીફનું "અશ્રફ." દરેક તકદીર પર તેનો અર્થ "મદદ કરનારાઓ" થાય છે. તેમનું નામ અન્સાર એટલા માટે પડયું કે તેમણે નબી ﷺની મદદ કરી. આ અવસ તથા ખઝરજની ઔલાદ અને તેમના સાથે કરાર કરનારાં તથા ગુલામને આઝાદ કરનારાઓનું નામ છે.

**અવસ ખઝરજ :** બંનેવ ભાઈ હતા. તેમના બાપનું નામ હારિષા અથવા ષઅલ્બા અલ્અન્કાઅ હતું. તેની ગરદન ખૂબ જ લાંબી હતી એટલા માટે એને અન્કાઅ્ કહેતા હતા. એ લોકો અસલમાં યમનના રહેવાસી હતા. સદ્દે મારબ તૂટવાથી જ્યારે યમન તબાહ થઈ ગયું તો એ લોકો મદીના તયબાહ આવીને વસી ગયા. યમનમાં તેમના મૂળ પૂર્વજનું નામ કહતાન હતું. કલ્બીએ કહ્યું કે કહતાન હઝરત ઈસ્માઈલની ઔલાદમાંથી છે આ તક઼દીર પર કુલ અરબ ઈસ્માઈલ علیہ السلامની ઔલાદ થઈ.

અમુકે કહ્યું, નહીં કહતાન હઝરત ઈસ્માઈલ علیہ السلامની ઔલાદ નથી આ તક઼દીર પર અરબનું મૂળ બે થઈ. આલે ઈસ્માઈલ અને આલે કહતાન. (અયની) આમ તો અમુક લોકોએ એના પર ઘણી જ લાંબી ચર્ચા કરી છે કે અન્સાર આલે ઈસ્માઈલ છે કે નથી ? બુખારી શરીફ કિતાબુલ અંબિયામાં હઝરત અબૂ હુરૈરહ્‌નો કૌલ વર્ણન થયેલો છે કે તેમણે હઝરત હાજરાના બારામાં ફર્માવ્યું, **فتلك اُمّكم يابنى ماء السماء** "આ તમારી માં છે હે વરસાદના પુત્રો !" એનાથી મુરાદ અરબવાસીઓ છે. કેમ કે તેમની જિંદગી વરસાદના જ પાણી પર છે. આ પરથી જાહેર થયું કે સર્વ અરબ બની ઈસ્માઈલ છે.

અવસ તથા ખઝરજ પહેલાં બની ક઼ીલા કહેવાતા હતા. ક઼ીલા તેમની માંનું નામ હતું. હુઝૂરે અકદસ ﷺએ તેમનું નામ અન્સાર રાખ્યું. કુર્આન મજીદમાં તેમના બારામાં ફર્માવ્યું :–

**وَالَّذِيۡنَ اٰوَوْا وَّنَصَرُوۡۤا اُولٰٓـئِكَ هُمُ الۡمُؤۡمِنُوۡنَ حَقًّا لَهُمۡ مَّغۡفِرَةٌ وَّ اَجۡرٌ كَرِيۡمٌ** "અને જેમણે જગ્યા આપી અને મદદ કરી, તેઓ જ સાચા ઈમાનવાળા છે. તેમના માટે બખ્શિશ છે અને ઈજ્જતની રોજી."

**૨. નિફાક઼** : બાબે મુફાઅલતનો મસ્દર છે. એનો અર્થ દોરુખી કરવું છે. અને શરીઅતમાં જીભ વડે ઈસ્લામનો ઈકરાર અને દિલમાં કુફ્ર છુપાવી રાખવાને કહે છે.

હદીષનો મતલબ તદ્દન જાહેર છે કે અન્સારે કિરામ જેમણે રસૂલુલ્લાહ ﷺ અને બેઘર મુહાજિરોને જગા આપી, તેમની સર્વ રીતે મદદ કરી, આખુ અરબ એના કારણે અન્સારનું વિરોધી થઈ ગયું. પણ તેની તેમણે પરવા ન કરી. તેમની સાથે દરેક ઈમાનવાળાને અનિવાર્યપણે મહોબ્બત હશે. તેમની સાથે અદાવત તે જ રાખે જેના દિલમાં ચોર હશે.

**સ્પષ્ટતા** : મુબ્તદા અને ખબર બંને મઅરુફા હોય તો હસ્રનો ઈફાદા કરે છે. એટલા માટે એનો મતલબ એ થયો કે ઈમાનની નિશાની કેવળ અન્સારની મહોબ્બત છે અને મુનાફિક઼ની નિશાની કેવળ અન્સારથી અદાવત છે. જો કે ઈમાનની વિવિધ નિશાનીઓ દર્શાવવામાં આવી છે એ જ પ્રમાણે મુનાફિક઼ની પણ. એનો જવાબ એ છે કે આ હસ્ર અદઆઈ છે, હક઼ીક઼ી નથી. અન્સારની શાને અઝમત દર્શાવવાના માટે ફર્માવવામાં આવ્યું છે કે એમની શાન એવી છે કે એઓ સાચા ઈમાન તથા નિફાકનાં માપદંડ છે કે તેમનાથી મહોબ્બત કરનાર સાચો ઈમાનવાળો જ હશે અને તેમનાથી અદાવત રાખનાર મુનાફિક઼ જ હશે. સારાંશ એ કે જે અન્સાર સાથે અન્સાર હોવાને કારણે અદાવત રાખે એટલે કે એ કારણે કે તેમણે રસૂલુલ્લાહ ﷺને અને મુહાજિરોને જગા આપી, તેમની દરેક રીતે મદદ કરી, તેમના લીધે આખા અરબથી દુશ્મની વહોરી લીધી તે કદી મો'મિન નથી થઈ શક્તો. ભલે તે લાખ ઈમાનનો દાવો કરે પણ તે મુનાફિક હશે. જેમ કે બીજી હદીષ શરીફમાં ખુલાસો છે : **لَا يُحِبُّهُمۡ اِلَّا مُؤۡمِنٌ** "અન્સાર સાથે કેવળ મો'મિન જ મહોબ્બત રાખે છે."



## ⑱ حدیث عقوبات گناہ کا کفارہ ھیں

**[હદીષ : ૧૮] સજાઓ ગુનાહનો કફ્ફારો છે**

## اَخْبَرَنِیْ اَبُوْ اِدْرِیْسَ عَائِذُ اللّٰہِ بْنُ عَبْدِ اللّٰہِ

*હઝરત ઓબાદા ઈબ્ને સામત[1] જંગે બદર[2]માં શરીક થયા હતા અને*

**સમજૂતી : ૧૮**

**૧. ઓબાદા ઈબ્ને સામિત અન્સારી ખઝરઝી** رضی اللہ عنہ: બંને ઉક્બામાં અને સર્વ ગઝવાતમાં હુઝૂરે અક્દસ ﷺના સાથી રહ્યા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ સૌ પ્રથમ તેમને જ પેલેસ્ટાઈનના કાઝી બનાવ્યા હતા. પછી તેમને પૂરા શામ (સીરીયા)ના કાઝી બનાવ્યા. તે વખતે એ હમ્સમાં સ્થાયી રહ્યા. ભારે બદન, ખૂબ સૂરત આલિમ ફાઝિલ બુઝુર્ગ હતા. અંતિમ વયે પેલેસ્ટાઈન જતા રહ્યા ત્યાં અથવા રમાલમાં હિ.સ. ૨૪માં વિસાલ થયો. મઝાર મુકદસ બયતુલ મુકદસમાં મશ્હૂર તથા ખ્યાતનામ છે. તેમના થકી ૧૮૦ હદીષો મરવી છે છે બંનેમાં સમંતિવાળી છે અને બે કેવળ બુખારીમાં તથા બે કેવળ મુસ્લિમમાં અફરાદથી છે. ઓબાદા ઈબ્ને સામિત સહાબીઓમાં કેવળ એક જ છે અને ઓબાદા ﷺના ૧૨ જણા છે.

પ્રથમ હદીષમાં ફર્માવ્યું, અન્સારની મહોબ્બત ઈમાનની નિશાની છે. હવે આ હદીષ એ દાવાના માટે દલીલના સ્થાને વર્ણન કરવામાં આવી એટલે અન્સારની મહોબ્બત શા માટે ઈમાનની અલામત (નિશાની) છે ? એટલા માટે કે તેમણે અતિ ગંભીર સમયમાં પોતાનું તન, મન, ધન ઈસ્લામ પર કુર્બાન કરવાની બયઅત કરી અને જે બયઅત કરી તે કરીને દેખાડી પણ આપ્યું. એ સબબથી તેમનું નામ અન્સાર રાખવામાં આવ્યું.

**શહિદનો અર્થ** : શહિદનો અર્થ હઝરથી છે એનાથી "શાહીદ" હાજરના અર્થમાં છે. જેમ કે હદીષે મશ્હૂર **فلیبلغ الشاھد الغائب**અને નમાઝે જનાઝાની દુઆ **وشاھدنا وغائبنا**માં છે. આ બંને જગાએ ગેરહાજરના વિરોધાર્થીથી શાહિદ (ગવાહ)નો અર્થ હાજર નિશ્ચિત થયો છે. અને જ્યારે શાહિદનો અર્થ હાજર હદીષોની સાબિત અને હદીષો કુર્આનની તફસીર જેથી આયતે કરીમા **اِنَّآ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا** માં શાહિદ એ હાજર અર્થમાં લેવામાં કાંઈ વાંધો નથી.

**૨. બદર** : એ મશ્હૂર જગ્યાનું નામ છે જ્યાં ૧૭ રમઝાન ૨ હિ.સ. માં હક્ક તથા બાતિલ વચ્ચે નિર્ણાયક મશ્હૂર ગઝવા થયો. એ મદીના પાકથી ચાર મંઝિલ લગભગ ૮૦ માઈલના અંતરે મક્કા મોઅઝ્ઝમાના માર્ગે છે. અહીં વરસે વરસે મેળો ભરાતો હતો. બદર નામની એક વ્યક્તિએ અહીં કૂવો ખોદાવ્યો હતો. એ જ નામ કૂવાનું પછી એ જગાનું પડી ગયું.

**૩. નુક્બા** : એ નકીબનું બહુવચન છે જેનો અર્થ સરદાર, ઝિમ્મેદાર, નિગેહબાન છે. ઉક્બા પહાડની ટોચને કહે છે. આ તે જ ઉક્બા છે જ્યાં અત્યારે મસ્જિદે ઉક્બા છે એની નજીક જમરતુલ ઉક્બા છે જેને જમરાએ કુબરા અને અવામ મોટો શૈતાન કહે છે.

**બયઅતે ઉક્બા** : હુઝૂરે અક્દસ       ની આદતે કરીમા હતી કે દર વરસે હજ્જના દિવસોમાં વિવિધ

اَنَّ عُبَادَةَ بْنَ الصَّامِتِ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ وَکَانَ شَهِدَ بَدْرًا

*તેઓ લૈલતુલ ઉક્બાના નકીબ બનાવવામાં આવ્યા હતા[3]. આ રિવાયત કરે છે કે રસૂલલ્લાહ ﷺએ એવા*

وَهُوَ اَحَدُ النُّقَبَاءِ لَيْلَةَ الْعَقَبَةِ

***સમયે ફર્માવ્યું જ્યારે આપની આસપાસ સહાબીઓની એક જમાઅત હતી.***

ક્બીલાઓ પાસે જઈને તેમને ઈસ્લામની દા'વત આપ્યા કરતા હતા. નબવી સન ૧૦ માં જ્યારે આપ એ જ હેતુસર આ ઉક્બાની પાસે પહોંચ્યા તો ત્યાં અન્સારના ક્બીલા ખઝરજના અમુક માણસો મૌજૂદ મળ્યા જેઓ મક્કા મોઅઝ્ઝમા એ હેતુથી આવ્યા હતા કે કુરૈશ સાથે આપસમાં મદદનો ક્રાર કરીને તેમના મિત્ર બની જાય. તેમને હુઝૂરે અકદસ ﷺએ ઈસ્લામની દા'વત આપી. તે લોકોએ મદીનાના યહૂદીઓ પાસેથી નબી આખિરુઝ્ઝમાંના આગમન વિશેની ખબરો સાંભળી રાખી હતી. ઈસ્લામની દા'વત સાંભળીને તેમણે એકબીજા પ્રતિ જોયું અને કહ્યું, આ તે જ નબી છે ! ક્યાંક યહૂદી ઈમાન લાવવામાં તમારા પર અગ્રતા ન મેળવી જાય ! અને કહ્યું કે આપણે જેના માટે આવ્યા છીએ તેનાથી આ બેહતર છે. એ લોકોએ ઈસ્લામ સ્વીકારી લીધો. તેઓ છ માણસો હતો.

અબુલ હૈષમ ઈબ્ને તીહાન, અસ્અદ ઈબ્ને ઝુરારા (વફ્રાત : સન હિ. ૧), ઔફ ઈબ્ને હારિષ, રાફેઅ ઈબ્ને માલિક બિન હારિષ જંગે ઓહદમાં શહીદ થયા. ક્તબા ઈબ્ને આમિર જંગે યમામામાં શહીદ થયા. જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رِضْوَانُ اللّٰهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْنَ.

ઈસ્લામ ક્બૂલ કર્યા બાદ એ લોકો મદીના પાક પરત થયા અને આવતે વરસે ફરી આવવાનો વાયદો કરી ગયા. મદીના પહોંચીને ત્યાં ઈસ્લામની તબ્લીગ કરી જેનાથી ઘણા લોકોએ ઈસ્લામ ક્બૂલ કરી લીધો. વાયદા મુજબ બીજા વરસે બાર જણા મદીનાથી આવ્યા. એ જ હઝરાતમાં ઓબાદા ઈબ્ને સામિત પણ હતા અને હુઝૂરે અક્દસ ﷺથી બયઅત કરી. આ બયઅતે ઉક્બા ઉલા છે.

**મુસ્અબ બિન ઉમૈરની મદીના રવાનગી** : તે લોકોએ દરખાસ્ત કરી કે મદીનાના નવમુસ્લિમોને દીન શીખવાડવા અને તબ્લીગના માટે કોઈ માણસ અમારી સાથે કરી આપો. હુઝૂરે અક્દસ ﷺએ સૈયદના મુસ્અબ ઈબ્ને ઉમૈર શહીદ رضی اللہ عنہને તેમની સાથે કરી દીધા.

ત્રીજા વરસે સૈયદના મુસ્અબ ઈબ્ને ઉમૈર رضی اللہ عنہની સાથે ૭૨ વ્યક્તિઓ ખિદમતે અક્દસમાં હાજર થઈ. સૌએ તે ઉક્બામાં બયઅત કરી. હુઝૂર ﷺએ તેમાંથી ૧૨ જણાને તેમના નક્રીબ બનાવ્યા, નવ ખઝરજ કબીલાના અને ત્રણ અવસના. એઓમાંના એક નક્રીબ ઓબાદા બિન સામિત رضی اللہ عنہ પણ છે. બયઅતે ઉકબા બીજી છે.

ઈસ્લામના ઈતિહાસમાં આ બંનેવ ખાસ કરીને બીજી બયઅતે ઉક્બાનું ઘણુ મહત્વ છે. આ બીજી જ બયઅતના પ્રસંગે મદીના તયબાહ હિજરત કરવાનું નક્કી થયું હતું. અન્સારે કિરામે પોતાનું સર્વસ્વ કુર્બાન કરવાનો વાયદો કર્યો અને રહમતે આલમ ﷺએ તેમનામાં હમેશાં રહેવાનો વાયદો કર્યો. બાદમાં થનારી સર્વ જીતો અને કામયાબીઓની આ બયઅત પ્રસ્તાવના હતી. હઝરત ક્અબ ઈબ્ને માલિક અન્સારી رضی اللہ عنہએ ગર્વભેર ફર્માવ્યું, હું લયતુલ ઉક્બામાં હાજર હતો જ્યારે અમે ઈસ્લામ પર મીષાક્ (વચન બદ્ધ) કર્યો. હું બદરમાં ભાગ લેવાથીય મહત્વનું એને સમજુ છું ભલે લોકોમાં બદરની ચર્ચા વધારે છે.

اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ وَحَوْلَہٗ عِصَابَۃٌ مِّنْ

*(આ વાતો પર) મારાથી બયઅત કરો[૪], અલ્લાહની સાથે કોઈને શરીક નહીં કરો,*

اَصْحَابِہٖ بَایِعُوْنِیْ عَلٰی اَنْ لَّا تُشْرِکُوْا بِاللّٰہِ شَیْئًا وَّلَا تَسْرِقُوْا وَلَا تَزْنُوْا وَلَا

*ચોરી નહીં કરો, ઝિના (વ્યભિચાર) નહીં કરો. તમારી ઔલાદને કત્લ નહીં કરો[૫] અને*

**عصابة (ઈસાબહ)** : عصابہ આ દસથી લઈને ૪૦ માણસોના ટોળાને કહે છે. એના માટે એક વચન નથી તેનું બહુવચન عصائب ઈસાબહ્ તથા عُصَب ઉસુબ પણ આવે છે.

**૪. بیعت બયઅત** : بایعونی એનો માદ્દો بَیْعٌ છે જેનો અર્થ વેચવું છે (મુબાયઅ્ત)નો અર્થ આપસમાં ખરીદ વેચાણ કરવું છે. પણ અહીં مبایعت (મુબાયઅ્ત)નો અર્થ આપસમાં વચનબદ્ધ થવા વિશે છે, એટલે જેની પાસે જે હતું તે બીજાને વેચ્યું. સહાબાએ કિરામની પાસે જાન તથા માલ, આલ ઔલાદ હતી તે વેચી.

અને હુઝૂરે અક્દસ ﷺએ તેમના હાથે જન્નત વેચી. ઈર્શાદ છે :–

**اِنَّ اللّٰہَ اشْتَرٰی مِنَ الْمُؤْمِنِیْنَ اَنْفُسَہُمْ وَاَمْوَالَہُمْ بِاَنَّ لَہُمُ الْجَنَّۃَ** ''બેશક ! અલ્લાહે મો'મિનો પાસેથી તેમનાં જાન તેમનો માલ ખરીદયો છે એના બદલામાં કે એમના માટે જન્નત છે. *(સૂરએ તૌબા, આયત–૧૧૦)*

**૫. ઔલાદની ક્ત્લ** : તમારી ઔલાદને ક્ત્લ ન કરો. એની તખ્સીસ (ખાસ કરવું) એટલા માટે છે કે એ અરબમાં રિવાજ હતો કે છોકરીઓને જીવતી દાટી દેતા હતા અને છોકરાઓને પણ ભરણપોષણની ચિંતામાં મારી નાખતા હતા. આ ઘણો જ જંગલી તથા બેશરમીભર્યો અમલ હતો. નાહક્ક્ ખૂનની સાથે ગર્ભપાત તથા જંગલીપણુ પણ છે.

**૬. બોહતાન** : તે જૂઠને કહે છે જેને સાંભળીને માણસ અચંબામાં પડી જાય દા.ત. જૂઠો આક્ષેપ મૂકવો, કોઈના પર જૂઠ બાંધવું, તેણે ન કીધેલી વાત તેના માટે થોપવી, એની પણ શક્યતા છે કે અહીં ખાસ ઝિનાની તોહમત મુરાદ હોય.

**ઈફ્તેરા** : ઈફતેરાનો માદ્દો ફતરિય્યહ્ છે જેનો અર્થ જૂઠ છે. ઈફતેરાનો મતલબ જૂઠ ઘડવું છે. દરેક બોહતાન બનાવટી હોય છે. ઈફતેરા તેની સિફત અથવા સ્પષ્ટતા માટે છે. અથવા એમાં તજરીદ છે. بین اید یکم وارجلکم થી મુરાદ ક્યાં તો દિલ છે કે એ હાથ તથા પગોની વચ્ચે છે અથવા ઈન્સાનની જાત મુરાદ છે.

**ગુનાહમાં કોઈની ફર્માંબરદારી નથી** : સારા કામમાં નાફર્માની નહીં કરો. હુઝૂરે અકરમ ﷺ જે કામનો પણ હુકમ આપશે તે સારો જ હશે એટલા માટે ફી મઅરૂફની શર્ત બયઅત કરનારાઓની પાકીના માટે હતી. અને એ દર્શાવવા માટે કે હું જે પણ હુકમ આપીશ તે સારો જ હશે. અથવા સામાન્ય મુરાદ છે એટલે મારા તથા મારા પછી જે પણ તમારા પર હાકિમ થાય તેનું દરેક સારી વાતમાં આજ્ઞાપાલન કરજો. નિર્દેશ કરી આપ્યો કે ગુનાહમાં કોઈ મખ્લૂકનું આજ્ઞાપાલન જાઈઝ નથી. لاطاعۃ للمخلوق فی معصیۃ الخالق

**બયઅતનો બદલો** : મુબાયઅતમાં બંને પક્ષો તરફથી બદલો હોય છે. સહાબાએ કિરામે પોતાની તરફનો બદલો રજૂ કરી આપ્યો. હવે હુઝૂર ﷺ પોતાની તરફથી બદલો રજૂ કરી રહ્યા છે કે જે આ બયઅત પર અડગ રહેશે તેને અલ્લાહ ﷻ જરૂર અને જરૂર બદલો આપશે. એ બદલો શું છે ? આ રિવાયતમાં એની સ્પષ્ટતા નથી પણ સનાબહીની રિવાયતમાં ''બિલ્જન્નહ્'' (જન્નત) છે.

تَقْتُلُوْا اَوْلَادَكُمْ وَلَا تَاْتُوْا بِبُهْتَانٍ تَفْتَرُوْنَهٗ بَيْنَ اَيْدِيْكُمْ وَاَرْجُلِكُمْ وَلَا تَعْصُوْا

ખૂદ ઘડીને કોઈના પર બોહતાન નહીં બાંધો[૬] સારી વાતમાં નાફર્માની નહીં કરો.

فِيْ مَعْرُوْفٍ فَمَنْ وَفٰى مِنْكُمْ فَاَجْرُهٗ عَلَى اللّٰهِ وَمَنْ اَصَابَ مِنْ ذٰلِكَ

જેણે એને પૂરો કર્યો તેનો સવાબ અલ્લાહના કરમના જિમ્મે છે★. અને જે આ ગુનાહોમાં કોઈમાં સપડાય જાય

شَيْئًا فَعُوْقِبَ فِي الدُّنْيَا فَهُوَ كَفَّارَةٌ لَّهٗ وَطَهُوْرٌ

અને તેને દુનિયામાં સજા આપી દેવામાં આવે[૭] તો એ તેના માટે કફ્ફારો અને પાવન કરનારા છે. અને જે

**૭. હદો (સજાઓ) કફ્ફારો છે કે નથી ? :** આ ગુનાહોમાંથી કોઈમાં કોઈ પડી જાય અને તેના માટે તેને સજા આપી દેવામાં આવી તો તે એનો કફ્ફારો છે કે નથી ? સામાન્યતઃ સજાથી હુદૂદ તથા તઅઝીર મુરાદ લેવામાં આવે છે કે ગુનાહમાં સપડાયા પછી જો તે સપડાનાર પર હદ (સજા) લાગુ થઈ ગઈ, તેને શિક્ષા આપી દીધી તો તેનો એ ગુનોહ માફ થઈ ગયો. એ જ જમહૂરનો મસ્લક છે. તેની દલીલ આ હદીષ પણ છે. અન્ય હદીષોમાં પણ છે. દા.ત. તે હદીષ જે તિર્મિઝી તથા હાકિમે હઝરત અલી كرم الله تعالىٰ وجهه الكريم થી રિવાયત કરી :–

**એક :** **من اصاب ذنبا فعوقب به فى الدنيا فالله اكرم من ان يثنى العقوبة على عبده فى الآخرة** "જેણે કોઈ ગુનોહ કર્યો અને તેને દુનિયામાં તેની સજા આપી દેવામાં આવી તો અલ્લાહ એનાથી અધિક કરીમ છે કે તેને આખેરતમાં બીજીવાર સજા આપે."

**બીજી :** જે હઝરત ખુઝૈમા ઈબ્ને ષાબિત رضى الله عنه થી ઈમામ અહમદે રિવાયત કરી :–

**من اصاب ذنبا اقيم عليه ذالك الذنب فهو كفارة له** "જેનાથી કોઈ ગુનોહ બહાર પડે અને તે ગુનાહની સજા તેને આપી દેવામાં આવી તો તે એના માટે કફ્ફારો છે."

**ત્રીજી :** હઝરત ઈબ્ને ઉમર رضى الله عنهما થી તિબ્રાનીએ રિવાયત કરી :–

**ماعوقب رجل على ذنب الاجعله الله كفارة لما اصاب من ذالك الذنب** "કોઈને ગુનાહ માટે સજા આપી દેવામાં આવી તો અલ્લાહ તઆલા એ સજાને એ ગુનાહના કફ્ફારાના માટે કફ્ફારો બનાવી દે છે."

**અહનાફ (હનફીઓ)નો મસ્લક અને દલીલ :** હનફીઓનો મસ્લક એ છે કે હદો તથા તઅઝીર (શિક્ષાઓ) ગુનાહોના માટે કફ્ફારો નથી, હનફીઓની દલીલમાં હઝરત અબૂ હુરૈરહ્ رضى الله عنه ની તે હદીષ રજૂ કરવામાં આવે છે જેને હાકિમે મુસ્તદરકમાં અને બઝ્ઝારે તથા ઈમામ અહમદે અને અબ્દુર્રઝ્ઝાકે રિવાયત કરી જેને સનદુલ ખુલફા અલ્લામા ઈબ્ને હજરે સહીહ માની કે રસૂલુલ્લાહ صلى الله عليه وسلم એ ફર્માવ્યું : **لاادرى، الحدود كفارة لاهلام ام لا** "હું નથી જાણતો કે હદો કફ્ફારો છે કે નથી."

**આ હદીષ દાવાને સાબિત કરનાર નથી :** જો આપણો મસ્લક તવક્કુફ (મૌન રહેવું) હોત તો આ દલીલ કરવું સહીહ હોત, આપણો મસ્લક તો એ છે કે કફ્ફારો નથી. અને જાણ ન હોવી વસ્તુનું ન હોવું નથી. શક્ય છે કે આ ઈર્શાદ વખતે માલૂમ ન હતું, બાદમાં બતાવી દેવામાં આવ્યું. તદ્ ઉપરાંત ઉસૂલે હદીષનો આ કાયદો સાબિત થયેલો છે કે સાબિત કરનાર વસ્તુ રોકનાર વસ્તુ પર અગ્રતાવાળી હોય છે. હદોને કફ્ફારો હોવાનું સાબિત કરનારી હકારાત્મક હદીષો છે, અને આ નકારાત્મક છે એટલા માટે આના પર તે હદીષો રાજેહ (અગ્રતાવાળી) થશે.

وَمَنْ أَصَابَ مِنْ ذَٰلِكَ شَيْئًا ثُمَّ سَتَرَهُ اللَّهُ فَهُوَ إِلَى اللَّهِ إِنْ شَاءَ عَفَا عَنْهُ

*આ ગુનાહોમાંથી કાંઈક કરે અને અલ્લાહ ﷻ તેને ગુપ્ત રાખે તે અલ્લાહને સુપ્રત છે ચાહે તેને*

وَإِنْ شَاءَ عَاقَبَهُ. فَبَايَعْنَاهُ عَلَىٰ ذَٰلِكَ

*માફ કરી દે ચાહે (આખેરતમાં) સજા આપે. તો અમે આ બધા પર હુઝૂરથી બયઅત કરી★.*

**હનફીઓની દલીલ : પ્રથમ** : કુર્આન મજીદમાં ડાકૂઓની સજા વર્ણવીને ફર્માવવામાં આવ્યું : ذَٰلِكَ لَهُمْ خِزْيٌ فِي الدُّنْيَا وَلَهُمْ فِي الْآخِرَةِ عَذَابٌ عَظِيمٌ "આ સજા તે ડાકૂઓના માટે દુનિયામાં બેઈજ્જતી છે અને તેમના માટે આખેરતમાં ભારે અઝાબ છે."

આ આયત એના માટે નસ (દલીલ) છે કે સજા કેવળ દુનિયામાં તેની બેઈજ્જતીના માટે છે, એ સજા પછી પણ આખેરતનો મહાન અઝાબ તેમના માટે છે. જેથી સાબિત થઈ ગયું કે હદો (સજાઓ) કફ્ફારો નથી, નહીં તો આખેરતનો અઝાબ તેમના માટે ન હોત.

**બીજું** : એના પર ઈજમાઅ છે કે તૌબાથી હદ (શિક્ષા) સાકિત (રદ) નથી થતી. જ્યારે કે હદીષમાં ફર્માવ્યું આવ્યું, ગુનાહોથી તૌબા કરનાર એવો છે કે જાણે આજે જ માંના પેટથી પેદા થયો અથવા એવો છે કે જાણે ગુનોહ કર્યો જ નથી. તો જ્યારે તૌબા કરી લેવાથી ગુનાહ બાકી ન રહે તો હદ પણ સાકિત (રદ) થઈ જવું જોઈએ કે જ્યારે ગુનાહ છે જ નથી તો પાક શાનાથી કરશો ?!

**ત્રીજુ** : કાફિર પર પણ હદ છે અને કાફિરના ગુનાહોથી પાક થવાનો કોઈ સવાલ જ નથી, છતાં તેના પર હદ શાથી ?

**ચોથુ** : હઝરત માઅઝ અસ્લમી رضی اللہ عنہના બારામાં ફર્માવ્યું :–

استغفر والماعز بن مالك لقد تاب توبة لوقسمت بين امة لوسعتهم "માઅઝના માટે મગફેરત ચાહો. તેણે એવી તૌબા કરી છે કે જો એક ઉમ્મત પર વહેંચવામાં આવે તો સૌને કિફાયત કરે."

સવાલ એ છે કે હદ (શિક્ષા) લાગુ થઈ ગઈ, ગુનાહોથી પાક થઈ ગયા, પછી ઈસ્તિગફારની શું જરૂરત ? જાણવા મળ્યું કે હદ ગુનાહોનો કફ્ફારો નથી. રહી ગઈ એ વાત કે તેમણે તૌબા પણ કરી લીધી હતી. પછી ઈસ્તિગફારની શું જરૂરત ? જરૂર એમણે તૌબા કરી લીધી હતી, પણ તૌબા કૂબૂલ પણ થઈ કે નહીં ? એ કેવી રીતે ખબર પડે ! જેથી હિદાયત ફર્માવી કે તમે લોકો પણ ઈસ્તિગફાર કરો. અથવા એ કે ઈસ્તિગફારથી મુરાદ એ છે કે તેમની તૌબા કબૂલ થવાની દુઆ કરો.

**ઉપસંહાર : પ્રથમ** : હવે જ્યારે કે કુર્આનની નસ્સે કૃતઈ (આયતથી દલીલ) અને હદીષ અને કિ઼યાસ ત્રણેવથી સાબિત થઈ ગયું કે હદો ન ગુનાહો માટે કફ્ફારો છે ન પાક કરનાર અને હદીષ પણ કુર્આની નસ (દલીલ)ની સમર્થક છે તો અનાયાસે તે હદીષોને અલગ પાડવી પડશે જેના જાહેરથી હદોનો કફ્ફારો હોવા પર દલીલ કરવામાં આવે છે. પ્રથમ એ કે સામાન્યતઃ એવું થાય છે કે માણસ જ્યારે સજા પામે છે તો તૌબા જરૂર કરે છે જેમ કે હઝરત માઅઝ અસ્લમી رضی اللہ عنہના બારામાં વર્ણન થઈ ચૂક્યું. અને ગામિદિયા ખાતૂનના બારામાં હુઝૂરે અકદસ ﷺએ ફર્માવ્યું : والذى نفسى بيده لقد تابت توبة لوتابها صاحب مكس لغفرله "કસમ છે તે જાતની જેના કબ્જામાં મારી જાન છે આ સ્ત્રીએ એવી તૌબા કરી કે જો નાજાઈઝ ટેક્સ લેવાવાળો પણ કરત તો તેને બખ્શી દેવામાં આવતો."

★ *(મગાઝી–હુદૂદ, અહકામ–મનાકિબે અન્સાર, બુખારી, મુસ્લિમ, હુદૂદ, તિર્મિઝી, નિસાઈ, દારમી)*

આ સજાઓ તૌબા માટે સબબ છે અને સબબ બોલીને સબબ પેદા કરનાર (મુસબ્બબ) અર્થ લેવું આમ બોલી છે. એટલા માટે આ સર્વ હદીષોમાં મુરાદ એ છે કે તે હદો તથા તઅઝીરની સાથે તૌબા પણ કરે તો કફ્ફારો છે.

ટકરાવ (વિરોધાભાસ) વખતે કુર્આન મજીદને બદલે હદીષોમાં જ પાબંદી લગાડવામાં આવશે.

**બીજુ** : એક તાવીલ એ છે કે એ સૌમાં **عوقب** વગેરેથી મુરાદ મુસીબતો, તકલીફો તથા રંજો છે. જેમ કે હદીષોમાં આવેલ છે કે, "જો મુસલમાનના પગોમાં કાંટો પણ ભોંકાય છે તો અલ્લાહ તઆલા તેને તેના ગુનાહોનો કફ્ફારો કરી દે છે." એના અનુસંધાનમાં થોડીક હદીષો રજૂ કરીએ છીએ :–

**દરેક તકલીફ મુસલમાનના માટે ગુનાહોનો કફ્ફારો છે** : હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہથી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું :–

**مایصیب المسلم من نصب ولا وصب ولاھمّ ولا حزن ولاغمّ حتی الشوکۃ لیشاکھاالاکفّر اللہ بھا من خطایاہ**

"મુસલમાનને જે તકલીફ, પીડા, ઈજા, રંજ, ગમ પહોંચે છે એટલે સુધી કે જો કાંટો પણ વાગે છે તો અલ્લાહ તઆલા તેને તેના ગુનાહોનો કફ્ફારો બનાવી દે છે." *(બુખારી તથા મુસ્લિમ)*

મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર رضی اللہ عنہથી રિવાયત છે કે ફર્માવ્યું :–

**لاتسبوا الحمی فانھا تذھب خطا یابنی آدم کما یذھب الکیر خبث الحدید** "તાવને બુરો ન કહો, એ માણસના ગુનાહોને એવી રીતે દૂર કરે છે જેવી રીતે ભટ્ટી લોખંડના મેલને."

હઝરત અનસ رضی اللہ عنہથી મરવી છે કે અલ્લાહ ﷻએ ફર્માવ્યું :–

**اذا ابتلیت عبدی بحبیتیہ ثم صبر عوضتھما الجنۃ یرید بہ عینیہ** "જ્યારે હું મારા કોઈ બંદાની બંને આંખો લઈ લઉં અને તે સબ્ર કરે તો તેના બદલામાં તેને જન્નત આપીશ." *(બુખારી)*

તેમ જ સૌને ખબર છે કે ઈર્શાદ ફર્માવ્યો, બુખારીમાં હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہથી મરવી છે :–

**الشھداء خمسۃ المطعون والمبطون والغیریق وصاحب الھدم والشھیدفی سبیل اللہ۔ وزادابوداؤد والنسائی سبع وصاحب ذات الجنب والمرأۃتموت بحمعٍ عن جابر بن عتیك**

"શહીદ પાંચ છે : જે પ્લેગમાં મર્યો, જે પેટની બીમારીમાં મર્યો, જે ડૂબીને મર્યો, જેના પર દિવાલ પડી અને તેનાથી દબાઈને મર્યો અને અલ્લાહના માર્ગમાં શહીદ. અબૂ દાઊદ તથા નિસાઈમાં જાબિર ઈબ્ને અતીક رضی اللہ عنہ થી રિવાયત છે. શહીદ સાત છે : પાંચ આ, તે ઉપરાંત જે ન્યૂમોનિયામાં મર્યો, અને જે સ્ત્રી બાળજન્મ વખતની પીડાથી મૃત્યુ પામી.

આ પ્રકારની હદીષો પુષ્કળ પ્રમાણે છે. આ થોડીક હદીષોથી જાહેર છે કે બીમારીઓ, પીડાઓ, તકલીફો, ઈજાઓ, ગમ તથા રંજ દુ:ખ દર્દ આ સૌ ગુનાહોના કફ્ફારા છે. એટલે સુધી કે એમાં અમુક એટલાં મહત્વનાં છે કે એમાં મૃત્યુ પામનારા શહીદ થાય છે. ઓબાદાની હદીષ તથા બાકીની આ સર્વ હદીષોમાં જે ઉપર વર્ણવી એની પણ શક્યતા છે કે એ જ સજાઓ મુરાદ હોય. જો કે અહીં ઉલમાએ સામાન્યતઃ સગીરાઓને ખાસ કર્યા છે, પરંતુ એ ઈર્શાદ છે કે અલ્લાહ તેમના ગુનાહોનો કફ્ફારો કરી આપશે. એ બતાવી રહ્યું છે કે અલ્લાહ ﷻની શાને કરીમીથી શું અશક્ય છે કે તે મુસીબતો તથા દુ:ખોને કબીરા ગુનાહોનો પણ કફ્ફારો ન બનાવી દે. હઝરત અલીની હદીષમાં એનો સ્પષ્ટ નિર્દેશ મૌજૂદ છે, એમાં ફર્માવ્યું : **فاللہ اکرم ان یثنی العقوبۃ علی عبدہ فی الاٰخرۃ۔**નો કર્તા અલ્લાહ ﷻ જ છે.

એનાથી જાહેર છે કે દુનિયામાં જે સજાઓ મળી તે પણ અલ્લાહ ﷻએ જ આપી. હદો તથા તઅઝીરને કોઈ નથી કહેતું કે અલ્લાહે હદ લાગુ કરી, જો કે સર્વ કાંઈ તેના જ તરફથી છે પણ અહીં ચર્ચા આમ બોલીની છે. વળી

## ⑲ حدیث دین کی حفاظت و اہمیت

**[હદીષ ૧૯ : દીનની હિફાઝત તથા મહત્વ]**

عَنْ اَبِیْ سَعِیْدِ الْخُدْرِیْ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ اَنَّہٗ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ

*હઝરત અબૂ સઈદ ખુદરી[1] رضی اللہ عنہ થી મરવી છે. રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

દરરોજનો અનુભવ છે કે જ્યારે ઈન્સાન કોઈ બીમારી કે મુસીબતમાં ફસાય છે તો ખૂબ સાચા દિલે તૌબા કરવા લાગે છે. એ જ તાવીલ અહીં પણ થઈ શકે છે કે આ મુસીબતો તથા પીડાઓની સાથે તૌબા કરે અને આ મુસીબતો તથા પીડાઓ તૌબાના સબબો છે એટલા માટે એને પૂરતુ રાખ્યું.

**૮. આ બયઅત ક્યારે થઈ હતી ? :** તદ્ઉપરાંત ચર્ચા હેઠળની હદીષમાં એક મતભેદ એ છે કે આ બયઅત ક્યારે થઈ ? અલ્લામા ઈબ્ને હજરની તહકીક એ છે કે આ બયઅત ફતહે મક્કા પછી થઈ અને અલ્લામા અયનીની તહકીક એ છે કે બયઅત બયઅતે ઉકબા ઉલા (પ્રથમ)ના સમયે થઈ. અને એ જ ઈમામ કાઝી અયાઝ અને અન્ય મહાન ઈમામોની રાય છે. આ તકદીર પર આ હદીષ ચર્ચા હેઠળમાં **فعوقب** થી હદો તથા તઅઝીર મુરાદ હોઈ જ નથી શકતી. એટલા માટે કે એ સમય સુધી હદો તથા તઅઝીર નાઝિલ ન થયાં હતાં.

**શિર્ક અલગ છે : ومن اصاب من ذالک** માં **ذالک**નો ઈશારો વર્ણન કરેલ પ્રતિ છે અને વર્ણન કરેલામાં શિર્ક પણ છે. હવે અહીં સવાલ એ ઉભો થાય છે કે જો મઆઝલ્લાહ ! કોઈ ઈસ્લામ લાવ્યા બાદ મુર્તદ થઈ જાય અને એ જ હાલતમાં કત્લ કરવામાં આવે તો એના પર બંને પક્ષોનો (ફરીકૈન)નો ઈજમાઅ છે કે એ જહન્નમી છે. જવાબ એ છે કે આ હદીષના સામાન્યોમાંથી કુફ્ર તથા શિર્ક અલગ છે. એટલા માટે ફર્માવવામાં આવ્યું : **اِنَّ اللّٰہَ لَا یَغْفِرُ اَنْ یُّشْرَکَ بِہٖ** "અલ્લાહ તઆલા શિર્કને કદાપિ માફ નહીં કરે" જ્યારે કિતાબુલ્લાહથી કિતાબુલ્લાહ ખાસ કરવું દુરુસ્ત છે તો હદીષથી તો એથી અવ્વલ કક્ષાએ દુરુસ્ત છે.

### સમજૂતી : ૧૯

**૧. હઝરત અબૂ સઈદ ખુદરી ખઝરજી અન્સારી** رضی اللہ عنہ **:** અબૂ સઈદ ઉપનામ છે. નામ સઅદ ઈબ્ને માલિક ઈબ્ને સિનાન ઈબ્ને ઓબૈદ અથવા અબ્દ ઈબ્ને ષઅલ્બા ઈબ્ને ઓબૈદ. ઓબૈદના બાપનું નામ અબજર છે અને તેમને જ ખુદરા પણ કહે છે. અને અમુક લોકોનો ખયાલ છે કે ખુદરા અબજરનાં માંનું નામ છે. ગઝવએ ઓહદના પ્રસંગે નાની વય છતાં જેહાદના જોશમાં લશ્કરમાં સામેલ થઈ ગયા પણ બાદમાં નાની વયને કારણે પાછા વાળી દેવામાં આવ્યા. ત્યારબાદ ૧૨ ગઝવાતમાં હુઝૂર ﷺ ની સાથે રહ્યા. તેમના વાલિદે ગઝવાએ ઓહદમાં શહાદતનો જામ પીધો હતો. એ સહાબીઓમાં ખૂબ જ આલિમ ફાઝિલ મશ્હૂર હતા.

ખૂબ જ નીડર હક્કગો બુઝુર્ગ હતા. પહેલાંના કાળમાં જે હાકિમ હોય તે નમાઝ પઢાવતો હતો. મરવાન ઈબ્ને હકમ મદીનાનો હાકિમ હતો. ઈદની નમાઝો પણ પઢાવતો હતો. લોકો નમાઝ પઢીને ખુત્બો સાંભળ્યા વિના ચાલ્યા જતા હતા. એ ખુત્બામાં ખૂબ દિલને ઠેસ પહોંચાડનાર વાતો કહેતો હતો જે સાંભળી શકાતી ન હતી. એ

صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ يُوْشِكُ اَنْ يَكُوْنَ خَيْرَ مَالِ الْمُسْلِمِ غَنَمٌ يَّتْبَعُ

*ખૂબ જ જલ્દી તે સમય આવનારો છે[૨] કે મુસલમાનનો બેહતરીન માલ બકરીઓ અને ઘેટાંઓ હશે.*

بِهَا شَعَفَ الْجِبَالِ وَمَوَاقِعَ الْقَطْرِ يَفِرُّ بِدِيْنِهٖ مِنَ الْفِتَنِ

*પોતાના દીનને બચાવવાને માટે જેને લઈને તે પહાડની ટોચો અને વરસાદની જગાઓએ ચાલ્યો જશે★.*

જોઈને મરવાને ઈચ્છયું કે ઈદની નમાઝ પહેલાં ખુત્બો પઢું મરવાન મિમ્બર તરફ વધ્યો કે ખુત્બો આપે, હઝરત અબૂ સઈદે તેનાં કપડાં પકડીને ઘસેડયો કે મિમ્બર પર ન ચઢી જાય, પણ તે મિમ્બર પર ચઢી ગયો અને ખુત્બો પઢયો. એના પર હઝરત અબૂ સઈદે ફર્માવ્યું, તમે લોકોએ સુન્નત બદલી નાખી ! *(બુખારી, ભાગ–૧, પેજ–૧૩૧)*

હિરાના પ્રસંગમાં યઝીદી જાલિમોએ દાઢી મુબારક ખેંચી કાઢી હતી. લગભગ એ મરવાનાવાળા પ્રસંગનો બદલો હતો. મુકષ્ષેરીન હદીષમાં (જેમનાથી અધિક હદીષો રિવાયત પામી હોય તેઓમાં) એ પણ છે. તેમના થકી ૧૧૭૦ હદીષો રિવાયત થઈ છે. ૮૬ ઈમામ બુખારી તથા મુસ્લિમ બંનેએ, ૧૬ એકલા બુખારીએ અને બાવન મુસ્લિમે રિવાયત કરી.

મહાન સહાબા જેમ કે ખુલફાએ રાશિદીન, પોતાના વાલિદ, માલિક અને પોતાના મત્રાઈ ભાઈ કતાદા ઈબ્ને નોઅમાનથી હદીષો રિવાયત કરે છે. એમની શાનની મહાનતા (જલાલત) એના પરથી જાહેર છે. હઝરત ઈબ્ને અબ્બ્ર ઈબ્ને આસે પણ તેમનાથી હદીષ રિવાયત કરી. તાબઈનની ગણત્રી નથી. હિ.સ. ૬૪ અથવા ૭૪માં મદીના તયબાહમાં વિસાલ ફર્માવ્યો અને ત્યાં જ જન્નતુલ બકીઅમાં આરામ ફર્માવે છે.

સહાબાએ કિરામમાં સઈદ ઈબ્ને માલિક વક્કાસે અને સઈદ ઈબ્ને માલિક અઝરી તેમના સમનામી છે.

**૨. શબ્દકોશ :** اَوْشَكَ (અવ્શક)નો અર્થ તેજી અને જલ્દી છે. કહેવામાં આવે છે. اوشك فلان "અવશક ફુલાનુન્" એટલે કે ફલાણાએ ઉતાવળ કરી. اوشك "અવશક" અહીં અફઆલે મુકારબામાંથી છે. તેનો અર્થ છે : "નજીક છે." غَنَمٌ (ગ઼નમુન્) મુઅન્નષ શબ્દ છે અને સમજાતિ છે. થોડા અને વધુ સૌ પર બોલાય છે. નર અને માદા બંને પર. આ બકરી અને ઘેટુ બંને માટે આવે છે. شعف (શઅફ) شعاف (શિઆફ) પહાડની ટોચને કહેવામાં આવે છે. فتن (ફિતન) ફિત્નાનું બહુવચન છે. સામાન્યતઃ અનિચ્છીય વસ્તુઓ માટે બોલવામાં આવે છે. શાબ્દિક તર્જુમો આજમાઈશ છે.

**હદીષનો ફાયદો :** હદીષનો મતલબ એ થયો કે **એક એવો જમાનો આવશે કે કુફ્ર તથા ગુનાહોનું પ્રમાણ એટલુ વધી જશે કે દીનદારોએ આબાદીમાં રહેવું સખત મુશ્કેલ થઈ જશે. મજબૂર થઈને એ જમાનામાં દીનદારો ગોશાનશીની (એકાંતવાસ) અપનાવશે,** એ ગોશાનશીની ક્યાંય પણ હોય, પહાડની ટોચોનો ઉલ્લેખ દષ્ટાંત રૂપે વર્ણન થયેલ છે. એ જ પ્રમાણે ગ઼નમ (બકરીઓનું ટોળુ)નો પણ. મુરાદ એ છે કે દીનદાર દીન બચાવવા માટે ક્યાંય પણ ગોશાનશીન થઈ જશે. અને જીવવા જેટલી શક્તિના માટે હલાલ તથા તૈયબ (પાક) પર સંતોષ માનશે.

**ઈન્સાન ત્રણ પ્રકારના છે :** મુફીદ, મુસ્તફીદ, મુન્ફરિદ. 'મુફીદ' તે છે કે અન્યને ફાયદો પહોંચાડે, 'મુસ્તફીદ' તે કે ખૂદ અન્યોથી ફાયદો હાંસલ કરે, 'મુન્ફરિદ' તે કે અન્યોથી તેને ફાયદો લેવાની હાજત ન હોય અને ન અન્યોને ફાયદો પહોંચાડી શકે છે. મુફીદ અને મુસ્તફીદ માટે ગોશાનશીની હરામ છે અને મુન્ફરિદ માટે જાઈઝ છે.

★ *(બુખારી બદઉલ્ ખલક, ફિતન, આલામાતે નબુવ્વત, રિકાક, અબૂ દાઊદ વ નિસાઈ, મોઅત્તા ઈમામ માલિક, મુસ્નદે ઈમામ અહમદ)*

## ٢٠ حديث ,قد غفرلك ماتقدم من ذنبك

[હદીષ ૨૦ :] "નબી ﷺનું પહેલાં તથા બાદમાં ગુનાહોથી મેહફૂઝ હોવું."

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا قَالَتْ كَانَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ સહાબાને જ્યારે કોઈ હુકમ આપતા તો એ જ

وَسَلَّمَ إِذَا أَمَرَهُمْ، أَمَرَهُمْ مِنَ الْأَعْمَالِ بِمَا يُطِيْقُوْنَ قَالُوْا إِنَّا لَسْنَا كَهَيْئَتِكَ

કામોનો હુકમ આપતા જેની તેમનામાં શક્તિ હોતી[૧]. એના પર સહાબા અર્ઝ કરતા, યા રસૂલલ્લાહ ! અમે તમારી

يَا رَسُوْلَ اللّٰهِ، إِنَّ اللّٰهَ قَدْ غَفَرَ لَكَ مَا تَقَدَّمَ مِنْ ذَنْبِكَ وَمَا تَأَخَّرَ فَيَغْضَبُ حَتّٰى

*જેવા નથી, અલ્લાહ તઆલાએ તમને આજથી પહેલાં અને આજના પછી પણ ગુનાહથી મેહફૂઝ રાખ્યા[૨].*

يُعْرَفَ الْغَضَبُ فِيْ وَجْهِهٖ۔ ثُمَّ يَقُوْلُ إِنَّ أَتْقَاكُمْ وَأَعْلَمَكُمْ بِاللّٰهِ أَنَا

*એના પર હુઝૂર ﷺ ખૂબ જ નારાજ થતા કે એની અસર આપના ચહેરા મુબારક પર જાહેર થઈ જતી.*

*પછી ફર્માવતા, હું તમારામાં સૌથી વિશેષ અલ્લાહથી ડરું છું અને તેની મઅરેફત ધરાવું છું★.*

### સમજૂતી : ૨૦

**૧. હદીષનો ફાયદો :** હદીષનો મતલબ એ થયો કે રસૂલુલ્લાહ ﷺની આદતે કરીમા હતી કે લોકોને એવા જ અમલોનો હુકમ આપતા જેને લોકો આસાની સાથે પાબંદીથી કરી શકે. એવા અમલોનો હુકમ ન આપતા કે માણસ અમુક દિવસ જોશમાં કરે પછી છોડી આપે. અને સહાબાએ કિરામને શોખ હતો કે અમે વધુને વધુ નેક અમલો કરીએ. એના લીધે સહાબાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ આપ મા'સૂમ છો, અમે મા'સૂમ નથી. અમારે વધુને વધુ અમલો કરવા જરૂરી છે. એના પર ગઝબ છવાઈ ગયો. ફર્માવ્યું, હું તમારા સર્વ લોકો કરતાં અધિક ખુદાથી ડરનારો છું અને અલ્લાહનો ઈલ્મ રાખનાર છું.

મુરાદ એ છે કે અમલે સાલેહાની પ્રતિ કરનાર બે ચીજો છે : અલ્લાહનો ડર અને તેની મઅરેફત. જેટલી અધિક તેની મઅરેફત હશે તેટલો જ અધિક તેનો ડર હશે. મારી મઅરેફત તમારા સર્વ લોકો કરતાં વધારે છે એટલા માટે મારી અંદર ખુદાનો ડર પણ તમારા લોકો કરતાં વધારે છે. اتقاکم કુવ્વતે અમલિય્યહ્‌માં ઉચ્ચથી ઉચ્ચ દરજ્જા પર બિરાજમાન થવાની પ્રતિ નિર્દેશ છે.

★ *(આ હદીષ ઈફરાદે બુખારીથી છે, મુસ્નદે ઈમામ અહમદ)*

## ★ હુઝૂર ﷺ મા'સૂમ છે ★

**૨. ઝનબ (ذنب)ના અર્થની તેહક઼ીક઼ :** **ان الله قد غفرلك**નો મતલબ અમે એ બતાવ્યો કે આપ મા'સૂમ છે. એનું કારણ એ છે કે ઝનબનો અર્થ ગુનાહનો પણ છે અને ઈલ્ઝામ પણ. કુર્આન મજીદમાં હઝરત મૂસા علیہ السلامનો કૌલ વર્ણન થયેલ છે : **لهم علی ذنب فاخاف ان يقتلون** "તેમનો મારા પર ઈલ્ઝામ છે, મને અંદેશો છે કે ક્યાંક મને કત્લ ન કરી નાખે." **غفر** નો અર્થ છુપાવવું છે. અબાબમાં છે : **الغفر تغطِيَةٌ**અને એનો અર્થ મિટાવવાથી છે. **قدغفرا لله**---الخ નો મતલબ એ થયો કે તમારા પર જેટલા પણ ઈલ્ઝામો લાગે અથવા લગાડવામાં આવશે સૌને અલ્લાહ તઆલાએ મિટાવી દીધા. ભૂતકાળનાનું મિટાવી દેવામાં આવવું જાહેર છે અને ભાવિના ઈલ્ઝામો પર ભૂતકાળ લાગુ કરવું એટલા માટે છે કે તેમનું મિટાવવામાં આવવું યક઼ીની છે. કહેવાનો આશય એ છે કે આપને અલ્લાહ ﷻ એ ગુનાહોથી પાક તથા મા'સૂમ રાખ્યા છે ત્યાં સુધી કે દુશ્મનોએ જે ઈલ્ઝામ લગાડયા તેને પણ નષ્ટ કરી આપ્યા અને ભાવિમાં જે લગાડવામાં આવશે તે પણ.

સામાન્યતઃ ઝનબનો અર્થ "ગુનાહ" કરવામાં આવે છે અને **غَفَرَ** "ગફર"નો અર્થ બખ્શવાનો કરવામાં આવે છે એનાથી શંકા થાય છે કે હુઝૂર ﷺથી ગુનાહ બહાર પડયા, પણ અલ્લાહ તઆલાએ તેને માફ કરી આપ્યા. હવે જો કોઈનો એ જ આગ્રહ હોય કે ઝનબનો અર્થ ગુનાહ જ છે તો એનો ખુલાસો એ છે કે ગફરનો મૂળ અર્થ છુપાવવું તથા ઢાંકવું છે.

અયનીમાં છે : **الغفر فی اللغة الستر وفی العباب الغفر التغطية** (ભાગ–૧, પેજ–૧૬૬) ગફરનો અર્થ શબ્દકોશમાં છુપાવવું છે. અબાબમાં ગફરનો અર્થ ઢાંકવું છે. આ તક઼દીર પર એનો અર્થ તે જ થશે જે અમે કર્યો એટલે કે ગુનાહોથી મેહફૂઝ રાખ્યા.

કસ્તલાનીમાં છે : (પેજ–૮૫) **ای حال بينك وبين الذنوب فلا تاتيها لان الغفرالستر** એટલે કે અલ્લાહ તઆલા આપના ગુનાહોની વચ્ચે આડ બની ગયો એટલા માટે આપનાથી ગુનાહ થયા નથી.



## ۲۱ حدیث۔ نجات مومن

**[હદીષ ૨૧ : મો'મિનની નજાત]**

عَنْ اَبِیْ سَعِیْدِ نِ الْخُدْرِیْ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی

*હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,*

عَلَیْهِ وَسَلَّمَ قَالَ یَدْخُلُ اَهْلُ الْجَنَّةِ الْجَنَّةَ وَاَهْلُ النَّارِ النَّارَ ثُمَّ یَقُوْلُ اللّٰهُ

*જન્નતી જન્નતમાં અને દોઝખી દોઝખમાં દાખલ થઈ ચૂકશે તો અલ્લાહ તઆલા ફર્માવશે,*

اَخْرِجُوْا مَنْ کَانَ فِیْ قَلْبِهٖ مِثْقَالُ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ مِّنْ اِیْمَانٍ فَیُخْرَجُوْنَ مِنْهَا

*જેના દિલમાં રાઈના દાણા બરાબર પણ ઈમાન હોય તેને દોઝખથી કાઢો ! એના પર એવા પણ લોકો કાઢવામાં*

قَدِ اسْوَدُّوْا فَیُلْقَوْنَ فِیْ نَهْرِ الْحَیَاءِ اَوِ الْحَیَاةِ شَكَّ مَالِكٌ فَیَنْبُتُوْنَ

*આવશે જેઓ સગળીને કોલસાની જેમ કાળા થઈ ચૂક્યા હશે. પછી તેમને નેહરે હયા અથવા નેહરે હયાતમાં*

کَمَا تَنْبُتُ الْحِبَّةُ فِیْ جَانِبِ السَّیْلِ ۔ اَلَمْ تَرَ اَنَّهَا تَخْرُجُ صَفْرَاءَ

*નાખવામાં આવશે. હદીષના રાવી માલિકને શક છે. એનાથી તેના શરીરેથી એટલી ઝડપભેર ગોશ્ત*

مُلْتَوِیَةً قَالَ وُهَیْبٌ حَدَّثَنَا عَمْرٌو اَلْحَیَاةِ وَقَالَ خَرْدَلٍ مِّنْ خَیْرٍ

*ઉઠશે જાણે વહેતા પાણીના કિનારે લીલોતરી. શું તમને ખબર નથી કે તે પીળુ લપેટાયેલુ નીકળે છે. વુહૈબે*

*કહ્યું, અમારાથી માલિકે જે હદીષ બયાન કરી એમાં નહરુલ્ હયાત કહ્યું, અને ખરદિલ મિન ખયર.*

*(સિફતુલ જન્નત વન્નાર બુખારી, મુસ્લિમ ઈમાન, નિસાઈ, મોઅત્તા ઈમામ માલિક, દારકુત્ની)*

### સમજૂતી : ૨૧

**શબ્દકોશ** : મિષ્કાલનો મસ્દર ષિક્લ છે આ અસલમાં ઈસ્મે આ'લા છે. અને અહીં મુત્લક (કોઈપણ) વજન તથા માત્રા મુરાદ છે. શરઈ મિષ્કાલ સો નંગ જવ સાફ કરેલા મધ્યમ કક્ષાના વજન બરાબર થાય છે. અને પહેલાંના પ્રચલિત વજન પ્રમાણે ચાર માશા ચાર રતી છે. حیاء (હયા)નો અર્થ શર્મિંદગી છે. અને હયા હમ્ઝા વગરનો અર્થ વરસાદ થાય છે. અમુક રિવાયતમાં حیآء (હયા મદ સાથે) છે, પણ એ સહીહ નથી. સહીહ મદ વગર છે. حَبَّةٌ નું બહુવચન حِبَبٌ એ બીજના અર્થમાં છે ચાહે કોઈપણ ચીજનું હોય. અને ઘઉંનો દાણો.

**મો'મિન છેવટે નજાત પામશે** : આ હદીષનો મતલબ એ છે કે કેટલાક મુસલમાન ગુનેહગાર એવા પણ હશે જેઓને જહન્નમમાં નાખવામાં આવશે પરંતુ ઈમાનના કારણે ફરીથી જહન્નમથી કાઢવામાં આવશે. જહન્નમમાં રહેવાના કારણે તેઓ કાળા થઈ થશે તેમને નેહરે હયાત કે નેહરે હયામાં ડૂબકી મારવામાં આવશે જેથી તેઓ પોતાની મૂળ હાલતમાં આવીને તરોતાઝા થઈ જશે.

## ۲۲۔ حدیث فضیلت فاروق اعظم رضی اللہ تعالیٰ عنہ

[હદીષ : ૨૨] "ફઝીલતે ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ"

عن ابی امامۃ بن سہل انہ سمع اباسعید ن الخدری رضی اللہ تعالیٰ عنہ یقول قال

હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ ફર્માવે છે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, ખ્વાબની હાલતમાં

رسول اللہ صلی اللہ تعالیٰ علیہ وسلم بینا انا نائم رأیت الناس

મારી સમક્ષ કેટલાક લોકો પેશ કરવામાં આવ્યા, તે લોકો કુરતો પહેરેલા હતા.

یعرضون علی وعلیہم قمص منہا ما یبلغ الثدی ومنہا مادون

કોઈનો કુરતો છાતી સુધી કોઈનો એનાથી ઓછો. અને

ذالک وعرض علی عمر بن الخطاب وعلیہ قمیص یجرہ قالوا فما اولت

ઉમર ઈબ્ને ખત્તાબ મારા સામે લાવવામાં આવ્યા તો એવો કુરતો પહેરેલ હતા જેને ઘસેડી રહ્યા હતા. લોકોએ

ذالک یا رسول اللہ قال الدین ؎

અર્ઝ કરી, યા રસૂલુલ્લાહ ! صلی اللہ علیہ وسلم હુઝૂરે એની શું તાબીર ફર્માવી ? ફર્માવ્યું, દીન.

(તફસીર, ફસ્લે ઉમર, તાબીર બુખારી, મુસ્લિમ ફઝાઈલ, તિર્મિઝી, દારમી, મુસ્નદે ઈમામ અહમદ)

**સમજૂતી : ૨૨**

**હદીષની સ્પષ્ટતા** : આ હદીષથી જાહેરી રીતે એવું લાગે છે કે હઝરત ઉમર رضی اللہ عنہ તમામ સહાબા એટલે સુધી કે હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہથી પણ અફઝલ હોય. એ અહલે સુન્નતના ઈજમાઈ અકીદાની વિરુદ્ધ પણ છે અને એને કોઈ માનનાર પણ નથી. પણ હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہની તમામ સહાબા પર (સ્પષ્ટ) ફઝીલત મુતવાતિર (સતત) અર્થોવાળી હદીષોથી સાબિત છે એટલા માટે તે હદીષો આ હદીષને ખાસ કરે છે અને મુરાદ એ છે કે સિદ્દીકે અકબર رضی اللہ عنہ સિવાય અન્ય સર્વ લોકો કરતાં હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہનો દીન અધિકતાવાળો (ઝાઈદ) અને તેઓ એ લોકોથી અફઝલ છે.

## ۲۳ حدیث۔حیا ایمان سے ہے

### [હદીષ : ૨૩] "હયા ઈમાનથી છે"

عَنْ سَالِمِ بْنِ عَبْدِ اللّٰہِ عَنْ

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہ થી*

اَبِيْهِ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ مَرَّ عَلٰى رَجُلٍ مِّنَ

*રિવાયત છે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એક અન્સારીની પાસે થઈને ગુજર્યા*

الْاَنْصَارِ وَهُوَ يَعِظُ اَخَاهُ فِى الْحَيَاءِ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ

*જે પોતાના ભાઈને હયા (શરમ)થી બચવાની નસીહત કરી રહ્યા હતા. એના પર રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ*

وَسَلَّمَ دَعْهُ فَاِنَّ الْحَيَاءَ مِنَ الْاِيْمَانِ

*ફર્માવ્યું, એને છોડી દો ! એટલા માટે કે હયા ઈમાન (ની નિશાની) છે.*

*(કિતાબુલ અદબ, બાબુલ હયા, બુખારી, મુસ્લિમ ઈમાન, તિર્મિઝી બર્ર, નિસાઈ ઈમાન, અબૂ દાઊદ સુન્નત, ઈબ્ને માજહ, મુકદ્દમા વ ઝહદ, મોઅત્તા ઈમામ માલિક, હુસ્નુલ ખુલ્ક, મુસ્નદે ઈમામ અહમદ)*

### સમજૂતી : ૨૩

**હયા ઈમાનથી છે :** આ હદીષનો મતલબ એ છે કે એક અન્સારીના ભાઈ ઘણા જ શર્મિલા હતા, તેમના ભાઈ તેમને સમજાવતા હતા કે હયા ન કરો એવામાં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ત્યાંથી પસાર થયા તો ફર્માવ્યું, એને એના હાલ પર છોડી દો ! હયા ઈમાનથી છે એટલે કે ઈમાનની નિશાનીઓમાંથી છે. હયા ક્યારેક વાજિબ તથા ફર્ઝ હોય છે જેમ કે કોઈ નાજાઈઝ હરામમાં પડવાથી હયા કરવી. ક્યારેક મુસ્તહબ જેમ કે મકરૂહથી બચવામાં હયા. ક્યારેક મુબાહ કે કોઈ મુબાહ કામ કરવાથી બચવું.



# ㉔ حدیث قتال کی حد

**[હદીષ : ૨૪] ''લડવાની હદ''**

عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

*હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું, મને હુકમ આપવામાં આવ્યો કે લોકો[૧] સાથે*

وَسَلَّمَ قَالَ اُمِرْتُ اَنْ اُقَاتِلَ النَّاسَ حَتّٰی یَشْھَدُوْا اَنْ لَّا اِلٰہَ اِلَّا اللّٰہُ

*લડો ત્યાં સુધી કે તેઓ એ વાતની ગવાહી આપે[૨] કે અલ્લાહના સિવાય કોઈ મઅબૂદ (પૂજાને પાત્ર) નથી અને*

وَاَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰہِ وَیُقِیْمُوا الصَّلٰوۃَ وَیُؤْتُوا الزَّکٰوۃَ فَاِذَا فَعَلُوْا ذٰلِکَ عَصَمُوْا

*મુહમ્મદ અલ્લાહના રસૂલ છે અને નમાઝ પઢે, અને ઝકાત આપે. તો જ્યારે તેઓ આવું કરે તો એ લોકોએ પોતાની*

مِنِّیْ دِمَاءَھُمْ وَاَمْوَالَھُمْ اِلَّا بِحَقِّ الْاِسْلَامِ وَحِسَابُھُمْ عَلَی اللّٰہِ

*જાન તથા માલને મારાથી મેહફૂઝ કરી લીધો[૩] પણ ઈસ્લામના હક્કથી[૪], અને એમનો હિસાબ અલ્લાહના ઉપર[૫] છે. (મુસ્લિમ)*

## સમજૂતી : ૨૪

**૧. الناس હે લોકો ! થી મુરાદ શું છે ? :** الناس ''અન્નાસ''થી મુરાદ તમામ કાફિરો છે. અમુક હઝરાતે જણાવ્યું કે કેવળ મુશ્રિકો મુરાદ છે, જેમ કે નિસાઈની રિવાયતમાં الناس ને બદલે المشرکین (અલ્ મુશ્રિકીન) આવેલ છે. પણ આ ખાસ કરવું દુરુસ્ત નથી, કેમ કે હદીષમાં જે હુકમ વર્ણન થયેલ છે તે સર્વ કાફિરોને માટે સામાન્ય (આમ) છે, ચાહે તે મુશ્રિક હોય ચાહે ન હોય. અને નિસાઈની રિવાયતમાં સ્પષ્ટતા એ છે કે જ્યારે આ હુકમ સર્વ કાફિર માટે છે તો મુશ્રિકો માટે પણ છે, તો એવું કહેવામાં કાંઈ જ વાંધો નથી કે મને મુશ્રિકો સાથે લડવાનો હુકમ આપવામાં આવ્યો ત્યાં સુધી કે તેઓ ઈમાનની ગવાહી આપે.

**૨. ઈમાનનો ઈકરાર દુનિયાવી હુકમો લગાડવા માટે કાફી છે :** حَتّٰی یَشْھَدُوْ થી જાહેર થઈ ગયું કે ઈમાનના ઈકરાર બાદ મો'મિન થવાનો હુકમ લગાડી લઈશું, જો તેની જાહેરી સ્થિતિ આ ઈકરારને જૂઠલાવતી ન હોય. પણ એક શખ્સ કલ્મો પઢે છે અને રસૂલલ્લાહ ﷺ ની તૌહીન કરે છે, મૂર્તિપૂજા કરે છે, અથવા જરૂરિયાતે દીનમાંથી કોઈકનો ઈન્કાર કરે છે તો તે હરગિઝ મો'મિન નથી.

**૩. બેનમાઝીનો હુકમ :** ઈમામ શાફઈ આ હદીષથી એ વાત પર દલીલ કરે છે કે બેનમાઝીને કત્લ કરવું વાજિબ છે. ઈમામે આ'ઝમ رحمۃ اللہ علیہ ફર્માવે છે, એને કત્લ ન કરવામાં આવે બલ્કે કૈદ રાખવામાં આવે ત્યાં સુધી કે નમાઝ પઢવા લાગે. ઈમામ શાફઈ પર બે રીતે નક્સ (વાંધો) છે : એક એ કે બેનમાઝીને કત્લનો હુકમ આપે છે અને ઝકાતને ત્યજનારને માટે કત્લ જાઈઝ નથી રાખતા. એના જવાબમાં એવું ફર્માવે છે કે એની પાસેથી જબરદસ્તી ઝકાત વસૂલવામાં આવશે. બીજુ એ કે હદીષમાં اقاتل આવેલ છે. આ બાબે મુફાએલતથી છે જેથી ખાસિયત મુશારેકત છે લડાઈના હુકમથી કત્લ માટે દલીલ કરવું દુરુસ્ત નથી.

**૪. ઈસ્લામના હક્કની સ્પષ્ટતા :** મુરાદ એ છે કે ઈસ્લામ લાવ્યા બાદ એમને બેલગામ છોડી દેવામાં

# ٢٥ حدیث ایمان عمل ھے

**[હદીષ : ૨૫] "ઈમાન અમલ છે"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે. રસૂલુલ્લાહ ﷺને સવાલ કરવામાં આવ્યો કે કયો*

عَلَیْهِ وَسَلَّمَ سُئِلَ اَیُّ الْعَمَلِ اَفْضَلُ فَقَالَ اِیْمَانٌ بِاللّٰهِ وَرَسُوْلِهٖ قِیْلَ

*અમલ અફઝલ છે ? ફર્માવ્યું, અલ્લાહ અને એના રસૂલ પર ઈમાન લાવવું. પછી પૂછવામાં આવ્યું, ત્યાર*

ثُمَّ مَاذَا؟ قَالَ اَلْجِهَادُ فِیْ سَبِیْلِ اللّٰهِ قِیْلَ ثُمَّ مَاذَا؟ قَالَ حَجٌّ مَّبْرُوْرٌ

*બાદ ? ફર્માવ્યું, અલ્લાહના માર્ગે જેહાદ[1] કરવો. પછી પૂછવામાં આવ્યું, ત્યાર બાદ ? ફર્માવ્યું, મબરૂર હજ્જ[2].*

*(મુસ્લિમ, તિર્મિઝી, નિસાઈ, કિતાબુલ ઈમાન)*

નહીં આવે, બલ્કે જો કોઈ એવો જુર્મ કરશે જેના માટે કત્લ વાજિબ હોય તો તેમને સજારૂપે કત્લ કરવામાં આવશે. દા.ત. કોઈનું ખૂન કરે તો કેસાસ (ખૂનનો બદલો ખૂન) વાજિબ થશે. ઝિના કરશે તો તેની સજા તેમને આપવામાં આવશે.

**૫. حسابهم علی الله તેમનો હિસાબ અલ્લાહ પર છે :** એટલે કે ઈમાનના ઈકરાર બાદ તેના પર મુસલમાન જેવા હુકમો લાગુ થશે, અને જો તેના દિલમાં ખોટ છે તો અલ્લાહ ﷻ સારી રીતે જાણે છે, તે તેનો હિસાબ લેશે.

## સમજૂતી : ૨૫

**૧. શાબ્દિક અર્થ : جهاد** (જેહાદ) એ جهدٌ જહદુનથી છે તેનો શાબ્દિક અર્થ મહેનતથી છે. શરીઅતની બોલીમાં જેહાદનો અર્થ છે : ઈસ્લામની હિફાઝત, પ્રચાર તથા સરબુલંદી માટે ઈસ્લામના વિરોધી સાથે જંગ કરવી. મબરૂર એ بِرٌّ 'બિર્રુન'થી છે. અહીં મબરૂરથી મુરાદ મક્બૂલ છે. બિર્રુનનો શાબ્દિક અર્થ ભલાઈ જમા કરવું છે. અને મુહાવરામાં વિવિધ અર્થોના માટે આવે છે. નેકી તે કામ જેમાં ગુનોહ ન હોય, કસમ પૂરી કરવી, રિયાકારીથી ખાલી કોઈ નેક અમલ કરવો, સગાં સંબંધીઓ સાથે એહસાન કરવું, મુત્લક એહસાન.

**૨. હજ્જે મબરૂરની નિશાની :** હજ્જે મબરૂરની નિશાની એ છે કે માણસ હજ્જ પછી પહેલાં કરતાં વધારે દીનદાર થઈ જાય.

**ઈમાન દિલનો અમલ છે :** હુઝૂરે અકદસ ﷺને પ્રશ્ન એ કરવામાં આવ્યો હતો કે કયો અમલ સૌથી અફઝલ છે ? જવાબમાં ઈર્શાદ ફર્માવ્યો, અલ્લાહ તથા તેના રસૂલ પર ઈમાન લાવવું. જે લોકો અમલને ઈમાનનો ભાગ માને છે તેઓ આ હદીષથી દલીલ કરે છે. પરંતુ તેમની આ દલીલ દુરુસ્ત નથી. અમલ શરીરનાં અંગોના કાર્યો સાથે ખાસ નથી, દિલના કાર્યને પણ અમલ કહે છે બલ્કે ફેઅલ (કાર્ય) પણ કહે છે. આનાથી બે પ્રકરણ અગાઉ ખૂદ ઈમામ બુખારીએ ફર્માવ્યું, ان المعرفة فعل القلب એ જ પ્રકરણમાં કૌલને અમલ બોલવાનું સ્વીકાર્યું عماکانو یعملون ની તફસીર ફર્માવી عن لَااِلٰهَ اِلَّا اللّٰه તેના પહેલાંવાળી આયતમાં بماکنتم تعملون ના અમલમાં

# (٢٦) حديث مؤمنا او مسلما

**[હદીષ : ૨૬] "મો'મિન કે મુસ્લિમ"**

عَنْ سَعْدٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*હઝરત સઅદ ઈબ્ને વક્કાસ[1] رضی اللہ عنہ થી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺ એ*

اَعْطٰى رَهْطًا وَّسَعْدٌ جَالِسٌ فَتَرَكَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*એક જમાઅતને કાંઈક માલ આપ્યો અને સઅદ ત્યાં બેઠેલા હતા અને તેઓમાંથી એક એવી વ્યક્તિને કાંઈ ન*

તસ્દીક઼ દાખલ છે. જો દિલના કાર્યો પર અમલ બોલાતુ તો تعملون માં તસ્દીકે ક઼લ્બી કઈ રીતે દાખલ થાત. એટલા માટે એનાથી અમલોના ઈમાનમાં દાખલ હોવા પર દલીલ સંપૂર્ણ નથી. હા ! આ હદીષમાં જો અમલથી મુરાદ જીભથી ઈકરાર લેવામાં આવે તો મામલો સાફ છે.

**افضل الاعمال અફઝલુલ્ આમાલનો મતલબ :** વર્ણન થઈ ચૂક્યું કે વિવિધ હદીષોમાં افضل الاعمال "અફઝલુલ્ આમાલ"નો ઈત્લાક (લાગુ પડવું, બોલાવું) વિવિધ ઈબાદતો પર આવ્યું છે. ત્યાં જ એ સ્પષ્ટતા પણ વર્ણન થઈ ચૂકી કે પ્રશ્નકર્તાઓ અથવા શ્રોતાઓ તથા સમયના લેહાઝથી ફર્માવ્યું. અથવા દરેક જગાએ "મિન" મહઝૂફ માનવામાં આવે. મુરાદ એ છે કે "અફઝલુલ આમાલ"માંથી આ પણ છે અને ફલાણો અમલ પણ, ફલાણો અમલ પણ.

**હજ્જ અફઝલ છે કે જેહાદ :** આ હદીષના વર્ણન પરથી સાબિત કે જેહાદ હજ્જ કરતાં અફઝલ છે, પરંતુ એ પણ મુત્લક઼ન નથી જેહાદ જો ફર્ઝે ઐન થઈ જાય દા.ત. દુશ્મન લશ્કર સાથે કોઈ આબાદીને ઘેરી લે તો નિઃશંક ! હજ્જથી અફઝલ છે. એ મુબારક દૌરમાં સામાન્યતઃ હાલત એ જ હતી. નહીં તો ક્યારેક એવું પણ થઈ શકે છે કે હજ્જ જેહાદથી અફઝલ હોય. દા.ત. જેહાદ ફર્ઝે અયન નથી. અથવા એવી સ્થિતિ પેદા થઈ જાય કે જેહાદ જ ન હોય અને એક શખ્સ પર હજ્જ ફર્ઝ થઈ ચૂકેલ છે તો તેના માટે હજ્જ અફઝલ થશે. સારાંશ કે અમલોમાં ફઝીલતોની ગોઠવણી કુલ્લી તથા ક઼તઈ નથી નિશ્ચિત કરી શકાતી.

**સમજૂતી : ૨૬**

**૧. સઅદ ઈબ્ને વક્ક઼ાસ** رضی اللہ عنہ **:** "વક઼સ"નો અર્થ તોડવું છે. "વક્ક઼ાસ" અતિશયોક્તિ સૂચક શબ્દ છે, ખૂબ જ તોડવાવાળો. તેમનું નામ માલિક છે અને કુન્નિયત (ઉપનામ) અબૂ ઈસ્હાબ. વંશાવળી આ પ્રમાણે છે : માલિક ઈબ્ને વુહૈબ કે ઉહૈબ ઈબ્ને અબ્દે મુનાફ ઈબ્ને ઝહરા ઈબ્ને કલાબ. કલાબ સુધી પહોંચીને નબીની વંશાવળીથી મળી જાય છે. આ વુહૈબ હઝરત આમિનાના ચાચા હતા. અને એક રિવાયત પ્રમાણે તેમણે હઝરત આમિનાના નિકાહ હઝરત અબ્દુલ્લાહ સાથે કર્યા હતા. હઝરત સઅદ એકવાર ખિદમતે અક઼દસમાં હાજર થયા. જ્યારે સામે આવ્યા તો હુઝૂરે અક઼દસ ﷺ એ ફર્માવ્યું, આ મારા મામા છે, કોઈ મને આવા મામા બતાવે !

આપ ઈસ્લામ ક઼બૂલ કરનારાઓમાં પાંચમા કે સાતમા વ્યક્તિ છે. ઈસ્લામ ક઼બૂલ કરતી વખતે તેમની ઉમ્ર મુબારક ૧૪ કે ૧૭ વરસની હતી. અશ્રાએ મુબશ્શિરા અને અગ્ર કક્ષાના મુહાજિરોમાંથી છે. હુઝૂરે અકદસ ﷺ થી પહેલાં હિજરત કરી. તમામ ગઝવાતમાં શરીક રહ્યા. ગઝવાએ ઓહદમાં જ્યારે આમ ગેરવ્યવસ્થા ફેલાઈ ગઈ ત્યાં આ તે ૧૪ જાંનિષાર બહાદુરોમાંથી હતા જે હુઝૂરે અક઼દસ ﷺ ના માટે ઢાલ બનેલા હતા.

وَسَلَّمَ رَجُلًا فِيهِمْ هُوَ أَعْجَبُهُمْ إِلَيَّ فَقُمْتُ إِلَى رَسُولِ اللّٰهِ صَلَّى اللّٰهُ

આપ્યું જે મને ખૂબ જ પસંદીદા હતો. (હું ઉઠીને રસૂલુલ્લાહ ﷺની નજીક ગયો અને ગુપ્તતાના લહેજામાં)મેં

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ فَسَارَرْتُهُ فَقُلْتُ يَا رَسُولَ اللّٰهِ مَا لَكَ عَنْ فُلَانٍ فَوَاللّٰهِ

અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ તમે ફલાણાને કાંઈ ન આપ્યું, ખુદાની ક઼સમ ! હું તેને મો'મિન જાણું છું²

إِنِّي لَأَرَاهُ مُؤْمِنًا فَقَالَ أَوْ مُسْلِمًا فَسَكَتُّ قَلِيلًا ثُمَّ غَلَبَنِي مَا أَعْلَمُ مِنْهُ فَعُدْتُ

ફર્માવ્યું, અથવા મુસલમાન. પછી હું થોડીકવાર ખામોશ રહ્યો. તેનો જે હાલ માલૂમ હતો તેનાથી હું ફરી સવાલ

لِمَقَالَتِي فَقُلْتُ مَا لَكَ عَنْ فُلَانٍ فَوَاللّٰهِ إِنِّي لَأَرَاهُ مُؤْمِنًا فَقَالَ أَوْ مُسْلِمًا فَسَكَتُّ

કરવા પ્રેરાયો (મજબૂર બન્યો) મેં અર્ઝ કરી, હુઝૂરે તેને કેમ ન આપ્યું ? ખુદાના સોગંદ ! હું તેને મો'મિન જાણું

قَلِيلًا ثُمَّ غَلَبَنِي مَا أَعْلَمُ مِنْهُ فَعُدْتُ لِمَقَالَتِي وَعَادَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالَى

છું, ઈર્શાદ ફર્માવ્યો અથવા મુસલમાન. પછી હું થોડીવાર ખામોશ રહ્યો. પરંતુ તેનો હાલ જે મને જાણમાં હતો

عَلَيْهِ وَسَلَّمَ ثُمَّ قَالَ إِنِّي لَأُعْطِي الرَّجُلَ وَغَيْرُهُ أَحَبُّ إِلَيَّ مِنْهُ خَشْيَةَ أَنْ

એટલા માટે ફરી સવાલ કરવા મજબૂર થયો. મેં એ જ પ્રશ્ન દોહરાવ્યો અને રસૂલુલ્લાહ ﷺએ એ જ જવાબ

يَكُبَّهُ اللّٰهُ فِي النَّارِ

ઈર્શાદ ફર્માવ્યો. ફરી ફર્માવ્યું, હું એક શખ્સને આપુ છું જો કે બીજો તે શખ્સ જેને કાંઈ નથી આપતો મને અધિક પ્યારો હોય છે. એવા શખ્સને એટલા માટે આપુ છું કે ક્યાંક અલ્લાહ તઆલા તેને ઊંધો જહન્નમમાં ન નાખે.

(બુખારી કિતાબુઝ્ઝકાત તથા મુસ્લિમ ઈમાન તથા ઝકાત, અબૂ દાઊદ)

ખૂબ જ નિષ્ણાત તીરંદાઝ હતા. હુઝૂરે અક઼દસ ﷺ ઉઠાવી ઉઠાવીને તીર આપતા હતા અને ફર્માવતા : ارم یاسعد فداك ابی وامی "હે સઅદ ! તીર ચલાવતા જાવ ! તમારા પર મારાં મા બાપ કુર્બાન !" આ મહોબ્બતભર્યા શબ્દો તેમના સિવાય તથા હઝરત તલ્હા તથા હઝરત ઝુબૈરના સિવાય કોઈના માટે કદી નથી ફર્માવ્યા.

તેમનો લક઼બ ફારસે ઈસ્લામ, ફાતેહે ઈરાન પણ છે. સૌ પ્રથમ રાહે ખુદામાં તેમણે તીર ચલાવ્યું અને સૌ પ્રથમ તેમણે ઈસ્લામના દુશ્મનને જહન્નમ રસીદ કર્યો. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના જમાનામાં ઈરાનના ફાતેહ લશ્કરના સેનાપતિ પણ હતા. કૂફાને તેમણે વસાવ્યું. અરસા સુધી કૂફાના હાકિમ રહ્યા. અંતિમ વયે ગોશાનશીન થઈ ગયા હતા. હઝરત ઉષ્માનની શહાદત બાદ. જે ફિત્ના ઉઠયા ત્યારે સૌથી અલગ થલગ રહ્યા. મદીનાથી દસ માઈલ દૂર અક઼ીક઼માં એક આલીશાન મકાન બનાવડાવ્યું હતું. એમાં રહેતા હતા હતા. ત્યાં જ હિ.સ. ૫૫ કે હિ.સ. ૫૭માં ૭૦થી અધિક વર્ષની વયે વિસાલ ફર્માવ્યો. જનાઝો મુબારક ત્યાંથી ઉઠાવીને મદીનામાં લાવવામાં આવ્યો. મરવાને જનાઝાની નમાઝ પઢાવી. જન્નતુલ બકીઅમાં આરામ ફર્માવે છે. અશ્રાએ

મુબશ્શરામાં સૌના પછી આપ અલ્લાહને પ્યારા થયા. રસૂલુલ્લાહ ﷺએ એમના માટે દુઆ ફર્માવી હતી : اَللّٰهُمَّ سَدِّ دسهمه واجب دعوته''હે અલ્લાહ ! તેમના તીરને અચૂક બનાવ ! અને તેમની દુઆ ક઼બૂલ ફર્માવ !''

એના કારણે સહાબાએ કિરામમાં સૌથી અધિક માનને પાત્ર હતા. અને તેમની દુઆ હમેશાં ક઼બૂલ થઈ. લોકો એમની દુઆએ ખૈરની ઉમ્મીદ રાખતા અને તેમની બદ્દુઆથી ડરતા હતા.

તેમના થકી ૨૭૦ હદીષો રિવાયત પામી છે. ૧૫ માટે બુખારી તથા મુસ્લિમની એકમતિ છે. પાંચ કેવળ બુખારીમાં અને ૧૫ કેવળ મુસ્લિમમાં છે. સહાબાએ કિરામમાં સઅદ નામના ૧૦૦ થી અધિક છે.

**શબ્દકોશ :** رهط એ જમાઅતને કહે છે જે દસથી ઓછી હોય એટલે કે કમસેકમ ત્રણથી લઈને નવ સુધી, જે સર્વે પુરૂષો હોય કોઈ એમાં સ્ત્રી ન હોય. અમુકે કહ્યું સાતથી દસ સુધીને ''રહત'' કહે છે અને સાતથી ઓછા ત્રણ સુધીને ''નફર'' કહે છે. નવથી જો કાંઈ વધી જાય તો પણ ''રહત'' કહી શકાય. તેમજ તેનો અર્થ પોતાના કબીલાવાળા પણ છે. તેમજ નિકટના વારસની ઔલાદને પણ કહે છે. આ બહુવચન નામ છે. એના માટે એકવચન નથી. انيّكبّه الله ઊંધા મોઢે પડવાના અર્થમાં છે. આ તે અમુક વિચિત્ર કાર્યોમાંથી છે કે મુજર્રદ (Simple Verb)થી મુતઅદ્દી (Transitive Verb) આવે છે. અને બાબે ઈફઆલથી લાઝિમ આવે છે. એની જેમ બીજા અમુક કાર્યો છે. દા.ત. شَنَقَ۔اَقْشَعَ۔قشع રજુલન્ (رَجُلًا) વાકે઼દીમાં છે કે તેમનું નામ જોએલ ઈબ્ને સુરાક઼ા ઝમરી હતું. اُرَاهُ (ઉરાહુ) : મશહૂર રિવાયત હમ્ઝાના પેશ સાથે છે જેનો અર્થ એ છે કે હું ગુમાન કરું છું પણ ઈમામ નવવીએ ફર્માવ્યું કે સહીહ હમ્ઝાના ઝબર સાથે છે જે اَعْلَمُ''અઅ્લમૂ'' એટલે કે હું યક઼ીની રીતે એને મુસલમાન જાણું છું, એટલા માટે કે જો યક઼ીન ન હોત તો હુઝૂર ﷺની તલ્ક઼ીન (શીખ) છતાં વારંવાર ન કહેતા. اومسلمًا (અવ્ મુસ્લિમન્) વાવના જઝમ સાથે. اَوْ 'અવ' વહેંચણી અથવા પ્રકાર દર્શાવવા અથવા શક અને શરીક કરવા માટે આવે છે. ક઼ાઝી અયાઝે ફર્માવ્યું કે તેને વાવના ઝબર સાથે પઢવું ભૂલ છે. તેહક઼ીક઼ એ છે કે આ અઝસુલ (ફરક દર્શાવવા) ના માટે છે જેના પર ઈબ્ને અરબીની رِيَاسَة شق ارزك زرك مرى زرى ام نسل انسل الحجم معجم રિવાયત દલીલ રૂપ છે જે તેમની મોઅ્જમમાં છે, لاتقل مومن قل مسلمٌ મો'મિન ન કહો મુસલમાન કહો.

**૨. દિલ ખુશ કરવા અર્પણ કરવું :** હુઝૂરે અક઼દસ ﷺની આદતે કરીમા હતી કે નવા ઈસ્લામ સ્વીકારનારાઓને દિલ રાજી કરવા માટે કાંઈક અતા કરી દેતા હતા. એવી જ વ્યક્તિઓમાંથી કેટલાક લોકોને અતા કર્યું અને એક જણને કાંઈ ન આપ્યું તેના પર હઝરત સઅદે અર્ઝ કરી જે હદીષમાં છે.

**તલ્કીનનું કારણ :** ઈમાન અને ઈસ્લામ હક઼ીક઼ી અર્થના એતબારથી એક જ છે પણ જાહેર ફર્માંબરદારી તથા આજ્ઞાપાલનને માટે ઘણીવાર ઈસ્લામ કહેવામાં આવે છે. મો'મિન થવાનો પાયો કેમ કે દિલી સમર્થન પર છે અને એ બાતિની (આંત્રિક) ચીજ છે અને મુસલમાન થવાનો આધાર આજ્ઞાપાલન પર છે એ જાહેરી ચીજ છે.

બાતિની ચીજથી માહિતગાર થવું અવામનું કામ નથી. અને જાહેરી હાલતને દરેક શખ્સ નથી જાણી શક્તો. જ્યારે હઝરત સઅદે તેમના મો'મિન હોવાનું યક઼ીન કરીને ક઼સમ સાથે જણાવ્યું તો હુઝૂરે તેના પર ચેતવણી દર્શાવી કે બાતિની (આંત્રિક, છુપી) ચીજ પર કેવી રીતે આટલુ યક઼ીન કરો છો કે એના માટે ક઼સમ ખાઈ બેઠા ! એવું કહો કે તેને મુસલમાન જાણુ છું. આ સાવધાની રિસાલતકાળ સુધી સીમિત હતી એટલા માટે કે હુઝૂરે અક઼દસ ﷺ દિલોનો હાલ જાણતા હતા અને મો'મિન તથા મુનાફિક઼ને સારી પેઠે પહેચાનતા હતા. રિસાલતકાળ ના પછી કેમ કે કોઈના પર મુનાફિક઼ હોવાનો હુકમ લગાડવાનું મના છે એટલા માટે જો કોઈ ઈસ્લામનો ઈકરાર કરે છે તો તેને કશાય ખચકાટ વિના મો'મિન કહીશું. એટલા માટે કે હવે બાતિની હાલત જાણવાનો યક઼ીની ઝરીયો નથી. હવે આધાર ઈકરાર પર છે.

**એઓ મુખ્લિસ મો'મિન હતા :** આ શખ્સ મુખ્લિસ મો'મિન હતા જેમ કે બાદના હિસ્સાથી જાહેર છે કે ફર્માવ્યું, ''જેને હું નથી આપતો તે મને અધિક પ્રિય હોય છે. અને સઅદને જે ફર્માવ્યું તેનાથી તેમને એક ઉસૂલી વાતની તા'લીમ આપવાનો હેતુ હતો, તે શખ્સના બારામાં શંકા પ્રદર્શિત નથી કરી.

# ⑥ كمال ايمان

**[તઅલીક઼ : ૬] "ઈમાનનો કમાલ"**

وَقَالَ عَمَّارٌ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ ثَلَاثٌ مَنْ جَمَعَهُنَّ فَقَدْ جَمَعَ الْاِيْمَانَ

*હઝરત અમ્મારે[1] ફર્માવ્યું, જેણે ત્રણ ચીજો એકત્ર કરી લીધી તેણે ઈમાન[2] (ની નિશાનીઓ)ને એકત્ર કરી*

اَلْاِنْصَافُ مِنْ نَّفْسِكَ - وَبَذْلُ السَّلَامِ لِلْعَالَمِ وَالْاِنْفَاقُ مِنَ الْاِقْتَارِ

*લીધી. પોતાના નફ્સ સાથે ન્યાય કરવો, અને સૌને સલામ કરવી અને તંગદસ્તીમાં ખર્ચ કરવો.★*

## તઅલીક઼ : ૬ની સમજૂતી

**૧. અમ્માર ઈબ્ને યાસર** رضی اللہ عنہما : એઓ ક઼હતાનની ઔલાદમાંથી યમનના રહેવાસી હતા. તેમના વાલિદ યાસર યમનથી મક્કા આવ્યા, અને અબૂ હુઝૈફા ઈબ્ને મુગીરા મખ્ઝૂમીના સાથી બન્યા. તેણે પોતાની કનીઝા સુમૈયા رضی اللہ عنہا સાથે યાસરના નિકાહ કરી આપ્યા જેનાથી હઝરત અમ્માર પેદા થયા. અબૂ હુઝૈફાએ હઝરત અમ્મારને આઝાદ કરી આપ્યા. એ તથા એમનાં માં બાપ પૂરાણા મુસલમાન છે. તેમનાં વાલિદાને ઈસ્લામ સ્વીકારવાના જુર્મમાં અબૂ જહલે શહીદ કરી દીધાં. એ ઈસ્લામનાં પહેલાં શહીદ છે. હઝરત અમ્માર અને તેમના વાલિદને જાલિમ વિવિધ રીતે સતાવતા, તપી ગયેલ રેતાળ જમીન પર સૂવાડી દેતા, તકલીફ અસહ્ય થતાં બેહોશ થઈ જતા. એકવાર એ જ હાલતમાં રહમતે આલમ ﷺ ત્યાંથી પસાર થયા તો ફર્માવ્યું, اصبروا یا آل یاسر فان موعدکم الجنة "હે આલે યાસર ! સબ્ર કરો ! તમારા વાયદાની જગા જન્નત છે." એકવાર સિતમખોરોએ તેમને આગમાં નાખી દીધા. હુઝૂર ﷺએ પ્રેમપૂર્વક તેમનાં છાલાંઓ પર હાથ ફેરવ્યો અને દુઆ ફર્માવી, یانارکونی برداوسلامًا علیٰ عمار کماکنتِ علٰی ابراھیم تقتلك الفئة الباغیة "હે આગ ! અમ્માર પર ઠંડી અને સલામત થઈ જા જેવી રીતે ઈબ્રાહીમ પર થઈ હતી. હે અમ્માર ! તમને બાગી ટોળી કત્લ કરશે."

અમુક હઝરાતે જણાવ્યું કે આ શરફ કેવળ તેમને અને હઝરત સિદ્દીકે અકબરને મળ્યો કે તેમનાં વાલિદૈન (માં બાપ) પણ મુસલમાન થયાં. પણ આ મર્યાદા સહીહ નથી, હઝરત નોઅમાન બિન બશીર અને હઝરત મુઆવિયહને પણ આ શરફ મળ્યો છે. આપ ત્રીસથી કાંઈક ઉપર ઈસ્લામ લાવનારાઓમાં છે. પ્રથમ હબ્શા હિજરત કરી પછી મદીના પાક, તમામ ગઝવાતમાં શરીક રહ્યા. જંગે સિફ્ફીનમાં હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ની સાથે હતા. એમાં જ સન હિ. ૩૭ માં ૯૩ કે ૯૪ વરસની ઉમરમાં શહીદ થયા અને ત્યાં જ દફન થયા. હઝરત અલીએ જનાઝાની નમાઝ પઢાવી અને શહાદત વખતે શરીર પર કપડાં હતાં એમાં જ એમની વસિયતના પ્રમાણે દફન કર્યા. તેમનાથી ૨૬૦ હદીષો મરવી છે. બે બુખારી તથા મુસ્લિમ બંનેએ, ત્રણ કેવળ બુખારીએ અને એક કેવળ મુસ્લિમે રિવાયત કરી.

**૨. ઈમાનથી મુરાદ ઈમાનનો કમાલ :** فقد جمع الایمانથી મુરાદ એ છે કે તેણે ઈમાનનો કમાલ એકત્ર કરી લીધો, જેમ કે શઅબાની રિવાયતમાં આ પ્રમાણે છે : فقد استکمل الایمان જો કે અલ્લાહના સિવાયનાને કહે છે પણ એ પોતાના ઉમૂમે કુલ્લી (અલ્લાહ તઆલા અને તેની સિફતો સિવાય) પર નહીં. પ્રથમ

★ *અબૂ ક઼ાસિમ લિલકાઈ, ઈમામ અહમદ કુતુબે ઈમાન, યાકૂબ ઈબ્ને શયબા, મુસ્નદ, જામેઅ મુઅમર, મુસન્નિફ અબ્દુર્રઝ્ઝાક, મુસ્નદે બઝ્ઝાર, બગવી, શર્હુસ્સુન્નહ્, ઈબ્નુલ અઅ્રાબી, મોઅજમ વ તિબ્રાની કબીર*

## ⑳ حدیث۔ کفران العشیر

**[હદીષ : ૨૭] ''પતિઓની નાશુક્રીની સજા''**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا قَالَ قَالَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

عَلَیْہِ وَسَلَّمَ اُرِیْتُ النَّارَ فَاِذَا اَکْثَرُ اَھْلِھَا النِّسَاءُ یَکْفُرْنَ۔ قِیْلَ اَیَکْفُرْنَ

*મને જહન્નમ દેખાડવામાં આવી. મેં જહન્નમમાં વધારે પડતી સ્ત્રીઓને જોઈ, કુફ્ર (નાશુક્રી) કરે છે. અર્ઝ કરવામાં*

بِاللّٰہِ؟ قَالَ یَکْفُرْنَ الْعَشِیْرَ وَیَکْفُرْنَ الْاِحْسَانَ لَوْ اَحْسَنْتَ اِلٰی اِحْدٰھُنَّ

*આવી, શું અલ્લાહની સાથે કુફ્ર કરે છે ? ઈર્શાદ ફર્માવ્યો, નહીં, તેણીઓ પતિઓની નાશુક્રી કરે છે અને એહસાન નથી*

الدَّھْرَ ثُمَّ رَاَتْ مِنْکَ شَیْئًا قَالَتْ مَا رَاَیْتُ مِنْکَ خَیْرًا قَطُّ[1]

*માનતી. જો તમે તેમનામાંથી કોઈની સાથે જમાનાભર[1] એહસાન કરો, પછી તમારા થકી કોઈ વાત નાપસંદ*

*જુએ તો કહી આપશે કે મેં તમારાથી કોઈ ભલાઈ નથી જોઈ. (બુખારી, કિતાબુન્નિકાહ)*

તો ''આલમ''માં પ્રાણીઓ, વનસ્પતિ, પદાર્થો (પહાડ, પથ્થર વગેરે) પણ દાખલ છે, તે હરગિઝ મુરાદ નથી. મુરાદ એ છે કે જે સલામ કરવાને પાત્ર હોય, ચાહે તેનાથી ઓળખ કે સંબંધ હોય કે ન હોય. એટલા માટે કાફિર, બદ્‌મઝહબ, ફાસિક઼ો નીકળી ગયા, એટલા માટે કે તેઓ સલામને પાત્ર નથી જેમ કે હદીષ–૧૨ માં દલીલો વર્ણન થઈ ચૂકી છે.

**હદીષનો મતલબ :** હદીષનો મતલબ એ છે કે જે મુસલમાનમાં આ ત્રણ વાતો હશે તે કામિલ ઈમાનવાળો છે : એક એ કે પોતાની સાથે ઈન્સાફ કરતો હોય. પોતાની સાથે ઈન્સાફનો મતલબ એ છે કે તમામ મામૂરાત (હુકમ થયેલ ચીજો)ને અદા કરતો હોય અને તમામ મના કરેલ ચીજોથી બચતો હોય, બીજુ, દરેક મુસલમાન ગેરફાસિક઼ને સલામ કરતો હોય ભલે તેની સાથે તેની ઓળખાણ હોય કે ન હોય, કોઈ સંબંધ હોય કે ન હોય. ત્રીજુ, તંગદસ્તી છતાં રાહે ખુદામાં ખર્ચ કરતો હોય.

**સમજૂતી : ૨૭**

**૧. દહર :**નો અર્થ જમાનો, ક઼ાયમી, દુનિયાની પૂરી મુદ્દત (જીવનભર), કોઈ ક઼ૌમની પૂરી મુદ્દત, થાય છે. કુફ્રનો મૂળ અર્થ છુપાવવાનો થાય છે અહીં એહસાન છુપાવવું મુરાદ છે. એટલે નાશુક્રી. તેમજ કુફ્રનો અર્થ અલિપ્તતા તથા બેઝારીનો પણ છે. અહીં નાશુક્રી મુરાદ છે. આ હદીષથી જાણવા મળ્યું કે નાશુક્રી ગુનોહ છે. અનિવાર્યપણે સાબિત થયું કે એહસાન જાણવું વાજિબ છે. તેમજ સાબિત થયું કે જેવી રીતે નેક અમલો પર ''ઈમાન'' શબ્દ બોલવું લાગુ થાય છે એ જ પ્રમાણે ગુનાહો માટે ''કુફ્ર'' શબ્દ બોલવાનું આવેલ છે. એ પણ જાણવા મળ્યું કે જહન્નમ અત્યારે મખ્લૂક઼ અને મૌજૂદ છે. જહન્નમ ગયબી ચીજોમાંથી છે. તેને હુઝૂરે અક઼દસ ﷺ એ જોઈ. એનાથી સાબિત થયું કે હુઝૂર ગયબ જાણતા હતા. સ્ત્રીઓનું જહન્નમમાં અધિક હોવાનો સબબ એ છે કે અન્ય ગુનાહોમાં મર્દ તથા ઔરત બંનેવ શરીક છે પણ આ ગુનોહ પતિની નાશુક્રી, એહસાન ફરામોશી

## ۲۸ حدیث. آپس میں قتال کا حکم

**[હદીષ : ૨૮] ''આપસમાં લડાઈનો હુકમ''**

عَنِ الْاَحْنَفِ بْنِ قَيْسٍ قَالَ ذَهَبْتُ لِاَنْصُرَ هٰذَا الرَّجُلَ فَلَقِيَنِيْ اَبُوْبَكْرَةَ

*હઝરત અહનફ ઈબ્ને કૈસે[1] ફર્માવ્યું, હું તે શખ્સ (હઝરત અલી)ની મદદ માટે ચાલ્યો. મને અબૂબક્ર[2] મળ્યા અને*

فَقَالَ اَيْنَ تُرِيْدُ. قُلْتُ اَنْصُرُ هٰذَا الرَّجُلَ. قَالَ ارْجِعْ فَاِنِّيْ سَمِعْتُ

*તેમણે પૂછયું, ક્યાંનો ઈરાદો છે ? મેં કહ્યું, એ શખ્સની મદદ માટે જઈ રહ્યો છું. પાછા વળી જાવ ! કેમ કે*

رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِذَا الْتَقَى الْمُسْلِمَانِ

*મેં રસૂલુલ્લાહ ﷺને ફર્માવતાં સાંભળ્યું કે બે મુસલમાન[3] પોતપોતાની તલ્વાર લઈને*

મર્દો કરતાં ઔરતોમાં અધિક છે એટલા માટે તેણીઓ જહન્નમમાં અધિક જોવા મળી. વળી પતિની નાશુક્રી તો કેવળ ઔરતો જ કરી શકે છે. સ્ત્રીઓને બુદ્ધિમાં ઉણપવાળી સામાન્ય એતબારથી જણાવવામાં આવી કે એમાં મોટા ભાગની કમઅક્લ છે, નહીં તો અમુક અમુક તો મર્દો કરતાં અધિક બુદ્ધિમાન હોય છે આ હદીષ અહીં સંક્ષિપ્ત છે. વિસ્તારપૂર્વક બાબુલ કસૂફમાં આવશે.

**સમજૂતી : ૨૮**

**૧. અહનફ ઈબ્ને કૈસ :** તાબઈ છે. તેમનું મૂળ નામ દ્હ્હાક ઝહાક કે સખરા છે અને કુન્યિયત (ઉપનામ) અબૂ બહર છે, અહનફ સાથે મશ્હૂર છે. અહનફનો અર્થ ત્રાંસા પગોવાળો અથવા તે શખ્સ જેના પગો વળેલા હોય અને તે પગોની પીઠના ભેર ચાલતો હોય. તેમને જમાનાએ હુઝૂરે અક્દસ મળ્યો, એમાં જ મુસલમાન થયા પરંતુ ઝિયારતથી મેહરૂમ રહ્યા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની બારગાહમાં હાજર થયા. મરવુઝઝરૂઝ તેમણે ફતહ કર્યું. એક લશ્કરમાં એમના ઝંડા નીચે ઈમામ હસન બસરી તથા ઈમામ મુહમ્મદ સીરીં હતા. હઝરત ઉમર તથા અલી તથા અબ્બાસ વગેરે સહાબાથી હદીષ સાંભળી તેમના થકી ઈમામ હસન બસરી વગેરેએ. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہની ખિલાફતમાં હિ.સ. ૬૭માં કૂફામાં વિસાલ થયો.

**૨. હઝરત અબૂબક્ર** رضی اللہ عنہ **:** તેમનું નામ નફીઅ છે અથવા મસ્રૂહ. એઓ તાઈફના રહેવાસી હતા. હારિષ ઈબ્ને કલદાના ગુલામ છે તેમનાં માં તે જ સુમૈયા છે જે ઝિયાદની માં છે. જ્યારે હુઝૂરે અક્દસ ﷺએ તાઈફનો ઘેરાવ કર્યો અને એવું એલાન કર્યું કે જે ગુલામ મારી પાસે આવી જશે તે આઝાદ છે. તો આપ ચરખી વડે દિવાલથી ઉતર્યા. ચર્ખીને અરબીમાં બકરહ કહે છે એ કારણે હુઝૂરે તેમની કુન્યિયત (ઉપનામ) અબૂબક્ર રાખી, અને એલાન પ્રમાણે તેમને આઝાદ કરી દીધા. તેમને આઝાદી તો મળી ગઈ પરંતુ મહબૂબે ખુદાની ગુલામીમાં એવી મજા આવી કે જીવનભર ખિદમતમાં જ રહ્યા. આપ ફુઝલા (ફાઝિલ) સહાબા તથા તેમના

بِسَيْفَيْهِمَا فَالْقَاتِلُ وَالْمَقْتُوْلُ فِي النَّارِ قُلْتُ يَا رَسُوْلَ اللّٰهِ هٰذَا الْقَاتِلُ

*લડે તો કાતિલ તથા મક્તૂલ (કત્લ થનાર) બંને જહન્નમી છે. મેં અર્ઝ કરી, કાતિલ તો જહન્નમી થશે પણ કત્લ*

فَمَا بَالُ الْمَقْتُوْلِ؟ قَالَ إِنَّهٗ كَانَ حَرِيْصًا عَلٰى قَتْلِ صَاحِبِهٖ

*થનાર કેવી રીતે થશે ? ફર્માવ્યું, કત્લ થનાર એટલા માટે થશે કે તે પોતાના સામેવાળાને કત્લ કરવાનો પાકો ઈરાદો રાખતો હતો★. (કિતાબુલ ફિતન, નિસાઈ તહરીમ, ઈબ્ને માજહ ફિતન, મુસ્લિમ તથા અબૂ દાઊદ)*

આબિદોમાંથી છે. હિ.સ. ૫૨માં વફાત પામ્યા. તેમનાથી ૧૩૨ હદીષો રિવાયત પામી છે. આઠ પર શૈખૈનની એકમતિ છે. અને પાંચ એકલા ઈમામ બુખારીએ તથા એક ઈમામ મુસ્લિમે એકલાએ રિવાયત કરી છે.

આ હદીષમાં هذا الرجل થી મુરાદ હઝરત અલી كرم الله تعالى وجهه الكريم છે જેમ કે ખૂદ બુખારી કિતાબુલફિતનમાં હાઝર્રજુલ (આ માણસ)ને બદલે ઈબ્ને અમ્મ રસૂલુલ્લાહ (રસૂલુલ્લાહના કાકાના છોકરા) ﷺ આવેલ છે. તેમજ ઈસ્માઈલની રિવાયતમાં એટલે (અલિય્યન) મૌજૂદ છે.

**૩.** આ પ્રસંગ જંગે જુમલનો છે. હઝરત અબૂબક્ર رضى الله عنه નું રોકવું એ બિના પર હતું કે જાહેર હદીષના એ'તબારથી તેમણે એ જ સમજ્યું હતું કે જ્યારે બે મુસલમાન લડે તો કોઈનો સાથ ન આપવામાં આવે. અથવા એ બિના પર હતું કે હઝરત અબૂબક્ર رضى الله عنه ની નજીક એ જાહેર ન થઈ શક્યું કે હક્ક પર કોણ છે ? હઝરત અહનફ જંગે જુમલમાં શરીક ન થયા પણ પછી હઝરત અલીનું હક્ક પર હોવું તેમના પર જાહેર થઈ ગયું અને જંગે સફફીનમાં હઝરત અલીના.

એનાથી મુરાદ જ્યારે બે મુસલમાન નાહક્ક લડે, આપસમાં લડવાનું કોઈ શરઈ રીતે જાઈઝ કારણ ન હોય, ન કાતિલ પાસે ન કત્લ કરનાર પાસે. પણ જો લડાઈનું કોઈ શરઈ કારણ હોય તો એ હુકમ નથી. જો શરઈ રીતે જાઈઝ કારણ કોઈની પાસે હોય તો તેણે લડવું જાઈઝ બલ્કે સવાબનો સબબ બનશે અને તે ગુનેહગાર બનશે જેની પાસે કોઈ શરઈ રીતે જાઈઝ હોવાનું કારણ નથી. અને જો બંનેની પાસે શરઈ રીતે જાઈઝ હોવાનું કારણ છે તો કોઈ ગુનેહગાર થશે નહીં. જેમ કે જંગે જુમલ તથા જંગે સિફફીનમાં હતું. હઝરત આઈશા رضى الله عنها તથા હઝરત મુઆવિયા رضى الله عنه એ પોતાના ઈજતેહાદથી લડાઈને જરૂરી જાણી અને અને હઝરત અલી كرم الله تعالى وجهه الكريم એ પોતાના ઈજતેહાદ પર અમલ કર્યો. જો કે અહલે સુન્નતના ઈજમાઅથી હઝરત અલી હક્ક પર હતા. અને તેમના હરીફોથી ઈજતેહાદી ખતા (એટલે શરઈ કાયદાનુસાર કોઈ મસ્અલામાં ચિંતન કરે અને એમાં વિના ઈરાદે ભૂલ થાય તે) થઈ. અને મુજતહિદથી જો ખતાએ ઈજતેહાદી થઈ જાય તો પણ તેને તથા તેના અનુયાયીઓને એક સવાબ મળશે. સહાબાએ કિરામના આપસી જંગોમાં બહષ મના છે. અલ્લાહ ﷻ એ તમામ સહાબાએ કિરામના માટે ફર્માવ્યું : وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى *(નિસાઅ–૯૫, હદીષ–૧૦૦)* અને અલ્લાહે સૌની સાથે ભલાઈનો વાયદો ફર્માવી લીધો છે અને ઈર્શાદ છે : رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ *(તૌબા–૧૦૦)* "અલ્લાહ એમનાથી રાજી થયો અને તેઓ અલ્લાહથી રાજી થયા." કારણ એ જ છે કે સહાબાએ કિરામના આપસી મતભેદો નફસાનિયત તથા દુનિયાદારીના કારણે નથી. જે મતભેદ થયો તે ઈજતેહાદમાં ખતાના કારણે થયો.

સહીહ તથા મોહક્કક મઝહબ એ છે કે ગુનાહનો કેવળ ઈરાદો, ગુનો નથી. પણ જ્યારે ગુનાહનો એટલો પાકો ઈરાદો કરી લે જેટલો ગુનોહ કરતી વખતે હોય છે તો ગુનાહનો આટલો પાકો નિશ્ચય તથા ઈરાદો ગુનોહ છે. આ હદીષ એના માટે દલીલ છે ભલે અહીં કત્લ કરનારે મુસલમાનને કત્લ કરવા માટે હાથ પગ ચલાવ્યા પણ હદીષમાં જહન્નમનો સબબ તેની કત્લની લાલચને બતાવ્યો અને લાલચ દિલનું કાર્ય છે અંગોનું નહીં.

# ٢٩ حدیث - گالی دینی جاھلیت ھے

## [હદીષ : ૨૯] "ગાળ આપવી જહાલત છે"

عَنِ الْمَعْرُوْرِ قَالَ لَقِيْتُ اَبَاذَرٍّ رَضِيَ اللهُ تَعَالٰى عَنْهُ

*હઝરત મઅરૂરે કહ્યું, મેં રબઝા સ્થળે હઝરત અબૂઝર[1] ગફ્ફારી رضی اللہ عنہ થી મુલાકાત કરી*

بِالرَّبَذَةِ وَعَلَيْهِ حُلَّةٌ وَّعَلٰى غُلَامِهٖ حُلَّةٌ فَسَاَلْتُهٗ عَنْ ذٰلِكَ فَقَالَ

*જે લિબાસ એમના પર હતો એવો જ લિબાસ એમના ગુલામ પર પણ હતો. મેં તેમને એના વિશે પૂછયું તો તેમણે*

**સમજૂતી : ૨૯**

**૧. હઝરત અબૂઝર ગિફ્ફારી** رضی اللہ عنہ **:** આ બની ગિફાર બદવી કબીલાના વ્યક્તિ છે. બની ગિફાર બની કનાનાની એક શાખા છે. તેમનું મૂળ નામ جُنْدُبْ ઝુન્દુબ કે ઝુન્દબ હતું. એક કૌલ એ છે કે તેમનું નામ હુરીર છે. એઓ પણ પ્રારંભમાં ઈસ્લામ લાવનારાઓમાંથી છે. ખૂદ ફર્માવ્યું, હું ચોથો કે પાંચમો મુસલમાન છું કે મક્કા મુકર્રમામાં હાજર થઈને ઈસ્લામથી પાવન થયો. પછી પોતાના કબીલામાં પાછા ચાલ્યા ગયા. ગઝવએ ખંદક પછી મદીના તયબાહ હાજર થયા અને પછી હુઝૂરના વિસાલ સુધી ત્યાં હાજર રહ્યા. ગઝવએ તબૂકમાં શરૂમાં શરીક ન થયા. બાદમાં એકલા ચાલ્યા, રસ્તામાં ઊંટ મરી ગયું. પોતાનો સામાન લાદી બિલકુલ એકલા નિહટ્ટા તે સમયે ખિદમતે અકદસમાં હાજર થયા કે જ્યારે સરકાર તબૂકમાં રોકાયેલા હતા. તેમને એકલા નિહટ્ટા આવતા જોઈને ફર્માવ્યું, અલ્લાહ ! અબૂઝર પર રહમ ફર્માવે, એકલા આવ્યા છે અને એકાંતમાં મૃત્યુ પામશે અને એકલા જ કબરથી ઉઠશે. આ ગયબની ખબર શબ્દે શબ્દ પૂર્ણ થઈ. તેમનો મસ્લક એ હતો કે જરૂરતથી વધારે માલ એકત્ર કરવો હરામ છે. પોતાના આ ઈજતેહાદ પણ ઘણા જ સખ્ત હતા. લોકો પર એના અનુસંધાનમાં ખૂબ જ ટીકા કરતા હતા, જેનાથી ખલબલી મચેલી રહેતી. આજિઝ આવીને હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہ એ તેમને હુકમ આપી દીધો કે રબ્ઝામાં જઈને રહો. ત્યાં જ એકલા રહેતા, ત્યાં જ એકાંતમાં વિસાલ ફર્માવ્યો. સંજોગોવસાત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہما પહોંચી ગયા તેમણે પોતાના સાથીઓ સાથે નમાઝે જનાઝા પઢાવી અને ત્યાં દફન કર્યા. હિ.સ. ૩૨માં વિસાલ ફર્માવ્યો. તેમનાથી ૨૮૧ હદીષો રિવાયત પામી છે. ૧૨ એકમતીવાળી બે અફરાદ બુખારીથી અને ૧૭ અફરાદ મુસ્લિમથી છે.

**શાબ્દિક અર્થ :** ربذة 'રબ્ઝા' મદીના પાકથી ત્રણ મંઝિલના અંતરે ઈરાકની તરફની નજીક એક નાનુ સરખુ ગામ હતું. حلة 'હુલ્લહ્' ચાદર તથા તેહબંદ (લુંગી) બંનેના સમૂહને હુલ્લાહ કહે છે. سابَبْتُ 'સાબબ્તુ' એ سَبَبْتُ સબબ્તુના અર્થમાં છે, એટલે કે મેં બુરુ કર્યું.

**પરિપૂર્ણતા :** કિતાબુલ અદબ બાબુ માયુન્હા અનિસ્સિબાબિ વલ્લઅનીમાં આ હદીષનો આગલો હિસ્સો આ પ્રમાણે છે : મઅરૂરે કહ્યું, મેં જોયું એમના પર એક ચાદર હતી અને તેમના ગુલામ પર એક ચાદર હતી. તો મેં કહ્યું, જો તમે ગુલામની ચાદર લઈને પહેરી લેતા તો પૂરી જોડ થઈ જાત. અને ગુલામને કોઈ અન્ય કપડુ

اِنِّیْ سَابَبْتُ رَجُلاً فَعَیَّرْتُہٗ بِاُمِّہٖ فَقَالَ لِیَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

*મને જણાવ્યું કે મેં એક શખ્સ (ગુલામ)ને માંની ગાળ આપી હતી[૨]. (તેણી નબી ﷺને ફરિયાદ કરી) તેના પર*

وَسَلَّمَ یَا اَبَاذَرٍّ اَعَیَّرْتَہٗ بِاُمِّہٖ اِنَّکَ امْرَءٌ فِیْکَ جَاهِلِیَّۃٌ اِخْوَانُکُمْ

*હુઝૂરે ફર્માવ્યું, હે અબૂઝર ! તમે એની માંની ગાળ આપી છે ! તમારામાં કાંઈક જાહિલિયત છે ! તમારા*

خَوَلُکُمْ جَعَلَھُمُ اللّٰہُ تَحْتَ اَیْدِیْکُمْ فَمَنْ کَانَ اَخُوْہُ تَحْتَ یَدِہٖ فَلْیُطْعِمْ

*ખાદિમો તમારા ભાઈ છે. અલ્લાહે તેમને તમારા તાબા હેઠળ કરી આપ્યા. જેના તાબા હેઠળ તેનો કોઈ ભાઈ*

ھُمَّا یَاکُلُ وَلْیُلْبِسْہُ مِمَّا یَلْبَسُ . وَلَا تُکَلِّفُوْھُمْ مَا یَغْلِبُھُمْ . فَاِنْ کَلَّفْتُمُوْھُمْ

*હોય તો તેણે જોઈએ કે જે પોતે ખાય તેવું જ તેને પણ ખવડાવે અને જેવું પોતે પહેરે એવું જ તેને પણ પહેરાવે.*

فَاَعِیْنُوْھُمْ

*તેમને એવું કામ ન આપો જે તેનાથી શક્તિ બહારનું હોય અને એવું કામ આપો તો તેની મદદ કરો.*

આપી દેત. તો હઝરત અબૂઝરે ફર્માવ્યું, મારી અને એક શખ્સ (ગુલામ)ની વચ્ચે ઉગ્ર વાતચીત થઈ. તેની માં અજમી હતી. મેં તેની માંને કાંઈક કહી દીધું. તેણે નબીએ કરીમ ﷺને તેનો ઉલ્લેખ કર્યો એના પર હુઝૂરે મને પૂછ્યું, શું તમે ફલાણાને ગાળ આપી છે ? મેં અર્ઝ કરી કે, હા ! ફર્માવ્યું, તેની માંને કાંઈક કહ્યું છે ? મેં અર્ઝ કરી કે, હા ! ફર્માવ્યું, તમારામાં કાંઈક જાહિલિયત છે. મેં અર્ઝ કરી, શું ? અત્યાર સુધી ઘડપણ છતાં ! ફર્માવ્યું, હા !'' *(બુખારી કિતાબુલ અતક વ કિતાબુલ અદબ, મુસ્લિમ કિતાબુલ ઈમાન)*

**વર્ગીકરણ** : કિતાબુલ ઈમાન અને કિતાબુલ ઈત્કમાં علیه حلة (અલૈહિ હુલ્લનુન્) આવ્યું છે અને કિતાબુલ અદબમાં 'બુરદુન' આવ્યું છે. حلة 'હુલ્લા' આખા જોડી ચાદર અને તેહબંદના સમૂહને કહે છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું કે સહીહ એ છે કે હઝરત અબૂઝર માત્ર ચાદર ઓઢેલા હતા અને તેમનો ગુલામ પણ.

ઉપરની રિવાયતમાં 'હુલ્લતુન્'નું વર્ણન મજાઝી (Indirect) રીતે છે.

આ હદીષમાં ساببت رجلاً(સાબબ્તુ રજુલન્)થી મુરાદ ગુલામ છે જેની તરફ હદીષ નિર્દેશ કરી રહી છે. કારણ કે હઝરત અબૂઝરે ગુલામ સાથે લિબાસની સમાનતાની દલીલ આ પ્રસંગને બનાવી છે. સમાનતા તે જ સંજોગોમાં થશે કે જે માણસને હઝરત અબૂઝર رضی اللہ عنہએ ગાળ આપી હતી તે ગુલામ હોય.

**૨. કોને બુરો કહ્યો હતો ?** : આ પ્રસંગ હઝરત બિલાલ સાથે ઉપસ્થિત થયો હતો. હઝરત અબૂઝરે તેમને એવું કહી દીધું હતું, હે કાળી સ્ત્રીના પુત્ર ! તેમણે નબવી દરબારમાં ફરિયાદ કરી. એના પર હુઝૂરે અકરમ ﷺએ હઝરત અબૂઝરને ફર્માવ્યું, તમારામાં જાહિલિયત છે ! આ ઈર્શાદ સાંભળ્યા બાદ હઝરત અબૂઝરે પોતાનો ચહેરો જમીન પર રાખી દીધો અને હઝરત બિલાલને કહ્યું કે જમીન પરથી મારો ચહેરો ત્યાં સુધી ઉઠાવીશ નહીં જ્યાં સુધી તમે મારા ચહેરાને પગો વડે ન કચડો. છેવટે હઝરત બિલાલે તેમની જીદ પૂરી કરવી પડી. *(કસ્તલાની)*

આ પ્રસંગ તે વખતનો છે જ્યારે એમને ખબર ન હતી કે કોઈ મુસલમાનને બુરો કહેવો હરામ છે.

## ٣٠ حدیث۔ شرک ظلم عظیم ہے

**[હદીષ : ૩૦] "શિર્ક મહાન જુલ્મ છે"**

عَنْ عَبْدِ اللّٰهِ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَالَ لَمَّا نَزَلَتْ

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہ ફર્માવે છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ : તે લોકો જેઓ*

اَلَّذِیْنَ اٰمَنُوْا وَلَمْ یَلْبِسُوْا اِیْمَانَهُمْ بِظُلْمٍ. قَالَ اَصْحَابُ رَسُوْلِ اللّٰهِ

*ઈમાન લાવ્યા અને પોતાના ઈમાનમાં કોઈ નાહક્કની મિલાવટ ન કરી તેઓના માટે અમ્ન છે. (એ સહાબાએ*

صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اَیُّنَا لَمْ یَظْلِمْ. فَاَنْزَلَ اللّٰهُ اِنَّ

*કિરામ પર ભારે પડયું) એના પર સહાબાએ કિરામે નબી صلی اللہ علیہ وسلم ને અર્ઝ કરી, અમારામાં કોણ એવો છે જેણે*

اَلشِّرْكَ لَظُلْمٌ عَظِیْمٌ

*જુલ્મ[૧] (ગુનોહ) નથી કર્યો ? એના પર અલ્લાહ جل جلالہ એ આ આયત ઉતારી : "બેશક ! શિર્ક મહાન જુલ્મ છે★.*

**સમજૂતી : ૩૦**

**૧. જુલ્મનો શાબ્દિક અર્થ :** "જે ચીજની જગા જે હોય તેને બદલે તેને બીજી જગાએ રાખી દેવી." ઉર્ફે આમમાં જુલ્મ સતાવવાને તથા નાહક્ક માલ લેવાને માટે બોલાય છે. કુર્આન તથા હદીષમાં તે દરેક ગુનાહ માટે બોલાય છે અને કુફ્ર તથા શિર્ક પણ બોલાય છે.

**સ્પષ્ટતા :** જ્યારે સૂરએ અન્આમની આ આયત નાઝિલ થઈ :–

اَلَّذِیْنَ اٰمَنُوْا وَلَمْ یَلْبِسُوْا اِیْمَانَهُمْ بِظُلْمٍ اُولٰٓئِكَ لَهُمُ الْاَمْنُ وَهُمْ مُّهْتَدُوْنَ "જેઓ ઈમાન લાવ્યા અને પોતાના ઈમાનની જુલ્મ સાથે મિલાવટ ન કરી તે જ લોકો માટે અમ્ન છે અને તેઓ જ હિદાયત પામેલા છે."

بِظُلْمٍ **(બિઝુલ્મિન)** : નકરા, નકારવા સાથે સામાન્યતઃ ફાયદામંદ છે. الامن (અલ્અમન) વિશે લહુમ્ને અગ્રતા આપવી હસ્રને ફાયદામંદ છે. આ આયતનો જાહેરી મતલબ એ થયો કે જેના ઈમાનની સાથે કોઈ પણ જુલ્મની મિલાવટ ન હોય ભલે તે કોઈ ગુનોહ જ કેમ ન હોય, કેવળ તેમના જ માટે અમ્ન તથા હિદાયત છે. અને જેના ઈમાનથી કોઈ જુલ્મની ભલે તે કોઈ ગુનોહ પણ કેમ ન હોય, મિલાવટ થઈ, તેમના માટે ન અમ્ન છે અને ન હિદાયત. એના પર સહાબાએ કિરામે અર્ઝ કરી, અમારામાં કોણ એવો છે જેણે કોઈ ન કોઈ જુલ્મ ન કર્યો હોય. હુઝૂર صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, અહીં જુલ્મથી મુરાદ તેનો ઉચ્ચ પ્રકાર શિર્ક છે. શું તમે લુકમાનનો આ કૌલ નથી સાંભળ્યો ? : اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِیْمٌ "બેશક ! શિર્ક મહાન જુલ્મ છે."

ઈશારો ફર્માવ્યો કે بِظُلْمٍ ની તન્વીન (ડબલ ઝેર, ઝબર, પેશ) તા'ઝીમના માટે છે. આ જગાએ એ છે કે સહાબાના સવાલ પર સૂરએ લુકમાનની આ આયત નાઝિલ થઈ અને કિતાબુત્તફસીરમાં એ છે જે અમે લખ્યું. અલ્લામા ઈબ્ને હજરે એ વર્ગીકરણ કર્યુ કે શક્ય છે કે સૂરએ લુકમાનની આ આયત વહેલી જ નાઝિલ થઈ હોય.

*★કિતાબુલ અંબિયા, કિતાબુત્તફસીર, ઈસ્તતાબતુલ મુર્તદ્દીન બુખારી, મુસ્લિમ, તિર્મિઝી*

# ۳۱ حدیث - نفاق کی علامت

**[હદીષ : ૩૧] "નિફાકની નિશાની"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી ﷺ એ ફર્માવ્યું કે મુનાફિક્‌ની નિશાનીઓ[1] ત્રણ છે :*

قَالَ اٰیَةُ الْمُنَافِقِ ثَلَاثٌ اِذَا حَدَّثَ كَذَبَ وَاِذَا وَعَدَ اَخْلَفَ وَاِذَا اؤْتُمِنَ خَانَ

*જ્યારે વાત કરે તો જૂઠ બોલે, જ્યારે વાયદો કરે તો વાયદા ખિલાફી (વચંનભંગ) કરે અને જ્યારે તેની પાસે અમાનત રાખવામાં આવે તો ખયાનત કરે.* (શહાદત, વસીયત, અદબ, મુસ્લિમ ઈમાન, તિર્મિઝી, નિસાઈ)

રાવીને એનો ઈલ્મ ન રહ્યો હોય. હુઝૂરે એનો નિર્દેશ કર્યો તો રાવી એવું સમજ્યા કે એ જ વખતે આ આયત નાઝિલ થઈ છે.

આ હદીષ પર વાંધો એ છે કે સહાબાએ કિરામે અર્ઝ કરી, અમારામાં કોણ છે જેણે જુલ્મ ન કર્યો હોય. અને જુલ્મથી મુરાદ એમનો ગુનોહ છે તો સહાબા ઈકરારી ગુનેહગાર થયા ! જ્યારે કે અહલે સુન્નતનો ઈજમાઈ (સર્વમાન્ય) અકીદો છે કે સહાબાએ કિરામ તમામે તમામ આદિલ, ગુનાહથી મેહફૂઝ છે. એનો જવાબ એ છે કે આ ઈકરાર ક્યાં તો તવાઝોઅ (આજીજી)ના રૂપે છે અથવા એ કે તેમની મુરાદ તે કાર્યો છે જેની હુર્મત (હરામ હોવાનો)નો તેમને ઈલ્મ ન હતો. અથવા હજી તેની હુર્મત નાઝિલ ન થઈ હતી, તેમાં તેઓ પડતા હતા. બાદમાં હુર્મત (હરામ હોવું) નાઝિલ થઈ અથવા બાદમાં હુર્મતનો ઈલ્મ થયો અને એવાં કાર્યોને તેમણે જુલ્મ સમજી લીધાં. અથવા અતિશય કરમની લીધે પોતાના બાદ આવનારાઓ માટે સવાલ કરી લીધો અને كُلُّ مُؤْمِنٍ اِخْوَةٌ (સર્વ મુસલમાન આપસમાં ભાઈ ભાઈ છે)ની બિના પર તેમને اَیُّنَا થી તાબીર કર્યા. અથવા ગુનાહોથી મુરાદ સગીરા છે જે ઈરાદા તથા ઈખ્તિયાર વિના થઈ જાય.

ઈમાનની સાથે કુફ્ર તથા શિર્કની મિલાવટથી મુરાદ એ છે કે તે મુનાફિક્ નથી કે જાહેરમાં ઈમાનનો ઈકરાર કરે અને અંદરથી કાફિર હોય અથવા મુરાદ એ છે કે તે ઈમાનનો દાવેદાર છે અને પોતાને મુખ્લિસ મો'મિન યક઼ીન કરી ચૂકેલ છે પણ તેનાથી કુફ્ર જાહેર થઈ ગયું, અને તે પોતાની જેહાલતથી કુફ્રને કુફ્ર નથી જાણતો. જેમ કે વર્તમાનકાળના ક઼ાદયાની, નેચરી, વહાબી, રાફઝી વગેરે છે.

**સમજૂતી : ૩૧**

**૧. મુનાફિક્‌ની નિશાનીઓ** : આ હદીષમાં મુનાફિકની ત્રણ એવી નિશાનીઓ વર્ણન કરી છે જેનો સંબંધ કથન, અમલ તથા નિય્યતમાંથી એક એકથી છે. જૂઠ વાણીની ખરાબી છે, ખયાનત અમલની ખરાબી છે, અને વાયદા ખિલાફી નિય્યતની ખરાબી છે.

આયતનો અર્થ અલામત (નિશાની) છે અને નિશાની ક્યારેક ચીજની જરૂરિયાતમાંથી હોય છે. અને જરૂરિયાત ક્યારેક જરૂરતથી વિશેષ હોય છે. સામાન્ય જરૂરતોનું હોવું જરૂરત હોવાને લાઝિમ નથી કરતું જેમ કે ચાલવું માણસની જરૂરિયાતમાંથી છે પણ આ જરૂરત ખૂબ જ સામાન્ય છે. એટલા માટે ચાલવાના અસ્તિત્વથી માણસનું લાઝિમ નથી. તમામ ચોપગાંઓ ચાલનાર છે પણ ઈન્સાન નહીં. (દા.ત. લાઝિમ = સૂર્ય, મલઝૂમ = તડકો) એ જ પ્રમાણે આ નિશાનીઓ મુનાફિકોની આમ જરૂરિયાતોમાંથી છે કે જે મુનાફિક્ હશે તેનામાં આ ત્રણ વાતો જરૂર હશે. પરંતુ એ જરૂરી નથી કે જેનામાં આ વાતો જોવા મળે તે મુનાફિક પણ જરૂર હોય. જેમ કે કાફિર તથા

# ۳۲ حدیث-گالی بکنا نفاق کی علامت ہے

**[હદીષ : ૩૨] "ગાળ બકવી નિફાક્ની નિશાની છે"**

عَنْ عَبْدِ اللّٰہِ بْنِ عَمْرٍو اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી મરવી છે, નબી ﷺ એ ફર્માવ્યું,*

اَرْبَعٌ مَّنْ کُنَّ فِیْہِ کَانَ مُنَافِقًا خَالِصًا وَّمَنْ کَانَ فِیْہِ خَصْلَۃٌ

*જેનામાં આ ચારેવ વાતો હશે તે તદ્દન (ખાલિસ) મુનાફિક છે. અને જેનામાં એમાંની એક હશે તેનામાં*

مِّنْھُنَّ کَانَتْ فِیْہِ خَصْلَۃٌ مِّنَ النِّفَاقِ حَتّٰی یَدَعَھَا اِذَا اؤْتُمِنَ

*નિફાકની એક આદત જોવા મળશે ત્યાં સુધી કે તેને ત્યજી દે, જ્યારે તેની પાસે અમાનત રાખવામાં આવે તો*

خَانَ وَاِذَا حَدَّثَ کَذَبَ وَاِذَا عَاھَدَ غَدَرَ وَاِذَا خَاصَمَ فَجَرَ

*ખયાનત કરે, જ્યારે વાત કરે તો જૂઠુ બોલે, જ્યારે વાયદો કરે તો દગો કરે, જ્યારે ઝઘડો કરે તો ગાળ આપે[૧]★.*

મુશ્રિકો. એટલા માટે જો કોઈ મુસલમાનમાં આ ત્રણ વાતો જોવા મળે તો તેને મુનાફિક્ કહેવો જાઈઝ નથી. હા ! એવું કહી શકીએ છીએ કે એનામાં નિફાક્ની નિશાનીઓ છે.

અલ્લામા કુર્તબીએ ફર્માવ્યું કે નિફાક્ના બે પ્રકારો છે : એક એ'તેકાદ (અકીદા)માં નિફાક્ કે જીભ વડે પોતાને મુસલમાન કહે અને દિલમાં કુફ્ર રાખે. બીજો અમલમાં નિફાક્. એનો મતલબ એ હોય છે કે તે કામ કરે જે મુસલમાનની શાનને લાયક ન હોય પણ મુનાફિકનાં કરતૂતો હોય જેમ કે આ ત્રણેવ અયબો. જે મુસલમાન એમાં સપડાય તે અમલથી નિફાકમાં પડયો છે.

## સમજૂતી : ૩૨

**૧. ચોથી નિશાની :** એમાં એ ત્રણ ઉપરાંત ચોથી નિશાની એ બતાવી કે જ્યારે ઝઘડે તો ગાળો બોલે. તેમજ આ હદીષમાં સાફ સાફ ફર્માવ્યું કે જેમાં આ ચારેવ વાતો હશે તે ખાલિસ (ખરેખર) મુનાફિક્ હશે.

હવે અહીં પણ એ જ કહેવું પડશે કે મુનાફિકક્ ખાલિસથી અમલ થકી મુનાફિક્ મુરાદ છે અથવા એ કે હુઝૂરે અકરમ ﷺ એ પોતાના સમયના મુનાફિકોનાં બારામાં ફર્માવ્યું કે અમારા જમાનામાં જે કલ્મો પઢનારમાં આ ચારેવ બુરાઈઓ ભેગી હોય તો સમજી લો કે તે પાકો મુનાફિક્ છે.

નિફાક્ની નિશાનીઓ આ ચારમાં સીમિત નથી, આ સિવાય પણ બીજી હદીષોમાં અને કુર્આનમાં નિફાક્ની અન્ય પણ નિશાનીઓ વર્ણન થયેલી છે. જેમ કે વર્ણન થઈ ચૂક્યું કે અન્સારથી અદાવત રાખવી નિફાક્ની નિશાની છે. અને બાકી હદીષોમાં વિવિધ રીતે વર્ણન થયેલ છે. દા.ત. : જેણે જેહાદ ન કર્યો અને ન કદી તેના દિલમાં જેહાદનો શોખ પેદા થયો અને એ જ હાલતમાં મૃત્યુ પામ્યો, નમાઝમાં આળસ કરવું, નમાઝને મકરૂહ સમયમાં પઢવાની આદત પાડવી, અઝાન બાદ મસ્જિદેથી નમાઝ પઢયા વિના જરૂરત વિના ચાલ્યા જવું જ્યારે કે પાછા વળવાની નિય્યત ન હોય...વગેરે વગેરે.

*★ જિઝયા, મઝાલિમ બુખારી, મુસ્લિમ ઈમાન, અબૂ દાઊદ સુન્નત, તિર્મિઝી ઈમાન, નિસાઈ ઈમાન, મુસ્નદે ઈમામ અહમદ*

# ٣٣ حدیث-جہاد کی اہمیت

[હદીષ : ૩૩] "જેહાદનું મહત્વ"

سمعت ابا هريرة رضى الله تعالى عنه عن النبى صلى الله تعالى

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ નબી ﷺ થી રિવાયત કરે છે કે આં હુઝૂર ﷺ એ ફર્માવ્યું તે શખ્સના માટે જે

عليه وسلم قال انتدب الله عز وجل لمن خرج فى سبيله لا

જેહાદ ફી સબી લિલ્લાહના માટે નીકળે અને તેને જેહાદના માટે કેવળ મારા પરના ઈમાને તથા તમામ પયગંબરોના

يخرجه الا ايمان بى او تصديق برسلى ان ارجعه بما نال من

સમર્થને કાઢયો હોય, અલ્લાહે પોતાના કરમના જિમ્મે લઈ લીધું[1] છે કે ક્યાં તો તેને સવાબ અથવા માલે

اجر او غنيمة او ادخله الجنة ولولا ان اشق على امتى ما قعدت

ગનીમત સાથે ઘરે વાપસ કરે અથવા તેને શહીદ કરાવીને જન્નતમાં દાખલ કરે. જો એવું ન સમજતો કે મારી

خلف سرية ولوددت انى اقتل فى سبيل الله ثم احيى ثم اقتل

ઉમ્મત પર ભાર રૂપ થશે તો કોઈ જંગ (સરૈયા)[2]માં પાછળ ન રહેત. અને હું એ વાતને પસંદ રાખુ છું કે અલ્લાહના

ثم احيى ثم اقتل

માર્ગમાં માર્યો જાઉં ફરી જીવતો કરવામાં આવું ફરી શહીદ કરવામાં આવું ફરી જીવંત કરવામાં આવું ફરી

શહીદ કરવામાં આવું. (કિતાબુલ જેહાદ, બુખારી, મુસ્લિમ અમારત, નિસાઈ, ઈબ્ને માજહ, મુસ્નદે ઈમામ અહમદ)

**સમજૂતી : ૩૩**

انتدب (ઈન્તદબ) નુદુબમાંથી નીકળેલ છે તે જયારે લામ અથવા اِلٰی (ઈલા) સામે બોલવામાં આવે તો તેનો અર્થ બોલાવવું અને ઉશ્કેરવું થાય છે. (કામૂસ)

اِنتَدَبَનો અર્થ કબૂલ કરવું, ખૂબ જ જલ્દી સારી જઝા આપવી, કફીલ હોવું છે. અહીં અરજહ એ છે કે જિમ્મેદાર અને કફીલ હોવાના અર્થમાં છે એટલા માટે કિતાબુલ જેહાદમાં اِنتَدَبَના બદલે تکفَّل છે.

**૧.** મુરાદ એ છે કે જો આ જેહાદમાં માલે ગનીમત હાથ નથી આવ્યો તો જેહાદનો સવાબ જરૂર મળશે અથવા તો પછી સવાબ અને માલે ગનીમત બંનેવ મળશે. અને એક સ્પષ્ટતા એ છે કે "او" વાવના અર્થમાં છે તેનું સમર્થન અબૂ દાઊદની રિવાયતથી થાય છે જેમાં વાવ જ છે અને اُدخله الجنة થી મુરાદ એ છે કે મુકર્રિબીનની સાથે વિના હિસાબ તથા કિતાબ જન્નતમાં દાખલ ફર્માવીશ. અને તેના તમામ ગુનાહોને માફ કરીશ.

**૨.** 'સરૈયા' નાના લશ્કરને કહે છે. અરબની કહેવત છે કે, خيرا السرايا اربعة مائة رجل બેહતરીન સરૈયા તે

## ٣٤ حدیث۔ من صام رمضان ایمانا

**[હદીષ : ૩૪] "સંપૂર્ણ ઈમાન સાથે રમઝાનના રોઝા રાખવા"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે. નબી ﷺ એ ફર્માવ્યું,*

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ مَنْ قَامَ لَیْلَةَ الْقَدْرِ اِیْمَانًا وَّ اِحْتِسَابًا غُفِرَ لَهٗ مَا

*જેણે શબે કદ્રમાં ઈબાદત કરી ઈમાનની સાથે★ અને સવાબની નિય્યતે★ તેના પાછલા ગુનાહો★*

تَقَدَّمَ مِنْ ذَنْبِهٖ وَمَنْ صَامَ رَمَضَانَ اِیْمَانًا وَّ اِحْتِسَابًا غُفِرَ لَهٗ مَا

*માફ કરી દેવામાં આવશે અને જેણે રમઝાનનો રોઝો ઈમાનની સાથે અને સવાબની નિય્યતથી રાખ્યો*

تَقَدَّمَ مِنْ ذَنْبِهٖ

*તેના પાછલા ગુનાહો માફ કરી દેવામાં આવશે★.*

છે જેમાં ચારસો મર્દ હોય. હદીષની તથા સિયરની કિતાબોમાં સરૈયાથી મુરાદ મુજાહિદોની તે જમાઅત છે જેમાં હુઝૂરે અકદસ ﷺ શરીક ન હોય.

હદીષનો ભાવાર્થ એ છે કે જેહાદ એવી બેહતરીન ઈબાદત છે કે જે શખ્સ અલ્લાહની રઝાને માટે સહીહ ઈમાનની સાથે જેહાદમાં નીકળશે તો તે ગમે તે ભોગે લાભમાં રહેશે, ક્યાં તો તેને માલે ગનીમત તથા સવાબ બંને મળશે અથવા તે સવાબ ક્યાંય ન ગયો અને કામ આવી ગયો તો વિના હિસાબ કિતાબે જન્નતમાં જશે. હુઝૂરે અક્દસ ﷺ ફઝ્લો કમાલ તથા અઝમત અને જલાલ સાથે ફર્માવે છે કે, જો તમારા લોકો પર બોજ ન બનત તો હું દરેક નાનાથી નાના લશ્કર સાથે પણ જરૂરત જાત. પરંતુ મારી સાથે તમે સર્વ લોકો નીકળી પડત જેનાથી તમને મુશ્કેલી પડત એટલા માટે હું દરેક સરૈયા સાથે નથી જતો. મારી આરઝૂ છે ખુદાની રાહમાં વારંવાર શહીદ કરવામાં આવું ફરી જીવંત કરવામાં આવું ફરી શહીદ કરવામાં આવું.

**સમજૂતી : ૩૪**

★ આ પરથી સાબિત થયું કે ઈમાન વિના મોટામાં મોટો અમલ બેકાર છે.

★ જાણવા મળ્યું કે નિય્યત વિના કોઈ નેક અમલ પર સવાબ નથી.

★ એનાથી મુરાદ સગીરા ગુનાહો છે.

આ હદીષથી સાબિત કે જેહાદ ફર્ઝે અયન નથી, ફર્ઝે કિફાયા છે, ફર્ઝે અયન હોત તો હુઝૂરે અક્દસ ﷺ દરેક સરૈયામાં જરૂર શરીક થાત.

★ *(કિતાબુસ્સૌમ, ઈમાન બુખારી, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, મોઅત્ત ઈમામ માલિક)*

ت: ـ  اَحَبُّ الدِّيْنِ اِلَى اللّٰهِ الْحَنِيْفِيَّةُ السَّمْحَةُ ـ

[તઅલીક઼ : ૭] હક઼્ક઼ અને આસાન દીન જ ખુદાને સૌથી અધિક પસંદ છે.

# ۳۵ حدیث - دین آسان ہے

**[હદીષ : ૩૫] દીન આસાન છે**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ

હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત છે. નબી ﷺએ ફર્માવ્યું, બેશક ! આ દીન આસાન[૧] છે અને જે પણ

وَسَلَّمَ قَالَ اِنَّ الدِّیْنَ یُسْرٌ وَّلَنْ یُّشَادَّ الدِّیْنَ اَحَدٌ اِلَّا غَلَبَهٗ فَسَدِّدُوْا

દીનમાં સખ્તી અપનાવશે દીન તેના પર ગાલિબ આવી જશે એટલા માટે મધ્યમ માર્ગ અપનાવો અને નજીક નજીક

وَقَارِبُوْا وَاَبْشِرُوْا وَاسْتَعِیْنُوْا بِالْغُدْوَةِ وَالرَّوْحَةِ وَشَیْءٍ مِّنَ الدُّلْجَةِ

રહો અને બશારત આપતા રહો અને સવાર સાંજ અને કાંઈક છેવટની રાતમાં ચાલીને (સફરમાં) મદદ લો★.

**તઅલીક઼ : ૭ની સમજૂતી**

الحنيفية-حنيف હનીફ તેને કહે છે જે બાતિલથી મોઢુ ફેરવીને હક઼્ક઼નો પાબંદ બને. الخيفهનો મતલબ થયો હક઼્ક઼. السمحه નો અર્થ بهل સરળ, આસન છે. મુરાદ એ છે કે અલ્લાહ ﷻને દીને ઈસ્લામ સૌથી અધિક પસંદ છે જેમાં દરેક બાતિલથી મુખ મોડીને હક઼્ક઼ની પાબંદી છે અને જેના પર અમલ સરળ તથા આસાન છે. પસંદગીની અધિક્તા પાછલા ધર્મોના એ'તબારથી છે. મતલબ એ છે કે હઝરત આદમ علیہ السلامથી લઈને અત્યાર સુધી જેટલા દીન અલ્લાહે નાઝિલ કર્યા તે સૌ પોત પોતાની જગાએ પસંદગી પામેલ છે પણ આ દીન એટલે ઈસ્લામ દીન સૌથી અધિક પસંદ છે.

**સમજૂતી : ૩૫**

**શબ્દાર્થ :** يشادએ مشادةથી નીકળેલ છે જેનો અર્થ છે આપસમાં એક બીજા પર ગલ્બો (વર્ચસ્વ) હાંસલ કરવાની કોશિશ ન કરશો. سَدِّدُوْاનો અર્થ છે સહીહ તરીક઼ાથી કામ કરો. મધ્યમ માર્ગી બનો. قاربواનો અર્થ છે નજીક નજીક રહો.

**૧.** હદીષનો મતલબ એ છે કે ઈસ્લામ દીન આસાન દીન છે પરંતુ એનો મતલબ એ નથી કે જો કોઈ એવું ચાહે કે ઈસ્લામમાં જેટલા નેક અમલો છે આપણે સર્વ કરી લઈએ એટલે સુધી કે નેક અમલોની યાદી ખત્મ થઈ જાય તો એવું નથી થઈ શક્તું. માણસ અમલ કરતાં કરતાં થાકી જાય પણ નેક અમલો ખત્મ થશે નહીં.

અથવા એ મુરાદ છે કે જે શખ્સ દીની અમલોમાં દુરંદેશીના કારણે تعمق وتَقَشُّف સખ્તથી સખ્ત પર અમલ કરવાની કોશિશ કરશે તો એક ન એક દિવસે હારી થાકીને બેસી જશે. આ ગયબની ખબર છે. ઈબ્ને મુનીરે કહ્યું, અમે પણ તથા અન્ય લોકોએ પણ જોયું કે જે સખ્તથી અધિક સખ્ત પર અમલ કરવા કોશિશમાં લાગ્યો તે રહી

★અદબુલ મુફરદ લિલ બુખારી, મુસ્નદે ઈમામ અહમદ, તિબ્રાની મુસ્નદે ઈબ્ને અબી શયબ ★નિસાઈ ઈમાન, મુસ્નદે ઈમામ અહમદ

ت:- ش اِنَّ اَبَا سَعِيْدِ الْخُدْرِی رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ

[તઅલીક઼ : ૮] હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ એ રસૂલુલ્લાહ ﷺ ને ફર્માવતાં

اَخْبَرَهٗ اَنَّهٗ سَمِعَ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِذَا

સાંભળ્યા કે જ્યારે કોઈ બંદો ઈસ્લામ લાવે અને તેનો ઈસ્લામ સારો★ હોય તો

اَسْلَمَ الْعَبْدُ فَحَسُنَ اِسْلَامُهٗ يُكَفِّرُ اللّٰهُ عَنْهُ كُلَّ سَيِّئَةٍ كَانَ زَلَفَهَا

અલ્લાહ તઆલા તેના દરેક તે ગુનાહને જે ઈસ્લામ લાવતાં પહેલાં કર્યા હતા

وَكَانَ بَعْدَ ذٰلِكَ الْقِصَاصُ الْحَسَنَةُ بِعَشْرِ اَمْثَالِهَا اِلٰی سَبْعِ مِائَةِ

માફ ફર્માવી આપશે અને ત્યારબાદ હિસાબ શરૂ થશે, એક નેકીના બદલે ૧૦ નેકીઓથી ૭૦૦ સુધી

ضِعْفٍ وَّالسَّيِّئَةُ بِمِثْلِهَا اِلَّا اَنْ يَّتَجَاوَزَ اللّٰهُ عَنْهَا

લખવામાં આવશે અને એક ગુનાને બદલે એક. એ પણ થઈ શકે છે કે અલ્લાહ તઆલા તેને માફ ફર્માવી આપે★.

ગયો. એનો મતલબ એ નથી કે અકમલ તથા અફઝલ અમલોની તલબ પસંદીદા નથી બલ્કે મક઼સદ એ છે કે નફલો તથા મુસ્તહબોમાં હદથી અધિક વધીને અતિશયોક્તિ ન કરો જેનાથી અફઝલ તર્ક થઈ જાય, ફર્ઝ તથા વાજિબ ક઼ઝા થઈ જાય. જેમ કે રાતભર ઈબાદત કરતો રહ્યો અને સવારમાં ઊંઘે પોતાની ગોદમાં સમાવી લીધો અને પરિણામે ફજર જતી રહી અથવા જમાઅત ન મળી. આ પ્રકારની અતિશયોક્તિ મના છે. મધ્યમ માર્ગ અપનાવો અને જો આ'લા તથા અફઝલની શક્તિ નથી તો એનાથી નિકટની જેટલી શક્તિ હોય તેને કરો. લોકોને બશારત આપો, કેમ દરેક નેક અમલ પર સવાબ મળશે ભલે તે થોડો જ કેમ ન હોય. જેમ કે મુસાફિર કે જો રાત દિવસ ચાલતો રહે તો મંઝિલ સુધી કદાચ જ પહોંચી શકે, અને જે યોગ્ય સમયે સફર કરે, વચ્ચે વચ્ચે આરામ કરતો જાય તો આસાની સાથે મંઝિલ સુધી પહોંચી જશે. અથવા استعلینوا بالغدوة ખાસ મુસાફિરો માટે જ ઈર્શાદ છે. આ હદીષથી એ પણ સાબિત થાય છે કે જ્યાં છૂટ છે ત્યાં છૂટ પર અમલ કરે. દા.ત. બીમારને ગુસ્લને બદલે તયમ્મુમની ઈજાઝત છે તો વિના કારણે ગુસ્લ ન કરે એનાથી નુકસાનનો ભય છે.

## તઅલીક઼ : ૮ની સમજૂતી

★ ઈસ્લામના સારા હોવાથી મુરાદ એ છે કે જાહેરી બાતિની દરેક રીતે મુસલમાન રહે. તેના દિલમાં નિફાક઼ તથા ખોટ ન રહે.

★ یکفرا اللہ તકફીરનો શાબ્દિક અર્થ છુપાવવું છે. મુરાદ એ છે કે ગુનાહને મિટાવી દે છે તેમના પર કોઈ પૂછતાછ નહીં કરે. کان زلفھا નો અર્થ આગળ કરવું, મુરાદ એ છે કે જે તેણે પહેલાં કુફ્રની હાલતમાં કર્યા હતા. القصاص નો અર્થ કોઈ ચીજનો કોઈના થકી મુકાબલો કરવો. મુરાદ એ છે કે દરેક અમલની તેના પ્રમાણે જઝા મળશે.

★ નિસાઈ ઈમાન, અબૂઝર હરવી, મુસ્નદે હસન ઈબ્ને સુફયાન, ઈસ્માઈલી, દારકુત્ની વિવિધ શબ્દોમાં.

# ۳٦ حدیث۔ اِذا احسن احدکم اسلامه

**[હદીષ : ૩૬] ''સારા (સંપૂર્ણ) ઈસ્લામનો બદલો''**

عن ابی ھریرۃ رضی اللہ تعالیٰ عنہ قال قال رسول اللہ صلی اللہ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે. રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ*

تعالیٰ علیہ وسلم اذا احسن احدکم اسلامہ فکل حسنۃ یعملھا

*ફર્માવ્યું જ્યારે કોઈ શખ્સ પોતાનો ઈસ્લામ સારો કરી લે તો જે નેકી પણ કરશે તે ૧૦ થી*

تکتب لہ بعشر امثالھا الیٰ سبعمائۃ ضعف وکل سیئۃ یعملھا

*૭૦૦ ગણી સુધી લખવામાં આવશે*

تکتب لہ بمثلھا

*અને બુરાઈ કેવળ એક જ લખવામાં આવશે.*

**સમજૂતી : ૩૬**

ضعفનો અર્થ ઓછામાં ઓછુ ૧૦ ગણુ અને વધુમાં વધુ કોઈ હદ નથી.

★ આ હદીષથી સાબિત થાય છે કે ઈસ્લામ પોતાની અગાઉના સર્વ ગુનાહોને મિટાવી દે છે અને મો'મિન જે નેક અમલ કરે છે તેના પર કમસે કમ દસ ગણુ અને વધારેમાં વધારે જેટલુ અલ્લાહ جل جلالہ ચાહે સવાબ અતા કરશે. અને ગુનાહ કરવા પર ચાહે માફ ફર્માવી આપે, કોઈ સજા ન આપે અને જો માફ ન ફર્માવે તો કેવળ એક ગુનાહની સજા આપશે. હદીષમાં છે : દસ ગણાથી ૭૦૦ ગણા સુધી. પણ આ સીમિત કરવા માટે નથી. કુર્આન મજીદમાં છે : وَاللّٰہُ یُضَاعِفُ لِمَن یَشَاءُ وَاللّٰہ واسِعٌ عَلِیۡمٌ ''અને અલ્લાહ જેના માટે ચાહે તેના માટે સાતસો ગણાથી અધિક વધારી આપે અને અલ્લાહ વધારો કરનાર સારી રીતે જાણનાર છે.''



## ٣٧ حدیث۔ اعمال پر پابندی پسندیدہ ھے

**[હદીષ : ૩૭] ''અમલો પર પાબંદી પસંદીદા છે''**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*હઝરત આઈશા رضی اللہ عنہا થી મરવી છે કે નબી ﷺ તેમની પાસે તશરીફ લાવ્યા. તે વખતે તેમની પાસે એક સ્ત્રી[1]*

دَخَلَ عَلَیْھَا وَعِنْدَھَا امْرَاَۃٌ قَالَ مَنْ ھٰذِہٖ قَالَتْ فُلَانَۃُ (لَا تَنَامُ بِاللَّیْلِ)

*બેઠેલી હતી. હુઝૂરે પૂછયું, આ કોણ છે ? અર્ઝ કરી, ફલાણી સ્ત્રી છે જે રાતમાં સૂતી નથી. ઉમ્મુલ મો'મિનીને*

تَذْکُرُ مِنْ صَلَاتِھَا قَالَ مَہْ عَلَیْکُمْ بِمَا تُطِیْقُوْنَ (مِنَ الْاَعْمَالِ) فَوَاللّٰہِ لَا

*તે સ્ત્રીની નમાઝનો હાલ વર્ણન કર્યો. (તેણી રાતભર નફલો પઢતી રહે છે) એના પર ઈર્શાદ ફર્માવ્યોં, છોડો !*

یَمَلُّ اللّٰہُ حَتّٰی تَمَلُّوْا وَکَانَ اَحَبُّ الدِّیْنِ اِلَیْہِ مَادَاوَمَ عَلَیْہِ صَاحِبُہٗ

*એટલો જ અમલ કરો જેટલાની તમે શક્તિ ધરાવો છો[2] ખુદાની કસમ ! અલ્લાહ તઆલા થાકશે*

*નહીં, તમે પોતે જ થાકી જશો. અને રસૂલુલ્લાહ ﷺ ને તે અમલ ઘણો જ પસંદ હતો જેને માણસ નિયમિત કરે[3] ★.*

### સમજૂતી : ૩૭

**શાબ્દિક અર્થ :** مَہ અર્થ છોડી દેવું છે. یَمِلُّ એ مَلَالٌ અને مَلٌّ થી છે. જેનો અર્થ ગભરાવું, ઉકતાઈ જવું તથા થાકી જવું છે. અહીં છેલ્લો અર્થ મુરાદ છે.

**૧.** તેણીનું નામ ખોલા બિન્તે તવૈત હતું.

**૨.** મતલબ એ છે કે એ વાત પસંદીદા નથી કે નફલો પુષ્કળ પઢવાનું શરૂ કરી દેવામાં આવે પછી છોડી દેવામાં આવે. ઘણુ અધિક પસંદીદા તે કામ છે જે માણસ પાબંદીની સાથે ચૂક્યા વિના હમેશાં કરે, ભલે તે થોડુ જ હોય. એવો વહેમ ન રાખો કે અલ્લાહના ખજાનામાં કાંઈ કમી છે અથવા તે અમલોનો સવાબ આપતાં આપતાં થાકી શકે છે અથવા ગભરાઈ શકે છે. તે રંજથી પાક છે, જેટલો અધિક અમલ કરશો અલ્લાહ جل جلالہ તેનો તમને સવાબ આપશે.

**૩.** આ હદીષથી સાબિત થયું કે નફ્લો તથા મુસ્તહબો પર પણ પાબંદી અને નિયમિતપણુ અલ્લાહ جل جلالہ ને પસંદ છે એટલા માટે કે મીલાદ ક્રિયામ સાથે, ફાતેહા, ઉર્સ વગેરે નેક કામો જો કોઈ અચૂકપણે નિયમિત રીતે પાબંદી સાથે કરે છે તો એ પાબંદી તેને નાજાઈઝ તથા હરામ નહીં કરી આપે બલ્કે એ અધિક પસંદીદગીનો સબબ છે.

اَحَبُّ الدین માં મઝાફ મહઝૂફ છે એટલે દીનના અમલોમાં સૌથી અધિક તે અમલ પસંદીદા છે જે નિયમિતપણે થાય.

★ *બાબુત્તહજ્જુદ, મુસ્લિમ, નિસાઈ, મોઅત્તા ઈમામ માલિક*

## (۳۸) حدیث۔ مؤمن بالآخر نجات پائیگا

**[હદીષ : ૩૮] "મો'મિન અંતે નજાત પામશે"**

عَنْ اَنَسٍ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ قَالَ یَخْرُجُ مِنَ

*હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, તે સર્વ લોકો જહન્નમથી કાઢવામાં આવશે*

النَّارِ مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَفِیْ قَلْبِهٖ وَزْنُ شَعِیْرَةٍ مِّنْ خَیْرٍ وَّ

*જેમણે **લાઈલાહ ઈલ્લલ્લાહ** કહ્યું અને તેમના દિલમાં જવના બરાબર[1] પણ ખૈર[2] (ઈમાન) હશે, અને તે લોકો*

یَخْرُجُ مِنَ النَّارِ مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَفِیْ قَلْبِهٖ وَزْنُ بُرَّةٍ مِّنْ

*પણ જહન્નમથી કાઢવામાં આવશે જેમણે **લાઈલાહ ઈલ્લલ્લાહ** કહ્યું અને તેમના દિલમાં[3] ઘઉંના બરાબર ખૈર (ઈમાન)*

خَیْرٍ وَّیَخْرُجُ مِنَ النَّارِ مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَفِیْ قَلْبِهٖ وَزْنُ ذَرَّةٍ

*હશે, અને તે લોકોને પણ જહન્નમથી કાઢવામાં આવશે. જેમણે **લાઈલાહ ઈલ્લલાહ**[4] કહ્યું અને તેમના દિલમાં*

مِّنْ خَیْرٍ (وَفِیْ رِوَایَةٍ) مِنْ اِیْمَانٍ مَّکَانَ خَیْرٍ ۔۱

*રજકણ જેટલી ખૈર (ઈમાન) હશે. (અને બીજી રિવાયતમાં) ખૈરને બદલે ઈમાન આવ્યું છે★.*

### સમજૂતી : ૩૮

**શબ્દાર્થ** : આ હદીષમાં ત્રણ શબ્દો એક પછી એક આવ્યા છે : شعيرة જવ, بُرَّة ઘઉં, ذَرَّة ઝર્રા તે ઝીણા ઝીણા ધૂળનાં રજકણોને કહે છે જે તડકામાં એ વખતે દેખાય છે જ્યારે તડકો મકાનની અંદર પડી રહ્યો હોય.

**૧.** આ હદીષના જાહેર પરથી સાબિત થઈ રહ્યું છે કે ઈમાન માપ (માત્રા)ના એતબારે પણ નાનુ મોટુ હોય છે. દા.ત. કોઈનું જવની બરાબર, કોઈ ઘઉં જેટલું, કોઈનું રજકણ જેટલું. પરંતુ હકીકતમાં આ ઈમાનની માત્રાને વર્ણન કરવું નથી બલ્કે જે મેહસૂસ ન થાય તેવી ચીજને દષ્ટાંતરૂપે મહસૂસ ધારીને સમજાવવાના માટે ઈર્શાદ થયો. અથવા એ કે મુઅ્મનબિહીના સંક્ષિપ્ત તથા વિગતવાર હોવાના એતબારથી આવું ફર્માવવામાં આવ્યું. એને એ રીતે સમજો કે દા.ત. ફિતરતના જમાનાના મુવહહિદોની નજાતના માટે કુફ્ર તથા શિર્કથી પાક રહી તૌહીદનો એતેક઼ાદ જ પૂરતો છે. ઈબ્તેદાએ બઅષતમાં તૌહીદની સાથે રિસાલત અને જેટલુ કુર્આન નાઝિલ થતુ ગયું તેનું સમર્થન (તસ્દીક઼) જરૂરી હતું. એ જ પ્રમાણે તફસીલી ઈમાનના મુકાબલામાં કેવળ તૌહીદના એતેક઼ાદને રજકણ જેટલાથી તાબીર કરવામાં આવ્યો અને એનાથી કાંઈક અધિકને ઘઉં સાથે અને એનાથી અધિકને જવ સાથે. અને એમાં કોઈને મતભેદ નથી કે મુઅમન્‌બિહીની માત્રા વધતી રહે છે.

**૨.** અહીં من خير છે અને ખૈર નેક અમલ માટે પણ સામાન્યતઃ વપરાય છે પણ અહીં મુરાદ ઈમાન છે.

*★ નિસાઈ, કિતાબુત્તૌહીદ, મુસ્લિમ કિતાબુલ ઈમાન*

## ٣٩ حدیث جسدن کوئی نعمت خاص ملی اس دن عیدمنانا مشروع

**[હદીષ : ૩૯] "જે દિવસે કોઇ ખાસ નેઅમત મળી તે દિવસે ઇદ મનાવવી શરીઅત મુજબ છે"**

عن عمر بن الخطاب رضی اللہ تعالیٰ عنہ ان رجلا من الیہود قال لہ یا

*હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ رضی اللہ عنہ થી રિવાયત છે કે એક યહૂદી (કઅબ★ અહબાર)એ આપને કહ્યું કે,*

امیر المؤمنین اٰیۃ فی کتابکم تقرءونہا۔ لو علینا معشر الیہود نزلت

*હે અમીરુલ મો'મિનીન ! તમારા લોકોની કિતાબમાં એક આયત છે જેને તમે લોકો વાંચો છો, જો એ આયત*

لاتخذنا ذالک الیوم عیدا۔ قال ای اٰیۃ؟ قال الیوم اکملت لکم دینکم

*અમારા યહૂદીઓ પર નાઝિલ થાત તો અમે તેના નાઝિલ થવાના દિવસને ઈદ[૧] બનાવી લેત. હઝરત ઉમરે*

واتممت علیکم نعمتی ورضیت لکم الاسلام دینا۔ قال عمر قد عرفنا

*પૂછ્યું, તે કઈ આયત છે ? તેણે કહ્યું, ...............(છેવટ સુધી). હઝરત ઉમરે ફર્માવ્યું,*

બૌદ્ધિક દષ્ટિએ પણ એ જ સ્પષ્ટ છે. અને બીજી રિવાયતમાં 'ખયર'ને બદલે ઈમાન આવ્યું છે. બુદ્ધિની નિકટ એ છે કે આ ખયરનું સ્થાન દિલને બતાવવામાં આવે અને દિલ ઈમાનની જગા છે ન કે અમલોની જગા. તેમજ એના પર નજાતનો આધાર છે અને નજાતનો આધાર ઈમાન જ છે, ન કે કેવળ અમલો.

**૩.** من قال لا الٰہ الا اللہ ની સાથે એવું ફર્માવ્યું કે એના દિલમાં ઈમાન હોય, આ એની દલીલ છે કે ઈકરાર કરવો અલગ ચીજ છે અને ઈમાન અલગ ચીજ છે. તદ્‌ઉપરાંત એ કે નજાતના માટે જીભ વડે ઈકરાર શર્ત છે, એ શર્ત કે કોઈ ચીજ આડરૂપ ન હોય.

**૪.** لا الٰہ الا اللہ આખા કલ્મા તયબાહનું ઈલ્મ તથા નામ છે, જેમ કે કુર્આન મજીદની સૂરતોનું નામ રાખવામાં આવે છે સૂરએ હમ્દ, સૂરએ કુલ, કુલ યા ઐયુહલ કાફિરૂન વગેરે. પ્રારંભિક ભાગથી પૂરી સૂરતનું નામ રાખવામાં આવે છે. અહીં એનાથી ઓછુ ઘટાડવાની શક્યતા ન હતી, કેવળ "લા" રાખતે તો સમજમાં ન આવત અને "ઈલાહ" પણ તો ચોખ્ખુ કુફ્ર થાત, એટલા માટે **લાઈલાહ ઈલ્લલ્લાહ** કલમા તૈયેબાહનું નામ થયું.

### સમજૂતી : ૩૯

**૧.** આ હદીષથી માલૂમ થયું કે જે દિવસે અલ્લાહ جل جلالہ ની કોઈ ખાસ નેઅમત મળે તે દિવસે ઈદ મનાવવી જાઈઝ છે તે એ રીતે કે જો આ વાત નાજાઈઝ તથા હરામ હોત તો હઝરત ઉમર رضی اللہ عنہ કઅબ અહ્‌બારને એ જવાબ આપત કે, એ તમારો દીન છે કે જે દિવસે અલ્લાહ તઆલાની કોઈ નેઅમત મળે તે દિવસે ઈદ મનાવો, અમારા મઝહબમાં એ બધું નાજાઈઝ તથા હરામ છે. પણ હઝરત ઉમરે એવું નથી કહ્યું બલ્કે કઅબ અહબારને

ذَالِكَ الْيَوْمَ وَالْمَكَانَ الَّذِىْ نَزَلَتْ فِيْهِ عَلَى النَّبِىِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

અમે તે દિવસને જાણીએ છીએ અને જગાને જ્યાં આ આયત નાઝિલ થઈ હતી. તે જગા અરફાત છે અને તે

وَسَلَّمَ وَهُوَ قَائِمٌ بِعَرَفَةَ يَوْمَ جُمُعَةٍ ----------------

દિવસ જુમ્આ હતો હુઝૂર ﷺ તે વખતે ઉભા હતા.

(સૂરએ માઈદા...એઅતેસામ, મુસ્લિમ આખિરુલ કિતાબ, તિર્મિઝી, નિસાઈ, હજ્જ વ ઈમાન)

# (۴۰) حدیث - ارکان اسلام

## [હદીષ : ૪૦] ઈસ્લામના અરકાન

عَنْ طَلْحَةَ بْنِ عُبَيْدِ اللّٰهِ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ يَقُوْلُ جَاءَ رَجُلٌ اِلَى رَسُوْلِ

હઝરત તલ્હા[1] ઈબ્ને ઓબૈદુલ્લાહ رضی اللہ عنہથી મરવી છે. રસૂલુલ્લાહ ﷺની

ઉપરોક્ત જવાબ આપીને સંતુષ્ઠ કરી આપ્યા કે અમે એ દિવસે પહેલેથી જ ઈદ મનાવીએ છીએ અને તે પણ એ વિગતપૂર્વક કે તે જગ્યા પણ અમારા માટે ઈદની જગ્યા છે, તે તારીખ પણ ઈદની તારીખ છે તે દિવસ પણ ઈદનો દિવસ છે. અને જાહેર છે કે અલ્લાહ ﷻની સૌથી મહાન નેઅમત હુઝૂરે અક્દસ ﷺ છે તો જે દિવસે આ નેઅમત મળી એટલે યૌમે વિલાદતે ઈદ મનાવવી વિના શંકાએ જાઈઝ તથા મુસ્તહસન થશે. એટલા માટે જમહૂર (બહુમતિ) ઉમ્મતનો મામૂલ (નિયમ) છે કે ૧૨ રબીઉલ અવ્વલના રોજ ધૂમધામ સાથે ઈદે મીલાદુન્નબી ﷺની રસમ મનાવે છે.

## સમજૂતી : ૪૦

**૧. તલ્હા ઈબ્ને ઓબૈદુલ્લાહ** رضی اللہ عنہ : તેમની કુન્નિયત (ઉપનામ) અબૂ મુહમ્મદ છે. એઓ હઝરત સિદીકે અકબરના કબીલાના છે. અને તે છ બુઝુર્ગોમાંથી છે જે હઝરત સિદીકે અકબર رضی اللہ عنہના હાથ પર ઈસ્લામથી પાવન થયા અને તે આઠ ખુશ નસીબોમાંથી છે જેઓ શરૂમાં ઈસ્લામ લાવનારાઓની યાદીમાં ટોચના સ્થાને છે. તે સૌના પર અધિક એ કે અશરાએ મુબશશરામાંથી છે. તેમ જ હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ પોતાના પછી ખલીફા નિયુક્ત કરવાની જિમ્મેદારી જે છે ઉમ્મતના સુતૂનોને સુપ્રત કરી હતી તેમનામાં આ પણ હતા. તેમનાં માં પણ ઈસ્લામથી પાવન થયાં અને તેમની સાથે હિજરત કરી. ગઝવએ બદરના પ્રસંગે તેમને તથા સઈદ ઈબ્ને ઝયદ ઈબ્ને નુફૈલને મુશ્રિકોના કારવાના પીછા માટે મોકલ્યા હતા એ દરમ્યાન બદરની જંગ થઈ ગઈ. એ બંનેવ જંગમાં શરીક ન થઈ શક્યા, પરંતુ બદરના શરીકોની યાદીમાં દાખલ છે. એ કારણે તેમને માલે ગનીમતથી હિસ્સો પણ મળ્યો. એ ઉપરાંત તમામ જંગોમાં સાથે રહ્યા. ઓહદની કયામતખેઝ ઘડીમાં એઓ પણ અડગ રહ્યા અને ઝાતે અક્દસ ﷺના માટે ઢાલ બની ગયા. જે હુમ્લો ઝાતેવાલા પર થતો તેને પોતાના હાથ પર રોકતા. એમાં હાથ સુન મારી ગયો હતો. તે દિવસે ૭૫ ઝખ્મો ખાધા હતા. તેમને બારગાહે નબુવ્વતથી "તલ્હતુલ ખબર" તથા "તલ્હતુલ જવ્વાદ"ના લકબો મળ્યા હતા. ૧૦–જમાદીઉલ અવ્વલ, હિ.સ.

اللهِ صلى اللهُ تعالىٰ عليهِ وسلَّمَ مِنْ اَهْلِ نجدٍ ثائرَ الرَّاسِ نَسْمَعُ دَوِيَّ

*ખિદમતમાં નજદવાસીઓમાંના એક સાહબ[2] હાજર થયા. તેમના વાળ વિખરાયેલા હતા.*

صَوْتِهٖ وَلَا نَفْقَهُ مَا يَقُوْلُ حَتّٰى دَنَا فَاِذَا هُوَ يَسْئَلُ عَنِ الْاِسْلَامِ فَقَالَ رَسُوْلُ

*અમે તેમના અવાજની ગુંજને સાંભળતા હતા પણ તે શું કહી રહ્યા છે તે અમે સમજી શકતા ન હતા,*

اللهِ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ خَمْسُ صَلَوٰتٍ فِي الْيَوْمِ وَاللَّيْلَةِ فَقَالَ هَلْ

*એટલે સુધી કે તે નજીક આવ્યા. હવે સમજમાં આવ્યું કે તે ઈસ્લામના બારામાં પ્રશ્ન કરી રહ્યા છે.*

عَلَيَّ غَيْرُهَا قَالَ لَا اِلَّا اَنْ تَطَوَّعَ قَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*હુઝૂરે અક્દસ ﷺએ ઈર્શાદ ફર્માવ્યો[3], દિવસ તથા રાતમાં પાંચ નમાઝો. તેમણે કહ્યું, એના સિવાય*

૬૩ઉના અફસોસનાક લડાયક જંગે જુમલમાં અચાનક કોઈ બાજુથી એક તીર આવી ગયું અને એ જ તીર તીરે કઝા બની ગયું. અમુક લોકોનું ગુમાન છે કે એ તીર મશ્હૂર ફસાદી મરવાને ચલાવ્યું હતું. શહાદતના સમયે ઉમ્ર મુબારક ૬૪ કે ૫૮ વરસની હતી. પહેલા કન્તરા કર્રામાં દફન થયા. ત્રીસ સાલ બાદ પોતાની સાહબઝાદીને ખ્વાબમાં દેખાયા કે કબરમાં તરી આવી ગઈ છે. કબ્રે અન્વરથી કાઢવામાં આવ્યા અને બસરા દારુલ હિજરતૈનમાં દફન થયા. અને અહીં મઝારે અક્દસ ઝિયારતગાહે ખલાઈક છે. તેમના થકી ૩૮ હદીષો રિવાયત પામી છે બે પર શૈખૈન એકમત છે અને બે બુખારીએ અને ત્રણ કેવળ મુસ્લિમે લીધી.

**૨. એ સાહબ કોણ હતા ? :** ફત્હુલબારીમાં છે કે ઈબ્ને બતાને કહ્યું કે એ ઝમામ ઈબ્ને ષઅલ્બા હતા જેઓ બની સઅદ ઈબ્ને બકરના પ્રતિનિધિમંડળના સરદાર હતા એના પર કસ્તલાની અને મિર્કાતમાં મર્યાદિત કર્યું, પણ યકીની નહીં. એની પણ શક્યતા છે કે કોઈ અન્ય સાહબ રહ્યા હોય.

**૩. સ્પષ્ટતા :** તેમણે પ્રશ્ન કર્યો હતો ઈસ્લામના બારામાં તો હુઝૂર ﷺએ કેવળ ફર્ઝની તલ્કીન કરી. પણ ઈસ્લામના પાયાના રુકન શહાદતોનો ઉલ્લેખ ન કર્યો. તેનો સબબ એ છે કે એ ખબર હતી કે એઓ મુસલમાન થઈ ચૂક્યા છે તેમને કેવળ ફર્ઝોની તા'લીમની હાજત છે. પરંતુ કિતાબુસ્સૌમમાં તેમનો સવાલ આ છે: اخبرنی ماذا فرض الله علیّ من الصلوٰة "મને જણાવો કે અલ્લાહે મારા પર કેટલી નમાઝો ફર્ઝ કરી છે ?"

એક રિવાયત બીજાની તફસીર હોય છે અને રિવાયત અર્થના હિસાબે ઉઘાડા અર્થવાળી છે તો જાહેર છે કે સવાલ ફર્ઝોના જ બારામાં હતો એટલા માટે જવાબમાં નમાઝ, રોઝા વગેરેનું વર્ણન થયું.

ચાર અરકાનોમાં હજ્જ પણ છે, એનો એમાં ઉલ્લેખ નથી. એનો જવાબ એ છે કે, શક્ય છે કે તે સમય સુધી હજ્જ ફર્ઝ ન થયો હતો. બીજુ એ કે અહીં રિવાયતમાં કમી છે. કિતાબુસ્સૌમમાં આટલુ વધારે છે :– فَاَخْبَرَهٗ رَسُوْلُ اللهِ صَلَّ اللهُ تَعَالٰى عَلَيْهِ وسلم بِشَرَائِعِ الْاِسْلَامِ "તેમને રસૂલુલ્લાહ ﷺએ ઈસ્લામના તમામ અહકામ બતાવ્યા."

આ પરથી એ વાત પણ સ્પષ્ટ જાહેર થઈ ગઈ કે આ હદીષમાં કેવળ તે ફર્ઝોની અદાયગી પર ફલાહ (ભલાઈ)ની ખબર આપી, જો કે જો કોઈ તમામ ફર્ઝોનો પાબંદ હોય અને મના કરેલ બાબતોથી ન બચે તો ભલાઈનો હક્કદાર નથી, તો પછી કેવળ ફર્ઝની અદાયગી પર ફલાહની ખબર શાથી આપવામાં આવી ? જાહેર

وَصِيَامُ رَمَضَانَ۔ قَالَ هَلْ عَلَيَّ غَيْرُهُ قَالَ لَا إِلَّا أَنْ تَطَوَّعَ قَالَ وَذَكَرَ لَهُ

પણ કાંઈ નમાઝો છે ? ફર્માવ્યું, નહીં ! પણ એ કે નફલ પઢે[૪]. ત્યાર રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું,

رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ الزَّكٰوةَ۔ قَالَ هَلْ عَلَيَّ غَيْرُهَا قَالَ لَا إِلَّا

અને રમઝાનના રોઝા. તેમણે અર્ઝ કરી, એના સિવાય પણ કાંઈ બીજુ છે ? ઈર્શાદ ફર્માવ્યો, નહીં !

أَنْ تَطَوَّعَ قَالَ فَأَدْبَرَ الرَّجُلُ وَهُوَ يَقُوْلُ وَاللّٰهِ لَا أَزِيْدُ عَلٰى هٰذَا وَلَا أَنْقُصُ

પણ એ કે નફ્લી રોઝા રાખે. પછી હુઝૂરે અક્દસ ﷺએ તેની સમક્ષ ઝકાતનો ઉલ્લેખ કર્યો. તેમણે કહ્યું,

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ أَفْلَحَ إِنْ صَدَقَ

આ સિવાય અન્ય કાંઈ ? ઈર્શાદ ફર્માવ્યો, નહીં ! હા, તું ચાહે તો નફલી સદક઼ા આપે. ત્યારબાદ તે શખ્સ પાછા ફર્યા, અને એવું કહેતા જતા હતા કે ખુદાની ક઼સમ ! ન એના પર વધારો કરીશ ન ઘટાડો કરીશ[૫]. એના પર હુઝૂર ﷺએ ફર્માવ્યું, આ શખ્સ ભલાઈ પામી ગયો જો સાચો છે★.

છે કે ઈસ્લામી શરીઅતમાં ફર્ઝો, વાજિબ, હરામ ચીજો સર્વ સમાયેલ છે. મતલબ એ થયો કે હુઝૂરે અક઼દસ ﷺએ તેમને એ સમય સુધી જેટલા હુકમો નાઝિલ થઈ ચૂક્યા હતા ચાહે તે કરવા માટેના પ્રકારમાંથી હોય કે મના કરેલ પ્રકારમાંથી હોય સર્વ બતાવ્યા.

**૪.** પણ એ કે નફ્લ અદા કર, એ અપવાદ જોડાયેલ છે કે અલગ બંને કૌલ છે. હનફીઓ એના ક઼ાઈલ (માનનાર) છે કે આ અપવાદ જોડાયેલ છે અને શાફઈઓ એના ક઼ાઈલ છે કે આ અપવાદ અલગ છે. જો એ અપવાદને જોડાયેલ માનવામાં આવે તો હદીષનો અર્થ એ થશે કે તેમના સિવાય અન્ય કાંઈ ફર્ઝ નથી પણ એ કે નફલ પઢો તો શરૂ કરતાં જ વાજિબ થઈ જશે, એટલા માટે કે અપવાદ જોડે હોવામાં અપવાદનું જેનાથી અલગ કરવામાં આવ્યું તેની જાતિમાંથી હોવું જરૂરી છે. અને જો આ અપવાદ અલગથી છે તો અલગ પાડવા અલગમાં દાખલ થશે નહીં. એટલા માટે મતલબ એ થશે કે ફર્ઝો આ જ છે. તેના સિવાયના નફલો છે, પઢશો તો સવાબ પામશો, નહીં પઢો તો કોઈ ગુનોહ નથી. (ઈસ્તષ્ના = અપવાદ, મુત્તસિલ = જોડાયેલું, મુન્ક઼તઅ = અલગ થયેલું)

એનો પાયો એક અન્ય મતભેદ પર આધારિત છે. અહનાફ (હનફીઓ)ની નજીક નફલ શરૂ કરવાથી વાજિબ થઈ જાય છે એટલે સુધી કે જો કોઈ નફલ નમાઝ અથવા રોઝો શરૂ કરીને તોડી નાખે તો તેને પૂરો કરવો વાજિબ છે. કુર્આન મજીદમાં ફર્માવ્યું, وَلَا تُبْطِلُوْا أَعْمَالَكُمْ "તમારા અમલો બાતિલ ન કરો." *(આયત–૩૩, મુહમ્મદ–૨૬)*

ઈમામ અહમદ પોતાની મુસ્નદમાં ઉમ્મુલ મો'મિનીન આઈશા رضی اللہ عنہاથી રિવાયત કરે છે કે તેમણે ફર્માવ્યું :

**اصبحت انا وحفصة صائمتين فأهديت لنا شاة فاكلنا۔ فدخل علينا النبى صلى الله تعالى عليه وسلم فاخبر ناه فقال صُوْمَا يوما مكانه (قسطلانى)!**

"મેં અને હફ્સાએ રોઝો રાખ્યો તે દિવસે એક બકરી હદિયામાં અમારી પાસે આવી, અમે ખાઈ લીધું. ત્યાર

★ *(કિતાબુસ્સૌમ, શહાદત, પેજ–૨૬, જબલ–૩, મુસ્લિમ–ઈમાન, ૯–૮, અબૂ દાઊદ, સલાત–૧, નિસાઈ સલાત–૧, સૌમ–૧, ઈમાન–૨૩, દારમી સલાત–૨૦૮, મોઅત્તા સફર–૯૪)*

બાદ નબી ﷺ જ્યારે તશરીફ લાવ્યા તો અમે જણાવ્યું. ફર્માવ્યું, આ રોઝાના બદલામાં એક અન્ય રોઝો રાખો." *(કસ્તલાની)*

દારકુત્નીમાં છે કે હઝરત જુવૈરિયહ્ رضی اللہ عنہا એ રોઝો રાખીને તોડી નાખ્યો તો હુઝૂરે તેને ક઼ઝા કરવાનો હુકમ આપ્યો.

આયતમાં لاتبطلوا પણ છે અને **નેહી** માં અસ્લ હરામ હોવું (તહરીમ) અને હદીષમાં صُوْمَا અમ્ર છે. અને અમ્રમાં અસ્લ વજૂબ. એનાથી સાબિત થઈ ગયું કે નફ્લ શરૂ કરીને તેને પૂરી કરવી વાજિબ, તોડવી ગુનોહ. તોડી નાખી તો તેને ફરીથી પૂર્ણ કરવી વાજિબ છે. તેમજ એના પર સહાબાએ કિરામનો ઈજમાઅ પણ છે કે નફ્લ શરૂ કર્યા બાદ તેને પૂર્ણ કરવી વાજિબ છે. તેમજ નફ્લ હજ્જના બારામાં શાફઈઓ પણ એના ક઼ાઈલ (માનનાર) છે કે જો શરૂ કરીને તોડી આપી તો તેની ક઼ઝા વાજિબ છે. બલ્કે જો વિના ઈરાદે તૂટી ફાસિદ થઈ જાય તો પણ બાકીના અરકાનની અદાયગી વાજિબ છે, અને પછી તેની ક઼ઝા પણ. અને એ જે હદીષોમાં આવેલ છે કે હુઝૂરે અક઼દસ ﷺ એ રોઝો રાખીને તોડી કાઢયો એનો મહલ (જગા)ઉઝર છે. એટલે કે કોઈ ઉઝર (મજબૂરી)ના કારણે એવું કર્યું. અને ઉઝ્રના કારણે હનફીઓની નજીક પણ નફ્લ રોઝો તોડવો મના નથી પણ ક઼ઝા વાજિબ છે. કોઈ હદીષમાં એવું નથી આવ્યું કે ત્યાર બાદ ક઼ઝા નથી કર્યો. ઉઝર (મજબૂરી)થી ગુનોહ રદ થઈ જાય છે પણ ક઼ઝા રદ નથી થતી.

આ હદીષમાં કેવળ પાંચ જ નમાઝોને ફર્ઝ બતાવી. એનાથી શંકા થાય છે કે વિત્ર તથા ઈદોની નમાઝો વાજિબ નથી, અને હનફીઓ એને વાજિબ કહે છે. ત્રીજી સમજૂતી (તશરીહ)માં વર્ણન થઈ ચૂક્યું કે આ હદીષ અહીં સંક્ષિપ્તમાં છે, કિતાબુસ્સૌમમાં એટલું અધિક છે કે, "ઈસ્લામના સર્વ અહકામની તા'લીમ આપી", આ સામાન્ય વર્ણન (ઉમૂમ)માં વિત્ર તથા ઈદોની નમાઝો પણ આવી ગઈ.

**૫.** તે સાહબે પાછા જતી વખતે કહ્યું હતું, ન એના પર હું વધારો કરીશ ન ઘટાડો કરીશ. જ્યારે કે વધારો કરવો પસંદીદા છે. તેનો પ્રથમ જવાબ એ છે કે, નિઃશંક ! જો કોઈ ફર્ઝો તથા વાજિબો પર અમલ કરે અને હરામ ચીજોથી બચે તો ભલાઈનો હક્ક઼દાર છે. બીજો એ કે એઓ પોતાની ક઼ૌમના પ્રતિનિધિ હતા, તેમનો આશય એ છે કે, ક઼ૌમ સુધી આપનો પયગામ પહોંચાડવામાં ન ઘટાડો કરીશ ન વધારો, જેટલું હુઝૂરે ફર્માવ્યું તેને વધારા ઘટાડા વિના ક઼ૌમને બતાવી દઈશ કે આ આદેશ છે.

ત્રીજુ એ કે ક઼બૂલવા તથા સ્વીકારવાના પ્રસંગે આ જ ન્યાઝમંદીની દલીલ હોય છે કે એવું કહેવામાં આવે કે તમારા હુકમ પર વધારો ઘટાડો કર્યા વિના અમલ કરીશ, અને મોક઼ો ક઼બૂલાત તથા સ્વીકારનો જ હતો. તો તેમણે પોતાની અતિશય ન્યાઝમંદીને પ્રદર્શિત કરી.



## (۴۱) حدیث۔ نماز جنازہ کی فضیلت

**[હદીષ : ૪૧] ''નમાઝે જનાઝાની ફઝીલત''**

عَنْ اَبِیْ هُرَيْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيْهِ

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે રસૂલુલ્લાહ ﷺ એ

وَسَلَّمَ قَالَ مَنِ اتَّبَعَ جَنَازَةَ اِيْمَانًا وَّ اِحْتِسَابًا وَّكَانَ مَعَهٗ حَتّٰی يُصَلّٰی

ફર્માવ્યું, જે શખ્સ ઈમાનની સાથે સવાબની નિય્યતથી જનાઝાની પાછળ રહે એટલે સુધી કે તેના પર નમાઝ પઢી

عَلَيْهَا وَيُفْرَغَ مِنْ دَفْنِهَا فَاِنَّهٗ يَرْجِعُ مِنَ الْاَجْرِ بِقِيْرَاطَيْنِ كُلُّ قِيْرَاطٍ

લેવામાં આવે, તેને દફન કરી લેવામાં આવે તો તે બે ક઼ીરાતના બરાબર સવાબ

مِّثْلُ اُحُدٍ وَمَنْ صَلّٰی عَلَيْهَا ثُمَّ رَجَعَ قَبْلَ اَنْ تُدْفَنَ فَاِنَّهٗ يَرْجِعُ

લઈને પાછો વળે, અને દરેક ક઼ીરાત ઓહદના બરાબર હશે. અને કેવળ નમાઝે જનાઝા પઢીને મૈયતના દફનથી

مِنَ الْاَجْرِ بِقِيْرَاطٍ

પહેલાં જ પાછો વળી ગયો તો કેવળ એક ક઼ીરાત લઈને પાછો ફર્યો. (નિસાઈ, જનાઈઝ, ૭૯)

**સમજૂતી : ૪૧**

★ આ હદીષથી સાબિત થયું કે અફઝલ એ જ છે કે, જનાઝાની પાછળ પાછળ ચાલે. એટલા માટે એમાં اتّبع શબ્દ આવ્યો છે اتّبع નો અર્થ પાછળ પાછળ ચાલવું છે. એ જ હનફીઓનો મઝહબ છે. ઈમામ શાફઈની નજીક આગળ આગળ ચાલવું બેહતર છે.

★ તદ્ઉપરાંત એ પણ સાબિત થયું કે કેવળ જનાઝાની નમાઝ પઢીને દફનમાં શિર્કત કર્યા વિના ન આવે, અને જો કોઈ જરૂરતના કારણે પાછા વળવાની જલ્દી હોય તો વલીથી ઈજાઝત લઈને પાછા ફરે.



ت:۔حـ۹۔ قَالَ اِبْرَاهِيْمُ التَّيْمِيُّ مَا عَرَضْتُ قَوْلِيْ عَلٰى عَمَلِيْ

[તઅલીક઼ : ૯] ઈબ્રાહીમ તયમીએ★ કહ્યું, મેં મારા ક઼ૌલને જ્યારે અમલ સાથે સરખાવ્યો

اِلَّا خَشِيْتُ اَنْ اَكُوْنَ مُكَذِّبًا

તો મને અંદેશો થયો કે ક્યાંક હું જૂઠો તો નથી.''

(બુખારી ફીત્તારીખ, ઈમામ અહમદ ઈબ્ને હંબલ, કિતાબુઝ્ઝહદ, અબુલ ક઼ાસિમ લાલકાઈ ફીસુન્નહ્)

ت:۔حـ۔ وَقَالَ ابْنُ اَبِيْ مُلَيْكَةَ اَدْرَكْتُ ثَلٰثِيْنَ مِنْ اَصْحَابِ

[તઅલીક઼ : ૧૦] અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય[૧] મલીકાએ કહ્યું, મેં ત્રીસ સહાબીઓથી મુલાકાત કરી,

النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كُلُّهُمْ يَخَافُ النِّفَاقَ عَلٰى نَفْسِهٖ

તે સર્વે પોતાના ઉપર નિફ઼ાક઼થી ડરતા હતા[૨], એમાં કોઈ એવો ન હતો

مَا مِنْهُمْ اَحَدٌ يَّقُوْلُ اِنَّهٗ عَلٰى اِيْمَانِ جِبْرَئِيْلَ وَمِيْكَائِيْلَ

જે એવું કહેતો કે હું જિબ્રઈલ[૩] કે મિકાઈલ★ ના ઈમાન પર છું.

(તારીખે ઈબ્ને ખૈષમ સહાબાની સંખ્યા વિના, મુહમ્મદ ઈબ્ને નસ્ર મરોઝી, કિતાબુલ ઈમાનમાં વિગતવાર)

## તઅલીક઼ : ૯ની સમજૂતી

★ ઈબ્રાહીમ તયબી તાબઈનના ફકીહો તથા એબાદમાંથી છે, ઘણા જ ઉમદા વાઈઝ હતા. મશહૂર જાલિમ હજ્જાજ ઈબ્ને યૂસુફે ઈબ્રાહીમ નખઈની ગિરફતારીનો હુકમ આપ્યો. હમનામી હોવાથી સિપાહી ગલતીથી તેમને પકડીને લઈ ગયા અને જેલમાં બંધ કરી દીધા. અમુક લોકોએ કહ્યું કે તેમને ગલતીથી પકડવામાં આવ્યા છે તમે એને જાહેર કરી દો, ફર્માવ્યું, મને એ પસંદ નથી કે મને બચાવી લઉં અને એક બેગુનાહ સજા પામે. એ જ કેદની હાલતમાં હિ.સ. ૯૩માં વિસાલ ફર્માવ્યો, તેમની આશ્ચર્યજનક વાતોમાંથી એ છે કે એક એક મહિના સુધી ખાવા ખાતા ન હતા. એની તઅલીકમાં مُكَذِّبًا ઝાલના ઝબરની સાથે પણ છે અને ઝેરની સાથે પણ.

★ **સમજૂતી** : આ તેમનો ઈર્શાદ આજીજી દર્શાવવાના રૂપે છે કે હું વઅઝ કહું છું, લોકોને અમ્ર બિલ મઅરૂફ તથા નહી અનિલ મુન્કર (સાચી વાતનો હુકમ અને બુરી વાતથી રોકવું) કરું છું અને ખૂદ મારો શું હાલ છે તે હું જાણું છું, મારો અમલ મારા કથનના પ્રમાણે પણ છે કે નહીં ! અલ્લાહ જાણે.

## તઅલીક઼ : ૧૦ની સમજૂતી

**૧. ઈબ્ને ઉબય મલીકા** : એમનું આખુ નામ અબ્દુલ્લાહ ઈબ્ને ઓબૈદુલ્લાહ ઈબ્ને ઉબય મલીકા છે. તાબઈનના મશહૂર ઉલમામાંથી છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہના ક઼ાઝી તથા મોઅઝ્ઝિન હતા.

એબાદિલાએ અરબ તથા ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદ્દીક઼ા તથા ઉમ્મે સલમા તથા અસ્મા બિન્તે સિદ્દીક઼ અને હઝરત અબૂ હુરૈરહ્ તથા ઉક઼બા બિન હારિષ અને મસ્વર બિન મુખરમા رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْہِمْ اَجْمَعِیْنَથી હદીષો સાંભળી અને હઝરત અલી તથા સઅદ બિન વક્ક઼ાસ رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْہِمْ اَجْمَعِیْنَનો જમાનો પામ્યો પણ તેમનાથી રિવાયત નથી કરી. તેમનાથી એક મખ્લૂક઼ે હદીષ મેળવી અને તેમના શાગિર્દોમાં મશહૂર મુહદ્દિષ ઈબ્ને જરીહ છે. હિ.સ. ૧૧૭માં વફાત પામ્યા.

**સમજૂતી** : ઈબ્ને ઉબય મલીકાએ ત્રીસ સહાબાએ કિરામનું આ જે કથન નકલ કર્યું છે તેનો ખુલાસો એક અન્ય હદીષથી થાય છે જે ઈમામ તિર્મિઝીએ હઝરત અનસ رضی اللہ عنہથી રિવાયત કરી. તે ફર્માવે છે :–

**لما كان اليوم الذى دخل فيه رسول الله صلى الله تعالىٰ عليه وسلم المدينة اضاء منها كل شئى فلما كان اليوم الذى مات فيه اظلم منها كل شى وما نفضنا ايدينا عن التراب وانا لفى دفنه حتى انكر نا قلوبنا۔**

"રસૂલુલ્લાહ ﷺ જે દિવસે મદીના તશરીફ લાવ્યા તો દરેક ચીજ રોશન થઈ ગઈ. અને જ્યારે વફાત પામ્યા તો દરેક ચીજ પર તારિક઼ી છવાઈ ગઈ. અમે હજી આં હુઝૂરને દફન જ કરી રહ્યા હતા, હાથોએથી માટી પણ ખંખેરી ન હતી કે અમે અમારા દિલોને બદલાયેલાં પામ્યાં." *(મિશ્કાત, પેજ–૫૪૭)*

**૨.** એટલે કે હુઝૂર ﷺની સોહબત અને પ્રત્યક્ષ અનુભવથી જે ઈમાની સંતોષજનક મજબૂતી હાંસલ થતી હતી તે બાકી ન રહી, જ્યારે આટલા નિકટના જમાનામાં આ હાલ હતો તો વરસો વરસ પસાર થયા પછી જે દિલનો હાલ થાય તેને જ્યારે રિસાલતકાળ સાથે સરખાવવામાં આવતું અને બંનેમાં ફરક અનુભવતા તો ગભરાઈને એવો અંદેશો જાહેર કરતા કે આમાલમાં જે ઈખ્લાસ તથા ઈબાદતમાં જે હુઝૂરી તથા શહૂદ હતો તેમાં કમી આવી ગઈ. ક્યાંક એવું તો નથી કે આ નિફાક઼ હોય ! આ હસ્નાતુલ અબ્રાર સૈયેઆ તુલ મુક઼ર્રિબીનના કબીલથી છે. (નેક લોકોની નેક ખયાલી કે ઉચ્ચ દરજાવાળા તેમના દરજાને લઈને એવી વાતને પોતાની ભૂલ સમજે છે.)

અથવા એ હઝરતની મુરાદ એ છે કે આ દૌરમાં જે ખરાબીઓ પેદા થઈ ગઈ છે તેનું નિવારણ જરૂરી છે. જેમ કે ઈર્શાદ થયો : **من راىٰ منكم منكرا فليغيره بيده فان لم يستطع فبلسانه وان لم يستطع فبقلبه وذالك اضعف الايمان۔**

"જે શખ્સ કોઈ બુરી વાતને જુએ તો તેને પોતાના હાથ વડે બદલી નાખે, જો તેની શક્તિ ન હોય તો પોતાની જીભ વડે. જો એની પણ શક્તિ ન હોય તો પોતાના દિલથી નાપસંદ કરે, આ ઈમાનનો કમજોર દરજ્જો છે." *(મિશ્ક઼ાત, પેજ–૪૩૬)*

સહાબાએ કિરામની જે હેસિયત હતી તેને લક્ષમાં રાખતાં તેમણે પોતાના હાથ વડે તે ખરાબીઓને દૂર કરવી જોઈતી હતી પણ પોતાનામાં તેની શક્તિ ન જોતાં તેને દૂર ન કરી શક્યા. તેના બારામાં તેમને અંદેશો થયો કે ક્યાંક આ નિફાક઼ તો નથી.

**હું કહું છું** : આ ગુંચવણીભર્યા માર્ગોથી હટીને સીધી સાદી વાત એ છે કે ખૌફનો મતલબ એ થાય છે કે ભાવિમાં કોઈ ખતરાનો એહસાસ. એ હઝરાત ઈમાનની કિંમત જાણતા હતા અને કોઈ પણ કિંમતી ચીજ રાખે છે તો તેની સંપૂર્ણપણે હિફાઝત ત્યારે જ કરી શકે છે જ્યારે દર વખતે એનાથી ડરતો રહે છે કે ક્યાંક એ નષ્ટ ન થઈ જાય.

તે હોશિયાર થેલીમાં પોતાનું મોતી મેહફૂઝ રાખી શકે છે જે દરેક શખ્સને ખિસ્સાકાતરૂ ગુમાન કરે.

એના પ્રમાણે સહાબાએ કિરામ દરેક વખતે એનાથી ડરતા હતા કે ક્યાંક અમારું ઈમાન છીનવી ન લેવામાં આવે, કેમ કે તેઓ માસૂમ ન હતા જેવા કે ફરિશ્તા માસૂમ છે. એટલા માટે તેઓ એવું ન કહેતા હતા કે અમારું ઈમાન જિબ્રઈલ તથા મીકાઈલના ઈમાન સમાન છે, કે જેવી રીતે એમને ઈમાન છીનવાઈ જવાનો અંદેશો નથી

ت: ـــــ ۔ وَيُذْكَرُ عَنِ الْحَسَنِ مَاخَافَهُ إِلَّا مُؤْمِنٌ وَلَا أَمِنَهُ

**[તઅલીક : ૧૧]** *હઝરત હસન બસરીએ ફર્માવ્યું, અલ્લાહથી મો'મિન જ ડરે છે, મુનાફિક્*

إِلَّا مُنَافِقٌ

*જ નીડર હોય છે." (ફિર્યાની ઈમામ અહમદ બિન હંબલ ફી કિતાબુલ ઈમાન બમઆનાત)*

તેમ અમને પણ નથી. તેઓ ફરિશ્તા છે અને માસૂમ છે તેમને ઈમાનના નષ્ટ થવાનો કોઈ ભય નથી. આ એ હઝરાતના ઈમાનના કમાલની દલીલ છે.

**૩. "મારું ઈમાન જિબ્રઈલના ઈમાનની જેમ છે"નો મતલબ** : આ તઅલીક (સરખામણી) નક્લ કરવાથી ઈમામ બુખારીનો હેતુ ઈમામે આ'ઝમ અબૂ હનીફા رضی اللہ عنہ પર એતરાઝ છે, એટલા માટે ઈમામે આ'ઝમ رضی اللہ عنہથી નકલ થયેલ છે કે તેમણે ફર્માવ્યું :–

**اقول ایمانی کایمان جبرئیل ولا اقول مثل ایمان جبرئیل** "હું કહું છું, મારું ઈમાન જિબ્રઈલના ઈમાનની જેમ છે એવું નથી કહે તો કે જિબ્રઈલના ઈમાનની સમાન છે."

ઈમામ ઈબ્ને હુમામે મુસાએરામાં તેની સ્પષ્ટતા કરી કે મિષ્લિયત (સમાનતાપણા)નો મતલબ એ થયો કે તમામ ખૂબીઓમાં સમાનતા હોય. અને સરખામણી કેવળ એક ખૂબીમાં કાંઈક મળતાપણા માટે પણ દુરુસ્ત છે. મતલબ એ થયો કે, હું એવું નથી કહેતો કે મારું ઈમાન સર્વ ખૂબીઓમાં જિબ્રઈલના ઈમાનના સમાન છે. હા ! હું એવું કહું છે કે મારું ઈમાન જિબ્રઈલના ઈમાનની જેમ છે આ અર્થમાં અદના સરખી શકાંકુશંકાનો સાયો નથી. મિષ્લનો અર્થ બરાબરી હોવું ખૂદ હદીષમાં આવેલ છે. હદીષે રિબામાં છે : **مثلاً بمثلٍ یداً بیدٍ والفضل ربا** "બરાબર બરાબર, દસ્તબ દસ્ત અને અધિક્તા વ્યાજ છે."

અને ઈમામ બુખારીએ જે ફર્માવ્યું ત્યાં મુમ્કિનુઝ્ઝવાલ (નષ્ટ થવાની શક્યતા) ન હોવામાં સરખામણીનો નકાર હતો. અને ઈમામ સાહબના ક઼ૌલમાં સરખામણી છે શંકા કુશંકા ન હોવા વિશેમાં. અને એમાં કોઈ વાંધો નથી કે એક ચીજને કોઈ બીજી ચીજ સાથે એક ખૂબીમાં સામ્યતાના કારણે સરખામણી આપવામાં આવે. અને બીજી ખૂબીના એતબારથી નકારવામાં આવે. જેમ કે ઝયદ સિંહની જેમ છે બહાદુરીમાં. ઝયદ સિંહ સમાન નથી, જંગલીપણામાં.

અન્ય ઉલમાએ એની અન્ય પણ સ્પષ્ટતાઓ કરી છે, પણ મારી દષ્ટિએ આ નોંધપાત્ર છે કે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہએ આવુ ફર્માવ્યું પણ છે કે નહીં ?! શામીમાં ખુલાસાથી હઝરત ઈમામનો આ ક઼ૌલ નક઼લ ફર્માવ્યો : **اکرہ ان یقول الرجل ایمانی کایمان جبرئیل ولکن یقول آمنت بما آمن بہٖ جبرئیل** "હું એને પસંદ નથી કરતો કે કોઈ એવું કહે કે મારું ઈમાન જિબ્રઈલના ઈમાનની જેમ છે. હા ! એવું કહે કે હું એના પર ઈમાન લાવ્યો જેના પર જિબ્રઈલ ઈમાન લાવ્યા."



# حديث ٤٢

**[હદીષ : ૪૨] "ગાળ આપવા તથા લડવા વિશે"**

عَنْ زُبَيْدٍ سَأَلْتُ أَبَا وَائِلٍ عَنِ الْمُرْجِئَةِ فَقَالَ حَدَّثَنِي عَبْدُ اللّٰهِ

*ઝુબૈદે કહ્યું, મેં અબૂ વાઈલ[1]થી મુરજિયા[2]ના બારામાં પૂછયું તો તેમણે કહ્યું, મને અબ્દુલ્લાહ*

أَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ سِبَابُ الْمُسْلِمِ فُسُوْقٌ وَّ

*ઈબ્ને મસ્ઊદે હદીષ બયાન કરી. નબી ﷺએ ફર્માવ્યું, મુસલમાનને ગાળ આપવી ફિસ્ક઼ (ગુનો)*

قِتَالُهٗ كُفْرٌ ★

*અને તેનાથી લડવું કુફ્ર છે[3].★*

**સમજૂતી : ૪૨**

**૧. અબૂ વાઈલ :** આ તાબઈ અને કૂફાના રહેવાસી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદના ખાસ શાગિર્દોમાંથી છે. હઝરત ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہ તેમની ખૂબ જ તારીફ કરતા હતા. તે ઉપરાંત ફારૂકે આ'ઝમ, હઝરત અલી, હઝરત અમ્માર તેમજ અન્ય સહાબાથી રિવાયત કરી છે. હુઝૂરે અક઼દસ ﷺનો જમાનો પામ્યો પણ ઝિયારત ન કરી શક્યા. એલાને નબુવ્વત વખતે દસ વરસના હતા. હિ.સ. ૮૨માં વિસાલ થયો. એક ક઼ૌલ એ છે કે દોઢસો વરસથી અધિક ઉમર પામી. અબૂ સઈદ ઈબ્ને સાલેહ કહે છે કે અબૂ વાઈલ અમારા જનાઝાઓની નમાઝો પઢાવતા હતા, અને તેમની ઉમર ૧૫૦ વરસની હતી.

**૨. મુરજિય્યહ્ :** ગુમરાહ ફિર્કાઓમાંથી એક ફિર્કો છે જેનો પાયાનો અક઼ીદો એ છે કે ઈમાન સાથે ગુનો કોઈ નુકસાન નથી પહોંચાડી શક્તો, જેણે દિલથી જરૂરિયાતે દીનની તસ્દીક઼ (સમર્થન) કરી લીધી તે જહન્નમથી આઝાદ છે. એક ક્ષણ માટે પણ જહન્નમમાં જશે નહીં. તેના પાંચ ફિર્ક઼ા બન્યા જેઓ એકબીજાની તકફ઼ીર કરતા (કાફિર કહેતા) હતા.

મુરજિય્યહ્ ક્યાં તો ઈરજાઅ્થી છે જેનો અર્થ પાછા કરવાથી અથવા રિજાઅ્ ઉમ્મીદના અર્થમાં છે. **سباب** સબાબનો અર્થ છે કોઈને ઐબ લગાડવી ચાહે તે ઐબ તેમાં હોય કે ન હોય. એમાં સૌથી અધિક ખરાબી છે. ફુસૂક઼નો અર્થ નીકળવું છે, અને શરીઅતમાં અર્થ અલ્લાહ ﷻની નાફર્માની કરવું છે એ ગુનાહના સ્થાને છે. કુફ્ર તથા શિર્ક સુધી તો આમ છે. કુફ્રનો શાબ્દિક અર્થ છુપાવવું છે અને શરીઅતમાં ઈસ્લામ ધર્મથી નીકળી જવાને કહે છે.

**૩.** એના પર ઈજમાઅ છે કે, "મુસલમાન સાથે લડવું કુફ્ર નથી" અને કુર્આનની આ આયતથી કે ફર્માવ્યું : **وَاِنْ طَآئِفَتَانِ مِنَ الْمُؤْمِنِيْنَ اقْتَتَلُوْا فَاَصْلِحُوْا بَيْنَهُمَا** "જો મુસલમાનના બે ગ્રુપો આપસમાં લડે તો તેમની વચ્ચે સુલહ કરાવી દો." *(સૂરએ હુજુરાત, આયત–૯)*

★ *બુખારી ઈમાન, ૨૬, અબૂ દાઊદ, ૪૪, ફિતન મુસ્લિમ ઈમાન, ૧૧૬૧, તિર્મિઝી બર, ૫૧, ઈમાન, ૨૫, ૨૬, નિસાઈ તેહરીમ, ૩૭, ઈબ્ને માજહ ફિતન, ૪, મુક઼દમા, ૭, ૯, મુસ્નદે ઈમામ અહમદ.*

## ۴۳ حدیث جبرئیل

**[હદીષ : ૪૩] હદીષે જિબ્રઈલ**

عَنْ اَبِی ھُرَیْرَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી મરવી છે કે એક દિવસે રસૂલુલ્લાહ ﷺ આમ*

એનાથી પણ એ જ સાબિત છે કે મુસલમાન સાથે લડવું કુફ્ર નથી. તો પછી આ હદીષમાં એને કુફ્ર શાથી કહેવામાં આવ્યું ? એનો જવાબ એ છે કે આ હદીષમાં મુસલમાનથી લડવા પર કુફ્ર લાગુ કરવું ચેતવણીરૂપે છે અથવા કુફ્રથી મુરાદ નાહક્કની ઓળખ (મુસ્લિમના હક્કને ન ઓળખવો) છે. એક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. ભાઈને માટે અનિવાર્ય છે સાથે હરીમળીને રહે, લડે ઝઘડે નહીં. જ્યારે કોઈ મુસલમાન કોઈ મુસલમાન સાથે લડયો તો તેની હક્કતલફી કરી. અથવા એ કારણે મુસલમાન સાથે લડવાને કુફ્ર કહેવામાં આવ્યું છે કે આ કાફિરોના કથનથી મળતુ છે કે મુસલમાન સાથે લડવું મુસલમાનનું કામ નથી, કાફિરનું કામ છે. અથવા અહીં કુફ્રનો શાબ્દિક અર્થ મુરાદ છે એટલે કે છુપાવવું, મતલબ એ છે કે એક મુસલમાનની શાન એ છે કે બીજા મુસલમાનની મદદ કરે, એના પર આંચ ન આવવા દે, અને જ્યારે એનાથી લડયો તો એનો હક્ક છુપાવ્યો.

**હું કહું છું :** મુશ્તક પર હુકમ એ વાતની દલીલ છે કે તેનો માખઝ તેની ઈલ્લત છે. એટલા માટે હદીષનો સાફ મતલબ એ છે કે કોઈ મુસલમાનને કેવળ મુસલમાન હોવાને લીધે લડવું કુફ્ર છે. કોઈ મુસલમાન સાથે મુસલમાન હોવાને લીધે લડવું જરૂર કુફ્ર છે.

મુરજિયાનો અક્રીદો હતો કે ઈમાનની સાથે ગુનોહ કોઈ નુકસાન કર્તા નથી હોતો. આ હદીષ તેમના એ અક્રીદાની રદ છે. સાફ સ્પષ્ટ ઈર્શાદ છે કે મુસલમાનને ગાળ આપવી ફિસ્ક (ગુનો) અને તેની સાથે લડવું કુફ્ર છે.

### સમજૂતી : ૪૩

**તકમીલ (પરિપૂર્ણતા) :** મારી શૈલીની વિરુધ્ધ મેં આ હદીષ કિતાબુત્તફસીરની લીધી છે. એટલા માટે કે એમાં فی خمش لایعلم ھُنَّ الا اللہ اِنَّ اللہ عندہ علم الساعۃનો ઉમેરો હતો. ઉલૂમે ખમ્સા (પાંચ ઈલ્મો)વાળા મસ્અલાની ચર્ચાની પરિપૂર્ણતા માટે આ આયત ઉપર પણ બહષ જરૂર હતી. કુર્તબીએ કહ્યું, આ હદીષ એ લાયક છે કે એને ઉમ્મુસ્સુન્નહ કહેવામાં આવે એટલા માટે કે આ હદીષોના બધા ઈલ્મોના હેઠળ છે એટલા માટે ઈમામ બગ્વીએ મસાબીહ અને શરહુસ્સુન્નહ બંને કિતાબોને આ જ હદીષથી શરૂ કરી. જેમ કે કુર્આને કરીમની સૂરએ ફાતિહાથી શરૂ કરવામાં આવી કે તે ઉમ્મુલ કિતાબ છે, સંક્ષિપ્તરૂપે કુર્આને કરીમના બધા ઈલ્મો પર આધારિત છે.

ઈમામ કાઝી અયાઝે ફર્માવ્યું કે આ હદીષ તમામ જાહેરી બાતિની ઈબાદતોના વઝીફાઓ પર આધારિત છે ચાહે ઈમાન હોય કે અંગોના અમલો હોય કે પછી દિલોનો ઈખ્લાસ હોય. એટલે સુધી કે શરીઅતનાં કુલ ઈલ્મો એના પ્રતિ રાજેઅ છે અને એનાથી નીકળે છે. એ જ મહત્વને લક્ષમાં લેતાં આપણે આ મુબારક હદીષના જે વિવિધ હિસ્સા વિવિધ સહાબાએ કિરામ અથવા વિવિધ તરીકા અથવા વિવિધ કિતાબોમાં છે સૌને એકત્ર કરીને આપણા શબ્દોમાં વર્ણન કરીએ છીએ.

બુખારી તથા મુસ્લિમના ઉપરાંત આ હદીષ વિવિધ શબ્દોમાં કાંઈક વધારા ઘટાડા અમુક આગળ પાછળના વર્ણન સાથે ખૂદ હઝરત અબૂ હુરૈરહ્ તેમજ હઝરત ઉમર, હઝરત અનસ, હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ

وَسَلَّمَ كَانَ يَوْمًا بَارِزًا لِلنَّاسِ إِذْ أَتَاهُ رَجُلٌ

*મજમામાં બિરાજમાન હતા કે એક શખ્સ પગપાળા ચાલતા*

બજલી, હઝરત ઈબ્ને અબ્બાસ, અબૂ આમિર અશઅરી તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہمથી અબૂ દાઊદ, નિસાઈ, તિર્મિઝી, ઈબ્ને માજહ, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ, બઝ્ઝાર, સહીહ અબૂ અવાના, તિબ્રાની વગેરેમાં વર્ણન થયેલ છે.

હુઝૂરે અકદસ ﷺ કશાય તફાવત વિના સહાબાએ કિરામની સાથે બેસ્યા કરતા હતા. જો કોઈ અજાણ્યો અજનબી હાજર થતો, ઓળખી ન શક્તો તો તેણે પૂછવું પડતું કે રસૂલુલ્લાહ કોણ છે ? સહાબાએ અર્ઝ કરી, જો ઈજાઝત આપો તો હુઝૂરને બેસવા માટે કોઈ જગા બનાવી દઈએ જેના પર તશરીફ રાખો જેથી અજનબીઓએ પૂછવું ન પડે. ઈજાઝત મળતાં સહાબીઓએ એક ચબૂતરો બનાવ્યો જેના પર હુઝૂર બેસ્યા કરતા હતા. અને સહાબા આપના નજીકમાં બેસતા હતા. ફર્માવ્યું, મને જે ચાહો પૂછો ? હાજરજનો પર ધાક છવાઈ ગઈ જેના કારણે કોઈ કાંઈ પૂછી ન શક્યું. એવામાં એક ભાઈ અચાનક પગપાળા ચાલતા જાહેર થયા. ખૂબ જ ખૂબસૂરત, ખૂબ જ સફેદ તથા સ્વચ્છ કપડાં પહેરેલાં તથા વાળ એકદમ કાળા, ન તો તેમનો દેખાવ મુસાફરો જેવો હતો ન તેમના પર સફરની કોઈ અસર હતી. આશ્ચર્યની વાત એ છે કે અમારામાંથી કોઈ તેમને ઓળખતુંય ન હતું. હાજરજનોએ આશ્ચર્યભેર એકબીજાને જોઈને કહ્યું, અમે નથી ઓળખતા કે એ કોણ છે ?!

તેમણે ફર્શના કિનારે પહોંચીને અર્ઝ કરી અસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ ! હુઝૂરે અક્દસ ﷺએ સલામનો જવાબ આપ્યો. તેણે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આપની નજીક આવી જઉં ? ફર્માવ્યું, આવી જાવ ! કેટલીયે વાર નજીક આવવાની રજા માંગી, દરેક વખતે ઈજાઝત મળી. તે લોકોની ગરદનો ઓળંગીને હુઝૂરની બિલકુલ નજીક આવીને આં હુઝૂરના ગુથણો સાથે ગુથણો મિલાવીને અને પોતાનો હાથ હુઝૂરના સાથળો પર રાખીને બેસી ગયા, અને નીચે પ્રમાણેના સવાલો કર્યા :–

યા રસૂલલ્લાહ ! ઈમાન શું છે ? ઈર્શાદ ફર્માવ્યો, ઈમાન એ છે કે તમે અલ્લાહ અને તેના સર્વ ફરિશ્તાઓ, તેની સર્વ કિતાબો અને તેના સર્વ રસૂલો, સર્વ નબીઓ પર અને તેની મુલાકાત પર અને મૌત પર અને કયામતના દિવસે કબરોએથી જીવતા થઈને ઉઠવા પર ઈમાન લાવો. હિસાબ, મીઝાન, જન્નત, દોઝખ પર ઈમાન લાવો. અને તક્દીર પર ઈમાન લાવો કે તેનું સારું ખરાબ મીઠુ કડવું ખુદાની તરફથી છે.

આ જવાબ સાંભળીને તેણે કહ્યું, આપે સાચુ ફર્માવ્યું. હાજરજનોને આશ્ચર્યમાં થયું કે સવાલ પણ કરે છે અને સમર્થન પણ કરે છે !

પછી તેમણે પૂછયું, યા રસૂલલ્લાહ ! ઈસ્લામ શું છે ? ઈર્શાદ ફર્માવ્યો, ઈસ્લામ એ છે કે તમે એની ગવાહી આપો કે અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી અને મુહમ્મદ ﷺ યકીનન ! અલ્લાહના રસૂલ છે. અને ફર્ઝ નમાઝ પાબંદીની સાથે અદા કરો અને ફર્ઝ ઝકાત આપો, રમઝાનના રોઝા રાખો અને બૈતુલ્લાહ જવાની શક્તિ હોય તો હજ્જ કરો, ઉમરા કરો, જનાબતથી ગુસ્લ કરો, કામિલ તરીકાથી વુઝૂ કરો. તેણે કહ્યું, આપે સાચુ કહ્યું !

પછી પૂછયું, યા રસૂલલ્લાહ ! મને એહસાનના બારામાં બતાવો ? ફર્માવ્યું, એહસાન એ છે કે અલ્લાહની ઈબાદત એ રીતે કરો, એ રીતે એનો ડર રાખો જાણે તેને જોઈ રહ્યા છો. જો તમે તેને નથી જોઈ રહ્યા તો તે તમને જોઈ રહ્યો છે. તેમણે અર્ઝ કરી, તમે સાચુ કહ્યું. પછી પૂછયું, કયામત ક્યારે આવશે ? આ પ્રશ્ન પર હુઝૂર ﷺએ ગરદન ઝુકાવી લીધી, કોઈ જવાબ ન આપ્યો, એટલે સુધી કે એમણે ત્રણવાર સવાલ દોહરાવ્યો. તો સરે અક્દસ ઉઠાવીને ફર્માવ્યું :–

يَمْشِي فَقَالَ يَا رَسُولَ اللّٰهِ مَا الْإِيمَانُ؟ قَالَ الْإِيمَانُ أَنْ تُؤْمِنَ بِاللّٰهِ وَ

*ખિદમતે અકદસમાં હાજર થયા અને કહ્યું, યા રસૂલલ્લાહ ! ઈમાન શું છે ? ફર્માવ્યું, ઈમાન એ છે કે અલ્લાહ પર,*

કયામતના બારામાં જેને પ્રશ્ન કરવામાં આવ્યો તે પ્રશ્નકર્તાથી વિશેષ નથી જાણતો.

ત્યાર બાદ તેણે કયામતની નિશાનીઓ પૂછી અથવા એ કે આં હુઝૂર ﷺએ ખૂદ ફર્માવી : હું તમને કયામતની કેટલીક નિશાનીઓ દર્શાવું છું. ફર્માવ્યું, કયામતની નિશાનીઓ એ છે કે બાંદી પોતાના માલિકને જન્મ આપશે, નગ્ન શરીરે ઉઘાડા પગે ફરનારા, ગુંગા, બહેરા રાજ કરશે. ભીખારીઓ, બકરીઓ, કાળાં ઊંટોને ચરાવનારા મહેલોમાં ફખ્ર કરશે.

કયામત ક્યારે આવશે તે એ પાંચ ચીજોમાંથી છે જેનો ઈલ્મ અલ્લાહ સિવાય કોઈને નથી.

પછી આં હુઝૂરે સૂરએ લુકમાનની આ અંતિમ આયત તિલાવત કરી :–

**(અર્થ)** : "અલ્લાહની પાસે કયામતનો ઈલ્મ છે. તે વરસાદ વરસાવે છે. અને માંઓના પેટોમાં શું છે ? જાણે છે. અને કોઈ નથી જાણતુ કાલે શું થશે, કોઈને ખબર નથી કે ક્યાં મરશે. એમાં કોઈ શક નથી અલ્લાહ જાણનાર બતાવનાર છે." *(સૂરએ લુકમાન)*

ત્યારે ભાઈ તે શખ્સ ચાલ્યા ગયા. જ્યારે ચાલ્યા ગયા તો હુઝૂરે અકદસ ﷺએ ફર્માવ્યું, એમને પાછા લાવો ! સહાબાએ કિરામે ચોતરફ તલાશ કરી પણ તે ન મળ્યા. હવે હુઝૂરે ફર્માવ્યું, તમે લોકો જાણો છો એ કોણ હતા ? એ જિબ્રઈલ હતા ! તમે લોકોએ એ વખતે કાંઈ ન પૂછયું તો એ આવ્યા હતા કે તમને દીન શીખવાડે. એ જાતની કસમ ! જેના કબજામાં મારી જાન છે, જ્યારે પણ જિબ્રઈલ આવ્યા, મેં ઓળખી લીધા, પણ આ વખતે ન ઓળખી શક્યો. એ પાછા ફરવા માટે જ્યારે વળી ચૂક્યા હતા ત્યારે ઓળખ્યા.

હઝરત ઉમરે ફર્માવ્યું કે ત્રણ દિવસ બાદ હુઝૂરે અકદસ ﷺએ મારાથી મુલાકાત કરી અને પૂછયું, તમને ખબર છે તે પ્રશ્નકર્તા કોણ હતા ? મેં કહ્યું, અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે. ફર્માવ્યું, તે જિબ્રઈલ હતા, તમને દીન શીખવાડવા આવ્યા હતા.

**મુદ્દાઓ** : બુખારીમાં જેટલું હદીષનું મૂળ લખાણ (મતન) છે એના પર આવતી ઘણી બધી શંકાઓ આ વિવિધ મતનો (લખાણો)વાળી હદીષોને જમા દેવાથી દૂર થઈ ગઈ. એનાથી એ પણ જાહેર થઈ ગયું કે રિવાયતોમાં જે આગળ પાછળ તથા વધારો ઘટાડો છે તે રાવીઓની તરફથી છે કે તેમણે પોતાની યાદશક્તિ તથા જરૂરતના પ્રમાણે વર્ણન કર્યું છે.

હવે અમુક જરૂરી પાસાંઓની સ્પષ્ટતા બાકી રહી ગઈ છે તે હાજર છે :–

(અ) જિબ્રઈલ આ ખાસ દેખાવ સાથે અજનબી બનીને શા માટે હાજર થયા ? મુસ્લિમમાં હઝરત અનસ رضی اللہ عنہથી મરવી છે કે અમને લોકોને એ વાતથી રોકી દેવામાં આવ્યા હતા કે અમે હુઝૂરે અકદસ ﷺથી સવાલો કરીએ એટલા માટે અમને લોકોને ખ્વાહિશ રહેતી કે કોઈ બુદ્ધિશાળી ગામડિયો આવીને કાંઈક પૂછે અને અમે સાંભળીએ. આ હદીષનો પ્રારંભિક હિસ્સો એ છે કે તેમ છતાં પણ હુઝૂરે આમ દા'વત આપી દીધી હતી કે જે પૂછવા ઈચ્છો પૂછો. પણ રૂઆબના કારણે કોઈ પૂછી ન શક્યું. એટલા માટે જિબ્રઈલે અમીન અજનબી બનીને હાજર થયા કે સહાબીઓ એવું જ સમજે કે આ કોઈ ગામડિયા છે. જો સહાબાએ કિરામને એ જાણ થઈ જાત કે આ જિબ્રઈલ છે તો એની પણ શક્યતા હતી કે સહાબા પર તેમનો પર રૂઆબ છવાઈ જાત. શક્ય છે કે એમને જોવામાં વ્યસ્ત થઈ જાત અને તેમના સવાલો તથા જવાબોને સંપૂર્ણપણે યાદ ન રાખી શકત.

مَلَآئِکَتِہٖ وَرُسُلِہٖ وَلِقَآئِہٖ وَتُؤْمِنَ بِالْبَعْثِ الْآخِرِ قَالَ یَا رَسُوْلَ اللّٰہِ

*એના સૌ ફરિશ્તાઓ પર અને તેના સર્વ રસૂલો પર અને તેની મુલાકાત પર[૧] અને અંતે કબરેથી ઉઠવા પર ઈમાન*

مَا الْاِسْلَامُ؟ قَالَ الْاِسْلَامُ اَنْ تَعْبُدَ اللّٰہَ وَلَا تُشْرِکَ بِہٖ شَیْئًا وَّ

*લાવે. તેણે કહ્યું, યા રસૂલલ્લાહ ! ઈસ્લામ[૨] શું છે ? ફર્માવ્યું, ઈસ્લામ એ છે કે તું અલ્લાહની ઈબાદત કરે એ રીતે કે તેની સાથે કોઈને શરીક ન ઠરાવે.*

(ખ) પાથરણાના કિનારે જ સલામ કર્યા બાદ વારંવાર નજીક આવવાની રજા માંગવી એટલા માટે હતી કે તમામ હાજરજનો તેમના પ્રતિ ધ્યાનિત થઈ જાય. તેમજ એ બતાવવું હતું કે બુઝુર્ગોની બહું નજીક તેમની રજા વિના ન જવું જોઈએ, ખાસ કરીને જ્યારે મજલિસ ભરેલી હોય.

(ક) ગરદનો ઓળંગીને એટલા માટે આવ્યા કે શક્ય છે કે એના સિવાય નજીક આવવું શક્ય નહીં હોય, તેમજ આ ગામડિયાપણાનો તરીકો એટલા માટે અપનાવ્યો કે લોકો સમજે કે આ ખરેખર કોઈ ગામડિયા છે.

(ડ) ગુથણોથી ગુથણો મિલાવીને સાથળ મુબારક પર હાથ રાખીને બેઠા. એ બતાવવા માટે કે શાગિર્દ તથા ઉસ્તાદમાં જેટલી નિકટતા હશે એટલો અધિક ફય્ઝ મળશે. હદીષના શબ્દો આ છે : **فوضع یدیه علی فخذیه** એમાં **یدیه**ની ઝમીરનો મરજઅ નિશ્ચિત છે કે રજુલ છે. અલ્બત્ત **فخذیه** ની ઝમીરમાં બે અવકાશો છે, એક એ કે તેના મરજઅ હુઝૂરે અકદસ ﷺ હોય, તો એ અર્થ થશે જે અમે વર્ણન કર્યો. બીજુ એ કે એનો મરજઅ પણ રજુલ હોય તો અર્થ એ થશે કે આવનારાએ પોતાના બંને હાથ પોતાના સાથળો પર રાખ્યા. એમાં અધિક અદબ છે, અને પહેલામાં એકતાનો ઘણો જ અધિક ઈઝહાર તથા ગામડિયાપણાનો પણ ઈઝહાર છે. અમે સૌ પ્રથમ શક એટલા માટે અપનાવ્યો કે સુલેમાન તયમીની રિવાયતમાં આ સ્પષ્ટતા છે :–

**وضع یده علی رکبتی البنی صلی اللّٰه تعالٰی علیه وَسَلَّم**''એક રિવાયત બીજાની તફસીર હોય છે. તેમજ બગવી તથા ઈસ્માઈલ તયમીએ તેના પર જઝમ ફર્માવ્યો અને તયમીએ એને અગ્રતા આપી.

(ચ) સફેદ સ્વચ્છ બેદાગ લિબાસ પહેરીને હાજર થયા, એમાં નિર્દેશ છે કે શાગિર્દે ઉસ્તાદની સમક્ષ એ રીતે હાજર થવું જોઈએ કે એનું ધ્યાન વિચારોના દાગથી ખરડાયેલ ન હોય.

(છ) કાળા બાલ યુવાનીની નિશાની છે. એમાં નિર્દેશ છે કે ઈલ્મ તલબ કરવાનો શ્રેષ્ઠ સમય યુવાની છે.

(જ) અતિશય ખૂબસૂરત બેહતરીન ખુશ્બુની સાથે આવવામાં એ તલ્કીન છે કે શાગિર્દે ઉસ્તાદની સમક્ષ સારામાં સારા દેખાવમાં હાજર થવું જોઈએ જેનાથી એના પ્રતિ દિલી આકર્ષણ થાય. એવો દેખાવ બનાવીને ન હાજર થાય કે તેને કરાહત કે નફરત થાય.

**૧.** ઈમાન બિલ્લાહ, ઈમાન બિર્રસૂલ, ઈમાન બિલ મલાઈકહ તથા ઈમાન બિલ કુતુબની સ્પષ્ટતા દરેક મુસલમાન જાણે છે. અને તેની વિગત કિતાબમાં વિવિધ જગાએ આવશે. ખુલાસાને પાત્ર વાતો ત્રણ છે : મૌત પર ઈમાન, અને તેની મુલાકાત પર ઈમાન અને બઅષે આખિર અથવા યૌમે આખિર પર ઈમાન.

(અ) મૃત્યુ એવી ચીજ છે કે એનું સૌને યકીન છે છતાં એના પર ખાસ કરીને ઈમાન લાવવાનો ઉલ્લેખ લગભગ એ કારણે છે કે મૌતનું યકીન સૌને જરૂર છે પણ એનાથી ગફલત વર્તવાનું સામાન્ય છે. મુરાદ એ છે કે મૌતથી ગફલત ન વર્તવામાં આવે બલ્કે તેને યાદ રાખવામાં આવે. અથવા એનાથી પૂરી દુનિયાનું પૂર્ણપણે ફના થઈ જવું મુરાદ છે.

(ਕ) બઅષથી મુરાદ કિયામતના દિવસે કબ્રોએથી જીવંત થઈને ઉઠવું છે અને એ ખરેખર છેલ્લે છે. હવે આખિર કેવળ સ્પષ્ટતા તથા તાકીદના માટે છે. જેમ કે કહે છે كامس الذاهب જો કે امس નો અર્થ છે કુલ પાછલુ. અથવા એ કારણે કે બઅષ બે છે એક નિઃઅસ્તિત્વમાંથી અસ્તિત્વમાં આવવું અથવા માંના પેટથી દુનિયામાં આવવું, બીજુ કયામતના દિવસે.

આ બીજુ પહેલાના મુકાબલે છેલ્લુ થયું.

(ક) યૌમે આખિરથી મુરાદ કયામત છે. એને યૌમે આખિર એટલા માટે કહે છે કે જે દિવસોની હદ આપણને માલૂમ છે તેમાં સૌથી અંતિમ દિવસ છે. યૌમે આખિર પર ઈમાન લાવવાથી મુરાદ એ છે કે કિયામતના દિવસે જે હાલતો તથા ભયાનક મામલા ઉપસ્થિત થશે તે સૌ પર ઈમાન લાવવું. દા.ત. હિસાબ કિતાબ, અમલોનું વજન થવું, પુલ સિરાત પરથી પસાર થવું, જન્નત તથા દોઝખ જેમ કે હઝરત ઈબ્ને અબ્બાસની રિવાયતમાં એની સ્પષ્ટતા મૌજૂદ છે.

(ચ) અલ્લાહની મુલાકાતથી મુરાદ એ છે કે તેની બારગાહમાં હાજરી જરૂરી છે અથવા એ કે તેનો દીદાર મુરાદ છે કે મો'મિનોને તેની ઝિયારત થશે. જેમ કે તેના બારામાં મશ્હૂર હદીષો આવેલી છે, જેથી એ જો કે યૌમે આખિરના અહવાલમાં સામેલ છે પણ મહત્વના કારણે તેને અલગથી પણ વર્ણન કરવામાં આવ્યું.

**૨.** આ હદીષથી સાફ જાહેર છે કે ઈમાન તથા ઈસ્લામ બંનેવ અલગ અલગ ચીજો છે પરંતુ આ સંપૂર્ણપણે સહીહ નથી. અહીં જે ચીજોને ઈસ્લામ બતાવી અબ્દુલ કૈસના પ્રતિનિધિમંડળની હદીષમાં તેને જ ઈમાન બતાવી. તેમજ કુર્આન મજીદમાં છે : فَاَخْرَجْنَا مَنْ كَانَ فِيْهَا مِنَ الْمُؤْمِنِيْنَ فَمَا وَجَدْنَا فِيْهَا غَيْرَ بَيْتٍ مِّنَ الْمُسْلِمِيْنَ

''આ વસ્તીમાં જેટલા મો'મિન હતા સૌને અમે બહાર કર્યા. અમે તે વસ્તીમાં કેવળ એક ઘર મુસલમાનનું પામ્યું.'' (ઝારિયાત, આયત–૩૫, ૩૬)

અહીં હઝરત લૂત عليه السلام નાં ઘરવાળાંઓને મો'મિન પણ ફર્માવ્યાં અને મુસલમાન પણ. એનાથી જાહેર થયું કે મો'મિન તથા મુસલમાન સમાન અર્થી છે. તો સાબિત થયું કે ઈમાન તથા ઈસ્લામ પણ સમાન અર્થી છે.

પરંતુ આ હદીષે જિબ્રઈલ અને અન્ય હદીષોથી જાહેર થાય છે કે ઈમાન તથા ઈસ્લામ અલગ અલગ છે. તેમજ કુર્આન મજીદમાં જ છે :–

قَالَتِ الْاَعْرَابُ آمَنَّا۔ قُلْ لَّمْ تُؤْمِنُوْا وَلٰكِنْ قُوْلُوْا اَسْلَمْنَا وَلَمَّا يَدْخُلِ الْاِيْمَانُ فِيْ قُلُوْبِكُمْ۔ ''ગમારોએ કહ્યું, અમે ઈમાન લઈ આવ્યા. તમે ફર્માવી દો, ઈમાન નથી લાવ્યા, હા ! એવું કહો અમે તાબે થઈ ગયા. હજી તમારાં દિલોમાં ઈમાન ક્યાં પ્રવેશ્યું.''

આ આયતમાં ઈમાનનો ઈન્કાર કરીને ઈસ્લામની સાબિતી છે. એનાથી જાહેર થાય છે કે ઈમાન તથા ઈસ્લામ બંનેવ અલગ અલગ ચીજો છે. પણ હકીકતમાં એવું નથી. એનાથી કેવળ એ સાબિત થયું કે ઈત્લાકમાં (લાગુ કરવામાં, બોલવામાં) ક્યાંક ક્યાંક તફાવતની બૂ આવે છે, નહીં તો ભાવાર્થ બંનેનો એક જ છે.

અમે કિતાબુલ ઈમાનના પ્રારંભમાં એ સાબિત કરી આવ્યા છીએ કે ઈમાન એ તસ્દીક (સમર્થન) અને જીભ વડે ઈકરાર બંનેનું નામ છે. ઈમાનનો શાબ્દિક અર્થ સમર્થન છે, અને ઈસ્લામનો શાબ્દિક અર્થ તાબેદાર થવુ છે. શરીઅતની બોલીમાં ઈસ્લામનો અર્થ એ દીનના પાબંદ થવું જે ખુદા તરફથી રસૂલુલ્લાહ ﷺ લાવ્યા. જાહેર છે કે ઈન્સાન કોઈ દીનનો પાબંદ ત્યારે થશે જ્યારે તેના ઉસૂલને સાચા માને, અને તેને સહીહ હોવાનો ઈકરાર કરે. અને એ જ જાણવું (માનવું) ઈમાન છે. અને જ્યારે માણસ કોઈના ઉસૂલને સાચા માની લેશે અને તેનો ઈકરાર પણ કરી લેશે તો તેનો પાબંદ પણ થઈ જશે જેથી ઈમાન તથા ઈસ્લામ એક થયાં.

હા, ઈત્લાકમાં (બોલવામાં) ક્યાંક ક્યાંક ઈસ્લામ જાહેરી અમલોની અદાયગી પર બોલવામાં આવ્યું છે.

આ લેહાઝથી તફાવત કેવળ એતબારી થશે એનાથી કોઈને ઈન્કાર નથી. હદીષે જિબ્રઈલ અને સૂરએ હુજુરાતની આ આયતમાં પણ એ જ સંબોધન છે. નહીં તો હદીષે જિબ્રઈલનો અંતિમ ભાગ એની રદ કરે છે. હુઝૂરે અકદસ ﷺએ સૌને દીન ફર્માવ્યો જેમાં ઈમાન પણ દાખલ છે.

અને ખૂદ કુર્આન મજીદમાં છે : مَنۡ يَّبۡتَغِ غَيۡرَ الۡاِسۡلَامِ دِيۡنًا فَلَنۡ يُّقۡبَلَ مِنۡهُ "જે ઈસ્લામ સિવાય કોઈ દીનને કબૂલ કરે તેને હરગિઝ કબૂલ કરવામાં નહીં આવે." وَرَضِيۡتُ لَكُمُ الۡاِسۡلَامَ دِيۡنًا "તમારા માટે દીન ઈસ્લામને મેં પસંદ કર્યો."

આ આયતોમાં કેવળ ઈસ્લામને દીન બતાવ્યો. શું ઈમાન દીનથી ખારિજ છે ? જો એનો જવાબ નકારમાં છે અને જરૂર નકારમાં છે, તો સાબિત થયું કે ઈમાન તથા ઈસ્લામ બે અલગ ચીજો નથી. મુસલમાનો સામાન્ય બોલીમાં બોલે છે, ફલાણો ઈમાન લાવ્યો અથવા બોલે છે ફલાણો ઈસ્લામ લાવ્યો, બંનેનો અર્થ કશાય ખચકાટ વિના એક છે. હા ! બોલવાના એતબારે શરીઅતમાં તેમના વચ્ચે ઉમૂમ ખુસૂસ મુત્લક઼ ઈમાન તથા ઈસ્લામ બંનેના એક ભાવાર્થ પર સંબોધન થવું (ઈત્લાક) જેમ કે વફદે અબુલ કૈસવાળા હદીષ અને સૂરએ ઝારિયાતની ઉપરોક્ત આયતમાં ઈસ્લામ તથા ઈમાનનો અલગ અલગ અર્થોમાં ઈત્લાક સંબોધન છે. જેમ કે સૂરએ હુજુરાતની આયતમાં તકદીરનો મતલબ એ છે કે દરેક ભલાઈ તથા બુરાઈ અલ્લાહ ﷻએ પોતાના ઈલ્મે અઝલીના પ્રમાણે મુકદ્દર કરી દીધી છે, જે વાત જેવી રીતે થનારી હતી અને જે શખ્સ જે કાંઈ કરવાવાળો હતો અલ્લાહ ﷻ તેને અઝલથી જાણતો હતો તેના પ્રમાણે લખી દીધી. હવે એના વિરુધ્ધ નથી થઈ શક્તું, મુહાલ (અશક્ય) છે. એવું નહીં કે અલ્લાહે લોકોની હાલતો જાણ્યા વિના લખી આપ્યું, અને હવે અમે તે લખવાને કારણે એવું જ કરવા માટે મજબૂર છીએ ! બલ્કે દા.ત. ઝયદના જિમ્મે બુરાઈ લખી એટલા માટે કે અલ્લાહ ﷻને માલૂમ હતું કે બુરાઈ કરશે. જો ઝયદ ભલાઈ કરનાર હોત તો તેના જિમ્મે ભલાઈ લખત. એને એ રીતે સમજો કે અલ્લાહ ﷻએ માણસને વનસ્પતિ, પથ્થર, કાંકરાની જેમ નિર્જીવ કરત વિનાના બેઈખ્તિયાર નથી બનાવ્યો બલ્કે એક પ્રકારનો ઈખ્તિયાર પણ આપ્યો છે કે કોઈ કામને ચાહે તો કરે, ચાહે તો ન કરે. એની સાથે બુદ્ધિ પણ આપી કે તે ભલા બુરા લાભ અલાભને ઓળખી શકે. અને દરેક પ્રકારના સામાન તથા અસબાબ પૂરાં પાડયાં કે જ્યારે કોઈ કામ કરવા ચાહે તો એ સામાન વડે કામ લે, આ જ ઈખ્તિયાર પર પૂછતાછ છે. પોતે પોતાને વનસ્પતિ કે પથ્થર જેમ તદ્દન લાચાર સમજવું અથવા બિલ્કુલ મુખ્તાર સમજવું બંને ગુમરાહી છે.

તકદીરના મુન્કિરોને નબી ﷺએ આ ઉમ્મતના મજૂસ ફર્માવ્યા. સરખામણીનું કારણ એ છે કે મજૂસ બે ખાલિક઼ માને છે, ભલાઈનો ખાલિક યઝદાં અને બુરાઈનો ખાલિક અહ્‌રહમન અને 'કદરિય્યહ્' એટલે તક઼દીરના મુન્કિરો માણસને પોતાનાં કાર્યોનો ખાલિક઼ માને છે, તેમને બે જ નહીં કરોડો ખાલિક઼ માન્યા.

તક઼દીર તથા ક઼ઝા સમાનઅર્થી છે. ક઼ઝાના ત્રણ પ્રકારો છે : (૧) મુબરમે હક઼ીક઼ી : જે ઈલ્મે ઈલાહીમાં કોઈ ચીજ પર અવલંબિત નથી. (૨) મોઅલ્લક મહઝ : મલાઈકાના સહીફાઓમાં જેનું મોઅલ્લક હોવું જાહેર ફર્માવી દેવામાં આવ્યું હોય. (૩) મોઅલ્લક શબીહે મુબરમ : મલાઈકાના સહીફાઓમાં જેની તઅલીક વર્ણન થયેલ નથી, પણ તે ઈલ્મે ઈલાહીમાં મોઅલ્લક છે.

મુબરમે હક઼ીક઼ી તબદીલ થવી મુહાલ (અશક્ય) છે. જો અલ્લાહની બારગાહના મહબૂબો આ બારામાં કાંઈ અર્ઝ કરે છે તો તેમને એનાથી રોકી દેવામાં આવે છે. દા.ત. ફરિશ્તા લૂતની ક઼ૌમ પર અઝાબ લઈને આવ્યા. હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ علیہ السلامએ ખાસ કુર્બને કારણે ખૂબ જ અર્ઝ તથા વિનંતિ કરી, એટલે સુધી કે તેમની અર્ઝ તથા વિનંતિને કુર્આને કરીમે મુજાદિલા સાથે સરખાવી. ઈર્શાદ છે : يُجَادِلُنَا فِىۡ قَوۡمِ لُوۡطٍ "ઈબ્રાહીમ અમારાથી ક઼ૌમે લૂતના બારામાં ઝઘડવા લાગ્યા."

પણ કેમ કે એ અઝાબ મુબરમે હક઼ીક઼ી હતો એટલા માટે ન રોકાયો.

تُقِيمَ الصَّلٰوةَ وَتُؤتِيَ الزَّكٰوةَ الْمَفْرُوضَةَ وَتَصُوْمَ رَمَضَانَ

*અને નમાઝ અદા કરે અને ફર્ઝ ઝકાત આપે અને રમઝાનના રોઝા રાખે.*

قَالَ يَا رَسُوْلَ اللهِ مَا الْاِحْسَانُ

*તેણે અર્ઝ કરી એહસાન[3] શું છે ?*

**કઝાએ મુઅલ્લક** : ઔલિયાએ કિરામની દુઆઓ, તેમની તવજ્જોહ, નેક અમલોથી ટળી જાય છે.

મુઅલ્લિક શબીહે મુબરમ સુધી આમ ઔલિયાએ કિરામની પહોંચ નથી, અકાબિરની છે જે એમની દુઆ તથા તવજ્જોહથી ટળી જાય છે. હુઝૂર સૈયેદેના ગૌષે આ'ઝમ رضی اللہ عنہ એ એના વિશે ફર્માવ્યું : اِنِّی اَرُدُّ اَقْضَاءَ بعد مَا اُبْرِمَ "હું કઝાએ મુબરમને બદલી દઉં છું." અને એને હદીષમાં ફર્માવવામાં આવ્યું : اِنَّ الدُّعَاءَ یرد القضاء بعد ما اُبْرِمَ "દુઆ કઝાએ મુબરમ ટાળી દે છે."

તકદીરના મસાઈલ વિશાળ બુદ્ધિની પહોંચથી બહાર છે તમે અને અમે શું ગણત્રીમાં ! હઝરત સિદ્દીકે અકબર તથા ફારૂકે આ'ઝમને એમાં બહષ કરવાથી રોકી દેવામાં આવ્યા. એમાં અધિક ચિંતન તથા ખોજ, ચર્ચા વિચારણા ઘણી જ નુકસાનકારક છે. અને હકીકત એ છે કે આ મસ્અલો ઈસ્તેદલાલી નથી કેવળ કશ્ફી છે. પરંતુ મુશ્કેલી એ છે કે આ મસ્અલો જેટલો બારીક અને આમ બુદ્ધિઓની પહોંચથી દૂર છે એટલી જ લોકો એમાં અધિક છાનબીન કરવાની કોશિશ કરે છે. એને સામાન્ય બુદ્ધિમાં સમજી શકાય એના માટે વધુમાં વધુ જે કહી શકાય તે આ છે : આપણે ચાલીએ છીએ, ફરીએ છીએ, ઉઠીએ છીએ, બેસીએ છીએ, ખાઈએ છીએ, પીએ છીએ જિંદગીની રોજનીશીના મામૂલાતમાં મશ્ગૂલ રહીએ છીએ. એ આપણે આપણા ઈરાદા તથા ઈખ્તિયારથી કરીએ છીએ. આપણે જે ચાહીએ છીએ તે ખાઈએ પીએ છીએ, જે નથી ચાહતા નથી ખાતા પીતા. આપણે જ્યાં ચાહીએ છીએ ત્યાં જઈએ છીએ અને જ્યાં નથી ચાહતા નથી જતા વગેરે વગેરે.

એનાથી ઉલ્ટુ કંપવાની બીમારીવાળો કે લાખ ચાહે કે તેનુ માથુ તથા તેના હાથ તથા પગો ન હાલે, પણ તે રોકી નથી શક્તો. લકવાવાળો લકવાગ્રસ્ત અંગને લાખ ચાહે છતાં હલન ચલન નથી કરાવી શકતો. એનાથી ઉલ્ટુ એક તંદુરસ્ત માણસ જ્યારે ચાહે જે ચાહે તેને હરકત આપી શકે છે, હાલવાથી રોકી શકે છે. તંદુરસ્તીની હરકત તથા હાલવાથી રોકવું કંપવાવાળા લકવાવાળાની જેમ બેઈખ્તિયારી નથી, પણ ઈખ્તિયાર છતાં રોજ બરોજ એવું થતું રહે છે કે એક માણસ એક વાતને ચાહે છે, તેના માટે લાખ જતન કરે છે, સર્વ તદબીરો કરી નાખે છે પણ તે કામયાબ નથી થતો. આના પરથી સમજમાં આવ્યું કે આપણને કુદરત પણ છે ઈખ્તિયાર પણ છે પણ પૂરેપૂરો નથી. આપણો ઈખ્તિયાર આપણી કુદરત કોઈ અન્ય કુદરતવાળા ઈખ્તિયારવાળાના હેઠળ છે, એ જ તકદીર છે.

**3.** احسان એહસાન બાબે અફઆલનો મસ્દર છે એનો માદ્દા حَسَنٌ (હસનુન્) છે, જ્યારે એનો મફઉલ હર્ફ વિના હર્ફે જરથી આવે છે તો તેનો અર્થ સારું કરવું થાય છે. અને જ્યારે اِلٰی ની સાથે આવે છે તો તેનો અર્થ થાય છે કોઈને નફો પહોંચાડવો. અહીં પહેલો અર્થ મુરાદ છે. ઈબાદતમાં એહસાન શું છે એને આ પ્રમાણે ફર્માવ્યું : اَنْ تعبدَاللّٰہ کانَّکَ تراہ فان لم تکن تراہ فانّہ یراکَ "અલ્લાહની એ પ્રમાણે ઈબાદત કરો જાણે તેને જોઈ રહ્યા છો, વળી જો તમે તેને નથી જોઈ રહ્યા તો તે તમને જોઈ રહ્યો છે."

આ તકદીર (આધાર) પર મતલબ એ થશે કે અલ્લાહની ઈબાદત એ પ્રમાણે કરો જાણે આપણે તેને જોઈ રહ્યા છીએ. બીજો અર્થ એ છે કે અલ્લાહની એ રીતે ઈબાદત કરો જાણે તેને જોઈ રહ્યા છો, જો એ ન થઈ શકે તો

એ રીતે ઈબાદત કરો કે જાણે તમને તે જોઈ રહ્યો છે એને બીજી હદીષમાં આ પ્રમાણે ફર્માવ્યું : اُعْبُدْرَبَّكَ فِی جَمِیْعِ الْحوالِ کَعِبَادَتِكَ فِیْ حَالِ الْعَیَان "દરેક હાલતમાં તમારા રબની એ રીતે ઈબાદત કરો જેવી રીતે હાલતે મુશાહેદામાં કરતા."

આ તક઼દીર પર એહસાનનો કેવળ એક દરજો થયો, તે એ કે અલ્લાહની ઈબાદત એ પ્રમાણે કરીએ જાણે આપણે તેને જોઈ રહ્યા છીએ. બીજો અર્થ એ છે કે અલ્લાહની એ રીતે ઈબાદત કરો જાણે તેને જોઈ રહ્યા છીએ અથવા એ ન થઈ શકે તો એ પ્રમાણે ઈબાદત કરો કે જાણે તમને તે જોઈ રહ્યો છે.

હવે એહસાનના બે દરજા થયા. એક એ કે ઈબાદત વખતે એ ખયાલ થયેલો રહે કે અલ્લાહ ﷻ ને આપણે જોઈ રહ્યા છીએ. બીજો એ કે એ ન થઈ શકે તો એ ખયાલ જામેલો રહે કે તે આપણને જોઈ રહ્યો છે.

જાહેર છે કે જ્યારે બંદાને આ હુઝૂરી હાંસલ થઈ જાય કે અલ્લાહ ﷻ આપણા જાહેર તથા બાતિન (આંત્રિક છુપા)ને જોઈ રહ્યો છે તો પછી ન કોઈ ફર્માબરદારી છૂટશે ન તેના આદાબ તથા શરતોમાં કમી આવશે અને ન કોઈ ગુનાહ પર હિંમત થશે. એનું દષ્ટાંત એ છે કે માલિક દરવાજા પર બેસીને નોકરોથી કામ લઈ રહ્યો છે, નોકર પોતાના કામમાં લાગેલા છે, માલિકને નથી જોતા પણ એવું જાણે છે કે માલિક એમને જોઈ રહ્યો છે. તો કામમાં ન કમી કરશે ન જાણીબુઝીને કામ બગાડશે, એનાથી ઉલ્ટુ કે માલિક મૌજૂદ ન હોય.

પરંતુ જો શાહી દરબારમાં કોઈ શહેનશાહના રૂબરૂ મૌજૂદ હોય, શહેનશાહના ચહેરા પર એની નજર હોય તો એનો શું હાલ હશે ? જાહેર છે શું ત્યાં હુકમના અનાદરની હિંમત થશે ? હુકમના પાલનમાં મોડુ કરવાની હિંમત થશે ? શું દરબારના આદાબની વિરુધ્ધ વર્તન થશે ? શું કોઈ પોતાને નિરર્થક વાતોમાં મશ્ગૂલ રાખશે ? ખાસ કરીને જ્યારે કે શહેનશાહ એવો હોય કે જાહેર તથા છુપુ સર્વ તેના પર ઉઘાડુ હોય, આંખોની ચોરીથી લઈને સીનાની અંદર સુધીનો માહિતગાર હોય, દિલની ધડ઼કનોની સાથે વસવસાઓ પણ તેનાથી છુપા ન હોય તો જાણી જોઈને તો બહુ દૂરની વાત શું દિલમાં બગાવત, નાફર્માની, હુકમના અનાદરનો વહેમ પણ આવી શક્શે ?

અને વિચારો ! જ્યારે કે શહેનશાહ માલિકે હક઼ીક઼ી ઝુલ જલાલ વ જબરૂત હોય, અને તેની સાથે હુસ્નો જમાલમાં પણ લાશરીક લહૂ હોય તો હાજર રહેલાનો શું હાલ થશે ?!

શેઅર : *ઝૌક઼ે ઈ મીં ન શનાસી બખુદા તા ન ચશી* (એનો શોખ ત્યાં સુધી તું નહીં ઓળખે જ્યાં સુધી ચાખીશ નહીં.)

આ હુઝૂરે અક઼દસ ﷺની સમુદ્ધવાણીમાંથી છે કે જેની સ્પષ્ટતામાં કિતાબોના ઢગલા થઈ શકે છે, એ જ તસવ્વુફની અસ્લ છે જેની શરહમાં હજારો કિતાબો લખવામાં આવી અને હજારો લખવામાં આવશે. અને જે લખવામાં આવી અને જે લખવામાં આવશે તે એક ટીપુ પણ આ કિનારા વિનાના સમુદ્રનું એક ટીપુ પણ નથી.

આ સૌની તફસીલ એ છે કે ઈમાન અસ્લલ ઉસૂલ છે તેની શાખા અમલો છે. અમલોના અદા કરવાના હિસાબે ત્રણ દરજ્જા છે :–

**પ્રથમ** : ફિક઼્હની તફસીલ પ્રમાણે : શર્તોની સાથે અરકાન અદા કરી લેવામાં આવે એનાથી માણસ ફર્ઝથી મુક્ત થઈ જાય છે. આ અવામના માટે છે.

**બીજો** : ઈબાદતમાં કમસે કમ એ ખયાલ હોય કે મઅબૂદ અમને જોઈ રહ્યો છે આ ખાસ લોકોનો મકામ છે.

**ત્રીજો** : ઈબાદતમાં એ હુઝૂરી તથા શહૂદ હોય કે જાણે આબિદ મઅબૂદને જોઈ રહ્યો છે. આ ખાસુલ ખાસ લોકોનો મકામ છે.

ઓમારા ઈબ્ને ક઼યક઼ાસની રિવાયત અને હઝરત અનસની હદીષમાં ان تعبدا لله ની જગાએ ان تخشی الله છે. હવે એહસાનથી મુરાદ ઈબાદતનું એહસાન ન થશે. હવે સવાલ એ થયો કે ઈસ્લામનું એહસાન શું છે ? જવાબ ઈર્શાદ થયો :–

قَالَ الْاِحْسَانُ اَنْ تَعْبُدَ اللّٰهَ كَاَنَّكَ تَرَاهُ فَاِنْ لَّمْ تَكُنْ

*ફર્માવ્યું, એહસાન એ છે કે અલ્લાહની એ રીતે ઈબાદત[૪] કર જાણે તેમને જોઈ રહ્યો છે પછી એ રીતે કે*

અલ્લાહથી એ પ્રમાણે ડરતા રહો જાણો તમે તેને જોઈ રહ્યા છો. જો એ ન થઈ શકે તો એ પ્રમાણે ડરતા રહો કે તે તમને જોઈ રહ્યો છે. અહીં تخشی الله નો મફઉલ મહઝૂફ છે જે ઉમૂમનો વધારો કરે છે, કે દરેક સમયે અલ્લાહથી આ બંને ખયાલોમાંથી એકની સાથે ડરતા રહો. ચાહે ઈબાદતની હાલતમાં હોઉ કે કોઈ બીજી હાલતમાં આ કાયમીપણુ પોતાના બંને દરજાઓમાંથી કોઈ એક દરજામાં જેને પણ નસીબ થઈ જાય તેના દરજાઓનો અંદાજો કોણ લગાડી શકે છે ! وَ اللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَاءُ وَاللّٰهُ ذُوالْفَضْلِ الْعَظِيْمِ

كَاَنَّكَ تَرَاهُ માં એ વાતની પ્રતિ નિર્દેશ છે કે દુનિયામાં જાગૃતાવસ્થામાં માથાની આંખો વડે અલ્લાહનો દીદાર શક્ય નથી. નહીં તો كَاَنَّكَ (જાણે જોઈ રહ્યા છો) ન ફર્માવત, બલ્કે એવું ફર્માવતા, એ રીતે ઈબાદત કરો કે તેને જુઓ. એના માટે મુસ્લિમ શરીફની આ હદીષ દલીલ છે. ફર્માવ્યું : واعلموا انکم لن تروار بکم حتیٰ تموتوا "જાણી લો ! મૌતથી પહેલાં રબના દીદાર હરગિઝ થશે નહીં."

હુઝૂરે અક્દસ ﷺનું દીદારે ઈલાહી કરવું સહીહ હદીષોથી સાબિત છે. એ હદીષો એમના માટે ખાસ છે, રહી ગયું ખ્વાબમાં તો એ સહાબાએ કિરામ, ઔલિયાએ કિરામ માટે પ્રાપ્ય છે. હઝરત અબૂ હુરૈરહ્એ ફર્માવ્યું, رأیت ربی فی سکك المدینة "મેં મારા રબને મદીનાની ગલીઓમાં જોયો." એનાથી મુરાદ એ જ ખ્વાબમાં જોવું છે. મતલબ એ છે કે મદીનાની ગલીઓમાં રહીને રબનો જલ્વો જોયો. હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہને ૧૦૦ (સો) વખતે અને ગૌષે આ'ઝમ رضی اللہ عنہને કેટલીયે વાર ખ્વાબમાં ઝિયારત થઈ.

**૪. ઈબાદતનો અર્થ** : ક઼ાઝી બયઝાવી, અલ્લામા નસફી વગેરે મુફસ્સિરોએ ઈબાદતનો અર્થ આ પ્રમાણે દર્શાવ્યો છે : اقصی غایة الخضوع والتذلل "કોઈના માટે અતિશય હદ સુધી આજીજી તથા ખાકસારી કરવી."

اقصی غایة والتذلل : અત્યંત કક્ષાની આજીજી–ખાકસારી ઈબાદત અને એનાથી કમ દરજો તા'ઝીમ છે.

اقصی غایة અતિશય કક્ષાની હદ શું છે તેનો દારોમદાર નિય્યત પર છે, તેની વિગતે સ્પષ્ટતા આ પ્રમાણે છે કે માણસ વિવિધ શખ્સો તથા હસ્તીઓ સમક્ષ પોતાને તુચ્છ જાહેર કરે છે (આજીજી પ્રદર્શિત કરે છે) દા.ત. નાનો ભાઈ મોટા ભાઈની સામે, પુત્ર પિતાની સમક્ષ, શાગિર્દ ઉસ્તાદની સમક્ષ, મુરીદ શયખની સમક્ષ, ઉમ્મતી નબીની રૂબરૂ અને એક આબિદ મઅબૂદની હુઝૂરીમાં.

દરેક શખ્સ પર જાહેર છે કે આજીજી દર્શાવવાની બધી કક્ષાઓ સમાન નથી. એકબીજાથી વધીને છે. એમાં સૌથી ઉચ્ચ કક્ષાની અત્યંત આજીજી ઈબાદત છે, એનાથી ઉતરતી આજીજી તા'ઝીમ. જેમ કે અમે અગાઉ વર્ણન કર્યું કે એનો દારોમદાર નિય્યત પર છે, કોઈ હસ્તીને વાજિબુલ વજૂદ એતેક઼ાદ કરીને અથવા વાજિબુલ વજૂદ માટે ખાસ જરૂરી બાબતોમાંથી કોઈ હસ્તી માટે સાબિત માનીને અથવા કાઈનાતે આલમની તદબીરમાં કોઈના માટે એવો દખલ માનવો કે એના વિના નિઝામ નથી ચાલી શક્તો અથવા નફો તથા નુકસાન પહોંચાડવા અથવા પેદાઈશ તથા સર્જનમાં કોઈને મુસ્તક઼િલ બિઝ્ઝાત (કોઈની અતા વિના જાતે પોતે) માનવો એ અર્થ કરીને કે તે અલ્લાહના હુકમ વિના જ ચાહે કરે અથવા હલાલ તથા હરામ કરવાનો ઈખ્તિયાર મુસ્તક઼િલ જાણવો અથવા કોઈની જાત તથા સિફાતને જાતી માનીને આજીજી દર્શાવવી અત્યંત કક્ષાની તા'ઝીમ અને ઈબાદત છે, અને આ જણાવેલ ખયાલો વિના કોઈના માટે આજીજી દર્શાવવી ઈબાદત નથી.

અને સહીહ વાત તો એ છે કે ઈબાદત અને તા'ઝીમની હદ દરેક બુદ્ધિવાળો જાણે છે. એ જુદી વાત છે કે એને

تَرَاهُ فَإِنَّهُ يَرَاكَ. قَالَ يَا رَسُولَ اللّٰهِ؟

*જો તું તેને નથી જોઈ રહ્યો તો તે તને જોઈ રહ્યો છે. તેણે અર્ઝ કરી, ક઼યામત*

مَتَى السَّاعَةُ قَالَ مَا الْمَسْئُولُ عَنْهَا بِأَعْلَمَ مِنَ السَّائِلِ وَلٰكِنْ

*ક્યારે આવશે ? ફર્માવ્યું જેને[૫] એના બારામાં પૂછવામાં સવાલ કરવામાં આવ્યો તે સાઈલથી અધિક નથી જાણતો.*

શબ્દોના પોશાકમાં રજૂ કરવું જરા મુશ્કેલ છે. સિજદો એક કાર્ય છે, બંને સાથળો ભેર બેસવું એક કાર્ય છે, આ જ ક્યારેક ઈબાદત છે ક્યારેક તા'ઝીમ. હઝરત આદમ علیہ السلامને ફરિશ્તાઓએ અને હઝરત યૂસુફ علیہ السلامને તેમના માં બાપ તથા ભાઈઓએ જે સિજદો કર્યો એ તા'ઝીમનો હતો★, અને નમાઝનો સિજદો ઈબાદત. જિબ્રઈલે અમીન ખિદમતે અકદસમાં બાદઅબ શાગિર્દની જેમ ગુથણવાળીને બેઠા એ તા'ઝીમ અને (નમાઝમાં) કાઈદામાં બેસવું ઈબાદત. રોઝાએ અક઼દસની હાજરીના સમયે હાથ બાંધીને ઉભા રહેવું તા'ઝીમ અને નમાઝમાં એ પ્રમાણે કરવું ઈબાદત. દરેક આમ હાલતમાં હાથ છોડીને ઉભા રહી છીએ એ તા'ઝીમ નથી ન ઈબાદત છે. અને કોઈ ખાસ દીની પેશ્વાના માટે ઉભા થઈ ગયા અથવા તેમની સમક્ષ ઉભા છે તો એ તા'ઝીમ અને માલિકીઓની નજીક મુત્લકન નમાઝમાં અને હનફી તથા શાફઈઓને ત્યાં રુકૂઅ બાદ સિજદાથી પહેલાં ઉભા થવું ઈબાદત.

એટલા માટે માનવું પડશે કે તા'ઝીમ તથા ગૈર તા'ઝીમ, ઈબાદત તથા ગૈર ઈબાદતમાં સૌને તફાવત આવડે છે, અલ્બત્ત શબ્દોના રૂપમાં એને રજૂ કરવું મુશ્કેલ પડે છે. અને આ કેવળ ઈબાદત તથા તા'ઝીમની જ વાત નથી, ઘણી ચીજો એવી છે જેને સૌ જાણે છે પણ તેની વ્યાખ્યા પૂછો તો બહુ ઓછા લોકો દર્શાવી શકશે. મકાન (સ્થળ) તથા સમય, હરકત તથા સુકૂન કોણ નથી જાણતુ, પણ જરા એની વ્યાખ્યા પૂછીને જુઓ ? અને એની જે વ્યાખ્યાઓ કરવામાં આવે છે તે કેટલી સરળ છે તે ફિલોસોફીને શીખવાડનારા તથા શીખનારાથી પૂછો. આજકાલ કેટલાક લોકોએ ઈબાદતની વ્યાખ્યા એ ઘડી લીધી છે કે કોઈને પ્રકૃતિથી અધિક કુવ્વતનો માલિક માનીને તેની નજદીકી હાંસલ કરવા માટે કોઈ કામ કરવું. (રૂદાદે મુનાઝરા બજરડીહા) આ વ્યાખ્યા ન કુર્આનમાં છે ન હદીષમાં ન સહાબીઓથી નકલ થઈ છે ન પૂર્વજ ઉલમાથી ન પાછલા ઉલમાથી. ઈનામી એલાન છતાં આજ સુધી નથી બતાવવામાં આવ્યું અને ન ક઼િયામત સુધી કોઈ બતાવી શકે છે. અને જાહેર રીતે બાતિલ છે, નહીં તો એ લાઝિમ થાય કે સમગ્ર ઉમ્મત જ નહીં અંબિયાએ કિરામ, ખૂદ અલ્લાહ ﷻ મુશ્રિક થાય ! તે એ રીતે કે કુર્આની નસ (આયત)થી સાબિત કે અંબિયાએ કિરામમાં પ્રકૃતિથી અધિક કુવ્વતો હતી બલ્કે એ પણ સાબિત કે ઉમ્મતીઓમાં પણ હતી. હઝરત દાઊદ علیہ السلامના હાથમાં લોખંડનું નરમ થવું, હઝરત સુલૈમાન علیہ السلامના માટે જંગલી જાનવરો તથા પક્ષીઓ, જિન્નાતનું તાબે થવું, હવાનું એમના કાબૂમાં હોવું, હઝરત મૂસા علیہ السلامનો યદે બયઝા અને અસો, અને હઝરત ઈસા علیہ السلامનું માટીની મૂર્તિમાં જાન દાખલ કરવું અને પેદાઈશી આંધળાઓને તથા કોઢીઓને તંદુરસ્ત કરવું, મુર્દાને જીવંત કરવું, હઝરત આસિફ બિન બર્ખિયાની સેંકડો માઈલની દૂરથી બિલ્કીસનો મણબંધી વજની તખ્ત પળવારમાં લાવવાની શક્તિવાળા હોવું આ સર્વ પ્રકૃતિથી અધિક શક્તિઓ જ તો છે, તો પછી એ વ્યાખ્યા મજહૂલ થકી થશે. પ્રકૃતિથી અધિકની હદ શું છે ? એને કોઈ વ્યક્તિ નિશ્ચિત કરી આપે અને મજહૂલ વડે વ્યાખ્યા કરવી એ અજ્ઞાનતા તથા ગલત છે. એટલા માટે આ વ્યાખ્યા મનઘડત હોવા ઉપરાંત બેકાર બલ્કે કુફ્ર તરફ લઈ જનાર છે. (પૂરી વિગત માટે બજરડીહાના મુનાઝરાની રૂદાદનો અભ્યાસ કરો)

**૫. مالمسئول عنها با علم من السائل** "ક઼યામતના વિશે જેને સવાલ કરવામાં આવ્યો તે સાઈલથી અધિક નથી જાણતો." અહીં નફી ઈસ્મે તફઝીલ પર દાખલ થઈ જે કેવળ તફઝીલના અર્થનો નકાર કરે છે, સંપૂર્ણપણે

મુશતક મિન્હૂની નફી (નકાર) નથી કરતી. જેનો ફાયદો એ થયો કે કિયામતના બારામાં તમે જાણો છો એટલું હું જાણુ છું. એનાથી એ સાબિત નથી થતું કે કયામતનો ઈલ્મ ન તને છે ન મને, બલ્કે કેવળ એ સાબિત થાય છે કે કિયામતના ઈલ્મમાં હું અને તમે સરખા છીએ. આટલા પર અલ્લામા ઈબ્ને હજર અસ્કલાની અને અલ્લામા બદરુદીન અયની બંનેવ શારેહોનો ઈત્તેફાક (એકમતિ) છે કે એ ઈલ્મની સમાનતા પર દલીલ પૂરી પાડે છે. અયનીમાં છે :–

**مشعرة بو قوع الا شتراك فى العلم۔ والنفى توجه الى الز يادة فيلزم ان يكون معناه انهما متسا ويان فى العلم به**

"આ ઈલ્મમાં ભાગીદારીને દર્શાવી રહેલ છે અને નકાર અધિક્તા પ્રતિ છે. એટલા માટે લાઝિમ છે કે એનો અર્થ એ જ છે કે બંનેવ એને જાણવામાં બરાબર છે કે કિયામત ક્યારે આવશે." *(પેજ–૨૯૩, ભાગ–૧)*

આ પરથી સાફ જાહેર થઈ ગયું કે કયામત ક્યારે આવશે એ જિબ્રઈલ પણ જાણતા હતા અને હુઝૂરે અક્દસ ﷺ પણ જાણતા હતા. એના પર મજબૂત કયાસ જ નહીં બલ્કે ઘણી મજબૂત દલીલ અબૂ ફરદાની રિવાયતના આ શબ્દો છે : **فنكس فلم يجبه ثم اعاد فلم يجبه ثلاثاثم رفع راسه وقال مالمسئول عنها الحديث** "આ પ્રશ્ન પર હુઝૂરે માથુ ઝુકાવી લીધું, કોઈ જવાબ ન આપ્યો. ત્રણવાર એ જ પ્રશ્ન થયો તો સરે અક્દસ ઉઠાવ્યું અને ફર્માવ્યું, જેને સવાલ કર્યો છે તે પ્રશ્નકર્તા કરતાં અધિક નથી જાણતો." *(અલ હદીષ ફતહ, ભાગ–૧, પેજ–૧૧૨, અયની, ભાગ–૧, પેજ–૨૮૪)*

જો હુઝૂરે અક્દસ ﷺને કિયામતનો ઈલ્મ ન હતો અને આ શબ્દોનો એ જ મતલબ છે કે તમારી જેમ હું પણ નથી જાણતો તો અન્ય સવાલોના જવાબોની જેમ અટકયા વિના કેમ ન ફર્માવી આપ્યું ? આટલો વિચાર કરવાની શું જરૂરત હતી કે તેમણે ત્રણ વાર પ્રશ્ન દોહરાવવો પડયો ? વાત તદ્દન સાફ છે કે જો ન જાણતો હોત તો અટકયા વિના ફર્માવી દીધું હોત, પરંતુ વાત એવી નથી, જાણતા હતા પણ જણાવવાની ઈજાઝત ન હતી. તો જો એવું ફર્માવત કે હું નહીં જણાવું, તો જે એ પ્રશ્નનો હેતુ હતો તે હાંસલ ન થાત, અને જો એવું ફર્માવત કે હું નથી જાણતો તો જૂઠ થાત ! એટલા માટે વિચાર કરીને એવો જવાબ આપ્યો કે સમજદાર સમજી જાય અને રાઝ, રાઝ રહે.

આ સવાલનું કારણ અલ્લામા કુર્તબીએ એ દર્શાવ્યું કે :–

**المقصود من هذا السوال كف السا معين عن السوال عن وقت الساعة لانّهم كانوا قد اكثروا السوال عنها فلما حصل الجواب بما ذكر حصل الياس من معر فتها۔**

"એનો હેતુ શ્રોતાઓને કયામતના સમયના બારામાં પ્રશ્ન કરવાથી રોકવું છે, કેમ કે મોટા ભાગે લોકો એના બારામાં પ્રશ્ન કર્યા કરતા હતા. જ્યારે આ જવાબ મળી ગયો તો શ્રોતાઓને તેના જાણવાથી નિરાશા થઈ ગઈ." *(અયની, ભાગ–૧, પેજ–૨૯૧)*

અને જો ધારો કે એ જ મુરાદ લેવામાં આવે કે ન જાણવામાં સમાનતા મુરાદ છે તો આ હદીષનો અર્થ એ થશે કે એ સમયે ન જાણતા હતા, એ અહલે સુન્નતના અકીદાની વિરુધ્ધ નથી. અમારો અકીદો એ છે કે નુઝૂલે કુર્આનની પૂર્ણતાની સાથે સર્વ **મા કાન વમા યકૂન** (ભૂત, વર્તમાન, ભાવિ) એટલે સુધી કે પાંચ ગયબોનો ઈલ્મ પણ આપને અતા કરી દેવામાં આવ્યો. એટલા માટે કુર્આનની પૂર્ણતા પહેલાં જો અમુક ગયબો આપના પર છુપાં રહ્યાં તો એ આ અકીદાની વિરુધ્ધ નથી. એના પર કોઈ દલીલ નથી કે આ હદીષ કુર્આન પૂર્ણ થયા બાદની છે.

એનો ખુલાસો એ છે કે ઈલ્મે ગયબના સંબંધે બે મર્તબા છે : એક એ કે હુઝૂરે અક્દસ ﷺ ગયબ જાણતા હતા ઘણુ બધું, એ શરૂઆતથી જ છે. એટલા માટે કે નબીનો અર્થ છે, "ગયબની ખબરો આપનાર." અલ્મુન્જિદમાં છે : **النبوة۔الاخبار عن الغيب اوالمستقبل بالهام الله۔ النبى۔المخبر عن الغيب اوالمستقبل بالهام الله** એનો તર્જુમો મિસ્બાહુલ લુગાતમાં છે જે એક ફાઝિલે દેવબંદનો જ છે : "અલ્લાહના ઈલ્હામથી ગયબની ખબરો

سَاُحَدِّثُكَ عَنْ اَشْرَاطِهَا۔ اِذَا وَلَدَتِ الْمَرْاَۃُ رَبَّتَهَا فَذَاكَ مِنْ

*એની નિશાનીઓને બતાવું છું જ્યારે ઔરત પોતાના આકાને જન્મ આપે, આ તેની નિશાનીઓ છે,*

اَشْرَاطِهَا وَاِذَا كَانَ الْحُفَاةُ الْعُرَاةُ رُءُوْسَ النَّاسِ فَذَاكَ مِنْ اَشْرَاطِهَا

*અને જ્યારે ઉઘાડા પગે, નગ્ન શરીરે રહેનારાઓ લોકોના સરદાર થઈ જાય. આ તેમની નિશાનીઓમાંથી છે.*

બતાવનાર, ભવિષ્યની આગાહી કરનાર.'' તદ્ઉપરાંત નબીની ખાસ અનિવાર્યતામાં ગયબદાની છે. અલ્લામા અબ્દુલ બાકી ઝુર્કાની અલલ મવાહિબમાં લખે છે :–

''નબુવ્વત તે વસ્ફ (ગુણ, ખૂબી) છે જે નબી સાથે ખાસ છે જેના લીધે ગૈરથી તે વિશિષ્ટ હોય છે. નબી, અમુક પ્રકારની ખાસ ચીજો વડે ખાસ કરવામાં આવેલ હોય છે. પ્રથમ એ કે નબી, અલ્લાહ ﷻ અને તેની સિફતો અને ફરિશતાઓ અને આખેરતના ઘર વિશેની હકીકતને જાણે છે. પુષ્કળ જાણકારી, કશ્ફ તથા તેહકીકની અધિક્તાના કારણે નબીનો ઈલ્મ અન્યોના ઈલ્મથી વિશિષ્ટ હોય છે. બીજુ : નબીમાં એક સિફત (શક્તિ) હોય છે જેના કારણે તે મો'જિઝા દેખાડે છે. જેમ કે આપણને એ શક્તિ છે કે આપણે આપણા ઈરાદાથી જેવું ચાહીએ એવું કરીએ છીએ એ જ કુદરત છે. ત્રીજુ : નબીમાં એક શક્તિ હોય છે જેનાથી તે ફરિશતાઓને જુએ છે, જેમ કે આંખોથી જોઈ શકનારને એ શક્તિ છે જેના કારણે તે આંધળાથી અલગ છે. ચોથુ : એનામાં એક એવી શક્તિ હોય છે જેનાથી એ જાણી લીધા કરે છે કે ગયબમાં શું થશે.''

*–(ભાગ–૧, પેજ–૧૯, ૨૦)*

قال الغزالی۔ النبوة عبارة عما یختص به النبی ویفارق به غیره وهو یختص بانواع من الخواص۔ احدها۔ انه یعرف حقائق الامور المتعلقة باللّٰه وصفاته وملائكته والدار الآخرة علما مخالفا لعلم غیره بكثرة المعلومات و زیادة الكشف والتحقیق۔ ثانیها ان له فی نفسه صفة بها تتم الافعال الخارقة للعادة كما ان لنا صفة تتم الحركات المقرونة بارادتنا وهی القدرة۔ ثالثها ان له صفة بها یبصر الملائكة ویشاهدهم كما ان للبصیر صفة بها یفارق الاعمی رابعها۔ ان له صفة بها یدرك ما سیكون فی الغیب۔

એટલા માટે નબી ત્યાં સુધી નબી ન થશે જ્યાં સુધી ગયબનો જાણકાર ન હોય, એને ગયબ જાણવા માટે શક્તિ ન હોય. આ મર્તબામાં સર્વ ભૂત, વર્તમાન, ભાવિ (માકાન વમા યકૂન)નો ઈલ્મ દાખલ નથી બલ્કે ઘણો બધો ઈલ્મ જરૂરી છે. જેમ કે દરેક મુસલમાનને દીની વાતોનો ઈલ્મ છે પણ દરેક મુસલમાન આલિમ નથી કહેવાતો. આલિમ તે છે જે દીનના ઘણા બધા ઈલ્મનો જાણકાર બને. આ દરજામાં દસ વીસ કે સો દોઢસો વાતોને ન જાણવું આલિમ હોવાના વિરુધ્ધ નથી. સૈયેદના ઈમામે આ'ઝમ رضی اللہ عنہના બારામાં નકલ થયેલ છે કે તેમણે પણ અમુક સવાલોના જવાબમાં ફર્માવ્યું, લા અદરી (હું નથી જાણતો.) બલ્કે તેને એ શક્તિ છે કે ગયબ જાણી લીધા કરે, તો દસ વીસ કે ધારો કે સો બસો ગયબની વાતો પર જો માહિતગાર એ દરજામાં ન હોય તો એ નબીના ''ગયબદાં'' હોવાની વિરુધ્ધ નથી.

બીજો મર્તબો એ છે કે સર્વ **મા કાન વમા યકૂન** (ભૂત, વર્તમાન, ભાવિ) અને ઉલૂમે ખમ્સા (પાંચ ચીજોનો ઈલ્મ) કિયામતના ઈલ્મ સહિત જાણવાનો આ મર્તબો હુઝૂરે અકદસ ﷺને કુર્આનના ઉતરાણની પૂર્ણતાની સાથે હાંસલ થયો. કુર્આનની પૂર્ણતા પછી કોઈ આવો પ્રસંગ નથી જે આ દાવાની વિરુધ્ધ હોય.

જ્યારે હદીષે જિબ્રઈલના બારામાં એની કોઈ સાબિતી નથી કે એ કુર્આનના નુઝૂલની પૂર્ણતા પછીની છે, તો એ હદીષ અહલે સુન્નતના અકીદા વિરુધ્ધ નથી.

રહી ગઈ એની સાબિતી કે હુઝૂર ﷺને કયામત રચાવાનો ઈલ્મ હતો તેના માટે અદવલતુલ મક્કિયહ્

فِىْ خَمْسٍ لَا يَعْلَمُهُنَّ اِلَّا اللّٰهُ اِنَّ اللّٰهَ عِنْدَهٗ عِلْمُ السَّاعَةِ وَيُنَزِّلُ الْغَيْثَ

*(ક઼િયામત રચાવાનો સમય) એ પાંચ ચીજો° માંથી છે જેને અલ્લાહ સિવાય (તેના બતાવ્યા વિના) કોઈ નથી*

અલ ફુયૂઝુલ મલકિયહ્, અલ કલિમતુલ આલિયહ્નો અભ્યાસ કરો. સાથે લગી કેવળ અલ્લામા ઈબ્રાહીમ બીજનોરી قدس سرہના "શરહે કસીદા બુરદા"નું એક લખાણ રજૂ કરી વાતને ખત્મ કરીએ છીએ : ولم يخرج صلى الله تعالٰى عليه وسلم مذالدنيا الا بعدان علمه الله تعالٰى بهٰذه الامور الخمسة "અને હુઝૂરે અકદસ ﷺ દુનિયાથી તશરીફ નથી લઈ ગયા પણ ત્યાર બાદ કે આપને અલ્લાહ તઆલાએ તે પાંચ વાતોનો ઈલ્મ અતા ફર્માવી આપ્યો." *(પેજ–૭૪)*

## :: ક઼યામતની નિશાનીઓ ::

**(૮)** ક઼યામતની નિશાનીઓ પુષ્કળ છે પણ આ હદીષમાં કેવળ ત્રણ દર્શાવી. પ્રથમ : લોંડી પોતાના આકા (માલિક)ને જન્મ આપશે. આ હદીષમાં "رَبَّتَهَا"નો શબ્દ આવ્યો છે. આ "رَبٌّ"(રબ્બુન)ની તાનીષ છે. રબનો અર્થ પાલન કરનાર છે. ઈઝાફત સાથે એ દરેક પાળનાર માટે લાગુ પડે છે. કુર્આન મજીદમાં છે કે હઝરત યૂસુફ عليه السلامએ અઝીઝે મિસ્રને ફર્માવ્યું : اِنَّهٗ رَبِّىْٓ اَحْسَنَ مَثْوَاىَ "આ તો મારી પરવરિશ કરનાર છે, એણે મને સારી રીતે રાખ્યો."

ઉર્ફમાં એનો અર્થ આક઼ા તથા માલિકનો પણ આવે છે. બયએ સલમમાં "રબ્બુલ માલ"નો શબ્દ સામાન્ય છે. આ હદીષમાં આક઼ા (માલિક)ના જ અર્થમાં છે. વિના ઈઝાફતે "રબ" શબ્દ અલ્લાહ ﷻ સિવાય અન્ય પર જાઈઝ નથી, બલ્કે કુફ્ર છે. ગૈરે ખુદા માટે ઈઝાફત સાથે તેને બોલવું એ અરબીની સાથે ખાસ છે. આપણા ઉર્ફમાં સાથે પણ ગૈરે ખુદા માટે એનું બોલવું જાઈઝ નથી.

એનો અર્થ એ છે કે રઈસો, ઈજ્જતદારો બલ્કે સમયના બાદશાહો પણ લોંડીઓને પત્નીની જેમ રાખશે, તેમનાથી ઔલાદ થશે તે ઔલાદ પોતાની માંઓની સાથે એ જ વર્તાવ કરશે જે આક઼ા લોંડી સાથે કરે છે. બલ્કે સમયના બાદશાહની લોંડીના પેટે જે ઔલાદ થશે તેમાં બાદશાહ થશે અને આ માંઓ તેમની પ્રજા.

અથવા મુરાદ એ છે કે લોંડીઓ પુષ્કળ સંખ્યામાં થશે, ખુદાથી ન ડરનારા લોકો પોતાની જણનારીને પણ વેચી મારશે અને પછી તે હાથો હાથ વેચાતી વેચાતી પોતાની ઔલાદની માલિકીમાં આવશે.

આ બંને નિશાનીઓ જાહેર થઈ ચૂકી. અબ્બાસી બાદશાહોમાં અમીન સિવાય સર્વે લોંડીઓના પુત્રો હતા.

અથવા એ નિર્દેશ છે કે લોકો પોતાની સગી માંની સાથે લોંડી જેવું વર્તન કરશે, માંને લોંડીઓની જેમ રાખશે. તેમની હક્ક઼ તલફી, નાફર્માની કરશે, તકલીફ પહોંચાડશે. એટલે ઔલાદ પોતાની માં સાથે આકાની જેમ વર્તાવ કરશે. આ તાવીલ ઉપરોક્ત લખાણ પર તદ્દન ફીટ બેસે છે કે ફર્માવ્યું, "સ્ત્રી પોતાના આક઼ાને જણશે."

એ એવી રીતે કે ઔરતનો શબ્દ આમ છે, આઝાદ તથા લોંડી બંનેને માટે બોલાય છે. બલ્કે અરબીમાં اِمْرَأَةٌલગભગ આઝાદ સ્ત્રી માટે ખાસ છે.

અહીં હદીષ બે શબ્દો સાથે રિવાયત પામી છે : رَبَّهَاઅને رَبَّتَهَا-رَبَّتَهَاનો અર્થ માલિકા છે. એનો પણ એ જ ભાવાર્થ થોડાક મુબાલેગા (અતિશયોક્તિ) સાથે થશે. છોકરીઓ છોકરાઓ કરતાં માની અધિક આજ્ઞાંકિત હોય છે. હવે હદીષનો એ ભાવાર્થ થયો કે છોકરા તો છોકરા પણ છોકરીઓ પોતાની માંઓ સાથે માલિકણ જેવો વહેવાર કરશે.

**બીજું** : નગ્ન શરીર, ઉઘાડા પગોવાળા, ગુંગા, બહેરા, સરદાર તથા રાજકર્તા થશે.

**ત્રીજુ** : ભીખારીઓ, કાળા ઊંટોને તથા બકરીઓ ચરાવનારા મહેલમાં ફખ્ર કરશે.

આજે જે દુનિયાનો હાલ છે તેને જુઓ ! ૧૪૦૦ વરસની આ ગયબની ખબર કેવી રીતે આજે શબ્દે શબ્દ સાબિત થઈ રહી છે.

## :: ઉલૂમે ખમ્સા (પાંચ ઈલ્મો)ની ચર્ચા ::

**(૯)** ઈર્શાદ ફર્માવ્યો : કયામતનો ઈલ્મ તે પાંચ વાતોમાંથી છે જેને અલ્લાહ ﷻ સિવાય કોઈ નથી જાણતુ, જેમ કે સૂરએ લુકમાનની આ આયતમાં છે :–

"બેશક ! અલ્લાહની જ પાસે કયામતનો ઈલ્મ છે અને તે વરસાદ વરસાવે છે અને માદાના પેટમાં શું છે જાણે છે, કાલે શું થશે કોઈ નથી જાણતુ અને કોઈ પોતાની અટકળથી નથી જાણતો કે ક્યાં મરશે ? બેશક ! અલ્લાહ જાણનાર બતાવનાર છે."

હવે અહીં સવાલ એ છે કે અલ્લાહ ﷻ એ આ ઉલૂમે ખમ્સા (પાંચ ઈલ્મો) પોતાના મહબૂબ ﷺને બતાવ્યાં કે નહીં ? હદીષોમાં પુષ્કળ પ્રમાણમાં એવા પ્રસંગો છે કે હુઝૂર ﷺએ વાતોની ખબર આપી.

હઝરત ઈમામ હસનના જન્મતાં પહેલાં હઝરત અબ્બાસના પત્ની ઉમ્મુલ ફઝ્લને ફર્માવ્યું, "ફાતમાને એક પુત્ર થશે તેનો ઉછેર તમે કરશો !"

જંગે બદરના એક દિવસ અગાઉ ફર્માવ્યું, આ ફલાણાને મરવાની જગા છે, આ ફલાણાને મરવાની જગા છે....અને તેવું જ થયું.

જંગે અહઝાબના અંતમાં ફર્માવ્યું, હવે આપણે એમના પર ચઢાઈ કરીશું, તેઓ આપણા પર હુમલો નથી કરી શક્તા.

જંગે ખૈબરના પ્રસંગે ફર્માવ્યું, કાલે ઝંડો એવા શખ્સના હાથમાં આપીશ જે અલ્લાહ તથા રસૂલથી મહોબ્બત કરે છે અને અલ્લાહ તથા રસૂલ તેનાથી મહોબ્બત કરે છે. અલ્લાહ તેના હાથ પર ફતહ અતા કરશે. બીજા દિવસે ઝંડો હઝરત અલીને આપ્યો અને ફતહ હાંસલ થઈ.

ફતહે મક્કાથી પહેલાં હઝરત અલી અને હઝરત ઝુબૈરને મોકલ્યા કે, "ખાખ" સુધી ચાલ્યા જાવ, ત્યાં એક સ્ત્રી મળશે, તેણી પાસે પત્ર છે તેને પત્ર સાથે પકડી લાવો.

એક હદીષ (મિશ્કાત–૪૮૧)માં છે કે ફર્માવ્યું, જ્યારે સૌ લોકો મૃત્યુ પામશે, વરસાદ થશે જેનાથી સૌનાં શરીર પોતાની હાલત પર આવી જશે.

હઝરત મઆઝ رضی اللہ عنہને પોતાની વફાત તથા દફન થવાની ખબર આપી. ફર્માવ્યું :– **عسٰی ان لا تلقانی بعد عامی ھٰذا العلک اَن تمُرَّ بمسجدی وقبری** "આ વરસ પછી મારાથી તમારી મુલાકાત થઈ શકશે નહીં, હવે તમે મારી મસ્જિદ અને મારી કબરેથી પસાર થશો."

તો જ્યારે આ ઉલૂમે ખમ્સામાંથી (પાંચ ગયબોમાંથી) છે એટલી બાબતો હુઝૂર જાણતો હતા. જેથી જાણવા મળ્યું કે હદીષના આ ઈર્શાદ તથા આયતે કરીમામાં મર્યાદા કેવળ જાતી ઈલ્મ, વાજિબ, કદીમ (હમેશાંથી), ગૈર મખ્લૂક ખતમ ન હોવાના એતબારથી છે. એટલે કે એ ચીજોનો ઈલ્મ ઝાતી, અઝલી (હમેશાંથી), વાજિબ, કદીમ કેવળ

અલ્લાહ ﷻ ને છે. એ ચીજોનો ઝાતી ઈલ્મ, અઝલી, વાજિબ, કદીમ, અલ્લાહ ﷻ સિવાય કોઈને નથી.

રહી ગયો અતાઈ ઈલ્મ, હાદિષ મુમ્કિન હોય એના પર ઉમ્મતનો ઈજમાઅ છે કે જે શખ્સ ખુદા તઆલાની કોઈપણ સિફતને અતાઈ અથવા હાદીષ અથા મુમ્કિન માને તે કાફિર. તો પછી એવું કહેવું કે અતાઈ ઈલ્મ, હાદિષ મુમ્કિન પણ બારી તઆલાની સાથે ખાસ છે એ પોતાના ઈમાનથી હાથ ધોવું છે.

એને બીજા શબ્દોમાં આ રીતે સમજો કે અમે પૂછીએ છીએ કે فی خمس لا یعلمھن الا اللہ અને આ આયત ان اللہ عندہ علم السّاعۃ માં ઈલ્મથી ઈલ્મે ઝાતી, વાજિબ કદીમ છે કે ઈલ્મે અતાઈ, હાદિષ, મુમ્કિન કે મુત્લક ઈલ્મ ? હવે જો કહે કે ઈલ્મે અતાઈ, હાદિષ મુરાદ છે તો લાઝિમ થશે કે ખુદા તઆલાનો ઈલ્મ અતાઈ, હાદિષ, મુમ્કિન હોય, અને એ કુફ્ર બલ્કે કુફ્રોનો સમૂહ છે. અને જો કહે કે મુત્લક ઈલ્મ મુરાદ છે ચાહે ઝાતી, વાજિબ, કદીમ ચાહે અતાઈ, હાદિષ, મુમ્કિન તો પણ એને એ જ વાત થઈને રહેશે, કે તો પણ લાઝિમ આવશે કે ખુદા તઆલાનો અમુક ઈલ્મ અતાઈ, હાદિષ, મુમ્કિન છે. અને અલ્લાહ ﷻની કોઈ સિફતને અતાઈ, હાદિષ, મુમ્કિન માનવી એકમતિએ કુફ્ર છે.

એટલા માટે પ્રથમ કથન નિશ્ચિત કે મુરાદ એ છે કે એ ચીજોનો ઈલ્મ ઝાતી, કદીમ, વાજિબ અલ્લાહ તઆલાની સાથે ખાસ છે અને એ ચીજોનો ઈલ્મ ઝાતી, વાજિબ, કદીમ અલ્લાહ ﷻ સિવાય કોઈને નથી.

આપણે અહલે સુન્નત અંબિયાએ કિરામ અથવા તેમના વસીલાથી ઔલિયાએ કિરામના માટે આ ઉલૂમે ખમ્સાને અથવા અન્ય ગયબોનો ઈલ્મ માનીએ છીએ તો અલ્લાહની અતાથી માનીએ છીએ. તેમના ઈલ્મને ઈલ્મે અતાઈ, હાદિષ, મુમ્કિન માનીએ છીએ. અમારી આ ચર્ચાના સમર્થનમાં અમુક વિ□સનીય ઉલમાના ઈર્શાદો સાંભળો :–

અશ્અતુલ લમ્આતમાં હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી લખે છે :–

**(અર્થ)** : મુરાદ એ છે કે આ ગયબી બાબતોને અલ્લાહ ﷻના બતાવ્યા વિના બુદ્ધિના હિસાબે કોઈ નથી જાણતુ, તેના સિવાય કે જેને અલ્લાહ તઆલા વહી અથવા ઈલ્હામના થકી બતાવે.

આરિફ બિલ્લાહ મુલ્લા અહમદ જીવન ઉસ્તાદે સુલ્તાન મોહીયુદ્દીન ઔરંગઝેબ આલમગીર قدس سرہએ તફસીરાતે અહમદિયામાં ફર્માવ્યું :–

ولک اَنْ تقول اِنَّ علم ھٰذہ الخمسۃ وان کان لا یعلمہ الا اللہ۔ لکن یجوز ان یُّعَلِّمَھا من یشاء من محبیہ واولیاءہٖ بقرینۃ قولہ تعالیٰ اِنَّ اللہَ عَلِیْمٌ خَبِیْرٌ ہ علیٰ ان یکونَ الخبیر بمعنی المخبر۔ ص۴۵

"તમારે જોઈએ કે એવું કહો કે તે પાંચેવનો ઈલ્મ કેવળ અલ્લાહને છે, પરંતુ જાઈઝ છે કે અલ્લાહ ﷻ પોતાના ચાહનારાઓ, ઔલિયામાંથી જેને ચાહે બતાવી આપે. એના પ્રતિ નિર્દેશ અલ્લાહ ﷻનો આ ઈર્શાદ કરે છે : "બેશક ! અલ્લાહ જાણનાર બતાવનાર છે." એ રીતે કે ખબીર મુખ્બિરના અર્થમાં છે. *(પેજ–૪૫)*

તફસીરે સાવીમાં છે :–

ای من حیث ذاتھا۔ واما باعلام اللہ العبد فلا مانع منہ کالانبیاء وبعض الاولیاء قال تعالیٰ۔ وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ عِلْمِہٖ اِلَّا بِمَا شَآءَ۔ وقال تعالیٰ۔ عَالِمُ الْغَیْبِ فَلَا یُظْھِرُ عَلٰی غَیْبِہٖ اَحَدًا اِلَّا مَنِ ارْتَضٰی مِنْ رَّسُوْلٍ۔ قال العلماء الحق انہ لم یخرج نبینا من الدنیا حتّٰی اطلعہ اللہ تعالیٰ۔ ج۳ ص۲۶۰

"અહીં મુરાદ ઝાતી ઈલ્મ છે. રહી ગઈ એ વાત કે અલ્લાહ તઆલા કોઈ બંદાને અતા ફર્માવે, એનાથી કોઈ અવરોધ નથી, જેમ કે અંબિયા, અવલિયા. અલ્લાહ તઆલાએ ફર્માવ્યું, "આલિમુલ ગયબ પોતાના પસંદીદા રસૂલોને સિવાય કોઈને પોતાના ગયબ પર જાણકાર નથી કરતો." ઉલમાએ ફર્માવ્યું, હક્ક એ છે કે આપણા નબી ﷺ દુનિયાથી તશરીફ નથી લઈ ગયા ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ તેમને જાણકાર કરી આપ્યા (એ પાંચેવ વાતો પર પણ). *(ભાગ–૩, પેજ–૨૬૦)*

فَاَخَذُوْا لِيَرُدُّوْا۔ فَلَمْ يَرَوْا شَيْئًا فَقَالَ هٰذَا جِبْرَئِيْلُ جَاءَ لِيُعَلِّمَ النَّاسَ دِيْنَهُمْ ★

*લોકોએ પાછા વાળવાની કોશિશ કરી પણ (જ્યારે બહાર જઈને જોયું) તો તે ગાયબ હતા. ફર્માવ્યું, એ જિબ્રઈલ હતા, લોકોને દીન શીખવાડવા આવ્યા હતા★.*

ચર્ચાના અંતમાં બુખારીની શરહ લખનારાઓ (શારેહીન) જલીલૈન અજલૈન અલ્લામા અયની તથા અલ્લામા કસ્તલાનીના ઈર્શાદોને જે તેમણે આ જ હદીષે જિબ્રઈલના હેઠળ લખ્યા છે એ વાંચકોની સેવામાં રજૂ કરીને વિદાય થાઉં છું :

فمن ادّعیٰ علم شئی منها غیر مستندا لی رسول الله صلی الله تعالیٰ علیه وسلم کان کا ذبًافی دعواه۔

"જે શખ્સે હુઝૂરે અક્દસ ﷺની તરફ નિસ્બત કર્યા વિના પાંચ ચીજોમાંથી કોઈ એકનો દાવો કરે (કે હું જાણું છું) તો જૂઠો છે." *(અયની, ભાગ-૧, પેજ-૩૩૭, ફત્હુલ બારી, ભાગ-૧, પેજ-૧૧૪)*

એટલે કે જો કોઈ એવું કહે કે મને આ પાંચ ચીજોમાંથી સૌનો અથવા કોઈ એકનો દા.ત. ક્યામત રચાવાનો ઈલ્મ હુઝૂરે અક્દસ ﷺના વાસ્તા વિના હાંસલ છે તે જૂઠો છે. એનો સાફ સાફ મતલબ એ નીકળ્યો કે જો કોઈ એવું કહે કે મને પાંચેવ ઈલ્મ હુઝૂરે અક્દસ ﷺના વાસ્તાથી તેમના બતાવવાથી હાંસલ થયો તે સાચો છે.

આ પરથી સાફ જાહેર કે હુઝૂરે અક્દસ ﷺને આ પાંચ ચીજોનો ઈલ્મ જેમાં ક્યામત રચાવાનો પણ સામેલ છે તે હાંસલ છે.

હવે પ્રશ્ન એ પેદા થાય છે કે અલ્લાહ ﷻની દરેક સિફત ઝાતી, વાજિબ, કદીમ છે તો પછી આ આયતમાં પાંચને ખાસ શા માટે કરી ? તેનો એક જવાબ તો મુલ્લા અહમદ જીવન قدس سرهએ આપ્યો છે.

فائدته انهذه الخمسة معظم الغیوبات لان مفا تیحهافانه ان وقف مثلا علی مافی غدٍ وقف علی موت زیدو تولد عمرو وفتح بکر ومقهوریة خالدٍ وقدوم بشر وغیر ذالك ممافی الغد وهکذا القیاس۔

"એનો ફાયદો એ છે કે આ મોઅઝ્ઝમ ગયબ અને તેની ચાવીઓ છે એટલા માટે કે દા.ત. જો કોઈ એ જાણી ગયો કે કાલે શું થશે (તો કાલે ઉપસ્થિત થનારી સર્વ વાતોને) દા.ત. ઝયદનું મૃત્યુ, અમ્રનો જન્મ, બક્રની જીત, ખાલિદનો ગલ્બો, બશરનું આગમન વગેરે જાણી જશે. એ જ પ્રમાણે અન્ય. *(તફસીરાતે અહમદિયા, પેજ-૪૦૫)*

આ જવાબનો ખુલાસો એ છે કે તેની અહમિયત (મહત્વ)ના કારણે એ પાંચેવને ખાસ કરીને વર્ણન કર્યા.

(બ) બીજુ કારણ એ કે એ પાંચ ચીજોમાં ક્યામતનો ઈલ્મ પણ છે. અને વર્ણન થઈ ચૂક્યું કે ઈલ્મે ક્યામતના બારામાં પુષ્કળ પ્રમાણમાં સવાલો થતા હતા. અને ખૂદ જિબ્રઈલે અમીને ક્યામતના બારામાં સવાલ કર્યો એટલા માટે તેને ખાસ કર્યું.

(ક) અમુક ઈલ્મે રસૂલના મુન્કિરોએ ઝાત તથા અતાઈની વહેંચણીને ફિલોસોફિલ ચિંતન કહીને (બવારિક, મંઝૂર સંભલી) તેને રદ કરવાની નિષ્ફળ કોશિશ કરી છે.

એના પર ગુઝારિશ છે કે જો એ ફર્કને સ્વીકારવામાં ન આવે તો કુર્આન મજીદ, હદીષમાં એટલો જબરદસ્ત ટકરાવ (વિરોધાભાસ) ઉભો થશે કે મિટાવી શકાશે નહીં.

દા.ત. ઈર્શાદ છે :- قُلْ لَا يَعْلَمُ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ "ફર્માવી દો કે જમીન તથા આસ્માનના રહેવાવાળાઓમાં કોઈ ગયબ નથી જાણતો સિવાય અલ્લાહના."

અને ફર્માવ્યું : مَاكَانَ اللّٰهُ لِيُطْلِعَكُمْ عَلَى الْغَيْبِ وَلٰكِنَّ اللّٰهَ يَجْتَبِىْ مِنْ رُّسُلِهٖ مَنْ يَّشَآءُ "અલ્લાહની શાન એ નથી (હે સામાન્ય લોકો !) કે તમને ગયબનો ઈલ્મ આપી દે. હા ! પોતાના રસૂલોમાંથી જેને ચાહે તેના માટે ચૂંટી

★ *(કિતાબુત્તફસીર, સૂરએ લુકમાન, મુસ્લિમ ઈમાન-૫, ઈબ્ને માજહ મુકદમા-૯, ફિતન ૩૫ મુસ્નદે ઈમામ અહમદ-૨-૨૬)*

## حدیث ۴۴ مشتبہات سے بچنا دین کی حفاظت ہے۔

**[હદીષ : ૪૪] "શંકાસ્પદ ચીજોથી બચવું દીનની હિફાઝત છે"**

عَنْ عَامِرٍ قَالَ سَمِعْتُ النُّعْمَانَ بْنَ بَشِيْرٍ يَقُوْلُ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى

*આમિર[1] થી રિવાયત છે કે તેમણે કહ્યું, મેં નોઅમાન બિન બશીર[2] થી સાંભળ્યું. તે કહેતા હતા કે મેં રસૂલુલ્લાહ*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ الْحَلَالُ بَيِّنٌ وَّالْحَرَامُ بَيِّنٌ وَّبَيْنَهُمَا مُشْتَبِهَاتٌ

*ﷺને ફર્માવતાં સાંભળ્યા, હલાલ તથા હરામ બંને અલગ અલગ વિવિધ છે. એ બંનેની વચ્ચે કેટલીક શંકાસ્પદ[3]*

લે છે." *(સૂરએ આલે ઈમરાન, આયત–૧૭૯)*

عَالِمُ الْغَيْبِ فَلَا يُظْهِرُ عَلٰى غَيْبِهٖ اَحَدًا اِلَّا مَنِ ارْتَضٰى مِنْ رَّسُوْلٍ

આલિમુલ ગયબ પોતાના ઈલ્મે ગયબ પર પોતાના પસંદીદા રસૂલો સિવાય કોઈને માહિતગાર નથી કરતો." *(સૂરએ જિન, આયત–૨૬)*

બોલો ! આ વિરોધાભાસનો શો જવાબ છે ? તે ઉપરાંત હુઝૂર ﷺના બારામાં ફર્માવ્યું : بِالْمُؤْمِنِيْنَ رَؤُفٌ رَّحِيْمٌ "મુસલમાન પર ઘણા જ મહેરબાન રહમ ફર્માવનારા છે." *(સૂ. તૌબા, આયત–૧૨૮)*

હઝરત યૂસુફ علیہ السلامએ પોતાના બારામાં ફર્માવ્યું : اِنِّیْ حَفِیْظٌ عَلِیْمٌ "હું હિફાઝત કરનારો, ઈલ્મવાળો છું." *(યૂસુફ–૫૫)*

ઈન્સાનના બારામાં ઈર્શાદ ફર્માવ્યો : فَجَعَلْنٰهُ سَمِيْعًا بَصِيْرًا "અમે ઈન્સાનને સાંભળનારો જોનારો બનાવ્યો." અને ખૂદ કુર્આન મજીદમાં અલ્લાહ ﷻએ પોતે પોતાને રઉફ (મહેરબાન), રહીમ, હફીઝ, અલીમ (જાણનાર), સમીઅ (સાંભળનાર), બસીર (જોનાર) ફર્માવ્યું આ વિરોધાભાસનો શો જવાબ થશે ?!

એટલા માટે આ ફરકને માનવો અનિવાર્ય છે કે અલ્લાહ ﷻની દરેક સિફત ઝાતી, વાજિબ, કદીમ, ગૈર મુત્નાહી, ગૈર મખ્લૂક છે અને અંબિયા, ઔલિયા અને તમામ મખ્લૂકાતની દરેક સિફત અતાઈ, હાદિષ, મુમ્કિન, મુત્નાહી, મખ્લૂક છે અને આ જ ફરક ઈલ્મે ગયબમાં પણ છે. નકાર કરતી આયતોમાં ઝાતી, કદીમ, વાજિબ, ગૈર મુત્નાહી, ગૈર મુખ્લૂક ઈલ્મ મુરાદ છે અને સાબિતી આપતી આયતોમાં અતાઈ, મુમ્કિન, હાદિષ, મુત્નાહી, મખ્લૂક ઈલ્મ મુરાદ છે.

આ ચર્ચાને સંપૂર્ણપણે જોવી હોય તો અદવલતુલ મક્કિયહ, અલ ફુયૂઝુલ મક્કિયહ, ખાલિસુલ એતેકાદ, ઈદખાલુસ્ સિસાન, અલ કલિમતુલ ઉલ્યાનો અભ્યાસ કરો. આ હદીષ પર તફસીલી ચર્ચા કાંઈક લાંબી થઈ ગઈ.

### સમજૂતી : ૪૪

**૧. આમિર** : એ શઅબીથી મશ્હૂર છે, તેમનું ઉપનામ અબૂ અમ્ર, નામ આમિર હતું. મહાન તાબઈનમાં છે. તેમના વિ□ાસુ તથા ષિકહ હોવા પર એકમતિ છે. સેંકડો સહાબાની ઝિયારતનો શરફ હાંસલ થયો. ખૂદ ફર્માવ્યું, "મેં પાંચસો સહાબાથી મુલાકાત કરી છે." કૂફાના કાઝી હતા. ઉષ્માન ગની رضی اللہ عنہની ખિલાફતના છઠ્ઠા વરસે પેદા થયા અને પ્રથમ સદી ગુજર્યા બાદ હિ.સ. ૧૦૧ અથવા હિ.સ. ૧૦૬માં ૮૦થી અધિક ઉમર પામીને વિસાલ ફર્માવ્યો. સ્વભાવમાં ખુશમિજાઝી હતી.

لَا يَعْلَمُهَا كَثِيْرٌ مِّنَ النَّاسِ فَمَنِ اتَّقَى الْمُشَبَّهَاتِ اِسْتَبْرَأَ لِدِيْنِهٖ وَعِرْضِهٖ وَ

*ચીજો છે જેને મોટા ભાગના લોકો નથી જાણતા. જે શંકાસ્પદ ચીજોથી પણ બચે તેણે પોતાના દીન, પોતાની*

مَنْ وَقَعَ فِي الشُّبُهَاتِ كَرَاعٍ يَّرْعٰى حَوْلَ الْحِمٰى يُوْشِكُ اَنْ يُّوَاقِعَهٗ اَلَا وَ

*ઈજ્જતને બચાવી લીધી. અને જે આ શંકાસ્પદ ચીજોમાં પડયો તે એ ચરવાહાની જેમ છે જે શાહી ચરાગાહની*

**૨. નોઅમાન બિન બશીર** رضی اللہ عنہ : આ પણ સહાબી છે અને તેમના માતા પિતા પણ. હિજરત બાદ અન્સારમાં સૌ પ્રથમ જે બાળકનો જન્મ થયો તે નોઅમાન બિન બશીર છે. જયારે કૂફા હઝરત મુસ્લિમ, ઈમામ હુસૈન رضی اللہ عنہની બયઅત લેવા ગયા ત્યારે એઓ કૂફાના ગવર્નર હતા. એઓ જાહેરમાં લોકોને બયઅતથી મના કરતા હતા અને આંત્રિક (છુપી) રીતે લોકોને પ્રાત્સાહિત કરતા હતા. અને અહલે બયતના તબાહ કરવાને યઝીદ પલીદે તેમને જ સોંપીને મદીના પરત કર્યો હતો. એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેરની તરફથી 'હમ્સ'ના વાલી હતા. જ્યારે હમ્સવાસીઓએ બગાવત કરી દીધી તો એઓ હમ્સથી નીકળીને દમિશ્ક કે ક્યાંક અન્ય ઠેકાણે જઈ રહ્યા હતા. ખાલિદ બિન અલી કલાઈએ દમિશ્ક તથા હમ્સની વચ્ચે યૌમે વાસિતના જંગમાં તેમને ઘેરીને હિ.સ. ૬૫ કે ૬૬માં શહીદ કરી દીધા. નોઅમાન નામના ત્રીસથી અધિક સહાબીઓ છે પણ નોઅમાન બિન બશીર કેવળ આ જ છે. તેમનાં માં મશ્હૂર સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાના બહેન હતાં. તેમનાથી ૧૧૪ હદીષો મરવી છે.

**૩. મુશ્તબેહાત (શંકાસ્પદ ચીજો)** : મુશ્તબેહાતથી મુરાદ શું છે ? એના બારામાં ચાર કથનો છે : (૧) તે ચીજો જેનું હલાલ કે હરામ હોવું કુર્આન હદીષમાં સ્પષ્ટ વર્ણન ન હોય. અને હિલ્લત (હલાલ હોવું) તથા હુર્મત (હરામ હોવા)ની દલીલોના વિરોધાભાસને કારણે કોઈ નિર્ણય ન લઈ શકાતો હોય કે એ હલાલ છે કે હરામ. (૨) ઉલમા વચ્ચે વિવાદાસ્પદ ચીજો એ પણ દલીલોમાં વિરોધાભાસના કારણે જ થશે. એટલા માટે એ પણ પ્રથમમાં જ દાખલ થઈ. પરંતુ એ શક્ય છે કે પ્રથમ પ્રકારથી મુરાદ તે ચીજો હોય કે જેના બારામાં કોઈએ પણ કોઈ એક રાય કાયમ ન કરી હોય અને સર્વ મુજતહિદો અસમંજસમાં હોય. યકીનન ! આવી ચીજોથી બચવામાં જ દીન અને આબરૂની હિફાઝત છે. રહી ગઈ તે ચીજો જેના બારામાં મુજતહિદોએ કોઈ રાય કાયમ નથી કરી જેમ કે હજારો મસાઈલ એવા છે એનાથી બચવાના હુકમનો એ મતલબ થશે કે એ સર્વને ત્યજી દેવામાં આવે. એ સર્વને ત્યજવામાં કેટલી ખરાબી છે તે ઉલમાથી છુપી નથી. ઉમ્મતનો એના પર અમલી રીતે ઈજમાઅ સંધાયેલો છે કે જે શખ્સ જે મુજતહિદોનો મુકલ્લિદ છે એના ફૈંસલા પર અમલ કરે. એમાં કોઈ શરઈ ખરાબી નથી. હા ! જ્યાં સુધી શક્ય હોય ઉલમાના ઈખ્તેલાફથી બચે. (૩) એનાથી મુરાદ મકરૂહાત છે. (૪) ખિલાફે ઉલા મુરાદ છે.

ઈબ્ને મુનીર પોતાના શયખ કિયારીથી નકલ કરે છે કે મકરૂહ એ હલાલ તથા હરામના દરમ્યાન એક ઘાટીની જેમ છે, જે બેબાકી સાથે મકરૂહાતમાં પડે છે તેના માટે ખતરો છે કે હરામમાં પણ સપડાય જાય. એ જ પ્રમાણે હિંમતભેર જે કશાય ખટકા વિના ખિલાફે ઉલા પર અમલ કરે છે એના માટે પણ ખતરો છે કે મકરૂહમાં સપડાવા લાગે અને પછી હરામ સુધી પહોંચી જાય.

એનું સમર્થન ઈબ્ને હિબ્બાનની રિવાયતથી થાય છે જેમાં આટલુ અધિક છે :–

**اجعلوا بين الحلال والحرام سترة من الحلال مَن فعل ذالك استبرأ لعرضه ودينه وَمَنْ اِرْتَعَ فيه كان كالمُرتعَ في جنب الحمٰى يوشُكُ ان يقع فيه**

إِنَّ لِكُلِّ مَلِكٍ حِمًى أَلَا إِنَّ حِمَى اللهِ فِي أَرْضِهِ مَحَارِمُهُ أَلَا وَإِنَّ فِي الْجَسَدِ

આસપાસ પોતાનાં જાનવરો ચરાવે. એનો ખતરો મજબૂત છે કે એ જાનવર શાહી ચરાગાહમાં ચાલ્યાં જાય.

مُضْغَةً إِذَا صَلَحَتْ صَلَحَ الْجَسَدُ كُلُّهُ وَإِذَا فَسَدَتْ فَسَدَ الْجَسَدُ كُلُّهُ أَلَا وَهِيَ الْقَلْبُ

*સાંભળી લો ! દરેક બાદશાહની મહફૂઝ શાહી ચરાગાહ હોય છે. સાંભળી લો ! અલ્લાહની જમીનમાં તેની શાહી ચરાગાહ તેની હરામ કરેલી ચીજો છે. સાંભળી લો ! શરીરમાં એક ગોશ્તનો ટુકડો* છે, જો એ ઠીક છે તો આખુ શરીર ઠીક છે, જો એ બગડી ગયો તો આખુ શરીર બગડી ગયું. સાંભળી લો ! તે દિલ છે★.*

"હલાલ તથા હરામની વચ્ચે હલાલનો પર્દો રાખો. જેણે એવું કર્યું તેણે પોતાની આબરૂ તથા દીનને બચાવી લીધો અને જેણે એમાં (એટલે હરામ તથા હરામ વચ્ચે) મોઢું માર્યું તે શાહી ચરાગાહના બાજુમાં ચરાવનારની જેમ છે. ખતરો છે કે શાહી ચરાગાહમાં ન પડી જાય."

હલાલ તથા હરામની વચ્ચે મકરૂહો તથા ખિલાફે ઉલા જ છે. તો નક્કી થયું કે એ જ બંનેવ મુરાદ છે. પણ આ તક્દીર પર હલાલથી કતઈ હલાલ અને હરામથી કતઈ હરામ મુરાદ હશે, નહીં તો મકરૂહો તથા ખિલાફે ઉલા દરમ્યાની ચીજ થઈ શકશે નહીં. પરંતુ હદીષમાં એક શબ્દ છે : لايعلمها كثير من الناس "અને ઘણા લોકો નથી જાણતા" એટલે એ કે હલાલ છે કે હરામ. એનાથી જાણવા મળે છે કે અમુક લોકો એવા છે જેઓ જાણે છે કે આ હલાલ છે કે હરામ, ભલે થોડાક લોકો છે. એ નિશ્ચિત કરી રહ્યું છે કે એનાથી મુરાદ જેમાં ઈજતેહાદ કરવામાં આવ્યો છે તે વસ્તુઓ છે.

હવે જરૂરી છે કે આ હુકમ તે લોકો સાથે ખાસ કરવામાં આવે જેમના પર તેહકીકી રીતે અથવા તકલીદી રીતે એનો હુકમ જાહેર નથી થયો. મતલબ એ થયો કે જે વાતોના બારામાં તમને એ ખબર ન હોય કે એ હલાલ છે કે હરામ એનાથી બચો. શક્ય છે કે તે હરામ જ હોય, કે શંકાસ્પદ ઉપયોગ કરવાની આદત પડી જશે તો હરામમાં પણ પડી જશો. તેનું સમર્થન ખૂદ ઈમામ બુખારીની આ રિવાયતથી થાય છે જે કિતાબુલ બોયૂઅમાં આ શબ્દો સાથે છે :–

فمن ترك ماشبه عليه من الاثم كان لما استبان له اترك وَمَنْ اِجترأ على مايشك فيه من الاثم او شك ان يوا قع ما استبان---------

"જ્યારે માણસ એવી ચીજોની પાસે નહીં જાય જેમાં ગુનાહની શંકા છે તો જેનો ગુનોહ હોવું જાહેર હોય તેનાથી ઔર અધિક દૂર રહેશે. અને જે એવી ચીજો (અપનાવવા) પર હિંમત કરશે જેનું ગુનોહ હોવું ન હોવું બંને પાસાં બરાબર હોય તો એનાથી શું અવરોધ કે ઉઘાડા ગુનાહમાં પડી જાય." *(બુખારી, ભાગ–૧, પેજ–૨૭૫)*

એનાથી જાહેર છે કે શંકાસ્પદ (મુશ્તબહાત)થી એ જ ચીજો મુરાદ છે જેના હલાલ તથા હરામ હોવાનો ફેંસલો ન થયો હોય. ફેંસલા બાદ તે શંકાસ્પદમાં દાખલ જ નથી, સ્પષ્ટ હલાલ કે સ્પષ્ટ હરામમાં દાખલ થઈ ગઈ.

રહી ગઈ તે ચીજો જેના બારામાં કોઈપણ ફેંસલો ન થઈ શક્યો કે એ હલાલ છે કે હરામ, અથવા જે મુજતહિદનો મુકલ્લિદ છે તેણે કોઈ ફેંસલો નથી કર્યો તે શંકાસ્પદમાં દાખલ છે તેનાથી બચવું જ જોઈએ. જેમ કે ખજૂરનો ગાઢ રસના બારામાં ઈમામે આ'ઝમે ફર્માવ્યું, જો છ એ દેશોની સલ્તનત પણ આપી દેવામાં આવે તો

*★ બુખારી ઈમાન, ૩૯–બોયૂઅ–૨, મસાકાત, ૭–૧–૮–૧, મુસ્લિમ બોયૂઅ, તિર્મિઝી બોયૂઅ ૧, નિસાઈ બોયૂઅ ૧, કફ્ફાત ૧૧, ઈબ્ને માજહ ફિતન ૧૪, અબૂ દાઊદ બોયૂઅ ૨, દારમી બોયૂઅ ૧, મુસ્નદે ઈમામ અહમદ ૧ વગેરે.*

એને હરામ કહીશ નહીં પણ ખૂદ ઉપયોગમાં લેતો નથી. મશ્હૂર દષ્ટાંત ખચ્ચરનું એઠુ પાક છે કે નાપાક એ શંકાસ્પદ છે, એને ઉપયોગમાં ન લેવું જોઈએ.

આ બારીક વાતોથી હટીને એક તફસીર એ પણ છે, ખૂદ ઈમામ બુખારીએ કિતાબુલ બોયૂઅમાં કરી છે કે કોઈ ખાસ પેટા પ્રસંગમાં કોઈ ચીજના બારામાં શક થઈ જાય તો એનાથી બચવું જોઈએ. દા.ત. એક ઔરતે દાવો કર્યો કે મેં આ પુરૂષ તથા સ્ત્રીને દૂધ પીવડાવ્યું છે, તો તેમની આપસમાં શાદી ન કરવામાં આવે. અથવા જેમ કે ખૂદ હદીષમાં છે કે ઘરમાં એક ખજૂર હતી. હુઝૂર ﷺએ તેને ન ખાધી કે કદાચ તે સદકાની હોય, અથવા જેમ કે શિકારના માટે આપણા શિકારના કૂતરાને બિસ્મિલ્લાહ પઢીને શિકારના માટે છોડયો, કોઈ તરફથી કોઈ ગૈર મુસ્લિમે પણ છોડયો હતો. શિકાર પર બંને કૂતરા ભેગા થઈ ગયા, એ ખબર નથી કે કોણે પકડયો હતો, તો ન ખાવામાં આવે.

એના અનુસંધાનની એક કડી એ પણ છે કે હઝરત બિશ્રહાફીનાં બહેન ઈમામ અહમદ ઈબ્ને હંબલની ખિદમતમાં હાજર થયાં. પૂછયું, અમે અમારી છતો પર સૂતર કાંતીએ છીએ. હાકિમોની મશાલો જ્યારે નીકળે છે તો અમારા પર પ્રકાશ પડે છે. એ પ્રકાશમાં કાંતીએ કે બંધ કરી દઈએ ? પૂછયું, કોણ છો ? જણાવ્યું કે બિશ્ર હાફીની બહેન છું. રડવા લાગ્યા. ફર્માવ્યું, વરઅ તમારા ઘરેથી નીકળ્યો છે, તમે એ રોશનીમાં ન કાંતો. (વરઅ એટલે તક્વાથી પણ ઉચ્ચ મંઝિલ)

હઝરત માલિક બિન દીનાર ૪૦ વરસ સુધી બસરામાં રહ્યા પણ અંતિમ □ાસ સુધી ત્યાંની ખજૂર ન ખાધી.

હદીષનો મતલબ એ થયો કે શાહી ચરાગાહ જાહેર છે કે ઉમદાથી ઉમદા હશે, પુર બહાર ખીલેલી હશે, જાનવર જ્યારે તેની નજીક રહેશે તો એ ખતરો બિલકુલ સામે છે કે જાનવર એમાં જઈ પડે, નફ્સે અમ્મારાની નજરમાં હરામ ચીજોમાં ખૂબ જ આકર્ષણ હોય છે. જ્યારે કોઈ એ શંકાસ્પદ ચીજો પર અમલ કરી લેશે જેનો છેડો હરામ ચીજોને જઈને મળે છે તો અંદેશો છે કે નફ્સે અમ્મારા માણસને ગુનાહોમાં સપડાવી દેશે. એટલા માટે પોતાની આબરૂ તથા દીન બચાવવા માટે જરૂરી છે કે શંકાસ્પદ વાતોથી પણ દૂર રહો.

**(૪)** સબબોના ક્રમની રૂએ દિલનું નિશાન જ સૌ પ્રથમ માંના પેટમાં બને છે અને સંપૂર્ણ સર્જન થતાં અને રૂહ મૂકાયા બાદ એ જ સૌ પ્રથમ હરકતમાં આવે છે અને મૃત્યુ બાદ સૌ અંગો બેકાર થઈ ગયા બાદ એ જ સૌથી છેલ્લે બંધ થાય છે. અને એ જ રૂહનું કેન્દ્ર છે. તેની હરકત પર જીવનનો આધાર છે. જેવી રીતે જાહેરી શરીરમાં તેની હૈસિયત હાકિમની છે એવી જ રીતે બાતિનમાં પણ એ જ હુકમરાં છે. એ જો દુરુસ્ત છે તો સૌ દુરુસ્ત અને એ જો બગાડયું તો સૌ બગાડે. ખયાલો દિલમાં જ ઉઠે છે, ત્યાં જ જડ પકડે છે, પછી દિલ જ હુકમ કરે છે તો અંગો તેને અમલી સ્વરૂપ આપે છે એટલા માટે કુર્આન મજીદમાં પણ અને કોઈ અન્ય હદીષમાં પણ વિવિધ તરીકાથી દિલની સંભાળ તથા સફાઈની તાકીદ કરવામાં આવી છે. અને સૂફિયાએ કિરામ પોતાના સર્વ અમલો તથા કાર્યોમાં દિલની સફાઈને અગ્રતા આપે છે અને એ ચીજથી પણ બચે છે જે એમાં અવરોધ રૂપ હોય. હઝરત ઈબ્રાહીમ અદહમના સાહબઝાદા છતથી પડીને ગુજરી ગયા. ખબર મળી તો ફર્માવ્યું, અલ્લાહનો શુક્ર છે કે જે મને એના તરફથી ગાફેલ કરત તેને લઈ લીધો. ખૂદ હુઝૂરે અકદસ ﷺની આદત હતી કે ક્યાંયથી માલ આવતો તો જ્યાં સુધી બધો વહેંચી ન કાઢતા ત્યાં સુધી કાશાના અક્દસમાં (ઘરમાં) તશરીફ ન લઈ જતા. આ સૌ એ જ દિલની હિફાઝત છે કે દિલમાં ગૈરનો ગુજર ન થવા પામે. અને જો કોઈ ગુજર કરવાની કોશિશ કરે તો મોકો ન પામે.

આ હદીષના બારામાં મુહદ્દિષોએ લખ્યું છે કે આ તે ત્રણ કે ચાર હદીષોમાંથી છે જે ઈસ્લામનો મદાર (આધાર) છે એ ઈસ્લામનો ૧/૩ ભાગ છે. ઈબ્ને અરબીએ કહ્યું કે એનાથી અહકામને કાઢી શકાય છે અને જે પણ બુદ્ધિશાળી સમજદાર એના પર ચિંતન કરશે તો તેની સમક્ષ એ વાત સ્પષ્ટ થઈ જશે.

# ۴۵ حدیث وفد عبد القیس

**[હદીષ : ૪૫] ''અબ્દુલ કૈસનું પ્રતિનિધિમંડળ''**

عَنْ اَبِيْ جَمْرَةَ قَالَ كُنْتُ اَقْعُدُ مَعَ ابْنِ عَبَّاسٍ فَيُجْلِسُنِيْ عَلٰى سَرِيْرِهٖ فَقَالَ

*અબૂ જમરહ[1] થી રિવાયત છે. તેમણે કહ્યું, હું ઈબ્ને અબ્બાસની સાથે બેઠો હતો. તે મને પોતાના તખ્ત પર*

اَقِمْ عِنْدِيْ حَتّٰى اَجْعَلَ لَكَ سَهْمًا مِنْ مَالِيْ فَاَقَمْتُ مَعَهٗ شَهْرَيْنِ ثُمَّ قَالَ اِنَّ

*બેસાડયા કરતા. મને તેમણે કહ્યું કે મારી પાસે રહો જેથી જ્યારે (મારો વઝીફો) આવી જાય તો તમને કાંઈક*

وَفْدَ عَبْدِ الْقَيْسِ لَمَّا اَتَوُا النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنِ الْقَوْمُ

*આપું. હું તેમની પાસે બે મહીના રહ્યો, પછી ઈબ્ને અબ્બાસે મને બતાવ્યું, અબ્દુલ કૈસનું પ્રતિનિધિમંડળ[2] જ્યારે*

**સમજૂતી : ૪૫**

**૧. અબૂ જમરહ :** એમનું નામ નસ્ર બિન ઈમરાન અથવા આસિમ બિન વાસેઅ છે. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ના ખાસ શાગિર્દ તથા મહાન મર્તબાવાળા તાબઈ છે. હઝરત ઈબ્ને અબ્બાસ તથા ઈબ્ને ઉમર અને પુષ્કળ સહાબાથી હદીષો સાંભળી. એઓ નિશાપૂરમાં રહેતા હતા પછી ''વદ'' સરખસી ચાલ્યા ગયા અને ત્યાં હિ.સ. ૧૨૮માં વફાત પામ્યા. ઈબ્ને કતીબાએ કહ્યું કે બસરામાં મૃત્યુ પામ્યા. આ ઉપનામ કે હમ્ઝા નામના સિહાહ સિત્તાહ અને મોઅત્તામાં કોઈ રાવી નથી. અબૂ હમ્ઝાના દાદા હઝરત નૂહ બિન મુખલદ સહાબી હતા. જ્યારે તેઓ હુઝૂરની ખિદમતે અક્દસમાં હાજર થયા તો પૂછયું, કયા કબીલાથી છો ? અર્ઝ કરી, કબીલા ઝબીઆ રબીઆથી. ફર્માવ્યું, રબીઆની શાખોમાં સૌથી સારા અબ્દુલ કૈસ છે અને અબ્દુલ કૈસમાં તમારી કબીલો.

એઓ હઝરત ઈબ્ને અબ્બાસની ખિદમતમાં એ વખતે હાજર હતા જ્યારે ઈબ્ને અબ્બાસ હઝરતના તરફથી બસરાના ગવર્નર હતા. હઝરત ઈબ્ને અબ્બાસ તેમને તખ્ત પર બેસાડતા હતા. એઓ પબ્લિક અને ઈબ્ને અબ્બાસના વચ્ચે દુભાષિયાનું કામ અંજામ આપતા હતા.

**શાબ્દિક અર્થ :** سریر (સરીર)નું બહુવચન اَسِرَّہ و سُرُرْ (અસિર્રહૂવ સુરુર) છે તેના નીચે પ્રમાણે અર્થો છે : તખ્ત. અધિક્તર શાહી તખ્ત માટે આવે છે. માથુ તથા ગરદનને ભેગા થવાનો સાંધો, સૂવાની જગા, માલિક, નેઅમત, ખુશહાલી, ટેકરાની ઉપરની રેતી. وَفْد (વફ્દ) તે પસંદગી પામેલા લોકો ભારે કામોને અંજામ આપવાના માટે બાદશાહો, હાકિમો, રઈસોને ત્યાં મોકલવામાં આવે. અમુકે કહ્યું, વફદ (પ્રતિનિધિમંડળ) માટે સવાર થવું

اَوْ مَنِ الْوَفْدُ. قَالُوْا رَبِيْعَةُ قَالَ مَرْحَبًا بِالْقَوْمِ اَوْ بِالْوَفْدِ غَيْرَ خَزَايَا وَلَا نَدَامٰى

*ખિદમતે અકદસમાં હાજર થયું તો પૂછયું, કોણ લોકો છો ? અથવા ફર્માવ્યું, કોણ વફદ છે ? તેમણે અર્ઝ કરી,*

فَقَالُوْا يَا رَسُوْلَ اللهِ اِنَّا لَا نَسْتَطِيْعُ اَنْ نَاْتِيَكَ اِلَّا فِىْ شَهْرِ الْحَرَامِ وَبَيْنَنَا وَبَيْنَكَ

*રબીઅહ. ફર્માવ્યું, કૌમ અથવા વફદને મરહબા ! ન બેઈજ્જત થયા ન શર્મિંદા[3]. તેમણે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ !*

هٰذَا الْحَىُّ مِنْ كُفَّارِ مُضَرَ فَمُرْنَا بِاَمْرٍ فَصْلٍ نُخْبِرْ بِهٖ مَنْ وَّرَاءَنَا وَنَدْخُلْ بِهِ الْجَنَّةَ

*હરામ મહિના સિવાય અન્ય કોઈ મહિનામાં અમો હાજર નથી થઈ શક્તા. અમારી તથા હુઝૂરની વચ્ચે મુઝર*

જરૂરી છે એ બહુવચન છે અથવા ઈસ્મે જમઅ બંને કથનો છે. وَفُوْد (વફૂદ)એ એની નહીં وافِد (વાફિદ)નું બહુવચન છે. રબીઅહ્ એ નઝઝાર બિન મઅદ બિન અદનાનના પુત્ર છે. નઝ્ઝારના બે પુત્રો હતા, રબીઅહ અને મુઝર. અબ્દુલ કૈસ રબીઅહની પાંચેવ પેઢીઓમાં નીચે છે. એ લોકો બેહરીન, કતીફ, હજરમાં રહેતા હતા.

غیرخزا یاولاندامٰی : خزايا એ خَذْيَان નું બહુવચન છે તેનો મસ્દર خِذْىٌ છે. જેનો અર્થ બેઈજ્જત થવું, ઝલીલ થવું છે. ندامٰیએ نَدمان નું બહુવચન છે જે શર્મિંદાના અર્થમાં છે. અથવા نادمનું જ બહુવચન છે. الشهر الحرامથી આ ચાર મહિના મુરાદ છે : રજબ, ઝીલ કઅદ, ઝીલ હજ્જ, મુહર્રમ. મુહર્રમમાં અલિફ લામ આવે છે રજબ પર નહીં. અહીં હરામનો અર્થ "ઈજ્જત તથા એહતેરામવાળા" છે. અરબવાસીઓ એ મહિનાઓમાં લડાઈ બંધ રાખતા હતા. مُضَر (મુઝર)એ રબીઅહનો સગો ભાઈ હતો. અહીં મુરાદ એના વંશના લોકો છે જેઓ બની મુઝર કહેવાતા હતા. એ સમય સુધી ઈમાન ન લાવ્યા હતા. حَنْتَمલીલા રંગના ઘડા. મતલબ માટીના એવા ઘડા છે જેમાં પોલીશ લગાડીને ચીકણુ કરી દેવામાં આવ્યુ હોય. એમાં એ લોકો શરાબ બનાવતા હતા. અથવા બીજી જગાઓએથી એમાં શરાબ આવતી હતી. دُبَّاءપાકેલી સૂકાયેલી ખોખળી દૂધી. نقيرઝાડના થડનો માવો કાઢીને બનાવતા હતા. مُزَفَّتતે ઘડો જેના પર ગુંદર ચોપડી દેવામાં આવ્યો હોય. مُقَيَّرપણ તેને કહે છે.

**૨. અબ્દુલ કૈસનું પ્રતિનિધિમંડળ :** આ વફદ (પ્રતિનિધિમંડળ) સન હિ. ૮માં ફતહે મક્કાથી પહેલાં ખિદમતે અક્દસમાં હાજર થયું હતું. હાજરીથી પહેલાં જ એ લોકો મુસલમાન થઈ ચૂક્યા હતા. તેઓ કુલ ૪૫ જણા હતા. (અબૂ દાઊદ) તેમના અમીર હઝરત અશજ હતા. તેમનું નામ મુન્ઝર હતું. તે પ્રતિનિધિમંડળની હાજરીની ખબર અગાઉથી થઈ ગઈ હતી. હુઝૂરે ઈર્શાદ ફર્માવ્યો, તમારી પાસે અબ્દુલ કૈસનું પ્રતિનિમંડળ આવી રહ્યું છે જેઓ પશ્ચિમવાસીઓના શ્રેષ્ઠ લોકો છે. તેમાં અશજ અસ્રી પણ છે. હઝરત ઉમર ફારૂક رضی اللہ عنہએ આગળ વધીને તેમનું સ્વાગત કર્યુ. તે પ્રતિનિધિમંડળના લોકો જ્યારે મદીના હાજર થયા તો સવારીઓથી ઉતરીને ઝડપભેર ખિદમતે અક્દસમાં હાજર થયા. અને હાથ મુબારક તથા પગો મુબારકને બોસા આપ્યા. (અબૂ દાઊદ) અને અશજે ઉતરીને ઊંટને બાંધ્યું, સૌ સામાન ભેગો કર્યો, ગુસ્લ કર્યુ, સૌથી ઉમદા કપડાં પહેર્યાં, મસ્જિદમાં આવ્યા, બે રકાત નમાઝ પઢી رضی اللہ عنہ. (અશઅતુલ લમ્આત, ભાગ–૪, બાબે મુસાફા વ મુઆનિકા) પછી હાજર થયા. નબી صلی اللہ علیہ وسلمએ તેમને પોતાની નજીક જમણી બાજુ બેસાડયા અને ફર્માવ્યું, તમારામાં બે આદતો એવી છે જે અલ્લાહને પસંદ છે, બુદ્ધિ તથા વકાર.

આ કબીલાના ઈમાન લાવવાનો કિસ્સો એ પ્રમાણે છે કે આ કબીલાની એક વ્યક્તિ મુન્કઝ ઈબ્ને હબ્બાન

وَسَئَلُوْهُ عَنِ الْاَشْرِبَةِ فَاَمَرَهُمْ بِاَرْبَعٍ وَّنَهَاهُمْ عَنْ اَرْبَعٍ اَمَرَهُمْ بِالْاِيْمَانِ

*કાફિરોનો કબીલો છે. અમને સ્પષ્ટ[૪] હુકમ આપો જે અમે અમારા પાછળવાળાઓને બતાવી દઈએ*

بِاللّٰهِ وَحْدَهٗ قَالَ اَتَدْرُوْنَ مَا الْاِيْمَانُ بِاللّٰهِ وَحْدَهٗ قَالُوا اللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ قَالَ

*અને જેના કારણે અમે જન્નતમાં પ્રવેશી જઈએ. તેમણે પીવાની ચીજો વિશે પણ પૂછયું. હુઝૂરે તેમને*

شَهَادَةُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ وَاِقَامُ الصَّلٰوةِ وَاِيْتَاءُ الزَّكٰوةِ

*ચાર ચીજોનો હુકમ આપ્યો અને ચાર ચીજોથી મના ફર્માવ્યા. કેવળ અલ્લાહ પર ઈમાન લાવવાનો હુકમ*

وَصِيَامُ رَمَضَانَ وَاَنْ تُعْطُوْا مِنَ الْمَغْنَمِ الْخُمُسَ وَنَهَاهُمْ عَنْ اَرْبَعٍ عَنِ الْحَنْتَمِ

*આપ્યો. પૂછયું, શું જાણો છો ! કેવળ અલ્લાહ પર ઈમાન લાવવાનો શું મતલબ છે ? તેમણે કહ્યું, અલ્લાહ*

મદીના પાક વેપાર અર્થે આવજા કરતા હતા. હિજરત પછી એકવાર જ્યારે એઓ મદીના પાકમાં હતા તો હુઝૂરે અક્દસ ﷺ મુન્કઝની પાસે થઈને પસાર થયા. મુન્કઝ આગળ વધીને મળ્યા. હુઝૂરે તેમના કબીલા તથા ખાસ લોકોની હાલત નામવાર પૂછી. મુન્કઝ મુસલમાન થઈ ગયા. સૂરએ ફાતિહા વગેરે યાદ કરીને પોતાના વતન હજર પાછા ગયા. છુપાઈ છુપાઈને નમાઝ પઢતા હતા. હુઝૂરે એક પત્ર મુબારક બની અબ્દુલ કૈસના અમુક લોકોની પાસે મોકલ્યો પણ મુન્કઝે કોઈની સમક્ષ જાહેર ન કર્યો. તેમની પત્નીને એની ખબર પડી ગઈ. એ અશજની પુત્રી હતાં. પુત્રીએ બાપને જણાવી દીધું. તો મુન્કઝ તથા અશજની મુલાકાત થઈ તો અશજ પણ મુસલમાન થઈ ગયા. પછી અશજે પોતાની કૌમ અસ્ર તથા મહારિબની પાસે જઈને પત્ર મુબારક સંભળાવ્યો. તેના પરિણામે સૌના દિલમાં ઈસ્લામે ઘર કરી લીધું અને એ લોકો ખિદમતે અકદસમાં હાજર થયા.

અહીં સંક્ષિપ્તમાં છે, મુસ્લિમ શરીફમાં છે કે એક ઔરત હાજર થઈ અને તેણે પૂછયું કે ઘડામાં નબીદ બનાવવાનો શો હુકમ છે ? હઝરત ઈબ્ને અબ્બાસે મના ફર્માવ્યું, તો અબૂ હમ્ઝાએ કહ્યું, હું પણ લીલા ઘડામાં મીઠી નબીદ બનાવીને પીઉં છું એનાથી તબીઅતને કરાર હાંસલ થાય છે. ફર્માવ્યું, ન પી ! ભલે મધથી પણ મીઠી હોય. પછી આ હદીષ બયાન કરી.

ખજૂર, દ્રાક્ષ વગેરેને પાણીમાં પલાળી દે છે. જ્યારે તેની અસર પાણીમાં આવી જાય છે તો પછી તેના કચરાને ફેંકી સાફ પાણી પીતા હતા, તેને નબીદ કહે છે જ્યાં સુધી એમાં નશો ન આવે. એને એકમતિએ પીવું જાઈઝ છે અને નશાકારક થયા બાદ હરામ છે.

**૩.** કે વિના લડાઈએ ઈસ્લામ સ્વીકારી લીધો, ન તમારામાં કોઈ કત્લ થયું ન કેદી બનાવવામાં આવ્યું જેનાથી તમને શર્મિંદગી કે બેઈજ્જતી થાય.

**૪.** એટલે કે એવા અમલો તથા અકીદા બતાવી દો જેની પાબંદીથી અલ્લાહ ﷻ રાજી થઈ જાય અને અમને જન્નત અતા ફર્માવે. એટલા માટે કે જન્નતની પ્રાપ્તિ કેવળ તેના ફઝ્લો કરમથી છે. અકીદા તથા અમલો તેના ફઝ્લના માટે ઝરીયો તથા વાસ્તો છે.

**૫.** એ લોકો મુસલમાન હતા, ઈમાન બિલ્લાહનો અર્થ સારી રીતે જાણતા હતા, આ અર્ઝ લાઈલ્મી જાહેર કરવા માટે નથી બલ્કે અદબની રૂએ છે. એનાથી જાણવા મળ્યું કે અલ્લાહ ﷻ તથા રસૂલુલ્લાહ ﷺના માટે એક જ સેગા (સંકેત) ઉપયોગ કરવો મના નથી, સહાબાની સુન્નત છે. તેમજ એ પણ સાબિત થયું કે ઈમાન

وَالدُّبَّاءِ وَالنَّقِيْرِ وَالْمُزَفَّتِ وَرُبَّمَا قَالَ الْمُقَيَّرِ وَقَالَ احْفَظُوْهُنَّ وَاَخْبِرُوْا بِهِنَّ

*અને અલ્લાહ તઆલાના રસૂલ સારી રીતે જાણે છે[૫]. ફર્માવ્યું, એ વાતની ગવાહી આપવી કે અલ્લાહ સિવાય*

مَنْ وَّرَائَكُمْ.

*કોઈ મઅબૂદ નથી અને મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે. નમાઝની પાબંદી કરવી[૬] અને ઝકાત આપવી અને રમઝાનના રોઝા રાખવા. અને તમે લોકો ગીબતથી બચો, પાંચમો હિસ્સો આપ્યા કરો[૭]. અને તેમને ચાર ચીજોથી રોકયા. હન્તુમ અને દબાઅ અને નકીર અને મુઝફ્ફત[૮]થી. કદીક મુકીર કહેતા અને ફર્માવ્યું, તમારી પાછળ રહી જનારાઓને બતાવી દેજો[૯]★.*

બિલ્લાહમાં ઈમાન બિર્રસૂલ પણ દાખલ છે. રસૂલનો ઈન્કાર અને અલ્લાહ પર ઈમાનનો દાવો હકીકતમાં અલ્લાહનો ઈન્કાર છે. શહાદતથી મુરાદ એ છે કે તેને દિલથી સત્ય માને અને જીભ થકી જાહેર કરે, નહીં તો વળી સમર્થન (તસ્દીક) વિનાનો ઈકરાર બેકાર છે, બલ્કે એ જ "નિફ઼ાક઼" છે.

**૬.** આ હદીષમાં ઈમાન બિલ્લાહ (અલ્લાહ પર ઈમાન) પર નમાઝની પાબંદી વગેરે પછી લાવવું એની દલીલ છે કે અમલો એ ઈમાનના ભાગો (શાખો) નથી નહીં તો પાછળ લાવવું સહીહ ન થશે. ઈક઼ામુસ્સલાતથી મુરાદ એ છે કે નમાઝની પાબંદી કરે અને સર્વ શરતો સાથે સારી રીતે અદા કરે. અહીં હજ્જનો ઉલ્લેખ નથી એટલા માટે તે વખતે હજ્જ ફર્ઝ ન થઈ જતી. આ પ્રસંગ હિ.સ. ૮નો છે અને હજ્જ હિ.સ. ૯માં ફર્ઝ થઈ.

**૭.** જેહાદ ફર્ઝ થઈ ચૂક્યો હતો અને માલે ગનીમતમાંથી ખમ્સ બયતુલ માલના માટે અલ્લાહ તરફથી નિશ્ચિત છે એટલા માટે તેમણે ખમ્સ અદા કરવાની ખાસ કરીને હિદાયત ફર્માવી. તેમની મુઝરના કાફિરો સાથે હમેશાં લડાઈ થતી રહેતી હતી.

**શંકા અને નિવારણ :** આ હદીષ પર એક મશ્હૂર વાંધો એ છે કે પ્રથમ ચાર ચીજોનો હુકમ આપ્યો અને બયાન ફર્માવ્યું, પાંચ : શહાદત, નમાઝ, ઝકાત, રોઝા, ખમ્સની અદાયગી. અને જો નમાઝની પાબંદી વગેરેને શહાદત પાછળ લાવવાનું માનીએ તો એ સૌ ઈમાન બિલ્લાહની તફસીર થઈ ગયાં, અને સૌ મળીને એક થશે, પછી ત્રણ રહી ગયા. અલ્લામા નવવીએ એ જવાબ આપ્યો કે મૂળ હેતુ ચારનો જ છે પણ એ લેહાઝ કરીને કે આ ક઼ૌમ મુજાહિદ છે જેથી ખમ્સની અદાયગીનો અધિક હુકમ આપી દીધો, અને એમાં કાંઈ ખરાબી નથી.

**૮.** આ ચાર વાસણોના ઉપયોગથી મના કરવાનું કારણ એ છે કે તેમાં શરાબો બનાવતા હતા, અને બીજી જગાઓએથી એમાં શરાબ લાવતા હતા. તે વાસણોનો ઉપયોગ કરવાથી શરાબની યાદ આવત, અંદેશો હતો કે ફરી ક્યાંક શરાબ ન પીવા લાગે, જેથી હુકમ આપ્યો કે એ વાસણોને પણ ઉપયોગમાં ન લાવો જેની સાથે શરાબને લગાવ હતો.

**૯.** એનાથી જાણવા મળ્યું કે શરીઅતનો હુકમ બતાવવાના માટે જરૂરી નથી કે માણસ પૂરો આલિમ હોય, જેને જે શરઈ હુકમ કે દીની વાત વિ□સનીય રીતે જાણમાં હોય અને સારી રીતે યાદ હોય તો અન્ય લોકોને બતાવી શકે છે.

*★કિતાબુલ ઈલ્મ બાબે તહરીઝુન્નબી ﷺ વફ્ઝે અબ્દુલ ક઼ૈસ, કિતાબુસ્સલાત, બાબે ક઼ૌલુલ્લાહ મુનીબીન ઈલૈહ, કિતાબુઝ્ ઝકાત, બાબે વજૂબિઝ્ઝકાત, કિતાબુલ્જેહાદ બાબે ફ઼ર્દુલ ખમ્સ, બાબે મિના ક઼િબે ક઼ુરૈશ, કિતાબુલ મગ઼ાઝી, બાબે વફ્દે અબ્દુલ ક઼ૈસ, કિતાબુલ અદબ, બાબે ક઼ૌલુર્રજુલ મરહબા કિતાબુલ ખબરિલ વાહિદ, બાબે વિસાતુન્નબી ﷺ વફ઼ુદુલ અરબ, કિતાબુત્તૌહીદ, બાબે ક઼ૌલુલ્લાહ બલહુલ, ક઼ુર્આન મજીદ, મુસ્લિમ કિતાબુલ ઈમાન, કિતાબુલ અશ્રબા, અબૂ દાઊદ, અશ્રબા, સુન્નત, તિર્મિઝી, સિયર, ઈમાન, નિસાઈ, ઈલ્મ, ઈમાન, અશ્રબા, સલાત, મુસ્નદે અહમદ.*

تٌ قَالَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ وَلٰکِنْ جِھَادٌ وَّنِیَّۃٌ عہ

**[તઅલીક઼ : ૧૨]** નબી ﷺએ ફર્માવ્યું, હા ! જેહાદ અને નિય્યત બાકી છે.★

حدیث ۴۶

**[હદીષ : ૪૬]**

عَنْ اَبِیْ مَسْعُوْدٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ اِذَا

અબૂ મસઊદ[૧] થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જ્યારે કોઈ માણસ પોતાનાં

اَنْفَقَ الرَّجُلُ عَلٰی اَھْلِہٖ یَحْتَسِبُھَا فَھِیَ لَہٗ صَدَقَۃٌ

બીવી બચ્ચાં પર ખર્ચ કરે અને નિય્યત સવાબની હોય તો તે તેના માટે સદક઼ા (સવાબનું કામ છે)[૨].✪

حدیث ۴۷

**[હદીષ : ૪૭]**

عَنْ سَعْدِ بْنِ وَقَّاصٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ اَنَّہٗ اَخْبَرَہٗ اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ

સઅદ ઈબ્ને વક્કાસ رضی اللہ عنہથી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું,

## તઅલીક઼ : ૧૨ની સમજૂતી

આખી હદીષ આ પ્રમાણે છે لاهجرة بعدالفتح ...الخر "ફતહે મક્કા પછી હિજરત નથી." હા ! જેહાદ અને નિયત બાકી છે. જ્યારે તમને જેહાદના માટે બોલાવવામાં આવે તો ઘરેથી નીકળો. પૂરી હદીષ બુખારીના હજ્જ, જેહાદ, જિઝિયા વગેરેમાં મૌજૂદ છે. મુરાદ એ છે કે હવે જ્યારે ફતહ થઈ ગઈ અને દારુલ ઈસ્લામ થઈ ગયું. તો મક્કાથી હિજરત કરીને ભલાઈ પ્રાપ્તિનો દરવાજો બંધ થયો. હા ! જેહાદ તથા સારી નિય્યત સાથે નેક અમલો કરીને જેટલો ચાહો સવાબ હાંસલ કરો. એનાથી ખાસ તે હિજરત જે એ દૌરમાં હતી તે મુરાદ છે, એટલે મદીના પાકની હિજરત કરવી, નહીં તો વર્ણન થઈ ચૂક્યું કે હિજરતે મુતલક્ક઼ા ક઼યામત સુધી બાકી રહેશે.

## સમજૂતી : ૪૬, ૪૭

**૧. અબૂ મસઊદ અન્સારી :** તેમનું નામ ઉકબા છે, એ બની ખજરઝના વ્યક્તિ જલીલુલ કદર અન્સારી સહાબી છે. ઉકબા ષાનિયા અને તમામ બદરના સિવાય મુશાહિદમાં શરીક રહ્યા. ઈમામ બુખારી તથા ઈબ્ને ઈસ્હાક઼ વગેરે કહે છે કે બદરમાં પણ શરીક રહ્યા, એ બદરીની સાથે મશ્હૂર છે, પરંતુ એક ગિરોહ એવું કહે છે કે બદર સ્થળે રોકાણ કરવાના લીધે બદરી કહેવાય છે. તેમના થકી ૧૦૨ હદીષો મરવી છે. નવમાં બંને સમંત

★ *મુસ્લિમ અને અબૂ દાઊદે જેહાદ તથા હજ્જમાં, તિર્મિઝીએ "સિયર"માં નિસાઈએ હજ્જ તથા બયઅતમાં દારમીએ સિયરમાં ઈમામ અહમદે પોતાની મુસ્નદમાં વર્ણન કર્યું છે.*

✪ *બુખારી કિતાબુન્નફકાત, ફઝલુન્નફકા અલલ અહ્‌લ, પેજ–૮૦૫, મુસ્લિમ ઝકાત ૪૮, નિસાઈ ઝકાત ૬૦, દારમી ઝકાત, ઈસ્તઝાન ૩૫, મુસ્નદે ઈમામ અહમદ.*

تَعَالیٰ عَلَیْہِ وَسَلَّمَ قَالَ اِنَّکَ لَنْ تُنْفِقَ نَفَقَۃً تَبْتَغِیْ بِھَا وَجْہَ اللّٰہِ اِلَّا اُجِرْتَ

*તમે જે પણ ખર્ચ કરો અને એનાથી તમારી નિય્યત અલ્લાહને રાજી કરવાની છે તો તમને એના પર સવાબ*

عَلَیْھَا حَتّٰی مَا تَجْعَلُ فِیْ فَمِ امْرَأَتِکَ

*મળશે એટલે સુધી કે પોતાની પત્નીના મોઢામાં જે કોળિયો મૂકો તેનો પણ સવાબ મળશે[૨]★.*

۱۳ ت۔ اَلدِّیْنُ النَّصِیْحَۃُ لِلّٰہِ وَلِرَسُوْلِہٖ وَلِاَئِمَّۃِ الْمُسْلِمِیْنَ وَعَامَّتِھِمْ ع

*દીન ખેરખ્વાહી છે અલ્લાહ તથા તેના રસૂલ અને મુસલમાન હાકિમો અને આમ મુસલમાનો માટે[૧]✪.*

અને એક કેવળ બુખારીમાં અને સાત કેવળ મુસ્લિમમાં છે. કૂફામાં વસવાટ કરી લીધો હતો ત્યાં જ હઝરત અલીના ખિલાફતકાળમાં હિ.સ. ૪૦થી પહેલાં વિસાલ ફર્માવ્યો. સહાબીઓમાં એક આ અબૂ મસ્ઊદ નામના અને બીજા સાહબ ગિફારી છે.

**૨.** આ બંને હદીષોનો સાર એ છે કે કોઈ મુબાહ કામ પણ નેકીની નિય્યત સાથે કરવામાં આવે તો એના ઉપર પણ સવાબ છે. બીવી બચ્ચાનું ભરણપોષણ માણસ કરે જ છે પરંતુ જો તેમનું ભરપોષણ અલ્લાહની રઝા (રાજીપા)માટે હોય તો એના પર પણ સવાબ છે.

## તઅલીક઼ : ૧૩ની સમજૂતી

**શાબ્દિક અર્થ :** اَلنَّصِیْحَۃُ۔ نصحتُ العسلَથી નીકળેલ છે એટલે મેં મધને ખરાબી તથા ગંદકીથી પાક તથા સાફ કર્યું. કોઈની સાથે સાચી ખેરખ્વાહી (શુભેચ્છા) જેમાં કોઈ ધોકો ન હોય નસીહત છે. اَئِمَّۃ ઈમામનું બહુવચન છે, તેનો અર્થ પેશ્વા છે ચાહે દીની હોય જેમ કે સલફે સાલેહીન (પૂર્વજ બુઝુર્ગો) તથા મુજતહિદ ઈમામો અથવા દુનિયવી જેમ કે સુલ્તાને ઈસ્લામ અને ઈસ્લામી હાકિમો અથવા બંને જેમ કે ખુલફાએ રાશિદીન.

**સમજૂતી :** આ હદીષ પણ જવામિઉલ કલિમમાંથી છે. પોતાનામાં અર્થોનો પુષ્કળ ખજાનો ધરાવે છે. એટલે સુધી કે આખા દીનને ઘેરી ચૂકેલ છે. દા.ત. અલ્લાહની સાથે નસીહતનો અર્થ એ છે કે તેની ઝાત તથા સિફતો પર ઈમાન લાવે, અને તેનો કોઈને શરીક ન બનાવે, ન જાત ન સિફતો ન ઈબાદતમાં. તેને જલાલ તથા કમાલની સિફતો સાથે સંલગ્ન (ગુણોવાળો) માને, દરેક અયબ તથા ખામીથી તેને પાક માને, તેની કિતાબને હક઼ માને, તેની પૂર્ણ રીતે તિલાવત કરે (જેવો કે હક઼ છે), તેના પર અમલ કરે, તેનો પ્રચાર તથા પ્રસાર કરે. રસૂલની સાથે નસીહતનો મતલબ એ છે કે તેમની રિસાલતની તસ્દીક (સમર્થન) કરે, આખા જગતથી અધિક તેમની સાથે મહોબ્બત રાખે, આખા જગતથી વધીને તેમની તા'ઝીમ કરે, તેમની શાનમાં અદના સરખી ગુસ્તાખી સહન ન કરે. તેમના હુકમોની પાબંદી કરે, જે ચીજોથી મના ફર્માવ્યું છે તેની નજીક ન જાય, તેની હમેશાં તરફદારી કરે, તેમની સુન્નત જીવંત રાખે, તેમના આદાબ તથા અખ્લાક઼ને આદત બનાવે, તેમના અસ્હાબ તથા અહલે બયતથી

★ *(જનાઈઝ મુફસ્સલ, રષાઉન્નબી ﷺ, સઅદ બિન ખૌલા, પેજ–૧૭૩, કિતાબુલ મગાઝી, હજ્જતુલ વિદાઅ, પેજ–૬૩૩, કિતાબુલ મરઝી, કૌલુલ મરજિ અની વજઅ, પેજ–૮૪૬, કિતાબુદ્દાઅવાત, અદુઆ યહુદ્દુલ વબા, પેજ–૯૪૩, કિતાબુલ ફરાઈઝ, મીરાષુલ બનાત, મુસ્લિમ વસિયત ૫, અબૂ દાઊદ વસાયા–૨, તિર્મિઝી વસાયા, મોઅત્તા ઈમામ વસિયત ૪, દારમી વસાયા, મુસ્નદે ઈમામ અહમદ)*

✪ *(મુસ્લિમ કિતાબુલ ઈમાનમાં, અબૂ દાઊદ અદબમાં, નિસાઈએ બયઅતમાં, મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક ઈબ્ને ખુઝૈમાએ કિતાબુસ્સિયાસતમાં થોડીક શબ્દોની હેરફેર સાથે વધારા સાથે વર્ણન કરી)*

## ۴۸ حدیث۔ ہر مسلمان کی خیر خواہی دین ہے

## [હદીષ : ૪૮] : દરેક મુસલમાનની ખૈરખ્વાહી દીન છે

عَنْ جَرِیْرِ بْنِ عَبْدِ اللّٰہِ الْبَجَلِیِّ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ بَایَعْتُ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ

*જરીર ઈબ્ને અબ્દુલ્લાહ બજલી[1] رضی اللہ عنہ થી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ ﷺ થી*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ عَلٰی اِقَامِ الصَّلٰوۃِ وَاِیْتَاءِ الزَّکٰوۃِ وَالنُّصْحِ لِکُلِّ مُسْلِمٍ ع

*બયઅત કરી નમાઝની પાબંદી, ઝકાતની અદાયગી અને દરેક મુસલમાનની સાથે ખૈર ખ્વાહી કરવા માટે.★*

મહોબ્બત કરે, અલ્લાહ વ રસૂલ સાથે મહોબ્બત હકીકતમાં બંદા તથા ઉમ્મતી તરફ રજૂઅ કરનાર છે. (મતલબ એ કે, અલ્લાહ તઆલા ﷻ તથા હુઝૂર ﷺ સાથે કોઈ નસીહત (ભલાઈ) કરે ઉપર દર્શાવેલ અર્થમાં, તો એમાં એ બંદા તથા ઉમ્મતીનો ફાયદો છે, ન કે અલ્લાહ ﷻ તથા હુઝૂર ﷺનો.) અલ્લાહ તથા રસૂલ નસીહત (ભલાઈ) કરનારની નસીહત (ભલાઈ)થી પાક છે. સુલ્તાનો તથા હાકિમો માટે નસીહત (ભલાઈ)એ છે કે દરેક જાઈઝ હુકમમાં તેમની ઈતાઅત (આજ્ઞાપાલન) કરે, અને હક્ક વાતમાં એમની મદદ કરે, ગલતી પર નમ્રતાપૂર્વક સમજાવે, શરઈ જરૂરત વિના તેમના વિરુધ્ધ તલ્વાર ન ઉઠાવે વગેરે વગેરે. મુજતહિદ ઈમામો માટે નસીહત એ છે કે તેમની રિવાયત કબૂલ કરે, હુકમોમાં તેમનું અનુસરણ કરે, તેમની સાથે સારું ગુમાન રાખે. આમ મુસ્લિમો માટે નસીહત એ છે કે તેમની દુનિયા તથા આખેરતના મસાઈલમાં માર્ગદર્શન કરે, નેકીની તલ્કીન કરે બુરાઈથી રોકે, તેમને દીનની તા'લીમ આપે, નેકીમાં તેમની મદદ કરે, તેમની અયબો છુપાવે, તેમના પર પ્રેમભાવ રાખે વગેરે વગેરે.

આ હદીષથી સાબિત થયું કે નસીહત "ફર્ઝે કિફાયા" છે જ્યારે ખબર હોય કે એની નસીહત કબૂલ થશે અને તેને કોઈ નુકસાન પહોંચાડવામાં નહીં આવે. અને એને જો નુકસાનનો અંદેશો હોય તો તેને ઈખ્તિયાર છે નસીહત કરે તો બેહતર, ન કરે તો કોઈ વાંધો નથી. આમ મુસ્લિમોમાં એ પણ દાખલ છે, પોતાના માટે નસીહત એ છે કે દરેક સમયે ખુદાનો ડર રાખે અને શરીઅતનો પાબંદ રહે.

### સમજૂતી : ૪૮

**જરીર ઈબ્ને અબ્દુલ્લાહ બજલી અહમસી** رضی اللہ عنہ: બની કહલાનથી હતા. એ હુઝૂરે અકદસ ﷺના વિસાલથી પહેલાવાળા રમઝાનમાં એટલે હિ.સ. ૧૦માં ખિદમતે અકદસમાં હાજર થઈને ઈસ્લામથી પાવન થયા અને ઉપર વર્ણવેલ બયઅત કરી. આ બયઅતને એટલે નિભાવી કે ફિત્નાના દિવસો અલગ થલગ રહ્યા. એકવાર તેમનો એક ગુલામ એક ઘોડો ત્રણસોમાં ખરીદી લાવ્યો અથવા ઘોડો ખૂબ જ ઉમદા હતો. જોઈને માલિકની પાસે તશરીફ લાવ્યો. ફર્માવ્યું, આ ઘોડો ત્રણસોથી વધારેનો છે, તેને આઠસો આપ્યા. અને ફર્માવ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી દરેક મુસલમાન સાથે ખૈરખ્વાહી કરવાની બયઅત કરી છે. ખૂબ જ હસીનો જમીલ હતા એટલા માટે એમને આ ઉમ્મતના યૂસુફ કહેતા હતા. કૂફામાં વસવાટ કરી લીધો હતો પછી "કરકસીયા" રહેવા લાગ્યા હતા. ત્યાં હિ.સ. ૫૧માં વિસાલ ફર્માવ્યો. તેમના થકી સો હદીષો મરવી છે. આઠ બુખારી અને મુસ્લિમ બંનેએ. એકલા બુખારીએ એક અને મુસ્લિમે છ લીધી છે.

*★ બુખારીએ મવાકિતુસ્સલાત અલબયઅતિ અલસ્સલાત, કિતાબુઝ્ઝકાત, બાબુલ બયઅતિ અલા ઈતાઉઝ્ઝકાત, કિતાબુલ બુયૂઅ બાબ હલયબીઅ હાઝિર લિબાદ, કિતાબુશ્શરૂત, બાબ અવ્વલ, મુસ્લિમે ઈમાનમાં, નિસાઈએ લમઅતમાં, દારમીએ બુયૂઅમાં, ઈમામ અહમદે પોતાની મુસ્નદમાં પણ ઝિક્ર કરી છે.)*

[હદીષ : ૪૯]

حديث عَنْ زِيَادِ بْنِ عِلَاقَةَ قَالَ سَمِعْتُ جَرِيرَ بْنَ عَبْدِ اللهِ يَوْمَ مَاتَ الْمُغِيرَةُ بْنُ شُعْبَةَ

*ઝિયાદ ઈબ્ને ઈલાકા કહે છે કે મેં જરીર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہથી સાંભળ્યું, જે દિવસે હઝરત મુગીરા[1]*

قَامَ فَحَمِدَ اللهَ وَأَثْنَى عَلَيْهِ وَقَالَ عَلَيْكُمْ بِاتِّقَاءِ اللهِ وَحْدَهُ لَا شَرِيكَ لَهُ وَالْوَقَارِ

*ઈબ્ને શઅબા رضی اللہ عنہ થયો. આ (મિમ્બર) પર ઉભા રહીને પ્રથમ અલ્લાહ ﷻની હમ્દો ષના કરી.*

وَالسَّكِينَةِ حَتَّى يَأْتِيَكُمْ أَمِيرٌ فَإِنَّمَا يَأْتِيكُمُ الْآنَ ثُمَّ قَالَ اسْتَعْفُوا لِأَمِيرِكُمْ فَإِنَّهُ كَانَ

*પછી ફર્માવ્યું, તમારા લોકો પર લાઝિમ છે કે કેવળ અલ્લાહથી ડરો જેનો કોઈ શરીક નથી અને વક઼ાર તથા*

يُحِبُّ الْعَفْوَ ثُمَّ قَالَ أَمَّا بَعْدُ فَإِنِّي أَتَيْتُ النَّبِيَّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ قُلْتُ

*સુકૂનની સાથે રહો ત્યાં સુધી કે તમારો કોઈ હાકિમ આવી જાય અને તે પણ આવશે. પછી કહ્યું, તમારા મૃત્યુ*

أُبَايِعُكَ عَلَى الْإِسْلَامِ فَشَرَطَ عَلَيَّ وَالنُّصْحِ لِكُلِّ مُسْلِمٍ فَبَايَعْتُهُ عَلَى هٰذَا وَرَبِّ

*પામેલા અમીર માટે મગફેરતની દુઆ કરો એટલા માટે કે તે માફ કરવાને પસંદ કરતા હતા. આ બધા પછી*

هٰذَا الْمَسْجِدِ إِنِّي لَنَاصِحٌ لَكُمْ ثُمَّ اسْتَغْفَرَ وَنَزَلَ

*સાંભળો ! હું રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં ઈસ્લામની બયઅત કરવાની ગરજે હાજર થયો તો હુઝૂરે એ પણ*

*શર્ત લગાડી, અને દરેક મુસલમાનની ખૈરખ્વાહી[2] કરતા રહેશો. મેં એના પર બયઅત કરી.*

*આ મસ્જિદના રબની ક઼સમ ! હું તમારો ખૈરખ્વાહ છું, પછી ઈસ્તિગફાર કર્યો પછી ઉતરી આવ્યા.★*

## સમજૂતી : ૪૯

**૧. હઝરત મુગીરા ઈબ્ને શઅબા** رضی اللہ عنہ : હઝરત મુઆવિયાની તરફથી કૂફાના હાકિમ હતા. સ.હિ. ૫૦માં તેમનો વિસાલ થઈ ગયો. કૂફાવાળાઓમાં હઝરત અલીના સમર્થકોની પુષ્કળ પ્રમાણમાં બહુમતી હતી જેથી હઝરત મુગીરા ઈબ્ને શઅબા رضی اللہ عنہ તેમને પોતાની ઉમદા તદબીર થકી ક઼ાબૂમાં રાખેલ હતા. તેમના વિસાલ બાદ અંદેશો હતો કે કોઈ હંગામો ન મચી જાય એટલા માટે હઝરત જરીર رضی اللہ عنہએ ખુત્બો આપ્યો અને તેમને વક઼ાર તથા સુકૂનની સાથે રહેવા અને હંગામો તથા વિખવાદ કરવાથી દૂર રહેવાની હિદાયત કરી. હઝરત મુગીરા رضی اللہ عنہએ પોતાના વિસાલના સમયે હઝરત જરીરને પોતાના નાયબ બનાવી દીધા હતા એટલા માટે તેમણે આ ખુત્બો આપ્યો હતો. જ્યારે હઝરત મુઆવિયા رضی اللہ عنہને હઝરત મુગીરાના વિસાલની ખબર પહોંચી તો તેમણે ઝિયાદ ઈબ્ને સુમૈયાને કૂફાના ગવર્નર બનાવી દીધા.

**૨.** આ હદીષમાં ખૈરખ્વાહી માટે મુસલમાનની શર્ત અપવાદ નથી, (જેનું વર્ણન થયું હોય તેના સુધી મર્યાદિત રહે, પણ અહીં એવું નથી) કાફિર સાથે પણ ખૈરખ્વાહી લાઝિમ છે. કાફિરની સાથે ખૈરખ્વાહી એ છે કે ઈસ્લામની દા'વત આપે.

★ *અશરૂત, અવ્વલ બાબુલ અહકામ, કૈફ યબાયિઉલ ઈમામ, મુસ્લિમ ઈમાન, નિસાઈ, બૈઅત.*

كتابُ العِلم

# કિતાબુલ ઈલ્મ

બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ

## ۵۰ حدیث تضییع امانت قیامت کی علامت ہے

## [હદીષ : ૫૦] "અમાનતમાં ખયાનત કયામતની નિશાની"

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَالَ بَیْنَمَا النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું, નબી ﷺ સહાબાની સાથે બેસીને વાત કરી રહ્યા હતા કે એવામાં

فِیْ مَجْلِسٍ یُّحَدِّثُ الْقَوْمَ جَاءَهٗ اَعْرَابِیٌّ فَقَالَ مَتَی السَّاعَةُ فَمَضٰی رَسُوْلُ

એક ગામડિયા[1] આવ્યા અને પૂછયું, કયામત ક્યારે આવશે ?! રસૂલુલ્લાહ ﷺ વાત કરતા રહ્યા[2]. હાજરજનોમાંથી

اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ یُحَدِّثُ فَقَالَ بَعْضُ الْقَوْمِ سَمِعَ مَا قَالَ فَكَرِهَ

અમુક લોકોએ કહ્યું, હુઝૂરે એનો સવાલ સાંભળ્યો પણ નાપસંદ કર્યું. (એટલા માટે જવાબ ન આપ્યો) અમુક

## كتابُ العلم

**ઈલ્મની વ્યાખ્યા :** સહીહ એ છે કે ઈલ્મ હમેશાંથી જાહેર ચીજોથી છે. દરેક ખાસ તથા આમ જાણે છે કે ઈલ્મ શું ચીજ છે એટલા માટે એ આ ઈસ્તેલાહી વ્યાખ્યાથી અલિપ્ત છે તેમજ તેની વ્યાખ્યા ખૂબ જ પ્રમાણમાં મુશ્કેલ છે. હજારો વરસ ચિંતન ખોજ, ચર્ચા વિચારણા બાદ પણ આજ સુધી સ્પષ્ટ ન થઈ શકી. આપણા માતુરીદી હઝરાતે ઈલ્મની વ્યાખ્યા આ પ્રમાણે કરી : ઈલ્મ એક એવું નૂર છે જે અલ્લાહ ﷻ એ ઈન્સાનના દિલમાં પેદા કર્યું છે કે એની સાથે જે ચીજને સંબંધ થાય છે તે ઉઘાડી થઈ જાય છે, જેમ કે આંખમાં જોવાની શક્તિ.

**ઈલ્મનું વર્ગીકરણ :** અહીં ઈમામ બુખારીનો હેતુ ઈલ્મની કૈફિયત તથા હકીકત બયાન કરવાનો નથી બલ્કે ઈલ્મની નિસ્બતોનું વર્ણન કરવું છે. એમની દષ્ટિએ ઈલ્મથી મુરાદ ઈલ્મે દીન છે જે અલ્લાહ ﷻની રઝાનો સબબ છે. ઈલ્મના તેના સંબંધોને એતબારે બે પ્રકાર છે : ઈલ્મે ઝાહિર તથા ઈલ્મે બાતિન. ઈલ્મે ઝાહિર એ ઈલ્મે શરીઅત છે. તફસીર, હદીષ, ફિક્હ અને તેના ઝરીયાઓ ઈલ્મે સરફ તથા નહવ, શબ્દકોશ, મઆની બયાન વગેરે. ઈલ્મે બાતિના બે પ્રકાર છે : ઈલ્મે મુઆમલા એટલે દિલ તથા નફ્સને પાક સાફ સુથરુ બનાવવાના બુરા અખ્લાક અને હરામ ચીજોથી પરહેઝ, અખ્લાકે હસના, નિખાલસતા, સબ્ર, શુક્ર, ઝુહદ, તકવા, કનાઅત

مَاقَالَ وَقَالَ بَعْضُهُمْ بَلْ لَمْ يَسْمَعْ حَتّٰى إِذَا قَضٰى حَدِيْثَهٗ قَالَ أَيْنَ أُرَاهُ السَّائِلُ

*લોકોએ કહ્યું, સાંભળ્યું જ નથી. જ્યારે આ હુઝૂર વાત પૂર્ણ કરી ચૂક્યા તો ફર્માવ્યું, ક઼યામતના બારામાં*

عَنِ السَّاعَةِ قَالَ هَا أَنَا يَا رَسُوْلَ اللّٰهِ قَالَ فَإِذَا ضُيِّعَتِ الْأَمَانَةُ فَانْتَظِرِ السَّاعَةَ

*પ્રશ્નકર્તા ક્યાં છે ?[3] તે ગામડિયાએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હું હાજર છું. ઈર્શાદ[4] ફર્માવ્યો, જ્યારે જ્યારે*

فَقَالَ كَيْفَ إِضَاعَتُهَا قَالَ إِذَا وُسِّدَ الْأَمْرُ إِلٰى غَيْرِ أَهْلِهٖ فَانْتَظِرِ السَّاعَةَ

*અમાનત વેડફી દેવામાં આવે, ક઼િયામતનો ઈંતેઝાર કરો[5]. તેમણે અર્ઝ કરી, અમાનત વેડફી નાખવાનો શું મતલબ ? ફર્માવ્યું, જ્યારે નાઅહલ (અયોગ્ય પાત્ર)ને કામ સુપ્રત કરવામાં ત્યારે ક઼યામતનો ઈંતેઝાર કરો.''*

*(એને ઈમામ બુખારીએ કિતાબુર્રિક઼ાક઼, બાબ રફએ અમાનતમાં સંક્ષિપ્તમાં વર્ણન કરી છે, મુસ્નદે ઈમામ અહમદમાં પણ છે.)*

વગેરેની પ્રાપ્તિ. **બીજો ઈલ્મે મુકાશિફા** : આ તે ઈલ્મ છે જે નફસની સફાઈ પછી અલ્લાહ તરફથી અતા થાય છે. જે વાતો બુદ્ધિના માધ્યમની પહોંચથી બહાર છે તેનો તેના થકી ઈન્કેશાફ થાય (ખુલવું) છે દા.ત. બારી તઆલાની ઝાત તથા સિફાત વગેરે. (કસ્તલાની) ઈલ્મે મુકાશિફાથી જ હુઝૂરે અક઼દસ ﷺની ઝાત તથા સિફતોની કાંઈક હક઼ીક઼ત સ્પષ્ટ થાય છે.

અમલ ઈલ્મ વિના અશક્ય છે. એટલા માટે ઈમામ બુખારીએ અમલો પર ઈલ્મને અગ્રતા આપી. અને અમલ હોય કે ઈલ્મ ઈમાન વિના અલ્લાહને ત્યાં તેની કોઈ હૈસિયત નથી, ઈમાન એ સૌનો પાયો છે એટલા માટે ઈમાનનો ઈલ્મથીય પહેલાં ઉલ્લેખ કર્યો. જો કે એક કારણે ઈલ્મ ઈમાન પર પણ અગ્રેસર હોવો જોઈએ, એટલા માટે કે ઈલ્મ વિના ઈમાન લાવવું પણ શક્ય નથી, પણ કેમ કે અહીં તે ઈલ્મ મુરાદ છે જેનો ખુદાની બારગાહમાં એતબાર છે અને તે ઈમાન વિના વિ□ાસપાત્ર નથી એટલા માટે ઈમાનને ઈલ્મથી અગ્રસ્થાને રાખ્યું.

## સમજૂતી : ૫૦

**૧. અઅ્રાબી** : અરબસ્તાનના ગામડાંઓમાં રહેનાર અઅ્રાબી કહે છે. અઅ્રાબી જો સહાબી છે તો તેનો તર્જુમો ગમાર કરવામાં નહીં આવે કેમ કે ગમાર તુચ્છ દર્શાવવા માટે બોલવામાં આવે છે, અને સહાબાને તુચ્છ દર્શાવવું જાઈઝ નથી.

**૨.** એનાથી બે વાતો જાણવા મળી. એક એ કે પ્રશ્ન કર્તા માટે લાઝિમ છે કે જ્યારે શૈખ કે મુફતી કોઈની સાથે વાતમાં વ્યસ્ત હોય તો એ વખતે સવાલ ન કરે. જ્યારે વાત પૂરી કરી લે તો સવાલ કરે. અને અધિક અદબ એ છે કે જ્યારે એ ધ્યાનિત હોય તો સવાલ કરે. બીજુ એ કે ક઼ાઝી, મુફ્તી, મુદર્રિસ જોઈએ કે હાજર થનારાઓમાં ક્રમસર આવનારના ક્રમનો લેહાઝ કરે.

**૩.** એનાથી સાબિત થયું કે આલિમ તથા શયખે જોઈએ કે પબ્લિકની અયોગ્ય વાતો પર સબ્ર કરે બલ્કે તેમની તકલીફો પર પણ અને સૌની સાથે અખ્લાક઼ (સદ્‌વર્તાવ)થી પેશ આવે અને સૌની હાજત પૂરી કરે.

**૪.** તે ગામડિયાએ ક઼યામત રચાવાનો સમય પૂછયો હતો પણ જવાબમાં નિશાની દર્શાવીને એ તલ્ક઼ીન કરી કે જો કોઈ પ્રશ્નકર્તા પોતાની હૈસિયતથી અધિક પ્રશ્ન કરે અથવા એવી વાત પૂછે જેને જાહેર કરવી યોગ્ય ન હોય તો તેને કોઈ સંતોષજનક જવાબ આપી દે.

**૫.** અહીં અમાનતથી મુરાદ કેવળ માલની અમાનત મુરાદ નથી બલ્કે આમ છે, ચાહે તે ઈલ્મ હોય ચાહે કોઈ

દીની કે દુનિયવી હોદ્દો. દા.ત. કઝા, હુકૂમત, ઈફતા, તદરીસ, તકરીર વગેરે. મુરાદ એ છે કે જમાનો એવો આવશે કે લાયક પાત્ર મૌજૂદ જ નહીં હોય, તો મજબૂરીથી અયોગ્ય પાત્રને કામ આપવામાં આવશે. એ પણ મુરાદ છે કે દયાનત (પ્રમાણિક્તા) ઉઠી જશે, લાયકાત પ્રમાણે કોઈ હોદ્દો આપવામાં નહીં આવે, બલ્કે ખુશામદ, ચાપલૂસી તથા લાંચ, સગાવાદ વગેરે પર.

### ★ حَدَّثَ (હદ્દષ) તથા وَاَخْبَرَ (અખ્બર)ની વચ્ચે તફાવત ★

મુતાખ્ખેરીન (પાછલા) મુહદ્દિષો اَخبَرنَا (અખ્બરના) તથા حدَّثنا (હદ્દષના) વચ્ચે એ ફરક કરે છે કે જો શયખ કિરાઅત કરે અને શાગિર્દ સાંભળે તો તેને حَدَّثَنِی (હદ્દષની)થી તાબીર કરે છે અને જો શાગિર્દ કિરાઅત કરે અને શયખ સાંભળે તો اَخبَرَنِی (અખ્બરની) નીથી કરે છે. વળી શાગિર્દો બે કે બેથી વિશેષ હોય તો ચાએ મુતકલ્લિમના સેગાને બદલે જમા મુતકલ્લિમ લાવે છે. એટલે اَخبَرنَا (અખ્બર્ના) અને حدَّثنا (હદ્દષના). ઈમામ તિર્મિઝીનો આ જ મસ્લક છે. જેમ કે તેમણે તિર્મિઝીના પ્રારંભમાં ફર્માવ્યું : قرأةً عليه وانا اسمع (કિર્અતન અલૈહિ વ અના સમઅ)

**حَدَّثَ (હદ્દષ) તથા اَخبَرَ (અખ્બર)માં ઈમામ બુખારીને ત્યાં ફરક :** બલ્કે મુતકદ્દેમીન (આગલા મુહદ્દિષો)ને ત્યાં પણ حَدَّثَ (હદ્દષ) તથા اَخبَرَ (અખ્બર)માં કોઈ ફરક નથી. આ જ ઈમામ બુખારીનો મસ્લક છે. પોતાના મસ્લકના સમર્થનમાં ફર્માવ્યું :–

**૧.** મને હમીદીએ કહ્યું, સુફયાન ઈબ્ને ઐનિનાની નજીક حدَّثنا (હદ્દષના) તથા اَخبَرنا (અખ્બર્ના) અને سمعتُ (સમ્અતુ) એક હતું.

**૨.** અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہનો કૌલ છે કે અમને રસૂલુલ્લાહ ﷺએ હદીષ બયાન કરી અને તેઓ સાચા છે અને સાચા માનેલા છે.

**૩.** શફીકે કહ્યું, અબ્દુલ્લાહથી રિવાયત છે તેમણે કહ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી આ વાત સાંભળી.

**૪.** હઝરત હુઝૈફા رضی اللہ عنہએ કહ્યું, અમને રસૂલુલ્લાહ ﷺએ બે હદીષો બયાન કરી.

**૫.** અબુલ આલિયાએ કહ્યું, ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી રિવાયત છે. તે નબી ﷺથી રિવાયત કરે છે એમાં જે પોતાના રબથી રિવાયત કરે છે.

**૬.** હઝરત અનસ رضی اللہ عنہએ કહ્યું, નબી ﷺથી રિવાયત છે, તે પોતાના રબથી રિવાયત કરે છે.

**૭.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہએ કહ્યું, નબી ﷺથી રિવાયત છે તે તમારા રબ તબારક વ તઆલાથી રિવાયત કરે છે.

પ્રથમ ચાર તઅલીકોથી એ દર્શાવવાનો હેતુ છે કે હદીષના રાવીઓ કદીક حدَّثنا (હદ્દષના) બોલે છે કદી سمعت (સમ્અતુ), અને બંનેના અર્થ એક છે. અને બાદની ત્રણ તઅલીકોથી એ દર્શાવવાનો હેતુ છે કે સનદમાં حدَّثنا (હદ્દષના) અથવા سمعت عن فلا عن فلان (સમ્અતુ અન્ ફલાં અન્ ફલાં) પણ કહેવું દુરુસ્ત છે. તેનો હુકમ પણ એ જ છે જે حدَّثنا (હદ્દષના) અથવા سمعت (સમ્અતુ)નો છે.

**હદીષ مُعَنْعَن મુઅન્અન્ :** જે હદીષની પૂરી સનદ શબ્દ عن (અન્)ની સાથે વર્ણન થયેલી હોય તેને "મુઅન્અન્" કહે છે. એના સહીહ હોવાના માટે ઈમામ બુખારીને ત્યાં એ શર્ત છે કે શાગિર્દ તથા શયખમાં કોઈ અન્ય દલીલથી મુલાકાત સાબિત હોય. ઈમામ મુસ્લિમ અને અન્ય મુહદ્દિષો મુલાકાત જરૂરી નથી જાણતા, કેવળ (મુઆસરત) બંનેનું એક જમાનામાં હોવું જરૂરી ઠરાવે છે. અધિક સ્પષ્ટતા પ્રસ્તાવનામાં જુઓ. આ સાતેવ તઅલીકોને ઈમામ બુખારીએ અન્ય સ્થળે સનદની સાથે રજૂ કરેલ છે. હદ્દષ તથા અખ્બરના અર્થ એક જ છે તેની દલીલમાં ઈમામ બુખારીએ આ હદીષ રજૂ કરી.

## حدیث نخلہ ۵۱

**[હદીષ ૫૧ : નખ્લહ્] "મુસલમાનનું દષ્ટાંત ખજૂરનુ ઝાડ"**

عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللہُ تَعَالٰی عَنْہُمَا قَالَ قَالَ رَسُوْلُ اللہِ صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું, રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું,*

اِنَّ مِنَ الشَّجَرِ شَجَرَۃً لَا یَسْقُطُ وَرَقُہَا وَاِنَّہَا مَثَلُ الْمُسْلِمِ حَدِّثُوْنِیْ مَا ہِیَ قَالَ

*ઝાડોમાં એક ઝાડ છે જેનાં પાંદડાં નથી ખરતાં અને તે મુસલમાનની જેમ[૧] છે. મને બતાવો તે કયુ ઝાડ છે ?*

### સમજૂતી : ૫૧

**શાબ્દિક અર્થ :** شجرٌ (શજરુન્) થડવાળા ઝાડને કહે છે مِثْل (મિષ્લ) તથા مَثَل (મષલ) બંને રિવાયત છે. આ સરખામણી દર્શાવતો શબ્દ છે. મિષ્લનો શાબ્દિક અર્થ نظیر નઝીર (દષ્ટાંત) છે અને ઉર્ફી અર્થ કહેવત છે અને મજાઝી અર્થ "વિચિત્ર હાલ" છે. અહીં એ જ અર્થ મુરાદ છે.

**૧. સરખામણીનું કારણ :** મતલબ એ છે કે એ ઝાડનો અજીબો ગરીબ (વિચિત્ર) હાલ મો'મિનના હાલની જેમ છે. એ અજીબો ગરીબ હાલ એ છે કે ખજૂરનું ઝાડ જેટલુ લાભકારક છે એટલુ અન્ય કોઈ ઝાડ નથી, તેનું ફળ ખૂબ મીઠુ, સ્વાદિષ્ટ, ફાયદાકારક અને ફળ આવતાં જ તેને ખાવાનું શરૂ કરે છે પછી પાકયા પછી તેને સૂકવીને રાખી લે છે, વરસભર ખાય છે, તેનો ઠળીયો ચોપગાંનો ખોરાક છે. તે હમેશાં હર્યુભર્યુ રહે છે અને ખૂબ લાંબી ઉમર ધરાવે છે. જ્યારે સૂકાઈ જાય છે તો પણ લાભકારક કે તેનાં પાંદડાંઓથી ચટાઈ, ટોકરી બનાવે છે, થડનો થાંભલો લગાડે છે, તેના રેસાઓને ગાદલામાં ભરે છે, એ જ પ્રમાણે મો'મિન હમેશાં તરોતાઝા ખુદાની મરજીમાં રાજી રહે છે, જિંદગીમાં અન્ય લોકોને કામ આવે છે, લોકોના દુ:ખ સુખમાં ભાગીદાર બને છે, અને મૃત્યુ બાદ લાભ પહોંચાડે છે.

**દલીલો : એક :** اَخبَرَ (અખ્બર) અને حدَّث (હદ્દષ) એક જ છે. એ આ જ રિવાયતથી સાબિત છે. એટલા માટે કે حدَّث (હદ્દષ) અને اَخبَر (અખ્બર)માં ફરક કરનારા કહે છે કે જો શાગિર્દ પઢે અને શયખ સાંભળે તો તેની તાબીર اَخبَر (અખ્બર) છે. હુઝૂરે અક્દસ ﷺએ સહાબાને ફર્માવ્યું, حدِّثونی ماھِیَ (હદ્દિષુની માહિય) જ્યારે કે સહાબા અર્ઝ કરત તો આ ઈસ્તેલાહના પ્રમાણે اِخبار (ઈખ્બાર) થાત. શાગિર્દના પઢવાને હુઝૂરે તહદીષ સાથે તાબીર કર્યુ. જેથી જણાયું કે حدَّثنا (હદ્દષના) અને اخبرنا (અખ્બર્ના) એક જ છે.

فَوَقَعَ النَّاسُ فِي شَجَرِ الْبَوَادِي قَالَ عَبْدُ اللّٰهِ وَقَعَ فِي نَفْسِي أَنَّهَا النَّخْلَةُ،

*ઈબ્ને ઉમરે કહ્યું, લોકોનો ખયાલ જંગલી ઝાડો તરફ ગયો અને મારા જીવમાં આવ્યું કે એ ખજૂરનું ઝાડ છે, પણ*

فَاسْتَحْيَيْتُ۔ ثُمَّ قَالُوا حَدِّثْنَا مَا هِيَ يَا رَسُولَ اللّٰهِ قَالَ هِيَ النَّخْلَةُ

*હું શરમના કારણે ન બોલ્યો. પછી લોકોએ અર્ઝ કરી, હુઝૂર ! બતાવો ! ફર્માવ્યું, એ ખજૂર છે★.*

ફરક કરનારા اَخْبَرنَا (અખ્બર્ના) અને انبئنا (અંબાઅ્)ને એક માને છે. તો જ્યારે اَخْبَر (અખ્બર) અને حَدَّث (હદ્દષ) એક તો انبئنا (અંબાઅ્) તથા حَدَّث (હદ્દષ) પણ એક છે.

**બીજુ :** આ હદીષના વિવિધ તરીક઼ા અને રિવાયતોમાં વિવિધ શબ્દો છે. અહીં حَدِّثونی (હદ્દિષુની) છે અને કિતાબુત્તફસીરમાં નાફેઅની રિવાયતથી اخبِرُونی (અખ્બિરુની) છે. અને નાફેઅથી ઈસ્માઈલની રિવાયતમાં اَنبِئُونی (અમ્બિઊની) છે. ખૂદ આ જ કિતાબુલ ઈલ્મમાં બાબુલ અહ્યાઈ મિનલ ઈલ્મમાં ઈસ્માઈલની રિવાયતથી એ છે કે, લોકોએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! اَخْبِرنَا بِهَا (અખ્બિર્ના બિહા) તો સાબિત થયું કે حَدَّث (હદ્દષ), اَخْبَر (અખ્બર) તથા انبئنا (અંબાઅ્) એક જ છે.

**પરિપૂર્ણતા :** (૨) વિવિધ રિવાયતો બુખારીની એક જગાએ ભેગી કરવાથી આ હદીષ પૂરી આ પ્રમાણે છે : હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما કહે છે કે હુઝૂરે અક઼દસ ﷺની ખિદમતમાં અમે લોકો હાજર હતા. ખજૂરનો ગુંદર પેશ કરવામાં આવ્યો. આં હુઝૂરે તેને તનાવુલ ફર્માવ્યો (ખાધો) અને ફર્માવ્યું, એક એવું ઝાડ છે જે મુસલમાનની જેમ બાબરકત છે. સદા ખીલેલુ છે. બતાવો ! તે કયુ છે ? લોકોનું ધ્યાન જંગલી ઝાડો પ્રતિ ગયું. લોકોએ કહ્યું, ફલાણુ ઝાડ છે. મારી સમજમાં આવી ગયું કે એ ખજૂર છે. જીવમાં આવ્યું, અર્ઝ કરું પરંતુ સૌથી નાનો દસ વરસની વયનો હતો અને હાજરજનોમાં અબૂબક્ર તથા ઉમર પણ હતા તેઓ ચૂપ હતા. શરમના કારણે હું પણ ચૂપ રહ્યો. પછી હાજરજનોએ અર્ઝ કરી, હુઝૂર જ જણાવે ! ફર્માવ્યું, એ ખજૂર છે. મેં મારા વાલિદને અર્ઝ કરી તો કહ્યું, જો તું જણાવી આપત તો મને એ ખુશી થાત જે આટલા આટલાથી ન થાત !

**ફાયદા : ૧.** આ હદીષથી સાબિત થયું કે ઉસ્તાદ શાગિર્દોની પરીક્ષા માટે સવાલ કરી શકે છે.

**૨.** ઈલ્મી કોયડા એટલા માટે પૂછવા કે શાગિર્દોના દિમાગમાં તીવ્રતા પેદા થાય એ જાઈઝ છે, પરંતુ ઉલમાની પરીક્ષા લેવા અથવા તેમને નીચા પાડવાની નિય્યતથી પૂછવું હરામ છે.

**૩.** હયા (શરમ) સારી ચીજ છે જો તેનાથી કોઈ નુકસાન ન થાય કે કોઈ ફાયદાથી વંચિત ન રહેવાય.

**૪.** આપણા બુઝુર્ગોની અદબ કરવી જોઈએ અને તેમની સમક્ષ વિના જરૂરત વાત ન કરવી જોઈએ.

**૫.** એ શક્ય છે કે કદી કદી કોઈ મુદ્દો મહાન આલિમોના દિમાગમાં ન આવે અને કોઈ બાળકના દિમાગમાં આવી જાય.

**૬.** જો કોઈ બુઝુર્ગ પરીક્ષા અર્થે કોઈ સવાલ કરે અને તેનો જવાબ દિમાગમાં આવી જાય તો જણાવી દેવું જોઈએ.

*★ ઈમામ બુખારીએ અલગ શબ્દો વડે આ હદીષને અહીંને બદલે કિતાબુલ ઈલ્મમાં બે જગાએ, એક અધિક કિતાબુલ બુયૂઅ અલજેમારમાં અત્ઈમ્મામાં, કિતાબુલ અદબ બાબ લાયસ્તહ્યી મિનલ હક્ક઼માં અને ઈમામ મુસ્લિમે મુનાફિક઼ીનમાં વર્ણન કરી. અને મુસ્નદે અહમદમાં પણ અને તિર્મિઝી અને નિસાઈએ પણ કાંઈક ફેરફાર સાથે વર્ણન કરી છે.*

## ★ હદીષ અખ્ઝ કરવાના (લેવાના) તરીકા ★

**પ્રથમ** : શયખ ખૂદ પઢે અને શાગિર્દ સાંભળે. **બીજુ** : શાગિર્દ ક઼િરાઅત કરે ઉસ્તાદ સાંભળે. જેમ કે લાંબાકાળથી એ જ તરીકો રિવાજ પામેલ છે, એને અર્ઝ પણ કહે છે. **ત્રીજુ** : શયખ પોતાની કોઈ કિતાબ શાગિર્દને આપે તેને મુનાવલત કહે છે. **ચોથુ** : શાગિર્દ કોઈ કિતાબ ઉસ્તાદની ખિદમતમાં પેશ કરીને દરખાસ્ત કરે કે એની મને ઈજાઝત આપી દો. ઉસ્તાદ તે કિતાબ પર ઈત્મિનાન કરીને શાગિર્દને ઈજાઝત આપી દે તેને પણ અર્ઝ કહે છે. અને હકીકતમાં મુનાવલત જ એક પ્રકાર છે. એટલા માટે ઈબ્ને હજરે અર્ઝ મુનાવલત કહ્યું છે.

કેમ કે અમુક સખત મુહદ્દિષો એના માનવાવાળા હતા કે રિવાયત ત્યારે જ સહીહ છે જ્યારે કે ઉસ્તાદ ખૂદ પઢે અને શાગિર્દ સાંભળે. એટલા માટે ઈમામ બુખારીએ એના પર ખૂબ જ જોર આપ્યું કે ઉસ્તાદની ક઼િરાઅત શાગિર્દ પર અને શાગિર્દની ઉસ્તાદ પર બંને સહીહ છે અને બાદમાં એના પર એકમતિ થઈ ગઈ. હવે એના પછી એ ઈખ્તેલાફ છે કે બંને બરાબર છે કે એમાં કાંઈક ફરક છે ? એના અનુસંધાનમાં ત્રણ મઝહબ છે :–

**પ્રથમ** : શાગિર્દનું ઉસ્તાદની સમક્ષ પઢવું અધિક રાજેહ છે. આ ઈમામે આ'ઝમ અબૂ હનીફા અને અબૂ ઝઅબ વગેરેનું કહેવું છે. અને એક રિવાયતના પ્રમાણે ઈમામ માલિકનો પણ મઝહબ છે.

**બીજુ** : ઉસ્તાદે પઢીને શાગિર્દને સંભળાવવું એ રાજેહ છે આ જ જમહૂર મઝહબ છે. અમુક લોકોએ કહ્યું, આ કેવળ પશ્ચિમવાસીઓના જમહૂરનો મઝહબ છે.

**ત્રીજુ** : બંને સમાન છે. આ જ મોટા ભાગના ઉલમાએ હિજાઝ તથા કૂફા તથા ઈમામ માલિક અને તેમના મદીનાના અનુયાયીઓનો અને ઘણી મોટી જમાઅતનો મઝહબ છે. ઈમામ બુખારીનો પણ આ જ મઝહબ છે. ઈમામ બુખારીએ પોતાના સમર્થનમાં અસ્લાફ (પૂર્વજ બુઝુર્ગો)નાં આ કથનો નક઼લ કર્યાં છે :–

**(૧)** ઈમામ બુખારીના ઉસ્તાદ મશ્હૂર મુહદ્દિષ "હમીદી" એ એને ઝમામ ઈબ્ને ષઅલ્બા رضی اللہ عنہની હદીષથી સાબિત કર્યું. આ હદીષ મુફસ્સલ આવી રહી છે જેમાં એ છે કે હઝરત ઝમામે એ અર્ઝ કરી, શું અલ્લાહે તમને હુકમ આપ્યો છે કે અમે નમાઝ પઢીએ ? હુઝૂરે ફર્માવ્યું, હા ! આ ઉસ્તાદ પર કિરાઅત થઈ. પછી ઝમામે પોતાની કૌમને ખબર આપી તો કૌમે તેને માન્ય રાખ્યું. તો જણાયું કે આ તરીકો પણ દુરુસ્ત છે.

**(૨)** ઈમામ માલિકે દસ્તાવેજથી દલીલ પુરવાર કરી કે જ્યારે દસ્તાવેજમાં કોઈ ઈકરાર કરનારનો ઈકરાર લખવામાં આવ્યો અને તેને પઢી સંભળાવવામાં આવ્યો. તેણે હા કરી લીધી, તો આ તેનો ઈકરાર થઈ ગયો. જ્યારે કે તેણે સ્પષ્ટપણે જીભ વડે ઈકરાર નથી કર્યો, કેવળ હા કહ્યું છે. જે લોકોએ આ દસ્તાવેજ સાંભળ્યો તેમણે તેના પ્રમાણે ગવાહી આપવી જાઈઝ છે. એ જ રીતે જ્યારે ક઼ારી (વાંચનાર) ઈકરાર કરનારને સંભળાવી દે તો તેને જાઈઝ છે કે એવું કહે કે મને ફલાણાએ પઢાવ્યું. તેમ જ ઈમામ માલિકે એના પર એ દલીલ પણ બયાન ફર્માવી છે કે લોકો કુર્આન મજીદ કોઈની સામે પઢે છે અને કહે છે કે મને ફલાણાએ પઢાવ્યું. એ જ પ્રમાણે ઉસ્તાદ સમક્ષ શાગિર્દ જો પઢે તો શાગિર્દને એ જાઈઝ છે કે તેમનાથી રિવાયત કરે. ઈમામ હાકિમે ઉલુમુલ હદીષમાં બતરીકે મુતરફ લખ્યું છે કે તેમણે બતાવ્યું કે હું સાત વરસ ઈમામ માલિકની ખિદમતમાં રહ્યો, મેં એવું કદી નથી જોયું કે પોતાનો મોઅત્તા તેમણે પઢયો હોય, હમેશાં શાગિર્દો પઢતા અને એઓ સાંભળતા. ઈમામ માલિક એના માટે સખત ઈન્કાર ફર્માવતા જે એવું કહેતો કે રિવાયત ત્યારે સહીહ છે જ્યારે કે શયખ પઢીને સંભળાવે. ફર્માવતા, આ હદીષમાં કેમ પૂરતુ નહીં થાય જ્યારે કુર્આનમાં પૂરતુ છે ? જ્યારે કે કુર્આનનો મર્તબો હદીષથી વધારે છે.

**(૩)** હસન બસરી رحمۃ اللہ علیہએ ફર્માવ્યું, શાગિર્દ પઢીને શયખને સંભળાવે તો કોઈ વાંધો નથી.

**(૪)** ઈમામ મીલક رحمۃ اللہ علیہ અને સુફયાન ષૌરી رحمۃ اللہ علیہએ ફર્માવયું, શીગર્દનું પઢીને શયખને સંભળાવવું અથવા શયખનું શાગિર્દને સંભળાવવું સરખુ છે.

## ۵۲ حدیث ضمام ابن ثعلبہ رضی اللہ تعالیٰ عنہ

## [હદીષ : પર] "ઝમામ ઈબ્ને ઈબ્ને ષઅલ્બા"

عَنْ شَرِيْكِ بْنِ عَبْدِ اللهِ بْنِ نَمِرٍ اَنَّهُ سَمِعَ اَنَسَ بْنَ مَالِكٍ رَضِيَ اللهُ تَعَالٰى عَنْهُ

*હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ કહે છે કે અમે લોકો નબી صلی اللہ علیہ وسلم ની*

يَقُوْلُ بَيْنَمَا نَحْنُ جُلُوْسٌ مَعَ النَّبِيِّ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِي الْمَسْجِدِ

*સાથે મસ્જિદે નબવીમાં બેઠા હતા કે એક શખ્સ ઊંટ પર સવાર આવ્યો. ઊંટને મસ્જિદની પાસે બેસાડયું[૧]*

دَخَلَ رَجُلٌ عَلٰى جَمَلٍ فَاَنَاخَهُ فِي الْمَسْجِدِ ثُمَّ عَقَلَهُ ثُمَّ قَالَ لَهُمْ اَيُّكُمْ مُحَمَّدٌ وَالنَّبِيُّ

*અને તેની જાંગને પીંડલી સાથે બાંધી. ત્યાર બાદ પૂછયું, તમારામાં મુહમ્મદ કોણ છે ?[૨] અને નબી صلی اللہ علیہ وسلم સૌની*

صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ مُتَّكِئٌ بَيْنَ ظَهْرَانَيْهِمْ فَقُلْنَا هٰذَا الرَّجُلُ الْاَبْيَضُ

*સાથે તકીયો લગાડીને ત્યાં બેઠા હતા. અમે જણાવ્યું, આ ગોરા (ખૂબસૂરત) તકીયો લગાડીને બેઠા છે[3]. હુઝૂરને*

### સમજૂતી : પર

**શાબ્દિક અર્થ :** عَقَلَهُ (અક્લહૂ) એનો મસ્દર عقل (અક્લ) છે. તેનો અર્થ છે કે ઊંટની જાંગ પીંડલી સાથે મિલાવીને બાંધવું بين ظهوا نيهم (બય્ન ઝહરા નય્હિમ્)નો અર્થ છે તેમની વચ્ચે. **وجد تجد وجدا** **فلا تجد على** "ફલા તજદ અલા"–"વજદ, યજદ, વજદન્" સાથે જયારે عَلٰی "અલા" આવે છે તો એનો અર્થ ગુસ્સે થવું, નારાજ થવું થાય છે અને જયારે તેના સાથે بَا "બા" આવે છે તો તેનો અર્થ ખૂબ જ મહોબ્બત કરવું. અને જયારે તેના સાથે لام "લામ" આવે છે તો તેનો અર્થ ગમગીન થવું થાય છે.

**૧.** મસ્જિદમાં બેસાડવાથી મુરાદ મસ્જિદના બહાર વરંડામાં બેસાડવું છે જેમ કે ઈબ્ને અબ્બાસની રિવાયતમાં જેને ઈમામ અહમદ અને હાકિમે રિવાયત કરી એ ખુલાસો છે કે ઊંટને મસ્જિદના દરવાજા પર બેસાડયું. અને હઝરત અનસની જ હદીષ અબૂ નુઐમથી આ પ્રમાણે છે : **حتى اتى المسجد فاناخه ثم عقله فدخل المسجد** "જયારે મસ્જિદની નજીક આવ્યો તો તેની જાંગને પીંડલી સાથે બાંધી પછી મસ્જિદમાં આવ્યો." એમાં **اتی المسجد** (ઈતલ્મસ્જિદ)થી મસ્જિદની નજીક હોવું મુરાદ નિશ્ચિત છે, નહીં તો **فدخل المسجد** (ફદખલલ્ મસ્જિદ)નો શો અર્થ થશે ? એ જ પ્રમાણે અહીં (ફીલ્ મસ્જિદ)થી મુરાદ મસ્જિદની નજીક છે.

الْمُتَّكِئُ فَقَالَ لَهُ الرَّجُلُ يَا ابْنَ عَبْدِ الْمُطَّلِبِ فَقَالَ لَهُ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*સંબોધીને તે શખ્સે કહ્યું, હે અબ્દુલ મુત્તલિબના પુત્ર ![૪] નબી ﷺએ કહ્યું, તારી વાત સાંભળી રહ્યો છું !*

قَدْ أَجَبْتُكَ فَقَالَ لَهُ الرَّجُلُ إِنِّي أَسْأَلُكَ فَمُشَدِّدٌ عَلَيْكَ فِي الْمَسْأَلَةِ فَلَا تَجِدْ عَلَيَّ فِي نَفْسِكَ

*તે શખ્સે કહ્યું, હું તમને સવાલ કરવા ચાહુ છું અને હું કાંઈક સખ્તીથી[૫] સવાલ કરીશ, તમે તમારા જીવમાં*

فَقَالَ سَلْ عَمَّا بَدَا لَكَ فَقَالَ أَسْأَلُكَ بِرَبِّكَ وَرَبِّ مَنْ قَبْلَكَ آللّٰهُ أَرْسَلَكَ

*મારા પર નારાજ ન થશો. ફર્માવ્યું, તારો જીવ ચાહે તે પૂછ ! તેણે કહ્યું, તમારા પરવરદિગાર અને તમારાથી*

**૨.** કેમ કે હજી ઈમાન લાવ્યા ન હતા, નબુવ્વતના આદાબથી વાકેફ ન હતા એટલા માટે એવું પૂછયું.

**૩** એનાથી જાણવા મળ્યું કે સન્માનનીય વ્યક્તિઓ મજમામાં તકીયો લગાડીને બેસી શકે છે.

**૪.** હુઝૂરે અક્દસ ﷺને નામ લઈને અથવા એવું કહે કે હે અબ્દુલ્લાહ ! અથવા હે અબ્દુલ મુત્તલિબના પુત્ર ! કહેવું મના છે.

કુર્આને કરીમમાં છે : **لَا تَجْعَلُوا دُعَاءَ الرَّسُوْلِ بَيْنَكُمْ كَدُعَاءِ بَعْضِكُمْ بَعْضًا** "રસૂલને પોકારવાને આપસમાં એવું ન ઠરાવી લો જેવી રીતે તમારામાં અમુક અમુકને પોકારે છે." *(સૂરએ નૂર, રુકૂઅ છેલ્લો)* એની તફસીર સાવીમાં આ પ્રમાણે છે :–

**لا تنادوا باسلمهٖ فتقولوا يا محمد ولا بكنّيتهٖ فتقولوا يا ابا القاسم بل نادوا وخاطبوه بالتعظيم والتكريم والتوقير بان تقولوا يا رسول الله يا بنى الله يا امام المرسلين يا رسول الله رب العٰلمين يا خاتم النبيين وغيرذالكَ واستفيد من الآية انه لا يجوزفداء البنى بغير مَا يفيد التعظيم لا فى حياتهٖ ولا بعد وفاتهٖ فبهذا يعلم ان من استخف بجنابه فهوكافر ملعون فى الدنيا والاٰخرة۔**

**"તેમનું નામ લઈને ન પુકારો, એટલે કે યા મુહમ્મદ ! (હે મુહમ્મદ !) ન કહો અને ન ઉપનામથી બોલાવો, એટલે હે અબુલ કાસિમ ! ન કહો. તેમને તા'ઝીમ, સન્માન તથા ઈજ્જતભેર બોલાવો અને સંબોધન આ પ્રમાણે કહો : યા રસૂલલ્લાહ ! યા નબીયલ્લાહ ! યા ઈમામલ મુરસલીન ! યા રસૂલે રબ્બિલ આલમીન ! યા ખાતમન્નબીય્યિન ! વગેરે.** અને આ આયતથી જણાયું કે નબી ﷺને એવા શબ્દ વડે પુકારવું જાઈઝ નથી જેમાં તા'ઝીમ ન હોય. તેમજ જાણવા મળ્યું કે જે તેમની શાનને ઘટાડે તે **કાફિર** છે તથા દુનિયા તથા આખેરતમાં **મલઊન** છે."

પણ કેમ કે ઝમામ હજી ઈમાન લાવ્યા ન હતા અને ન આ અદબથી વાકેફ હતા એટલા માટે તેમણે આમ ગામડિયાઓનો તરીકો અપનાવ્યો. હુઝૂરના વાલિદ માજિદનો પહેલેથી જ ઈન્તેકાલ થઈ ગયો હતો, આપની પરવરશિ અબ્દુલ મુત્તલિબે કરી એટલા માટે લોકો સામાન્યતઃ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ કહેતા હતા. ખૂદ ગઝવએ હુનૈનના પ્રસંગે હુઝૂરે પોતાને અબ્દુલ મુત્તલિબનો પુત્ર કહ્યું.

**૫.** એનાથી આજમાઈશનો હેતુ હતો, એટલા માટે કે બાદશાહ એને સહન નથી કરતા અને રસૂલ એના પર સંયમ રાખે છે.

**૬.** મોટા ભાગના અરબવાસીઓ અલ્લાહ ﷻના વજૂદના માનનારા હતા. તેમનો અકીદો હતો કે જમીન, આસ્માન તથા સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર અલ્લાહ છે. મૂર્તિઓની પૂજા માટે પણ આ બહાનુ કરતા હતા કે અમે

إِلَى النَّاسِ كُلِّهِمْ؟ فَقَالَ اللّٰهُمَّ نَعَمْ فَقَالَ أَنْشُدُكَ بِاللّٰهِ آللّٰهُ أَمَرَكَ أَنْ

પહેલાવાળાઓના પરવરદિગારની ક઼સમ દઈને પૂછું છું, શું અલ્લાહે[૬] તમને સૌની તરફ રસૂલ બનાવીને

تُصَلِّيَ الصَّلَوَاتِ الْخَمْسَ فِي الْيَوْمِ وَاللَّيْلَةِ قَالَ اللّٰهُمَّ نَعَمْ فَقَالَ أَنْشُدُكَ

મોકલ્યા છે ? ફર્માવ્યું, હા ![૭] પછી તેણે કહ્યું કે હું તમને અલ્લાહની ક઼સમ દઈને પૂછું છું, શું તમને અલ્લાહે

بِاللّٰهِ آللّٰهُ أَمَرَكَ أَنْ تَصُومَ هٰذَا الشَّهْرَ مِنَ السَّنَةِ؟ قَالَ اللّٰهُمَّ نَعَمْ فَقَالَ

હુકમ આપ્યો છે કે દિવસ રાતમાં પાંચ નમાઝો પઢો ? ફર્માવ્યું, હા ! ત્યારબાદ તેણે કહ્યું, તમને અલ્લાહની

أَنْشُدُكَ بِاللّٰهِ آللّٰهُ أَمَرَكَ أَنْ تَأْخُذَ هٰذِهِ الصَّدَقَةَ مِنْ أَغْنِيَائِنَا فَتَقْسِمَهَا

ક઼સમ ! શું અલ્લાહે તમને હુકમ આપ્યો છે કે સાલમાં આ મહિનામાં રોઝા રાખો ? ફર્માવ્યું, હા ! તેણે કહ્યું,

عَلَى فُقَرَائِنَا؟ فَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ اللّٰهُمَّ نَعَمْ فَقَالَ الرَّجُلُ

તમને અલ્લાહની ક઼સમ છે ! શું અલ્લાહે તમને હુકમ આપ્યો છે કે માલદારોથી ઝકાત લઈને અમારા મોહતાજોમાં

آمَنْتُ بِمَا جِئْتَ بِهِ وَأَنَا رَسُولُ مَنْ وَرَائِي مِنْ قَوْمِي وَأَنَا ضِمَامُ بْنُ ثَعْلَبَةَ أَخُو بَنِي سَعْدِ

વહેંચણી કરો ? નબી ﷺએ ફર્માવ્યું, હા ![૮] ત્યારબાદ તે શખ્સે કહ્યું, તમે જે કાંઈ લાવ્યા છો તે સર્વ પર હું

بْنِ بَكْرٍ

ઈમાન[૯] લાવ્યો. હું મારી ક઼ૌમનો ક઼ાસિદ છું અને હું ઝમામ ઈબ્ને ષઅલ્બા, સઅદ ઈબ્ને બક્ર[૧૦]નો વ્યક્તિ છું.

(એને અબૂ દાઊદે સલાતમાં અને નિસાઈએ સૌમમાં, ઈબ્ને માજહએ સલાતમાં વર્ણન કર્યું.)

તેમને એટલા માટે પૂજીએ છીએ કે અલ્લાહની બારગાહમાં અમારી શફાઅત કરશે.[૩] અહીં **અલ્લાહુમ્મ** બરકતના માટે છે.

**૭.** અહીં સંક્ષિપ્તમાં છે એટલે હજ્જનો ઉલ્લેખ નથી, નહીં તો મુસ્લિમ વગેરેની રિવાયતમાં એ જ પ્રમાણે હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہم ની હદીષમાં પણ હજ્જનો ઉલ્લેખ છે, જો કે એમાં અમુક અંશે મતભેદ છે.

**૮.** આ ઈન્શાઅ્ ઈમાન છે અખ્બાર નથી. એટલા માટે કે ઝમામ ઈબ્ને ષઅલ્બા એના પહેલાં ઈમાન લાવ્યા ન હતા એ તેહક઼ીક઼પૂર્ણ છે. તેમના ક઼બીલાવાળાઓ પાસે હુઝૂરે અક઼્દસ ﷺનો ક઼ાસિદ ઈસ્લામની દા'વત લઈને પહોંચ્યો તો તેમના ક઼બીલાવાળાઓએ તેમને વસ્તુ સ્થિતિની તેહક઼ીક઼ માટે મોકલ્યા હતા. એ જ્યારે ખિદમતે અક઼્દસથી પાછા ફર્યા અને પોતાની ક઼ૌમને સર્વ કાંઈ જણાવી દીધું તો આખો ક઼બીલો મુસલમાન થઈ ગયો. આ પરથી જાણવા મળ્યું કે ઝમામ ઈબ્ને ષઅલ્બા ગઝવાએ હુનૈનના બાદ ખિદમતમાં હાજર થયા હતા એટલા માટે કે બનૂ સઅદ ત્યારબાદ ઈસ્લામથી પાવન થયા છે.

**૯.** આ હલીમા સઅદિયા رضی اللہ عنہا નો ક઼બીલો છે જેમાં હુઝૂર ﷺએ પરવરિશ પામી.

## (٥٣) ایضاً بالفاظ أخر

**[હદીષ : ૫૩] ''એ જ હદીષ બીજા શબ્દોમાં''**

عَنْ أَنَسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُ قَالَ نُهِینَا فِی الْقُرْآنِ، اَنْ نَسْأَلَ النَّبِیَّ صَلَّی اللّٰہُ

અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું, અમને કુર્આનમાં મના ફર્માવી દેવામાં આવ્યું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم થી સવાલ કરીએ[૧].

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَكَانَ یُعْجِبُنَا اَنْ یَّجِیْئَ الرَّجُلُ مِنْ اَهْلِ الْبَادِیَةِ الْعَاقِلُ فَیَسْأَلَهُ

અમને એ વાત પસંદ હતી કે ગામડાથી કોઈ હોશિયાર શખ્સ આવે અને હુઝૂરને પૂછે અને અમે સાંભળીએ.

وَنَحْنُ نَسْمَعُ. فَجَاءَ رَجُلٌ مِّنْ اَهْلِ الْبَادِیَةِ فَقَالَ أَتَانَا رَسُوْلُكَ فَاَخْبَرَنَا اَنَّكَ تَزْعُمُ

એક ગામડિયા આવ્યા અને હુઝૂરને કહ્યું, આપનો ક઼ાસિદ અમારી પાસે આવ્યો અને તેણે બતાવ્યું કે તમે ગુમાન

اَنَّ اللّٰہَ عَزَّ وَجَلَّ اَرْسَلَكَ، قَالَ صَدَقَ فَقَالَ فَمَنْ خَلَقَ السَّمَاءَ قَالَ اللّٰہُ عَزَّ وَجَلَّ

કરો છો કે અલ્લાહ عزوجل એ તમને રસૂલ બનાવીને મોકલ્યા છે. ફર્માવ્યું, તેણે સાચુ કહ્યું. ત્યારબાદ તેણે કહ્યું, કોણે

قَالَ فَمَنْ خَلَقَ الْاَرْضَ وَالْجِبَالَ قَالَ اللّٰہُ عَزَّ وَجَلَّ قَالَ فَمَنْ جَعَلَ فِیْهَا الْمَنَافِعَ قَالَ اللّٰہُ

આસ્માન પેદા કર્યુ ? ફર્માવ્યું, અલ્લાહ جل جلالہ એ. તેણે સાચુ કહ્યું, કોણે જમીન તથા પહાડોને પેદા કર્યા ? ફર્માવ્યું,

عَزَّ وَجَلَّ قَالَ فَبِالَّذِیْ خَلَقَ السَّمَاءَ وَخَلَقَ الْاَرْضَ وَنَصَبَ الْجِبَالَ وَجَعَلَ فِیْهَا

અલ્લાહ عزوجل એ. તેણે કહ્યું, કોણે એમાં ફાયદા રાખ્યા ? ફર્માવ્યું, અલ્લાહ جل جلالہ એ. તેણે કહ્યું, તેની ક઼સમ જેણે

الْمَنَافِعَ آللّٰہُ اَرْسَلَكَ قَالَ نَعَمْ قَالَ زَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَیْنَا خَمْسَ صَلَوَاتٍ وَزَكٰوةً

આસ્માન પેદા કર્યુ અને પહાડોને ખડા કર્યા અને તેમાં ફાયદા રાખ્યા ! શું અલ્લાહે તમને મોકલ્યા છે ? ફર્માવ્યું,

**સમજૂતી : ૫૩**

આ આવનાર ગામડિયા ઝમામ ઈબ્ને ષઅલ્બા જ છે. આ અને આગલી હદીષ એક જ છે પણ રિવાયત બિલ્ માઅનાના કારણે શબ્દો અલગ છે. અને બંનેમાં કાંઈ ન કાંઈ સંક્ષિપ્તપણુ તથા તફસીલ છે એટલા માટે અમે એને અલગથી વર્ણવી.

**૧.** જ્યારે લોકો પુષ્કળ પ્રમાણમાં સવાલ કરવા લાગ્યા અને સવાલ કરવાવાળા દરેક પ્રકારના લોકો હતા, મુખ્લિસ પણ અને વિરોધી પણ. વિરોધીઓ મઝાકરૂપે પણ સવાલ કરતા હતા. કોઈ પૂછતું, મારો બાપ કોણ

فِیْ اَمْوَالِنَا، قَالَ صَدَقَ، قَالَ فَبِالَّذِیْ اَرْسَلَكَ، آللّٰهُ اَمَرَكَ بِهٰذَا؟ قَالَ نَعَمْ، قَالَ وَ

*હા ! તેણે કહ્યું, આપના કાસિદે ગુમાન કર્યું કે અમારા પર પાંચ નમાઝો છે અને અમારા માલોમાં ઝકાત છે ?*

زَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَیْنَا صَوْمَ شَهْرٍ فِیْ سَنَتِنَا، قَالَ صَدَقَ، قَالَ فَبِالَّذِیْ اَرْسَلَكَ آللّٰهُ

*ફર્માવ્યું, તેણે સાચુ કહ્યું. તેણે કહ્યું, તેની કસમ જેણે તમને રસૂલ બનાવ્યા, શું અલ્લાહે તમને એનો હુકમ આપ્યો*

اَمَرَكَ بِهٰذَا؟ قَالَ نَعَمْ، قَالَ وَزَعَمَ رَسُوْلُكَ اَنَّ عَلَیْنَا حَجَّ الْبَیْتِ مَنِ اسْتَطَاعَ اِلَیْهِ

*છે ? ફર્માવ્યું, હા ! અને આપના કાસિદે ગુમાન કર્યું કે અમારા સાલમાં એક મહિનાના રોઝા છે ?*

سَبِیْلًا، قَالَ صَدَقَ، قَالَ فَبِالَّذِیْ اَرْسَلَكَ آللّٰهُ اَمَرَكَ بِهٰذَا؟ قَالَ نَعَمْ، قَالَ فَوَالَّذِیْ

*ફર્માવ્યું, કાસિદે સાચુ કહ્યું. તેણે કહ્યું તેની કસમ જેણે તમને રસૂલ બનાવીને મોકલ્યા, શું અલ્લાહે તમને એનો*

بَعَثَكَ بِالْحَقِّ، لَا اَزِیْدُ عَلَیْهِنَّ شَیْئًا وَّلَا اَنْقُصُ، فَقَالَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*હુકમ આપ્યો છે ? ફર્માવ્યું, હા ! તેણે કહ્યું. આપના કાસિદે ગુમાન કર્યું કે અમારા પર બૈતુલ્લાહનો હજ્જ છે*

اِنْ صَدَقَ لَیَدْخُلَنَّ الْجَنَّةَ

*જેને ત્યાં સુધી જવાની શક્તિ હોય ? કાસિદે સાચુ કહ્યું. તેણે કહ્યું, તેની કસમ જેણે તમને રસૂલ બનાવ્યા, શું અલ્લાહે તમને એનો હુકમ આપ્યો છે ? ફર્માવ્યું, હા[2]. તેણે કહ્યું, તેની કસમ જેણે તમને હક્કની સાથે મોકલ્યા, આના પર ન કાંઈ વધારો કરીશ ન એમાં કાંઈ ઘટાડો કરીશ[3]. એના પર નબી ﷺએ ફર્માવ્યું, જો એ સાચો છે તો નિઃશંક ! જરૂર જન્નતમાં દાખલ થશે.*

છે ? મારી ઊંટણી ખોવાઈ ગઈ છે તે ક્યાં છે ? વળી કેમ કે અસ્લ ચીજમાં ઈજાઝત છે જ્યાં સુધી કોઈ ચીજથી મના ન થાય તે મુબાહ છે. સવાલ પર હુકમ નાઝિલ થઈ જતો અને ઘણી ચીજો મુબાહ હોતી તે હરામ થઈ જતી. એના પર આ આયતે કરીમા નાઝિલ થઈ :–

یا اَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا لَاتَسْئَلُوْ عَنْ اَشْیَاءَ اِنْ تُبْدَلَكُمْ تَسُوْءُكُمْ وَاِنْ تَسْئَلُوْ عَنْهَا حِیْنَ یُنَزَّلُ الْقُرآنُ تُدْلَكُمْ

"હે ઈમાનવાળાઓ ! એવી વાત ન પૂછો કે જો જાહેર કરી દેવામાં આવે તો તમને બુરી લાગે. અને એ વખતે પૂછશો કે કુર્આન ઉતરી રહ્યું છે તો તમારા પર જાહેર કર્યું.

હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું :–

**اِنَّ اعظم المسلمین جُرمًا مَن سأل عَن سیٔ لم تحرم یخرم من اجل مَسْئَلته** "મુસલમાનોમાં સૌથી મોટો મુજરિમ તે છે કે એક ચીજ હરામ ન હતી તેના સવાલ કરવાના કારણે તેનું હરામ હોવું વર્ણન કરી દેવામાં આવ્યું."

૨. **અસ્લ ચીજમાં અબાહત (મુબાહ હોવું) છે** : આયત અને હદીષ એની દલીલ છે કે અસ્લ (મૂળ) ચીજોમાં મુબાહ હોવું છે એટલે જે ચીજથી મના કરવામાં ન આવ્યું હોય તે હલાલ છે. કોઈ ચીજના હરામ હોવા માટે દલીલ જરૂરી છે.

**૩. વધારો કે ઘટાડો ન કરવાનો અર્થ :** એટલે કે તમે જે કાંઈ ઈર્શાદ ફર્માવ્યું તેને યથાવત રાખી અમારી કૌમમાં પહોંચાડી દઈશ ન એમાં મારા તરફથી કાંઈક વધારીશ અને ન કાંઈ ઘટાડીશ.

### ★ મુનાવલત તથા મુકાતબત ★

**૧. મુનાવલત :** વર્ણન થઈ ચૂક્યું કે મુનાવલતનો મતલબ એ છે કે શયખ પોતાની કિતાબ શાગિર્દને આપીને એવું કહે કે આમાં તે હદીષો છે જે મેં ફલાણાથી સાંભળી છે અથવા લીધી છે. તમને ઈજાઝત આપુ છું કે આ કિતાબની હદીષોને રિવાયત કરો.

**૨. મુકાતબત :** એ છે કે શયખ હદીષ ખૂદ લખીને અથવા કોઈની પાસે લખાવીને કોઈની પાસે મોકલી આપે અને તેને ઈજાઝત આપી દે કે આ હદીષોની તમે રિવાયત કરી શકો છો. તેના વિ□ાસપાત્ર હોવાની શરત એ છે કે કિતાબ મોહરબંધ (સીલબંધ) હોય અને જેના થકી મોકલે તે ષિકહ, આદિલ હોય. જો લઈ જનાર ષિકહ નથી તો અવિ□ાસપાત્ર છે. ભલે લખાણ મોહરબંધ હોય. ઈમામ બુખારીનો મઝહબ એ છે કે મનાવલત તથા મકાતબત બંને સમાન વિ□સનીય છે. બંનેમાં કોઈ ફરક નથી. અન્ય ઉલમા ફર્માવે છે કે મનાવલતમાં ઉસ્તાદ શાગિર્દને પોતાની સામે કિતાબ આપે છે એનાથી એમાં મકાતબત કરતાં મજબૂતી અધિક છે. બંનેને વિ□સનીય પણ માને છે. તે બંનેમાં વિ□સનીયતા હોવા પર ઈમામ બુખારી નીચે પ્રમાણે દલીલો કાયમ કરી છે :

**પ્રથમ :** હઝરત અનસે ફર્માવ્યું કે હઝરત ઉષ્માન رضی اللہ عنہએ કુર્આન મજીદના વિવિધ નુસ્ખા લાવીને વિવિધ શહેરોમાં મોકલ્યા તે સૌના પર અસલની જેમ સૌએ વિ□ાસ કર્યો.

**૩. હઝરત ઉષ્માને કેટલા નુસ્ખા લખાવ્યા ? :** અબૂ હાતિમે કહ્યું કે હઝરત ઉષ્માને સાતની સંખ્યામાં લખાવ્યા હતા જેમાં શામ (સીરિયા), ઈરાક, બસરા, કૂફા, બહરૈન, મક્કા, યમન મોકલ્યા હતા. એક એ છે કે પાંચ નુસ્ખા લખાવ્યા હતા, એક પોતાની પાસે રાખ્યો અને ચાર વિવિધ દેશોમાં મોકલ્યા. અબૂ અમ્ર દવાનીએ કહ્યું, ચાર લખાવ્યા હતા, એક પોતાની પાસે રાખ્યો અને બાકીના બીજા દેશોમાં મોકલ્યા. અબૂ હાતિમ સજિસ્તાનીએ કહ્યું, સાત લખાવ્યા હતા. સંખ્યામાં મતભેદ છે પણ એના પર એકમતિ છે કે હઝરત ઉષ્માને હઝરત હફસાને ત્યાંથી હઝરત સિદ્દીકે અકબરનો જમા કરેલ નુસ્ખો (સહીફો) મંગાવ્યો. અને તેનાથી વિવિધ નુસ્ખા લખાવ્યા અને વિવિધ દેશોમાં મોકલ્યા. બીજુ : અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર ઈબ્ને આસિમ ઈબ્ને ઉમર ફારૂક અને યહ્યા ઈબ્ને સઈદ અન્સારી અને ઈમામ માલિકે એને જાઈઝ બતાવ્યું.

**ત્રીજુ :** હુઝૂરે અકરમ ﷺએ ૧૦ કે ૧૨ મુહાજિરીનની સાથે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જહશ رضی اللہ عنہને મક્કાની તરફ મોકલ્યા, તેમને એક પત્ર આપ્યો કે બે દિવસ સફર કર્યા બાદ એને વાંચીને અને એમાં જે લખ્યું છે તેના પર અમલ કરજો. તેમણે બે દિવસ બાદ તેને વાંચ્યો તો એમાં એ હતું કે "બતને નખ્લા" સુધી જાવ અને કુરૈશના વેપારી કાફલાના ઘાતમાં રહેશો, સાથીઓ ખુશીથી જાય તો બેહતર, કોઈને મજબૂર ન કરશો. એઓ જ્યારે બતને નખ્લા પહોંચ્યા તો કાફલો સામે આવી ગયો. એ રજબની પહેલી તારીખ હતી, ૨૯ જમાદીઉલ આખરે ચાંદ થઈ ચૂક્યો હતો. તેમને ૨૯ના ચાંદની ખબર ન હતી ૩૦ જમાદીઉલ આખર સમજીને કાફલા પર હુમ્લો કરી દીધો, અમ્ર ઈબ્ને હુઝરમીને કત્લ કરી નાખ્યો અને હકમ ઈબ્ને કઅબ તથા ઉષ્માન ઈબ્ને અબ્દુલ્લાહને કેદ કરી લીધા. ઈમામ બુખારીની દલીલ એ છે કે જો પત્ર વિ□ાસપાત્ર ન હોત તો હુઝૂરે અક્દસ ﷺએ હુકમ લખીને ન આપત.



۵۴ حدیث کسریٰ کی جانب والانامہ [હદીષ : ૫૪] أَنَّ عَبْدَ اللّٰهِ بْنَ عَبَّاسٍ رَضِيَ

"કિસ્રા તરફ હુઝૂર ﷺનો પત્ર મુબારક" અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ

اللّٰهُ تَعَالٰى عَنْهُمَا أَخْبَرَهُ أَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ بَعَثَ بِكِتَابِهٖ

ખબર આપી કે રસૂલુલ્લાહ ﷺએ એ પત્ર બહરૈનના હાકિમની પાસે એક વ્યક્તિ સાથે મોકલ્યો.

رَجُلًا وَّ أَمَرَهٗ أَنْ يَّدْفَعَهٗ إِلٰى عَظِيْمِ الْبَحْرَيْنِ فَدَفَعَهٗ عَظِيْمُ الْبَحْرَيْنِ إِلٰى كِسْرٰى فَلَمَّا

બહરૈનના હાકિમે એ પત્ર કિસ્રાની પાસે મોકલ્યો. જ્યારે કિસ્રાએ એ પત્ર વાંચ્યો તો ફાડી નાખયો.

قَرَأَهٗ مَزَّقَهٗ فَحَسِبْتُ أَنَّ ابْنَ الْمُسَيَّبِ قَالَ فَدَعَا عَلَيْهِمْ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

(ઈબ્ને શહાબે કહ્યું) મારું ગુમાન છે કે ઈબ્ને મુસૈયબે એવું કહ્યું. એના પર હુઝૂરે ઈરાનીઓની બર્બાદીની દુઆ

عَلَيْهِ وَسَلَّمَ أَنْ يُّمَزَّقُوْا كُلَّ مُمَزَّقٍ

કરી કે તેઓ ટુકડે ટુકડા થઈ જાય.

۵۵ حدیث خاتم عَنْ أَنَسِ ابْنِ مَالِكٍ رَضِيَ اللّٰهُ

[હદીષ : ૫૫] વિંટીવાળી હદીષ અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ કહ્યું,

تَعَالٰى عَنْهُ قَالَ كَتَبَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كِتَابًا أَوْ أَرَادَ أَنْ يَّكْتُبَ،

નબી ﷺએ પત્ર લખ્યો અથવા પત્ર લખવાનો ઈરાદો ફર્માવ્યો તો અર્ઝ કરવામાં આવી આ લોકો કેવળ

فَقِيْلَ لَهٗ إِنَّهُمْ لَا يَقْرَءُوْنَ كِتَابًا إِلَّا مَخْتُوْمًا فَاتَّخَذَ خَاتَمًا مِّنْ فِضَّةٍ نَقْشُهٗ مُحَمَّدٌ

મોહરબંધ (સીલબંધ) જ પત્ર પઢે છે. તો હુઝૂર ﷺએ ચાંદીની અંગૂઠી બનાવી જેના પર "મુહમ્મદુર્રસૂલુલ્લાહ"

رَّسُوْلُ اللّٰهِ، كَأَنِّيْ أَنْظُرُ إِلٰى بَيَاضِهٖ فِيْ يَدِهٖ فَقُلْتُ لِقَتَادَةَ مَنْ قَالَ نَقْشُهٗ

કોતરેલ હતું. જાણે દસ્ત મુબારક અંગૂઠીની સફેદી જોઈ રહ્યો છું. (શઅબાએ કહ્યું) મેં કતાદાને પૂછયું, કોણે

**સમજૂતી : ૫૪**

અહીં પણ એ જ દલીલ કરવામાં આવી છે કે જો પત્ર દલીલ ન હોત તો હુઝૂરે અકદસ ﷺ શા માટે મોકલતા, અને જ્યારે કિસ્રાએ એને ફાડી નાખ્યો તો એના પર આટલો જલાલ શા માટે ફર્માવતા ?

**સમજૂતી : ૫૫**

અહીં પણ એ જ દલીલ કરવામાં આવી છે કે જો પત્ર સાંભળવાની જેમ સ્વીકારને પાત્ર ન હતો તો પત્ર લખ્યો શાથી ?

مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ، قَالَ، اَنَسٌ

કહ્યું કે તેનો નક્શ ''મુહમ્મદુર્રસૂલુલ્લાહ'' હતો ? તો તેમણે બતાવ્યું કે અનસે.

(٢٦) حدیث ثلثة نفر

**[હદીષ : ૫૬]''ત્રણ પ્રકારના માણસો વિશે હદીષ''**

عَنْ اَبِیْ وَاقِدِ اللَّیْثِیِّ رَضِیَ

અબૂ વાકિ઼દ લૈષી[1] رضی اللہ عنہ થી રિવાયત

اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ بَیْنَمَا هُوَ جَالِسٌ فِی الْمَسْجِدِ

છે કે રસૂલુલ્લાહ ﷺ મસ્જિદમાં બેઠેલા હતા. અન્ય લોકો પણ હુઝૂરની સાથે હતા કે

وَالنَّاسُ مَعَهٗ اِذْ اَقْبَلَ ثَلٰثَةُ نَفَرٍ فَاَقْبَلَ اِثْنَانِ اِلٰی رَسُوْلِ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ

ત્રણ શખ્સ સામેથી પસાર થયા. બે શખ્સ તો ખિદમતમાં હાજર થયા[2], અને એક ચાલ્યો ગયો. એ બંનેવ

وَذَهَبَ وَاحِدٌ قَالَ فَوَقَفَا عَلٰی رَسُوْلِ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ فَاَمَّا اَحَدُهُمَا

આવીને હુઝૂરે અક઼દસ ﷺની સામે ઉભા રહ્યા. એમાંથી એક હલકામાં (પબ્લિકના વૃંદમાં) શક્યતા જોઈ

**સમજૂતી : ૫૬**

**૧. અબૂ વાકિ઼દ લૈષી** رضی اللہ عنہ : એ એમની કુન્નિયત (ઉપનામ) સાથે મશ્હૂર છે. સહીહ એ છે કે તેમનું નામ હારિષ ઈબ્ને ઔફ છે. બની કિ઼નાનાથી છે. રાજેહ એ છે કે ફતહે મક્કાના પ્રસંગે ઈમાન લાવ્યા. તેમણે ખૂદ ફર્માવ્યું કે ગઝવાએ હુનૈનમાં શરીક થયો. નવો નવો મુસલમાન હતો. જંગે યરમૂકમાં શરીક રહ્યા. અંતિમ વયે મક્કા મોઅઝ્ઝમા વસવાટ કરી લીધો હતો. વરસભર રહેવા પામ્યા હશે અને વિસાલ થઈ ગયો. ત્યાં જ મુહાજિરીનના કબ્રસ્તાનમાં આરામ ફર્માવે છે. હિજરતથી ત્રણ વરસ પહેલાં પેદા થયા. હિ.સ. ૬૮માં ૭૫ વરસની ઉમરે વિસાલ થયો. તેમનાથી ૨૪ હદીષો રિવાયતો પામેલી છે. આ એક હદીષ સર્વ સંમતિવાળી છે. સહાબામાં અબૂ વાકિ઼દ બે બીજા છે. એક અબૂ વાકિ઼દ મૌલા રસૂલુલ્લાહ ﷺ બીજા અબૂ વાકિ઼દ નમીરી.

**પરિપૂર્ણતા** : ૨. આ ત્રણેવ ક્યાંક જઈ રહ્યા હતા. રસ્તામાં મસ્જિદે અક઼દસ આવી અને જોયું કે રસૂલુલ્લાહ ﷺ મસ્જિદમાં હાજર છે. એક અચકાયા વિના હાજર થયો, બીજા થોડેક આગળ જઈને પાછા વળીને આવ્યો. બે મજલિસમાં હાજર થયા અને એક ન આવ્યો. બંનેવે હાજર થઈને સલામ કરી પછી બેઠા.

ثُمَّ رَأَى فُرْجَةً فِى الْحَلْقَةِ فَجَلَسَ فِيهَا وَأَمَّا الْآخَرُ فَجَلَسَ خَلْفَهُمْ وَأَمَّا الثَّالِثُ

ત્યાં બેસી ગયો[3] અને બીજો લોકોની પાછળ બેસી ગયો[4]. અને ત્રીજો ચાલ્યો ગયો. જ્યારે રસૂલુલ્લાહ ﷺ

فَأَدْبَرَ ذَاهِبًا فَلَمَّا فَرَغَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ أَلَا أُخْبِرُكُمْ

ફારિગ થયા[5] તો ફર્માવ્યું, શું હું ત્રણેવના બારામાં ન બતાવું ? એકે અલ્લાહની તરફ પનાહ લીધી[6] તો અલ્લાહે

عَنِ النَّفَرِ الثَّلٰثَةِ. أَمَّا أَحَدُهُمْ فَأَوٰى إِلَى اللّٰهِ فَآوَاهُ اللّٰهُ وَأَمَّا الْآخَرُ فَاسْتَحْيٰى فَاسْتَحْيٰى

તેને પનાહ આપી, બીજાએ હયા કરી તો અલ્લાહે પણ તેનાથી હયા ફર્માવી[7] એકે મોઢું ફેરવ્યું તો

اللّٰهُ مِنْهُ وَأَمَّا الْآخَرُ فَأَعْرَضَ. فَأَعْرَضَ اللّٰهُ عَنْهُ.

અલ્લાહે પણ તેનાથી રહમતની નજર ફેરવી લીધી[8].

(આ હદીષ ઈમામ બુખારીએ કિતાબુસ્સલાતમાં પણ વર્ણન કરી છે અને ઈમામ મુસ્લિમ તથા તિર્મિઝીએ ઈસ્તીઝાનમાં અને નિસાઈએ કિતાબુલ ઈલ્મમાં, ઈમામ માલિકે મોઅત્તા બાબુસ્સલામમાં)

**૩.** એનાથી જાણવા મળ્યું કે મસ્જિદમાં આવીને જગા ખાલી હોય તો તેને પૂરી દેવી સારું છે. શર્ત એ કે કોઈને ઈજા ન આપવી પડે.

**૪.** મજલિસ ચીરીને જવામાં જરૂર કાંઈક હલચલનો અંદેશો હોય છે એટલા માટે જગા ખાલી હોવા છતાં પણ કિનારે બેસવું પસંદીદા છે. અથવા એ કે જગા હવે ખાલી ન હતી એટલા માટે એ કિનારે બેસી ગયા. એનાથી ફાયદો એ થયો કે મજલિસમાં જગા ન હોય તો જબરદસ્તી ઘુસવું લોકોને ઉઠાડીને અથવા દબાવીને બેસવું મના છે.

**૫.** કોઈ કામમાં વ્યસ્ત હતા તેનાથી ફારિગ થયા. દા.ત. સહાબાને કોઈ મસ્અલો સમજાવી રહ્યા હતા, વઅઝ કહી રહ્યા હતા એનાથી ફારિગ થયા.

**૬.** એ રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં હાજર થયા, તેને અલ્લાહની પનાહથી તાબીર કર્યું. તો જાણવા મળ્યું કે હુઝૂરે અક્દસ ﷺનો કુર્બ (નજદીકી) કુર્બે ઈલાહી અને તેમના દામનમાં પનાહ લેવી હિફ્ઝે ઈલાહીમાં પનાહ લેવી છે. જાણવા મળ્યું કે ઈલ્મે દીનની મજલિસવાળા અલ્લાહની હિફાઝત અને તેની રહમત હેઠળ હોય છે.

**૭.** અલ્લાહ ﷻના હયા ફર્માવવાથી મુરાદ એ છે કે દરગુઝર ફર્માવે, રહમતથી હિસ્સો આપે, અઝાબથી મેહફૂઝ રાખે.

**૮.** સાબિત થયું કે હુઝૂરથી વિમુખતા અલ્લાહથી વિમુખતા છે. તેમજ માલૂમ થયું કે મજલિસે ખૈર થઈ રહી હોય અને કોઈ ઉઝ્ર ન હોય તો એમાં જરૂર શરીક થવું જોઈએ. તેમજ કોઈ દીની પેશ્વાની સમક્ષથી પસાર થવાનું થાય તો તેમની મજલિસમાં જરૂર હાજર થવું. અને જો કોઈ મજબૂરી હોય તો ન હાજર થવામાં કોઈ વાંધો નથી. એનાથી જાહેર છે કે એ ત્રીજી વ્યક્તિ જે જતી રહી તેને કોઈ મજબૂરી ન હતી અથવા એ કે તે મુનાફિક્ રહ્યો હોય અથવા અલ્લાહના એઅરાઝ ફર્માવવાનો મતલબ એ કે સવાબથી વંચિત કર્યો.

## ⑤٧ حدیث لیبلغ الشاهد الغائب

### [હદીષ : ૫૭] "હાજર ગેરહાજરને પહોંચાડે

عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ اَبِيْ بَكْرَةَ عَنْ اَبِيْهِ قَالَ ذَكَرَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર[1] પોતાના બાપથી રિવાયત[2] કરે છે કે તેમણે નબી ﷺનો ઉલ્લેખ કર્યો કે હુઝૂર*

تَعَدَ عَلٰى بَعِيْرِهٖ وَاَمْسَكَ اِنْسَانٌ بِخِطَامِهٖ اَوْ بِزِمَامِهٖ قَالَ اَيُّ يَوْمٍ هٰذَا فَسَكَتْنَا

*(હુજ્જતુલ વિદાઅ[3])માં ઊંટ પર બિરાજમાન હતા. એક સાહબે નકેલ પકડી[4]. પછી હુઝૂર ﷺએ ફર્માવ્યું,*

*આજે કયો દિવસ છે ? અમે લોકો ચૂપ રહ્યા.*

### સમજૂતી : ૫૭

**૧. અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર** : તાબઈ, હઝરત અબૂબક્ર رضی اللہ عنہ મશહૂર સહાબીના ફરઝંદ છે. હિ.સ. ૧૪માં પેદા થયા. એ સૌ પ્રથમ ફરઝંદ છે જે બુસ્રામાં મુસલમાનોમાં પેદા થયા. પોતાના વાલિદ તથા હઝરત અલી વગેરેથી હદીષ સાંભળી. હિ.સ. ૯૯માં વફાત પામ્યા.

**૨.** આ હદીષ ઈમામ બુખારીએ હઝરત ઈબ્ને અબ્બાસ તથા હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہماથી પણ શબ્દોના મતભેદ સાથે વર્ણન કરી છે. ઈબ્ને મુંદાએ પોતાના મુસ્તખરજમાં ૧૭ સહાબાથી આ હદીષ રિવાયત કરી.

**૩.** એ જ દલીલ છે કે આ ખુત્બો ૧૦ ઝીલ હજ્જના રોજ ઈર્શાદ ફર્માવ્યો હતો.

**૪.** એ સાહબ કોણ હતા ? ત્રણ કૌલ છે : એક એ કે હઝરત બિલાલ હતા. તેનું સમર્થન નિસાઈની ઉમ્મુલ હસીન رضی اللہ عنہાની હદીષથી થાય છે. તેમણે કહ્યું કે મેં હજ્જ કરી અને જોયું કે બિલાલ આં હુઝૂર ﷺની સવારીની નકેલ પકડીને તેને ખેંચી રહ્યા છે. બીજો કૌલ એ છે કે આ સાહબ અમ્ર ઈબ્ને ખારિજા رضی اللہ عنہ હતા, જેમ કે સુનનમાં ખૂદ તેમનાથી મરવી છે કે તેમણે કહ્યું, આ મોકા પર હું ઊંટ મુબારકની નકેલ પકડીને રહેતો પછી તેમણે ખુત્બાનો અમુક હિસ્સો વર્ણન કર્યો. ત્રીજુ એ કે એ હઝરત અબૂબક્ર رضی اللہ عنہ જ હતા. એનું સમર્થન ઈબ્ને મુબારકના તરીકાથી અન અવ્ન ઈસ્માઈલીની રિવાયતથી થાય છે. જેના શબ્દો આ પ્રમાણે છે : કે રસૂલુલ્લાહ ﷺ સવારી પર બેઠા બેઠા યૌમુન્નહરે ખુત્બો આપી રહ્યા હતા. અને સવારીની નકેલ પકડેલી હતી. અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, આ જ બરાબર છે.

**૫.** આ ખુત્મો યૌમુન્નહર દસમી ઝીલ હજ્જે ઈર્શાદ ફર્માવ્યો હતો જેના પર હદીષનો આ ભાગ "શું આ યૌમુન્નહર નથી ?" દલીલ પૂરી પાડે છે. તેમ જ કિતાબુલ હજ્જમાં તેની સ્પષ્ટતા છે કે આ ખુત્મો યૌમુન્નહરના રોજ આપ્યો હતો. અને ખુત્બો મિનામાં ઈર્શાદ ફર્માવ્યો હતો જેમ કે કિતાબુલ હજ્જમાં ઈબ્ને ઉમરની હદીષમાં સ્પષ્ટ છે કે જુમેરાતના દરમ્યાન ઈર્શાદ ફર્માવ્યો હતો.

**૬.** ખૂદ ઈમામ બુખારીએ કિતાબુલ હજ્જ અને અઝાહીમાં અને ઈમામ મુસ્લિમ વગેરેએ જે રિવાયતો વર્ણન કરી એમાં આ પ્રમાણે છે : અમે લોકોએ અર્ઝ કરી, અલ્લાહ અને એના રસૂલ સારી રીતે જાણે છે. હુઝૂર ખામોશ રહ્યા ત્યાં સુધી કે અમે ગુમાન કર્યું કે એનું કાંઈ બીજુ નામ રાખીશું. હવે આ રિવાયતમાં જે فَسَكَتْنَا (ફસકત્ના) છે એનો મતલબ એ થયો કે **الله ورسوله اعلم** "અલ્લાહ અને રસૂલ જાણે છે" કહીને અમે ખામોશ થઈ ગયા અને હુઝૂરે પણ કેટલીકવાર ખામોશી અપનાવી પછી બીજો સવાલ કર્યો.

حَتّٰى ظَنَنَّا اَنَّهٗ سَيُسَمِّيْهِ سِوٰى اسْمِهٖ قَالَ اَلَيْسَ يَوْمَ النَّحْرِ قُلْنَا بَلٰى قَالَ فَاَىُّ شَهْرٍ

ત્યાં સુધી કે અમે ગુમાન કર્યું કે તે દિવસનું અન્ય કોઈ નામ રાખીએ. ફર્માવ્યું, આજે યૌમુન્નહર નથી ?[૫] અમે અર્ઝ

هٰذَا فَسَكَتْنَا حَتّٰى ظَنَنَّا اَنَّهٗ سَيُسَمِّيْهِ بِغَيْرِ اسْمِهٖ قَالَ اَلَيْسَ بِذِى الْحَجَّةِ

કરી, હાં છે. પછી ફર્માવ્યું, કયો મહિનો છે ? અમે લોકો ચૂપ રહ્યા[૬] ત્યાં સુધી કે અમે ગુમાન કર્યું કે એનું અન્ય કોઈ

قُلْنَا بَلٰى قَالَ فَاِنَّ دِمَآئَكُمْ وَاَمْوَالَكُمْ وَاَعْرَاضَكُمْ بَيْنَكُمْ حَرَامٌ كَحُرْمَةِ يَوْمِكُمْ

નામ રાખીએ. પછી ફર્માવ્યું, શું આ ઝીલ હજ્જનો મહિનો નથી ? અમે અર્ઝ કરી, જી હા. પછી ફર્માવ્યું, બેશક !

هٰذَا فِىْ شَهْرِكُمْ هٰذَا فِىْ بَلَدِكُمْ هٰذَا لِيُبَلِّغِ الشَّاهِدُ الْغَائِبَ فَاِنَّ الشَّاهِدَ

તમારાં લોહી, તમારા માલ, તમારી આબરૂ એકબીજા પર એવી જ રીતે હરામ છે જેવી રીતે આ દિવસની હુર્મત

عَسٰى اَنْ يُّبَلِّغَ مَنْ هُوَ اَوْعٰى لَهٗ مِنْهُ

આ મહિનામાં તમારા આ શહેરમાં છે. હાજર[૭]ને લાઝિમ છે કે ગેરહાજરને મારો આ ઈર્શાદ પહોંચાડે કે એ શક્ય છે કે હાજરની સરખામણીમાં ગેરહાજર મારા ઈર્શાદને અધિક યાદ રાખવાવાળો હોય[૮]★.

**પરિપૂર્ણતા :** અહીંની રિવાયતમાં ટૂંકાણ છે, સવાલ કેવળ બે છે. પણ કિતાબુલ હજ્જ. કિતાબુલ અઝાહીની રિવાયતમાં આ સવાલો વધારે છે : ای بلد هذا આ કયુ શહેર છે ? અમારી ... આ શહેરમાં بلد کمهذا (ફી બલદ કમ હાઝા) એટલું અધિક છે. કે ફર્માવ્યું, તમે ઘણા જ જલ્દી તમારા પરવદિગારને મળશો, તે તમને તમારા અમલો વિશે પૂછશે. મારા પછી ગુમરાહ ન થઈ જશો કે એકબીજાની ગરદન મારો. અને અંતમાં ફર્માવ્યું, સાંભળો ! શું મેં પહોંચાડી દીધું ? લોકોએ અર્ઝ કરી, હા ! ફર્માવ્યું, હે અલ્લાહ ! ગવાહ રહે. અન્ય રિવાયતોમાં આગળ પાછળ છે.

**૭. شاهد 'શાહિદ'નો અર્થ 'હાજર' છે :** અહીં شاهد 'શાહિદ'નો અર્થ હાજર નિશ્ચિત છે અને એના પર ઈજમાઅ છે. આ હદીષ દલીલ છે કે شاهد 'શાહિદ'નો અર્થ 'હાજર' છે અને હાજર જો આંધળો નથી તો તેનું 'નાઝિર' હોવું લાઝિમ છે એટલા માટે આયતે કરીમા اِنَّا اَرْسَلْنٰكَ شَاهِدًا માં શાહિદનો તર્જુમો હાઝિરો નાઝિર કરવું આ હદીષના મુતાબિક છે.

**ફાયદા : ૮.** આ હદીષનો આ ભાગ દલીલ પૂરી પાડે છે કે એવું થઈ શકે છે કે બાદમાં આવનાર આગલાની સરખામણીમાં હદીષ વધારે યાદ રાખી લે અને અધિક સારી રીતે સમજી લે, જો કે ભલે ખૂબ જ ઓછા. એટલા માટે કે અવઆનો અર્થ અધિક યાદ રાખનાર છે. અને અધિક સમજનાર છે. અયનીમાં છે : من الوعى وهو الحفظ والفهم

આ હદીષથી સાબિત થયું કે ખતીબ જરૂર મુજબ જાનવર પર સવાર થઈને ખુત્બો આપી શકે છે. એ પણ સાબિત થયું કે જો શ્રોતાઓથી ઊંચી જગાએ હોય તો પણ કોઈ વાંધો નથી. બલ્કે મજમો જો વધારે હોય તો એવું બેહતર છે જેથી અવાજ દૂર સુધી પહોંચે, લોકો ખતીબને જોઈ શકે.

★ *ઈમામ બુખારીએ આ હદીષ કિતાબુલ હજ્જ અને તફસીર અને બદઉલ ખલ્ક તથા અઝાહી તથા ફિતનમાં પણ વર્ણન કરી અને મુસ્લિમે દિયાતમાં અને નિસાઈએ હજ્જ તથા ઈલ્મમાં, અબૂ દાઊદે તતૂઅમાં, ઈબ્ને માજહએ મુકદમામાં દારમીએ મનાસિકમાં અને ઈમામ અહમદે મુસ્નદમાં પણ વર્ણન કરી.*

ت (۱۴) قَالَ اَبُوْذَرٍ رَضِیَ اللہُ تَعَالٰی عَنْہُ لَوْ وَضَعْتُمُ الصَّمْصَامَۃَ عَلٰی ھٰذِہٖ وَ

**[તઅલીક઼ : ૧૪]** *અબૂઝર[1] રદિ. એ ફર્માવ્યું, જો તમે તેજ તલ્વાર મારી બોચી પર રાખી દો*

اَشَارَ اِلٰی قِفَاہُ ثُمَّ ظَنَنْتُ اَنِّیْ اُنْفِذُ کَلِمَۃً سَمِعْتُھَا مِنَ النَّبِیِّ صَلَّی اللہُ تَعَالٰی

*પછી મને એવું ગુમાન થાય કે તલ્વારના કામ કરતાં પહેલાં તે એક વાક્ય જે નબી ﷺથી સાંભળ્યું છે તે કહી*

عَلَیْہِ وَسَلَّمَ قَبْلَ اَنْ تُجِیْزُوْا عَلَیَّ لَاَنْفَذْتُھَا

*શકીશ તો પણ એને જરૂર કહીશ[2].*

**ان العلماء هم ورثةُ الا بنياء ورَثّوا العلم من اخذه اخذ حظ وافروَمَنْ سَلَكَ طَر لقا يطلب العلم سَهَّل الله له طر يقًا الى الجنة**

''બેશક ! ઉલ્મા જ અંબિયાના વારિસ છે. અંબિયાએ ઈલ્મ જ વારસો છોડયો, જેણે ઈલ્મ હાંસલ કર્યો તેણે પૂરો હિસ્સો મેળવી લીધો. જે ઈલ્મ તલબ કરવાના માટે કોઈ માર્ગે ચાલે છે તો અલ્લાહ તઆલા તેને જન્નતનો માર્ગ આસાન કરે છે.''

આ હદીષનો ભાગ છે, પૂરી હદીષ હઝરત અબૂ દરદા રદિ.થી આ પ્રમાણે રિવાયત પામેલ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું કે જે ઈલ્મે દીનની પ્રાપ્તિ માટે સફર કરે તેને અલ્લાહ તઆલા જન્નતના માર્ગે ચલાવી દે છે. તાલિબે ઈલ્મની રઝાના માટે ફરિશ્તા પોતાની પાંખો બિછાવી દે છે અને આલિમના માટે આસ્માનવાળા અને જમીનવાળા અને માછલીઓ પાણીની અંદર મગફેરતની દુઆ કરે છે. બેશક ! આલિમની ફઝીલત આબિદ (ગૈર આલિમ) પર એવી છે જેવી કે ૧૪મીના ચાંદની સર્વ તારાઓ પર. અને નિઃશંક ! આલિમો અંબિયાના વારસ છે, અંબિયાએ દિરહમ તથા દીનારનો વારસો નથી છોડયો બલ્કે ઈલ્મ છોડયો. જેણે ઈલ્મ હાંસલ કર્યો તેણે અંબિયાના વારસામાંથી પૂરો હિસ્સો મેળવ્યો.

આ હદીષને અબૂ દાઊદ, તિર્મિઝી, ઈબ્ને હબ્બાન અને હાકિમે તસહીહના ફાયદા સાથે રિવાયત કરી, હમ્ઝા કનાનીએ હસન કહી, કેટલાક લોકોએ ઈઝતેરાબ (શંકા)ની બિના પર ઝઈફ કહી છે, પણ અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, જે એના શાહિદો છે એનાથી એ કવી (મજબૂત) થઈ ગઈ. ઈમામ બુખારીએ સાફ સાફ નથી ફર્માવ્યું કે આ હદીષ છે એટલા માટે એ તઅલીકાતમાં પણ નથી ગણવામાં આવતી, પણ અહીં વર્ણન કરી તો જણાયું એની કાંઈક દલીલ એમને ત્યાં પણ છે. વળી એના લખાણનું સમર્થન કુર્આન મજીદથી પણ થાય છે.

ઈર્શાદે બારી છે : **ثم اَورثْنا الكتٰبَ الَّذِيْن اصْطَفينا مِن عبادنا** ''અમે અમારા પસંદીદા બંદાઓને કિતાબના વારસ બનાવ્યા.'' વારસો પામનાર વારસ કહેવાય છે તો સાબિત થયું કે આ બરગુઝીદા બંદા અંબિયાના વારસ છે.

## તઅલીક઼ : ૧૪ની સમજૂતી

મુસ્નદે દારમી અને હિલ્યામાં પૂરી વિગત એ છે કે હઝરત અબૂઝર જમરા વસ્તા (વચલો શૈતાન)ની નજીક બેઠા હતા અને લોકો તેમની આસપાસ ભેગા થઈને મસાઈલ પૂછી રહ્યા હતા. એટલામાં એક કુરૈશી સાહબ આવી ગયા અને કહ્યું, શું તમને ફત્વો આપવાથી રોકી દેવામાં નથી આવ્યા ? હઝરત અબૂઝરે માથુ ઉઠાવીને કહ્યું, શું તમે મારા નિગેહબાન છો ? જો તમે મારી ગરદન પર તલ્વાર રાખી દો...........છેવટ સુધી.

## ۵۸ حدیث ۔ یَسِّرُوْا وَلَا تُعَسِّرُوْا

**[હદીષ : ૫૮] ''આસાની કરો સખ્તી ન કરો''**

عَنْ اَنَسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ یَسِّرُوْا

*અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી ﷺ એ ફર્માવ્યું, લોકો પર આસાની કરો*

وَلَا تُعَسِّرُوْا وَبَشِّرُوْا وَلَا تُنَفِّرُوْا

*અને સખ્તી ન કરો, ખુશખબરી સંભળાવો નફરત ન લાવો★.*

*(ઈમામ બુખારીએ અદબમાં, ઈમામ મુસ્લિમે મગ઼ાઝીમાં, નિસાઈએ ઈલ્મમાં ઝિક્ર કર્યું છે.)*

**૧.** વાત એવી છે કે હઝરત અબૂઝરનો મસ્લક એ હતો કે માલ જમા કરવો હરામ છે, જે મળે તે ખર્ચી કાઢો. એના માટે આ આયતે કરીમાથી દલીલ કરતા હતા : اِنَّ الَّذِیْنَ یَکْنِزُوْنَ الذَّھَبَ وَالْفِضَّۃَ ... الآیۃ ''જે લોકો સોનું ચાંદી જમા કરે છે પછી અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા, નજીકમાં જ એ સોનુ ચાંદી તેમના ગળામાં તોક બનાવીને નાખી દેવામાં આવશે અને એમના માટે દર્દનાક અઝાબ છે.''

હઝરત અબૂઝર પહેલાં દમિશ્કમાં રહેતા હતા અને એલાનિયા દરેક જગાએ આ ખયાલની તબ્લીગ કરતા હતા. આ મામલામાં એમનો હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہ સાથે ઝઘડો હતો. મુઆવિયહ્એ હઝરત ઉષ્માનને લખ્યું તો તેમણે હઝરત અબૂઝરને મદીના બોલાવી લીધા. તેમને સમજાવ્યા છતાં ન માન્યા અને લોકો સાથે આ મસ્અલામાં ઝઘડતા રહ્યા એટલા માટે હઝરત ઉષ્માને ફત્વો આપવાથી રોકી દીધા અને બઝા મોકલી આપ્યા અને ત્યાં તેમનો વિસાલ થયો.

**૨. ઈલ્મે દીન છુપાવવાની ચેતવણી :** من سُئِلَ عن علم وھو یعلم فلیقل لہ ''જેને કોઈ ઈલ્મી સવાલ કરવામાં આવ્યો અને તે જાણે છે તો તેને બતાવે.''

એક અન્ય હદીષમાં છે : من سئِلَ عن علم فکتمہ الجمھم یوم القیام بلجام من النار ''જેને કોઈ દીનની વાત પૂછવામાં આવી અને તેણે ન બતાવી તો તેને અલ્લાહ તઆલા કિયામતના દિવસે આગની લગામ લગાડશે.'' બીજી હદીષમા ફર્માવ્યું, **''હક્ક઼ છુપાવનાર ગુંગો શૈતાન છે.''**

આ હદીષોને કારણે સાચી વાત ન જણાવવી અને તે પણ સવાલ કર્યા બાદ ન બતાવવાને હઝરત અબૂઝર ગુનોહ જાણતા હતા. અને સમયના ખલીફાનું આજ્ઞાપાલન ગુનાહમાં નથી. એટલા માટે હઝરત અબૂઝર મનાઈ છતાં હદીષો બયાન કરવા તથા ફત્વો આપવાથી ન રોકાયા.

**સમજૂતી : ૫૮**

★ બશારતનો અર્થ સારી ખબર આપવી. મતલબ એ છે કે જે લોકો નવ મુસ્લિમ છે અથવા જે બાળકો બાલિગ થવાની અણી પર છે તેમને દીનના ક્રમે ક્રમે પાબંદ બનાવો. સત્તા ધરાવનારા વાલીઓ અને હાકિમો પર લાઝિમ છે કે લોકો પર પ્રેમભાવ મહેરબાની રાખે, તેમના પર તેમની શક્તિથી અધિક બોજ ન નાખે. લોકોને અલ્લાહની રહમત તેના ફઝલો કરમની ઉમ્મીદ અપાવે, લોકો સામે તેના રહમો કરમની વિશાળતા વર્ણન કરે, કેવળ તેની શાને કહેરો જલાલ ન બયાન કરે. એવો વર્તાવ ન કરે કે લોકો ભડકી જાય.

(۵۹) حدیث ۔ وعظ کے لئے دن مقرر کرنا

[હદીષ : ૫૯] "વઅઝના માટે દિવસ નક્કી કરવો"

عَنْ اَبِیْ وَائِلٍ قَالَ کَانَ عَبْدُ اللّٰہِ یُذَکِّرُ النَّاسَ فِیْ کُلِّ خَمِیْسٍ فَقَالَ لَہٗ رَجُلٌ یَا اَبَا عَبْدِ الرَّحْمٰنِ

અબૂ વાઈલે કહ્યું, અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ દર જુમેરાતે લોકો સમક્ષ વાઅઝ કરતા[1] એક શખ્સે કહ્યું, હે અબૂ

لَوَدِدْتُ اَنَّکَ ذَکَّرْتَنَا کُلَّ یَوْمٍ قَالَ اَمَا اِنَّہٗ یَمْنَعُنِیْ مِنْ ذٰلِکَ اِنِّیْ اَکْرَہُ اَنْ اُمِلَّکُمْ اِنِّیْ

અબ્દુર્રહમાન ! હું ચાહુ છું કે તમે અમારી સમક્ષ રોજ વઅઝ કહો. ફર્માવ્યું, સાંભળો ! મને એનાથી એ વાત

اَتَخَوَّلُکُمْ بِالْمَوْعِظَۃِ کَمَا کَانَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَتَخَوَّلُنَا بِہَا مَخَافَۃَ

રોકે છે કે હું નથી પસંદ કરતો કે તમે લોકો ઉકતાઈ જાવ. વઅઝ માટે તમારી ખુશી તથા ધ્યાનનો લેહાઝ

السَّآمَۃِ عَلَیْنَا

રાખું છું. જેમ કે રસૂલુલ્લાહ ﷺ અમારા ઉકતાઈ જવાના અંદેશાથી અમારો લેહાઝ રાખતા હતા[2].

(બુખારી ઈલ્મમાં બે જગાએ, અને દઅવતમાં ઈમામ મુસ્લિમે, તૌબામાં તિર્મિઝીએ ઈસ્તીઝાનમાં પણ વર્ણન કરેલ છે.)

(۶۰) حدیث: "اِنَّمَا اَنَا قَاسِمٌ وَاللّٰہُ یُعْطِیْ"

[હદીષ : ૬૦] "હું વહેંચનાર છું અને અલ્લાહ અતા કરે છે"

قَالَ حُمَیْدُ بْنُ عَبْدِ الرَّحْمٰنِ سَمِعْتُ مُعَاوِیَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ خَطِیْبًا یَقُوْلُ

હમીદ ઈબ્ને અબ્દુર્રહમાને કહ્યું, મેં હઝરત મુઆવિયહ[1] رضی اللہ عنہ ને ખુત્બો આપતાં સાંભળ્યા. તેઓ કહી રહ્યા

**સમજૂતી : ૫૯**

**૧. કોઈ નેક કાર્ય માટે દિવસ નક્કી કરવો :** એનાથી સાબિત થયું કે જો કોઈ સારા કામના માટે શરીઅતની રૂએ સમય નિશ્ચિત ન હોય તો તેના માટે જાતે પોતે દિવસ નક્કી કરવો એ સહાબાની સુન્નત છે. એને લક્ષમાં રાખીને અહલે સુન્નત મીલાદ શરીફ, ઉર્સ, ફાતેહાના માટે દિવસ તારીખ નિશ્ચિત કરે છે. એનાથી એક ફાયદો એ છે કે જ્યારે કોઈ કામ માટે દિવસ તથા સમય નક્કી હોય છે તો લોકો અગાઉથી પોતાનાં જરૂરી કામો અંજામ આપીને તે સમયને સાચવી લે છે.

**૨. એટલી લાંબી વઅઝ ન કહેવામાં આવે કે લોકો કંટાળી જાય :** એનાથી જાણવા મળ્યું કે વઅઝ તથા તક્રીર એટલી લાંબી ન કરવામાં આવે કે સાંભળવાવાળા કંટાળો અનુભવે. એતબાર કેવળ તે લોકોના કંટાળવા ન કંટાળવાનો છે જેઓ દીની શોખ રાખે છે, દરેક ઐરા ગેરા પબ્લિકના માણસનો નહીં.

**સમજૂતી : ૬૦**

**૧. હઝરત મુઆવિયહ** رضی اللہ عنہ **:** આ હઝરત અબૂ સુફયાનના સાહબઝાદા ઘણા જ મશહૂર તથા ખ્યાતનામ સહાબી છે અને પ્રથમ પંક્તિમાં ઈમાન લાવનારાઓમાંથી છે. તેમનો જન્મ હિજરતના આઠ વરસ પહેલાં થયો. એઓ તે અમુક સહાબીઓમાંથી છે જેમનાં માબાપને પણ ઈસ્લામની દૌલત નસીબ થઈ. મશહૂર

એ છે કે એઓ ફતહે મક્કાના દિવસે ઈમાન લાવ્યા. પરંતુ તેમણે ખૂદ એ બતાવ્યું કે હું ઉમરતુલ કઝાઅના પહેલાં મુસલમાન થયો હતો પણ માંની બીકે જાહેર ન કરી શક્યો. *(અસાબા વગેરે)*

"ગનાઈમે ખયન"થી એમને ૧૦૦ ઊંટ અને ૪૦ ઔકિયા ચાંદી આપવામાં આવી હતી. એઓ ઈસ્લામ લાવ્યા બાદ અલ્લાહના મુકર્રબ થઈ ગયા. હુઝૂર ﷺના કાતિબોમાં આ પણ છે. બલ્કે ઘણા હઝરાત એ પણ માનવાવાળા છે કે વહીના કાતિબ (લખનારા) પણ હતા. હુઝૂરે અક્દસ ﷺએ એમના માટે દુઆઓ આપી છે : **اَللّٰهُمَّ اجْعَلْهُ هَادِيًا وَّمَهْدِيًّا وَّاهْدِ بِهٖ** "હે અલ્લાહ ! મુઆવિયહ્‌ને હિદાયત આપનાર હિદાયત પામેલ અને તેના ઝરીઆથી હિદાયત આપ." *(તિર્મિઝી)*

અને ઈર્શાદ ફર્માવ્યો, **اَللّٰهُمَّ عَلِّمِ المُعاوِيَةَ الكتابَ والحساب وَقِهِ العذاب** "હે અલ્લાહ ! મુઆવિયહ્‌ને કિતાબુલ્લાહ અને હિસાબ શીખવાડ અને તેને અઝાબથી બચાવે." *(અસદુલ ગાબા)*

એકવાર હુઝૂરે અક્દસ ﷺને વુઝૂ કરાવ્યું તો ફર્માવ્યું, "હે મુઆવિયહ્‌ ! જો તમે એ ચીજ એટલે હુકૂમતને પામી લો તો અલ્લાહથી ડરજો અને ન્યાય કરજો." હઝરત મુઆવિયહ્‌ કહે છે કે એનાથી મને યકીન હતું કે મને હુકૂમત મળશે. તેમને સ.હિ. ૧૯માં હઝરત ફારૂકે આ'ઝમે તેમના ભાઈ યઝીદ બિન સુફયાનના વિસાલ પછી શામના વાલી બનાવ્યા. તે સમયથી લઈને હસને મુજતબા رضی اللہ عنہ સાથે આપસમાં સુલહના સમય સુધી વીસ વરસ શામના વાલી રહ્યા. પછી વીસ વરસ પૂરા ઈસ્લામી સલ્તનતના બાદશાહ રહ્યા. ૧૫ રજબ હિ.સ. ૬૦માં વિસાલ થયો. અંતિમ વયે લકવા થઈ ગયો હતો એ જ મૃત્યુનો પૈગામ સાબિત થયો. તેમની પાસે નબવી તબર્રુકોમાં કુર્તો, ચાદર, તેહબંદ અને નાખૂન મુબારક કાપેલા અને મૂએ મુબારક હતા. (મિર્કાત, અસદુલ ગાબા વગેરે) વસીયત કરી ગયા હતા કે મને આ જ મોતબર્રક કપડામાં કફન આપજો, અને નખો મુબારકના ટુકડા અને બાલ મુબારક મારી આંખો, નાક, મોઢું અને સજદાનાં અંગોમાં રાખી દેજો. અને અર્હમુર્રાહિમીનને સુપ્રત કરી દેજો. એના મુજબ કરવામાં આવ્યુ. વિસાલના સમયે ઉમર ૬૮ વરસની હતી.

એમના થકી ૧૬૩ હદીષ રિવાયત પામી છે. બુખારી તથા મુસ્લિમે ચાર અને કેવળ બુખારીએ આઠ અને મુસ્લિમે પાંચ રિવાયત કરી છે. તેમનાથી મહાન સહાબા જેમ કે ઈબ્ને અબ્બાસ તથા ઈબ્ને ઉમર رضی اللہ عنہمએ હદીષ લીધી.

તેમના દૌરમાં જ્યારે આંત્રિક રીતે સંતોષ થઈ ગયો તો પછી ફતહોનો ક્રમ શરૂ થઈ ગયો, સજીસ્તાન, સૂડાન વગેરેના પુષ્કળ શહેરો અને કોહિસ્તાન વગેરે ફતહ થયાં. અને કુસ્તુન્તુનિયા પર પ્રથમ હુમ્લો તેમના દૌરમાં થયો. હઝરત અલી رضی اللہ عنہની સાથે મતભેદોના કારણે અમુક લોકો એમના પર ટીકા કરે છે પરંતુ કોઈ સહાબી પર ટીકા કરવી જાઈઝ નથી. કુર્આન મજીદમાં સ્પષ્ટ નસ (દલીલ) છે કે અલ્લાહ ﷻ તમામ સહાબીઓથી રાજી છે, તે સૌનાથી જન્નતનો વાયદો ફર્માવી લીધો છે. તે સૌના પર તકવાનો કલમો લાઝિમ કરી દીધો છે. ઈર્શાદ છે :–

**اَلسَّابِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهَاجِرِيْنَ وَالْاَنْصَارِ وَالَّذِيْنَ اتَّبَعُوْهُمْ بِاِحْسَانٍ رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ وَاَعَدَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ تَحْتَهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا اَبَدًا ۔ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ**

"સૌમાં આગળ પહેલા મુહાજિર અને અન્સાર તથા જેઓ ભલાઈ સાથે તેમના અનુયાયી થયા. અલ્લાહ તેમનાથી રાજી અને તેમના માટે એવા બાગો તૈયાર કરી રાખ્યા છે જેની નીચે નહેરો વહે છે જેમાં એ લોકો

હમેશાં રહેશે. આ જ મહાન કામયાબી છે." *(તૌબા–૧૦૦)*

અને ફર્માવ્યું : وَاَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوٰى وَكَانُوْا اَحَقَّ بِهَا وَاَهْلَهَا "અને એમના પર તકવાનો કલ્મો લાઝિમ કરી આપ્યો અને એઓ એના મુસ્તહિક્ તથા લાયક છે." (ફતહ–૨૬) અને ઈર્શાદ છે : كُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى (હદીષ–૧) તમામ સહાબીઓથી ચાહે તે ફતહે મક્કાથી પહેલાંના હોય કે પછીના હોય સૌથી અલ્લાહે જન્નતનો વાયદો કરી લીધો છે. એ કુર્આન મજીદ કૃતઈ નસો દલીલો છે અને જે બનાવો પર ટીકા કરવામાં આવે તે સૌ ખબરે વાહિદ તથા મોટાભાગની ઝઈફ તથા મજરૂહ છે. જાહેર છે કે કુર્આન મજીદના મુકાબલામાં વાહિદ ખબરો તે પણ ઈતિહાસની કિતાબો તે પણ કમજોર રિવાયતોની કોઈ હૈસિયત નથી. એટલા માટે ઈમાનની સલામતી એમાં છે કે કુર્આન મજીદના ઈર્શાદો પર ઈમાન રાખીએ અને ઈતિહાસની બેકાર રિવાયતોને સાંભળીએ પણ નહીં.

**૧. શબ્દકોશ :** يُفَقِّهُ (યુફક્કિહુ) બાબે તફઈલથી મુઝારેઅ છે. તેનો અર્થ એ છે કે તેને ફકીહ બનાવી દે છે. આનું મૂળ فِقْهٌ "ફિક્હૂન" છે જેનો અર્થ જાણવું, સમજવું, અક્લમંદી તથા સમજ છે. અને શરઈ અર્થ આ છે. શરઈ તથા ફરઈ હુકમોને તેમની વિસ્તૃત દલીલો સાથે જાણવું. لاتزال (લાતઝાલુ) : એ "ઝવાલ"થી નીકળ્યું છે. "સમિઅ યસ્મઊ"થી زَالَ يَزَالُ "ઝાલ ય ઝાલુ" પણ આવે છે. અને نَصَرَ يَنْصُرُ "નસ્ર યન્સુરુ"થી "ઝાલ યઝાલુ" પણ આવે છે. બંનેમાં ફરક એ છે કે زَالَ يَزُوْلُ "ઝાલ યઝાલુ" અપૂર્ણ કાર્યોમાંથી છે અને નકારાત્મક શબ્દ તેની સાથે હોય જ છે. "ઝાલ યઝૂલુ" સંપૂર્ણ કાર્ય છે અને નકારાત્મક શબ્દ તેની સાથે હોવા જરૂરી નથી. اُمَّةٌ (ઉમ્મતુન) તેના ઘણા અર્થ છે : જમાઅત, તરીકો, મુદત, પેશ્વા, માલિક, ભલાઈ જમા કરનાર માણસ, તે માણસ જે માત્ર પોતાની રાય પર જામી જવાનો આદી હોય, અંબિયાના અનુયાયીઓ. અહીં આ જ છેલ્લો અર્થ મુરાદ છે.

**૨. ફિક્હ (દીની ઈલ્મ)ની ફઝીલત :** خَيْرًا "ખયરન્" નકરાએ શર્તના દરજામાં હોવાના લીધે ઉમૂમનો ફાયદો કરે છે, (જ્યારે નકરા શર્તની વચ્ચે આવે ત્યારે ઉમૂમનો ફાયદો થાય છે, અહીં એવું જ છે.) તો અર્થ એ થયો કે, અલ્લાહ તઆલા ﷻ જેને તમામ દુનિયા તથા આખેરતની ભલાઈ અતા કરવા ચાહે છે તેને ફકીહ બનાવે છે خَيْرٌ (ખયરુન)ની તન્વીન (ડબલ પેશ)ને અહીં અઝમતના માટે લઈએ તો અર્થ થશે, "ઘણી જ અધિક ભલાઈ અતા કરવા ચાહે છે" એનાથી સાબિત થયું કે ઉમ્મતના લોકોમાં સૌથી અફઝલ ફકીહ છે. એટલા માટે એક હદીષમાં ફર્માવ્યું, فقيهٌ واحداشد على الشيطان من الف عابد. "એક ફકીહ હજાર ગૈર ફકીહ આબિદ કરતાં શૈતાન પર ભારે છે."* *(તિર્મિઝી, ઈબ્ને માજહ, મિશ્કાત)* તેમજ એક લાંબી હદીષમાં ફર્માવ્યું, خيار كم فى الجاهلية خيار كم فى الاسلام اذا فقهوا "જાહિલિયતના જમાનામાં જે લોકો તમારામાં સૌથી બેહતર હતા તેઓ ઈસ્લામમાં પણ સૌથી બેહતર છે જ્યારે કે ફકીહ હોય." *(મુસ્લિમ, મિશ્કાત)*

**૩.** આ અફઝલિયત તે ફકીહના માટે છે જે પોતાના ઈલ્મથી અલ્લાહની રઝાનો તાલિબ હોય અને દુનિયાદાર ફકીહ બદ્તરીન ખલ્ક (મખ્લૂકમાં) છે.

જેમ કે એક હદીષમાં ફર્માવ્યું : اِنَّ شرار الشرار العلماء واِنَّ خيار الخير خيار العلماء "સૌથી બદ્તર બુરા ઉલમા છે અને સૌથી સારા એ સારા ઉલમા છે."

એક અન્ય હદીષમાં ફર્માવ્યું :–

مَن طلب العلم ليجارى بهِ العلماء اوليجارى به السُّفهاء اويصرف وجوه النَّاس اِليه اَدْخله الله النَّار

"જે એટલા માટે ઈલ્મ શીખે કે આલિમોથી મુકાબલો કરશે અથવા જાહિલો સાથે ઝઘડશે અથવા લોકોને પોતાના પ્રતિ આકર્ષશે તેને અલ્લાહ તઆલા જહન્નમમાં દાખલ કરશે." *(તિર્મિઝી, ઈબ્ને માજહ, મિશ્કાત)*

ઈમામ હસન બસરી رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું, "ફકીહ તે છે જે દુનિયાથી બેતઅલ્લુક હોય, આખેરતની લાલચ

الدِّيۡنِ ـ وَاِنَّمَا اَنَا قَاسِمٌ وَاللّٰهُ يُعۡطِىۡ وَلَنۡ تَزَالَ هٰذِهِ الۡاُمَّةُ قَائِمَةً عَلٰى اَمۡرِ اللّٰهِ

*દીનમાં સમજ અતા કરે છે[3]. હું કેવળ વહેંચનાર[4] છું અને અલ્લાહ આપે છે. આ ઉમ્મત હમેશાં અલ્લાહના દીન*

لَا يَضُرُّهُمۡ مَنۡ خَالَفَهُمۡ حَتّٰى يَاۡتِىَ اَمۡرُ اللّٰهِ ع ت

*પર કાયમ રહેશે[5] વિરોધીઓ એને નુકસાન નહીં પહોંચાડી શકે ત્યાં સુધી કે ક઼યામત આવી જાય★.*

ધરાવતો હોય, દીનના મામલામાં બસીરત (દષ્ટિ, સુઝબુઝ) ધરાવતો હોય, અલ્લાહની ઈબાદતનો પાબંદ હોય.''

**૪. હુઝૂર વહેંચનાર પણ છે અને ખાઝિન (ખજાનચી) પણ :** અહીં કેવળ **قاسمٌ** (ક઼ાસિમુન્) છે અને બુખારી કિતાબુલ જેહાદમાં તઅલીકાતે ક઼ાસિમની સાથે ખાઝિન પણ છે. *(બુખારી, ભાગ–૧, પેજ–૪૩૯)* મઆનીનો કાયદો છે કે જ્યારે ફેઅલ અથવા શુબ્હએ ફેઅલનો મુતઅલ્લિક એટલે તેને મફઉલ વગેરે જ્યારે મહઝૂફ હોય છે તો તે ઉમૂમનો ફાયદો કરે છે. અહીં **قاسمٌ،خازنٌ،يعطى** (કાસિમુન, ખાઝિનુન, યુઅતી) ત્રણેવના મફઉલ મહઝૂફ છે એનાથી ઉમૂમ પણ દલીલ પૂરી પડે છે. અર્થ એ થયો કે, ''મખ્લૂકાતમાંથી જે કોઈને અત્યાર સુધી જે કાંઈ મળ્યું અથવા ભવિષ્યમાં મળશે તે સૌને આપનાર અલ્લાહ છે, અને તે સૌનો ખજાનચી હું છું અને તે સૌને વહેંચનારો હું છું.'' જે રીતે અલ્લાહના મુઅ્તી (અતા કરનાર) હોવામાં કોઈ પ્રકારની કોઈ તખ્સીસ (ખાસ કરવું) જાઈઝ નથી, જે પ્રમાણે તમામ મુસલમાનોની માન્યતા છે કે વિ□ની દરેક જાતિ, દરેક વ્યક્તિ ચાહે તે ફરિશ્તા હોય કે ઈન્સાન ચાહે જિન કે અન્ય કાંઈ સૌને સર્વ કાંઈ અલ્લાહના આપવાથી મળે છે, અને મળશે. એ જ પ્રમાણે આ માન્યતા પણ વાજિબ છે કે સૌને કશાય અપવાદ વિના જે કાંઈ મળ્યું કે મળશે તે સૌ હુઝૂરે અક઼દસ ﷺના આપવાથી મળ્યુ અને મળશે, એટલા માટે જે લોકોએ એને ઈલ્મ સાથે ખાસ કર્યું એ દુરુસ્ત નથી.

જીવન પણ અતાના પ્રકારમાંથી છે તો સૌને જીવન પણ હુઝૂરના હાથો થકી મળ્યું. તો સાબિત થયું કે દરેક જીવંતથી પહેલાં હુઝૂરે અક઼દસ ﷺ મૌજૂદ હતા, અને આપનું સર્જન સર્વ આલમથી પહેલાં થયું, ચાહે તે આદમ علیہ السلام હોય કે જિબ્રઈલ علیہ السلام હોય તથા અન્ય ફરિશ્તા. જેનું સમર્થન આ મશહૂર હદીષથી થાય છે : જેમ કે ઈમામ અબ્દુર્રઝ્ઝાક ઉસ્તાદે ઈમામ અહમદ ઈબ્ને હંબલએ હઝરત જાબિર رضی اللہ عنہથી રિવાયત કરી, ફર્માવ્યું : **ياجابر انَّ اللّٰه تعالٰى قدخلق قبل الا شياء نُورَ بنَيِّكَ مِنۡ نوره۔** ''હે જાબિર ! અલ્લાહ عزوجلએ તમામ ચીજોથી પહેલાં તારા નબીના નૂરને પોતાના નૂરથી પેદા ફર્માવ્યું.'' *(મવાહિબે લદુન્નિયા તથા ઝુર્કાની અલલ મવાહિબ–અવ્વલ, પેજ–૪૬)*

**૫.** અહીં 'ક઼ાઈમીન અલા અમ્રુલ્લાહ' છે અને કિતાબુલ જેહાદમાં 'ઝાહિરીન અલા મન ખાલ ફહુમ્' છે. મુરાદ એ છે કે ક઼યામત સુધી મારી ઉમ્મતમાં કેટલાક લોકો હક્ક઼ પર ક઼ાયમ રહેશે અને પોતાના વિરોધીઓ પર હમેશાં સવાર રહેશે. તેમના વિરોધી કદાપિ તેમનાથી જીતી શકશે નહીં. ક઼યામત સુધી આ હક્ક઼ પરસ્ત ગાલિબ રહેશે, અને ગલ્બા (સવાર રહેવા)થી મુરાદ દલીલ તથા બુરાહાનથી ગાલિબ રહેવું છે. રહી ગયો તલ્વારથી ગલ્બો તો એ જરૂરી નથી, ક્યારેક થશે ક્યારેક નહીં. વર્ણન થઈ ચૂક્યું કે **الحرب سجالٌ ينال منا ننال منه** ''લડાઈ ડોલ છે ક્યારેક તેઓ અમારાથી લઈ લે છે ક્યારેક અમે તેમનાથી લઈ લઈએ છીએ.'' કુર્આન મજીદમાં છે : **تِلۡكَ الۡاَيَّامُ نُدَاوِلُهَا بَيۡنَ النَّاسِ** ''આ બંનેમાં અમે લોકોની વારી રાખી છે.''

*★એને ઈમામ બુખારીએ કિતાબુલ જેહાદ, બાબ ફઈન્નલ્લાહ ખમ્સા અને એઅતસામ લા તઝાલુલ હાઈ મિન ઉમ્મતીમાં પણ. અને મુસ્લિમે અમારત અને ઝકાતમાં તિર્મિઝીએ ઈલ્મમાં, ઈબ્ને માજહ અને દારમીએ રિક઼ાક઼માં, ઈમામ માલિકે મોઅત્તા કદરમાં, ઈમામ અહમદે મુસ્નદમાં પણ ઝિક્ર કર્યું છે.*

[તઅલીક઼ : ૧૫] (۱۵) وَقَالَ عُمَرُ رَضِیَ اللّٰہُ عَنہ تَفَقَّهُوا قَبْلَ اَنْ تُسَوَّدُوا

*હઝરત ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું, ''સરદાર (લીડર) બનાવવામાં આવતાં પહેલાં ઈલ્મ હાંસલ કરો★.*

*(બયહકીએ મુદખલમાં, ઈબ્ને શયબા વગેરેએ તખરીજ કરી)*

## (۶۱) حدیث لا حسد الا فی اثنتین

## [હદીષ : ૬૧] ''બે વસ્તુમાં હસદ નથી''

سَمِعْتُ عَبْدَ اللّٰهِ بْنِ مَسْعُوْدٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَالَ، قَالَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી ﷺ એ ફર્માવ્યું, 'હસદ[1] (ઈર્ષા) નથી પણ બેમાં,*

عَلَيْهِ وَسَلَّمَ لَا حَسَدَ اِلَّا فِی اِثْنَتَيْنِ رَجُلٌ آتَاهُ اللّٰهُ مَالًا فَسَلَّطَهُ عَلٰی هَلَكَتِهٖ

*એક તે શખ્સ જેને અલ્લાહે માલ[2] આપ્યો અને તેને રાહે હક્ક઼માં ખર્ચ કરવાની તૌફીક઼ આપી અને બીજો શખ્સ*

એ જ પ્રમાણે لایضرهم (લાયદુર્રુહમ)થી મુરાદ એ છે કે તેમની બુરહાન અને દલીલને તોડી નથી શકતા.

**બધા જ કલ્મા ગો હક્ક઼ પર નથી :** هذه الامّة (હાઝિહિલ્ ઉમ્મત)થી મુરાદ પૂરી ઉમ્મત નથી બલ્કે એનો અમુક હિસ્સો મુરાદ છે. જેમ કે કિતાબુલ એઅતેસામમાં હઝરત મુગીરા ઈબ્ને શઅબા رضی اللہ عنہ થી જે હદીષ રિવાયત પામી છે એમાં طَائِفَةٌ مِّنْ اُمَّتِیْ (તાઈફતુન મિન્ ઉમ્મતી) છે એટલે કે મારી ઉમ્મતનો એક ગિરોહ. એનાથી સાબિત થયું કે તમામ કલ્મો પઢવાવાળા ઈસ્લામના દાવેદાર હક્ક઼ પર નથી, હક્ક઼ પર કેવળ એક ફિર્કો છે.

### તઅલીક઼ : ૧૫ની સમજૂતી

★ આ ઈર્શાદનો મતલબ એ છે કે માણસ જ્યારે સરદાર (પેશ્વા, લીડર) બની જાય છે તો ઈલ્મ પ્રાપ્ત કરવામાં શરમ આવે છે એટલા માટે સરદાર બનાવવામાં આવતાં પહેલાં ઈલ્મ હાંસલ કરી લેવો જોઈએ. અથવા મુરાદ એ છે કે સરદારના માટે આલિમ હોવું જરૂરી છે જેથી ઈલ્મની રોશનીમાં પોતાના સંબંધીઓ પર સરદારી કરે. ઈમામ બુખારીએ ફર્માવ્યું કે સરદાર બનાવી આપ્યા બાદ પણ ઈલ્મ હાંસલ કરતા રહો. મતલબ એ થયો કે ઈલ્મ પ્રાપ્તિની કોઈ હદ નથી.

### સમજૂતી : ૬૧

**૧. શાબ્દિક અર્થ :** ''હસદન''નો અર્થ છે એવી આરઝૂ કરવી કે કોઈની નેઅમત તથા ફઝીલત તેનાથી છીનવાઈને મને મળે, આ બુરુ છું. અહીં એકલી એક નેઅમતની પ્રાપ્તિની આરઝૂ મુરાદ છે એ વિના કે બીજા પાસેથી જતી રહે. જેમ કે ગિબ્તા કહે છે એ પસંદીદા છે سلطه علیه (સલતહૂ અલૈહ)નો અર્થ દુનિયાનો ગલ્બો, કબજાધારી બનવું, દુનિયાનો ઈખ્તિયાર. અહીં આગળ પાછળના વર્ણનના આધારે એનો અર્થ તૌફીક આપવું થાય છે. هلكة (હલ્કતિહી)નો અર્થ ખર્ચ કરવું છે. حِكمة (હિકમત)નો અર્થ સમજદાર હોવું, દુરંદેશ હોવું, અહીં કુર્આન મજીદના અર્થનું સમજદાર હોવું મુરાદ છે અથવા તમામ દીની ઈલ્મો છે.

**૨. માલ અને ઈલ્મે દીન :** અલ્લાહ جل جلاله કોઈને માલ અતા ફર્માવે એ તેનો ફઝ્લ છે અને તેને પોતાની રાહમાં ખર્ચ કરવાની તૌફીક઼ આપે એ બીજો ફઝ્લ છે. એ જ પ્રમાણે ઈલ્મે દીન તેનું મહાન કાર્ય છે અને ઈલ્મ

فِی الْحَقِّ، وَرَجُلٌ آتَاهُ اللّٰهُ الْحِكْمَةَ فَهُوَ يَقْضِي بِهَا وَيُعَلِّمُهَا

*તે જેને અલ્લાહે દીનનો ઈલ્મ અતા કર્યો અને તે તેના મુતાબિક ફૈસલા કરે છે અને તેની તા'લીમ આપે છે.*

*(બુખારી કિતાબુઝ્ઝકાત, ઈન્ફાકુલ માલ ફી હક્કેહૂ, કિતાબુલ અહકામ, કિતાબુલ એઅ્તેસામ, મુસ્લિમ કિતાબુસ્સલાત, નિસાઈ ઈલ્મ, ઈબ્ને માજહ જેહાદ)*

حديث (٦٢) «اَللّٰهُمَّ عَلِّمْهُ الْكِتَابَ»

**[હદીષ : ૬૨] ''ઈબ્ને અબ્બાસ માટે ઈલ્મની દુઆ''**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا قَالَ ضَمَّنِي رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ મને પોતાના સીનાથી લગાડયો[૧] અને એ*

عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَللّٰهُمَّ عَلِّمْهُ الْكِتَابَ

*દુઆ આપી કે હે અલ્લાહ ! એને કિતાબનો ઈલ્મ અતા ફર્માવ.*

*(બુખારી કિતાબુલ મનાક઼િબ, ફઝલ ઈબ્ને અબ્બાસ, મુસ્લિમ ફઝાઈલે ઈબ્ને અબ્બાસ, નિસાઈ તથા તિર્મિઝી, મનાક઼િબ ઈબ્ને માજહ, સુન્નત, મુસ્નદે ઈમામ અહમદ)*

પર અમલ અને એના મુતાબિક ફૈસલો કરવાની એના પ્રચાર તથા પ્રસારની તૌફીક઼ એ બીજો ફઝ્લ છે. મુરાદ એ છે કે લોકો જાત જાતની આરઝૂ કરે છે પણ આરઝૂ કરવા પાત્ર કેવળ બે નેઅમતો છે. એનાથી આ બે નેઅમતોની અઝમત જાહેર કરવાનો હેતુ છે.

## સમજૂતી : ૬૨

**الکتاب અલ્ કિતાબ :** **الکتاب**થી મુરાદ કુર્આન મજીદ છે, તા'લીમથી મુરાદ તેને હિફ્ઝ કરવું અને તેના અર્થો સમજવું છે.

**પરિપૂર્ણતા :** આખો પ્રસંગ આ પ્રમાણે છે કે એક રાત્રે ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما કાશાનાએ અકદસમાં રાત રહ્યા. હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلم રાતમાં ઉઠયા, ઈસ્તિન્જા માટે તશરીફ લઈ ગયા. તેમણે વુઝૂના માટે પાણી રાખી દીધું. હુઝૂરે પૂછયું, આ કોણે રાખ્યું છે ? તેમના માસી ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂના رضی اللہ عنہا એ બતાવ્યું. એના પર તેમના માથા પર હાથ મુબારક ફેરવ્યો અને સીનાથી લગાડીને આ દુઆ ફર્માવી. એ દુઆની બરકત છે કે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ને તે ઈલ્મ અતા થયો કે તેમને હિબ્રે ઉમ્મત, બહરુલ ઉલૂમ, રઈસુલ મુફસ્સિરીન, તર્જુમાનુલ કુર્આન કહેવામાં આવે છે.

**૧. મુઆનિકા :** આ હદીષથી સાબિત થયું કે મુઆનિકા (ગળે મળવું) જાઈઝ છે, ફક઼ીહોએ સ્પષ્ટતા કરી છે કે જો શહવત (વાસના)નો ભય ન હોય તો મુસ્તહબ છે. *(અયની)*

b

## ⑥③ حدیث عقلت من النبی صلی اللہ تعالیٰ علیہ وسلم مجۃ

## [હદીષ : ૬૩] "નબી ﷺની એક દુઆ"

عَنْ مَحْمُوْدِ بْنِ الرَّبِيْعِ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ، قَالَ عَقَلْتُ مِنَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى

*હઝરત મહમૂદ ઈબ્ને રબીઅ[1] رضی اللہ عنہએ કહ્યું કે મને નબી ﷺની એ અદા યાદ છે કે હુઝૂરે*

عَلَيْهِ وَسَلَّمَ مَجَّةً مَجَّهَا فِيْ وَجْهِيْ وَأَنَا ابْنُ خَمْسِ سِنِيْنَ مِنْ دَلْوٍ

*એક ડોલથી[2] પાણી લઈને મારા મોઢા પર કુલ્લી કરી હતી અને તે વખતે હું પાંચ વરસનો હતો[3]★.*

### સમજૂતી : ૬૩

**૧. મહમૂદ ઈબ્ને રબીઅ :** આ નાની વયના સહાબીઓમાંથી છે. વિસાલ મુબારકના સમયે એ પાંચ વરસના હતા એ ઉમરમાં તેમને એ શરફ (મહાનતા) હાંસલ થઈ કે હુઝૂરે અક્દસ ﷺએ તેમના મોઢા પર કુલ્લી કરી, આ મદની ખઝરમી અન્સારી છે. હઝરત ઓબાદા ઈબ્ને સામીત رضی اللہ عنہના જમાઈ છે. દમિશ્કમાં રહેતા હતા ત્યાં હિ.સ. ૯૯માં વરસની વયે વિસાલ થયો.

**૨. વર્ગીકરણ :** અહીં કેવળ **مِنْ دلو** (મિન્ દલ્વીન) છે અને કિતાબુત્તહારતમાં **من بئرهم** (મિન બઅ્રિહિમ) છે એટલે કે તેમના કૂવેથી પાણી લઈને. મુરાદ છે કે હુઝૂરે અકદસ ﷺએ જે ડોલ વડે પાણી લીધું હતું તેમાં પાણી તેમના કૂવેથી લીધું હતું.

**૩. ફાયદા :** ઈમામ બુખારીનો મક્સદ એ છે કે પાંચ વરસના બાળકનું સાંભળવું દુરુસ્ત છે અને તેની રિવાયત મકબૂલ (સ્વીકાર્ય) છે પણ આ હદ બાંધવી દુરુસ્ત નથી એટલા માટે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہماની એ રિવાયત કે તેમણે પોતાના વાલિદને ગઝવએ ખંદકના મોકા પર જોયા કે તે ઘોડા પર સવાર થઈને બનૂ કરીઝાના મહોલ્લામાં બે કે ત્રણવાર ગયા અને આવ્યા. મેં પૂછયું તો બતાવ્યું કે મને રસૂલુલ્લાહ ﷺએ તેમનો હાલ માલૂમ કરવા માટે મોકલ્યો હતો. જો કે હઝરત અબ્દુલ્લાહની ઉમર તે વખતે ચાર વરસની પૂરી ન હતી. આ રિવાયત ખૂદ ઈમામ બુખારીએ મનાકિબે ઝુબૈરમાં વર્ણન કરી છે. એનાથી સાબિત થયું કે પાંચ વરસથી ઓછી વયમાં સાંભળવું દુરુસ્ત છે. પણ એ જ ગલત છે કે ઈમામ બુખારીનો એ જ હેતુ છે કે પાંચ વરસથી ઓછી ઉમરમાં સાંભળવું સહીહ નથી. તેમણે પ્રકરણ બનાવ્યું છે, "બાળકનું સાંભળેલ ક્યારે સહીહ છે ?" એના હેઠળ આ હદીષ વર્ણન કરી.

એનાથી જેવી રીતે એ સ્પષ્ટપણે સાબિત થાય છે કે પાંચ વરસના સમજદાર બાળકનું સાંભળવું સહીહ છે તેવી જ રીતે બારીક દષ્ટિએ અક્લતથી એ પણ સાબિત થાય છે કે સનની પાબંદી નથી સમજની શર્ત છે. જો કોઈ બાળક પાંચ વરસથી ઓછી ઉમરમાં સમજદાર હોય અને કોઈ વાતને સમજીને યાદ રાખે તો તેની આ રિવાયત સહીહ છે અને જો અધિક ઉમરનો હોય પણ સમજશક્તિ ન હોય તો તેનું સાંભળેલ સહીહ નથી.

એનાથી સાબિત થયું કે નાના બાળકો સાથે ખુશમિજાઝીભર્યું વર્તન સુન્નત છે. તેમજ એ પણ સાબિત થયું કે હુઝૂરે અક્દસ ﷺના લુઆબે મુબારક (થૂંક મુબારક) તથા આપના મુબારક એથાથી બરકત હાંસલ કરવી પણ સુન્નત મુજબ છે.

*★બુખારીએ તહારત, ઈસ્તિમાલિ ફઝ્લેવુઝૂ અન્નાસમાં, અને તેનો આ હિસ્સો વિવિધ સ્થળોએ નકલ કર્યો છે. નિસાઈએ ઈલ્મમાં, ઈબ્ને માજહએ તહારતમાં*

ت ⑭ رَحَلَ جَابِرُ بْنُ عَبْدِ اللّٰهِ مَسِيْرَةَ شَهْرٍ اِلٰى عَبْدِ اللّٰهِ بْنِ اُنَيْسٍ فِىْ حَدِيْثٍ

**[તઅલીક઼ : ૧૬]** હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહે એક હદીષના માટે અબ્દુલ્લાહ ઈબ્ને ઉનીસની પાસે એક મહિનાના અંતરની મુસાફરી કરી. *(વાહિદ)*

**ફી તઅલી લિયહ્ (فى تعليله) છે :** "ફી હદીષિન્"માં "ફી" તઅલીલ માટે છે. જેમ કે આયતે કરીમા فذالك الذى لمتنتى فيه અને હદીષ ان امرأة دخلت فى النارفى هِرَّة માં છે.

## તઅલીક઼ : ૧૬ની સમજૂતી

**હદીષો સાંભળવાનો શોખ :** આ જગા શામ હતી અથવા મિસ્ર. પૂરો પ્રસંગ આ મુજબ છે કે હઝરત જાબિરે ફર્માવ્યું કે મને એ ખબર મળી કે એક જણ પાસે એક હદીષ છે. મેં ઊંટ ખરીદયું અને કાઠલો બાંધ્યો અને શામ આવ્યો. અબ્દુલ્લાહ ઈબ્ને ઉનીસના ઘરે પહોંચ્યો. દરવાનને કહ્યું કે ખબર આપો કે જાબિર દરવાજા પર ઉભો છે. તેમણે પૂછયું, ઈબ્ને અબ્દુલ્લાહ ! મેં કહ્યું, હા ! તે બહાર આવ્યા અને મારી સાથે મુઆનિકો કર્યો. મેં કહ્યું, મને ખબર મળી છે કે તમે રસૂલુલ્લાહ ﷺથી એક હદીષ સાંભળી છે ? હું ડર્યો કે ક્યાંક એ હદીષ સાંભળ્યા પહેલાં મરી ન જાઉં. તેમણે કહ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી સાંભળ્યું છે કે લોકો ક઼િયામતના દિવસે નગ્ન ખત્ના વિનાના એકત્ર કરવામાં આવશે. તેમને અલ્લાહ ﷻ નિદા આપશે જે દૂર તથા નજીકથી સમાન રીતે સંભળાશે. ફર્માવશે, હું બાદશાહ છું, હું બદલો આપનાર છું. કોઈ જન્નતનો હક઼્દાર જન્નતમાં જશે નહીં જો જહન્નમમાં જનારાઓમાંથી કોઈ તેના જુલ્મ પર ફરિયાદ કરનાર હશે, જ્યાં સુધી એનો બદલો ન લઈ લે, ત્યાં સુધી કે એક થપ્પડનો પણ. પૂછયું કે લોકો નગ્ન ખત્ના વિનાના કેમ હશે ? નેકીઓ તથા ગુનાહોના કારણે. તિબ્રાનીએ મુસ્નદે શામિય્યીન અને તમ્મામે પોતાના ફવાઈદમાં અને ખતીબે કિતાબુર્રહલતમાં શામના બદલે મિસ્ર કહ્યું. ઈમામ બુખારીએ અર્રદ્દેઅલલ જહીહના આખરમાં તેનો પ્રારંભિક હિસ્સો انا الملك الدينا સુધી તઅલીક઼ન ઝિક્ર કર્યો છે.

એનાથી જાહેર થાય છે કે સહાબાએ કિરામને હદીષો યાદ કરવાનો અને ફેલાવવાનો કેટલો શોખ હતો કે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ જેવા હદીષોની ખાણે પણ કેવળ એક હદીષ સાંભળવા માટે આટલી લાંબી મુસાફરી કરી. અને આજે શું હાલ છે ?! અહલે ઈલ્મે ખાસ આના પરથી સબક હાંસલ કરવો જોઈએ.

**અબ્દુલ્લાહ ઈબ્ને ઉનીસ** رضى الله عنه **:** જહની અન્સારના હલીફ હતા. ઉકબા ષાનિયા બદર તથા ઓહદના બાદ તમામ જંગોમાં શરીક રહ્યા. એકવાર એકલા એમને ચળવળ માટે રવાના કર્યા. હઝરત મુઆવિયા رضى الله عنهના સલ્તનતકાળમાં હિ.સ. ૫૪માં શામમાં જ વફાત પામ્યા. તેમનાથી ૨૫ હદીષો રિવાયત પામી છે જેમાંથી મુસ્લિમે કેવળ એક વર્ણન કરી. સુનને અરબમાં તેમની હદીષો છે. બુખારીમાં કેવળ ઉપરોક્ત એક તઅલીક઼ન વર્ણન થયેલ છે.

## حدیث (۶۴) «العِلمُ کمثلِ الغیثِ الکثیر»

## [હદીષ : ૬૪] "ઈલ્મનું દષ્ટાંત મૂશળધાર વરસાદ જેમ"

عَنْ أَبِي مُوسَى رَضِيَ اللهُ تَعَالَى عَنْهُ عَنِ النَّبِيِّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَثَلُ

*હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ એ રિવાયત કરી કે નબી ﷺ એ ફર્માવ્યું, અલ્લાહ તઆલાએ જે*

مَا بَعَثَنِيَ اللهُ بِهِ مِنَ الْهُدَى وَالْعِلْمِ كَمَثَلِ الْغَيْثِ الْكَثِيرِ أَصَابَ أَرْضًا فَكَانَ

*હિદાયત[1] તથા ઈલ્મ આપીને મને મોકલ્યો છે એનું દષ્ટાંત જોરદાર વરસાદ[2]નું છે જે જમીન પર વરસી. અમુક*

مِنْهَا نَقِيَّةٌ قَبِلَتِ الْمَاءَ فَأَنْبَتَتِ الْكَلَأَ وَالْعُشْبَ الْكَثِيرَ وَكَانَتْ مِنْهَا أَجَادِبُ أَمْسَكَتِ

*જમીન ઉમદા છે જેણે પાણી શોષી લીધું અને ઘાસ તથા લીલોતરી ખૂબ ઉઘાડી અને અમુક જમીન કઠણ છે જેણે*

### સમજૂતી : ૬૪

**૧. શાબ્દિક અર્થ :** هدی (હુદા) "રસ્તો દેખાડવું. કુર્આન હદીષમાં કદીક એનો અર્થ હેતુ સુધી પહોંચાડવાના અર્થમાં આવે છે ક્યારેક હેતુ સુધી પહોંચાડનારા માર્ગને દેખાડવાના અર્થમાં આવે છે. غیث (ગયૂષ) વરસાદ. بادل (બાદિલ) વરસાદથી ઉગેલી ઘાસ, વરસાદનું વરસવું, અહીં વરસાદ મુરાદ છે. نقیۃ (નકીયતુન) ઉમદા. کلا (કલાઅ) ઘાસ ચાહે લીલી હોય કે સૂકી. عُشب (ઉશ્બ) લીલી ઘાસ. اجادب جدب નું બહુવચન છે. જેનો અર્થ દુકાળ છે. તે ઉપરાંત તે જમીનને પણ કહે છે જે દુકાળના કારણે સૂકાઈ જાય, તેમજ ઉજ્જડ જમીનના અર્થમાં પણ આવે છે. અને એવી જમીનને પણ કહે છે જે કઠણ હોય અને પાણી ન શોષે. અને એ જ અહીં મુરાદ છે. قیعان، قاع (ક઼ીઆન, ક઼ાઅ)નું બહુવચન છે જેનો અર્થ છે ચટીયલ જમીન જે બરાબર ચીકણી હોય જેના પર પાણી ન રોકાઈ શકે. قیلت یاء (ક઼ીલત યાઅ)થી એનો અર્થ બપોરે પીવાને કહે છે, અહીં તજરીદન્ કેવળ પીવું એટલુ શોષણ કરવું મુરાદ છે.

**૨. વર્ગીકરણ :** હુઝૂરે અક઼દસ ﷺના દીનનું દષ્ટાંત જોરદાર વરસાદ સાથે આપ્યું કે જેવી રીતે દરેક જગાએ પડે છે પણ જમીનની ક્ષમતાના પ્રમાણે એનું પરિણામ વિવિધ છે. એક જમીન ફળદ્રુપ ઉમદા છે પોતાનામાં પાણી શોષીને પોતાના ખજાના બહાર પાડી દે છે, અનાજ, શાકભાજી ઉઘાડે છે જે જાનદારનો ખોરાક છે. એ જ હાલ એવા લોકોનો છે જેઓ દીન કબૂલ કરીને તેને શીખીને બીજાઓને પણ તા'લીમ આપે છે, ખૂદ અમલ કરે છે બીજાઓને પણ અમલ કરાવે છે. બીજા તે જમીન જે પાણી એકત્ર કરી લે છે, કાંઈ ઉઘાડતી નથી પણ તે ભેગા થયેલા પાણી વડે અન્ય લોકોને જાતજાતના ફાયદા થાય છે. આ હાલ તે લોકોનો છે જેઓ દીન સ્વીકારીને દીન શીખે છે પણ પૂર્ણપણે અમલ નથી કરતા પણ તેમના ઈલ્મથી અન્ય લોકોને ફાયદો પહોંચે છે. અથવા મુરાદ તે મુહદ્દિષો છે જેઓ હદીષો મોઢે કરી લે છે પણ ફિક઼્હી જ્ઞાન ન હોવાને કારણે ખૂદ હુકમો નથી કાઢી શક્તા, પણ તેમની હદીષો સાંભળીને અન્ય લોકો જેઓ ફક઼ીહ છે અહકામ ઈસ્તેખરાજ કરે (કાઢે) છે. ત્રીજી તે સપાટ ઉજ્જડ જમીન જે ન પાણી ભેગી કરે છે અને ન કાંઈ ઉઘાડે છે, એના પર આવ્યું અને વહી ગયું. આ હાલ તે લોકોનો છે જેમણે દીન ક઼બૂલ જ નથી કર્યો ન તેના પ્રતિ કાંઈ ધ્યાન કર્યું.

**૩.** ક઼ાલ ઈસ્હાકમાં ઈસ્હાકથી કોણ મુરાદ છે ? એ નક્કી કરવું મુશ્કેલ છે અલ્લામા અસ્કલાનીએ ફર્માવ્યું. આ ઈસ્હાક઼ ઈબ્ને રાહવૈએ છે. એટલા માટે કે ઈમામ બુખારી અધિક્તર તેમનાથી રિવાયત કરે છે. અલ્લામા

الْمَاءَ فَنَفَعَ اللّٰهُ بِهَا النَّاسَ فَشَرِبُوْا وَسَقَوْا وَزَرَعُوْا وَاَصَابَ مِنْهَا طَائِفَةً

પાણી એકત્ર કરી લીધું એનાથી અલ્લાહે લોકોને ફાયદો આપ્યો, લોકોએ પીધુ, પીવડાવ્યું અને ખેતી કરી.

اُخْرٰى اِنَّمَا هِيَ قِيْعَانٌ لَا تُمْسِكُ مَاءً وَلَا تُنْبِتُ كَلَاءً فَذٰلِكَ مَثَلُ مَنْ فَقُهَ فِيْ

અને આ જ વર્ષા જમીનના કાંઈક એવા ટુકડા પર પડી જે સપાટ હતો, ન તેણે પાણી ભેગુ કર્યું અને ઘાસ ઉઘાડી.

دِيْنِ اللّٰهِ وَنَفَعَهُ بِمَا بَعَثَنِيَ اللّٰهُ بِهٖ فَعَلِمَ وَعَلَّمَ وَمَثَلُ مَنْ لَّمْ يَرْفَعْ بِذٰلِكَ رَاْسًا

એ જ દૃષ્ટાંત એનું છે જેણે અલ્લાહના દીનમાં ફિક્હનો ઈલ્મ પ્રાપ્ત કર્યો અને અલ્લાહે મને જે કાંઈ આપીને મોકલ્યો

وَلَمْ يَقْبَلْ هُدَى اللّٰهِ الَّذِيْ اُرْسِلْتُ بِهٖ قَالَ اَبُوْعَبْدِ اللّٰهِ قَالَ اِسْحٰقُ وَكَانَ مِنْهَا

છે એનાથી એને ફાયદો પહોંચ્યો અથવા તેણે ઈલ્મ પ્રાપ્ત કર્યો અને અન્ય લોકોને તા'લીમ આપી, અને એનું છે જેણે આ

طَائِفَةٌ قَيَّلَتِ الْمَاءَ

તરફ માથુ જ નથી ઉઠાવ્યું અને અલ્લાહની આ હિદાયતને જેની સાથે મને મોકલવામાં આવ્યો ક઼બૂલ ન કરી.

*(મુસ્લિમે ફઝાઈલુન્નબી ﷺમાં અને નિસાઈએ ઈલ્મમાં વર્ણવી છે.) અબૂ અબ્દુલ્લાહ એટલે ઈમામ બુખારીએ કહ્યું. ઈસ્હાકે[3] કબિલતિલ્ માઅ્ની જગાએ કૈયિલતિલ્ માઅ્ કહ્યું છે.*

ت (١٧) قَالَ رَبِيْعَةُ لَا يَنْبَغِيْ لِاَحَدٍ عِنْدَهٗ شَيْءٌ مِّنَ الْعِلْمِ اَنْ يُّضَيِّعَ نَفْسَهٗ

**[તઅલીક઼ : ૧૭]** રબીઆએ કહ્યું, જેની પાસે કાંઈ પણ ઈલ્મ હોય તેણે પોતે પોતાને બર્બાદ ન કરવો જોઈએ.

*(અલ ખતીબ ફિલ્ જામેઅ વલી બયહકી ફિલ મુદખલ)*

અયનીની રાય એ છે કે આ તે ત્રણ ઈસ્હાક઼માંથી એક હોઈ શકે : ઈસ્હાક઼ ઈબ્ને રાહવૈ, ઈસ્હાક઼ ઈબ્ને ઈબ્રાહીમ ઈબ્ને નસ્ર અસ્સઅદી અલ બુખારી, ઈસ્હાક઼ ઈબ્ને મન્સૂર ઈબ્ને બેહરામ કોસજ મરવઝી. કારણ કે ઈમામ બુખારી પોતાની આ કિતાબમાં અબૂ ઓસામા હમ્માદ ઈબ્ને સલ્માથી ઉપરોક્ત ત્રણેવના થકી રિવાયત કરે છે. આથી જાહેર થયું કે સ્પષ્ટ રીતે આ ફૈસલો કરવો કે આ ઈસ્હાક઼ ઈબ્ને રાહવૈ છે એ દુરુસ્ત નથી. આ જ ઈમામે નિસાઈની પણ રાય છે, તેમણે તક઼યીદુલ મુહમલમાં વર્ણન કર્યું છે કે ઈમામ બુખારી જ્યારે વિના નિસ્બતે આમ કહે :–

''મારાથી હદીષ બયાન કરી ઈસ્હાકે તેમનાથી હદીષ બયાન કરી ઓસામાએ.'' તો આ ત્રણમાંથી કોઈ એક મુરાદ લે છે.

## તઅલીક઼ : ૧૭ની સમજૂતી

**હઝરત રબીઆ ઈબ્ને અબ્દુર્રહમાન** رضی اللہ عنہ : મદની તાબઈ છે અને હઝરત માલિકના ઉસ્તાદ. તેમના આ ઈર્શાદનો મતલબ એ છે કે જેને કુર્આન, હદીષ, તફસીર, ફિક઼્હનો થોડો સરખો પણ ઈલ્મ હોય તેણે જોઈએ કે ખૂદ એના પર અમલ કરે અને અન્ય લોકોને એની તા'લીમ આપે, ફયઝ઼ વિનાનો ન રહે. અને એ પણ મતલબ થઈ શકે છે કે ઈલ્મના વક઼ાર (પ્રભાવ)ને મેહફૂઝ રાખે. તેને દુનિયા પ્રાપ્તિનો ઝરીયો ન બનાવે, જે લોકો આલિમોની ઈજ્જત ન કરતા હોય તેમની પાસે ન જાય અને અપાત્રને તા'લીમ ન આપે.

## (٦٥) حدیث یقل العلم ویظھر الجھل

**[હદીષ : ૬૫] "ક્યામતની નિશાની : ઈલ્મ ઘટી જશે અને જેહાલત વધી જશે"**

عن انس بن مالک قال لاحدثنکم حدیثا لا یحدثکم احد بعدی سمعت

*હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ ફર્માવ્યું[1], હું તમને એક હદીષ વર્ણવી રહ્યો છું કે મારા પછી કોઈ વર્ણન*

رسول اللہ صلی اللہ تعالٰی علیہ وسلم یقول ان من اشراط الساعۃ ان

*કરશે નહીં. મેં રસૂલુલ્લાહ ﷺ ને એવું ફર્માવતાં સાંભળ્યા કે ક્યામતની નિશાનીઓમાંથી[2] એ છે કે ઈલ્મ ખત્મ*

یقل العلم ویظھر الجھل ویظھر الزنا وتکثر النساء ویقل الرجال حتی یکون

*થઈ જશે[3], જેહાલત ગાલિબ થશે, ઝિના આમ થશે, સ્ત્રીઓની અધિકતા થશે, પુરૂષો ઓછા થઈ જશે એટલે સુધી*

لخمسین امرأۃ القیم الواحد

*કે પચાસ સ્ત્રીઓનો નિગેહબાન કેવળ એક (પુરૂષ) હશે.*

*(મુસ્લિમ કદર, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ, ફિતન)*

یقل

### સમજૂતી : ૬૫

આ જ હદીષ ઈમરાન ઈબ્ને મયસરાના તરીકાથી આ પ્રમાણે રિવાયત પામી છે :

**ان یرفع العلم ویثبت الجھل وتشرب الخمر ویظھر الزنا** "ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે, શરાબ પીવામાં આવશે, ઝિના ફેલાઈ જશે."

**શાબ્દિક અર્થ :** قلت એ (યકિલ કિલ્લત)નો મસ્દર છે અને અહીં મુરાદ અદમ (અસ્તિત્વ ન હોવું) છે. એના પર દલીલ બીજી હદીષ છે જેમાં ફર્માવ્યું કે ઈલ્મ ઉઠી જશે, તેની જગા જેહાલત લેશે. القیم (અલ્કૈયિમ) કોઈનો જિમ્મેદાર, મુતવલ્લી, પતિ, સીધો મામલો. અહીં મુરાદ જિમ્મેદાર, નિગેહબાન છે.

**૧.** જ્યારે બુસરામાં રહેતા તમામ સહાબીઓનો વિસાલ થઈ ગયો અને એકલા હઝરત અનસ રહી ગયા તો ફર્માવ્યું.

**૨.** ક્યામતની નિશાનીઓ ઘણી છે, આ પાંચમાં જ સીમિત નથી. અલ્બત્ત આ પાંચેવ ખૂબ જ મહત્વની છે. દીન તથા દુનિયાની દુરુસ્તગી પાંચ ચીજો પર નિર્ભર છે. દીન, અક્કલ, નફ્સ, નસબ, માલ. અને આ પાંચેવ એમને તબાહ કરનારી છે : ઈલ્મનું ઉઠવું અને જેહાલત દીનને, શરાબ અક્કલ તથા માલને, પુરૂષોની કમી નફ્સને, ઝિના વંશ તથા માલને. એટલા માટે હદીષમાં આ પાંચેવ ખાસ કરીને ભેગી વર્ણવવામાં આવી.

**૩. ઈલ્મ ઉઠી જવાનો મતલબ શું ? :** ઈલ્મ ઉઠવાથી એ મુરાદ નથી કે ઉલમા હશે અને ઈલ્મ એમના સીનાઓએથી નષ્ટ કરવામાં આવશે, બલ્કે મુરાદ એ છે કે ઉલમા બાકી રહેશે નહીં, જેમ કે આગળ સવિસ્તાર આવી રહ્યું છે.

## حديث فضيلت علم ٦٦

**[હદીષ : ૬૬] "ફઝીલતે ઈલ્મ"**

اَنَّ ابْنَ عُمَرَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ કહ્યું, મેં સાંભળ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

وَسَلَّمَ قَالَ بَيْنَمَا اَنَا نَائِمٌ اُوْتِيْتُ بِقَدَحِ لَبَنٍ فَشَرِبْتُ حَتّٰى اِنِّى لَاَرَى الرِّىَّ

*હું સૂઈ રહ્યો હતો કે મને દૂધનો પ્યાલો આપવામાં આવ્યો. મેં એટલું પીધું કે તૃપ્તતા નખોથી નીકળવા લાગી.*

يَخْرُجُ فِىْ اَظْفَارِىْ ثُمَّ اَعْطَيْتُ فَضْلِىْ عُمَرَ بْنَ الْخَطَّابِ، قَالُوْا فَمَا اَوَّلْتَهُ يَا رَسُوْلَ

*પછી મેં મારું એઠું ઉમર ઈબ્ને ખત્તાબને આપ્યું. લોકોએ પૂછયું, યા રસૂલલ્લાહ ! હુઝૂરે એની*

اللّٰهِ قَالَ الْعِلْمَ

*શું તાબીર[1] કરી ? ફર્માવ્યું, ઈલ્મ[2].*

*(બુખારી મનાકિબે ઉમર, તાબીરુર્રુઅ્યા, બાબે લબન, મુસ્લિમ ફઝાઈલ, તિર્મિઝી, રૂઅ્યા, મનાક઼િબ, નિસાઈ મનાક઼િબ, ઈલ્મ)*

## حديث يظهر الفتن ويكثر الهرج ٦٧

**[હદીષ : ૬૭] "ફિત્ના હંગામાઓનું જાહેર થવું"**

عَنْ سَالِمٍ قَالَ سَمِعْتُ اَبَا هُرَيْرَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَنِ النَّبِىِّ صَلَّى اللّٰهُ

*સાલિમે કહ્યું કે અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી સાંભળ્યું કે નબી ﷺ એ ફર્માવ્યું, ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે અને*

### સમજૂતી : ૬૬

**૧. શબ્દકોશ :** اولته (અવ્વલતહુ) : આ બાબે તફઈલનું ભૂતકાળ છે. તો اَوْلٌ "અવલુન"થી બનેલ છે જેનો અર્થ પલ્ટાવવું અને પલટવું છે. તાવીલનો અર્થ પલ્ટાવવું છે. વાક્યને જાહેર અર્થથી ફેરવી છુપાયેલ અર્થમાં ઠરાવવાને તાવીલ કહે છે. આનાથી જ "ખ્વાબની તાબીર" બનેલ છે. અહીં તે જ મુરાદ છે.

**૨. દૂધ તથા ઈલ્મમાં સામ્યતા :** દૂધની તાબીર ઈલ્મની સાથે એ હિસાબે છે કે બંને પુષ્કળ ફાયદામંદ અને લાભદાયી હોવામાં સરખાં છે. દૂધ માણસનો શ્રેષ્ઠ ખોરાક અને શરીરના માટે શક્તિવર્ધક છે. અને ઈલ્મથી દીન તથા દુનિયા સંવરે છે અને ઈલ્મ રૂહનો ખોરાક અને તેને મજબૂત કરનાર છે. આ હદીષથી ઈલ્મની ફઝીલત એ રીતે સાબિત થઈ કે એ રસૂલુલ્લાહ ﷺનું અતા ફર્માવેલ.

### સમજૂતી : ૬૭

**શાબ્દિક અર્થ :** هرج (હરજ)નો અર્થ ફિત્ના તથા મતભેદ છે. મજાઝન કત્લના અર્થમાં વપરાય છે. અલ્બત્ત હબ્શાની ભાષામાં هرج (હરજ)નો મતલબ કત્લ છે એટલા માટે સહાબીઓ સમજી ન શક્યા અને

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ یُقْبَضُ الْعِلْمُ وَیَظْهَرُ الْجَهْلُ وَالْفِتَنُ وَیَکْثُرُ الْهَرْجُ قِیْلَ

જેહાલત ગાલિબ થશે. (છવાઈ જશે) અને ફિત્ના ફેલાઈ જશે અને પુષ્કળ હરજ (હંગામા) થશે. પૂછયું કે

یَا رَسُوْلَ اللّٰہِ وَمَا الْهَرْجُ فَقَالَ هٰکَذَا بِیَدِهٖ فَحَرَّفَهَا کَاَنَّهٗ یُرِیْدُ الْقَتْلَ

*યા રસૂલલ્લાહ ! હરજ શું છે ? તો પોતાના હાથના ઈશારાથી બતાવ્યું અને હાથ એવી રીતે ઘુમાવ્યો જેમ કે કત્લનો ઈશારો કરવામાં આવે છે. હુઝૂરની મુરાદ કત્લ હતી.*

## (۶۸) حدیث مَا مِنْ شَیْءٍ لَمْ اَکُنْ اُرِیْتُهٗ اِلَّا رَاَیْتُهٗ فِیْ مَقَامِیْ هٰذَا

## [હદીષ : ૬૮] "સરકાર ﷺના ઈલ્મ વિશે"

عَنْ اَسْمَاءَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهَا قَالَتْ اَتَیْتُ عَائِشَةَ وَهِیَ تُصَلِّیْ فَقُلْتُ مَا شَانُ

*હઝરત અસ્મા[1] બિન્તે સિદ્દીક رضی اللہ عنہا એ કહ્યું, હું હઝરત આઈશાની પાસે આવી તે નમાઝ પઢી રહ્યાં હતાં.*

પૂછવું પડયું قال (કાલ)નો અર્થ અહીં ઈશારો છે. આ અર્થમાં વિવિધ હદીષો આવેલી છે. એક હદીષમાં છે : قال باصبعه السبابه والوسطیٰ એ ઉપરાંત અન્ય અર્થોમાં આવી છે رَفَعَ تَنَاوَلَ- غَلَبَ وغیره.

### સમજૂતી : ૬૮

**૧. હઝરત અસ્મા** رضی اللہ عنہا : આ હઝરત અબૂબક્ર સિદ્દીકે અકબર رضی اللہ عنہ ના સાહબઝાદી અને રસૂલ ﷺના સાથી ઝુબેર ઈબ્ને અવામનાં પત્ની અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેરનાં વાલિદા માજિદા છે. હિજરતથી ૨૭ વરસો પહેલાં તેમનો જન્મ થયો. અને મક્કામાં જ ૧૭ પવિત્ર હસ્તીઓ પછી ઈસ્લામ લાવ્યાં. હિજરતની રાતે ભાથુ બાંધવા માટે કાંઈ ન મળ્યું તો પોતાના કમર પટ્ટાને ફાડીને એક હિસ્સાથી ભાથુ (તોશાદાન) બાંધી દીધું. એના પર હુઝૂર ﷺએ "ઝાતુન્ નતાક઼ીન"નો લક઼બ અતા કર્યો, અને ઈર્શાદ ફર્માવ્યો, અલ્લાહ عزوجل તને એના બદલામાં જન્નતમાં બે નતાક (દુપટ્ટા) અતા કરશે. હુઝૂરે અક઼દસ ﷺના પછી હિજરત કરી તે સમયે સગર્ભા હતાં. કુબા પહોંચ્યાં તો હઝરત અબ્દુલ્લાહ પેદા થયા. ખૂબ જ બહાદુર, હાજર જવાબ, નીડર, સબ્ર તથા અડગતાનાં પહાડ હતાં. જ્યારે હઝરત અબ્દુલ્લાહના સર્વ સાથીઓ તેમને છોડીને હજ્જાજથી મળી ગયા અને હજ્જાજે હઝરત અબ્દુલ્લાહ સમક્ષ ત્રણ વાતો રજૂ કરી, ક્યાં તો ક્યાંક ચાલ્યા જાવ, અથવા હથિયાર મૂકી દો તમને પગોમાં બેડીઓ નાખીને અબ્દુલ મલિકની પાસે લઈ ચાલીએ અથવા લડવા માટે તૈયાર રહો. હઝરત અબ્દુલ્લાહે પોતાની માં સાથે મશ્વરો કર્યો તો હઝરત અસ્માએ અંતિમ સમયુ સુધી લડવાનો મશ્વરો આપ્યો. પછી કફન લીધુ, ધુણી દઈને ખુશ્બુ લગાડીને હઝરત અબ્દુલ્લાહને પહેરાવ્યું અને મુકાબલાના માટે મોકલ્યા. જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર શહીદ થઈ ગયા અને હજ્જાજે તેમની લાશ મુબારકને સૂળી પર ચઢાવી તો પોતાના લખ્તે જિગરની લાશ પાસે તશરીફ લાવ્યાં અને ફર્માવ્યું, હજી સમય નથી આવ્યો કે શહસવાર સવારીએથી ઉતરે. આટલા દર્દનાક મંઝરને જોઈને પણ આંખોએથી આંસૂ સુદ્ધાં ન નીકળ્યું. હજ્જાજે તેમને બોલાવ્યાં તો ના પાડી દીધી. હજ્જાજે કહ્યું, સીધી રીતે આવી જા ! નહીં તો વાળ પકડીને ઘસેડી મંગાવીશ ! એ સાંભળીને તે શેરદિલ ખાતૂને કહ્યું, ખુદાની ક઼સમ ! હું તેની પાસે જઈશ નહીં જ્યાં સુધી કે તે વાળ પકડીને ન ઘસેડાવે. હજ્જાજ જાતે આવ્યા અને કહ્યું, તેં જોયું મેં અલ્લાહના દુશ્મન સાથે શું કર્યું ? હઝરત અસ્માએ કહ્યું, મેં જોયું તેં એની દુનિયા બર્બાદ કરી, તેણે તારી આખેરત ખરાબ કરી નાખી ! મેં સાંભળ્યું કે તું એને કટાક્ષમાં ઈબ્ને

النَّاسِ فَأَشَارَتْ إِلَى السَّمَاءِ فَإِذَنِ النَّاسُ قِيَامٌ فَقَالَتْ سُبْحَانَ اللّٰهِ قُلْتُ

*મેં પૂછયું લોકોનો શો હાલ છે ? તો તેમણે આસ્માનની તરફ ઈશારો કર્યો, લોકો નમાઝ પઢી રહ્યા છે.*

اٰيَةٌ فَأَشَارَتْ بِرَأْسِهَا أَيْ نَعَمْ، فَقُمْتُ حَتّٰى عَلَانِي الْغَشْيُ فَجَعَلْتُ أَصُبُّ

*હઝરત આઈશાએ કહ્યું, સુબ્હાનલ્લાહ ! મેં ફરી પૂછયું, કોઈ નિશાની છે, તો તેમણે પોતાના માથાથી*

عَلٰى رَأْسِيَ الْمَاءَ فَحَمِدَ اللّٰهَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَأَثْنٰى عَلَيْهِ

*ઈશારો કર્યો, હા. ત્યારબાદ હું પણ નમાઝના માટે ઉભી થઈ ગઈ એટલીવાર સુધી કે મારા પર બેહોશી છવાવા*

ઝાતુન્નતાકૈન કહે છે ? હું ઝાતુન્નતાકૈન છું ! એક મારો તે નતાક છે જેમાં રસૂલુલ્લાહ ﷺ તથા સિદીકે અકબરનું ખાવા લઈ જતી હતી, અને એક તે જે દરેક સ્ત્રી માટે હોય છે. મેં રસૂલલ્લાહ ﷺથી સાંભળ્યું છે કે ષકીફમાં એક કઝ્ઝાબ (જૂઠો) થશે અને સફફા. કઝ્ઝાબને તો અમે જોયો અને સફફાક (જાલિમ) તારા સિવાય બીજો કોઈ નહીં. *(મુસ્લિમ શરીફ)*

અબ્દુલ માલિક ઈબ્ને મરવાનના હુકમથી જ્યારે હઝરત અબ્દુલ્લાહની લાશ મુબારક સૂળી પરથી ઉતારવામાં આવી અને તેને દફન કરી લીધી તો મક્કામાં જ એના અમુક દિવસો બાદ હિ.સ. ૭૩માં જમાદીઉલ આખરમાં વિસાલ ફર્માવ્યો. ૧૦૦ વરસની ઉમર પામ્યાં પણ ન એક દાંત પડયો હતો અને ન દિમાગી સંતુલનમાં ફરક આવ્યો હતો અને ન આંખોની રોશની ગઈ હતી. *(હિદાયા નિહાયહ્, ભાગ–૮, પેજ–૩૪૧)* તેમના થકી ૫૬ હદીષો રિવાયત પામી છે. ૧૪ સર્વ સંમતિવાળી ચાર અફરાદ બુખારી અને ચાર અફરાદ મુસ્લિમથી છે.

**શબ્દકોશ :** عَلَانِى (અલાની) : **عُلُوٌّ** "ઉલુવ્વુન્" ભૂતકાળ છે તેનો સામાન્ય અર્થ બુલંદ હોવું છે અને **غَلَبَ** "ગલબ"ના અર્થમાં છે. **غَشْيٌ، غُشَيٌّ، غَشِيٌّ**નો મૂળ અર્થ ઢાંકવું છે. અહીં બુદ્ધિને ઢાંકવું એટલે કે બેહોશી મુરાદ છે. મતલબ એ કે ગરમી અને મોડે સુધી ઊભા રહેવાના કારણે મારા પર બેહોશી છવાવા લાગી હતી. તુફતનૂન (**تفتنون**) ફિતનતુન્ (**فتنة**)થી મુઝારેઅ મજહૂલ **(The Imperfact Passive Tense)**નો સેગો છે. ફિત્નાનો અર્થ આજમાઈશ છે. કુર્આન મજીદમાં છે : હઝરત મૂસા علیہ السلامએ અર્ઝ કરી, **ان هى الا فتنتك** "આ બધું તારી પરીક્ષા છે." જોહરીએ કહ્યું : **الفتنة، الامتحان** અરબવાળા સોનાને પીગળાવી જ્યારે પારખે છે તો કહે છે : **فتنت الذهب** "મેં સોનાને પારખ્યું." ઉર્દૂમાં ફિત્નો એ ફસાદના અર્થમાં વપરાય છે. **مسيح** મસીહનો અર્થ : સફર કરનાર, શહેર શહેર ફરનાર. **دجال دجل** (દજ્જાલ) દજલથી અતિરેક દર્શાવતું નામ છે. **دجلٌ** (દિજલુન્)નો અર્થ : જૂઠુ બોલવું, ધોકો આપવો, હક્કને નાહક્ક સાથે મિલાવવું, નાહક્ક વડે હક્કને છુપાવવું. **دجال** દજ્જાલનો અર્થ અહીં ઘણો જ મહાન જૂઠો પ્રપંચી છે અને ઘણો જ મોટો જાદૂગર પણ થઈ શકે છે. મસીહ દજ્જાલથી મુરાદ કયામત નજીક આવનારો દજ્જાલ છે.

**પરિપૂર્ણતા :** સંપૂર્ણ વિગત બાબુલ કસૂફમાં આવશે. કેવળ લખાણને દિમાગમાં બેસાડવા પૂરતુ ટૂંકમાં વર્ણન જોઈ લો. સન હિ.સ. ૧૦માં સૂરજને ગ્રહણ લાગ્યું. હુઝૂરે અકદસ ﷺએ નમાઝે કસૂફ (સૂર્યગ્રહણની નમાઝ)નું એલાન કરાવ્યું. સહાબાએ કિરામ નમાઝના માટે ભેગા થઈ ગયા. સૂર્યગ્રહણની નમાઝ હુઝૂરે બાજમાઅત પઢાવી. એ અરસામાં હઝરત અસ્મા ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદીકા رضی اللہ عنہاની મુલાકાત માટે આવ્યાં તો સૌ લોકોને જોયા કે નમાઝ પઢી રહ્યા છે અને એઓ પણ નમાઝમાં છે. પૂછયું, શું વાત છે ? ઉમ્મુલ મો'મિનીને માથા વડે આકાશ તરફ ઈશારો કર્યો કે ગ્રહણ છે એટલા માટે નમાઝ પઢવામાં આવી રહી છે. હઝરત અસ્મા પણ નમાઝમાં શરીક થઈ ગયાં. હુઝૂરે અકદસ ﷺએ એ નમાઝમાં કયામ ઘણો

ثُمَّ قَالَ مَا مِنْ شَيْءٍ لَمْ أَكُنْ أُرِيتُهُ إِلَّا رَأَيْتُهُ فِي مَقَامِي هٰذَا حَتَّى الْجَنَّةِ وَالنَّارِ

*લાગી અને હું મારા માથા પણ પાણી નાખવા લાગી. નમાઝ બાદ નબી ﷺએ અલ્લાહની હમ્દો ષના*

فَأُوحِيَ إِلَيَّ أَنَّكُمْ تُفْتَنُونَ فِي قُبُورِكُمْ مِثْلَ أَوْ قَرِيبَ لَا أَدْرِي أَيَّ ذٰلِكَ قَالَتْ

*કરી પછી ફર્માવ્યું, જે ચીજ પણ મને હજુ સુધી ન દેખાડવામાં આવી હતી તે સૌને મેં મારી આ જગ્યાએ*

أَسْمَاءُ مِنْ فِتْنَةِ الْمَسِيحِ الدَّجَّالِ - يُقَالُ مَا عِلْمُكَ بِهٰذَا الرَّجُلِ فَأَمَّا الْمُؤْمِنُ

*જોઈ લીધી[૨], એટલે સુધી કે જન્નત દોઝખ પણ, પછી મને વહી કરવામાં આવી કે તમે લોકો તમારી કબ્રોમાં*

أَوِ الْمُوقِنُ، لَا أَدْرِي أَيَّهُمَا قَالَتْ أَسْمَاءُ فَيَقُولُ هُوَ مُحَمَّدٌ رَسُولُ اللّٰهِ جَاءَنَا بِالْبَيِّنَاتِ

*અજમાવવામાં આવશો. મસીહ દજ્જાલના ફિત્નાની નિકટ કે એના જેમ મને યાદ નથી અસ્માએ આ બંનેમાંથી*

وَالْهُدٰى، فَأَجَبْنَاهُ وَاتَّبَعْنَاهُ هُوَ مُحَمَّدٌ ثَلٰثًا فَيُقَالُ نَمْ صَالِحًا قَدْ عَلِمْنَا إِنْ كُنْتَ

*કયો શબ્દ કહ્યો હતો. (કબ્રમાં) પૂછવામાં આવશે, આ મર્દના બારામાં શું જાણતા હતા ? મો'મિન કે મોકિન યાદ*

લાંબો કર્યો હતો જેથી હઝરત અસ્મા પડી ગયાં અને મોડે સુધી ઉભા રહેવાને કારણે બેહોશી છવાવા લાગી. તેણીએ વારંવાર પોતાના માથા પર પાણી નાખ્યું કે બેહોશ ન થઈ જાઉં. નમાઝ બાદ હુઝૂર ﷺએ ખુત્બો કહ્યો. હમ્દો ષના પછી ફર્માવ્યું, જે જે ચીજોને મેં આજ સુધી ન જોઈ હતી સૌની સૌ આ જગાએ મને દેખાડી દેવામાં આવી એટલે સુધી કે મેં જન્નત તથા દોઝખ પણ જોઈ. જેવી રીતે દજ્જાલ થકી તમારા ઈમાનની અડગતાની પરીક્ષા થશે અને નજીક નજીકમાં કબ્રમાં પણ ઈમ્તેહાન થશે. તમને કબ્રમાં સવાલ કરવામાં આવશે, મો'મિન સહીહ જવાબ આપશે, મુનાફિક એવું કહેશે, લોકોને મેં કાંઈક કહેતાં સાંભળ્યા હતા તે જ હું પણ કહેતો હતો.

### ૨. હુઝૂરે સર્વ "માકાન વમા યકૂન"ને જોયું :-

હદીષનો આ હિસ્સો مامن شیٔ لم اکن اریته الا رایته فی مقامی هذا احتی الجنة والنار મેં અત્યાર સુધી જે જે ચીજોને ન જોઈ હતી તે સૌને આજે આ જગ્યાએ જોઈ લીધી. અને આ જોવું કેવળ આ જગતની ચીજો સાથે ખાસ નથી, આલમે બાલા (ઉપરની દુનિયાની) પણ તમામ મૌજૂદ ચીજોને જોઈ એટલે સુધી કે જન્નત તથા જહન્નમમાં જનારાઓને વિગતવાર જોયા. આ હદીષ એના માટે સ્પષ્ટ નસ (દલીલ) છે કે હુઝૂરે અક્દસ ﷺને સર્વ "માકાન વમાયકૂન" (ભૂત, વર્તમાન, ભાવિ)નો ઈલ્મ અતા ફર્માવવામાં આવ્યો. ચાહે જોવાથી મુરાદ રૂયતે બશરી જોવું મુરાદ લેવામાં આવે કે ચાહે રૂયતે કલ્બી ઈલ્મ મુરાદ લેવામાં આવે, બંને તક્દીર પર સમગ્ર "માકાન વમા યકૂન"ના ઈલ્મની પ્રાપ્તિ સાબિત થાય છે. તેની થોડીક સ્પષ્ટતા આ પ્રમાણે છે :–

شیٔ (શયઉન્)થી મુરાદ મૌજૂદ છે. (જે મૌજૂદના અર્થમાં અલ્લાહ ﷻ માટે બોલી શકાય છે.) શરહે અકાઈદમાં છે : الشیٔ عندنا الموجود (અશ્શૈઉ ઈન્દલ્ મૌજૂદ) એટલા માટે شی (શય) તમામ મૌજૂદાતને આમ (સમાવે છે).

مامن شیٔ (મા મિન્ શય્ઈન્)માં નકરા નફી (નકારાત્મક) હેઠળ છે જે આમ (સામાન્ય) હોવા દલીલ પૂરા પાડે છે એટલા માટે તેનો અર્થ થયો. દરેક તે મૌજૂદ વસ્તુ જે મેં અત્યાર સુધી ન જોઈ હતી તે સૌ જોઈ લીધું. બલ્કે અલ્લામા અયની ફર્માવે છે, والشیٔ فی قوله مامن شیٔ اعم العام وقدوقع نکرة تحت النفی મા મિન

لَمُوْقِنًا بِهٖ۔ وَاَمَّا الْمُنَافِقُ اَوِالْمُرْتَابُ لَا اَدْرِیْ اَیَّ ذَالِكَ قَالَتْ اَسْمَاءُ فَیَقُوْلُ

*નથી રહ્યું અસ્માએ શું કહ્યું હતું, કહેશે, આ હઝરત મુહમ્મદ છે, રસૂલુલ્લાહ છે. અમારી પાસે મો'જિઝાઓ અને*

لَا اَدْرِیْ سَمِعْتُ النَّاسَ یَقُوْلُوْنَ شَیْئًا فَقُلْتُهٗ

*હિદાયત લઈને તશરીફ લાવ્યા, અમે તેમનો પયગામ સ્વીકાર્યો, તેમની પયરવી કરી, આ હઝરત મુહમ્મદ છે. ત્રણ વાર આવું જ કહેશે. તેને કહેવામાં આવશે આરામથી સૂઈ જા. અમે જાણતા હતા કે તું એમના પર યકીન રાખતો હતો. પરંતુ મુનાફિક અથવા મરતાબ અસ્માએ શું કહ્યું હતું યાદ નથી કહેશે, હું નથી જાણતો ! મેં લોકોને જે કાંઈ કહેતા સાંભળ્યા તે જ મેં પણ કહ્યું.*

*(બુખારી કિતાબુત્તહારત, કસૂફ ખસૂફ કિતાબુલ જુમ્આ, ઈમામ મુસ્લિમે ખસૂફમાં વર્ણન કરી)*

શય્ઈન્માં શયઉન્ ખૂબ જ આમ છે અને નકરા હોવાથી નફીના હેઠળ આવે છે એટલે કે આ રીતે સામાન્યપણુ તાકીદી થઈ ગયું કે તેમાં ખાસ કરવાનો કોઈ અવકાશ ન રહ્યો. એટલા માટે આ તમામ વર્તમાન તથા માઝીમાં મૌજૂદ દરેક વસ્તુને આવરી લે છે, ત્યાં સુધી અલ્લામા અયની ફર્માવે છે :–

**نعم اذا الشی یتناوله والعقل لا یمنعه والعرف لایقتضی اخراجه** હા, એટલા માટે કે શયઉન્ મૌજૂદના અર્થમાં અલ્લાહ તબારક વ તઆલાને પણ સામેલ છે, બુદ્ધિની રૂએ અશક્ય નથી. ઉર્ફે આમમાં અલ્લાહ તઆલાની જાતને આ આમ હોવામાં સામેલ ન માનવાનું કારણ પણ નથી.

જ્યારે અહીં એટલુ ઉમૂમ છે કે એમાં ઝાતે બારી તઆલા પણ દાખલ છે તો જમીઅ (તમામ) માં "કાન વમા યકૂન" એથી વિશેષપણે દાખલ થશે.

**ઔર કોઈ ગયબ કયા તુમસે નિહાં હો ભલા–જબ ન ખુદા હી છુપા તુમપે કરોળોં દુરૂદ**

અમે બિત્તફસીલની કેદ એટલા માટે લગાડી છે કે આ હદીષના બીજા તરીકામાં જે શબ્દો છે તે તફસીલ માટે સ્પષ્ટપણે દલીલ પૂરી પાડે છે, દા.ત. એ કે મેં જહન્નમમાં અધિક તર ઔરતોને જોઈ. એટલા માટે અલ્લામા અયનીએ ફર્માવ્યું : **وحی باطلاعه دتعریفه من امورها تفصیلا مالم تعرفه قبل ذالک** "આ બધા પર વહી થકી આપને માહિતગાર કર્યા જેને આ અગાઉ ન જાણતા હતા."

**અહકામ (હુકમો)** : આ હદીષથી નીચે પ્રમાણેના મસાઈલ સાબિત થયા :–

**૧.** સૂર્યગ્રહણની નમાઝ બાજમાઅત શરીઅત મુજબ છે. (જાઈઝ છે)

**૨.** સૂર્યગ્રહણની નમાઝ બાદ ખુત્બો સુન્નત છે.

**૩.** ખુત્બાના પ્રારંભમાં હમ્દો ષના હોવી જોઈએ.

**૪.** નમાઝના જરૂરતના સમયે ઈશારાની ઈજાઝત છે.

**૫.** જ્યાં સુધી બેહોશી ન છવાઈ જાય વુઝૂ નથી તૂટતુ.

**૬.** અમલે કલીલથી નમાઝ ફાસિદ નથી થતી.

**૭.** જન્નત દોઝખ મખ્લૂક તથા મૌજૂદ છે.

**૮.** નમાઝમાં ઔરતોને કાંઈ જરૂરત માટે પણ બુલંદ અવાજથી તસ્બીહ મના છે. પરંતુ જો સાંભળનાર સ્ત્રી હોય તો જાઈઝ છે.

**૯.** અલ્લાહ ﷻ ને હુઝૂરે જાગૃતાવસ્થામાં જોયો.

**૧૦.** હુઝૂરે અકદસ ને સમગ્ર "મા કાન વમા યકૂન" (ભૂત, વર્તમાન, ભાવિ)નો ઈલ્મ હાંસલ થયો છે.

## حدیث. سلونی عما شئتم (SV)

**[હદીષ : ૬૯] "ઈલ્મે ગયબ વિશે"**

عَنْ اَبِي مُوسٰى رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ سُئِلَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ એ કહ્યું કે નબી ﷺ થી ઘણી બધી ચીજોના બારામાં સવાલ*

وَسَلَّمَ عَنْ اَشْيَاءَ كَرِهَهَا فَلَمَّا اُكْثِرَ عَلَيْهِ غَضِبَ ثُمَّ قَالَ لِلنَّاسِ سَلُوْنِىْ عَمَّا شِئْتُمْ

*કરવામાં આવ્યો જે નાપસંદ થયું[1] જ્યારે સવાલો અધિક સંખ્યા વધી ગયા તો જલાલ આવી ગયો પછી ફર્માવ્યું,*

فَقَالَ رَجُلٌ مَنْ اَبِيْ قَالَ اَبُوْكَ حُذَافَةُ فَقَامَ اٰخَرُ فَقَالَ مَنْ اَبِيْ يَا رَسُوْلَ

*તમારા લોકોનો જે જીવ ચાહે તે પૂછો[2]. એના પર એક જણે[3] પૂછયું, મારો બાપ કોણ છે ? તારો બાપ હુઝાફા છે !*

اللّٰهِ قَالَ اَبُوْكَ سَالِمٌ مَوْلٰى شَيْبَةَ فَلَمَّا رَاٰى عُمَرُ مَا فِيْ وَجْهِهٖ قَالَ يَا رَسُوْلَ اللّٰهِ

*ત્યારબાદ બીજો શખ્સ ઉઠયા પૂછયું, યા રસૂલલ્લાહ ! મારો બાપ કોણ છે ? ફર્માવ્યું, સાલિમ, શયબાનો આઝાદ*

اِنَّا نَتُوْبُ اِلَى اللّٰهِ عَزَّ وَجَلَّ

*કરેલો ગુલામ છે. જ્યારે હઝરત ઉમરે ચહેરા મુબારક પર ગુસ્સાની અસરો જોઈ તો અર્ઝ કરી, યા રસૂલલ્લાહ !*

*અમે સૌ અલ્લાહથી તૌબા કરીએ છીએ. (કિતાબુલ એઅતેસામ)*

### સમજૂતી : ૬૯

**શબ્દકોશ :** ૧. અશ્યાઅ્ (اشیاء)અલિફે તાનીષ મમદૂદાના કારણે ગૈર મુન્સરિફ છે. આ શમ્ઉનનું બહુવચન નથી, ઈસ્મે જમાઅ છે એમાં અલિફે મમદૂદા વધારાનો છે. નહીં તો અલિફે તાનીષ થશે નહીં. અલિફે તાનીષ વધારાનો છે. અલીફે મમદૂદા તાનીષની અસલ નિશાની નથી. જેમ કે અંબિયાઅ્, ઔલિયાઅ્ અશ્યાઅ્ અસલમાં શીઆઉ નેઅમાઉના વજન પર હતા. કયાસ વિરુધ્ધ પલ્ટાવી છેલ્લી હમ્ઝાને શરૂઆતમાં લઈ આવ્યા.

**૧.** એનાથી મુરાદ એવા સવાલો છે જેનાથી કોઈ દીની કે દુનિયવી ફાયદો સંબંધિત ન હોય. દા.ત. ન તેનો એતેકાદ જરૂરી હોય ન અમલ, એવા સવાલો મના છે. દા.ત. હઝરત આદમ علیہ السلام એ સૌ પ્રથમ શું ખાધું હતું ? ઈસ્માઈલના ફિદિયાના ઘેટાનું શું થયું ? અથવા એ કે અજમાવવા માટે સવાલો કરવામાં આવે અથવા આજિઝ કરવાની નિય્યતથી કરવામાં આવે, એવા સવાલો મના છે. નહીં તો જો ઈલ્મ નથી તો કુફ્ર તથા ઈમાન, ફર્ઝો વિશે પૂછવું ફર્ઝ છે, વાજિબનું વાજિબ અને મુસ્તહબોનું મુસ્તહબ. ઈર્શાદ છે : فَاسْئَلُوْا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ "અહલે ઝિક્ર (ઈલ્મવાળા)થી પૂછો જો તમે ન જાણતા હોઉં."

**૨.** سلونی عما شئتم **સલૂની શિઅ્તુમ :** ما "મા" ઉમૂમના માટે છે, દીન દુનિયા સૌને સમાવે છે તેમજ તેના ઉમૂમ પર એ દલીલ છે કે હઝરત અબ્દુલ્લાહ અને હઝરત સઅદે પોતપોતાના બાપનું નામ પૂછયું. આ દુનિયવી સવાલ છે.

એટલા માટે આ ઈર્શાદનો મતલબ એ થયો કે તમારા લોકોનો જેવો જીવ ચાહે પૂછો ! ચાહે તે દુનિયાની વાત

## (૭૦) حدیث - اذا تکلم اعادھا ثلثا

**[હદીષ : ૭૦] "સરકાર ﷺનું ત્રણવાર વાતને દોહરાવવું"**

عن انس رضی اللہ تعالیٰ عنہ عن النبی صلی اللہ تعالیٰ علیہ وسلم انہ کان

*અનસ رضی اللہ عنہ હુઝૂર નબી ﷺના બારામાં રિવાયત કરે છે કે હુઝૂર જ્યારે કોઈ વાત ફર્માવતા તો તેને ત્રણવાર[૧]*

اذا تکلم بکلمۃ اعادھا ثلثا حتی تفھم عنہ واذا اتی علی قوم فسلم علیھم سلم علیھم ثلثا

*ફર્માવતા જેથી તે વાત સમજી લેવામાં આવે, અને જ્યારે કોઈ કૌમની પાસે તશરીફ લાવતા અને સવાલ કરતા તો તેમના પર ત્રણવાર[૨] કલામ કરતા.*

*(બુખારી, કિતાબુલ ઈસ્તીઝાન, અઝ અસ્લમ, સલમ ષલાષા, તિર્મિઝી, ઈસ્તીઝાન, મનાકિબ)*

હોય કે દીનની, હું સૌ જણાવી દઈશ. આવું તે જ કહી શકે છે જે દીન તથા દુનિયાના સર્વ ઈલ્મો ધરાવતો હોય. તો આ હદીષથી પણ સાબિત થયું કે હુઝૂરે અક્દસ ને દીન તથા દુનિયાના સઘળા ઈલ્મો હાંસલ હતા. આના પરથી તે લોકોની ગલતી." જાહેર થઈ ગઈ કે જેઓ એવું કહે છે કે હુઝૂરે અક્દસ ﷺ કેવળ દીનના સર્વ ઈલ્મો ધરાવતા હતા, દુનિયાના ઈલ્મોમાં એ હાલ હતો કે દીવાલની પાછળની પણ ખબર ન હતી. (મઆઝલ્લાહ !)

**૩. પ્રશ્નકર્તાઓમાં કોણ હતા ? :** તેમનું નામ ﷺ અબ્દુલ્લાહ હતું જેમ કે એના બાદ વાળી હદીષમાં સ્પષ્ટતા છે. આ પ્રશ્નનું કારણ એ હતું કે લોકો એમના નસબમાં શક કરતા હતા. ક્યારેક ઝઘડામાં બીજાની પ્રતિ નિસ્બત કરી દેતા હતા. હુઝૂર ﷺના ઈર્શાદ બાદ લોકોની શંકા કુશંકા દૂર થઈ ગઈ. બીજા શખ્સનું નામ સઅદ બિન સાલિમ મૌલા શયબા હતું તેમનો પણ એ જ હાલ હતો.

### સમજૂતી : ૭૦

**૧.** ત્રણવાર દોહરાવવું હમેશાં ન હતું દા.ત. વાત સામાન્ય સમજ કરતાં ઉચ્ચ હોતી અથવા એવો અંદાઝો હોતો કે લોકોના દિમાગમાં સારી રીતે નથી આવી, ત્યારે દોહરાવતા. ત્રણ સલામની સ્પષ્ટતા બે છે : એક એ કે કોઈના ઘરે તશરીફ લઈ જતા અને ઈજાઝતના માટે સલામ કરતા તો જો પ્રથમવાર કે બીજીવાર ઈજાઝત ન મળતી તો ત્રીજીવાર સલામ કરતા. જો રજા મળતી તો અંદર તશરીફ લઈ જતા, નહીં તો પાછા વળી જતા, જેમ કે બીજી હદીષમાં વિગતે વર્ણન છે, કે ફર્માવ્યું : **اذا ستاذن احد کم ثلثافلم یوذن لہ فلیرجع** "જ્યારે ત્રણવાર રજા માંગી લો અને રજા ન મળે તો પાછા ફરી જાવ."

**૨.** બીજી સ્પષ્ટતા એ છે કે એક સલામ રજા લેવા માટે કરતા, બીજી સલામ અંદર જઈને તહિય્યતની કરતો અને ત્રીજી સલામ પરત થતી વખતે.



## ⑦١ حدیث. ثلثة لهم اجران

**[હદીષ : ૭૧] "ત્રણ શખ્સો માટે ડબલ બદલો"**

حَدَّثَنِیْ اَبُوْبُرْدَةَ عَنْ اَبِیْهِ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*અબૂ દરદા આમિર પોતાના બાપ હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ થી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ*

ثَلٰثَةٌ لَهُمْ اَجْرَانِ رَجُلٌ مِّنْ اَهْلِ الْكِتَابِ اٰمَنَ بِنَبِیِّهٖ وَاٰمَنَ بِمُحَمَّدٍ وَالْعَبْدُ

*ફર્માવ્યું, ત્રણ શખ્સો માટે બે અજર (ડબલ બદલો) છે : એક તે અહલે કિતાબ[1] જે પોતાના નબી પર ઈમાન*

الْمَمْلُوْكُ اِذَا اَدّٰی حَقَّ اللّٰهِ وَحَقَّ مَوَالِیْهِ وَرَجُلٌ كَانَتْ عِنْدَهٗ اَمَةٌ یَّطَاُهَا فَاَدَّبَهَا

*લાવ્યો અને મુહમ્મદ صلی اللہ علیہ وسلم પર પણ ઈમાન લાવ્યો અને તે ગુલામ જે અલ્લાહનો પણ હક્ક અદા કરતો હોય*

فَاَحْسَنَ تَادِیْبَهَا وَعَلَّمَهَا فَاَحْسَنَ تَعْلِیْمَهَا ثُمَّ اَعْتَقَهَا فَتَزَوَّجَهَا فَلَهٗ اَجْرَانِ

*અને પોતાના આક઼ાનો પણ[2] અને તે પુરૂષ જેની કોઈ લોંડી હોય[3] જેનાથી સંભોગ કરતો હતો અને તેણીને સારી*

ثُمَّ قَالَ عَامِرٌ اَعْطَیْنَاكَهَا بِغَیْرِ شَیْءٍ قَدْ كَانَ یُرْكَبُ فِیْمَا دُوْنَهَا اِلَی الْمَدِیْنَةِ

*રીતે અદબ શીખવાડી અને ઉમદા તા'લીમ આપી પછી તેણીને આઝાદ કરી દીધી. ત્યારબાદ તેણી સાથે નિકાહ કરી લીધા તો તેના માટે બે અજર[4] છે. હદીષ વર્ણન કર્યા બાદ આમિર[5] એટલે ઈમામ શઅબીએ કહ્યું, અમે તમને આ હદીષ કોઈ બદલા વિના આપી દીધી એનાથી ઓછી હાંસલ કરવા માટે મદીના સુધી સફર કરવી પડતી હતી★.*

### સમજૂતી : ૭૧

**શાબ્દિક અર્થ :** موالی (મવાલી)એ مولٰی મૌલાનું બહુવચન છે. مولی મૌલા એ ولی یلی વલી યલી નું ઈસ્મે મફઉલ છે. તેના વિવિધ અર્થો છે : માલિક, આક઼ા, એહસાન કરનાર, જેના પર એહસાન કરવામાં આવે, મદદગાર, મોહિબ, હલીફ, જમાઈ, કાકાનો પુત્ર, પડોશી, જેણે ગુલામ આઝાદ કર્યા હોય, આઝાદ થયેલ ગુલામ. *(મિર્કાત)* અહીં મતલબ આક઼ા છે.

**૧.** અહીં કિતાબથી મુરાદ તૌરાત તથા ઈન્જીલ બંનેવ છે. અમુક હઝરાતે ફર્માવ્યું કે કેવળ ઈન્જીલ મુરાદ છે એ એ તકદીર પર કે દીને ઈસ્વી એ દીને મૂસ્વીનો નાસિખ છે. પણ સહીહ સર્વ માટે આમ છે એ કારણે કે ઘણા યહૂદી તે હતા જેમને હઝરત ઈસા علیہ السلام ની દા'વત નથી પહોંચી, જેમ કે મદીના તયબાહ તથા યમન વગેરેના યહૂદી, તેઓ પણ આમાં સામેલ છે. તેમજ અહલુલ કિતાબથી તે તમામ યહૂદી તથા નસારા મુરાદ છે જેઓ પોતાને યહૂદી તથા નસ્રાની કહે છે, ભલે તેઓ ફેરફાર થયેલી યહૂદિયત તથા નસ્રાનિયતના પાબંદ હોય એટલા માટે હિરકલને હુઝૂર صلی اللہ علیہ وسلم એ લખ્યું હતું, "ઈસ્લામ કબૂલ કર ! તને બમણો બદલો મળશે." જો કે તે હેરફેરવાળી નસ્રાનિયતનો પાબંદ હતો. મુરાદ ખાસ એ કે આ પેટા ફઝીલત છે. એટલા માટે હવે એવું નથી લાઝિમ થતું કે જે યહૂદી તથા નસારા ઈમાન લાવ્યા તે સૌ સહાબાથી અફઝલ છે, કેમ કે તેમને બમણો બદલો

★*બુખારી નિકાહ, મુસ્લિમ ઈમાન, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ, દારમી, નિકાહ, મુસ્નદે ઈમામ અહમદ*

છે અને બાકીના સહાબીઓને એક બદલો. કેમ કે એ સહાબા ઈમાનની મજબૂતી, મઅરફેતની અધિક્તા તથા અન્ય મહાન આજ્ઞાપાલનને કારણે અફઝલ છે.

**૨.** બહુવચન એટલા માટે ફર્માવ્યું કે (અલ અબ્દ) પર અલિફ લામ જિન્સનો છે. એ જિન્સથી મુરાદ જમા છે અને જમા અથવા કાઈમ મકામ જમાની સાથે સરખામણીમાં (સામ સામે) હોય તો આહાદની આહાદ પર વહેંચણી થાય છે. હવે મતલબ એ થયો કે દરેક તે ગુલામ જે પોતાના આક઼ાનો હક્ક઼ અદા કરે. એવું પણ થાય છે કે એક ગુલામ વિવિધ માલિકોની વચ્ચે ભેગો હોય છે તો મતલબ એ થયો કે પોતાના તમામ માલિકોનો હક્ક઼ અદા કરે. એવું પણ થાય છે કે એક ગુલામ એક પછી એક વિવિધ માલિકોના માલિકીપણા હોય છે, તો મુરાદ એ થઈ કે જે માલિકોના હેઠળ રહ્યો સૌનો પૂરો હક્ક઼ અદા કર્યો.

**૩.** એક લોંડીના આઝાદ કરવા પર, બીજો તેણી સાથે નિકાહ કરવા પર. લોંડી સાથે નિકાહ કરવા પર અધિક સવાબ મળવાનું કારણ એ છે કે સામાન્યતઃ લોંડીઓ સાથે નિકાહ નાપસંદ સમજવામાં આવે છે ભલે તેણી આઝાદ થયેલી હોય. જો તે નિકાહ ન કરત તો અંદેશો હતો કે તે લોંડીની જિંદગી બર્બાદ થઈ જાત. તેણે નિકાહ કરીને કેવળ બર્બાદીથી જ નથી બચાવી બલ્કે તેણીને ઈજ્જત પણ આપી, એ અજરનો સબબ છે. તેમજ જ્યારે તા'લીમ પામેલી અને સભ્યતાવાળી છે તો તે પોતાના પતિને પણ નેકીઓ માટે પ્રોત્સાહિત કરશે, બુરાઈઓથી બચાવશે. તો એ લોંડી એટલા માટે ભલાઈનો સબબ બની. તે શખ્સે કેટલાયે સવાબનાં સબબ રૂપી કામો કર્યા, તેણીને તા'લીમ આપી, તર્બિયત (કેળવણી) આપી, આઝાદ કરી પછી નિકાહ કર્યા. આ એતબારથી તે કેટલાયે અજરનો હક્ક઼દાર છે. પરંતુ ઉલ્લેખ બે જ અજ્રનો કર્યો એ લોંડીની વિશિષ્ટતાના એતેબારથી છે કે બાકીની વાતોમાં લોંડીમાં ખાસ હોવું નથી. કોઈને પણ તા'લીમ આપશે, કોઈને પણ તર્બિયત કરશે તો સવાબ પામશે. તા'લીમથી મુરાદ ઈલ્મે દીન શીખવાડવું છે અને તર્બિયતથી મુરાદ બીજી વાતોનું શિસ્ત, સલીકો, હુનરમંદી, સારી આદતો શીખવાડવી મુરાદ છે.

**૪.** બમણા સવાબના હક્ક઼દાર થવું આ ત્રણ જ પ્રકારના લોકો માટે ખાસ નથી, કોઈ પણ શખ્સ એવું કામ કરે જે બમણા સવાબનો સબબ હોય તો તે બમણો સવાબ પામશે. દા.ત. પુત્ર, માં બાપની પણ હક્ક઼ પ્રમાણે ખિદમત કરે છે અને અલ્લાહના હક્કો પણ અદા કરે છે, એ જ પ્રમાણે તે હાકિમ જે પ્રજાની પણ સચ્ચાઈની સાથે પૂરી દેખભાળ કરે છે અને અલ્લાહ ﷻ ના પણ સર્વ હક્ક઼ અદા કરે છે, તો એ લોકો પણ બમણા સવાબના મુસ્તહિક઼ છે.

**૫.** આ હદીષનો પ્રારંભિક હિસ્સો એ છે કે એક ખુરાસાની ઈમામ શઅબીની ખિદમતમાં હાજર થયો. તેણે અર્ઝ કરી, અમારા ખુરાસાનના પહેલા લોકોનું કહેવું છે કે જે શખ્સ પોતાની લોંડીને આઝાદ કરીને તેણી સાથે નિકાહ કરે તો જાણે તે પોતાની 'હદી' પર સવાર છે. 'હદી' તે જાનવરને કહે છે. જેને હાજી પોતાની સાથે હજ્જના દિવસોમાં કુર્બાની માટે લઈ જાય છે અને 'હદી' પર સવારી મના છે, એના પર ઈમામ શઅબીએ આ હદીષ બયાન કરી. (મુસ્લિમ કિતાબુલ ઈમાન) કે એ અયબદાર નથી પણ એવી વ્યક્તિ બમણા સવાબનો હક્ક઼દાર છે. પછી ઈમામ શઅબીએ તે ખુરાસાનીને કહ્યું, અમે વિના કોઈ બદલામાં મફતમાં તમને આ હદીષ બતાવી દીધી જ્યારે કે એનાથી ઓછાના માટે લોકોએ મદીના જવું પડતું હતું. એ નબુવ્વતના યુગ તથા ખુલફાએ રાશિદીનના જમાના સુધી રહ્યો, બાદમાં સહાબાએ કિરામ તમામ શહેરોમાં ફેલાઈ ગયા અને એની જરૂરત ન રહી કે હદીષ જાણવા માટે મદીના પાક જ જવું જરૂરી હોય. બલ્કે ક્યારેક ક્યારેક એવું પણ થયું કે મદીના પાકના લોકો અન્ય શહેરોમાં હદીષ મેળવવા માટે તશરીફ લઈ ગયા જેમ કે તઅલીક઼ : ૧૬ હેઠળ વર્ણન થયું.



## (٧٢) حدیث۔ عظۃ النساء

**[હદીષ : ૭૨] "ઔરતોને નસીહત"**

سَمِعْتُ ابْنَ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا قَالَ اَشْہَدُ عَلَی النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی

ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, હું ગવાહી આપુ છું કે નબી ﷺ અથવા અતાએ કહ્યું, હું ગવાહી આપુ

عَلَیْہِ وَسَلَّمَ اَوْقَالَ عَطَاءٌ اَشْہَدُ عَلَی ابْنِ عَبَّاسٍ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

છું કે ઈબ્ને અબ્બાસે કહ્યું કે હુઝૂર (મર્દોની મજલિસથી) બહાર તશરીફ લાવ્યા અને હુઝૂરની સાથે બિલાલ હતા.

وَسَلَّمَ خَرَجَ وَمَعَہٗ بِلَالٌ فَظَنَّ اَنَّہٗ لَمْ یُسْمِعِ النِّسَاءَ فَوَعَظَہُنَّ وَاَمَرَہُنَّ بِالصَّدَقَۃِ

અને હુઝૂરને ગુમાન થયું કે મારી વાતો ઔરતો સુધી નથી પહોંચી (હુઝૂર ઔરતની નજીક આવ્યા) અને તેમને

فَجَعَلَتِ الْمَرْأَۃُ تُلْقِی الْقُرْطَ وَالْخَاتَمَ وَبِلَالٌ یَاْخُذُ فِیْ طَرَفِ ثَوْبِہٖ

વઅઝ ફર્માવી[૧] અને હુકમ આપ્યો કે સદક઼ો કરે (એની અસર એ થઈ કે) ઔરતો પોતાના કાનના હેરીંગ અને

વિંટીઓ ઉતારીને આપવા[૨] લાગી, જેને બિલાલ પોતાના કુર્તાના દામનમાં જમા કરવા લાગ્યા.

(મુસ્લિમ, અબૂ દાઊદ, ઈબ્ને માજહ સલાત, નિસાઈ સલાત, ઈલ્મ)

## (٧٣) حدیث۔ اسعد الناس بالشفاعۃ

**[હદીષ : ૭૩] "શફાઅત વડે સૌથી અધિક સદ્નસીબ"**

عَنْ اَبِیْ ہُرَیْرَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ، اَنَّہٗ قَالَ، قِیْلَ یَا رَسُوْلَ اللّٰہِ مَنْ

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ રસૂલુલ્લાહ ﷺ ને પૂછયું[૧] યા રસૂલલ્લાહ !

**સમજૂતી : ૭૨**

**૧. ઔરતોના મજમામાં વઅઝ :** આનાથી સાબિત થયું કે ખાસ ઔરતોના મજમામાં જઈને વઅઝ કહેવી જાઈઝ છે. ઈમામ નવવીએ ફર્માવ્યું, આ તે સમયે છે જ્યારે કોઈ તરફ ફિત્નાનો અંદેશો ન હોય. આ પુર ફિતન જમાનામાં કેમ કે ખુદાનો ખૌફ દુર્લભ છે અને હવસ ગાલિબ છે એટલા માટે એની ઈજાઝત નથી.

**૨. સ્ત્રી પતિની રજા વિના સદક઼ો કરી શકે છે :** આ હદીષથી સાબિત થયું કે સ્ત્રી પોતાનો માલ પતિની ઈજાઝત વિના સદક઼ો કરી શકે છે. અને જે અમુક હદીષોથી જાહેર થાય છે કે સ્ત્રીએ પતિની રજા વિના ખર્ચ કરવો જાઈઝ નથી એનાથી મુરાદ એ છે કે પતિના માલમાં પતિની ઈજાઝત વિના ખર્ચ કરવું જાઈઝ નથી.

**સમજૂતી : ૭૩**

**૧.** અહીં قیل (ક઼ીલ) છે જેનાથી જણાય છે કે પૂછનાર કોઈ અન્ય સાહબ છે, જ્યારે આ હદીષના પાછલા ભાગથી જાહેર થાય છે કે પૂછનાર હઝરત અબૂ હુરૈરહ્ જ છે. એટલા માટે ઈમામ ક઼ાઝી અયાઝે ફર્માવ્યું, આ તસ્હીફ (ભૂલ) છે, સહીહ قیل (ક઼ીલ)ને બદલે قلت (કુલ્તુ)છે જેમ કે صفۃ الجنۃ والنار "સિફતે જન્નતુ

اَسْعَدُ النَّاسِ بِشَفَاعَتِكَ يَوْمَ الْقِيَامَةِ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*ક઼િયામતના દિવસે તમારી શફાઅતની સાથે સૌથી અધિક ખુશનસીબી પામનાર કોણ હશે ?! રસૂલુલ્લાહ ﷺએ*

وَسَلَّمَ لَقَدْ ظَنَنْتُ يَا اَبَا هُرَيْرَةَ اَنْ لَا يَسْأَلُنِي عَنْ هٰذَا الْحَدِيْثِ اَحَدٌ اَوَّلُ

*ફર્માવ્યું, હે અબૂ હુરૈરહ્ ! હું જાણતો હતો કે તમારાથી પહેલાં આ વાત કોઈ નહીં પૂછે, કેમ કે તમારા હદીષના*

مِنْكَ لِمَا رَأَيْتُ مِنْ حِرْصِكَ عَلَى الْحَدِيْثِ اَسْعَدُ النَّاسِ بِشَفَاعَتِيْ يَوْمَ

*શોખને જાણું છું. ક઼િયામતના દિવસે મારી શફાઅતની સાથે*

الْقِيَامَةِ مَنْ قَالَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ خَالِصًا مِّنْ قَلْبِهٖ اَوْ نَفْسِهٖ

*સૌથી અધિક સદ્નસીબી પામનાર[2] તે છે જેણે સાચા દિલથી[3] લાઈલાહ ઈલ્લલ્લાહ કહ્યું.*

*(બુખારી કિતાબુર્રિક઼ાક઼ સિફ઼તુલ જન્નતુ વન્નાર, મુસ્નદે ઈમામ અહમદ)*

ت ⑱ وَكَتَبَ عُمَرُ بْنُ عَبْدِ الْعَزِيْزِ اِلٰى اَبِيْ بَكْرِ بْنِ حَزْمٍ اُنْظُرْ مَا كَانَ مِنْ

**[તઅલીક઼ : ૧૮]***અને ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે અબૂબક બિન હઝમ[1]ને લખ્યું[2] જુઓ રસૂલુલ્લાહ ﷺની જે*

વન્નાર''માં ખૂદ ઈમામ બુખારીએ ક઼ીલને બદલે કુલ્તુ રિવાયત કર્યું છે.

**૨. શફ઼ાઅતના દરજાઓ :** આ એટલા માટે ફ઼ર્માવ્યું કે હુઝૂરે અક઼દસ ﷺની શફ઼ાઅતના વિવિધ દરજાઓ છે. પ્રથમ દરજો મેદાને મહશરની ભયાનક્તામાં ઘટાડો, એ સૌના માટે થશે. બીજુ અમુક કાફ઼િરના અઝાબમાં ઘટાડો, જેમ કે અબૂ તાલિબના બારામાં આવ્યું છે. ત્રીજુ હિસાબ કિતાબ વિના કેટલાક લોકોને જન્નતમાં દાખલ કરવા. ચોથુ કેટલાક લોકો જહન્નમની આગના હક્ક઼દાર હશે તેમને બચાવીને જન્નતમાં દાખલ કરવું, પાંચમું જે જહન્નમમાં જઈ ચૂક્યા હશે તેમને સજાની માત્રાથી પહેલાં જહન્નમથી કાઢીને જન્નતમાં દાખલ કરવા. છટ્ઠુ કેટલાક જન્નતીઓના દરજાઓ બુલંદ કરવા. એમાં બે પ્રથમવાળી શફ઼ાઅતથી મો'મિન તથા કાફ઼િર પણ લાભ પામશે અને બાકીની ચાર ખાસ મો'મિનોનો હિસ્સો છે. એ ચારેવમાં કાફ઼િરનો કોઈ હિસ્સો નથી. જાહેર થઈ ગયું કે મો'મિનોને કાફ઼િરો કરતાં વધુ હિસ્સો મળ્યો. એટલા માટે ફ઼ર્માવ્યું, સૌથી અધિક મારી શફ઼ાઅતથી સદ્નસીબી પામનાર દિલથી ઈમાન સ્વીકારનાર છે.

**૩. જીભ વડે ઈકરારનું મહત્વ :** એટલે કે સાચા દિલથી મુસલમાન થયો હોય, મુનાફ઼િક઼ ન હોય. **من قال** (મન ક઼ાલ)થી સાબિત કે જેને ઈકરાર બિલ લિસાન (જીભથી ઈકરાર)માં વાંધો ન હોય. એના પર જીભથી ઈકરાર લાઝિમ છે. (મન ક઼ાલ = જેણે કહ્યું)

**ફ઼ાયદા :** આ હદીષથી સાબિત થયું કે ઈલ્મે દીનનો શોખ પસંદીદા છે અને સાબિત થયું કે ઉસ્તાદ પોતાના તેજ દિમાગવાળા અને શોખીન શાગિર્દને પ્રોત્સાહિત કરે. તેમજ સાબિત થયું કે મો'મિનો માટે શફ઼ાઅત હક્ક઼ છે.

## તઅલીક઼ : ૧૮ની સમજૂતી

**૧. અબૂબક્ર ઈબ્ને હઝ્મ મદની અન્સારી :** તેમનું નામ અબૂબક્ર, ઉપનામ અબૂ મુહમ્મદ. એ હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝની તરફથી મદીના પાકના હાકિમ હતા એ કારણે તેમને ખાસ કરીને હદીષો જમા કરવાનો હુકમ આપ્યો. તેમનો વિસાલ હિ.સ. ૧૨૦માં હેશામ ઈબ્ને અબ્દુલ મલિકના દૌરમાં થયો. ૮૪ વરસની ઉમર પામી.

حَدِيثُ رَسُولِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ فَاكْتُبْهُ فَإِنِّي خِفْتُ

હદીષ હોય તેને લખી લો[2]. એટલા માટે કે મને ઈલ્મ નષ્ટ થવા અને ઉલમાના ઉઠી જવાનો

دُرُوسَ الْعِلْمِ وَذِهَابَ الْعُلَمَاءِ وَلَا يُقْبَلُ إِلَّا حَدِيثُ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَا

અંદેશો છે. અને નબી ﷺની હદીષના સિવાય અન્ય કાંઈ કબૂલ કરવામાં ન આવે. અને ઈલ્મને

عَلَيْهِ وَسَلَّمَ وَلْيُفْشُوا الْعِلْمَ وَلْيَجْلِسُوا حَتَّى يُعَلَّمَ مَنْ لَا يَعْلَمُ فَإِنَّ الْعِلْمَ

ખૂબ ફેલાવો[3] અને (અવામમાં) બેસો જેથી બેઈલ્મ ઈલ્મ હાંસલ કરે, કેમ કે જ્યાં સુધી ઈલ્મનું રાઝ

لَا يَهْلِكُ حَتَّى يَكُونَ سِرًّا

બતાવવામાં નહીં આવે ઈલ્મ નહીં ઉઠે.

(٨٤) حديث قبض العلم

**[હદીષ : ૭૪] ''ઈલ્મનું ઉઠી જવું''**

عَنْ عَبْدِ اللّٰهِ ابْنِ عَمْرِو بْنِ الْعَاصِ قَالَ سَمِعْتُ رَسُولَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالَى

અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہما એ કહ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી સાંભળ્યું, ફર્માવતા હતા કે અલ્લાહ جل جلاله

**૨.** હદીષના સંપાદનનો સંક્ષિપ્ત ઈતિહાસ પ્રસ્તાવનામાં વર્ણન થયેલ છે એની એક કડી આ હુકમ પણ છે. હુકમ કેવળ હદીષો જમા કરવાનો છે જેથી તાકીદ કરી દીધી કે એમાં અન્યનાં કથનો ન લખવામાં આવે જેથી શંકા ન ઉભી થાય. **એ ખૈરે કુરૂન યુગમાં જ્યારે ઈલ્મ ઉઠી જવાનો ખતરો હતો તો આજે એથીયે વિશેષ છે. એટલા માટે ઉલમાએ દીનની જિમ્મેદારી છે કે ઈલ્મનો શક્ય હોય ત્યાં સુધી ખૂબ પ્રચાર કરે.**

હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝનો આ હુકમ અબૂબક્ર ઈબ્ને હઝમને કેવળ ન હતો બલ્કે તમામ વિ□ના લોકોને પણ હતો જેમ કે અબૂ નુઐમે તારીખે અસ્ફહાનમાં વર્ણન કર્યું છે.

જાહેરી રીતે એવું જણાય છે કે **حتی یکون سِرًّا** (હત્તા યકૂન સિર્રન્) સુધી ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝનો કૌલ છે એની શક્યતા ચોક્કસ છે પણ જાહેર એ છે કે **ذهاب العلماء** (ઝિહાબલ્ ઉલમા) સુધી હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝનો કૌલ છે. અને બાકીનો ઈમામ બુખારીનો વધારો છે જેમ કે બાદમાં એની સાથે જ ઈમામ બુખારીએ સનદની સાથે કેવળ **ذهاب العلماء** (ઝિહાબલ્ ઉલમા) સુધી વર્ણન કર્યું છે.

**સમજૂતી : ૭૪**

**પરિપૂર્ણતા** : આ હદીષ હજ્જતુલ વિદાઅના પ્રસંગે ઈર્શાદ ફર્માવી હતી. તેનો પ્રારંભિક હિસ્સો એ છે કે ઈર્શાદ ફર્માવ્યો : ઈલ્મને હાંસલ કરો એ પહેલાં કે ઉઠાવી લેવામાં આવે. એના પર એક એઅ્રાબીએ અર્ઝ કરી, કેવી રીતે ઉઠાવી લેવામાં આવશે ? ઈલ્મનું ઉઠાવવું ઈલ્મ ધરાવનારાઓની વફાતથી છે. ત્રણવાર ફર્માવ્યું.

عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ إِنَّ اللّٰهَ لَا يَقْبِضُ الْعِلْمَ اِنْتِزَاعًا يَنْتَزِعُهُ مِنَ الْعِبَادِ

ઈલ્મને એ રીતે ઉઠાવશે નહીં કે બંદાઓના સીનાએથી છીનવી લે, હા ! ઉલ્માને ઉઠાવીને ઈલ્મ પણ ઉઠાવી

لٰكِنْ يَقْبِضُ الْعِلْمَ بِقَبْضِ الْعُلَمَاءِ حَتّٰى إِذَا لَمْ يُبْقِ عَالِمٌ اِتَّخَذَ النَّاسُ رُؤُسًا

લેશે, ત્યાં સુધી કે જ્યારે કોઈ આલિમ બાકી ન રહેશે તો લોકો જાહિલોને પોતાનો પેશવા બનાવી લેશે, તેમને

جُهَّالًا فَسُئِلُوْا فَاَفْتَوْا بِغَيْرِ عِلْمٍ فَضَلُّوْا وَاَضَلُّوْا

મસ્અલો પૂછવામાં આવશે, એઓ ઈલ્મ વિના ફત્વા આપશે, પોતે પણ ગુમરાહ થશે અને લોકોને પણ ગુમરાહ કરશે★.

حدیث ۷۵ - تعيين اليوم للوعظ

**[હદીષ : ૭૫] "વઅઝ માટે દિવસનુ નક્કી કરવું"**

عَنْ اَبِيْ سَعِيْدِ الْخُدْرِيِّ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ قَالَتِ النِّسَاءُ لِلنَّبِيِّ

હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ થી રિવાયત છે : ઔરતોએ નબી صلی اللہ علیہ وسلم થી અર્ઝ કરી, આપની બારગાહમાં મર્દ

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ غَلَبَنَا عَلَيْكَ الرِّجَالُ فَاجْعَلْ لَنَا يَوْمًا مِنْ

અમારા પર ગાલિબ છે, હુઝૂર તમારા તરફથી એક દિવસ અમારા માટે નિશ્ચિત ફર્માવો. હુઝૂરે ઔરતો સાથે

**ફાયદા** : આ હદીષથી નીચે પ્રમાણેની વાતો સાબિત થઈ :–

**૧.** એવો જમાનો આવી શકે છે કે કોઈ મુજતહિદ ન રહે, **૨.** જાહિલને મઝહબી પેશ્વા અથવા મુફ્તી બનાવવું હરામ. **૩.** ઈફતા દીની રિયાસત અને મુફ્તી દીની રઈસ છે.

**સમજૂતી : ૭૫**

**૧. ઝિક્રે ખૈરને માટે દિવસ નિશ્ચિત કરવો સુન્નત છે** : હઝરત અબૂ હુરૈરહ્‌ની હદીષમાં છે કે ઔરતોની દરખાસ્ત પર ફર્માવ્યું, ફલાણી સ્ત્રીના ઘરે ભેગી થઈ જશો. તે દિવસે ઘરમાં તશરીફ લઈ ગયા અને તેમણે વઅઝ ફર્માવી.

એનાથી સાબિત થયું કે ઝિક્રે ખૈર કે કારે ખૈરને માટે દિવસ અને જગા નિશ્ચિત કરવી સુન્નત છે જેમ કે વઅઝ, મીલાદ શરીફ, નિયાઝ, ફાતેહા, ઉર્સ વગેરે.

**૨. નાબાલિગ બાળકોના મૃત્યુ પામવાનો સવાબ** : એના બાદવાળી હઝરત અબૂ હુરૈરહ્‌ની હદીષમાં છે કે એવાં બાળકો જે બાલિગ ન હોય. મુરાદ છે કે જે સ્ત્રીનાં ત્રણ નાબાલિગ બાળકો મૃત્યુ થઈ ગયાં હોય અને તેણે સબ્ર કરી તેને જહન્નમથી નજાત છે. અથવા તો એ કે આ બાળકો શફાઅત કરીને જહન્નમથી બચાવશે. અથવા અલ્લાહ جل جلاله તેમની મુસીબત પર રહમ ફર્માવીને બખ્શી આપશે, સ્ત્રી જ ખાસ નથી, મર્દ પણ એમાં દાખલ છે. જેમ કે કિતાબુલ જનાઈઝમાં હઝરત અનસ رضی اللہ عنہ ની હદીષમાં છે **مَامِنَ النَّاسِ مسلم** કોઈપણ મુસ્લિમ મર્દના ત્રણ બાળકો મૃત્યુ પામે. અને તિર્મિઝી શરીફમાં હઝરત મઆઝ ઈબ્ને જબલ رضی اللہ عنہ ની

★ *એઅ્તેસામ, મુસ્લિમ ઈલ્મ, ૧૩–૧૪, તિર્મિઝી ઈલ્મ ૪૫, ઈબ્ને માજહ–મુકદ્દમા ૮૦, દારમી મુકદ્દમા ૩૬, મુસ્નદે ઈમામ અહમદ, તદ્ ઉપરાંત નિસાઈએ ઈલ્મ, ઈબ્ને માજહ સુન્નત*

نَفۡسِكَ فَوَعَدَهُنَّ يَوۡمًا لَقِيَهُنَّ فِيۡهِ فَوَعَظَهُنَّ وَاَمَرَهُنَّ فَكَانَ فِيۡمَا قَالَ

એક દિવસ[1] નક્કી કરીને વાયદો ફર્માવી લીધો, તે દિવસે ઔરતો પાસે તશરીફ લઈ ગયા. તેમને વઅઝ ફર્માવી.

لَهُنَّ مَا مِنۡكُنَّ اِمۡرَاَةٌ تُقَدِّمُ ثَلٰثَةً مِّنۡ وُّلۡدِهَا اِلَّا كَانَ لَهَا حِجَابًا مِّنَ النَّارِ

તેમને જે હુકમો આપ્યા તે આદેશોમાં આ હતું. તમારામાંથી જે ઔરત ત્રણ બાળકો[2] આગળ મોકલી દે, એ બાળકો તેના

فَقَالَتِ امۡرَاَةٌ وَّ اثۡنَيۡنِ فَقَالَ وَاثۡنَيۡنِ

માટે આગથી આડ બનશે. એના પર એક ઔરતે અર્ઝ કરી[3], અને જેણે બે મોકલ્યાં હોય ? ફર્માવ્યું, બેનો પણ એ જ હુકમ છે.

(એને ઈમામ બુખારીએ જનાઈઝમાં, એઅતેસામમાં, અને ઈમામ મુસ્લિમે મુસાફિરીનમાં (૩૧૪) અબૂ દાઊદ વિત્રમાં (૧૧) નિસાઈએ કિબ્લામાં (૧૪) ઈબ્ને માજહએ ઈક઼ામતમાં (૪૬) ઈમામ અહમદે પોતાની મુસ્નદમાં પણ ઝિક્ર કર્યું છે.)

## (٧٦) حدیث۔ مَنۡ كَذَبَ عَلَیَّ

## [હદીષ : ૭૬] "હુઝૂર પર જૂઠ બાંધનારનું ઠેકાણુ જહન્નમ"

سَمِعۡتُ رِبۡعِیَّ بۡنَ حِرَاشٍ يَقُوۡلُ سَمِعۡتُ عَلِيًّا يَقُوۡلُ قَالَ النَّبِیُّ صَلَّی

રિબઈ બિન હિરાશ[1] કહે છે મેં અલી[2] થી સાંભળ્યું તે ફર્માવતા હતા કે નબી ﷺ એ ફર્માવ્યું,

હદીષ **ما مِن مسلمین یتوفی لها** એટલે જે બે મુસલમાનનાં ત્રણ બાળકો મૃત્યુ પામે. ત્રણ અને બેનું ખાસ હોવું પણ નથી બલ્કે એક બાળકના પણ મૃત્યુ પર આ સવાબ છ. જેમ કે તિર્મિઝીની વિવિધ હદીષોમાં સ્પષ્ટતા છે કે અર્ઝ કરવામાં આવી, બે ! તો ફર્માવ્યું, બે પણ. પછી અર્ઝ કરવામાં આવી, એક ? તો ફર્માવ્યું, એક પણ. નાબાલિગનું ખાસ હોવું એટલા માટે છે કે માં બાપને નાનાં બાળકોથી અધિક મહોબ્બત હોય છે.

**૩.** અર્ઝ કરનાર ક્યાં તો ઉમ્મે સુલૈમ હતાં અથવા ઉમ્મે અયમન અથવા ઉમ્મે મુબશ્શર. ત્રણેવ રિવાયતો છે.

### સમજૂતી : ૭૬

**૧. રિબઈ બિન હિરાશ** : તાબઈ ષિક઼હ છે. જીવનભર કદી જૂઠુ નથી બોલ્યા. તેમના બે પુત્રો હજ્જાજના બાગી હતા. હજ્જાજે તેમની પાસે માણસ મોકલ્યો. હજ્જાજના મોકલેલાએ તેમને પૂછયું કે તમારા પુત્રો ક્યાં છે ? બતાવી દીધું કે ઘરમાં છે. હજ્જાજે જ્યારે સાંભળ્યું તો એવું કહીને માફ કરી આપ્યું, તમારા બંનેના બાપના સાચુ બોલવાને કારણે માફ કરી આપ્યું. એ ક઼સમ ખાધી કે ત્યાં સુધી હસીશ નહીં જ્યાં સુધી એ ન જાણ થઈ જાય કે મારું ઠેકાણુ જન્નતમાં છે કે જહન્નમમાં ? જીવનભર કદી ન હસ્યા, મૌત પછી મુસ્કુરાઈ રહ્યા હતા. રિબઈનું હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ની કેવળ એક હદીષનું સાંભળવું સાબિત છે. ઉમર ઈબ્ને અબ્દુલઅઝીઝની ખિલાફત અથવા હિ.સ. ૧૦૪માં વફાત પામ્યા.

**૨. હઝરત અલી** كرم الله تعالى وجهه الكريم : નામ અલી છે ઉપનામ અબૂલ હસન, અબુ તુરાબ છે. હૈદર, અસદુલ્લાહ લક઼બો છે. તેમને પોતાનું ઉપનામ અબૂ તુરાબ ખૂબ પસંદ હતું. એટલા માટે કે આ ઉપનામ ખૂદ હુઝૂરે અક઼દસ ﷺ એ રાખ્યું હતું. તેમનામાં તથા હઝરત સૈયદામાં કાંઈક નારાજગી થઈ ગઈ હતી તો એઓ મસ્જિદમાં ફર્શ પર જઈને સૂઈ રહ્યા હતા. આં હઝરત તશરીફ લાવ્યા, તેમને ઉઠાડયા, પીઠ પર માટી લાગી હતી, ફર્માવ્યું : હે અબૂ તુરાબ ! (હે માટીવાળા !) ઉઠો !

اللہ تعالیٰ علیہ وسلم لا تکذبوا علی فانہ من کذب علی فلیلج النار

*મારા પર જૂઠ ન બાંધો કેમ કે જે મારા પર જૂઠ બાંધશે[3] જહન્નમમાં જશે[4]★.*

એલાને નબુવ્વતના ૧૦ વરસ અગાઉ પેદા થયા. બાળકોમાં સૌ પ્રથમ ઈમાન લાવ્યા. તેમની કેળવણી નબીની આગોશમાં થઈ. હુઝૂરે અક્દસ ﷺએ પોતાની સૌથી પ્રિય સાહબઝાદી હઝરત ફાતિમાની સાથે તેમની શાદી કરી. તમામ ગઝવાતમાં શરીક રહ્યા અને જાંનિષારીનો હક્ક અદા કર્યો ગઝવાએ તબૂકના સિવાય, કેમ કે એ સમયે મદીનામાં તેમને પોતાના નાયબ બનાવીને રાખ્યા હતા. તેમના ફઝાઈલ તથા ખૂબીઓ બેશુમાર છે. એ હુઝૂરે અક્દસ ﷺના ચાચાના સાહબઝાદા અને હુઝૂરના પ્રિય જમાઈ અને હુઝૂરના પરવરિશ પામેલા છે. મદીના તયબાહમાં જ્યારે ભાઈ ભાઈનો રિશ્તો સ્થાપિત કર્યો ત્યારે કરમની રાહે તેમને ફર્માવ્યું કે, (અખી ફિદુન્યા વલ્આખિરહ્) (તમે દુનિયા તથા આખેરતમાં મારા ભાઈ છો.) સાબિકીને અવ્વલીન, ખુલફાએ રાશિદીન, અશરાએ મુબશ્શરા તથા તે ખાસ છે વ્યક્તિઓમાંથી છે જેમનાથી હુઝૂરે અક્દસ ﷺ દુનિયાથી રાજી ગયા, સહાબાએ કિરામના પ્રથમ પંક્તિના ઉલમાએ રબ્બાનિય્યીન અને દુનિયાના બહાદુરોમાં સૌથી અજોડ હતા. આ જ તે બત્લે જલીલ છે જેમણે અરબી અબ્દે વદ કત્લ કર્યો અને ખૈબરમાં મુરહ્હબને લોહી ધૂળમાં રગદોળીને ખૈબર ફતહ કર્યો. જંગે ઓહદમાં અતિશય નાઝુક સમયમાં પણ સાથે સાથે રહ્યા, એ ગઝવહમાં સોળ ઝખ્મો ખાધા પણ પગમાં ડગમગાટ ન આવ્યો. હઝરત ઉષ્માન ગનીની શહાદત પછી તમામ એકમતિએ હિ.સ. ૩૫માં ઝીલ હજ્જમાં ખલીફા ચૂંટી કઢાયા. પાંચ વરસમાં ત્રણ મહિના અને અમુક દિવસો બાકી હતા ત્યાં સુધી ખિલાફતના સ્થાને રહ્યા. ૧૮ રમઝાન મુબારક હિ.સ. ૪૦માં ફજરની નમાઝ માટે જતાં કૂફાની મસ્જિદમાં અબ્દુર્રહમાન ઈબ્ને મુલ્જિમે માથા પર ઝહેરમાં બુઝાવેલી તલ્વાર એવી મારી કે દિમાગ સુધી પહોંચી ગઈ. ત્રીજા દિવસે ૨૦ રમઝાને એ જ તકલીફમાં વિસાલ થયો. સિબ્તેન કરીમૈન અને અબ્દુલ્લાહ ઈબ્ને જઅફર તૈયારે ગુસ્લ આપ્યું. હઝરત ઈમામ હસને જનાઝાની નમાઝ પઢાવી. સહીહ રિવાયત પ્રમાણે કૂફામાં જ દફન થયા. ઉમર મુબારક ૬૩ વરસની થઈ. હઝરત અલીથી ૫૮૬ હદીષો મરવી છે. બુખારી તથા મુસ્લિમ બંનેએ ૨૨, અને નવ એકલા બુખારીએ અને ૧૫ કેવળ મુસ્લિમે વર્ણન કરી.

**૩.** ઈલ્મે દીન તથા તેના પ્રચાર તથા પ્રસારના ફઝાઈલ બયાન કર્યા બાદ જરૂરી હતું કે ઈલ્મના નામે અજ્ઞાનતાની બુરાઈઓ તથા એના માટે જે ધમકીઓ આવેલી છે તેને પણ બયાન કરી દેવામાં આવે એટલા માટે કે ઈલ્મથી જેટલો નફો નથી થતો ઈલ્મના રૂપમાં અજ્ઞાનતાથી કાંઈ કેટલુંય ગણુ નુકસાન પહોંચે છે.

એના અનુસંધાનમાં સૌથી અધિક મહત્વ હદીષોનું છે. હુઝૂરે અક્દસ ﷺના ઈર્શાદો દીન છે હવે જો કોઈ ફિત્નાખોર પોતાની કોઈ વાતને હુઝૂરે અક્દસ ﷺની પ્રતિ સંબંધિત કરીને એવું કહે કે આ હુઝૂરે અક્દસનો ઈર્શાદ છે તો તેનાથી દીનમાં કેટલો મહાન ફિત્નો ખડો થઈ શકે છે એ જાહેર છે. એટલા માટે હુઝૂરે અક્દસ ﷺએ જેવી રીતે હદીષોને યાદ કરવાની તથા તેના પ્રચાર તથા પ્રસાર માટે વધુને વધુ ઉત્તેજન આપ્યું છે તેવી જ રીતે હદીષો ઘડીને આ હુઝૂર ﷺ પ્રતિ સંબંધિત કરવાની સખ્તીથી મનાઈ ફર્માવી છે અને એના પર સૌથી મોટા જહન્નમના અઝાબની ધમકી આપી છે. આ મહત્વને લક્ષમાં રાખીને ઈમામ બુખારીએ આ વિષયની પાંચ હદીષો પાંચ સહાબીઓથી રિવાયત પામેલ વર્ણન કરી.

**૪. હદીષ ઘડવી હરામ છે :** જૂઠી હદીષો ઘડવી એકદમ કતઈ હરામ તથા સખત કબીરા ગુનોહ છે. ચાહે તે અકીદા વિશે હોય કે પછી અહકામ વિશે, ચાહે ફઝાઈલે મનાકિબની હોય, ચાહે તરગીબ કે તરહીબ (પ્રોત્સાહિત કરતી)વાળી હોય, એ જાણવા છતાં કે આ હદીષ મૌઝૂઅ (બનાવટી) છે તે મૌઝૂઅ હોવાનું જાહેર કર્યા વિના તેને વર્ણન કરવી પણ હરામ છે.

*★ મુસ્લિમ મુકદ્દમા, તિર્મિઝી ઈલ્મ, મનાકિબ નિસાઈ ઈલ્મ, ઈબ્ને માજહ સુન્નત, મુસ્નદે ઈમામ અહમદ*

حدیث ۷۷

[હદીષ : ૭૭] "હુઝૂર પર જૂઠ બાંધનાર જહન્નમી !"

عَنْ عَامِرِ بْنِ عَبْدِ اللّٰهِ بْنِ الزُّبَيْرِ عَنْ اَبِيْهِ قَالَ قُلْتُ لِلزُّبَيْرِ اِنِّىْ لَا

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર[1] رضی اللہ عنہما એ કહ્યું, મેં (મારા વાલિદ) ઝુબૈરને કહ્યું, નબી કરીમ صلی اللہ علیہ وسلم થી હદીષ*

اَسْمَعُكَ تُحَدِّثُ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَمَا

*બયાન કરતાં તમને નથી સાંભળતો જેમ કે ફલાણા તથા ફલાણા[2] બયાન કરે છે. ઝુબૈર رضی اللہ عنہ એ*

**બનાવટી હોવાનો હુકમ લગાડવામાં સવાધાની અનિવાર્ય છે :** જેવી રીતે હદીષ ઘડવી હરામ છે તે જ રીતે કોઈ હદીષનો ઈન્કાર પણ ગુમરાહી છે, એટલા માટે આ મામલામાં બંને બાજુ ઘણી જ સાવધાનીની જરૂરત છે. ઉલમાએ સલફ (પૂર્વજ ઉલમા) એ તમામ કામોથી ફારિગ થઈ ચૂક્યા હવે અમારા પર તેમનું અનુસરણ લાઝિમ છે. અલ્લામા અયનીએ અહીં પણ તાકીદ ફર્માવી છે. હદીષો સંપૂર્ણ સેહત (સહીપણા)ની સાથે પઢવામાં આવે તેમાં નહવી, સરફી, લુગ્વી ગલ્તી ન હોય. જેટલાં નામો હોય સહીહ પઢવામાં આવે, નહીં તો અંદેશો છે કે તે પણ આ ચેતવણીમાં દાખલ ન થઈ જાય. એ જ રીતે અક્ષરોને સહીહ ઉચ્ચારોની સાથે અદા કરે, નહીં તો આ ચેતવણીમાં જરૂર દાખલ થશે જો અર્થો બદલાઈ ગયા. નહીં તો અંદેશો ગમે તેમ પણ ચોક્કસ છે.

**૪. فليلج النّار (ફલ્યલિજિન્નાર)ની સ્પષ્ટતા :** فليلج النار (ફલ્યલિજિન્નાર) સેગાએ અમર, ખબરના અર્થમાં છે એટલે તેનો અર્થ એ છે કે તે જહન્નમમાં જશે. તેને સમર્થન કરતી મુસ્લિમ શરીફની આ રિવાયત છે જેમાં ફર્માવ્યું : مَنْ يكذِب عَلَیَّ يلج النار "જે મારા પર જૂઠ બાંધશે તે જહન્નમમાં જશે."

તેમજ ઈબ્ને માજહ બતરીકે શરીક અન્ મન્સૂરની રિવાયત પણ તેને સમર્થન કરે છે જેમાં આ પ્રમાણે છે કે : اكذاب عَلَیَّ يُوْلِج النَّارَ "મારા પર જૂઠ બાંધવું જહન્નમમાં દાખલ કરશે." એવું પણ કહી શકાય છે કે આ બદ્દુઆ છે.

**સમજૂતી : ૭૭**

**૧. ઝુબૈર ઈબ્ને અવામ** رضی اللہ عنہ **:** આ હઝરત ખદીજાના કાકા અવામના પુત્ર અને હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم નાં ફોઈ હઝરત સફિય્યા બિન્તે અબ્દુલ મુત્તલિબના સાહબઝાદા, સાબિકિને અવ્વલીન અને અશરાએ મુબશ્શિરા અને તે છ નુફૂસે કુદ્સિયામાંથી છે જેમનાથી રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم રાજી રહેવાની સ્થિતિમાં દુનિયાથી તશરીફ લઈ ગયા. ૧૬ વરસની વયે હઝરત અબૂબક્ર رضی اللہ عنہ ના હાથ પર બિલકુલ પ્રારંભમાં જ્યારે કે ત્રણ કે ચાર જણ મુસલમાન થયા હતા ત્યારે ઈમાન સ્વીકાર્યું.

ઉમૈયા તેમના કાકા સાદડીમાં લપેટીને ધૂણી આપતા પણ એઓ કહેતા, હું કદાપિ કાફિર થઈશ નહીં. સૌ પ્રથમ રાહે ખુદામાં તેમણે તલ્વાર મ્યાનમાંથી કાઢી. થયું એમ કે એકવાર મક્કામાં દુશ્મનોએ મશહૂર કરી દીધું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને ગિરફતાર કરી લેવામાં આવ્યા છે, એ સાંભળતાં જ તલ્વાર મ્યાનમાંથી કાઢીને લોકોની ભીડ ચીરતા નીકળ્યા અને હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم મક્કાના ઊંચાણવાળા હિસ્સામાં હતા ત્યારે જ્યારે ખિદમતમાં હાજર થયા તો પૂછયું કે શું વાત છે ? તો ઘટના કહી સંભળાવી. હુઝૂરે તેમના માટે તથા તેમની તલ્વારના માટે દુઆ ફર્માવી. બંનેવ હિજરતો કરી, તમામ ગઝવાતમાં શરીક રહ્યા અને ખૂબ જ નોંધપાત્ર જંગો સર કરી. ગઝવએ ખંદકમાં એક રાત સખત ઠંડીમાં હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم ને ફર્માવ્યું, કોઈ છે જે દુશ્મનોનો હાલ જાણીને

يُحَدِّثُ فُلَانٌ وَّفُلَانٌ قَالَ أَمَا إِنِّي لَمْ أُفَارِقْهُ وَلٰكِنْ سَمِعْتُهُ يَقُولُ

કહ્યું, સાંભળો ! હું રસૂલુલ્લાહથી (સફરમાં મુકામ પર) જુદો નથી રહ્યો[3] પરંતુ મેં હુઝૂરને એવું ફર્માવતાં

مَنْ كَذَبَ عَلَيَّ فَلْيَتَبَوَّأْ مَقْعَدَهُ مِنَ النَّارِ ع

સાંભળ્યા કે જે મારા પર જૂઠ બાંધે[4] પોતાનું ઠેકાણુ જહન્નમ બનાવે.

(અબૂ દાઊદ, નિસાઈ ઈલ્મ, ઈબ્ને માજહ સુન્નત)

حدیث ۔ ایضًا (۷۸)

[હદીષ : ૭૮]

قَالَ أَنَسٌ إِنَّهُ لَيَمْنَعُنِي أَنْ أُحَدِّثَكُمْ حَدِيثًا كَثِيرًا أَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

અનસ رضی اللہ عنہ એ કહ્યું, મને ઘણી બધી હદીષો બયાન કરવાથી એ વાત રોકે છે કે નબી ﷺ એ ફર્માવ્યું, જે

وَسَلَّمَ قَالَ مَنْ تَعَمَّدَ عَلَيَّ كَذِبًا فَلْيَتَبَوَّأْ مَقْعَدَهُ مِنَ النَّارِ

ઈરાદાપૂર્વક મારા પર જૂઠ બાંધે તે પોતાનું ઠેકાણુ જહન્નમમાં બનાવી લે. (ઈમામ મુસ્લિમ, નિસાઈ ઈલ્મ)

કેમ્પમાં જઈને હાલ જાણીને આવે ?! ત્રણવાર ફર્માવ્યું પણ કોઈ તૈયાર ન થયું. ત્રીજી વાર એ તૈયાર થઈ ગયા અને દુશ્મનના કેમ્પમાં જઈને હાલ માલૂમ કરીને આવ્યા. તે વખતે ઈર્શાદ ફર્માવ્યો, حواريون وحواری الزبير "દરેક નબીના અમુક ખાસ વિ□સનીય સહાયક હોય છે અને મારો ખાસ વિ□ાસુ મદદગાર ઝુબૈર છે."

ગઝવાએ ઓહદમાં આ પણ તે ૧૪ જાંનિષારોમાં હતા જેઓ શમ્એ રિસાલતના માટે ઢાલ બની રહ્યા. જંગે જુમલમાં હઝરત અલીના મુકાબલામાં હતા. એકવાર આમને સામને થયા તો હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ તેમને હુઝૂરે અક્દસ ﷺનો તે ઈર્શાદ યાદ અપાવ્યો, હે ઝુબૈર ! એક દિવસ તમે અલીથી લડશો અને તમે જાલિમ હશો ! આ સાંભળતાં જ જંગના મેદાનથી ચાલી નીકળ્યા. બુસ્રાની નજીક જ વાદીએ સબાઅના એક ગામ સફવાનમાં પહોંચીને નમાઝ પઢી રહ્યા હતા. એવામાં અમ્ર ઈબ્ને હરમૂઝ તયમીએ ચૂપકીદીથી પાછળથી ભાલો મારીને શહીદ કરી દીધા. હઝરત અલીની ખિદમતમાં અમ્ર તેમની તલ્વાર લઈને હાજર થયો અને કહ્યું, મેં ઝુબૈરને કત્લ કરી દીધો ! હઝરત અલીએ ફર્માવ્યું, આ તલ્વાર લાંબા સમય સુધી રસૂલુલ્લાહ ﷺથી મુસીબતો દૂર કરતી રહી, ઈબ્ને સફિય્યાના કાતિલને જહન્નમની બશારત થજો ! (અસદુલગ઼ાબા) અમ્રએ કહ્યું, હે અલી ! આપની જાત મુસલમાનોમાં અજીબો ગરીબ છે, આપનો દોસ્ત પણ જહન્નમી અને દુશ્મન પણ જહન્નમી ! તે વખતે ત્યાં દફન કરી દેવામાં આવ્યા, બાદમાં તબદીલ કરી દેવામાં આવ્યા. બુસ્રામાં મઝાર મુબારક પ્રખ્યાત છે. હિ.સ. ૩૬માં શહાદત થઈ. ૬૦ વરસની વય પામ્યા.

માલદાર સહાબીઓમાંથી હતા. વફાત વખતે કરોડો રોકડ વારસો છોડયો હતો. તેમનાથી ૩૮ હદીષો રિવાયત પામી છે બે સર્વસંમતિવાળી અને સાત અફરાદ બુખારીથી છે.

**૨.** ઈબ્ને માજહમાં ખાસ અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદનું નામ દર્શાવેલું છે.

**૩. હઝરત ઝુબેરના હુઝૂરથી સંબંધો** : ઝુબેર ઈબ્ને બકારે કિતાબુન્નસબમાં એને આ મુજબ

## (٧٩) حدیث ۔ ایضًا

**[હદીષ : ૭૯]**

عَنْ سَلْمَةَ هُوَابْنُ الْاَكْوَعِ قَالَ سَمِعْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*સલ્મા ઈબ્ને અકવઅ[1] رضی اللہ عنہ એ કહ્યું, મેં નબી ﷺ ને એવું ફર્માવતાં સાંભળ્યા,*

يَقُوْلُ، مَنْ يَقُلْ عَلَيَّ مَالَمْ اَقُلْ فَلْيَتَبَوَّأْ مَقْعَدَهُ مِنَ النَّارِ

*જેણે મારી તરફ સંબંધિત કરીને તે વાત કહી જે મેં નથી કહી તે પોતાનું ઠેકાણુ જહન્નમ બનાવી લે.*

રિવાયત કર્યું કે અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેરે ફર્માવ્યું, મને મારા વાલિદ હઝરત ઝુબેરના હદીષ કમ બયાન કરવાના વિશે તકલીફ હતી, તેના વિશે મેં તેમને પૂછયું તો ફર્માવ્યું, હે બેટા ! મારા તથા હુઝૂરના વચ્ચે જે સંબંધો છે તે તમે જાણો છો, તેમની ફોઈ સફિય્યા મારી માં છે અને તેમની પત્ની ખદીજા મારી ફોઈ અને તેમનાં વાલિદા આમિના મારાં દાદી, હાલા બિન્તે વહબ બહેન છે. તમારી માં અને તેમની અહલિયા આઈશા બહેન છે, પરંતુ કેમ કે મેં હુઝૂરથી આવું સાંભળ્યું છે એટલા માટે હદીષ ઓછી બયાન કરું છું.

**૪. હઝરત ઝુબેરની સાવધાનીનો મુદ્દો :** હઝરત ઝુબેર رضی اللہ عنہ નો મક્સદ એ છે કે અધિક પ્રમાણમાં હદીષો બયાન કરવામાં ખતાનો અંદેશો છે એટલા માટે સાવચેતી વર્તુ છું. જો કે ઈરાદાપૂર્વક જૂઠ સંબંધિત થાય તો હરામ તથા ગુનોહ છે અને ગલતીથી કે ખતાથી જો જૂઠ કહેવાય જાય તો માફ છે, પણ જો કોઈને અધિક પ્રમાણમાં હદીષ બયાન કરવામાં અંદેશો હોય તો જરૂર અધિક પ્રમાણમાં હદીષો બયાન કરવી મના છે. એમાં મહાન ખરાબી એ છે કે લોકો ષિક્હની રિવાયત પર ભરોસો કરીને તેને કબૂલ કરશે, તેના પ્રમાણે એ'તેકાદ રાખશે, તેના પર અમલ કરશે. જ્યારે કે આ એ'તેકાદ તથા અમલ એવી વાત પર થશે જે રસૂલુલ્લાહે નથી ફર્માવી. એટલા માટે સાવધાન સહાબાએ અધિક પ્રમાણમાં હદીષો બયાન કરવાથી પરહેઝ કર્યો. રહી ગયા પુષ્કળ હદીષો વર્ણન કરનારા તો તેમને પોતાની યાદશક્તિ પર વિ□ાસ અને ખાત્રી હતી, બયાન કરવામાં તેમને ખતાનો અંદેશો ન હતો એટલા માટે બયાન કરી. અથવા એ કે એમની ઉમરો અધિક થઈ જેથી નવા નવા બનાવો તથા પ્રસંગો પેદા થયા અને લોકોએ તેમને સવાલો કર્યા અને સવાલ કરવામાં આવતાં ઈલ્મને છુપાવવું હરામ છે એનાથી બચવાના માટે તેમને જે યાદ હતુ તે ફર્માવી દીધું.

**હુઝૂર પર ઈરાદાપૂર્વક જૂઠ સંબંધિત કરવું હરામ :** અહીં મુતઅમ્મદન્ નથી પરંતુ ઈબ્ને માજહ અને ઈસ્માઈલની રિવાયતમાં મુતઅમ્મદન્ છે અને નિશ્ચિત છે કે ધમકી એ સંજોગોમાં છે જ્યારે કે ઈરાદાપૂર્વક જૂઠ સંબંધિત કરવામાં આવે. એના પર ઈજમાઅ છે કે આ બારામાં પણ ખતા તથા ભૂલ માફ છે.

### સમજૂતી : ૭૯

**૧. સલ્મા બિન અક્વઅ** رضی اللہ عنہ **:** આ ઘણા જ સખી, બહાદુર, નિષ્ણાત તિરંદાઝ અને ફાઝિલ હતા. બયઅતુર્રિદ્વાનમાં શરીક થયા. તેમણે ત્રણ વાર બયઅત કરી, શરૂમાં દરમ્યાનમાં અને આખરમાં. આ જ તે બુઝુર્ગ છે જેમની સાથે વરૂએ વાત કરી. એવું બન્યું કે તેમણે એક વરૂને જોયું કે તે હરણ પકડેલ છે તો તેમણે વરૂનો પીછો કર્યો અને તેનાથી હરણ છોડાવી લીધું. એના પર વરૂએ કહ્યું, તને ખરાબી થાય ! મારો અને તારો શો હાલ છે ? અલ્લાહે મને રિઝ્ક આપ્યું તો તેને તેં છીનવી લીધું ?! જ્યારે કે એ તારો માલ નથી ! આ સાંભળીને એમણે કહ્યું, હે અલ્લાહના બંદાઓ ! આ કેટલી વિચિત્ર વાત છે કે વરૂ વાત કરી રહ્યું છે ?! તો વરૂએ કહ્યું, એનાથીય વિચિત્ર વાત એ છે કે ખજૂરોમાં અલ્લાહના રસૂલ છે જેઓ તમને અલ્લાહની ઈબાદતની તરફ બોલાવે

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ، عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ

*હઝરત અબૂ હુરરૈહ્ رضی اللہ عنہ એ રિવાયત કરી કે નબી ﷺ એ ફર્માવ્યું,*

છે અને તમે મૂર્તિઓની ઈબાદત પર અડીને બેઠા છો ! આ સાંભળીને સલમા ખિદમતે અક્દસમાં હાજર થઈને ઈસ્લામથી પાવન થયા.

મિશ્કાતમાં પણ એક વરૂના વાત કરવાનો પ્રસંગ છે જેમાં એ છે કે એક યહૂદી ચરવાહાની સાથે આ પ્રસંગ ઉપસ્થિત થયો. અને વરૂએ એવું કહ્યું, એનાથી વિશેષ આશ્ચર્ય એ છે કે એક સાહબ આ બે પહાડીઓની વચ્ચે રણમાં છે જે તમને એ તમામ વાતોની ખબર આપે છે જે ગુજરી ચૂકી અને તે તમામ વાતોની પણ જે તમારા બાદ થશે. એ યહૂદીએ ખિદમતમાં આવીને જણાવી દીધું અને મુસલમાન થઈ ગયો. હુઝૂરે અક્દસ ﷺએ તેને સમર્થન આપ્યું અને ફર્માવ્યું : આ કિયામતની નિશાનીઓમાંથી છે. ઘણો જ જલ્દી તે સમય આવનારો છે કે માણસ જ્યારે પોતાના ઘરે પાછો ફરશે તો તેના જોડા અને તેનો કચરો બતાવશે કે તમારા ઘરેથી ગયા પછી ઘરવાળાંઓએ શું કર્યું ? *(મિશ્કાત મો'જિઝાત, ભાગ–૨, પેજ–૫૪૧)*

હઝરત સલમાએ મદીના પાકમાં હિ.સ. ૭૪માં ૮૦ વરસની વયે વિસાલ ફર્માવ્યો. તેમનાથી ૭૭ હદીષો રિવાયત પામી છે. ૧૬સર્વ સંમતિવાળી, પાંચ અફરાદ બુખારીએ અને નવ અફરાદ મુસ્લિમથી છે.

★ બુખારીમાં ૨૦થી અધિક એવી હદીષો છે જેને ثلاثیات 'ષલાષિયાત' કહે છે એટલે કે તેમની સનદો ખૂબ જ સંક્ષિપ્ત છે. ઈમામ બુખારી અને હુઝૂર ﷺની વચ્ચે કેવળ ત્રણ રાવીઓ છે. આ હદીષ 'ષલાષિયાત'માં સૌથી શ્રેષ્ઠ છે.

**રિવાયત બિલ્મઅના** : જે લોકો રિવાયત બિલ્ મઅના જાઈઝ નથી માનતા તે લોકો આ હદીષથી દલીલ કરે છે એટલા માટે કે કૌલ શબ્દો તથા અર્થના સમૂહને કહે છે. જો શબ્દ બદલાઈ ગયો તો અયન તેવો જ કૌલ ન રહ્યો. પરંતુ જમહૂર બિલ મઅના રિવાયતને જાઈઝ માને છે. અને એ જ સહીહ છે. અને આ હદીષની સ્પષ્ટતા એ પ્રમાણે કરે છે કે મુરાદ એ છે કે શબ્દ એવો બદલી નાખે કે અર્થનો અનર્થ થઈ જાય એ હરામ છે. આ મતભેદ છતાં સૌની એના પર એકમતિ છે કે શબ્દસઃ રિવાયત ઉલા છે.

## સમજૂતી : ૮૦

**શાબ્દિક અર્થ** : કોઈ ચીજના ખાસ નામથી જો તારીફ કે બડાઈ જાહેર થાય તો તેને લકબ કહે છે, જેમ કે સદરુશ્શરીઅહ, મુફતીએ આ'ઝમે હિંદ. નહીં તો જો તેના શરૂમાં اب (અબ) કે ام (અમ) હોય તો કુન્નિયત (ઉપનામ) છે. જેમ કે અબૂબક્ર, અબૂ હફસ નહીં તો નામ છે જેમ કે ઉમર, ઉષ્માન. **شیطان** શૈતાન અથવા તો શાત (شاط) હલક (هلك)થી નીકળેલ છે. એના આધારે આ ફઅ્લાનના વજન પર થશે. તેમાં અલિફ, નૂન વધારાનાં થશે. એ ગૈર મુન્સરિફ થશે. શયૂતન ( ) અર્થાત "બઅદ"થી નીકળેલ છે જેથી એ ફીઆલના વજન પર થશે, તેનું નૂન અસલી ગણાશે. એના આધારે તે મુન્સરિફ થશે. જિન, ઈન્સાન, જાનવરોમાં જે ખુંખાર મૂઝી હોય તેને શૈતાન કહે છે. અહીં મુરાદ મશ્હૂર તથા પ્રખ્યાત શૈતાન છે.

**૧. નામે પાક તથા કુન્નિયતનો હુકમ** : હુઝૂરે અકદસ ﷺની હયાત મુબારક સુધી એ હુકમ હતો કે નામ નામી અને કુન્નિયત મુબારક અબુલ કાસિમ કોઈએ રાખવી જાઈઝ નથી. એનો સબબ એ હતો કે

وَسَلَّمَ قَالَ تَسَمَّوْا بِاِسْمِىْ وَلَا تَكْتَنُوْا بِكُنْيَتِىْ وَ مَنْ رَاٰنِىْ فِى الْمَنَامِ فَقَدْ رَاٰنِىْ

*મારા નામ પર નામ રાખો અને મારી કુન્નિયત (ઉપનામ) પર કુન્નિયત ન રાખો[1]. જેણે મને ખ્વાબમાં જોયા*

فَاِنَّ الشَّيْطَانَ لَا يَتَمَثَّلُ فِىْ صُوْرَتِىْ . وَمَنْ كَذَبَ عَلَىَّ مُتَعَمِّدًا فَلْيَتَبَوَّاْ[2]

*તેણે નિઃશંક ! મને જોયો[2], એટલા માટે કે શૈતાન મારી સૂરત (સ્વરૂપ) અપનાવી નથી શક્તો. અને જે મારા*

مَقْعَدَهٗ مِنَ النَّارِ

*પર ઈરાદાપૂર્વક જૂઠ બાંધે (સંબંધિત કરે) તે પોતાનું ઠેકાણું જહન્નમ બનાવી લે.*

*(બુખારી મનાક઼િબ કુન્નિયતુન્નબી ﷺ, મુસ્લિમ, તિર્મિઝી)*

યહૂદી અબુલ ક઼ાસિમ કુન્નિયત રાખતા હતા. હુઝૂરે અક઼દસ ﷺને જોતા તો પોકારતા હે અબુલ ક઼ાસિમ ! જ્યારે ધ્યાનિત થતા તો કહેતા કે તમને નથી બોલાવ્યા ! જેમ કે સહીહેન તથા તિર્મિઝીમાં છે કે એક શખ્સે આં હુઝૂરને જાઈને કહ્યું, હે અબુલ ક઼ાસિમ ! જ્યારે હુઝૂર ધ્યાનિત થયા તો તે ગુસ્તાખે કહ્યું, તમને નહીં, ફલાણાને બોલાવ્યો હતો. *(ઈમામ બુખારી, અદબ, મુસ્લિમ મુક઼દ્દમા)* એના પર ફર્માવ્યું, મારા નામ પર નામ રાખો, કુન્નિયત ન રાખો, એટલા માટે મના કરી આપ્યું. નામ નામી પર નામ રાખવાની હયાત મુબારકમાં પણ ઈજાઝત હતી પણ અબૂ દાઊદ શરીફ[3]માં છે કે ફર્માવ્યું :–

**مَنْ تسمّٰى باسمى فلا يتكنى بكنيتى وَمَن تكنّٰى بكُنتى فلا تسم باسمى** ''જો મારું નામ રાખો તો મારી કુન્નિયત ન રાખશો અને જો મારી કુન્નિયત રાખો તો મારું નામ ન રાખશો.''

તેમ જ તિર્મિઝી[5]માં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી મરવી છે :–

**اِنَّ النَّبِىَّ صَلّٰى اللّٰه تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ نَهٰى ان يجمع احدبين اسمه وكنيته ويسمى احمدا اباالقاسم**

''નબી ﷺએ પોતાનું નામ અને કુન્નિયત ભેગાં કરવાથી મના ફર્માવ્યું અને એનાથી પણ કે જેનું નામ મુહમ્મદ હોય તેની કુન્નિયત અબુલ ક઼ાસિમ રાખવામાં આવે.''

એનાથી જાહેર છે કે બંનેને ભેગાં કરવું મના હતું. કેવળ મુહમ્મદ નામ રાખવું અથવા કેવળ અબુલ ક઼ાસિમ કુન્નિયત રાખવાની મનાઈ ન હતી અને બુખારીની આ હદીષ પરથી જણાય છે કે નામ રાખવાની ઈજાઝત હતી અને મનાઈ કુન્નિયત રાખવા સાથે ખાસ હતી. આ પ્રકારનો જે પણ હુકમ હતો તે કેવળ હયાત મુબારક સુધી સીમિત હતો, વિસાલ બાદ નામ નામી અને કુન્નિયત મુબારકા બંનેને ભેગાં કરવાં ખૂદ હુઝૂરે અક઼દસ ﷺની ઈજાઝતથી સાબિત છે, જેમ કે અબૂ દાઊદમાં છે કે હઝરત અલીએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! જો હુઝૂર બાદ મારે પુત્ર પેદા થાય તો તેનું નામ હુઝૂરના નામ પર અને તેની કુન્નિયત હુઝૂરની કુન્નિયત પર રાખું ? ફર્માવ્યું, ઈજાઝત છે. અલીએ મુહમ્મદ બિન હુઝૈફાનું નામ મુહમ્મદ અને કુન્નિયત અબુલ ક઼ાસિમ રાખી.

**૨. ખ્વાબમાં ઝિયારત** : આ હદીષ એની દલીલ છે જે નસીબદાર ખ્વાબમાં હુઝૂરે અક઼દસ ﷺની ઝિયારતથી મુશર્રફ થાય તેણે હુઝૂરની જ ઝિયારત કરી. હુઝૂરની ઝિયારતનો મતલબ એ છે કે હુલીયા મુબારકા નકલ થયેલ છે એના પ્રમાણે જુએ. એટલા માટે ઝિયારતના શોખીનો માટે જરૂરી છે કે હુલિયા મુબારક (દેખાવ) યાદ રાખે. જેવી રીતે શૈતાન હુઝૂરે અક઼દસ ﷺની જેવી સૂરત નથી બનાવી શક્તો એવી જ કોઈ નબીની શકલ નથી અપનાવી શક્તો. એટલા માટે ખ્વાબમાં જો કોઈ નબીની ઝિયારત થાય અને તેમના નકલ થયેલા હુલિયા પ્રમાણે હોય તો તેણે ખરેખર તે નબીની ઝિયારત કરી. આ હદીષ مَن كذب عَلَىَّ ---- الخ (મન કઝિબ અલૈય......છેવટ સુધી) સહીહ એ છે કે મુતવાતિર છે. અલ્લામા અયની અને અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે

## حديث۔ هل عندكم كتاب (٨١)

**[હદીષ : ૮૧] ''ઈલ્મ વિશે''**

عَنْ اَبِیْ جُحَیْفَةَ قَالَ قُلْتُ لِعَلِیٍّ هَلْ عِنْدَكُمْ كِتَابٌ قَالَ لَا۔ اِلَّا كِتَابُ

*અબૂ હુજૈફા[1] એ કહ્યું, મેં હઝરત અલીને પૂછયું, શું તમારી પાસે કોઈ કિતાબ છે ? ફર્માવ્યું, નથી[2], કેવળ*

આ સો સહાબાથી મરવી છે. ઈમામ નવવીથી મન્કૂલ છે કે બસો સહાબાથી મરવી છે જો કે અમુકમાં આ ખાસ ચેતવણી નથી. ઈમામ બુખારીએ અહીં પાંચ સહાબાથી રિવાયત કરી. તે ઉપરાંત જનાઈઝમાં મુગીરા ઈબ્ને શઅબાથી અખ્બારે બની ઈસ્રાઈલમાં, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરથી મનાક઼િબમાં વાષિલા બિન અસ્કઅ رضی اللہ عنہمથી પણ રિવાયત કરી.

અલ્લામા ઈબ્ને હજરની તેહકીક પ્રમાણે નીચે પ્રમાણેની હદીષો પણ મુતવાતિર છે :–

(૧) **من نبی لله مسجداً نبی الله له بیتًا فی الجنة** (૨) મસહ ખફ઼ીન (૩) રફ઼એ યદૈન (૪) હદીષે શફ઼ાઅત (૫) હદીષે હૌઝ (૬) હદીષે રૂયતે બારી (૭) અલઉમ્મતુ મિન કુરૈશ (૮) હદીષે મિસ્વાક પણ એમાં હસ્ર (સીમા) નથી એ ઉપરાંત અન્ય પણ હદીષો મુતવાતિર છે.

**સુંદર ક્રમ :** ઈમામ બુખારીએ પ્રથમ હઝરત અલીની હદીષ વર્ણવી જે પ્રકરણનો હેતુ છે પછી હઝરત ઝુબૈરની. જેનાથી માલૂમ પડે છે કે સહાબાએ કિરામ હુઝૂરની તરફ ગલત વાત સંબંધિત કરવાથી કેટલા ડરતા હતા અને કેટલા બચતા હતા, પણ એનાથી જાહેરી રીતે એ શંકા થતી હતી કે અધિક પ્રમાણમાં હદીષ બયાન કરવી બુરું છે, તેના નિવારણ માટે હઝરત અનસના હદીષ વર્ણવી જે પુષ્કળ પ્રમાણમાં હદીષ વર્ણન કરનારાઓમાંથી છે. જેનાથી એ વાત સ્પષ થઈ ગઈ કે અધિક પ્રમાણમાં હદીષો બયાન કરવી તે વખતે મના છે. જ્યારે કે ખતાનો ડર હોય, નહીં તો પસંદીદા છે. પછી ખત્મ હઝરત અબૂ હુરૈરહ્‌ની હદીષ પર ફર્માવ્યું જેનાથી સાબિત થાય છે કે હુઝૂર ﷺ પર જૂઠ બાંધવું કોઈપણ રીતે મના છે. ચાહે જૂઠ આમ જ બાંધે કે જાગૃતાવસ્થામાં ફર્માવ્યું અથવા એ કે ખ્વાબમાં ફર્માવ્યું. એ સાબિત થઈ ગયું કે જેણે ખ્વાબમાં ઝિયારત નથી કરી અને પછી કહે કે મેં ઝિયારત કરી એ પણ હરામ છે કે એ પણ એક પ્રકારનું જૂઠ બાંધવું છે.

### સમજૂતી : ૮૧

**૧. અબૂ હુજૈફા** رضی اللہ عنہ **:** પ્રથમ હર્ફ **جیم** (જીમ) પેશ સાથે પછી **حاء** (હા) ઝબર સાથે. તેમનું નામ વહબ ઈબ્ને અબ્દુલ્લાહ સવાલી છે. એઓ કૂફ઼ાના રહેવાસી સગીર સહાબામાંથી છે. હુઝૂરે અક઼દસ ﷺના વિસાલના સમયે હજી બાલિગ પણ થયા ન હતા. હઝરત અલીના ઘણા જ ખાસ વિ□ાસુ હતા. હઝરત અલી સાથે સર્વ જંગોમાં રહ્યા. તેમને કૂફ઼ાના બયતુલ માલના અમીન બનાવ્યા હતા. હિ.સ. ૭૨માં વિસાલ ફર્માવ્યો. તેમના થકી ૪૫ હદીષો રિવાયત પામી છે. બે બુખારી અને મુસ્લિમ બંનેએ, બે કેવળ બુખારીએ અને ત્રણ કેવળ મુસ્લિમે રિવાયત કરી છે.

**૨. શીઆઓની રદ :** શીઆ એવું ગુમાન કરતા હતા કે રસૂલુલ્લાહ ﷺએ હઝરત અલીને કાંઈક ખાસ વહીનાં રહસ્યો પત્રોના રૂપમાં અતા ફર્માવ્યાં છે જેની કોઈને ખબર નથી. એના પર જુહૈફ઼ાએ આ સવાલ કર્યો હતો. તેમના સિવાય હઝરત અલીથી આ સવાલ ક઼ૈસ ઈબ્ને એબાદ અને અશ્તર નખઈએ પણ કર્યા હતા. સૌને આ જ જવાબ મળ્યો. અલ્બત્ત સહીફ઼ાની તફ઼સીલમાં કાંઈક અધિક્તા ક્યાંક ક્યાંક છે. એ સહીફ઼ાથી મુરાદ એક પત્ર છે જેને હઝરત અલી كرم الله تعالیٰ وجهه الكریم પોતાની તલ્વારની મ્યાનમાં રાખતા હતા. તેમાં આ ત્રણ વાતો સિવાય અન્ય પણ લખાણ હતું. દા.ત. એ કે મદીના પણ હરમ છે. જે અલ્લાહના સિવાય કોઈ અન્ય નામ પર ઝબહ કરે

اللہ او فہم اعطیہ رجل مسلم او ما فی ھذہ الصحیفۃ قال قلت

*કિતાબુલ્લાહ અથવા દાનાઈ જે મુસલમાનોને અતા કરવામાં આવી. અથવા જે આ સહીફામાં છે.*

وما فی ھذہ الصحیفۃ قال العقل وفکاک الاسیر ولا یقتل مسلم بکافر

*મેં પૂછયું, એ શું છે ? ફર્માવ્યું, અક્લ (દિયતના હુકમો)[3] તથા કેદી આઝાદ કરવા(ની તરગીબ)*

*અને એ છે કે કોઈ મુસલમાનને કાફિરના બદલે કત્લ ન કરવામાં આવે.*

*(બુખારી જેહાદ, મુસ્લિમ, અબૂ દાઊદ, દિયાત (૧૧, ૧૪૭) તિર્મિઝી દિયાત, નિસાઈ કિસામા (૧૪, ૯) ઈબ્ને માજહ દિયત (૨૧) દારમી (૫) મુસ્નદે ઈમામ અહમદ)*

(۸۲) حدیث۔ حضرت ابو ہریرہ مکثرین حدیث میں سے ہیں

**[હદીષ : ૮૨] "અબૂ હુરૈરહ્ સૌથી અધિક હદીષ વર્ણવનાર"**

سمعت اباھریرۃ رضی اللہ تعالی عنہ یقول ما من اصحاب النبی صلی

*હઝરત અબૂ હુરૈરહ્ ફર્માવે છે, સહાબામાં કોઈ મારાથી વિશેષ હદીષવાળો નથી[1]*

તેના પર અલ્લાહની લઅનત, મો'મિનનાં ખૂન સમાન છે તેના જિમ્માને પૂરો કરવા માટે અદના પણ કોશિશ કરશે, ઝકાતની માત્રા. કેમ કે સવાલનો હેતુ એ હતો કે તમારી પાસે કોઈ ખાસ કિતાબ છે જેમાં રહસ્યો હોય જેની કોઈને ખબર નથી ? ફર્માવ્યું, કોઈ કિતાબ મારી પાસે નથી, આ એક પત્ર છે પણ એમાં રાઝની કોઈ વાત નથી, જે સૌ મુસ્લિમો જાણે છે એ જ વાતો એમાં છે. રાવીઓને જે યાદ રહ્યું તે વર્ણવી આપ્યું. એનાથી રાફઝીના તે કૌલનો પણ રદિયો થઈ ગયો, જે તેઓ કહે છે કે કુર્આન મજીદ મુહર્રફ છે એમાં એઅરાફ બદલી નાખવામાં આવ્યા છે. આયતોને આગળ પાછળ કરી દેવામાં આવી છે અને તેના કેટલાક હિસ્સા ગાયબ કરી દેવામાં આવ્યા છે, અસલ કુર્આન ગૈર મુહર્રફ સંપૂર્ણ હઝરત અલીની પાસે હતું જે તેમના પછી હાથો હાથ માસૂમ ઈમામોની પાસે રહ્યું જેને ઈમામ ગાઈબ લઈને سر من رای (સરમનરા)ની ગુફામાં ગાયબ થઈ ગયા. કેમ કે હઝરત અલીની પાસે કોઈ અન્ય કુર્આન હોત તો પોતાના આ ખાસ વિ□ાસુઓને જરૂર બતાવી આપત.

**3.** العقل (અલ્ અક્લ) એનાથી મુરાદ દિયત છે એટલે કે ખૂનનો બદલો, કત્લનો બદલો. عَقَلَ (અક્લ)નો અર્થ રસ્સી વડે ઊંટ બાંધવું. દિયતનાં ઊંટો લાવીને કત્લ થનારના ઘરે લાવીને બાંધવામાં આવતાં હતાં એના અનુસંધાનમાં દિયતને عقل (અક્લ) અને જે લોકો પર દિયત વાજિબ થાય છે તેમને આકિલા કહે છે. તેની સંપૂર્ણ વિગત કિતાબુદ્દિયાતમાં આવશે.

**સમજૂતી : ૮૨**

**૧.હદીષ લખવાનો પ્રારંભ** : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہما એ હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم થી હદીષ લખવાની ઈજાઝત માંગી તો હુઝૂરે ઈજાઝત આપી દીધી એટલા માટે તે લખ્યા કરતા હતા અને મૌખિક પણ યાદ કરતા હતા. તેમણે ફર્માવ્યું, મેં હજાર હદીષ યાદ કરી છે પણ તેમ છતાંય હઝરત અબૂ હુરૈરહથી ૫૩૦૦ હદીષો મરવી છે અને તેમના થકી ૮૦૦ માણસોએ હદીષ હાંસલ કરી અને અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રથી કેવળ ૭૦૦ મરવી છે તેનો સબબ એ છે કે એઓ થોડાક દિવસ તાઈફમાં રહ્યા અને પછી મિસ્ર જઈને વસી ગયા. તદ્ઉપરાંત એઓ ઈબાદતમાં વધારે સમય ગુઝારતા રહ્યા હતા, ત્યાં એનો મોકો કમ હતો. શારેહીને એક સબબ એ પણ લખ્યો છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રને અહલે કિતાબની કેટલીક કિતાબો મળી ગઈ હતી તે

اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اَحَدٌ اَکْثَرُ حَدِیْثًا عَنْہُ مِنِّیْ اِلَّا مَا کَانَ مِنْ عَبْدِ اللّٰہِ

સિવાય અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરના.

بْنِ عَمْرٍو فَاِنَّہٗ کَانَ یَکْتُبُ وَلَا اَکْتُبُ علہ

એટલા માટે કે તેઓ લખી લેતા હતા અને હું લખી લેતો નથી[૨]. (તિર્મિઝી ઈલ્મ, મનાક઼િબ, નિસાઈ મનાક઼િબ)

## ۸۳ حدیث قرطاس

## [હદીષ : ૮૩] "લખાણ વિશે હદીષ"

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ لَمَّا اشْتَدَّ بِالنَّبِیِّ صَلَّی اللّٰہ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رَضِیَ اللّٰہُ عَنْہُمَا એ કહ્યું, કે જયારે નબી صلی اللہ علیہ وسلم નો મર્ઝ સખ્ત થઈ ગયો

એનો અભ્યાસ કરતા અને લોકોને બયાન કરતા એટલા માટે તાબઈનની એક જમાઅતે એમનાથી હદીષ લેવાનું ત્યજી દીધું હતું. અને હઝરત અબૂ હુરૈરહ્ મદીના પાકમાં જ રહેતા હતા જે એ જમાનાના ઈલ્મે હદીષના શોખીનોનું મહાન કેન્દ્ર હતું. તેમજ હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلم એ તેમની યાદ શક્તિ એટલી મજબૂત કરી આપી હતી કે જે સાંભળતા તે કદી ન ભૂલતા, જેમ કે હમણા આવી રહ્યું છે એટલા માટે અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રની પાસે લખવા છતાં એટલો ખજાનો જમા ન થઈ શક્યો જે તેમની યાદશક્તિમાં મૌજૂદ હતો. રહી ગયું હઝરત અબૂ હુરૈરહ્નું એ ફર્માવવું કે તે મારાથી અધિક હદીષવાળા છે, એ તેમણે પોતાના અંદાઝથી ફર્માવ્યું. તેમનો અંદાઝો એ જ હતો કે હું કેવળ યાદ રાખુ છું અને તેઓ લખે પણ છે અને મૌખિક યાદ પણ કરે છે તો તેમની પાસે અધિક હદીષો હશે.

**૨.** હઝરત અબૂ હુરૈરહ્એ આ નબવી યુગની વાત કરી છે, નહીં તો બાદમાં તેમણે પણ હદીષ લખવાનું શરૂ કરી આપ્યું હતું જેનો ઘણો જ મોટો ઝખીરો હતો. જેમ કે ફત્હુલ બારીમાં ઈબ્ને વહબના હવાલાથી છે : હુસૈન ઈબ્ને અમ્ર ઈબ્ને ઉમૈયાએ કહ્યું, હઝરત અબૂ હુરૈરહ્ મારો હાથ પકડીને પોતાના ઘરે લઈ ગયા અને ઘણી કિતાબો બતાવી અને ફર્માવ્યું, જુઓ ! આ મારે ત્યાં લખેલી રાખી છે.

આ હદીષથી સાબિત થયું કે હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلم ના યુગ મુબારકથી હદીષોને લખવાનું શરૂ થઈ ચૂક્યું છે. એ ઉપરાંત અન્ય તરીકાઓથી પણ સાબિત છે. તેની વિગત પ્રસ્તાવનામાં આવી ગઈ.

### સમજૂતી : ૮૩

**પરિપૂર્ણતા** : આ હદીષ આ ઉપરાંત બુખારીમાં સાત જગાએ આવેલી છે. તે સર્વ રિવાયતોનો સાર એ છે કે વિસાલથી ચાર દિવસ પહેલાં જુમેરાતે બીમારીમાં ખૂબ જ સખ્તી થઈ ગઈ, એ હાલતમાં હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلم એ હાજરજનોને ફર્માવ્યું કે લખવાનો સામાન લાવો, હું એવી વાત લખાવી દઉં જેના પછી તમે કદી ગુમરાહ ન થઈ શકો. બીમારીની સખ્તીનો જે હાલ હતો એને જોતાં હઝરત ઉમરે ફર્માવ્યું, અલ્લાહની કિતાબ આપણા માટે પૂરતી છે. એના પર મતભેદ પડયો, કેટલાક લોકો કહેતા હતા કે લખવાનો સામાન લાવવામાં આવે અને કેટલાક લોકો કહેતા હતા કે નહીં. કેટલાક લોકોએ કહ્યું કે શું હુઝૂરે આપણને છોડી દીધા ? હુઝૂરને પૂછો. આપસની તકરારથી હુઝૂરને તકલીફ થઈ અને ફર્માવ્યું, તમે લોકો ચાલ્યા જાવ ! *(અયની, ભાગ–૨, પેજ–૧૭૧)* મુસ્નદે ઈમામ અહમદમાં છે કે આ સંબોધન આમ ન હતું, ખાસ હઝરત અલીને ફર્માવ્યું હતું કે કિતાબતનો (લખાણનો) સામાન લાવો. એક રિવાયત બીજીની તફસીર હોય છે. એનાથી સાબિત કે આ રિવાયતમાં

تعالى عليه وسلم وجعه قال ائتوني بكتاب اكتب لكم كتابا لا تضلوا

*તો ફર્માવ્યું, લખવાનો સામાન લાવો ! હું એવું લખાણ લખી દઉં જેના પછી તમે ગુમરાહ ન થઈ શકો.*

بعده قال عمر رضي الله تعالى عنه ان النبي صلى الله تعالى عليه وسلم

*હઝરત ઉમરે કહ્યું કે નબી ﷺ પર બીમારીનો ગલ્બો છે અને આપણી પાસે અલ્લાહની કિતાબ (કુર્આન)*

غلبه الوجع وعندنا كتاب الله حسبنا فاختلفوا وكثر اللغط قال قوموا

*મૌજૂદ છે પૂરતી છે[1] એના પર હાજરજનોમાં મતભેદ ઉભો થયો અને વાતો વધી તો ફર્માવ્યું, મારી પાસેથી*

શબ્દ જો કે આમ છે પણ અહીં પણ સંબોધન હઝરત અલીને જ છે.

**શંકાઓ અને તેનું નિવારણ :** આ હદીષમાં બીજા ઠેકાણાઓ પર શબ્દ اهجر એ ની સાથે આવેલ છે, هجر નો અર્થ સરસામી (માથામાં સોજો થવાની) કૈફિયતનો પણ છે. રાફઝીઓએ જોડી દીધું કે એનો અર્થ એ જ છે કે હાજરજનોએ કહી દીધું કે હુઝૂરને સરસામ થઈ ગયો, પાગલપનની હાલત છે. એટલાથી જ બસ નથી બલ્કે તેને જબરદસ્તી હઝરત ઉમરના માથે થોપી દીધું કે તેમણે કહી દીધું. આ બારામાં જેટલી પણ રિવાયતો છે કોઈમાં હઝરત ઉમરની તરફ આ કૌલ સંબંધિત નથી, સૌમાં એ જ છે : قالوا (ક઼ાલૂ) વિચારવાની એ વાત છે, જે કાંઈ હઝરત ઉમરે કહ્યું, તેને قال عمر (ક઼ાલ ઉમર)થી બયાન કર્યું, અને જો આ પણ હઝરત ઉમરનું કથન હોત તો કઈ વાત આડ હતી કે હઝરત ઈબ્ને અબ્બાસ તેને હિંમતભેર ન બયાન કરતા કે હઝરત ઉમરે આવું કહ્યું. હઝરત ઉમરના કૌલને قال عمر (ક઼ાલ ઉમર)થી અને એને قالوا (ક઼ાલૂ)થી તાબીર કરીને બતાવી દીધું કે એ હઝરત ઉમરનો કૌલ ન હતો. બીજું હાજરજનોમાંથી કોઈએ કેવું કહ્યું હતું. રાફઝીઓ વરસો વરસથી તલાશ કરતા રહ્યા છે કે ક્યાંક મળી જાય કે આ ઉમરનો કૌલ છે, પણ હજી સુધી તો મળ્યો નથી તો ભાવિમાં શું મળશે ? રહી ગયું એ કે અહીં هجر(હજર)નો અર્થ પાગલપણુ છે અથવા છોડવું, તેનો ફેંસલો استفهموه (ઈસ્તફમૂહ)એ વર્ણન કરી આપ્યો. એટલે કે હુઝૂરને પૂછો. જેના પર પાગલપણુ છવાયેલ હોય તેને પૂછવાનો શો અર્થ ? એટલા માટે અહીં નિશ્ચિત છે કે هجر (હજર)નો અર્થ છોડવું જ છે. એટલે કે જ્યારે હુઝૂરે આવું ફર્માવ્યું તો હાજરજનોએ એ સમજી લીધું કે આ જુદાઈની પ્રતિ નિર્દેશ છે. તેમના પર ક઼યામત તૂટી પડી અને બેક઼રારીમાં કહેવા લાગ્યા, સરકારથી પૂછો કે શું હુઝૂરે અમને છોડી મૂક્યા ?! કે આવો ઈર્શાદ ફર્માવી રહ્યા છે નજીકના ભવિષ્યમાં જેનો ઝહૂર નિશ્ચિત હોય છે તેને માઝી (ભૂતકાળ)થી તાબીર કરવું સામાન્ય વાત છે, એટલા માટે ભૂતકાળ વાચક શબ્દ ઉપયોગમાં લીધો.

**૧.** રહી ગઈ એ વાત કે હુઝૂરના હુકમનું પાલન ન કરવામાં આવ્યું અને ખાસ કરીને હઝરત ઉમરે ન કરવા દીધું. એના સંબંધે ગુઝારિશ એ છે જ્યારે ફારૂકે આ'ઝમે અર્ઝ કરી, 'કિતાબુલ્લાહિ હસ્બુના' અને હુઝૂરે ફરીથી તલબ ન કર્યું તો એ દલીલ છે કે હઝરત ઉમરની વાત કબૂલ થઈ ગઈ અને હવે તે હુકમ બાકી ન રહ્યો. નહીં તો પ્રથમ હઝરત ઉમરની આ અર્ઝ 'કિતાબુલ્લાહિ હસ્બુના' પછી પણ જો હુકમનું પાલન ફર્ઝ હતું તો જ્યારે કે આ સંબોધન ખાસ હઝરત અલીથી હતું તો તેમણે શા માટે તેનું પાલન નથી કર્યું. બીજું એ કે ખૂદ હુઝૂરે અકદસ ﷺએ બીજીવારે કેમ ન ફર્માવ્યું કે, નહીં ! તો પણ લાવો ! ત્રીજુ એ કે એ વખતે હઝરત ઉમરને ભૂલના કારણે ખૌફ હતો, તેના ચાર દિવસ સુધી હુઝૂર જાહેરી હયાત સાથે રહ્યા. હઝરત ઉમરના ગયા પછી કેમ ન લખાવી દીધું. ચોથુ એ લાઝિમ આવશે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્ઝ તબલીગની અદાયગીમાં ઉણપ વર્તી બલ્કે લાઝિમ આવશે કે પૂરો દીન ઉમ્મત સુધી નથી પહોંચાડયો. પાંચમું એ કે જ્યારે પૂરો દીન ઉમ્મતને મૌખિક રીતે શીખવાડી

عَنِّي وَلَا يَنْبَغِيْ عِنْدِيَ التَّنَازُعُ فَخَرَجَ ابْنُ عَبَّاسٍ يَقُوْلُ إِنَّ الرَّزِيَّةَ

*ઉઠો! મારી પાસે ઝઘડો યોગ્ય નથી! આ હદીષ રિવાયત કર્યા બાદ ઈબ્ને અબ્બાસ એવું કહેતા નીકળ્યા કે*

كُلَّ الرَّزِيَّةِ مَا حَالَ بَيْنَ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَبَيْنَ كِتَابِهٖ

*બેશક! મુસીબત છે અને પૂરી મુસીબત જે નબી ﷺ અને તેમના આ લખાણના દરમ્યાન આડે આવી ગઈ.★*

દીધો તો શું વાંધો ઉપસ્થિત હતો કે આ મહત્વની વાતને પણ મૌખિક જ ન ફર્માવી દીધી. છતું એ લાઝિમ આવશે દીન અપૂર્ણ રહી ગયો. અને આ આયતે કરીમા **اليوم اكملتُ لكم دينَكُم**ની વિરુધ્ધ છે. વાત મૂળ એ છે કે સર્વ હવાઓ કેવળ ફારૂકે આ'ઝમની અદાવતમાં જ ઉડાડવામાં આવી રહી છે, નહીં તો જે ન્યાયપ્રિય વ્યક્તિ પણ હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના મર્તબાથી વાકેફ છે તે એની કલ્પના પણ નથી કરી શક્તો. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ સરકારે દોજહાં ﷺના વઝીર છે.

**مَامِنْ نَبِيِّ اِلَّاوَلَهٗ وَزِيْرانِ مِن اَهْلِ السَمَاءِ وَوَزِيْرَانِ مِنْ اَهْلِ الارض اماوزيراى من اَهْلِ السَمَاءِ فَجِبْرَئِيلُ وَميكائيل واماوزيراى من اهل الارض فابوبكروعمر**

"દરેક નબીના બે વઝીર આસ્માનવાળાઓમાં છે બે જમીનવાળાઓમાંથી, મારા આસ્માવાળાઓમાં બે વઝીર જિબ્રઈલ તથા મીકાઈલ છે. અને જમીનવાળાઓમાં અબૂબક્ર તથા ઉમર." *(તિર્મિઝી)*

વઝીરોને એ હક્ક છે કે પોતાની રાય પેશ કરે. અહીં પણ હઝરત ફારૂકે આ'ઝમે વઝીરની હૈસિયતથી રાય અર્ઝ કરી દીધી જેને હુઝૂરે કબૂલ ફર્માવી. વાત ખત્મ થઈ ગઈ. અને આ કાંઈ પ્રથમ મોકો જ ન હતો પચીસ મોકાઓ એવા છે કે જે કાંઈ ફારૂકે આઝમે અર્ઝ કરી તેના મુજબ અલ્લાહનો હુકમ નાઝિલ થયો, એમાં અમુક મોકા એવા પણ છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફારૂકે આ'ઝમની રાયની વિરુધ્ધ અમલ ફર્માવ્યો તો કુર્આન મજીદે ફારૂકે આઝમનીનું સમર્થન કર્યું, દા.ત. બદરના કેદીઓના મામલામાં એતાબ થયો. ફર્માવવામાં આવ્યું : **لَوْ لَاكِتَابٌ مِّنَ اللّٰهِ سَبَقَ لَمَسَّكُمْ فِيْمَا اَخَذْتُمْ عَذَابٌ عَظِيْمٌ** "જો અલ્લાહ પ્રથમથી એક વાત ન લખી ચૂક્યો હોત તો હે મુસલમાનો! તમે કાફિરોથી જે ફિદયાનો જે માલ લીધો એના પર ભારે અઝાબ આપત." (અન્ફાલ-૬૮)જ્યારે આ આયતે કરીમા નાઝિલ થઈ તો હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું :-

**لونزل عذب مَا نَجا مِنا الاعمربن خطاب وسعدبن معاذ** "જો ધારો કે અઝાબ ઉતરત તો ઉમર બિન ખત્તાબ અને સઅદ બિન મઆઝ સિવાય કોઈ ન બચત."

આવા સાહિબુર્રાય અને વિ□ાસુ વઝીરે કોઈ વાત અર્ઝ કરી અને તે કબૂલ થઈ ગઈ તો હવે વઝીર પર વાંધો અસલમાં સુલ્તાન પર વાંધો છે.

આ ચર્ચા પછી એ ચર્ચાની પણ જરૂરત બાકી ન રહી કે હુઝૂર શું લખાવવા ચાહતા હતા અને જો કોઈને એનો શોખ જ છે તો ચાલો, રાફઝી કહે છે કે હઝરત અલીની અફઝલ ખલીફાની સનદ લખાવવા ચાહતા તો અમે કહીશું કે હઝરત સિદ્દીકે અકબર માટે એ જ સનદ લખવી જોઈતી હતી. હઝરત અલીના માટે કોઈ પોઈંટ નથી મળતો પણ સિદ્દીકે અકબરના માટે તો સાબિત છે કે ઈર્શાદ ફર્માવ્યો :-

**ادعى لى ابا بكر اباكَ واخاكَ حتى اكتب كتابًا فانى اخاف ان يتمنّٰى ممّنٍ وَّيقولُ قائل انا اولٰى ويابى اللّٰه والمومنون الا ابابكر**

*★બુખારી જેહાદ, જવાઈઝુલ વફૂદ, વઈખ્રાજુલ યહૂદ મિન જમીરતુલ અરબ, મગાઝી, મરઝુન્નબી ﷺ બે તરીકાથી, એઅ્તેસામ, મુસ્લિમ વસાયા, નિસાઈ, ઈલ્મ વ તિબ્બ.*

## (۸۴) حدیث، رُبَّ کاسیۃ فی الدُّنیا عاریۃ فی الآخرۃ

**[હદીષ : ૮૪] "ઘણી દુનિયામાં પહેરવાવાળી આખેરતમાં નગ્ન હશે"**

عَنْ اُمِّ سَلَمَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا قَالَتْ اِسْتَیْقَظَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی

*ઉમ્મુલ મો'મિનીન ઉમ્મે સલ્મા[1] رضی اللہ عنہا એ ફર્માવ્યું, એક રાત નબી ﷺ*

"અબૂબક્ર તમારા વાલિદ તથા તમારા ભાઈને બોલાવો કે હું તેમના માટે લખી દઉં . મને અંદેશો છે કે કોઈ આરઝૂ કરનાર આરઝૂ કરે અને કહે હું સૌથી વિશેષ મુસ્તહિક્ છું, જો કે અલ્લાહ તથા મો'મિનો અબૂબક્ર સિવાય કોઈનાથી રાજી નથી." *(મુસ્લિમ, ભાગ–૨, પેજ–૨૭૩)*

આ જ લખાણ બુખારીમાં એ પ્રમાણે છે કે મેં ઈરાદો કરી લીધો હતો કે અબૂબક્ર અને તેમના પુત્રને બોલાવીને વલી અહદ બનાવું કે ક્યાંક કહેનારા કહે, ન અન્ય આરઝૂ કરાવાવાળા કરે, જ્યારે અલ્લાહ અને મો'મિનો અબૂબક્રના સિવાય કોઈને તેમના હોવા છતાં પસંદ કરશે નહીં." પછી થઈ શકે માં મોટી આવશ્યક્તા છે ! અમે કહીએ છીએ કે શક્ય છે કે હુઝૂર એવું જ લખાવવા ચાહતા હોય કે કિતાબુલ્લાહને પૂરતી સમજજો. અને જ્યારે ફારૂકે આ'ઝમે એ જ અર્ઝ કરી દીધું તો જરૂરત મેહસૂસ ન થઈ. આ જ હદીષના અંતે કિતાબુલ જેહાદ વગેરેમાં છે : **اخرجوا المشرکین من جزیرۃ العرب واجیزوا الوفود بنحو مما کنت اجیزھم۔** "મુશ્રિકોને અરબના દ્વિપથી કાઢી મૂકવા અને વફદોને એ પ્રમાણે બદલો આપજો જે પ્રમાણે હું આપતો હતો."

અને ત્રીજી વાત રાવીના દિમાગથી નીકળી ગઈ. શકય છે એ જ ત્રણ વાતો લખાવવા ચાહતા હતા. જ્યારે લખાણ કરવાનો સામાન ન આવ્યો તો ઝબાની (મૌખિક) ઈર્શાદ ફર્માવ્યો.

સલામતી એમાં છે કે "શક્ય છે કે" ના સહારે વાત વધારવામાં ન આવે.

આ હદીષથી કતઈ તૌર પર એ વાત સાબિત થઈ. ગઈ કે હુઝૂરે અક્દસ ﷺએ હઝરત અલીને પોતાના ખલીફા અફઝલ બનાવવાની વસિયત તો બહૂ જ દૂર છે ખલીફા બનાવવાની પણ કોઈ વસિયત ન લખી હતી ન કરી હતી.

રહી ગયું હઝરત ઈબ્ને અબ્બાસનું એ કહેવું કે "આ મોટી મુસીબત છે" એ તેમનો અંગત ભાવનામય પ્રભાવ છે, એમનાથી ઈલ્મ તથા સમજ અને દિયાનતમાં હઝરત ઉમર તથા હઝરત અલી અનંતગણા વધારે છે. તે હઝરાતના મુકાબલામાં ઈબ્ને અબ્બાસની વાત એકમતિએ મરજૂહ (ઓછા વજનવાળી) છે.

### સમજૂતી : ૮૪

**૧. ઉમ્મે સલ્મા** : આપ અઝવાજે મુતહ્હારાતમાંથી છે. તેમનું નામ રમલા હતું. એઓ પ્રથમ અબૂ સલ્માના નિકાહમાં હતાં. આ બંનેવ કદીમુલ્ ઈસ્લામ (ઈસ્લામમાં પૂરાણા) છે. અબૂ સલ્માની સાથે હબ્શાની બંને હિજરતો કરી પછી મદીના હિજરત કરી. મદીનામાં તે બંનેની ચાર ઔલદ થઈ. ઝયન, સલ્મા, ઉમર, દર્રા. અબૂ સલ્માના વિસાલ બાદ તેમની સાથે હુઝૂરે અક્દસ ﷺએ શવ્વાલ, હિ.સ. ૪માં નિકાહ કર્યા. યઝીદનો કબ્જો થતા સુધી જીવંત રહ્યાં. તેમને હુઝૂરે અક્દસ ﷺએ કરબલાની ખાક આપી હતી જે હઝરત ઈમામ હુસૈનની શહાદત વખતે લાલ થઈ ગઈ. એનાથી એમણે જાણ્યું કે હઝરત ઈમામ હુસૈન શહીદ થઈ ગયા. વિસાલના સમયે ઉમર મુબારક ૮૪ વરસની હતી. હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہએ નમાઝે જનાઝા પઢાવી. જન્નતુલ બકીઅમાં દફન થયાં. તેમનાથી ૩૭૯ હદીષો મરવી છે જેમાં ૧૩ સર્વસંમતિવાળી છે.

**૨.** કશહિનીની રિવાયતમાં انزل ઉન્ઝિલના બદલે انزل اللہ ઉન્ઝલલ્લાહ છે. ફિત્નાઓથી મુરાદ અઝાબ છે

عَلَيۡهِ وَسَلَّمَ ذَاتَ لَيۡلَةٍ، فَقَالَ سُبۡحَانَ اللّٰهِ مَا ذَا أُنۡزِلَ اللَّيۡلَةَ مِنَ الۡفِتَنِ

જાગી ઉઠયા તો ફર્માવ્યું, સુબ્હાનલ્લાહ ! આ રાતમાં કેટલા ફિત્ના નાઝિલ થયા ![2]

وَمَاذَا فُتِحَ مِنَ الۡخَزَائِنِ أَيۡقِظُوا صَوَاحِبَ الۡحُجَرِ، فَرُبَّ كَاسِيَةٍ فِي الدُّنۡيَا عَارِيَةٌ فِي الۡآخِرَةِ

અને કેટલા ખજાના ખુલ્યા, હુજરાવાળાઓને જગાડી દો[3] ઘણી દુનિયામાં પહેરવાવાળી આખેરતમાં નગ્ન હશે[4].

[(બુખારી તહજ્જુદ લિબાસ, અદબ, તિર્મિઝી ફિતન, મોઅત્તા લિબાસ (૮)]

## (૮૫) حديث ـ فان على رأس مائة سنة لا يبقى ممن هو على ظهر الارض احد

**[હદીષ : ૮૫] ''જેઓ આજે છે, સો વરસ પછી કોઈ રહેશે નહીં''**

اَنَّ عَبۡدَ اللّٰهِ بۡنَ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنۡهُمَا قَالَ صَلّٰى لَنَا النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى

અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہ એ કહ્યું, નબી ﷺ એ પોતાની હયાતના અંતિમ

અને ખજાનાઓથી મુરાદ ભલાઈ છે, ચાહે દીની હોય કે દુનિયાવી, ઈલ્મી હોય કે માલી, જેમાં તમામ ઈસ્લામી ફતહો દાખલ છે જે ઈસ્લામની કુવ્વતની વિશાળતા, તરક્કી, બકા તથા હિફાઝતનો સબબ બની. ઉતરવા અને ખુલવાથી મુરાદ એ છે કે ભાવિમાં જે થનાર હતું તેની ખબર ફરિશ્તાઓને આપી. તેને હુઝૂર ﷺ એ ખ્વાબમાં જાણી લીધી. એનો સમાનઅર્થી તે ઈર્શાદ છે કે હું વરસાદની જેમ ફિત્નાઓને ઉતરતા જોઈ રહ્યો છું. આ હદીષ એની દલીલ છે કે હુઝૂરે અક્દસ ﷺ ને અલ્લાહ ﷻ એ ગયબનો ઈલ્મ અતા કર્યો.

**૩.** હુજરાવાળાઓથી મુરાદ અઝવાજે મુતહ્હરાત (પાક બીવીઓ) છે. સંબોધન હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہا થી છે એટલા માટે કે લગભગ તેમની વારીનો દિવસ હતો. તેમને ખાસ કરીને એટલા માટે ફર્માવ્યું કે તે જ સામે હતાં અથવા يا ابدأ بنفسك وبمن تعول ના પ્રમાણે છે એટલે કે કોઈ પણ નેક અમલ હોય તેના પર પ્રથમ ખૂદ અમલ કરવો જોઈએ અને પોતાનાં ઘરવાળાંઓ પાસે કરાવવો જોઈએ.

એનાથી સાબિત થયું કે રાતમાં સૂતેલાઓને જગાડીને વઅઝ તથા નસીહત કરવી મુસ્તહબ છે, ખાસ કરીને જ્યારે કે કોઈ પરેશાનકર્તા તથા ખુશી દર્શાવતી વાત હોય. આશ્ચર્યમય વાત પર સુબ્હાનલ્લાહ ! અથવા અલ્લાહનો કોઈપણ ઝિક્ર કરવો મુસ્તહબ છે. રાતમાં આંખ ખુલે તો યાદે ઈલાહી કરવું મુસ્તહબ છે. દીની પેશ્વાએ જોઈએ કે પોતાના સંબંધીઓને એવી બુરાઈથી જેનો ખતરો હોય આગાહ કરે અને બચવાની તદબીર બતાવે.

**૪.** મુરાદ એ છે કે ઘણી તે સ્ત્રીઓ જે દુનિયામાં એશ આરામ (મોજ મજા)થી રહે છે તે સામાન્યતઃ નેક અમલોથી ગાફેલ રહે છે એટલા માટે અઝાબ રૂપે આખેરતમાં નગ્ન રહેશે. અથવા ખાસ તે ઔરતો મુરાદ છે જેઓ દુનિયામાં એટલાં બારીક (પારદર્શક) કપડાં પહેરે છે જેનાથી શરીર તથા વાળની રંગત જાહેર થાય છે તેમને આખેરતમાં નગ્ન રાખવામાં આવશે. જેમ કે આજકાલ સામાન્યતઃ એ જ થઈ રહ્યું છે. જ્યારે બારીક લિબાસ પહેરનારીઓનો આ હુકમ છે તો જે ઔરતો ઉઘાડે માથે, ઉઘાડા ગળે, ઉઘાડી જાંગોએ બજારોમાં રડખતી ફરે છે તેમનો શો હાલ થશે ?!

એમાં પણ ગયબની ખબર છે.

### સમજૂતી : ૮૫

**૧.** ઈમામ નવવીએ ફર્માવ્યું કે અબૂ સઈદની રિવાયતમાં છે કે ગઝવએ તબૂકથી પાછા ફર્યા બાદ ફર્માવ્યું. મુસ્લિમમાં હઝરત જાબિરની હદીષમાં છે કે વિસાલથી એક મહિના પહેલાં ફર્માવ્યું.

عَلَيْهِ وَسَلَّمَ الْعِشَاءَ فِي آخِرِ حَيَاتِهِ فَلَمَّا سَلَّمَ قَامَ فَقَالَ أَرَأَيْتَكُمْ لَيْلَتَكُمْ هٰذِهِ

દિવસોમાં[1] ઈશાની નમાઝ પઢાવી, સલામ ફેરવ્યા બાદ ઉભા થયા અને ફર્માવ્યું, શું તમે તમારી આ

فَإِنَّ رَأْسَ مِائَةِ سَنَةٍ مِنْهَا لَا يَبْقٰى مِمَّنْ هُوَ عَلٰى ظَهْرِ الْأَرْضِ أَحَدٌ

રાતનો હાલ જોયો ? જેટલા લોકો આજે પૃથ્વીના પટ પર છે, સો વરસ પછી કોઈ રહેશે નહીં[2].

## (٨٦) حديث ـ اكثار ابو هريرة رضي الله تعالى عنه

## [હદીષ : ૮૬] "અબૂ હુરૈરહનું પુષ્કળ હદીષો વર્ણવવું"

عَنْ أَبِي هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ إِنَّ النَّاسَ يَقُولُونَ أَكْثَرَ أَبُو هُرَيْرَةَ

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું, લોકો કહે છે કે અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ પુષ્કળ પ્રમાણમાં હદીષો વર્ણન

وَلَوْلَا آيَتَانِ فِي كِتَابِ اللّٰهِ مَا حَدَّثْتُ حَدِيثًا ـ ثُمَّ يَتْلُو إِنَّ الَّذِينَ يَكْتُمُونَ

કરી[1] જો અલ્લાહની કિતાબ (કુર્આન)માં બે આયતો ન હોત તો હું કોઈ હદીષ બયાન ન કરત. પછી

**૨.** મુરાદ એ છે કે મારી ઉમ્મતના જેટલા લોકો આજે જમીન પર છે અને સામાન્ય રીતે જોવા મળે છે ચાહે તે કુમળી વયના હોય કે ઉમરવાળા, સો વરસ પર તેઓ જીવંત હશે નહીં. રહી ગયા તે લોકો જે એના બાદ પેદા થશે તેઓ આમાંથી અપવાદ છે. હઝરત ઈસા આસ્માન પર છે અને હઝરત ખિઝર તથા ઈલ્યાસ નજરોથી ગાયબ છે, એ જ પ્રમાણે ઈબ્લીસ તથા અન્ય જિન્નાત પણ. એટલા માટે એ સૌ એમાં દાખલ નથી. જેમ કે ઈતિહાસ સાક્ષી છે કે એવું જ થયું છે. સૌથી છેલ્લા સહાબી અબૂ તુફૈલ આમિર બિન વાષિલાએ હિ.સ. ૧૧૦માં વિસાલ ફર્માવ્યો. આ હદીષ પણ એની એક દલીલ છે કે હુઝૂરે અક઼દસ ﷺ ઈલ્મે ગયબ જાણતા હતા. તેમ જ એનાથી જાણવા મળ્યું કે ઈશા પછી વાતો કરવાની મનાઈ ગૈરદીની વાતો સાથે ખાસ છે, રહી ગઈ દીની વાતો તો તે જાઈઝ જ નહીં બલ્કે સવાબનો સબબ છે, એ જ પ્રમાણે હદીષો છે. આપણા ઘરવાળાંઓ સાથે તથા મહેમાનો સાથે વાત કરવી પણ આનાથી અપવાદ છે.

### સમજૂતી : ૮૬

**૧.** પુષ્કળ હદીષો બયાન કરનારામાં હઝરત અબૂ હુરૈરહ પ્રથમ નંબરે છે, તેમના થકી ૫૩૦૦ હદીષો મરવી છે. તેમની રિવાયતની અધિક્તા પર લોકોએ ટીકા કરી કે મુહાજિરો તથા અન્સાર પણ આટલી હદીષો નથી બયાન કરતા. એના પર હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કારણ દર્શાવ્યું. કેમ કે કુર્આન મજીદમાં છે :

إِنَّ الَّذِينَ يَكْتُمُونَ مَا أَنْزَلْنَا مِنَ الْبَيِّنَاتِ وَالْهُدٰى مِنْ بَعْدِ مَا بَيَّنَّاهُ لِلنَّاسِ فِي الْكِتَابِ أُولٰئِكَ يَلْعَنُهُمُ اللّٰهُ وَيَلْعَنُهُمُ اللَّاعِنُونَ إِلَّا الَّذِينَ تَابُوا وَأَصْلَحُوا وَبَيَّنُوا فَأُولٰئِكَ أَتُوبُ عَلَيْهِمْ وَأَنَا التَّوَّابُ الرَّحِيمُ

"લોકો અમારી ઉતારેલી રોશન વાતો અને હિદાયતને છુપાવે છે ત્યાર બાદ કે અમે તેને લોકોના માટે કિતાબમાં સ્પષ્ટ કરી આપી, તેમના પર અલ્લાહ લઅનત કરે છે અને લઅનત કરનારા લઅનત કરે છે, પણ જો તૌબા કરે અને સંવારે અને બયાન કરે તેમની તૌબા કબૂલ ફર્માવીશ, હું જ ઘણો તૌબા ક઼બૂલ કરનાર મહેરબાન છું.

(સૂ. બકરહ, આયત, ૧૫૯–૧૬૦)

مَا اَنْزَلْنَا مِنَ الْبَيِّنَاتِ وَالْهُدٰى اِلٰى قوله الرَّحِيْمِ اِنَّ اِخْوَانَنَا مِنَ الْمُهَاجِرِيْنَ

(સૂ. બકરહ્)ની આયતો તિલાવત કરી, અમે જે ઉઘાડી નિશાનીઓ અને હિદાયત નાઝિલ કરી, જે લોકો તેને

كَانَ يَشْغَلُهُمُ الصَّفْقُ بِالْاَسْوَاقِ وَاِنَّ اِخْوَانَنَا مِنَ الْاَنْصَارِ كَانَ

છુપાવે છે. અલ્લાહના ઈર્શાદ રહીમ સુધી [૨]. અમારા ભાઈ મુહાજિરોને બજારમાં ખરીદ વેચાણ મશ્ગૂલ રાખે છે

يَشْغَلُهُمُ الْعَمَلُ فِيْ اَمْوَالِهِمْ وَاِنَّ اَبَا هُرَيْرَةَ كَانَ يَلْزَمُ رَسُوْلَ اللّٰهِ صَلَّى

અને અમારા ભાઈ અન્સારને પોતાના માલોમાં કામ, એટલે ખેતી મશ્ગૂલ રાખે છે. અને અબૂ હુરૈરહ્ રસૂલુલ્લાહ

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ بِشِبَعِ بَطْنِهٖ وَيَحْضُرُ مَا لَا يَحْضُرُوْنَ وَيَحْفَظُ مَا لَا يَحْفَظُوْنَ ع

ﷺની ખિદમતમાં કેવળ ખાવા પર ક઼નાઅત (સંતોષ) કરીને હાજર રહેતો અને એવા પ્રસંગો પર મૌજૂદ રહેતો કે તે લોકો મૌજૂદ ન રહેતા અને તે વાતો (સાંભળતો જોતો) યાદ રાખી લેતો જેને તે લોકો યાદ ન કરતા.

## [હદીષ : ૮૭] "હુઝૂરની અતાથી અબૂ હુરૈરહ્ની યાદ શક્તિ" ⑧٧ حديث - اعطاءه ابا هريرة الحافظة

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ બયાન કર્યું, મેં અર્ઝ કરી,

عَنْ اَبِيْ هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ قُلْتُ يَا رَسُوْلَ اللّٰهِ اِنِّيْ اَسْمَعُ

યા રસૂલલ્લાહ ! આપથી ઘણી હદીષો સાંભળુ છું પછી ભૂલી જાઉં છું. ફર્માવ્યું, તમારી ચાદર ફેલાવો ! મેં

જો આ બે આયતો ન હોત તો હું એક હદીષ પણ બયાન ન કરત. અલ્લાહ ﷻથી એક દિવસે મળવાનો વાયદો છે. મારી હદીષની અધિક્તાનું કારણ એ છે કે અન્ય સહાબીઓ પોતે પોતાનાં કામોમાં રહેતા, ફુરસદના સમયે ખિદમતમાં હાજર થતા એટલા માટે તેમને ઈર્શાદો સાંભળવા અને કૈફિયતોને જોવાનો આછો મોકો મળતો, અને હું દરેક વખતે ખિદમતમાં હાજર રહેતો, ન સારું ખાતો ન સારું પહેરતો, જે મળી જતુ ખાઈ લેતો, નહીં તો સબ્ર કરતો, એટલા માટે મને હદીષો યાદ કરવાનો સૌથી અધિક મોકો મળ્યો. તદ્ઉપરાંત હુઝૂરે મારી યાદ શક્તિ પણ મજબૂત કરી આપી કે જે સાંભળતો, યાદ રાખતો, કદી ન ભૂલતો.

**૨.** હઝરત અબૂ હુરૈરહ્ની દલીલોએ પૂરવાર કરી આપ્યું કે જેવી રીતે કુર્આન મજીદને છુપાવવું હરામ તથા ગુનોહ છે, એવી રીતે હદીષોને પણ, અને જેમ કુર્આન પર એતેકાદ તથા અમલ વાજિબ છે એવી જ રીતે હદીષો પણ છે. આ હદીષના મુન્કિરોની રદ છે.

## સમજૂતી : ૮૭

**૧.** અહીં કેવળ ઝુમ છે પણ કિતાબુલ મુઝારિઅતમાં સીનાથી લગાડવાની સ્પષ્ટતા છે (એવા શબ્દ જેનો અર્થ "સીનાથી લગાડવું" થાય છે તે ત્યાં વપરાયો છે.)

**૨.** આ પરથી સાબિત થયું કે હુઝૂરે અક઼દસ ﷺને એ ઈખ્તિયાર છે કે જેને જે ચાહે અતા ફર્માવે. અહીં કેવળ અબૂ હુરૈરહ્ માટે જ ખાસ ન હતું. કિતાબુલ બુયૂઅ તથા મુઝારિઅતમાં સાફ છે : لن يبسط احد ردائه "જે પણ ચાદર ફેલાવે." એ જુદી વાત છે કે ચાદર કેવળ અબૂ હુરૈરહ્એ જ ફેલાવી અને તેમને આ નેઅમત મળી.

مِنْكَ حَدِيثًا كَثِيرًا أَنْسَاهُ قَالَ اُبْسُطْ رِدَائَكَ فَبَسَطْتُهُ قَالَ فَغَرَفَ بِيَدَيْهِ

ફેલાવી દીધી તો હુઝૂરે પોતાના બંને હાથોને ખોબા જેમ બનાવીને એમાં કાંઈક નાખ્યું. પછી ફર્માવ્યું,

ثُمَّ قَالَ ضُمَّهُ فَضَمَمْتُهُ فَمَا نَسِيتُ شَيْئًا بَعْدُ

સમેટીને તમારી છાતીથી[1] લગાડી લો. મેં એવું જ કર્યું. ત્યારબાદ કદી નથી ભૂલ્યો[2].

(બુખારી, કિતાબુલ બુયૂઅ, ભાગ–૧, તથા ફઝાઈલે સહાબા પહેલાં, ભાગ–૨, પેજ–૫૧૫, તિર્મિઝી મનાકિબ)

## (٨٨) حدیث ۔ حفظت وعائین

## [હદીષ : ૮૮] "બે વાસણોની હિફાઝત"

عَنْ أَبِي هُرَيْرَةَ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُ قَالَ حَفِظْتُ مِنْ رَسُولِ اللهِ صَلَّى اللهُ

હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہએ ફર્માવ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી (ઈલ્મ)ના બે વાસણો[1] યાદ કર્યાં, એક તો

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ وِعَائَيْنِ فَأَمَّا أَحَدُهُمَا فَبَثَثْتُهُ وَأَمَّا الْآخَرُ فَلَوْ بَثَثْتُهُ قُطِعَ هَذَا الْبُلْعُومُ

ફેલાવી દીધું, બીજાને ફેલાવુ તો ગળુ (અન્નનળી) કાપી નાખવામાં આવે. (એ જ અર્થમાં મુસ્નદે ઈમામ અહમદમાં છે)

આ બંને હદીષોથી જાણવા મળ્યું કે ઈલ્મે દીનને છુપાવવું મના છે અને એ કે જરૂરતના સમયે પોતાની ખૂબી જાહેર કરવી જાઈઝ છે, જ્યારે પોતાની મોટાઈનો હેતુ ન હોય અને નફ્સનોને રાજી કરવું પણ ન હોય.

### સમજૂતી : ૮૮

**શબ્દકોશ :** **وعاء** (વિઆઅ્)નો અર્થ વાસણ (પાત્ર) છે. મુરાદ તે ચીજ છે જે વાસણમાં હોય. 'મહલ' બોલીને 'હાલ' મુરાદ છે. **بُلْعُوم** (બુલ્ઊમ) અન્નનળી. કેમ કે અમુક લોકોનું કહેવું છે કે **بلعوم** (બલ્ઊમ) મુત્લક ગળાના અર્થમાં છે એટલા માટે ઈમામ બુખારીએ તેની તફસીર કરી.

**૧.** હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہનો આશય એ કે એનાથી ક્યાં તો બે પ્રકારના ઈલ્મો છે અથવા એ મતલબ છે કે જો આ ઈલ્મો લખવામાં આવે તો એક પ્રકારથી એક પાત્ર અને બીજા પ્રકારથી બીજુ પાત્ર ભરાઈ જાય. અથવા ખરેખર તેમણે તેને લખ્યું કે લખાવ્યું તો બે પાત્રો ભરાઈ ગયાં. જેમ કે હદીષ ૮૩માં વર્ણન થઈ ચૂક્યું કે તેમણે પણ હદીષ લખી અથવા લખાવી હતી. આ તક્દીર પર પણ હાંસલ એ જ થયું કે બે પ્રકારના ઈલ્મો પ્રાપ્ત કર્યા. પ્રથમ પ્રકાર અકાઈદ એહકામ છે જેને ફેલાવ્યા. બીજા પ્રકારથી મુરાદ ફિતનની હદીષો છે જેમાં જાલિમ સુલ્તાનોનાં નામ તથા કાળાં કરતૂતો નોંધેલાં હતાં. યઝીદ તથા અબ્દુલ મલિકના જુલ્મોથી જેઓ વાકેફ છે તેઓ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہના આ અંદેશાને સારી રીતે સમજી શકે છે. તદ્ ઉપરાંત અમે કદી કદી સંયમ શક્તિ ન રહેતી તો ઈશારા નિર્દેશ થકી બયાન પણ કરી દેતા હતા. જેમ કે **هلكة امتى على يدا غلمة من قريش** "મારી ઉમ્મતની બર્બાદી કુરૈશના લોંડાઓના હાથે છે." અથવા જેમ કે દુઆ કરતા : **انى اعوذبالله من راس السبّين وامارة الصبيان** "હું સાઈઠની શરૂઆત અને લોંડાઓની બાદશાહતથી અલ્લાહની પનાહ માંગુ છું." અલ્લાહ ﷻએ તેમની દુઆ કબૂલ ફર્માવી સન હિ. ૬૦થી પહેલાં જ વિસાલ ફર્માવી ગયા. આ યઝીદ પલીદની જાલિમ હુકૂમતની પ્રતિ નિર્દેશ છે. બલ્કે એક વાર ફર્માવ્યું, "જો હું ચાહું તો તેમનાં નામો બતાવી દઉં." અમુક સૂફિયાએ બીજા પાત્રથી બાતિની ઈલ્મો, તરીકતનાં રહસ્યો મુરાદ લીધાં છે પરંતુ "આ

## ٨٩ حدیث۔ لا ترجعوا بعدی کفاراً

**[હદીષ : ૮૯] 'મારા પછી કાફિર ન થઈ જશો"**

عَنْ جَرِيْرٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ

હઝરત જરીર رضی اللہ عنہએ વર્ણન કર્યું કે નબી ﷺએ તેમને હજ્જતુલ વિદાઅમાં ફર્માવ્યું,

لَهٗ فِيْ حَجَّةِ الْوَدَاعِ ۔ اِسْتَنْصِتِ النَّاسَ ۔ فَقَالَ لَا تَرْجِعُوْا بَعْدِيْ كُفَّارًا

લોકોને ચુપ કરાવો ! (જ્યારે લોકો ચુપ થઈ ગયા) તો ફર્માવ્યું[1], મારા પછી પલ્ટીને[2] કાફિર ન થઈ જશો કે

يَضْرِبُ بَعْضُكُمْ رِقَابَ بَعْضٍ

તમારામાંથી અમુક અમુકની ગરદન મારે[3]."

*(બુખારી, દિયાત, મગ઼ાઝી હજ્જતુલ વિદાઅ, મુસ્લિમ ઈમાન–૧૧૮, નિસાઈ ઈલ્મ અને મુહારબા, મુસ્નદે ઈમામ અહમદ)*

ગળુ કાપી નાખવામાં આવે" એની સાથે એ બેસતું નથી, એટલા માટે કે તરીક઼તના રહસ્યો શરીઅતની વિરુધ્ધ નથી હોતાં કે જેનાથી આ અંદેશો થાય. ઔલિયાએ કિરામે એ રહસ્યોને વર્ણન કર્યાં, પોતાની કિતાબોમાં લખ્યાં એનાથી તેમના પર શો વબાલ આવ્યો. બાતિની મુલ્હિદો એનાથી પોતાનાં કુફ્રી મુરાદ લે છે, મઆઝલ્લાહ ! જો હઝરત અબૂ હુરૈરહ્‌ની એ મુરાદ હોત તો પછી તે શરીઅતના પાબંદ શાથી રહેત. વળી તેમણે જ્યારે તેને જાહેર નથી કર્યું તો તેમને કઈ રીતે જણાઈ ગયાં ? અને આ પણ તસવ્વુફવાળાઓથી પણ અર્ઝ કરવામાં આવી શકે છે. આ હદીષથી સાબિત થયું કે હઝરત અબૂ હુરૈરહ્‌ને પણ હુઝૂરે અક઼દસ ﷺએ ઈલ્મે ગયબ અતા ફર્માવ્યો હતો. તેમજ સાબિત થયું કે એવા ઈલ્મો જેને એ'તેકાદ તથા અમલથી સંબંધ ન હોય તેમના વર્ણન કરવામાં ઈજ્જત તથા આબરૂનો ખતરો હોય તો એને ન બયાન કરવામાં કોઈ વાંધો નથી.

### સમજૂતી : ૮૯

**૧.** આ હજ્જતુલ વિદાઅના લાંબા ખુત્બાનો ટુકડો છે જેનો કેટલોક હિસ્સો હદીષ : ૫૭માં આવી ગયો. આ હદીષ પર કેટલાક લોકોએ એવી શંકા દર્શાવી છે કે એમાં لہ (લહૂ) વધારે છે. એટલા માટે અલ્લામા ઈબ્ને અબ્દુલબરે ફર્માવ્યું કે હઝરત જરીર હજ્જતુલ વિદાઅ પછી વિસાલ મુબારકથી ૪૦ દિવસ પહેલાં મુસલમાન થયા. એ હજ્જતુલ વિદાઅમાં મૌજૂદ ન હતા, પરંતુ સહીહ એ છે કે એ હજ્જતુલ વિદાઅથી પહેલાં તે જ વરસે રમઝાનમાં મુસલમાન થઈ ચૂક્યા હતા. જેમ કે બગ઼વી અને ઈબ્ને માજહએ કહ્યું છે : અને હજ્જતુલ વિદાઅમાં હાજર હતા. એ જ બુખારી હજ્જતુલ વિદાઅમાં આ શબ્દ છે. قَالَ لجرير (ક઼ાલલ્ જરીર) આ એ વાત પર નસ (દલીલ) છે કે હઝરત જરીર હજ્જતુલ વિદાઅમાં હાજર હતા, જેનું લાઝમી પરિણામ છે કે એ હજ્જતુલ વિદાઅ પહેલાં મુસલમાન થઈ ચૂક્યા હતા.

**૨.** મારા પછી પલ્ટાઈને કાફિર ન થઈ જશો. કાફિર ન થવાથી હક઼ીક઼ી અર્થ પણ મુરાદ હોઈ શકે છે કે ઈસ્લામ છોડીને કુફ્ર ન અપનાવી લેશો, ઈસ્લામ પર અડગ રહેજો, અને મુસલમાનોના જાન તથા માલને મુબાહ ન જાણશો, કે તેમના સાથે લડાઈ કરીને તેમને કત્લ કરી દો અને માલ છીનવો. અને એની પણ શક્યતા છે કે મુરાદ એ થયું કે કાફિરો જેવા ન થઈ જશો કે મુસલમાનોને કત્લ કરો, તેમનો માલ છીનવો. એટલા માટે કે મુસલમાનોના જાન માલને મુબાહ જાણવો, મુસલમાનનું કામ નથી કાફિરોનું છે.

## ⑨٠ حدیث۔ موسیٰ وخضر علیہما السلام

**[હદીષ : ૯૦] "મૂસા علیہ السلام તથા ખિઝર علیہ السلام"**

اَخْبَرَنِیْ سَعِیْدُ بْنُ جُبَیْرٍ قَالَ قُلْتُ لِابْنِ عَبَّاسٍ، اِنَّ نَوْفًا الْبَكَالِیَّ یَزْعُمُ

*સઈદ ઈબ્ને જુબૈરે બયાન કર્યું કે મેં ઈબ્ને અબ્બાસથી કહ્યું કે નૌફ બકાલી[૧] એવું ગુમાન કરે છે જે*

اَنَّ مُوْسٰی لَیْسَ بِمُوْسٰی بَنِیْ اِسْرَائِیْلَ اِنَّمَا هُوَ

*મૂસાએ (ખિઝરથી મુલાકાત કરી હતી) એ બની ઈસ્રાઈલના મૂસા ન હતા બલ્કે કોઈ અન્ય*

**૩.** એમાં ગયબની ખબરો છે. એ મહાન ફિત્નાઓની પ્રતિ નિર્દેશ છે જે મુસલમાનોમાં વિખવાદના રૂપમાં જાહેર થયા, ખૂદ મુસલમાનોએ મુસલમાનોને કાફિરોની જેમ કત્લ કર્યા, તેમના માલને મુબાહ જાણ્યો, બની ઉમૈયા, બની અબ્બાસની ખૂનરેઝીઓથી લઈને તૈમૂર લંગ, નાદિરશાહ, દર્રાનીના બનાવો તેની સચ્ચાઈની દલીલ છે.

**હુકમો** : આ હદીષથી સાબિત થયું કે હદીષની ક઼િરાઅત વખતે હાજરજનોએ ચુપ રહેવું વાજિબ છે. તેમજ એ પણ સાબિત થયું કે ઉલમા જ્યારે કાંઈક દીની વાતો ઈર્શાદ ફર્માવે તો હાજરજનોએ ચુપ રહેવું જોઈએ કેમ કે ઉલમાએ કિરામની તા'ઝીમ કરવી વાજિબ છે. શાગિર્દ શયખની સામે બાદ અદબ રહે. જ્યારે તે કાંઈ કહે તો બાઅદબ ખામોશીથી સાંભળે. તેમજ જાણવા મળ્યું કે જો કોઈ અઘટીત ઘટનાનો અંદેશો હોય તો મુસલમાનોને ખબરદાર કરી દેવા જોઈએ.

ખાસ કરીને એને જેના પર વિ□ાસ હોય તેને.

ઈજમાઅના મુન્કિરોએ આ હદીષથી દલીલ કરી કે એનાથી જાહેર થયું કે પૂરી ઉમ્મતનું કાફિર થવું મુમ્કિન છે એટલા માટે કે જો એ શક્ય ન હોત તો એનાથી તહઝીર (ઈમાન દોહરાવવું) નિરર્થક થયું, અને કુફ્ર સૌથી મોટી ગુમરાહી છે તો સાબિત થયું કે પૂરી ઉમ્મતનું ગુમરાહી પર એકમત થવું શક્ય છે. તો એનો જવાબ એ છે કે, કેમ કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું : لاتجتمع امتی علی الضلالۃ "મારી ઉમ્મત ગુમરાહી પર એકમતિ નથી કરી શક્તી." એટલા માટે પૂરી ઉમ્મતનું ગુમરાહ થવું અશક્ય થયું. અને આ હદીષમાં "તહઝીર" એ ઉમ્મતની અમુક વ્યક્તિઓના એતબારથી છે, કે અમુક વ્યક્તિઓ ગુમરાહ થશે, જેમ કે એ પ્રમાણે થયું.

### સમજૂતી : ૯૦

**પરિપૂર્ણતા** : ત્યારબાદ છે કે હઝરત ખિઝર علیہ السلامએ હઝરત મૂસા علیہ السلامને બતાવ્યું કે કશતી (નાવડી) મેં એટલા માટે તોડી કે કશતીવાળા ગરીબ હતા. તેમની રોજીનું સાધન પણ આ જ કશતી હતી. પાછા ફરતાં એક એવા જાલિમ બાદશાહ પાસેથી જેનું નામ બુખારી કિતાબુત્તફસીર *(ભાગ-૨, પેજ-૬૮૯)*માં હુદવ બિન બુદવ બતાવ્યું. અને એક ક઼ૌલ એ છે કે જલંદા હતું, તેઓ પસાર થાત જે દરેક સારી તથા સલામત કશતીને છીનવી લેતો હતો. અને અયબદારને છોડી આપતો હતો જેથી મેં ખામીયુક્ત કરી દીધી કે આ કશતી તે ગરીબોની પાસે રહે. જેમ કે પાછા ફરતાં જ્યારે એ કશતી તે જાલિમની હદોમાં પ્રવેશી તો તેણે આવીને કશતી જોઈ તો તૂટલી જોઈને છોડી દીધી, ત્યારબાદ તે લોકોએ તખ્તો ફીટ કરી દીધો. આ જાલિમ ઉન્દલુસમાં રહેતો હતો. કત્લ થનાર બાળકનો મામલો એ હતો કે તેની પ્રકૃતિમાં કુફ્ર હતું અને તેનાં મા બાપ મો'મિન હતાં. એનો અંદેશો હતો કે

ક્યાંક આ કાફિર બાળકની મહોબ્બતમાં તેઓ કાફિર ન થઈ જાય. મેં તેને મારી નાખ્યો, જેથી મા બાપ તેના કારણે કાફિર ન થાય. કુર્આન મજીદમાં છે કે અમે એવું ચાહ્યું, અલ્લાહ ﷻ તેના બદલામાં તે લોકોને કોઈ નેક લાયક ઔલાદ અતા ફર્માવે. બુખારી તફસીરમાં છે કે એના બદલામાં તેમને એક પુત્રી અતા થઈ. જુમલમાં છે કે તેણીના નિકાહ એક નબી સાથે થયો જેનાથી નબી પેદા થયા. અમુક રિવાયતોથી માલૂમ પડે છે કે શમ્ઊન તેમની જ નસલથી છે. એક રિવાયતમાં છે કે ૭૦ નબીઓ તેમની નસલથી થયા. હઝરત ખિઝરે તે કત્લ થનારનો ખભો ચીરીને દિલ કાઢીને બતાવ્યું એના પર લખ્યું હતું 'કાફિર' છે કદી ઈમાન કબૂલ કરશે નહીં. અને દિવાલ બે યતીમ બાળકોની હતી તેની નીચે ખઝાનો દાટેલો હતો. જો દિવાલ હમણા પડી જાત તો ગામવાળાઓ સૌ ખજાનો લઈ જાત, અને આ બાળકો મેહરૂમ રહી જાત, તેમની સાતમી પેઢીમાં તેમના દાદા નેક સાલેહ શખ્સ હતા તેમની બરકતથી અલ્લાહને એ મંજૂર થયું કે ખજાનો તે જ બાળકોને મળે. અત્યારે મેં દિવાલ ઠીક કરી દીધી જેથી એઓ મોટા થઈને તે ખજાનાને હાંસલ કરી લે. *(સૂરએ કહફ તથા તફસીહો)*

**અશખાસ** : હુર બિન કૈસ رضی اللہ عنہ બની ફઝારાના વ્યક્તિ અને ઐનિયા ઈબ્ને હસીનના ભત્રીજા હતા. તેમના કબીલાનો જે વફદ (પ્રતિનિધિમંડળ) ખિદમતે અકદસમાં હાજર થયો હતો તેના એક સભ્ય આ પણ હતા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના સાથીઓમાં હતા.

**નૌફ બકાલી** : બિન ફઝાલા, એ તાબઈ હતા. તેમની કુન્નિયત અબૂ રશીદ છે. એ આલિમ, ફાઝિલ, દમિશ્કવાસીઓના પેશ્વા તથા કાઝી હતા. ઈબ્ને તયને કહ્યું કે એ હઝરત અલી رضی اللہ عنہના દરવાન હતા. એ વાઈઝ હતા. કહેવામાં આવતું હતું કે ઈસરાઈલી રિવાયતો ખૂબ બયાન કરતા હતા. મશ્હૂર એ છે કે એ કઅબ અહબારની પત્નીના પુત્ર હતા. તેમને બકાલી એટલા માટે કહે છે કે હમીરની એક શાખ બની બકાલના વ્યક્તિ હતા.

**ઉબય ઈબ્ને કઅબ** رضی اللہ عنہ : મશ્હૂર અન્સારી સહાબી છે. બયઅતે ઉકબા તથા બદરમાં શિર્કતની સઆદત હાંસલ કરી. આ ઉમ્મતના સૌથી મહાન કારી છે. તેમનો લકબ اقرأهذه الامة છે. હઝરત ઈમરાનને સૈયદુલ મુસ્લિમીન કહ્યા કરતા હતા. હિ.સ. ૧૯ અથવા વીસ કે ત્રીસમાં મદીના તયબાહમાં વિસાલ ફર્માવે. તેમનાથી ૧૬૪ હદીષો મરવી છે. આપની ત્રણ સર્વ સમંતિવાળી હદીષો છે. ચાર અફરાદ બુખારીથી અને સાત અફરાદ મુસ્લિમથી છે.

**મૂસા** علیہ السلام : મૂસા ઈબ્ને ઈમરાન કલીમુલ્લાહ علیہ السلام હઝરત યાકૂબના સાહબઝાદા લાવીની નસ્લથી છે. તેમના વાલિદ ઈમરાને ૧૨૭ વરસની ઉમ્ર પામી. જ્યારે તેમની ઉમર ૭૦ વરસની થઈ તો હઝરત મૂસાની વિલાદત થઈ. હઝરત મૂસાએ મેદાને તયહમાં એક સો સાલની ઉમર પામીને વિસાલ ફર્માવ્યો. તેમનો વિસાલ નૂહના તોફાન પછી ૧૬૨૦ વર્ષ બાદ થયો. તેમણે જે ફિરઔનને હલાક કર્યો હતો તેનું નામ વલીદ ઈબ્ને મુસ્અબ ઈબ્ને રયાન ઈબ્ને ઉરાશા હતું. તેને ૪૦૦ વરસની ઉમર મળી. મૂસાનો મૂળ ઉચ્ચાર મૂશા હતો તેનો અર્થ કિબ્તી ભાષામાં પાણી અને કેટલાક ઝાડનો થાય છે. આ નામ આસિયા બિન્તે ફરાહમ ફિરઔનની પત્નીએ રાખ્યો હતો, એટલા માટે કે તેમનો તાબૂત આસિયાને પાણી તથા ઝાડમાં મળ્યો હતો. આ કિબ્તી શબ્દ છે એને અરબી બનાવવાની કોશિશમાં કોઈ ફાયદો નથી.

**બની ઈસ્રાઈલ** : હઝરત યાકૂબ علیہ السلامનું બીજુ નામ ઈસ્રાઈલ છે. તેમના ૧૨ પુત્રો હતા. યુસુફ علیہ السلام, બન્યામીન, દાની, બકતાલી, ઝાયલૂન, જાદ, યસ્તાખર, અશીર, રૂબીલ, યહૂઝા, શમ્ઊન, લાવી, તેમને અસ્બાત પણ કહે છે. અસ્બાત ઘણી જ અધિક ડાળીઓવાળા ગાઢ ઝાડને કહે છે એ તથા તેની નસ્લ બનૂ ઈસ્રાઈલ છે.

**યૂશઅ બિન નૂન** : એ હઝરત યાકૂબ علیہ السلامની ઔલાદમાંથી છે. એ હઝરત મૂસા علیہ السلامના ખાસ ખાદિમ તથા તેમના સહાબી તથા શાગિર્દ હતા. હઝરત મૂસા علیہ السلامના વિસાલના ૪૦ સાલ બાદ તેમને નબુવ્વત

અતા થઈ હતી અને તેમણે જ બૈતુલ મુક઼દ્દસ ફતહ ફર્માવીને જયારૈનનો ખાત્મો કર્યો હતો. તેમના માટે પણ સૂરજ પાછો આવ્યો હતો. એ બયતુલ મુકદ્દસના જંગમાં ૫૨ જબારૈનથી જેહાદ કરી રહ્યા હતા. જુમ્આનો દિવસ હતો. તેમના મઝહબમાં શનિવારે લડવું જાઈઝ ન હતું. જબ્બારૈન હાર ખાઈ ચૂક્યા હતા. બની ઈસ્રાઈલ તેમની કત્લેઆમ કરી રહ્યા હતા. અમુક રહી ગયા હતા એવામાં સૂરજ ડૂબવાની નજીક થઈ ગયો. તેમણે અલ્લાહથી દુઆ કરી કે હે અલ્લાહ ! સૂરજને પાછો ફેરવી આપ ! અને સૂરજને કહ્યું, હે સૂરજ ! તું પણ અલ્લાહની ફર્માંબરદારીમાં છે અને હું પણ અલ્લાહની ફર્માંબરદારીમાં છું, તો રોકાઈ જા ! હે ચાંદ ! તું પણ તારી જગાએ રોકાયેલો રહે જેથી શનિવાર આવતા પહેલાં ખુદાના દુશ્મનોથી બદલો લઈ લઉં. સૂરજ પલ્ટી આવ્યો અને દિવસ મોટો થઈ ગયો. જ્યારે સર્વ જાલિમોનો ખાત્મો થઈ ગયો તો ડૂબ્યો. તેમને ૧૧૬ વરસની ઉમર મળી. હઝરત મૂસા પછી ૨૭ વરસ બની ઈસ્રાઈલના પેશ્વા રહ્યા. વિસાલ બાદ જબલે ઈબ્રાહીમમાં દફન થયા. *(જલાલૈન, સાવી, સૂરએ માઈદા, મુસ્નદે ઈમામ અહમદ)*

**خضر (ખિઝર)** : એમાં ત્રણ લુગત છે : خَضِر، خضر، خَضر (ખઝિર, ખઝર, ખિઝર) તેનો શાબ્દિક અર્થ લીલોતરી છે. હુઝૂરે અકરમ ﷺએ ફર્માવ્યું તેમનું નામ ખિઝર એટલા માટે પડયું કે તે એક ચીકણી સફેદ જમીન પર બેઠા તો એના પર ઘાસ ઉગી નીકળી. (બુખારી–૪૮૩) ઈમામ મુજાહિદે ફર્માવ્યું કે આ નામનું કારણ એ છે કે જે જગાએ નમાઝ પઢતા તે ઘાસવાળી થઈ જતી. ખતાબીએ કહ્યું, કેમ કે ખૂબ જ હસીન હતા, ચહેરો રોશન હતો એટલા માટે આ નામ પડયું. આ ત્રણેવમાં કોઈ વિરોધાભાસી નથી. તેમની કુન્નિયત અબુલ અબ્બાસ છે. નામના બારામાં મતભેદ છે. વહબ ઈબ્ને મુનિયહ્એ કહ્યું કે બલ્યા છે, કોઈકે કહ્યું અબલ્યિા છે, કોઈકે કહ્યું, અર્મિયા છે, કોઈકે કહ્યું, અલયબ બલ્યા. તેમનો નસબ શું છે ? એક કથન એ છે કે હઝરત આદમના બિલા વાસ્તા સાહબઝાદાઓ છે તેમની જ દુઆની બરકતથી લાંબી ઉમર પામી. હઝરત આદમે પોતાના સાહબઝદાઓને નૂહના તોફાનની ખબર આપી હતી અને આ દુઆ કરી હતી કે મારી તાબૂતની જે હિફાઝત કરશે તેને લાંબી ઉમર મળશે. આ ખિદમત ખિઝરે અંજામ આપી એટલા માટે તેમને હમેશાંની (કયામત સુધીની) ઉમર મળી. એક કથન એ છે કે એ કાબિલના પુત્ર હતા. એક કૌલ એ છે કે હઝરત ઈલ્યાસના ભાઈ છે અને શાહઝાદા છે. એક કૌલ એ છે કે હઝરત નૂહના સાહબઝાદા સલામની નસ્લથી છે. એક કૌલ એ છે કે એ ઐસ ઈબ્ને ઈસ્હાક઼ علیہ السلامની ઔલાદમાંથી છે. એક કૌલ એ છે કે હઝરત હારૂનની ઔલાદમાંથી છે. અમુક એહલે કિતાબનો કૌલ છે કે ઝુલ્કરનૈનની માસીના પુત્ર છે.

તેમનો જમાનો શું છે એ પણ વિવાદાસ્પદ છે. કથનો કહેવામાં આવ્યું છે કે ફરીદૂનના જમાનામાં હતા. એ પણ કહેવામાં આવ્યું છે કે ઝુલ્કરનૈને અકબરના મુક઼દ્દમતુલ્ જૈશ હતા જે ઈબ્રાહીમ ખલીલુલ્લાહના જમાનામાં હતો. તેમજ એ પણ કહેવામાં આવ્યું છે કે એ ઝુલ્કરનૈનના વઝીર હતા. તેમણે આબે હયાત પામ્યું અને પીધુ તો ઝિંદા જાવેદ થઈ ગયા. ઝુલ્કરનૈન મેહરૂમ રહ્યો. ઈબ્ને જરીરે કહ્યું, સહીહ એ છે કે ફરીદૂનથી ઘણા પહેલાં હતા. એટલા માટે એ નિશ્ચિત છે કે તેમણે હઝરત મૂસાનો ઝમાનો પામ્યો.

વળી એ મતભેદ છે કે એ નબી હતા કે કેવળ વલી નબી હતા ? કે કેવળ નબી વલી હતા કે નબી મુરસલ ? સહીહ એ છે કે નબી હતા. એના માટે દલીલ તેમનો આ ઈર્શાદ છે : مَافَعَلْتُهٗ عَنْ اَمْرِیْ આ બાળકનો કત્લ મેં મારી તબીઅતથી નથી કર્યો. તો અનાયાસે માનવું પડશે કે તેમને એને મારી નાખવાનો હુકમ વહી થકી થયો હતો, એટલા માટે તે વાજિબુલ ઈત્તેબાઅ હતો. જો વલી હોત તો આ કૌલની તાવીલ એ થાત કે તેમને ઈલ્હામ થયો હતો. અને કોઈ વલીને એ જાઈઝ નથી કે તેને જો કોઈને કત્લ કરવાનો ઈલ્હામ થાય તો તેને મારી નાખે, અને વહી નબી પર જ આવે છે. પછી એમાં પણ મતભેદ છે કે તે જીવંત છે કે વફાત પામી ગયા. ઈમામ બુખારી અને કેટલાક મુહદ્દિષોનો મઝહબ એ છે કે તે વફાત પામી ચૂક્યા, પણ જમહૂર ઉલમા અને જમીઅ (સર્વ) ઔલિયાની તેહકીક઼ એ છે કે તે અત્યારે પણ ઝિંદા છે અને દજ્જાલના પછી જ્યારે ઈમાન ઉઠી જશે તે વખતે વિસાલ ફર્માવશે.

مُوسىٰ آخَرُ فَقَالَ كَذَبَ عَدُوُّ اللّٰهِ حَدَّثَنَا اُبَيُّ بْنُ كَعْبٍ عَنِ النَّبِيِّ

મૂસા હતા[૨]. ઈબ્ને અબ્બાસે ફર્માવ્યું કે દુશ્મને જૂઠુ કહ્યું અમારાથી ઉબય ઈબ્ને કઅબે હદીષ બયાન કરી કે

صَلَّى اللّٰهُ تَعَالیٰ عَلَيْهِ وَسَلَّمَ قَالَ قَامَ مُوسىٰ النَّبِيُّ خَطِيْبًا فِي بَنِي اِسْرَائِيْلَ

નબી ﷺ એ ફર્માવ્યું. મૂસા નબીએ બની ઈસ્રાઈલને ખુત્બો આપ્યો[3] પૂછયું, કોણ સૌથી વધુ ઈલ્મવાળો છે ?

فَسُئِلَ اَیُّ النَّاسِ اَعْلَمُ فَقَالَ اَنَا اَعْلَمُ فَعَتَبَ اللّٰهُ عَزَّ وَجَلَّ عَلَيْهِ اِذْ لَمْ

ફર્માવ્યું, હું[૪]. આ કહેવાના કારણે અલ્લાહ ﷻ એ મૂસા પર એતાબ[૫] ફર્માવ્યો કે તેમણે એવું નથી ફર્માવ્યું કે

يَرُدَّ الْعِلْمَ اِلَيْهِ فَاَوْحَى اللّٰهُ اِلَيْهِ اَنَّ عَبْدًا مِّنْ عِبَادِيْ بِمَجْمَعِ الْبَحْرَيْنِ هُوَ

અલ્લાહ સારી રીતે જાણનાર છે[૬]. અલ્લાહે તેમના તરફ વહી કરી, મારા બંદાઓમાંથી એક બંદો મજમઉલ

اَعْلَمُ مِنْكَ قَالَ يَا رَبِّ وَكَيْفَ بِهٖ فَقِيْلَ لَهٗ اِحْمِلْ حُوْتًا فِيْ مِكْتَلٍ فَاِذَا فَقَدْتَّهٗ

બહરૈન[૭]માં છે, તે તમારાથી અધિક ઈલ્મવાળો છે[૮]. મૂસાએ અર્ઝ કરી, હે રબ ! એમની સાથે મુલાકાત કેવી

હુઝૂરે અક્દસ ﷺ અને સહાબાએ કિરામથી તેમની મુલાકાત સાબિત છે અને ઔલિયાએ કિરામને ત્યાં તો મુતવાતિર છે. કઅબ અહબારે કહ્યું, ચાર નબી જીવંત છે અને જમીનવાળાઓ માટે અમાન છે. બે જમીનમાં, હઝરત ઈલ્યાસ તથા હઝરત ખિઝર, અને બે આસ્માનમાં હઝરત ઈદરીસ علیہ السلام તથા હઝરત ઈસા علیہ السلام હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે દર વર્ષે હજજમાં શરીક થાય છે, અને એહરામથી બહાર આવવા માટે એકબીજાના વાળ ઉતારે છે. તેમનો સર્વ ખુલાસો એ છે કે હઝરત ખિઝર જેવા છુપા છે તેમની હાલતો પણ છુપી છે. ઈલ્લામાશા અલ્લાહ !

**વર્ગીકરણ** : કિતાબુત્તફસીરમાં એ છે, સઈદ ઈબ્ને જુબૈર અને નોફ બકાલીમાં એ મતભેદ થયો કે જે મૂસાએ ખિઝરથી મુલાકાત કરી હતી એ મૂસા કલીમુલ્લાહ નહીં, બલ્કે બીજા મૂસા એટલે મૂસા બિન યશા બિન યૂસુફ علیہ السلام છે જે હઝરત મૂસા કલીમુલ્લાહથી પહેલાં નબી થયા છે. અહલે કિતાબનો આ જ ખયાલ છે. *(અયની કિતાબુલ ઈલ્મ, ભાગ–૨, પેજ–૧૯૩)*

**૧.** નોફ બકાલી તાબઈ હતા અને અહલે દમિશ્કના કાઝી તથા ઈમામ હતા. તેમને અલ્લાહના દુશ્મન કહેવા હકીકી અર્થમાં નથી, સખ્તી જાહેર કરવા માટે ધમકાવવાના રૂપે ગુસ્સાની હાલતમાં ફર્માવી દીધું અને કોઈ ગલત વાત સાંભળીને હક્ક પરસ્ત ઉલમાને જલાલ આવી જ જાય છે. પરંતુ અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, શક્ય છે હઝરત ઈબ્ને અબ્બાસને નોફના મુસલમાન હોવામાં કાંઈક શંકા રહી હોય, એના પર કયાસ એ છે કે હુર બિન કૈસ رضی اللہ عنہ નો કૌલ પણ સહીહ ન હતો, પણ તેમને કાંઈ ન કહ્યું.

**૨.** એ જ કિતાબુલ ઈલ્મમાં પ્રથમ બે જગાએ અને આગળ પણ વર્ણન થયેલ છે કે મતભેદ હઝરત ઈબ્ને અબ્બાસ અને હુર બિન કૈસમાં થયો, તે પણ એ કે મૂસા કલીમુલ્લાહ જેમનાથી મળ્યા હતા તે ખિઝર હતા અથવા કોઈ અન્ય માણસ ? વર્ગીકરણ એ છે કે આ બંનેવ પ્રસંગો છે પ્રથમ મતભેદ ઈબ્ને અબ્બાસ અને હુર બિન કૈસમાં થયો કે હઝરત મૂસા જેમને મળવા ગયા હતા તે ખિઝર હતા કે કોઈ અન્ય ? આ મતભેદ બે સહાબીનો હતો, સંજોગવસાત હઝરત ઉબય ઈબ્ને કઅબ તેમની પાસેથી પસાર થયા તેમને પૂછયું, તો તેમણે ઉપરોક્ત હદીષણ વર્ણન કરી. બીજો મતભેદ એ છે કે કોણ મૂસા હતા ? સઈદ ઈબ્ને જુબૈર તથા નોફ બકાલીમાં

થયો. એ બંનેવ તાબઈ હતા. સઈદ ઈબ્ને જુબૈરના પૂછવા પર હઝરત ઈબ્ને અબ્બાસે હઝરત કઅબથી સાંભળેલી હદીષ વર્ણન કરી આપી.

**૩.** જેમાં અલ્લાહની નેઅમતો અને બલાઓનો ઉલ્લેખ આટલા અસરકારક તરીકાથી ફર્માવ્યો કે હાજરજનો પર ધ્રુજારી છવાઈ ગઈ, લોકો રડી પડયા. મૂસા علیہ السلام એ ખુત્બો બંધ કરી દીધો તો એક શખ્સે પૂછયું.

**૪.** અહીં અને કિતાબુત્તફસીર વગેરેમાં આ છે કે સવાલ કરવા પર ફર્માવ્યું કે હું **اعلم** (અઅ્લમ) છું એના પર એતાબ થયો. અને મુસ્લિમ શરીફમાં છે કે હઝરત મૂસા પોતાની કૌમમાં ઐયામિલ્લાહ એટલે અલ્લાહની નેઅમતો અને બલાઓને બયાન ફર્માવી રહ્યા હતા, કે એવું કહી દીધું કે જમીનમાં કોઈને મારાથી વધુ બેહતર ઈલ્મવાળો નથી જાણતો. એના પર અલ્લાહે વહી મોકલી કે જમીનમાં એક શખ્સ તમારાથી વિશેષ ઈલ્મવાળા છે. અને બુખારીની આમ રિવાયતોમાં છે કે કોઈએ સવાલ કર્યો તો ફર્માવ્યું, એમાં વર્ગીકરણ એ છે કે મુસ્લિમની રિવાયતમાં ટૂંકાણ છે, સાઈલના સવાલ અને એતાબને રાવીએ છોડી દીધું.

**૫.** પ્રથમ રિવાયતમાં છે કે એક શખ્સે હઝરત મૂસાથી એવું પૂછયું કે તમે કોઈ એવાને જાણો છો જે તમારા કરતાં વધારે ઈલ્મવાળો હોય ? અને અહીં આ પ્રમાણે છે કે તેમને પૂછવામાં આવ્યું, કોણ સૌથી વધુ ઈલ્મવાળો છે ? તો ફર્માવ્યું, હું છું. બંને રિવાયતોનો સાર એક જ છે. હઝરત મૂસાની મુરાદ એ હતી કે જેટલા ઈલ્મવાળાઓને જાણું છે તે સૌ કરતાં જાણકાર હું છું. આ એતબારથી એવું ફર્માવવું ગલત ન હતું બલ્કે તેહકીક અનુસાર વાસ્તવિક્તા પ્રમાણે પણ સહીહ છે, હકીકતમાં હઝરત મૂસા علیہ السلام હઝરત ખિઝર علیہ السلام કરતાં અનંતગણા જાણકાર હતા. પરંતુ આ જવાબમાં પોતાની બડાઈની બૂ હતી જે એમની શાનને લાયક ન હતી. તેમણે જવાબમાં એવું ફર્માવવું અધિક યોગ્ય હતું કે "અલ્લાહુ અઅ્લમ" અથવા કમસે કમ એવું ફર્માવવું કે **انا اعلم والله اعلم** "અના અઅ્લમુ વલ્લાહુ અઅ્લમ" એટલા માટે એમના પર ચેતવણી આવી જેમ કે બીજી રિવાયતમાં સ્પષ્ટ છે : **اعجب موسیٰ بعلمه نعاتبه بما لقی الخضر**"મૂસાને પોતાના ઈલ્મ પર 'ઉજબ' (નાઝ, સ્વપ્રસંશા) થયો એટલા માટે એમના પર ચેતવણી થઈ અને ખિઝરની સાથે એ પ્રસંગો ઉપસ્થિત થયો." અને હકીકતમાં એ એમની ઉમ્મતની તા'લીમના માટે હતું કે તેઓ ઘમંડમાં ન સપડાય.

**૬.** એનાથી જાણવા મળ્યું કે અદબ એ છે કે આલિમ જે વાત બયાન કરે, એના પછી એવું કહે "વલ્લાહુ તઆલા અઅ્લમ." (અલ્લાહ બેહતર જાણનાર છે). એના જ પ્રમાણે મુફિતયાને કિરામ પોતાના ફત્વાઓ પછી "વલ્લાહુ તઆલા અઅ્લમ" લખે છે.

**૭.** આ મજમઉલ બહરૈન બે સમુદ્રોનું સંગમ કોણ છે ? એમાં હદીષની શરહ (ખુલાસો) લખનારાઓ તથા મુફસ્સિરોના વિવિધ કથનો છે. પૂર્વ બાજુ રોમ તથા ફારસના સમુદ્રોનું સંગમ. ઉબય ઈબ્ને કઅબથી ષઅલ્બીએ કહ્યું કે એ આફ્રિકામાં છે. અને એક કથન આ છે "તન્જહ" મુરાદ છે. કેટલાક લોકોએ કહ્યું, ઉર્દુન તથા કલ્ઝમ નદીઓનું સંગમ મુરાદ છે. એ ઉપરાંત અન્ય પણ કથનો છે. વલ્લાહુ તઆલા અઅ્લમ.

**૮.** અહીં શંકા ઉભી થાય છે કે, એનાથી લાઝિમ આવે છે કે હઝરત ખિઝર હઝરત મૂસાથી અઅ્લમ (જાણકાર) છે. જ્યારે કે એ તેહકીક થયેલ છે કે નબીનું પોતાના સમયના લોકો કરતાં જાણકાર હોવું જરૂરી છે. એનો એક જવાબ ઝમખશરીએ આપ્યો છે કે સહીહ એ છે કે હઝરત ખિઝર નબી છે અને એમાં કાંઈ વાંધો નથી કે એક નબી બીજા નબીથી તા'લીમ મેળવે. એનો ફાયદો એ થયો કે એમાં કોઈ વાંધો નથી કે ખિઝર હઝરત મૂસા કરતાં જાણકાર હોય, એટલા માટે કે બંનેવ નબી છે. એના પર અલ્લામા ઈબ્ને હજરે એ વાંધો ઉઠાવ્યો કે એ તો સ્વીકારી લેવું જ થયું કે હઝરત ખિઝર હઝરત મૂસા કરતાં જાણકાર છે, જ્યારે એ જ મૂળ વાંધો છે. પછી પોતે જ જવાબ ઈર્શાદ ફર્માવ્યો કે હઝરત ખિઝરની જાણકારી ખાસ ચીજોના સંબંધે છે, પછી બાદમાં લખ્યું કે જો હઝરત ખિઝરને નબીએ મુરસલ માનીએ તો એમાં કોઈ વાંધો નથી કે એઓ જાણકાર હોય, એટલે કે મુત્લકન (કોઈ પાબંદી વિના) અને તેમને કેવળ નબી કે વલી માનીએ તો એ જ ખાસ જાણકારી મુરાદ છે. અલ્લામા ઈબ્ને

نحوثم، فانطلق وانطلق معه بفتاه يوشع بن نون وحملا حوتا في

*રીતે થાય? ફર્માવ્યું, એક માછલી[૯] ટોપલીમાં લઈ લો, જ્યાં એ ગાયબ થઈ જાય ત્યાં તે હશે. મૂસા ચાલ્યા અને તેમની*

مكتل حتى كان عند الصخرة وضعا رءوسهما فناما ـ فانسل الحوت

*સાથે તેમના ખાદિમ યૂશઅ ઈબ્ને નૂન પણ ચાલ્યા. બંનેવે એક માછલી ટોપલીમાં રાખી લીધી. જ્યારે સખરા[૧૦]*

હજરે શરૂમાં હોવું ખાસ કર્યુ, પછી તફસીલ કરી. જો હઝરત ખિઝર નબી મુરસલ છે તો "અઅ્લમ" અહીં પોતાના હકીકી અર્થમાં છે અને જો હઝરત ખિઝરને કેવળ નબી કે વલી માનીએ તો ખાસ વાતોના એતબારથી 'અઅ્લમ' થવું મુરાદ છે.

અલ્લામા અયનીએ ફર્માવ્યું કે હઝરત મૂસા નબુવ્વતના વઝીફા અને શરીઅતની બાબતોથી મુત્લકન 'અઅ્લમ' (જાણનાર) છે, અને હઝરત ખિઝર અન્ય અમુક ખાસ ચીજો (એટલે ગયબની બાબતો તથા બનાવો તથા કદમ)ના એતબારથી 'અઅ્લમ' (જાણનાર) છે.

પરંતુ દરેક ઈલ્મવાળો જાણે છે કે જે શખ્સ પુષ્કળ ઈલ્મો તે પણ નબવી વઝીફાઓ તથા શરીઅતના હુકમોના એતબારથી અઅ્લમ (જાણનાર) હોય એની સરખામણીમાં એવા શખ્સને જે ખાસ એવી વાતો જાણતો હોય જેના પર પ્રથમ શખ્સ માહિતગાર નથી, 'અઅ્લમ' કહેવું દુરુસ્ત નથી. એટલા માટે ખાદિમ (શારહે બુખારી)ના ખયાલમાં સહીહ ખુલાસો એ છે કે આ પ્રસંગ કેમ કે ચેતવણી તથા વોર્નિંગનો છે અને ચેતવણીના પ્રસંગે જે ચેતવણીમય શબ્દો બોલવામાં આવે છે તેનાથી હકીકી અર્થ મુરાદ નથી હોતો, કેવળ ચેતવણીનો જ હેતુ હોય છે. દા.ત. એક ઉસ્તાદ પોતાના સૌથી અધિક લાયકાતવાળા શાગિર્દને નારાજગીની હાલતમાં ધમકી રૂપે કહે કે, "તમને કાંઈ નથી આવડતુ", અથવા તેનાથી ઉતરતી કક્ષાના વિદ્યાર્થીને કહે કે, "તારાથી અધિક લાયક તો આ છે." વર્ણન શૈલીનો નિષ્ણાત જાણે છે કે અહીં મુરાદ હકીકી અર્થ નથી, પણ કેવળ ગુસ્સાનું પ્રદર્શન છે. એ જ પ્રમાણે અહીં પણ ચેતવણીના પ્રસંગે આ اعلم 'અઅ્લમ'નો હકીકી અર્થ મુરાદ નથી. જેવું કે એ જ હઝરાતે كذب عدو الله تغليباً ના ખુલાસામાં ફર્માવ્યું. એટલા માટે એનાથી હઝરત ખિઝરની જાણકારી પર દલીલ કરવી દુરુસ્ત નથી. એમાં ઉલમા તથા કમાલવાળા લોકોને એ ચેતવણી આપવું છે કે પોતાના ઈલ્મ તથા કમાલ પર ઘમંડ કરશો નહીં, નમ્રતા તથા આજીજી કરતા રહો. (જેમ કે અરબીમાં સિંહને 'અસદ' કહે છે જેનો હકીકી અર્થ સિંહ (શેર) છે, પણ જો બહાદુર વ્યક્તિને 'અસદ' કહે તો આ મજાઝી અર્થ છે. એટલે કે બહાદુરી મુરાદ છે.)

**૯.** કિતાબુત્તફસીરમાં યઅલાના તરીકાથી છે કે ઈર્શાદ થયો, એક નિર્જીવ માછલી લે જ્યાં એ માછલી જીવતી થઈ જાય ત્યાં તે બંદો એટલે ખિઝર છે. હઝરત મૂસાએ પોતાના ખાદિમ યૂશઅને ફર્માવ્યું કે તમને એટલા માટે સાથે લઈ રહ્યો છું કે તમે ધ્યાન રાખશો, જ્યાં આગળ માછલી આપણો સાથ છોડી આપે ત્યારે મને જણાવશો. તેમણે કહ્યું, આ કોઈ મહાન વાત નથી. હઝરત મૂસાએ મીઠુ મેળવેલી માછલી લીધી. અમુકે કહ્યું, માછલીનું અડધુ ધડ લીધું હતું. એક કથન એ પણ છે કે શેકેલી માછલી હતી. શક્ય છે કે શેકેલી, મીઠુ ભેળવેલી માછલી લીધી હોય. એનું સમર્થન એના પરથી થાય છે કે વગર શેકેલી માછલી ખાઈ શકાતી નથી. એ જ પ્રમાણે એ પણ શક્ય છે કે ચાલતી વખતે આખી માછલી લીધી હતી તેમાંથી માર્ગમાં થોડીક ખાઈ લીધી હોય. અને સખરાની પાસે જ્યારે પહોંચ્યા તો તેનો અડધો હિસ્સો રહી ગયો.

**૧૦.** તફસીરમાં છે કે જ્યારે એક ચટ્ટાનની પાસે પહોંચ્યા જેની નીચે જમીન ભીની હતી, હઝરત મૂસા علیہ السلام એ ચટ્ટાનના સાયામાં સૂઈ ગયા. એમાં બીજી રિવાયત છે કે એ ચટ્ટાનની નીચે આબે હયાતનું ઝરણુ હતું તેનું પાણી જે મુડદા પર પડતું તે જીવંત થઈ જતું. કોઈક રીતે માછલી પર તેનું પાણી પડી ગયું તો માછલી

مِنَ الْمِكْتَلِ فَاتَّخَذَ سَبِيلَهُ فِي الْبَحْرِ سَرَبًا وَّكَانَ لِمُوسٰى وَفَتَاهُ عَجَبًا فَانْطَلَقَا

*સુધી પહોંચ્યા તો માથુ રાખ્યું અને સૂઈ ગયા. માછલી ટોપલીમાંથી નીકળી ગઈ અને દરિયામાં પોતાનો માર્ગ*

بَقِيَّةَ لَيْلَتِهِمَا وَيَوْمِهِمَا فَلَمَّا أَصْبَحَ قَالَ مُوسٰى لِفَتَاهُ آتِنَا غَدَاءَنَا لَقَدْ لَقِينَا

*કરી લીધો, સુરંગ દેખાડતી, અને મૂસા તથા તેમના ખાદિમને આશ્ચર્ય થયું[૧૧]. અહીંથી ઉઠીને બંનેવ બાકીનો*

مِنْ سَفَرِنَا هٰذَا نَصَبًا وَلَمْ يَجِدْ مُوسٰى مَسًّا مِنَ النَّصَبِ حَتّٰى جَاوَزَ

*દિવસ તથા રાત[૧૨] ચાલ્યા. જ્યારે સવાર થઈ તો મૂસાએ પોતાના ખાદિમને ફર્માવ્યું, અમારી સવારનું ભોજન*

الْمَكَانَ الَّذِي أُمِرَ بِهِ فَقَالَ لَهُ فَتَاهُ أَرَأَيْتَ إِذْ أَوَيْنَا إِلَى الصَّخْرَةِ فَإِنِّي

*લાવો, આ સફરથી અમને થાક લાગ્યો છે અને મૂસાને થાક સ્પર્શ્યો પણ નહીં જ્યાં સુધી કે એ જગાએથી આગળ*

نَسِيتُ الْحُوتَ قَالَ مُوسٰى ذٰلِكَ مَا كُنَّا نَبْغِ فَارْتَدَّا عَلٰى آثَارِهِمَا قَصَصًا

*ન વધ્યા જ્યાં જવાનો તેમને હુકમ આપવામાં આવ્યો હતો. તેમના ખાદિમે કહ્યું, જુઓ ! જ્યારે આપણે ચટ્ટાનની*

فَلَمَّا انْتَهَيَا إِلَى الصَّخْرَةِ إِذَا رَجُلٌ مُسَجًّى بِثَوْبٍ أَوْ قَالَ تَسَجّٰى بِثَوْبِهِ

*પાસે રોકાયા હતા તે વખતે માછલીનો બનાવ વર્ણન કરવાનું ભૂલી ગયા. મૂસાએ ફર્માવ્યું, એ જ તો અમે ચાહતા*

જીવતી થઈ ગઈ અને તડપીને સમુદ્રમાં ચાલી ગઈ અને સમુદ્રમાં ડૂબી ત્યાં ગોળ સુરંગ બની ગઈ. હઝરત યૂશઅ આ દશ્ય જોઈ રહ્યા હતા પણ હઝરત મૂસાને ન જગાડયા, વિચાર્યું કે જ્યારે જાગશે ત્યારે કહી આપીશ. પણ જ્યારે હઝરત મૂસા જાગૃત થયા તો તેમને યાદ ન રહ્યું. અહીં એ છે બંનેવ સૂઈ ગયા, અને તફસીરની બે રિવાયતોમાં છે કે કેવળ હઝરત મૂસા સૂતા અને હઝરત યૂશઅ જાગી રહ્યા હતા અને માછલીને જીવતી થઈને દરિયામાં જતી જોઈ રહ્યા હતા. બંનેમાં એકરૂપતા એ છે કે શક્ય કે પ્રથમ હઝરત યૂશઅ થોડીકવાર સૂતા હોય અને એ જાગી ગયા તો હઝરત મૂસા علیہ السلام સૂઈ ગયા અથવા તગલીબન્ ફર્માવવામાં આવ્યું છે, જેમ કે આયતે કરીમા يَخْرُجُ مِنْهُمَا اللُّؤْلُؤُ وَالْمَرْجَانُ જ્યારે કે મોતી તથા મરજાન કેવળ ખારા સમુદ્રથી નીકળે છે, જેમ કે બાદમાં ફર્માવવામાં આવ્યું કે બંને ભૂલી ગયા, જ્યારે કે કેવળ હઝરત યુશઅ ભૂલ્યા હતા. نسیاحوتهماની એક તાવીલ એ પણ છે કે હઝરત મૂસા જાગ્યા બાદ માછલીનો હાલ પૂછવાનુ ભૂલી ગયા, અને યૂશઅ બતાવવાનું ભૂલી ગયા.

**૧૧.** આ વાક્ય તે વખતનું છે જ્યારે કે હઝરત મૂસાને હઝરત યૂશઅએ માછલીના હાલની ખબર આપી. જેમ કે કુર્આન મજીદમાં પણ છે અને કિતાબુત્તફસીરની એક રિવાયતમાં પણ છે. અને એવું જ પ્રસંગ પણ દર્શાવે છે. એટલા માટે અત્યારે તો હઝરત મૂસાને માછલીના પ્રસંગનો ઈલ્મ પણ ન હતો, જાણ થઈ હઝરત યૂશઅના જણાવવાના સમયે. પણ જો કે આશ્ચર્ય માછલીના ગુમ થવા પર હતું એટલા માટે એની સાથે વર્ણન કરી આપ્યું.

**૧૨.** અહીં یومهماપાછળથી છે, એમાં ઉલટ પલટ થઈ ગયું. સહીહ એ છે કે બાકીનો દિવસ તથા રાત ચાલ્યા, એના પર કરીનો (ધારણા)એ છે કે આગળ ફર્માવ્યું, જ્યારે સવાર થઈ, અને સવાર રાત પછી થાય છે.

فَسَلَّمَ مُوسٰى فَقَالَ الْخَضِرُ وَاَنّٰى بِاَرْضِكَ السَّلَامُ فَقَالَ اَنَا مُوسٰى فَقَالَ

*હતા ! ત્યારબાદ બંનેવ પોતાનાં કદમોનાં નિશાન[13] પર પાછા ફર્યા, પછી જ્યારે સખરા સુધી[14] પહોંચ્યા તો જોયું*

مُوسٰى بَنِىْ اِسْرَائِيْلَ قَالَ نَعَمْ ـ قَالَ هَلْ اَتَّبِعُكَ عَلٰى اَنْ تُعَلِّمَنِىْ مِمَّا عُلِّمْتَ

*કે એક જણે પગથી માથા સુધી કપડુ તાણેલું છે. મૂસાએ સલામ કરી તો ખિઝરે કહ્યું, તમારી (આ) જમીનમાં[15]*

رُشْدًا قَالَ اِنَّكَ لَنْ تَسْتَطِيْعَ مَعِىَ صَبْرًا ـ يَا مُوسٰى اِنِّىْ عَلٰى عِلْمٍ مِنْ عِلْمِ

*સલામ ક્યાંથી ? જવાબ આપ્યો હું મૂસા છું. પૂછયું, બની ઈસ્માઈલના મૂસા ? ફર્માવ્યું, હા ![1] મૂસાએ તેમને*

اللّٰهِ عَلَّمَنِيْهِ لَا تَعْلَمُهُ اَنْتَ وَاَنْتَ عَلٰى عِلْمٍ عَلَّمَكَهُ اللّٰهُ لَا اَعْلَمُهُ قَالَ سَتَجِدُنِىْ

*કહ્યું, (ઈજાઝત) છે કે હું આપની સાથે એ શરત પર રહું કે તમો મને તે નેક વાતોમાંથી કાંઈક શીખવી દો[16] જે તમને*

તેમજ તફસીરની એક રિવાયતમાં بقية يومها وليلتها જ છે.

**૧૩.** **قصّ** (કૃસ્સ)ના અર્થ બે છે : પાછળ ચાલવું, કિસ્સો વર્ણન કર્યો, વાતચીત કરી. અહીં બંને અર્થો બની શકે છે. પ્રથમ અર્થ જાહેર છે, બીજો અર્થ એ રીતે કે તે બંનેવ હઝરાત આપસમાં વાતચીત પણ કરતા જતા હતા. આ પરથી એ જણાયું કે સફર દરમ્યાન આપસમાં વાતચીત કરવી સુન્નત છે અને સફરમાં થકાવટ નથી થતી.

**૧૪.** મુસ્લિમ શરીફમાં છે કે પાછા વળીને એ ચટ્ટાનની પાસે પરત થયા. હઝરત યૂશઅએ જણાવ્યું કે અહીં માછલી ગાયબ થઈ હતી. (બુખારી) તફસીરમાં છે કે બંનેવે માછલીના અદશ્ય થવાની જગ્યાને જોઈ કે તાખલા જેમ છે. પછી જોયું કે એક જણ સમુદ્રની વચ્ચો વચ્ચ પાણીની ઉપર એક લીલી ફર્શ પર એ રીતે કપડાં ઓઢેલ છે કે ચાદરનો એક કિનારો માથાની નીચે અને બીજો પગની નીચે છે. મુસ્લિમમાં છે કે ચટ્ટા સૂતેલા હતા. ઈબ્ને હાતિમની એક રિવાયતમાં છે કે ઊનનો જબ્ભો પહેરેલ હતો, તેનો જ કંબલ હતો. તેમની સાથે તેમનો અસો (લાકડી) હતો જેના પર તેમનું ખાવા બાંધેલું હતું. ઈબ્ને અબી હાતિમની રિવાયત આ પ્રમાણે છે કે તેઓ બંને એ કાણામાં તશરીફ લઈ ગયા જે માછલી બનાવતી ગઈ હતી, પાણી જામીને સખત થઈ ગયું હતું. અંદર જઝીરતુલ બહરમાં પ્રથમ તો જોયું કે હઝરત ખિઝર લીલા રંગના ફર્શ પર ઉભા રહી વચ્ચોવચ્ચ નમાઝ પઢી રહ્યા છે.

બુખારીની આ રિવાયતો અને ઈબ્ને અબી હાતિમની રિવાયતમાં ટકરાવ નથી. એવું થઈ શકે છે કે બુખારીની રિવાયતમાં સંક્ષિપ્તપણે હોય અને હેતુ એ જ હોય કે એ સુરંગની અંદર ગયા તો હઝરત ખિઝરને જોયા. અલ્બત્ત અંતિમ હિસ્સામાં ચોક્કસ ટકરાવ છે, અને ટકરાવમાં અહીં અગ્રતા બુખારીની જ રિવાયતને આપવામાં આવશે. વલ્લાહુ તઆલા અઅ્લમ.

**૧૫.** حيث، متى، اين، كيف، انّٰى ના અર્થમાં આવે છે. અહીં كيف તથા اين ના અર્થમાં છે. જો كيف ના અર્થમાં લાવવામાં આવે તો આશ્ચર્ય પ્રદર્શિત કરવા માટે છે. અર્થ એ થયો કે આ ભૂમિમાં સલામ કેવી રીતે ? તે એ કારણ કે એ વિસ્તાર કાફિરોનો હતો, તેઓ સલામને જાણતા જ ન હતા. અથવા એ વિસ્તારમાં મુલાકાત સમયે સલામ શબ્દ સિવાય અન્ય કોઈ શબ્દથી મુલાકાત રિવાજ પામેલ હતી. અને જો اين ના અર્થમાં લેવામાં આવે તો પ્રશ્નાર્થ વાક્ય બનશે. એટલે કે તમે સલામ કઈ રીતે જાણી ? તે સ્થળ વિરાન હતું કોઈ રહેનાર ન હશે. એનાથી જાહેર થયું કે હઝરત ખિઝરે હઝરત મૂસાને ન ઓળખ્યા, નહીં તો આ આશ્ચર્ય ન થાત અને સવાલ ન કરત, એટલા માટે કે ગયબી રીતે વાકેફ હતા. જેમ કે આગળના શબ્દોથી જાહેર છે કે એના જવાબમાં હઝરત

إِنْ شَاءَ اللّٰهُ صَابِرًا وَلَا أَعْصِي لَكَ أَمْرًا فَانْطَلَقَا يَمْشِيَانِ عَلٰى سَاحِلِ الْبَحْرِ

*શીખવાડવામાં આવી છે. ખિઝરે કહ્યું, તમો હરગિઝ મારી સાથે રહી શકશો નહીં[૧૭]. મને અલ્લાહે કાંઈક એવો*

لَيْسَ لَهُمَا سَفِينَةٌ فَمَرَّتْ بِهِمَا سَفِينَةٌ فَكَلَّمُوهُمْ أَنْ يَحْمِلُوهُمَا فَعُرِفَ الْخَضِرُ

*ઈલ્મ અતા ફર્માવ્યો છે જેને આપ નથી જાણતા, અને આપને અલ્લાહે કાંઈક એવો ઈલ્મ અતા ફર્માવ્યો છે જેને હું*

فَحَمَلُوهُمَا بِغَيْرِ نَوْلٍ فَجَاءَ عُصْفُورٌ فَوَقَعَ عَلٰى حَرْفِ السَّفِينَةِ فَنَقَرَ نَقْرَةً

*નથી જાણતો. મૂસાએ કહ્યું, ઈન્શાઅલ્લાહ ! આપ મને સાબિર પામશો, અને આપના કોઈ હુકમ વિરુધ્ધ કરીશ*

أَوْ نَقْرَتَيْنِ فِي الْبَحْرِ فَقَالَ الْخَضِرُ يَا مُوسٰى مَا نَقَصَ عِلْمِي وَعِلْمُكَ مِنْ عِلْمِ

*નહીં. ત્યારે તેઓ બંનેવ દરિયાના કિનારે પગપાળા ચાલ્યા. તેમની પાસે કશ્તી (નાવ) ન હતી. પછી એક કશ્તી*

اللّٰهِ إِلَّا كَنَقْرَةِ هٰذَا الْعُصْفُورِ فِي الْبَحْرِ فَعَمَدَ الْخَضِرُ إِلٰى لَوْحٍ مِنْ أَلْوَا حِ

*તેમની પાસે આવી, તેમણે કશ્તીવાળા સાથે વાત કરી કે તેમને પણ સવાર કરી લે. ખિઝરને ઓળખી લેવામાં*

મૂસાએ ફર્માવ્યું, હું મૂસા છું, તો તેમણે પૂછયું, બની ઈસ્રાઈલના મૂસા ? ફર્માવ્યું, હા !

**૧૬.** તફસીરમાં એટલુ વિશેષ છે : ત્યારબાદ હઝરત ખિઝરને પૂછયું, આપનો શો હાલ છે ? શા માટે તશરીફ લાવ્યા છો ? હઝરત મૂસાએ ફર્માવ્યું, એટલા માટે આવ્યો છું કે આપ મને તે સારી વાતોમાંથી કાંઈક તા'લીમ આપો જે આપને શીખવવામાં આવી છે. એના પર હઝરત ખિઝરે અર્ઝ કરી, શું આપના માટે એ પૂરતુ નથી કે આપની પાસે વહી આવે છે ? હે મૂસા ! મારી પાસે અમુક એવા ઈલ્મ છે કે એ સૌને જાણવું આપના લાયક નથી, અને આપની પાસે કેટલાક એવા ઈલ્મ છે જે સૌને જાણવા મારા માટે લાયક નથી.

**૧૭.** એનો સબબ એ હતો કે હઝરત ખિઝરને હુકમ હતો કે તેઓ બાતિની એહવાલના પ્રમાણે અમલ કરે. અને હઝરત મૂસાને ન એ સર્વ જુઝઈ (અમુક) વાતોનો ઈલ્મ હતો ન બાતિની એહવાલના ઈલ્મ પ્રમાણે અમલ માટે નિયુક્ત હતા. હઝરત ખિઝરનો હેતુ એ હતો કે હું બાતિની એહવાલના પ્રમાણે અમલ કરીશ જેને જાહેરી રીતે જોતાં આપ શરીઅત વિરુધ્ધ પામશો. અને કેમ કે તમો નબી મુરસલ છો એટલા માટે મને રોકશો, મારા પર વાંધો ઉઠાવશો. સબ્ર ન કરવાથી એ જ મક્સદ છે કે તમો મને જરૂરથી ટોકશો.

**૧૮.** પહેલાં ફર્માવ્યું, બંનેવ એટલે હઝરત મૂસા અને હઝરત ખિઝર ચાલ્યા. એનાથી ધારણા થાય છે કે હઝરત યૂશઅ એમની સાથે ન હતા. પણ અહીં **فكلموهم** (ફકલ્લમૂહુમ) બહુવચન સૂચક છે, એનાથી સાબિત થાય છે કે ત્રણ માણસો હતા, અને ત્રીજા હઝરત યૂશઅ સિવાય અન્ય કોઈ નહીં. અને પહેલાં તષ્નિયા (બે)નો સંકેત એટલા માટે ઉપયોગ કર્યો કે હઝરત યૂશઅની હૈસિયત ખાદિમ તથા તાબા હેઠળની હતી. ઈબ્ને અબી હાતિમની રિવાયતમાં છે, દરિયામાં એક કશ્તી જતી જોવા મળી તો ખિઝરે અવાજ આપ્યો, અને કહ્યું કે અન્ય સવારોએ જે ભાડુ આપ્યું છે તેનાથી અમે લોકો ડબલ આપીશું. કશ્તીના સવારોએ કશ્તીના માલિકને કહ્યું, આ ભયાનક સ્થળે આ લોકો છે, ક્યાંક ચોર ન હોય ! કશ્તીના માલિકે કહ્યું, હું એ લોકોના ચહેરા પર નૂર જોઈ રહ્યો છું ! અને તેમને ભાડા વગર સવાર કરી લીધા.

**૧૯.** અહીં શબ્દ **نقص** (નકસ) આવેલ છે જેનો શાબ્દિક તર્જુમો એ થશે કે : મારા તથા તમારા ઈલ્મે બારી

السَّفِينَةِ فَنَزَعَهُ فَقَالَ مُوسَى قَوْمٌ حَمَلُونَا بِغَيْرِ نَوْلٍ عَمَدْتَ إِلَى سَفِينَتِهِمْ

*આવ્યા તેમને વગર ભાડે સવાર કરી લીધા[૧૮]. એવામાં એક નાની ચકલી આવી જે કશ્તીના કિનારે બેઠી અને એક*

فَخَرَقْتَهَا لِتُغْرِقَ أَهْلَهَا. قَالَ أَلَمْ أَقُلْ إِنَّكَ لَنْ تَسْتَطِيعَ مَعِيَ صَبْرًا قَالَ لَا

*કે બે ચાંચ સમુદ્રમાં મારી, એના પર ખિઝરે કહ્યું, મારા તથા તમારા ઈલ્મનો સંબંધ[૧૯] અલ્લાહના ઈલ્મની સાથે*

تُؤَاخِذْنِي بِمَا نَسِيتُ وَلَا تُرْهِقْنِي مِنْ أَمْرِي عُسْرًا قَالَ فَكَانَتِ الْأُولَى

*એટલો જ છે જેટલો આ ચકલીની એક ચાંચનો સમુદ્ર સાથે છે. હઝરત ખિઝરે કશ્તીનો એક તખ્તો કાઢી લીધો[૨૦].*

مِنْ مُوسَى نِسْيَانًا فَانْطَلَقَا فَإِذَا غُلَامٌ يَلْعَبُ مَعَ الْغِلْمَانِ فَأَخَذَ الْخَضِرُ

*એના પર મૂસાએ કહ્યું, એ લોકોએ ભાડા વિના આપણને નાવમાં બેસાડયા, તમે નાવડાને ફાડી નાખ્યું કે કશ્તીવાળા*

بِرَأْسِهِ مِنْ أَعْلَاهُ فَاقْتَلَعَ رَأْسَهُ بِيَدِهِ فَقَالَ مُوسَى أَقَتَلْتَ نَفْسًا زَكِيَّةً

*(નાવડાવાળા) ડૂબી જાય. ખિઝરે કહ્યું, શું મેં ન કહ્યું હતું કે તમો મારી સાથે રહી નહીં શકો ! મૂસાએ કહ્યું, મારી*

بِغَيْرِ نَفْسٍ قَالَ أَلَمْ أَقُلْ لَكَ إِنَّكَ لَنْ تَسْتَطِيعَ مَعِيَ صَبْرًا قَالَ ابْنُ عُيَيْنَةَ

*ભૂલ પર પકડ ન કરો અને મારા કામમાં મુશ્કેલી ન ઉભી કરો. (ફર્માવ્યું રસૂલુલ્લાહ ﷺએ) આ પહેલી*

તઆલાના ઈલ્મમાં એટલી જ કમી કરી જેટલી આ ચકલીના એકવાર ચાંચમાં પાણી લેવાથી કમી થશે. એના પર શંકા ઉપસ્થિત થાય છે કે ચકલીના એકવાર ચાંચમાં પાણી લેવાથી ખરેખર સમુદ્રના પાણીમાં કમી થઈ છે. પણ હઝરત મૂસા અને હઝરત ખિઝર જ શું સર્વ લોકોના ઈલ્મોએ અલ્લાહ તઆલાના ઈલ્મના ખજાનામાં રજમાત્ર પણ કમી નથી કરી. એનો જવાબ એ છે કે જો એક ચાંચ પાણી લઈ લેવાથી સમુદ્રના પાણીમાં કમી થઈ છે પણ ઉર્ફમાં એ જ કહેવામાં આવે છે કાંઈ કમી નથી આવી, અહીં એ વાક્યનો એ જ ઉર્ફી અર્થ મુરાદ છે. મતલબ એ થયો કે જાણે અહીં કોઈ કમી ન થઈ એ જ પ્રમાણે મખ્લૂકોના ઈલ્મોએ રબ તઆલાના ઈલ્મમાં કોઈ કમી નથી કરી. અથવા એ કે અનુભવથી એ જ જણાય છે કે એ એક ચાંચ પાણીમાંથી સમુદ્રમાં કોઈ કમી નથી થઈ, એ જ પ્રમાણે હકીકતમાં આપણા ઈલ્મોથી રબ તઆલાના ઈલ્મમાં કોઈ કમી નથી થઈ. કિતાબુત્તફસીરમાં આ પ્રમાણે છે કે મારો તથા તમારો ઈલ્મ રબ તઆલાના ઈલ્મ સમક્ષ એવો જ છે જેમ કે સમુદ્ર સામે પક્ષીનું એક ચાંચ પાણી. એના પર પણ શંકા થાય છે કે સમુદ્રનું પાણી કેટલુંયે વિશાળ હોય પણ છતાંય સીમિત જ છે, અને એક ચાંચ પાણીને સમુદ્ર સાથે જે નિસ્બત છે તે સીમિતની સીમિત સાથે છે અને રબ તઆલાનો ઈલ્મ ગૈર મુત્નાહી (અસીમ) છે અને સર્વ મખ્લૂકનો, ત્યાં સુધી કે એ બંનેવ હઝરાતના ઈલ્મો પણ ભલે ગમે તેટલા અઢળક હોય પણ સીમિત છે. અને અસીમની સીમિત સાથે કોઈ નિસ્બત નથી. એનો પણ એ જ જવાબ છે કે આ કેવળ સમજાવવા ખાતર જ છે. અનુભવના એતબારથી આમ બોલીમાં એ જ ચાલે છે સમુદ્રનું પાણી બેહદ બેહિસાબ છે જે ગૈરમુત્નાહી (અસીમ)ની એક તાબીર છે કે એક ટીપાની સમુદ્રના બેહદ બેહિસાબ પાણીની સરખામણીમાં કોઈ હેસિયત નથી, એ જ પ્રમાણે મખ્લૂકોના ઈલ્મોની રબ તઆલાના અસીમ ઈલ્મોની સરખામણીમાં કોઈ હેસિયત નથી.

وهذا اوكد فانطلقا حتى اذا اتيا اهل قرية استطعما اهلها فابوا

*મૂસાની ભૂલ હતી. ત્યારબાદ ફરી બંનેવ ચાલ્યા, જોયું કે એક બાળક બાળકો સાથે રમી રહ્યું છે, ખિઝરે તેના*

ان يضيفوهما فوجدا فيها جدارا يريد ان ينقض قال الخضر بيده

*માથાને ઉપરથી પકડયું અને ઉખેડી લીધું[21]. હવે મૂસાએ કહ્યું, તમે એક અજનબીને કોઈ જાનના બદલા વિના*

**૨૦.** કિતાબુત્તફસીર વગેરેમાં છે કે કુહાડી વડે કાપીને તખ્તો ઉખેડી કાઢયો અને એમાં ખીલી ઠોકી દીધી. એક રિવાયતમાં છે કે મૂસા علیہ السلامએ એમાં કપડુ ભરી દીધું અને એક ખૂણામાં તશરીફ લઈ ગયા અને વિચારવા લાગ્યા કે આ શખ્સની સાથે રહીને શું પામીશ ! બની ઈસ્રાઈલમાં હતો તો તેઓને સવાર સાંજ અલ્લાહની કિતાબ સંભળાવતો હતો, હુકમ આપતો હતો તો તેઓ માની લેતા હતા. હઝરત ખિઝરે કહ્યું, તમારા જીવમાં શું છે કહો તો જણાવી દઉં ? ફર્માવ્યું, જણાવી દો ! હઝરત ખિઝરે સૌ જણાવી દીધું. કશ્તીનો તખ્તો ઉખાડવાનું હઝરત મૂસા સિવાય કોઈએ નથી જોયું, નહીં તો તખ્તો ઉખાડવા જ ક્યાં દેત.

**૨૧.** કશ્તીથી ઉતરીને એ લોકો સમુદ્રના કિનારા પર જઈ રહ્યા હતા તો જોયું કે દસ બાળકો રમી રહ્યાં છે એમાંથી જે સૌથી અધિક રૂપાળો અને તેજસ્વી હતો તેને હઝરત ખિઝરે પકડયો અને મારી નાખ્યો. એનું એ જ બુખારી, તફસીરમાં જૈસૂર દર્શાવ્યું છે. અને એક કથન એ છે કે જૈસૂન હતું. મારી નાખવાની કૈફિયતમાં વિવિધ રિવાયતો છે, અહીં છે કે તેના માથાને ઉખાડી નાખ્યું. બીજી રિવાયતમાં છે, હાથથી એ રીતે ઈશારો કર્યો જેવી રીતે મેવા તોડવામાં આવે છે. એક રિવાયતમાં છે કે સૂવડાવીને છરી વડે ઝબહ કરી નાખ્યો. એક રિવાયતમાં છે કે એક મોટો પથ્થર લઈને તેના માથા પર ઝીંકી દીધો. એક રિવાયતમાં છે કે તેનું માથુ દિવાલ સાથે અફાડી દીધું. આ સૌમાં એ છે કે આ સૌ થયું હશે, પ્રથમ તેના માથા પર હાથ માર્યો જેથી તે પડી ગયો, પછી છરી વડે ઝબહ કરીને તેના માથાને શરીરથી અલગ કર્યું પછી માથુ દિવાલ પર પછાડયું. એ છોકરો દુષ્પ્રકૃતિવાળો હતો, અત્યારથી જ ફસાદ મચાવતો રહેતો હતો, માં બાપને સતાવતો રહેતો, રાતમાં ચોરી કરતો, સવારે જ્યારે ફરિયાદ આવતી તો માં બાપ જૂઠી કસમ ખાતાં કે એ રાતભર ક્યાંય નથી ગયો અને અમારી સાથે સૂતો હતો. આ બનાવ ક્યાં તો ઉબુલ્લામાં બન્યો હતો જે બસરા તથા અયદાનની વચ્ચે છે અથવા ઈલામાં જે કલ્ઝુમ દરિયાના કિનારે મિસરથી આવનાર હાજીઓના માર્ગમાં પડે છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું કે ગુલામ અરબીમાં નાબાલિગ બાળકને કહે છે, એ દલીલ છે કે તે હજી નાબાલિગ હતો, અને એ જ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماનું કથન છે.

**૨૨.** એમાં તાકીદનો વધારો لک (લક)ના વધારાથી પેદા થાય છે.

**૨૩.** એ વસ્તી ઈન્તાકિયા હતી, જેમ કે ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماએ ફર્માવ્યું છે. અહીં એ હઝરાત સૂરજ ડૂબ્યા બાદ પહોંચ્યા. નજીકમાં કોઈ એવી વસ્તી ન હતી અને શિયાળાની રાત હતી. એ હઝરાતે એ દિવાલની પાછળ જઈને રોકાણ કર્યું. એ દિવાલ એટલી નમેલી હતી કે વસ્તીવાળા એનાથી બચીને ચાલતા હતા. હઝરત ખિઝરે જ્યારે જોયું કે દિવાલ ખતરનાક છે તો તેને સીધી કરી દીધી. સામાન્યતઃ રિવાયતોમાં એ જ છે કે હાથ વડે સીધી કરી દીધી. એક રિવાયત છે કે થાંભલો લગાડીને સીધી કરી દીધી. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماએ ફર્માવ્યું, તેને પાડી નાખીને બનાવવામાં લાગ્યા. અહીં قال بیدہ છે. અહીં قال (કાલ) ઈશારાના અર્થમાં છે. બીજી રિવાયતમાં فمسحه بیدہ (ફમસ્હહૂ બિયદિહી) છે. એના પર પોતાનો હાથ ફેરવ્યો. અમે એ બંને રિવાયતોને લક્ષમાં રાખીને તર્જુમો કર્યો, "હાથ વડે સીધી કરી."

**૨૪.** આ હઝરત ખિઝરે એટલા માટે કહ્યું કે એનાથી પહેલાં ખૂદ હઝરત ખિઝરે કહી દીધું હતું કે હવે જો તમો

فَاَقَامَهٗ فَقَالَ لَهٗ مُوْسٰى لَوْ شِئْتَ لَاتَّخَذْتَ عَلَيْهِ اَجْرًا قَالَ هٰذَا فِرَاقُ بَيْنِيْ وَ

મારી નાખ્યો. ખિઝરે કહ્યું, મેં તમને ન કહ્યું હતું કે તમો મારી સાથે નહીં રહી શકો ? ઈબ્ને ઐનિયહ્એ કહ્યું, એમાં

بَيْنِكَ قَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَرْحَمُ اللّٰهُ مُوْسٰى لَوَدِدْنَا

અધિક તાકીદ છે[૨૨]. ત્યાર બાદ બંનેવ ચાલ્યા અને એક વસ્તીવાળાઓ[૨૩] પાસે આવ્યા, તેમની પાસે ખાવા માંગ્યું

لَوْ صَبَرَ حَتّٰى يُقَصَّ عَلَيْنَا مِنْ اَمْرِهِمَا ء

તો તે વસ્તીવાળાઓએ મહેમાન બનાવવાથી ઈન્કાર કરી દીધો. તે લોકોએ એ વસ્તીમાં એક દિવાલ એવી જોઈ જે પડવાની અણી પર હતી તેને ખિઝરે હાથ વડે ઠીક કરી દીધી. એના પર મૂસાએ એમને કહ્યું કે તમે ઈચ્છત તો એના માટે કાંઈક મજદૂરી લઈ લેત. ખિઝરે કહ્યું, આ મારી અને તમારી જૂદાઈ છે[૨૪]. નબી ﷺએ ફર્માવ્યું, અલ્લાહ મૂસા પર રહમ ફર્માવે ! અમારી ઈચ્છા છે કે જો તેઓ સબ્ર કરતા તો આપણને તેના અહેવાલ અધિક સાંભળવા મળત★.

ત્રીજીવાર ઉતાવળ કરશો તો તે છૂટા પડવાનો સમય હશે. એના પર ખૂદ મૂસા ફર્માવી ચૂક્યા હતા કે જો કાંઈ પૂછું તો તમારી સાથે ન રાખશો. એટલા માટે તફસીરમાં છે કે પહેલીવાર હઝરત મૂસાનો સવાલ ભૂલી જવાથી હતો, જેમ કે હુઝૂર ﷺનો ઈર્શાદ છે, અને બીજીવાર શરત રૂપે હતો અને ત્રીજી વાર ઈરાદાપૂર્વક હતો. ષઅલ્બીએ કહ્યું કે જયારે ત્રીજીવાર હઝરત મૂસાએ હઝરત ખિઝરને ટોક્યા તો હઝરત ખિઝરે અર્ઝ કરી, તમે મને નાવડી તોડવા, બાળકને મારી નાખવા અને દિવાલ સીધી કરવા પર ટોકી રહ્યા છો, અને તમે ભૂલી ગયા કે તમોએ પોતે પોતાને પાણીમાં નાખ્યા, કૂબ્તીને મારી નાખ્યો, શોઐબની બકરીઓ મજૂરી વિના ચરાવી.

**ઉપલબ્ધ મસાઈલ :** ૧. ઈલ્મની તલબ અથવા કોઈ ભલાઈની પ્રાપ્તિ માટે સફર કરવી જાઈઝ છે, બલ્કે નબીઓની સુન્નત છે, ભલે તે સફર દરિયાની હોય. એના પર કયાસ કરીને હવાઈ સફર પણ જાઈઝ છે. ૨. સફરના માટે ભાથુ રાખવું જાઈઝ છે અને સૌથી ઉમદા ભાથુ માછલી છે. કેટલાક મશાઈખે ફર્માવ્યું કે જે સફરમાં ભાથુ માછલી હશે તે સફર કામયાબ થશે. ૩. ઉસ્તાદો તથા મશાઈખની સાથે અદબપૂર્વક રહેવું જોઈએ અને તેમના પર વાંધો હરગિઝ હરગિઝ ન કરવો જોઈએ. તેમની જે વાત સમજમાં ન આવે તેના પર વાંધો ન કરવો જોઈએ, તેની સારી તાવીલ કરવી જોઈએ, અને જો માનવ હોવાને નાતે કોઈ વાત થઈ જાય જેનાથી તેમને તકલીફ પહોંચે તો તેમનાથી માફી માંગી લેવી જોઈએ. ૪. અંબિયાએ કિરામ, ઔલિયાએ એઝામના માટે પ્રકૃતિથી વિશેષ શક્તિ સાબિત છે. ૫. જરૂરત પર ખાવા, પીવા તથા અન્ય જરૂરિયાતનો સવાલ જાઈઝ છે. ૬. મજૂરી પર કામ કરવું જાઈઝ છે. ૭. હુકમ (શરીઅતનો) જાહેર પર થશે, જ્યાં સુધી વાસ્તવિક સ્થિતિ જાહેર ન થઈ જાય. ૮. જ્યારે બે ખરાબીઓ એકત્ર થાય તો જે એમાં ઓછી ખરાબ હોય તેને અપનાવો. ૯. શરીઅતની દરેક વાત સ્વીકારવી વાજિબ છે, ભલે તે આપણી કે કોઈની પણ સમજમાં ન આવે. ૧૦. અક્લ નક્લના તાબે છે, નક્લ અક્લના તાબે નથી. ૧૧. ગૈર નબીનો ખ્વાબ અથવા કશ્ફ શરઈ દલીલ નથી. ૧૨. મોટા ભાગનો માલ અથવા શરીર બચાવવાના માટે અંશિક ભાગને બર્બાદ કરવું કે કપાવી લેવું જાઈઝ છે. ૧૩. માણસ ગમે તેટલા ઊંચા હોદ્દા પર હોય પણ પોતાને સૌથી મોટો ન સમજે, પોતાની મહાનતા પર ઘમંડ ન કરે. હમેશાં નમ્રતાથી રહે. ૧૪. અંબિયાએ કિરામ તથા ઔલિયાએ એઝામને અલ્લાહ તઆલાએ ઈલ્મે ગયબ અતા ફર્માવ્યો. ૧૫. અલ્લાહ ﷻનો ઈલ્મ અને દરેક સિફત (ગુણ, ખૂબી) ગૈર મુત્નાહી (અસીમ) છે. અંબિયા

★ બુખારી ઈલ્મ, મુસ્લિમ અહાદીષુલ અંબિયા, તિર્મિઝી તફસીર, નિસાઈ તફસીર વલ ઈલ્મ, મુસ્નદે ઈમામ અહમદ બિન હંબલ

## (٩١) حدیث. من قاتل لتکون کلمۃ اللہ ھی العلیا

### [હદીષ : ૯૧] "અલ્લાહના નામને બલંદ કરવા લડનાર"

عَنْ اَبِیْ مُوْسٰی رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُ، قَالَ جَاءَ رَجُلٌ اِلَی النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی

*હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ કહે છે કે એક શખ્સ નબી ﷺ ની ખિદમતમાં હાજર થયો અને પૂછયું, યા રસૂલલ્લાહ !*

عَلَیْهِ وَسَلَّمَ فَقَالَ یَا رَسُوْلَ اللّٰہِ، مَا الْقِتَالُ فِیْ سَبِیْلِ اللّٰہِ فَاِنَّ اَحَدَنَا

*અલ્લાહના માર્ગમાં લડાઈ શું છે ? એટલા માટે કે કોઈ ગુસ્સાના[1] કારણે લડે છે, કોઈ ગૈરત[2] (સ્વમાન)ને કારણે. હુઝૂરે*

તથા ઔલિયા તેમજ તમામ મખ્લૂકાતના ઈલ્મો તથા સિફતો સંયુક્તપણે પણ સીમિત છે, ભલે તે ગમે તેટલી પુષ્કળ હોય. ૧૬. ચીજોનું સારું કે ખરાબ હોવું શરઈ છે. ૧૭. આઝાદ માણસથી ખિદમત લેવી જાઈઝ છે. ખાદિમે મખ્દૂમના તાબેદાર હોવું જોઈએ. ૧૮. સાથીની માફી સ્વીકારવી જોઈએ. ૧૯. પોતાની તકલીફને પ્રદર્શિત કરવું જાઈઝ છે જ્યારે કે બૂમરાણના રૂપે ન હોય. અલ્લાહને ખાતર જે કામ કરવામાં આવે એમાં થાક તથા પરેશાની નથી હોતી, પોતાના માટે કરવામાં માનવ હોવાનો તકાઝો હોય છે. ૨૧. ત્રણવાર માફી સ્વીકારવી લેવી જોઈએ, ત્યાર પછી અધિકાર છે.

**ચેતવણી** : ગુમરાહ સૂફીઓ અને અધર્મી તસવ્વુફવાળા હોવાના ઢોંગીઓએ હઝરત મૂસા અને હઝરત ખિઝરના પ્રસંગ પરથી દલીલો કરી છે કે અલ્લાહવાળા શરીઅતના મોહતાજ નથી, એમને વાસ્તા વિના અલ્લાહ તઆલા તરફથી ઈલ્મો તથા હુકમો ઉતરે (ઈલ્કા થાય) છે, તેઓ તેના પાબંદ છે. અલ્લામા કુર્તબીએ ફર્માવ્યું, આ કુફ્ર તથા ઝિન્દિક (અધર્મીપણુ) છે. એ "જરૂરિયાતે દીન" છે કે અલ્લાહ ﷻ ની સુન્નત એ જ છે કે તે પોતાના બંદાઓને સર્વ હુકમો અંબિયાના વાસ્તાથી પહોંચાડે છે. નબીના વાસ્તા વિના અલ્લાહ ﷻ નો કોઈ હુકમ નાઝિલ નથી થયો. એના પર ઉમ્મતનો કતઈ ઈજમાઅ છે. અને એ જ કુર્આન તથા હદીષથી સાબિત છે. શરીઅતનો બંધાયેલો દરેક આકિલ બાલિગ મુસલમાન છે, જે પોતાને શરીઅતના વર્તુળથી બહાર સમજે તે કાફિર તથા ઝિન્દીક છે. કોઈના બાતિની ઈલ્મો જો શરીઅતના પ્રમાણે હોય તો સ્વીકાર્ય છે, નહીં તો મરદૂદ. તે ઉપરાંત હઝરત ખિઝરે જે કાંઈ કર્યું તે જાહેર શરીઅતની વિરુધ્ધ નથી, સિવાય બાળકના કત્લના, કે એ જાહેરી રીતે આપણી શરીઅત વિરુધ્ધ છે પણ ઉલમાએ ફર્માવ્યું કે, શક્ય છે કે હઝરત ખિઝરની શરીઅતમાં એની ઈજાઝત રહી હોય, અને જો ન પણ હોય તો તે ગમે તેમ પણ નબી હતા અને નબી પર અલ્લાહ તરફથી હુકમો ઉતરે જ છે, તેમનો જવાબ પણ વહી અને ઈલ્હામ પણ વહી હોય છે. એટલા માટે એનાથી પોતાનાં કુફ્ર કાર્યો પર એ મુલ્હિદો (અધર્મીઓ)ની દલીલ એ ફાસિદ દલીલ છે.

### સમજૂતી : ૯૧

**શબ્દકોશ** : અહીં કેવળ رجلٌ (રજુલુન્) છે અને કિતાબુલ જેહાદમાં اعرابی (અઅ્રાબી) છે. અહીં કેવળ غضبا અને حمية (હમિય્યહ) છે પણ જેહાદમાં للمغنم للذکر لیری مکانه છે, અને કિતાબુત્તૌહીદમાં حمية (હમિય્યહ) ની સાથે شجاعة (સુજાઅહ) અને ریاء (રિયાઅ્) છે. હવે આખો પ્રશ્ન એ થયો કે કોઈ ગુસ્સાના કારણે, કોઈ સ્વમાનના કારણે, કોઈ માલે ગનીમત પ્રાપ્ત કરવા માટે, કોઈ પોતાની નામના માટે, કોઈ પોતાની બહાદુરી અને મર્તબો દેખાડવાના માટે લડે છે. જવાબનો ફાયદો એ થયો કે દીનની સરબુલંદીની નિય્યત સિવાય કોઈપણ ફાસિદ (ગલત) હેતુથી લડનાર ફી સબીલિલ્લાહ નથી. જેહાદ ફી સબીલિલ્લાહ કેવળ એ છે કે દીનની સરબુલંદી માટે જંગ કરે.

يُقَاتِلُ غَضَبًا وَّيُقَاتِلُ حَمِيَّةً فَرَفَعَ إِلَيْهِ رَأْسَهُ قَالَ وَمَا رَفَعَ إِلَيْهِ رَأْسَهُ إِلَّا

પોતાનું માથુ ઉઠાવ્યું. રાવીએ કહ્યું કે હુઝૂરે માથુ એટલા માટે ઉઠાવ્યું કે પ્રશ્નકર્તા ઉભો હતો, (અને હુઝૂર બેઠા

أَنَّهُ كَانَ قَائِمًا فَقَالَ مَنْ قَاتَلَ لِتَكُونَ كَلِمَةُ اللّٰهِ هِيَ الْعُلْيَا فَهُوَ فِي سَبِيْلِ اللّٰهِ

હતા)[૩] અને ફર્માવ્યું, જે એટલા માટે લડે કે અલ્લાહનો કલ્મો બુલંદ થાય તો એ લડાઈ ફી સબીલિલ્લાહ છે.

(બુખારી, મુસ્લિમ–અમારત, તિર્મિઝી, અબૂ દાઊદ, નિસાઈ–જેહાદ, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ)

## (۹۲) حدیث۔ سوال الیہود عن الروح

## [હદીષ : ૯૨] ''યહૂદીઓનો રૂહના વિશે સવાલ''

عَنْ عَبْدِ اللّٰهِ قَالَ بَيْنَا أَنَا أَمْشِي مَعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ فِي

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہએ કહ્યું, હું નબી صلی اللہ علیہ وسلمની સાથે મદીનાના ખંડેરો[૧]માં જઈ રહ્યો હતો

**૧.** ગુસ્સો ક્યારેક પોતાના માટે હોય છે ક્યારેક અલ્લાહના માટે. અલ્લાહના માટે ગુસ્સો તથા જંગ તો એ પણ ફી સબીલિલ્લાહ છે. પોતાના માટે ગુસ્સો ક્યારેક હક્ક પ્રમાણે હોય છે ક્યારેક નાહક્ક. સાચા ગુસ્સાના કારણે જંગ ક્યારેક ફી સબીલિલ્લાહ થઈ જાય છે, જેમ કે બીજી હદીષમાં છે :

**من قتل دون ماله فهو شهيد ومن قتل دون دمه نهو شهيد ومن قتل دون دينه فهو شهيد و من قتل دون اهله فهو شهيد**

''પોતાનો માલ બચાવવાના માટે માર્યો ગયો તે શહીદ છે, જે પોતાની જાન બચાવવા માટે માર્યો ગયો તે શહીદ છે, જે પોતાના દીનના માટે માર્યો ગયો તે શહીદ છે, જે પોતાના બીવી બચ્ચાંને માટે માર્યો ગયો તે શહીદ છે.'' *(તિર્મિઝી, ભાગ–૧, પેજ–૧૭૦)*

**૨.** અને એ જ પ્રકારની વહેંચણી હમિય્યત (સ્વમાન)માં પણ છે. સ્વમાન ક્યારેક દીની હોય છે ક્યારેક દુન્યવી. અને દુન્યવીમાં પણ અમુક સંજોગોમાં દીની પાસુ નીકળી શકે છે આ હદીષ જવામિઉલ કલામથી છે એની શરહના માટે મોટો ગ્રંથ જોઈએ.

**૩. એના પરથી આ ફાયદા હાંસલ થયા :** (અ) એ જાઈઝ છે કે મુફતી બેઠો રહે અને પ્રશ્નકર્તા ઉભો રહે. (બ) મુફતી તથા શયખે જોઈએ કે પ્રશ્નકર્તાની, શાગિર્દની તરફ ધ્યાનિત થઈને જવાબ આપે. (ક) કોઈ ગમે તેટલી મોટી ઈબાદત કેમ ન હોય, પણ ગલત (ફાસિદ) નિય્યતથી તે ફાસિદ (બેકાર) થઈ જાય છે. (ડ) મુફતી તથા શયખે જોઈએ કે એવો જવાબ આપે જે પ્રશ્નકર્તાની સમજમાં પણ આવી જાય અને તે તેને યાદ રાખી શકે.

### સમજૂતી : ૯૨

**૧.** બુખારીની જ બીજી જગાઓમાં **خرب** (ખરિબ)ને બદલે **حرث** (હરિષ) છે. બંનેમાં ટકરાવ નથી. ખંડેરોની વચ્ચે અથવા આસપાસ ખેતર પણ રહ્યું હોય એટલા માટે ક્યારેક ખંડેર ક્યારેક ખેતર ફર્માવી આપ્યું.

**૨.** એનાથી જાણવા મળ્યું કે અસા (લાકડી) રાખવી સુન્નત છે.

**૩.** રૂહ કેટલાય અર્થોમાં આવેલ છે. જિબ્રઈલે અમીન, ઈસા علیہ السلام, ફરિશ્તાઓનો એક ખાસ પ્રકાર જેઓ કયામતના દિવસે ફરિશ્તાઓની જેમ સફબંધી ઉભા હશે. એક ખાસ મખ્લૂક, કુર્આન મજીદ, રૂહે હયવાની યહૂદીઓનો સવાલ આમાંથી કઈ રૂહના બારામાં હતો તે આજ સુધી જાણી નથી શકાયું. ખાસ રૂહના બારામાં

خَرِبِ الْمَدِيْنَةِ وَهُوَ يَتَوَكَّأُ عَلٰى عَسِيْبٍ مَّعَهٗ فَمَرَّ بِنَفَرٍ مِّنَ الْيَهُوْدِ فَقَالَ

અને આં હુઝૂર ખજૂરની ડાળી[2] પર ટેકવતા જતા હતા. હુઝૂર યહૂદીઓના અમુક માણસો પાસેથી પસાર થયા.

بَعْضُهُمْ لِبَعْضٍ سَلُوْهُ عَنِ الرُّوْحِ فَقَالَ بَعْضُهُمْ لَا تَسْئَلُوْهُ لَا يَجِيْئُ فِيْهِ

યહૂદીઓએ આપસમાં કહ્યું, એમને રૂહના[3] બારામાં પૂછો. એના પર એમનામાંથી કોઈકે કહ્યું, ન પૂછો કે જવાબમાં

بِشَيْئٍ تَكْرَهُوْنَهٗ فَقَالَ بَعْضُهُمْ لَنَسْئَلَنَّهُمْ فَقَامَ رَجُلٌ مِّنْهُمْ فَقَالَ

એવી વાત ન ફર્માવી દે જે તમને નાપસંદ પડે. તો પણ તેમનામાંના અમુકે કહ્યું, અમે તો જરૂર પૂછીશું ! જેથી

يَا اَبَا الْقَاسِمِ مَا الرُّوْحُ ، فَسَكَتَ فَقُلْتُ اِنَّهٗ يُوْحٰى اِلَيْهِ ، فَقُمْتُ فَلَمَّا انْجَلٰى

તેમનામાંથી એક શખ્સ ઉઠયો અને કહ્યું, હે અબુલ ક઼ાસિમ ! રૂહ શું ચીજ છે ? આં હુઝૂર ﷺએ મૌન ધારણ કર્યુ.

عَنْهُ فَقَالَ وَيَسْئَلُوْنَكَ عَنِ الرُّوْحِ قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّيْ وَمَا اُوْتُوْا

મેં મારા જીવમાં કહ્યું, હુઝૂરને વહી આવી રહી છે. જ્યારે વહીની અસરો જતી રહી તો ફર્માવ્યું, તમારાથી એ

مِنَ الْعِلْمِ اِلَّا قَلِيْلًا ع

લોકો રૂહના બારામાં પૂછે છે ! ફર્માવી દો, રૂહ મારા રબના 'અમ્ર'થી[4] છે અને એમને ઘણો જ ઓછો ઈલ્મ આપવામાં આવ્યો. *(બુખારી તફસીરે બની ઈસ્રાઈલ, અલ્ એઅ્તેસામ, મુસ્લિમ–મુનાફિક઼ીન, તિર્મિઝી–તફસીરે બની ઈસ્રાઈલ, નિસાઈ–તફસીર, મુસ્નદે ઈમામ અહમદ)*

સવાલથી એ ખબીષોનો હેતુ એ હતો કે તૌરાતમાં નબી આખિરુઝ્ઝમાંની નિશાની એ હતી કે તેમને રૂહના બારામાં પ્રશ્ન થશે તો બતાવશે નહીં. જેથી મક્કાના મુશ્રિકોને એ જ યહૂદીઓએ શીખવાડયું હતું કે ત્રણ સવાલ કરો. અસ્હાબે કહફ, ઝુલ્ક઼રનૈન કોણ હતા ? રૂહ શું છે ? જો કોઈનો જવાબ ન દે તો પણ નબી નથી અને ત્રણેવનો જવાબ આપે તો પણ નબી નથી. અસ્હાબે કહફ અને ઝુલ્ક઼રનૈનના બારામાં તો કુર્આન નાઝિલ થયું. અને રૂહના બારામાં ફર્માવી દીધું એ અમ્ર રબથી છે જેમ કે રૂહના બારામાં વર્ણન કરેલ આયત તિલાવત કરી. તો યહૂદીઓએ કહ્યું કે, અમે કહ્યું હતું કે ન પૂછો ! હુઝૂરે અક઼દસ ﷺએ જયારે રૂહની હક઼ીક઼ત ન બતાવી તો યહૂદીઓએ ખુશ થવું જોઈતુ હતું કે બતાવી ન શકયા. આ કહેવાનો શું મતલબ હતો એ જ ને કે તેમને ખબર હતી કે નબી આખિરુઝ્ઝમાં રૂહની હક઼ીક઼ત બતાવશે નહીં. પરંતુ અફસોસ એ છે કે આજે એનાથી એ દલીલ કરવામાં આવે છે કે હુઝૂરે અક઼દસ ﷺને રૂહનો ઈલ્મ ન હતો ! વિચાર કરો ! આ ઈર્શાદથી કે રૂહ રબના અમ્રથી છે, કઈ રીતે સાબિત થાય છે કે હુઝૂરને એની હક઼ીક઼તનો ઈલ્મ ન હતો. અલ્લામા અયની એ લોકોની રદ કરતાં લખે છે :–

"નબી ﷺનો મન્સબ ખૂબ જ મહાન છે, તે અલ્લાહના હબીબ તથા તમામ મખ્લૂકના સરદાર છે પછી એ કઈ રીતે શકય છે કે તે રૂહને ન જાણતા હોય. રૂહને કઈ રીતે ન જાણશે જયારે કે અલ્લાહ ﷻએ આ ઈર્શાદથી એમના પર એહસાન યાદ અપાવ્યું છે કે, તમે જે કાંઈ ન જાણતા હતા અમે તે સૌ તમોને શીખવી આપ્યું, અને આપના પર અલ્લાહનો ઘણો મહાન ફઝ્લ છે. મોટા ભાગના ઉલમાએ ફર્માવ્યું, આ આયતમાં એના

جل منصب النبی صلی اللہ تعالٰی علیہ وسلم وھو
حبیب اللہ و سید خلقہ ان یکون غیر عالم بالرُّوح
وکیف وقد منّ اللہ علیہ بقولہ وَعَلَّمَكَ مَالَمْ تَكُنْ
تَعْلَمُ وَكَانَ فَضْلُ اللّٰهِ عَلَيْكَ عَظِيْمًا وقد قال اکثر العلماء
لیس فی الاٰیۃِ دلیلٌ علٰی ان الرّوح لا یعلم وانّ
النبی صلی اللہ تعالٰی علیہ وسلم لم یکن یعلمھا۔

પર કોઈ દલીલ નથી કે રૂહને કોઈ નથી જાણતું અને ન એના પર છે કે નબી ﷺ રૂહને જાણતા ન હતા." *(અયની, ભાગ–૨, પેજ–૨૦૧)*

અલ્લામા અયનીએ **عَلَّمكَ مالم تكن تعلم** (અલ્લમક માલમ્ તકૂન તઅ્લમ્)થી એના પર પુરવાર કરીને કે હુઝૂર ﷺ રૂહને જાણતા ન હતા, એ જણાવી આપ્યું કે આ આયતે કરીમામાં શબ્દ "**ما**" (મા) પોતાના ઉમૂમ પર છે, **ما يحتاج اليه فى الدين** ની સાથે ખાસ નથી, નહીં તો એમની દલીલ પૂર્ણ ન થાત, એટલા માટે કે જ્યારે "**ما**" (મા)ને **ما يحتاج اليه فى الدين**ની સાથે ખાસ કરી દેવામાં આવ્યું. અને જાહેર છે કે રૂહને જાણવું **ما يحتاج اليه فى الدين** નથી, જેથી દલીલ ખત્મ. અને જે પોતાના ઉમૂમ પર (સામાન્ય અર્થમાં) છે તો એનાથી નિઃસંકોચ એ પણ સાબિત કે હુઝૂરે અક્દસ ﷺને સર્વ ભૂત વર્તમાન ભાવી **ما كان ومايكون** (માકાન વમા યકૂન) નો પણ ઈલ્મ અતા થયો. (આયતમાં "મા" માત્ર એ વસ્તુઓ બતાવવા માટે નથી આવ્યો જેની જરૂરત માત્ર દીનમાં પડે છે, બલ્કે દીન સિવાય અન્ય વસ્તુઓ પણ સામેલ છે.) પછી ઈલ્મે મુસ્તફાના મુન્કિરોની ફાસિદ દલીલનો જવાબ આપવામાં આવ્યો કે આયતે કરીમા **قُلِ الرُّوحُ مِنْ اَمْرِرَبِّى** થી એ પણ સાબિત નથી કે રૂહનો ઈલ્મ કોઈને નથી આપવામાં આવ્યો, અને ન એ સાબિત કે નબી ﷺને અતા ન થયો, અને તેને મોટા ભાગના ઉલમાનો કૌલ (કથન) બતાવ્યો.

**૪. આલમની પાયાની વહેંચણી બે છે :** આલમે અમ્ર અને આલમે ખલ્ક. આલમે અમ્ર : માદ્દા વિના, 'કુન' ફર્માવવાથી કોઈ ચીજના અસ્તિત્વ પામવાને કહે છે. અને આલમે ખલ્ક : માદ્દા થકી ક્રમે ક્રમે કોઈ ચીજને પેદા કરવાને કહે છે. *(અલ્મલ્ફૂઝ, ભાગ–૨, પેજ–૬૦)*

**શરહે ફિક્હ અકબરમાં છે :–**

**لِاَنَّ الرُّوحَ خُلِقَ بِالاَمْرِا لتَخْجِيْزِى كبعْضِ الْمَخْلُوقَات واكثرا لكائنات خُلقوا بِالْوصْفِ التَّدْ رِيجِى وَلذا قال الله تعالٰى اَلَا لَه الخَلْقُ والامْرُ**

રૂહ અમ્રે તનજીઝીથી પેદા થઈ છે, જેમ કે અન્ય કેટલીક મખ્લૂકાત, અને મોટા ભાગની સૃષ્ટિ ક્રમે ક્રમે બનાવવામાં આવી. એટલા માટે ફર્માવ્યું, સાંભળો ! અલ્લાહના જ માટે ખલ્ક તથા અમ્ર છે. *(પેજ–૧૨૪)*

બુખારી તથા મુસ્લિમના મોટા ભાગના નુસ્ખાઓમાં **ومااوتوا** (વમાઊતૂ) છે અને કુર્આન મજીદમાં **وماا و تيتم**(વમાઊતિયૂતુમ) છે કિરઅતે મુતવાતિરા અથવા મશ્હૂરામાં **وماا وتوا** (વમાઊતૂ) નથી. તેમજ બુખારી જ કિતાબુત્તફસીરમાં બતરીકે ઉમર ઈબ્ને હફ્સ અને કિતાબુત્તૌહીદમાં બતરીકે યહ્યા **وماا و تيتم** (વમાઊતિયૂતુમ) છે. આ કિરાઅતે શાઝાથી છે જેમ કે હઝરત સુલેમાન અઅ્મશે કહ્યું કે અમારી કિરાઅત **وماا وتوا** (વમાઊતૂ) છે. શાફઈઓને ત્યાં કિરાઅત શાઝા દલીલ નથી, પણ હનફીઓને ત્યાં છે કે કમસે કમ એ ખબરે વાહિદના દરજામાં જરૂર છે અને ખબરે વાહિદને સૌ દલીલ માને છે.

એનાથી જાણવા મળ્યું કે પ્રશ્નકર્તા જો દુશ્મની રાખનાર છે તો તેને એવો જવાબ આપવો જોઈએ જે ચુપ કરનાર હોય, મોહક્કિક અગર જવાબ ન આપે તો પણ વાંધો નથી.

Z

## ⑬ حدیث۔ ولولا قومك حدیث عهد بكفر

**[હદીષ : ૯૩] ''ખાનાએ કા'બાની ઈમારત વિશે''**

عَنِ الْاَسْوَدِ، قَالَ قَالَ لِی اِبْنُ الزُّبَیْرِ کَانَتْ عَائِشَةُ تُسِرُّ اِلَیْكَ کَثِیْرًا

*અસ્વદે[1] કહ્યું મને અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર પૂછયું કે હઝરત આઈશા رضی اللہ عنہا તમને ઘણી રહસ્યની*

فَمَا حَدَّثَتْكَ فِی الْکَعْبَةِ قُلْتُ قَالَتْ لِی قَالَ النَّبِیُّ صَلَّی تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*વાત કહી દેતાં હતાં, તેમણે કા'બાના બારામાં તમને શું વર્ણવ્યું છે ? મેં કહ્યું, તેમણે મને વર્ણન કર્યું કે નબી*

یَا عَائِشَةُ لَوْلَا اَنَّ قَوْمَكِ حَدِیْثٌ عَهْدُهُمْ قَالَ ابْنُ الزُّبَیْرِ بِکُفْرٍ

*ﷺએ ફર્માવ્યું, હે આઈશા ! જો તમારી ક઼ૌમનો જમાનો જો નવો ન હોત. ઈબ્ને ઝુબૈરે કહ્યું, એટલે કે કુફ્ર ઘણો*

لَنَقَضْتُ الْکَعْبَةَ فَجَعَلْتُ لَهَا بَابَیْنِ بَابًا یَدْخُلُ النَّاسُ وَبَابًا یَخْرُجُوْنَ

*નજીક ન હોત[2] તો હું કા'બાની હાલની ઈમારત ખોલી નાખત. (અને નવી ઈમારત બનાવીને) તેના બે દરવાજા*

مِنْهُ فَفَعَلَهُ ابْنُ الزُّبَیْرِ ع‍ه

*બનાવી નાખત કે એકથી લોકો અંદર આવત અને એકથી બહાર નીકળત★.*

**સમજૂતી : ૯૩**

**૧. અસ્વદ** : ઈબ્ને યઝીદ ઈબ્ને કૈ઼સ નખઈ મહાન તાબઈનમાંથી છે, એ ઈબ્રાહીમ નઈખના મામા છે. હુઝૂરે અક઼દસ ﷺનો જમાનો પામ્યો પણ ઝિયારતથી મુશર્રફ ન થયા. ૮૦ હજ્જ તથા ઉમરા કર્યા પણ કદી બંને એકઠા ન કર્યા. હિ.સ. ૭૫માં કૂફામાં વિસાલ ફર્માવ્યો.

**પરિપૂર્ણતા** : પૂરી હદીષ આ પ્રમાણે છે. ઉમ્મુલ મો'મિનીને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હતીમ કા'બામાં સામેલ છે કે નહીં ? ફર્માવ્યું, સામેલ છે. વાત એ બની કે તમારી કૌમની પાસે એટલો સરમાયો ન હતો કે પૂરો કા'બા બનાવે, તેમણે હઝરત ઈબ્રાહીમની બુનિયાદ (પાયા)થી એટલો કાઢી નાખ્યો. પછી મેં પૂછયું કે તેમણે દરવાજો ઊંચો કેમ રાખ્યો છે ? ફર્માવ્યું, એ એટલા માટે કર્યો કે જેને ચાહે અંદર જવા દે જેને ન ચાહે રોકી દે. ઉમ્મુલ મો'મિનીને અર્ઝ કરી કે તમે તેને ઈબ્રાહીમી ક઼ાયદા (સ્થિતિ) પર કેમ નથી બનાવી દેતા ? તો ફર્માવ્યું, જો તારી ક઼ૌમ કુફ્રથી નિકટતર ન હોય તો જરૂર હું એવું કરી આપત, અને તેમણે જે કાઢી નાખ્યું તેને લઈને હું સામેલ કરી લેત અને તેના બે દરવાજા જમીનના બરાબર બનાવી દેત, એક પશ્ચિમમાં એક પૂર્વમાં, પરંતુ અંદેશો છે કે એ લોકો નાપસંદ કરશે. આ હદીષના સબબે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہما એ પૂરાણી ઈમારત ઉઠાવીને ફરીથી જેવી કે હુઝૂર ﷺની મરજી હતી બનાવી. યઝીદ ઈબ્ને રૂમાન હદીષના રાવી કહે છે કે જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર નવી તામીર કરી રહ્યા હતા તો મેં હઝરત ઈબ્રાહીમ علیہ السلامનો પાયો જોયો છે જે ઊંટની ખાંધ જેવા પથ્થરોની હતી. જે એકબીજાથી જોડાયેલા છે. જરન્દાનના વિદ્યાર્થીએ કહ્યું કે મને બતાવો,

*★ બુખારી, બાબે ફઝ્લે મક્કા, મુસ્લિમ–હજ્જ, નિસાઈ–મનાસિક, તિર્મિઝી–હજ્જ, ઈબ્ને માજહ–હજ્જ, દારમી–મનાસિક, મુસ્નદે ઈમામ અહમદ, મુસ્લિમ–૪૩૦*

## حديث حَدِّثُوا النَّاسَ بِمَا يَعْرِفُونَ (٩٤)

**[હદીષ : ૯૪] "લોકોની સમજ મુજબ વાત કરો"**

قَالَ عَلِيٌّ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ حَدِّثُوا النَّاسَ بِمَا يَعْرِفُونَ أَتُحِبُّونَ

*હઝરત અલી رضی اللہ عنہ એ ફર્માવ્યું, લોકોને તે જ વાત વર્ણવો જેને લોકો સમજી લે. શું તમે પસંદ કરશો*

ક્યાં સુધી આ પાયો છે ? યઝીદ ઈબ્ને રૂમાન તેમને હતીમની અંદર લઈ ગયા અને ઈશારો કરીને બતાવ્યું કે અહીં સુધી. જરીરે અંદાઝો કર્યો તો લગભગ કા'બાથી છ હાથ સુધી દૂર એ જગા હતી. પછી અબ્દુલમલિક સફાકે પોતાના તાબાના સમયમાં જીદ તથા દુશ્મનીમાં એ ઈમારતને તોડી પાડીને જાહિલિયતના કાળની જેમ બનાવી. મુસ્લિમ શરીફમાં છે કે જંગલી એકવાર તવાફ કરતાં કરતાં એવું કહેવા લાગ્યો, અલ્લાહના દુશ્મન ઈબ્ને ઝુબૈર ઉમ્મુલ મો'મિનીન પર જૂઠ બાંધ્યું છે કે તેમણે આ હદીષ વર્ણન કરી છે. હારિષ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને રબીઆ મૌજૂદ હતા તેમણે કહ્યું, હે અમીરુલ મો'મિનીન ! એવું ન કહો ! મેં ખૂદ ઉમ્મુલ મો'મિનીનથી આ હદીષ સાંભળી છે. એના પર તે હક્ક઼ મારનારે કહ્યું કે જો તોડી પાડતાં પહેલાં મેં સાંભળ્યું હોત તો ઈબ્ને ઝુબૈરનું બાંધકામ બાકી રાખત. અબ્બાસી બાદશાહ હારૂને જ્યારે આ હદીષ સાંભળી તો ઈમામ માલિકથી ઈજાઝત તલબ કરી કે તેને તોડીને ફરી એ જ પ્રમાણે બનાવી દઉં, જે હુઝૂરે અક઼દસ ﷺની મરજી હતી. ઈમામ માલિકે મના ફર્માવી દીધું અને ઈર્શાદ ફર્માવ્યો, હું તમને અલ્લાહની ક઼સમ આપુ છું કે કા'બાને બાદશાહોનું રમકડુ ન બનાવો કે જેનો જીવ ચાહે તોડી પાડે અને બનાવે, આ રીતે તેનો પ્રભાવ દિલોએથી જતો રહેશે.

★ કા'બાનું બાંધકામ સાત વખત થયું. પ્રથમ ફરિશ્તાઓનું, પછી હઝરત ઈબ્રાહીમનું, પછી અમાલકાનું પછી જુરહુમ પછી કુરૈશનું, જેમાં ખૂદ આં હુઝૂર ﷺએ ભાગ લીધો. પછી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરનું. પછી હજ્જાજ બિન યૂસુફ મશહૂર જાબિર તથા જાલિમનું અબ્દુલમલિક ઈબ્ને મરવાનના સમયમાં એના હુકમથી. અને એ જ ઈમારત આજ સુધી બાકી છે.

★ હતીમ આખે આખુ કા'બામાં છે અથવા તેનો ભાગ છે એમ બંને કૌલ છે. અમુકે કહ્યું કે આખુ હતીબ કા'બાનો ભાગ છે અને અમુકે કહ્યું કેવળ પાંચ કે છ કે સાત હાથ. મુસ્લિમ શરીફમાં છે કે હુઝૂરે અક઼દસ ﷺએ સ્પષ્ટતા કરી દીધી હતી કે હું પાંચ હાથ કા'બામાં દાખલ કરત. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરે કેવળ પાંચ જ હાથ હતીમમાંથી લીધા હતા. પાંચ, છ, સાત હાથનો મતભેદ પોતપોતાના અંદાઝ અથવા પોતપોતાના હાથના એતબારથી છે.

★ કેવળ હતીમ તરફ મોઢુ કરીને નમાઝ જાઈઝ નથી એટલા માટે કે તેનું કા'બાનો ભાગ હોવું ખબરે વાહિદથી સાબિત છે, અને કા'બા તરફ ચહેરો હોવો ફર્ઝ છે અને ફર્ઝની સાબિતી ખબરે વાહિદથી નથી થઈ શકતી.

**૨.** આ હદીષથી સાબિત થયું કે જે કામ ફર્ઝો તથા વાજિબોમાંથી ન હોય અને તેના કરવાથી ફિત્નાનો અંદેશો હોય તેનાથી બચવું બેહતર છે. એ જ પ્રમાણે એવી વાતનું એલાન પણ ન કરે, પણ જેના પર વિશ્વાસ હોય તેને જણાવી દે. ભલાઈ તથા બુરાઈ ભેગાં થાય તો બુરાઈથી બચવું જરૂરી છે. હાકિમો તથા ઉલમા પર લાઝિમ છે કે શરઈ બાબતો સિવાય અન્ય મામલાઓમાં એનો લેહાઝ રાખે કે પબ્લિકમાં ગરબડ પેદા ન થાય, અવામ ભડકી ન ઉઠે.

**સમજૂતી : ૯૪**

**૧.** હઝરત અબુલ તુફૈલ ઈબ્ને આમિર رضی اللہ عنہની વિશિષ્ટતા એ છે કે સહાબાએ કિરામમાં સૌથી પછી

## اَنْ یُّکَذَّبَ اللّٰہُ وَرَسُوْلُہٗ

કે અલ્લાહ અને તેના રસૂલને જૂઠાડવામાં આવે.

## ⑨⑤ حدیث ۔ مَا مِنْ احد یَشْھَدُ اَنْ لَا الٰہَ اِلَّا اللّٰہ

## [હદીષ : ૯૫] "લાઈલાહ ઈલ્લલ્લાહની ગવાહી આપનાર જહન્નમથી આઝાદ !"

حَدَّثَنَا اَنَسُ بْنُ مَالِكٍ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ وَمُعَاذٌ رَدِیْفُہٗ

*હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ વર્ણન કરી, નબી કરીમ ﷺની પાછળ મઆઝ એક જ કાઠલામાં*

હિ.સ. ૧૧૦માં વિસાલ થયો. તેમણે પોતાની છેલ્લી ઉમરમાં એકવાર ફર્માવ્યું કે આજે પૃથ્વીના પટ પર હદીષ બયાન કરનારાઓમાં કોઈપણ એવો નથી જેણે નબી ﷺને જોયા હોય. હિ.સ. ૩માં ગઝવાએ ઓહદના વરસે પેદા થયા. આપ તે છ સહાબીઓમાંથી છે જેમની ઝિયારત (દીદાર)થી હઝરત ઈમામે આ'ઝમ મુશર્રફ થયા. આપ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના ખાસ ચાહકોમાંથી હતા, તેમની સાથે સર્વ જંગોમાં રહ્યા, પરંતુ હઝરત સિદીકે અકબર رضی اللہ عنہ તથા ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની અફઝલિયતના માનનારા હતા. ખૂબ જ તીવ્ર દિમાગશક્તિવાળા, પુખ્તા ષિકહ અને શાયર પણ હતા. પછી મક્કા મોઅઝ્ઝમા જઈને વસ્યા અને ત્યાં એકસો સાત વરસની ઉમરમાં વફાત પામ્યા. તેમના થકી નવ હદીષો રિવાયત પામી છે.

**૨.** આ બુખારીની લાષિયાતમાંથી છે જેના ત્રીજા રાવી સહાબી છે. ઈમામ બુખારીએ પોતાની જ નહીં આમ મુહદ્દિષોની પદ્ધતિથી વિરુધ્ધ અહીં પ્રથમ હદીષનું મતન વર્ણવ્યું પછી સનદ વર્ણવી. એ એટલા માટે કે તેના એક રાવી મઅરૂફ બિન ખરબૂઝને યહ્યા ઈબ્ને મુઈને ઝઈફ કહ્યા છે અથવા બયાન જાઈઝ હોવાના માટે છે કે બંને જાઈઝ છે. એટલા માટે બુખારીના અમુક નુસ્ખાઓમાં સનદ અગ્રસ્થાને છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું, સૌથી નજીકતર છે કે ઈમામ બુખારીએ પ્રથમ તઅલીકન્ એને લખી લીધું પછી બાદમાં સનદ મળી.

**૩.** એનાથી પહેલાવાળી હદીષથી સાબિત થાય છે કે કોઈ એવા કામને જે ખૂદ સારું હોય પણ એનાથી અવામ ફિત્નામાં પડી જવાનો ડર હોય, તે ન કરવું જોઈએ. એનાથી એ દર્શાવવાનો હેતુ છે કે એવી વાત જે કુફ્ર તથા ઈમાન, હિદાયત તથા ગુમરાહીનો આધાર ન હોય અને તે અવામની સમજથી બહાર હોય તેને અવામ સમક્ષ વર્ણન કરવામાં ન આવે. જેમ કે આવ્યું છે કે, **کلموا الناس علی قدرعقولھم** "લોકો સાથે તેમની સમજના પ્રમાણે વાત કરવામાં આવે." એટલા માટે ફર્માવવામાં આવ્યું : **من لم یعرف اھل زمانہ فھوجاھل** "જે પોતાના જમાનાવાળાઓને ન પહેચાને તે જાહિલ છે." કારણ એ છે કે જ્યારે અવામની સમક્ષ ગૈર જરૂરી એવી વાત બયાન કરવામાં આવશે જે તેમની સમજથી બહાર હોય તો તેને ગલત માનશે, અને જ્યારે એવું કહેવામાં આવે કે અલ્લાહ તથા રસૂલે આવું ફર્માવ્યું, તો અંદેશો છે કે અલ્લાહ વ રસૂલને જૂઠલાવી દે ! એ કારણે **ઉલમા કુર્આન મજીદનો તર્જુમો તફસીર વિના અને હદીષનો તર્જુમો શરહ (સ્પષ્ટતા) વિના અવામ સમક્ષ વર્ણન કરવાને નાપસંદ કરે છે.**

### સમજૂતી : ૯૫

**૧.** ત્રણવાર પોકારવું તેનું મહત્વ જાહેર કરવા માટે હતું તેમજ એટલા માટે હતું કે તે સંપૂર્ણપણે ધ્યાનિત થઈ જાય અને જે કાંઈ ઈર્શાદ થાય તેને સંપૂર્ણ ધ્યાનપૂર્વક સાંભળે.

**૨.** અહીં બે આશંકાઓ છે, એક એ કે **من قبلہ** (મિન્ કૃલ્બિહી)નો સંબંધ **صدقا** (સિદ્કન)થી હોય જેના

عَلَى الرَّحْلِ قَالَ يَا مُعَاذُ بْنَ جَبَلٍ قَالَ لَبَّيْكَ يَا رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ

*બેઠેલા હતા. હુઝૂરે ફર્માવ્યું, હે મઆઝ ઈબ્ને જબલ ! તેમણે અર્ઝ કરી, લબ્બૈક યા રસૂલલ્લાહ ! અને સઅ્દૈક.*

قَالَ يَا مُعَاذُ قَالَ لَبَّيْكَ يَا رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ قَالَ يَا مُعَاذُ قَالَ

*ફર્માવ્યું, હે મઆઝ ! અર્ઝ કરી, લબ્બૈક યા રસૂલલ્લાહ ! તથા સઅ્દૈક. ફર્માવ્યું, હે મઆઝ ! અર્ઝ કરી, લબ્બૈક*

لَبَّيْكَ يَا رَسُوْلَ اللّٰهِ وَسَعْدَيْكَ ثَلَاثًا قَالَ مَا مِنْ اَحَدٍ يَّشْهَدُ اَنْ

*યા રસૂલલ્લાહ ! તથા સઅ્દૈક. ત્રણ[1] વાર આવું થયું. ફર્માવ્યું, જે કોઈએ પણ લાઈલાહ ઈલ્લલ્લાહ તથા*

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ صِدْقًا مِّنْ قَلْبِهٖ اِلَّا حَرَّمَهُ اللّٰهُ

*મુહમ્મદુર્રસૂલુલ્લાહની ગવાહી આપી અને દિલથી[2] સમર્થન કર્યું અલ્લાહે તેને જહન્નમ માટે હરામ કરી દીધો.*

عَلَى النَّارِ قَالَ يَا رَسُوْلَ اللّٰهِ اَفَلَا اُخْبِرُ بِهِ النَّاسَ فَيَسْتَبْشِرُوْنَ قَالَ اِذًا

*હઝરત મઆઝે પૂછયું, યા રસૂલલ્લાહ ! ઈજાઝત આપો તો લોકોને આનાથી માહિતગાર કરી દઉં કે લોકો ખુશ*

يَتَّكِلُوْا وَاَخْبَرَ بِهَا مُعَاذٌ عِنْدَ مَوْتِهٖ تَاَثُّمًا عامت

*થઈ જાય. ફર્માવ્યું, પછી એના પર ભરોસો કરી લેશે[3]. હઝરત મઆઝે પોતાની વફાતના સમયે ઈલ્મ છુપાવવાના ગુનાહથી બચવાના[4] માટે આ હદીષ વર્ણન કરી આપી. (મુસ્લિમ–ઈમાન, ઈબ્ને માજહ–ઈકામત)*

પ્રમાણે અમે તર્જુમો કર્યો. બીજી એ કે **من قلبه** (મિન્ ક઼લ્બિહી)નો સંબંધ **يشهد** (યશહદુ)થી હોય. હવે અર્થ એ થયો કે દિલથી ગવાહી આપે એ હાલમાં કે તે સાચો હોય, એટલે કે એવું ન હોય કે દિલમાં કુફ્ર છે અને જીભ પર શહાદતનો ઈકરાર ! જેમ કે મુનાફિક઼ો ગવાહીનો ઈઝહાર કરતા હતા. અને એક આશંકા એ છે કે ક્યારેક સિદ્ક઼નો અર્થ થાય છે ક઼ૌલ (કથન)ના પ્રમાણે અમલ કરવું, જેમ કે દીનદાર મુસલમાન કહે છે કે સાચો મુસલમાન છે. હવે અર્થ એ થયો કે શહાદતના તક઼ાઝા અને મના કરેલ બાબતોથી બચતો હોય. આ તાવીલ પર એ વાંધો નહીં ઉઠે કે જહન્નમના હરામ થવાનો મતલબ એ હોય છે કે તે મુદ્દલે જહન્નમમાં જાય જ નહીં, જ્યારે કે એ સાબિત છે કે અમુક ગુનેહગાર મુસલમાન પ્રારંભમાં જહન્નમાં જશે પછી કાઢવામાં આવશે. એના અન્ય જવાબો પણ છે કે મુરાદ જહન્નમમાં પ્રવેશ હરામ થવું છું. બીજું એ કે મુરાદ તે વ્યક્તિ છે જે ઈમાન કબૂલ કરીને તુરત જ મરી જાય. ત્રીજુ એ કે મુરાદ એ છે કે ઈમાન કબૂલ કરીને એના વાજિબો પર અમલ કરે.

**૩.** એટલે કે લોકો અમલ કરવાનું છોડી બેસશે, કેમ કે એના જાહેર પરથી એ જ સમજાય છે કે કેવળ ઈમાનથી જહન્નમ હરામ થઈ જાય છે, તો લોકો ગલતફહમીમાં પડી જશે કે, ત્યારે પછી અમલની તકલીફ શા માટે ઉઠાવીએ !

**૪.** એટલે કે કેમ કે ઈલ્મ છુપાવવા પર ઘણી જ સખત ધમકીઓ આવી છે, જેમ કે હદીષ–૮૪માં આયત આવી ગઈ, તો આખર સમયમાં હદીષ વર્ણન કરી દીધી.

આ હદીષથી હઝરત મઆઝ رضی اللہ عنہની બારગાહે અક઼દસમાં નિકટતા તથા તેમની મહાનતા જાહેર થઈ. અને નબી ﷺની નમ્રતા તથા સહાબા પરનો પ્રેમભાવ પણ જાહેર થયો. તેમજ જાણવા મળ્યું કે શયખ પાસે

**(૧૯)** قَالَ مُجَاهِدٌ لَا يَتَعَلَّمُ الْعِلْمَ مُسْتَحْيٍ وَلَا مُسْتَكْبِرٌ ع۲ **[તઅલીક઼ : ૧૯]**

*ઈમામ મુજાહિદે ફર્માવ્યું[૧] શરમાળ[૨] તથા ઘમંડી[૩] ઈલ્મ નથી હાંસલ કરી શકતો. (અબૂ નુઐમ–હિલ્યહ્)*

ت (۲۰) قَالَتْ عَائِشَةُ نِعْمَ النِّسَاءُ نِسَاءُ الْأَنْصَارِ لَمْ يَمْنَعْهُنَّ الْحَيَاءُ أَنْ

**[તઅલીક઼ : ૨૦]** *ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદ્દીકા رضی اللہ عنہا એ ફર્માવ્યું, અન્સારની ઔરતો સારી ઔરતો*

يَتَفَقَّهْنَ فِي الدِّينِ ع۱

*છે જેમને દીની વાતો જાણવામાં શરમ નથી રોકતી[૧].*

*(મુસ્લિમ–હૈઝ, અબૂ દાઊદ–તહારત, ઈબ્ને માજહ–તહારત, મુસ્નદે ઈમામ અહમદ)*

ઈલ્મ જે આમ પ્રચાર કરવા લાયક ન હોય તે પોતાના ખાસ શાગિર્દને બતાવી શકે છે અને પ્રચારથી રોકી શકે છે. તેમ જ જાણવા મળ્યું કે જે વાત પબ્લિકની સમજથી બહાર હોય અને નાસમજીથી તેમનું ફિત્નામાં પડી જવાનો ભય હોય અને તેનું જાણવું તેમના માટે જરૂરી ન હોય તે તેમને ન જણાવવામાં આવે.

## તઅલીક઼ : ૧૯ની સમજૂતી

**૧.** ઈમામ મુજાહિદ ખયરે ઉમ્મત તાબઈન ઈમામોમાંથી છે. એમની કુન્નિયત અબૂ હજ્જાજ છે. એ અબ્દુલ્લાહ બિન સાઈબ મખ્ઝૂમીના ગુલામ હતા. તાબઈનના બીજા તબકામાંથી છે. પોતાના સમયના તફસીર તથા ક઼િરાઅત, હદીષ તથા ફિક઼્હમાં ઈમામ હતા. મક્કા મોઅઝ્ઝમાના ફક઼ીહો તથા ક઼ારીઓમાં તેમની ગણના થાય છે. હિ.સ. ૧૦૦માં અલ્લાહને પ્યારા થયા. વિસાલના સમયે ઉમર મુબારક ૮૩ વરસની હતી. સજદાની હાલતમાં રૂહ પરવાઝ થઈ. હઝરત ઈબ્ને અબ્બાસ, ઈબ્ને ઉમર, જાબિર, અબૂ હુરૈરહ્, અબ્દુલ્લાહ ઈબ્ને અમ્રથી હદીષો સાંભળી. ત્રણવાર કુર્આન મજીદ ઈબ્ને અબ્બાસને સંભળાવ્યું.

**૨.** કિતાબુલ ઈમાનમાં હયાના અર્થની તેહક઼ીક઼ વર્ણન થઈ ચૂકી. જાહેર છે કે જે શખ્સ કોઈથી પઢવામાં, કાંઈ પૂછવામાં શરમ કરશે તે ઈલ્મ કેવી રીતે હાંસલ કરશે.

**૩.** એ જ પ્રમાણે જે ઘમંડી હશે અને પોતાની જાતને સૌથી મોટો જાણશે અને કોઈનાથી સવાલ કરવામાં, કોઈનો શાગિર્દ બનવામાં જ્યારે બેઈજ્જતી અનુભવશે તો તે ઈલ્મથી મેહરૂમ જ રહેશે. હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ થી કોઈકે પૂછ્યું, આપ આટલા જબરદસ્ત આલિમ કઈ રીતે થઈ ગયા ? જે મને માલૂમ હતું તેને બતાવવામાં કદી મેં કંજૂસી નથી કરી અને જે માલૂમ ન હતું તેને હાંસલ કરવામાં ખચકાટ નથી અનુભવ્યો.

## તઅલીક઼ : ૨૦ની સમજૂતી

**૧.** મતલબ એ છે કે તેણીઓ વિના સંકોચે દરેક પ્રકારની વાતો પૂછતી. એ ખૂબ જ ઉમદા તરીકો છે નિરર્થક શરમને કારણે જો શરીઅતના હુકમો માલૂમ કરવામાં ન આવે તો અમલ કઈ રીતે થઈ શકશે ?!



## ⑨٦ حدیث. اذا احتلمت المرأة

**[હદીષ : ૯૬] "સ્ત્રીના એહતેલામ વિશે"**

عن اُمِّ سلمة رضی اللہ تعالٰی عنہا قالت جاءت اُمُّ سُلیم الی رسول اللہ

ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે સલ્મા[૧] رضی اللہ عنہا એ ફર્માવ્યું, કે ઉમ્મે સુલૈમ રસૂલુલ્લાહ ﷺ ની ખિદમતમાં

صلی اللہ تعالٰی علیہ وسلم فقالت یا رسول اللہ اِنَّ اللہ لا یستحیی من الحق

હાજર થયાં અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! અલ્લાહ ﷻ હક્ક઼ વર્ણન કરવાથી હયા[૨] નથી ફર્માવતો. સ્ત્રીને જ્યારે

فھل علی المرأة من غسل اذا احتلمت فقال النبی صلی اللہ تعالٰی علیہ

એહતેલામ[૩] થાય તો શું તેણીના પર ગુસ્લ છે ? નબી ﷺ એ ફર્માવ્યું, (હા) જ્યારે તેણી મની[૪] ને જુએ. આ

وسلم اذا رأت الماء فغطت اُمُّ سلمة یعنی وجھھا وقالت یا رسول اللہ

સાંભળીને હઝરત ઉમ્મે સલ્માએ પોતાના મોઢાને ઢાંકી લીધું[૫] અને પૂછયું, યા રસૂલલ્લાહ ! શું સ્ત્રીને એહતેલામ

اَوَ تحتلم المرأة قال نعم تربت یمینک فبم یشبھھا ولدھا علیہ

થાય છે ? ફર્માવ્યું, હા ! થાય છે. તારો હાથ ધૂળવાળો થાય[૬], પછી શા માટે બાળક પોતાના માના જેવું[૭] થાય છે.

### સમજૂતી : ૯૬

**ઉમ્મે સલ્મા** رضی اللہ عنہا : આ મશહૂર સહાબિયા હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ નાં વાલિદા છે. તેમનો નિકાહ જાહિલિયતના દૌરમાં માલિક બિન નઝરથી થયો હતો. એઓ અન્સારે કિરામના સાબિકીને અવ્વલીનમાંથી છે. ઈસ્લામથી પાવન થયા બાદ પોતાના પતિ હઝરત અનસના પિતાને પણ મુસલમાન થવા કહ્યું, તે બદ્‌નસીબે ઈન્કાર કર્યો અને તેમના પર નારાજ થયો અને નારાજ થઈને શામ ગયો અને ત્યાં મારી નાખવામાં આવ્યો. તેના મૃત્યુ બાદ હઝરત અબૂ તલ્હાએ તેમને પૈગામ આપ્યો. તે સમય સુધી હઝરત અબૂ તલ્હા મુસલમાન થયા ન હતા. હઝરત ઉમ્મે સુલૈમે એ શરત રાખી કે તમે ઈસ્લામ કબૂલ કરી લો. હઝરત અબૂ તલ્હાએ ઈસ્લામ કબૂલ કરી લીધો. અને બંનેનો નિકાહ થઈ ગયો. તેમની ઘણી જ મહાન વિશિષ્ટતા એ છે કે હુઝૂરે અક઼દસ ﷺ તેમના ઘરે તશરીફ લઈ જતા રહેતા હતા, તેણી જાત જાતની ખિદમત કરતી હતી જે તેના મોક઼ાઓ પર વર્ણન પામશે. તેમના નામમાં મતભેદ છે, કોઈકે કહ્યું સહ્‌લા છે, કોઈએ રમ્‌લા, કોઈકે રહૈષા, કોઈકે રમૈસા, કોઈકે ગમૈસા કહ્યું છે. તેમનાથી ૧૪ હદીષો રિવાયત પામી છે, એક સર્વ સંમતિવાળી છે, ત્રણ એકલા બુખારીએ અને બે કેવળ મુસ્લિમે લીધી છે.

**૨.** અહીં હયાથી મુરાદ તેનું લાઝમી દષ્ટાંત મુરાદ છે. એટલે કે અલ્લાહ તઆલા હક્ક઼ વર્ણન કરવાનું તર્ક નથી કરતો, વર્ણન કરી આપે છે, એ જ પ્રમાણે હું પણ જરૂર આ મસ્અલો પૂછીશ, જો કે ઔરતો તેનાથી શરમ કરે છે.

**3.** احتلام એહતેલામનો માદ્દો حُلُمٌ (હુલ્મુન્)છે, જેનો અર્થ ખ્વાબ થાય છે. અહીં اِحْتَلَمَ (એહ્‌તલમ્)નો

*(બુખારી–ગુસ્લ, મુસ્લિમ–હૈઝ, તિર્મિઝી, અબૂ દાઊદ, ઈબ્ને માજહ, નિસાઈ–તહારત–કિતાબે ઈલ્મ, દારમી–વુઝૂ, મુસ્નદે અહમદ)*

અર્થ સંભોગનો ખ્વાબ જોવો મુરાદ છે. احتلم (એહ્તલમ્)નો અર્થ બાલિગ થવું પણ છે. حِلم (હિલમ)નો અર્થ સબ્ર, સુકૂન, સહનશીલતા, બુદ્ધિ પણ છે.

**૪.** એનાથી સાબિત થયું કે સ્ત્રીને પણ મની (વિર્ય) હોય છે, એહતેલામ પછી ઔરત જો પોતાના શરીર અથવા કપડાં પણ મની જુએ તો તેણી પર પણ ગુસ્લ ફર્ઝ છે જેવી રીતે મર્દ પર ફર્ઝ છે.

**૫.** હઝરત અમીરુલ મો'મિનીને આશ્ચર્ય એટલા માટે થયું કે અઝવાજે મુતહ્હરાત એહતેલામથી મેહફૂઝ છે. હબાલા નબીના નિકાહમાં આવ્યા બાદ પણ અને પહેલાં પણ. મુસ્લિમ શરીફમાં છે કે હઝરત આઈશા رضی اللہ عنہا પણ એ સમયે હાજર હતાં. એમાં એટલું અધિક છે કે ઉમ્મે સુલૈમના પ્રશ્ન પર સ્ત્રીઓ હસી પડી અને હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہا એ કહ્યું, તારા માટે ખરાબી થાય, શું સ્ત્રી પણ આવું જુએ છે !

**૬.** આ શબ્દો બદ્દુઆ તથા ધમકાવવાના માટે છે. એનું અસલ વર્ણન એટલા માટે એ છે કે તું મોહતાજ થઈ જાય. પરંતુ સામાન્યતઃ આ તથા એના જેવો શબ્દ દા.ત. قاتله الله ـ لا اُمّلك વગેરે આશ્ચર્ય વ્યક્ત કરવા અને પ્રિય વ્યક્તિના માટે પણ બોલવામાં આવે છે, ખાસ કરીને પ્રેમપૂર્વક જ્યારે ધમકાવવું હોય.

**૭.** કિતાબુલ અંબિયા, પ્રકરણ : ખલ્કે આદમમાં હઝરત અનસની હદીષમાં છે કે જો પુરૂષનું વિર્ય આગળ નીકળી જાય છે તો બાળક બાપના જેવું થાય છે અને સ્ત્રીનું આગળ વધે તો બાળક સ્ત્રીના જેવું થાય છે. મુસ્લિમ શરીફ હૈઝના પ્રકરણમાં હઝરત અનસની હદીષમાં આ પ્રમાણે છે કે પુરૂષનું વિર્ય ગાઢ સફેદ હોય છે અને સ્ત્રીનું પાતળુ પાતળુ. બંનેમાંથી જે વર્ચસ્વ જમાવી જાય કે અગ્રતા અપનાવી લે તેના જેવું બાળક પેદા થાય છે. અને ઉમ્મુલ મો'મિનીનની હદીષ ત્યાં એ છે કે જ્યારે પુરૂષનું વિર્ય વર્ચસ્વ જમાવે છે તો બાળક પોતાના કાકા જેવું થાય છે અને જ્યારે સ્ત્રીનું વિર્ય વર્ચસ્વ ધરાવે છે તો બાળક મામા જેવું થાય છે. આ સૌનો નિચોડ એ નીકળ્યો કે પુરૂષ તથા સ્ત્રીમાં જેનું વિર્ય મજબૂત હશે અથવા જેનું વિર્ય પ્રથમ ગર્ભમાં પહોંચશે તેના જેવું બાળક થશે. ઈમામ નવવીએ ફર્માવ્યું કે એ પણ અંદેશો છે કે 'સબક઼'થી મુરાદ વર્ચસ્વ હોય તો એ સૌ હદીષોનો સારાંશ એ થયો કે જેનું વિર્ય વર્ચસ્વ જમાવી જશે બાળક તેના જેવું થશે.

૯. આ હદીષથી જાણવા મળ્યું કે દીની વાતો માલૂમ ન હોય તો તેને નિઃસંકોચે પૂછવી જોઈએ. એને દર્શાવવામાં માટે ઈમામ બુખારીએ આ હદીષ કિતાબુલ ઈલ્મમાં વર્ણન કરી છે. સ્ત્રીઓ પોતાના ખાસ મસાઈલ ડાયરેક્ટ આલિમને પૂછી શકે છે, જ્યારે કોઈ ચીજ શરીઅતની રૂએ આડ ન હોય. બેહતર એ છે કે પોતાના પતિના માધ્યમ થકી માલૂમ કરાવે. કેટલાક ડોકરટરોએ કહ્યું છે કે સ્ત્રીને વિર્ય નથી હોતું તેમનો આ હદીષમાં રદિયો છે અને મેડિકલ સંશોધનોથી પણ સાબિત છે કે સ્ત્રીને પણ વિર્ય હોય છે. ઉમ્મે સુલૈમ ઉપરાંત આ સવાલ નીચે જણાવેલ સહાબી ઔરતોએ પણ કર્યો હતો. ખૌલા બિન્તે હકીમ, બિસ્રા અને સહલા બિન્તે સુહૈલ رِضْوَانُ اللّٰهِ تَعَالٰی عَلَيْهِمْ اَجْمَعِيْنَ.

Z






## કિતાબુલ વુઝૂ[૧]

كتابُ الوُضو

**સ...મ...જૂ...તી...**

**૧.** ઈમાન લાવ્યા બાદ બંદો જે ત્રણ બાબતોનો બંધાયેલો છે તેના ત્રણ પ્રકારો છે. કેવળ ઈબાદત જેમ કે નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ. કેવળ મામલાઓ જેમ કે ખરીદ વેચાણ વગેરે.

એક રીતે ઈબાદત અને એક રીતે વહેવાર છે. જેમ કે નિકાહ, એમાં ઈબાદતનું મહત્વ જાહેર છે, એટલા માટે ઈમામ બુખારીએ ઈમાન તથા ઈલ્મના પછી ઈબાદતનું વર્ણન કર્યું. ઈબાદતોમાં નમાઝ કેટલીયે હૈસિયતથી અગ્રિમતાનો હક્ક઼ ધરાવે છે. નમાઝ તમામ ઈબાદતોથી આમ તથા તાકીદ કરવામાં આવેલી છે. તેના બંધાયેલા અમીર, ગરીબ, તંદુરસ્ત, બીમાર, આઝાદ, ગુલામ, મુક઼ીમ, મુસાફિર સૌ છે. તેની અદાયગી સૌથી અધિક છે. દિવસમાં પાંચ વખત ફર્ઝ છે. કુર્આન તથા હદીષમાં ઈમાનની સાથોસાથ એનો હુકમ વર્ણન થયેલો છે એટલા માટે તમામ ઈબાદતો પર નમાઝને અગ્રતા આપી. નમાઝની કેટલીક શરતો છે. શરતો જેના સંબંધે હોય તેના પર અગ્રતા ધરાવે છે. શરતોમાં તહારત (પાકી)ને સૌથી વધુ મહત્વ હાંસલ છે, એટલા માટે તહારતનું સૌથી પહેલા વર્ણન કર્યું. તહારત (પાકી)ના પ્રકારોમાં વુઝૂ પણ છે. ઈમામ બુખારીએ સૌથી પહેલાં એનું વર્ણન કયુ.

અમુક નુસ્ખાઓમાં 'કિતાબુલ્ વુઝૂ'ને બદલે 'કિતાબુત્તહારત' છે અને એ જ અધિક મુનાસિબ છે. એટલા માટે ઈમામ બુખારીએ એના હેઠળ તહારતના (પાકીના) સર્વ પ્રકારોનું વર્ણન કર્યું છે.

વુઝૂ શરીઅત પ્રમાણે ક્યારે લાગુ થયું એમાં ઉલમાનો મતભેદ છે. અમુકે કહ્યું, એ મદીના પાકમાં સૂરએ અન્આમની આયતે કરીમા اذا قمتم الى الصّلوة فاغسلوا ના નુઝૂલથી શરીઅતમાં લાગુ થયું અને મોહક્કિક઼ો ફર્માવે છે કે હિજરત પહેલાં જ લાગુ પડેલ હતું બલ્કે ગારે હિરામાં પ્રથમ વાર વહીના નુઝૂલ બાદ જ જિબ્રઈલે અમીને વુઝૂની તા'લીમ આપી. જેમ કે ઈબ્ને માજહ અને મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ અને મોઅજમ અને અવસત લિત્તબરાનીમાં હદીષ વર્ણન થયેલ છે. તેમજ હાકિમે મુસ્તદરકમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ની આ હદીષ મૌજૂદ છે કે હઝરત સૈયદા ફાતિમા રડતાં રડતાં ખિદમતે અકદસમાં હાજર થયાં.

અર્ઝ કરી, કુરૈશ આપને મારી નાખવાના ક઼રાર કરી રહ્યા છે. ફર્માવ્યું, વુઝૂના માટે પાણી લાવો એનાથી પણ જણાયું કે વુઝૂ હિજરત પહેલાંથી લાગુ થયેલ હતું.

સહીહ એ છે કે શરૂઆતમાં દરેક નમાઝના માટે વુઝૂ ફર્ઝ હતું ચાહે તે વુઝૂ વિનાનો હોય કે ન હોય, બાદમાં એ સામાન્યપણુ ખત્મ થઈ ગયું, પછી નમાઝના માટે કેવળ વુઝૂ હાજતવાળા પર જ ફર્ઝ રહ્યું. જેમ કે ઈમામ અહમદ અને અબૂ દાઊદે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હંઝલા رضی اللہ عنہما થી રિવાયત કરી કે રસૂલુલ્લાહ ﷺએ દરેક નમાઝના માટે વુઝૂનો હુકમ આપ્યો હતો ચાહે કોઈ વુઝૂની હાજતવાળો હોય કે ન હોય. જ્યારે એ લોકો પર ભારે લાગ્યું તો કેવળ હાજતવાળા પર વુઝૂ ફર્ઝ રાખ્યું. તેમ જ મુસ્લિમ શરીફમાં બરીરા رضی اللہ عنہ ની આ હદીષ છે કે રસૂલુલ્લાહ દરેક નમાઝના માટે વુઝૂ કર્યા કરતા હતા (વુઝૂ તૂટયુ ન હોય છતાં, જેમ કે બુખારી શરીફમાં હઝરત અનસની હદીષ આવી છે) પરંતુ ફતહે મક્કાના દિવસે એક વુઝૂથી કેટલીયે નમાઝો પઢી. હઝરત ફારૂકે આ'ઝમે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હુઝૂરે એવું કાર્ય કર્યું છે જે એથી પહેલાં ન કરતા હતા ! મેં એવું જાણી જોઈને કર્યું છે. (એટલે કે જાઈઝ હોવાના બયાન માટે)

સહીહ એ છે કે વુઝૂ તથા પાકી (તહારત)ના વાજિબ હોવાનો સબબ કેવળ હદ્‌ષ તથા નાપાકી નથી બલ્કે વાજિબ થવાના સબબો બે છે : નમાઝનું વાજિબ થવું અથવા એવા કામનો ઈરાદો કરવો જે તહારત વિના જાઈઝ ન હોય, જેમ કે કુર્આન મજીદને અડકવું. જેમ કે અસ્હાબે સુનને હઝરત ઈબ્ને અબ્બાસથી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, વુઝૂનો હુકમ એ સમયે આપવામાંઆવ્યો છે જ્યારે કે નમાઝના માટે ઉભા થાવ.

મશ્હૂર એ છે કે વુઝૂએ (વાવ)ના 'પેશ'ની સાથે તે કાર્યને કહે છે અને **وَضُو વઝૂ** એ **و વાવ**ના ઝબર સાથે તે પાણીને કહે છે જેનાથી વુઝૂ કરવામાં આવે, એ જ મોટા ભાગના લુગ઼ત (ડિક્ષનરી)ના ઉલમાનું કથન છે. બીજો ક઼ૌલ એ છે કે વઝૂએ વાવના ઝબરની સાથે બંને અર્થમાં છે અને વુઝૂ કોઈ લુગ઼ત નથી. ત્રીજો ક઼ૌલ એ છે કે વુઝૂ તથા વઝૂ બંનેનો અર્થ એક જ છે. અલ્લામા અયનીએ رحمۃ اللہ علیہ ફર્માવ્યું, આ કથન ઝઈફ છે, એવું જ તફસીલે તહૂરમાં પણ છે. હિદાયાના હાશિયા મૌલાના અબ્દુલ અલીમ ફિરંગી મહેલી ના હવાલાથી છે કે (અત્તુહારત)એ (તે)ના પેશની સાથે તે પાણીને કહે છે જેનાથી પાકી હાંસલ કરવામાં આવે. અને (તિહારત)એ (તા)ના ઝેરની સાથે તે પાત્ર જેના વડે પાકી હાંસલ કરવામાં આવે. (તહારત)એ (તા)ના ઝબરની સાથે પાકીના અર્થમાં છે. શરીઅતની રૂએ હદ્‌ષ તથા ખબષથી પાકી હાંસલ કરવું છે. 'વુઝૂ' વઝાઅતથી બન્યું છે (વઝાઅત)નો અર્થ સાફ, સુથરા, હસીન હોવાનો છે. કહેવામાં આવે છે કે **وَضُوَ الرجل ای صَار وضیئا** શરીઅતમાં મોં, બંને હાથ, પગોને ધોવાને તથા માથાના મસહને વુઝૂ કહે છે.



## ⑨⑦ حدیث، لایقبل صلوٰۃ من احدث حتی یتوضا

**[હદીષ : ૯૭] "વુઝૂ વગર નમાઝ થતી નથી"**

عَنْ هَمَّامِ بْنِ مُنَبِّهٍ اَنَّهٗ سَمِعَ اَبَا هُرَيْرَةَ يَقُوْلُ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَا تُقْبَلُ صَلٰوةُ مَنْ اَحْدَثَ حَتّٰى يَتَوَضَّأَ قَالَ رَجُلٌ مِّنْ

*જેને હદ્ષ હોય તેની નમાઝ કબૂલ ન થશે[1] જ્યાં સુધી કે વુઝૂ ન કરી લે[2]. હઝરમૌતના એક સાહબે પૂછ્યું,*

حَضْرَمَوْتَ مَا الْحَدَثُ يَا اَبَا هُرَيْرَةَ قَالَ فُسَاءٌ اَوْ ضُرَاطٌ عله

*હે અબૂ હુરૈરહ્ ! હદષ શું છે ?[3] ફર્માવ્યું, વા સરવું ચાહે અવાજ સાથે કે અવાજ વિના[4].*

*(બુખારી મુસ્લિમ–તહારત, તિર્મિઝી–તહારત, દારમી–વુઝૂ, મુસ્નદે ઈમામ અહમદ)*

### સમજૂતી : ૯૭

**૧.** ક઼બૂલ ન થવાથી મુરાદ સહીહ ન થશે.

**૨.** ચાહે પાણી વડે અને પાણી ન હોવાની સ્થિતિમાં પાણીની જગાએ પાક માટી વડે.

નિસાઈમાં હઝરત અબૂ ઝરની હદીષમાં છે કે ફર્માવ્યું : الصَّعِيْدُ الطَّيِّبُ وَضُوْءُ الْمُسْلِمِ اِنْ لَّمْ يَجِدِ الْمَاءَ عَشَرَ سِنِيْن

**૩.** હદ્ષનો શરઈ અર્થ વુઝૂ તોડનાર છે જે અવાજ સાથે તથા અવાજ વિના હવા સરવાના ઉપરાંત અન્ય પણ છે. દા.ત. પેશાબ, પાખાના વગેરે. તો પછી હઝરત અબૂ હુરૈરહ્એ હદષને અવાજ સાથે તથા અવાજ વિના હવા સરવા સાથે ખાસ કેમ કર્યું. એનો જવાબ એ કે પ્રશ્ન કરનારને અન્ય વુઝૂ તોડનાર ચીજોનો ઈલ્મ રહ્યો હશે એટલા માટે કેવળ એ જ બેનો ઉલ્લેખ કર્યો જેને તે જાણતો ન હતો. અથવા એ કે હઝરત અબૂ હુરૈરહ્નો હેતુ ઘેરવું નહીં પણ દાખલારૂપ છે અથવા એ સૌથી હલકી વુઝૂ તોડનાર બાબતનો ઉલ્લેખ સ્પષ્ટપણે કર્યો અને એના પરથી ક઼વી (મજબૂત)ને અગ્રસ્થાન આપવું થશે કે જ્યારે આ વુઝૂ તોડનાર છે તો એનાથી પ્રશ્નકર્તા ખૂદ ફૈંસલો કરી લે કે જે એનાથી અધિક મજબૂત છે દા.ત. પેશાબ, જાજરૂ એ તો એથીય વિશેષ વુઝૂ તોડનાર થશે. صَلٰوةُ مَنْ اَحْدَثَથી જાહેર છે કે પ્રશ્નકર્તાએ એ હદ્ષ વિશે પૂછ્યું જે નમાઝની અંદર થાય, અને નમાઝમાં પેશાબ તથા જાજરૂનું થવું જવલ્લેજ જ બને અને હવાનું નીકળવું અધિક બની શકે. તો એ અધિક શકયતાનો લેહાઝ રાખીને હઝરત અબૂ હુરૈરહએ જવાબ આપ્યો.

**હદષના બે પ્રકારો છે :** "હદ્ષે અકબર" જેનાથી ગુસ્લ પણ વાજિબ થાય છે, જેમ કે જનાબત, હૈઝ, નિફ઼ાસ. 'હદષે અસ્ગર" વુઝૂ તોડનાર બાબતો કે જેનાથી કેવળ વુઝૂ તૂટે છે.

**૪.** نساء (નુસાઉન્)નો અર્થ પાછળના સ્થાનેથી અવાજ વિના વા સરવું છે. અને ضراط (ઝુરાતુન્) અવાજ સાથે હવાનું સરવું છે. એનાથી સાબિત થયું કે અવાજ વિના વા સરવું પણ વુઝૂ તોડે છે, ભલે તેમાં બદબૂ હોય કે ન હોય.

આ હદીષથી સાબિત થયું કે વુઝૂ દરેક નમાઝના માટે શર્ત છે ચાહે પાંચ ફર્ઝ નમાઝો હોય કે ઈદોની નમાઝ કે જનાઝાની નમાઝ હોય કે તિલાવતનો સિજદો. ઈમામ શઅબી તથા ઈબ્ને જરીર તિબરીથી જે નકલ થયેલ છે કે નમાઝે જનાઝા વુઝૂ વિના દુરુસ્ત છે એ બાતિલ છે. અલ્લામા કિર્માનીએ આ હદીષથી દલીલ કરી છે કે તવાફને હદીષમાં સલાત કહેવામાં આવ્યું અને કોઈ નમાઝ વુઝૂ વિના દુરુસ્ત નથી જેથી તવાફ પણ વુઝૂ વિના દુરુસ્ત નથી. હનફીઓની નજીક વિના વુઝૂએ તવાફ મના છે પરંતુ જો કોઈએ વુઝૂ વિના તવાફ કરી લીધો તો એ અર્થમાં સહીહ થઈ ગયો કે ઝિમ્મેથી ઉતરી ગયો. હનફીઓનો જવાબ મશ્હૂર છે કે એ ખબરે વાહિદ છે, ખબરે વાહિદથી ફર્ઝિયત સાબિત નથી થતી અલ્બત્ત વાજિબ હોવું સાબિત થાય છે. અને વાજિબ હોવાના અમે પણ માનનાર છીએ. કુર્આન મજીદમાં મુત્લકન્ (બિનશરતી રીતે) ફર્માવવામાં આવ્યું وَلْيَطَّوَّفُوْا بِالْبَيْتِ الْعَتِيْقِ અને કિતાબુલ્લાહ પર ખબરે વાહિદને અગ્રિમતા આપવી જાઈઝ નથી. હનફીઓ અને શાફઈઓમાં એક મહત્વનો મતભેદ છે કે નમાઝ ખત્મ કરવા માટે السَّلَام عليكم અસ્સલામુ અલૈકુમ ફર્ઝ છે કે નહીં ? શાફઈઓ ફર્ઝ માને છે અને હનફીઓ કેવળ વાજિબ માને છે, ફર્ઝ નથી માનતા. આ મતભેદના કારણે નમાઝના સંબંધે એ મતભેદ છે કે જો કોઈ અસ્સલામુ અલૈકુમ કહ્યા વિના તશહહુદ (અત્તહિય્યાત) પછી નમાઝ ખત્મ કરી દે તો નમાઝ થઈ કે નહીં ? શાફઈઓને ત્યાં અહીં ફર્ઝને ત્યજવાને કારણે નમાઝ ન થઈ અને આપણે ત્યાં એ અર્થમાં થઈ ગઈ કે ફર્ઝ અદા થઈ ગયો, અલ્બત્ત વાજિબને ત્યજવાને કારણે દોહરાવવી વાજિબ થશે. શાફઈઓની દલીલ આ હદીષથી છે : تحريمها التكبير وتحليلها التسليم "નમાઝની તહરીમ તકબીર છે અને સલામ પછી નમાઝથી ફરાગત છે." આ તરકીબ હસ્ર (ઘેરાવ)નો ફાયદો આપે છે. તો સાબિત થયું કે નમાઝને હલાલ કરવું સલામ સાથે ખાસ છે અને પહેલુ જુઝ ઈજમાઅ સાથે ફર્ઝ છે. તો એ જ પ્રમાણે બીજુ જુઝ પણ ગણાશે.

હનફીઓ એવો જવાબ આપે છે કે તહરીમાના માટે તકબીરની ફર્ઝિયત આ હદીષથી નથી, કુર્આનથી સાબિત છે. ઈર્શાદ છે : وَرَبَّكَ فَكَبِّرْ "તમારા રબની તકબીર કહો." અને ફર્માવ્યું, وَذَكَرَ اسْمَ رَبِّهٖ فَصَلّٰى "અને પોતાના રબનું નામ લીધું પછી નમાઝ પઢી." આ હદીષની ટકરાવ અઅ્‌રાબીવાળી મશ્હૂર હદીષ છે જેમાં સ્પષ્ટપણે ઈર્શાદ છે. આ હદીષની اذا قلتَ هذا اوفعلتَ هذا فقد تمت صلوتك "જ્યારે તશહહુદ પઢી ચૂકો અથવા એટલું કરી ચૂકો તો તમારી નમાઝ પૂરી થઈ ગઈ." એમાં તશહહુદ પઢવાને અથવા એટલુ બેસવાને નમાઝ તમામ થવું બતાવ્યું તો સાબિત થયું કે સલામ વિના નમાઝ તમામ છે. અહનાફ (હનફીઓ)ની નજીક આ મસ્અલા પર ટકરાવ કરતાં ઈમામ બુખારીએ તર્કે હીલ પ્રકરણમાં પણ આ હદીષને વર્ણન કરી છે. અને જવાબ એ જ છે કે આ હીલો નથી બલ્કે અઅ્‌રાબીવાળી હદીષે મશ્હૂરની બિના પર છે અને હનફીઓ તેને મુત્લક઼ન (તદ્દન) તર્ક નથી કરતા, સલામને વાજિબ કહે છે, પણ કેમ કે ફર્ઝિયતની સાબિતી માટે નસ્સે કતઈ (કુર્આની દલીલ) જરૂરી છે અને આ ખબરે વાહિદ છે જે હુકમ લાગુ કરવા ફાયદામંદ નથી એટલા માટે ફર્ઝ નથી કહી શક્તા. એ જ પ્રમાણે અહનાફ (હનફીઓ) કહે છે કે, નમાઝની હાલતમાં વુઝૂ તૂટી જાય તો ફરી વુઝૂ કરીને બાકીની નમાઝ જ્યાંથી બાકી હતી આગળ પઢી શકે છે, શર્ત એ છે કે નમાઝ તોડનાર કોઈ અમલ ઉપસ્થિત ન થયો હોય. વિરોધીઓ એને આ હદીષની વિરુધ્ધ કહે છે પણ ન્યાયપૂર્ણ વિચારો કે અહનાફે (હનફીઓએ) ક્યારે કહ્યું કે નમાઝમાં વુઝૂ તૂટી જાય તો આમ જ વિના વુઝૂ નમાઝ પૂર્ણ કરી લો ! અહનાફે વુઝૂ કરવાનો હુકમ આપ્યો તો બાકી નમાઝ બાવુઝૂ થઈ. અને હદીષમાં એ જ છે કે જ્યાં સુધી વુઝૂ ન કરે. અને એણે વુઝૂ કરીને નમાઝ પઢી જેથી આ હદીષ વિરુધ્ધ અમલ ન થયો.

A

## ⑨٨ حدیث، غر المحجلین

**[હદીષ : ૯૮] "વુઝૂનું નૂર ક્યામતમાં ચમકશે"**

عَنْ نُعَيْمٍ الْمُجْمِرِ قَالَ رَقِيْتُ مَعَ اَبِيْ هُرَيْرَةَ عَلٰى ظَهْرِ الْمَسْجِدِ فَتَوَضَّأَ فَقَالَ اِنِّيْ

નુઐમ મુઝમિરે[૧] કહ્યું, હું હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہની સાથે મસ્જિદની છત[૨] પર ચઢયો. તેમણે વુઝૂ કર્યું

سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِنَّ اُمَّتِيْ يُدْعَوْنَ

અને ફર્માવ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી સાંભળ્યું. ફર્માવતા હતા, મારી ઉમ્મત[૩] કયામતના બોલાવવામાં

يَوْمَ الْقِيٰمَةِ غُرًّا مُحَجَّلِيْنَ مِنْ آثَارِ الْوُضُوْءِ فَمَنِ اسْتَطَاعَ مِنْكُمْ اَنْ

આવશે. તેમની પેશાનીઓ તથા હાથ પગો વુઝૂના અસરથી સફેદ હશે. તમારામાંથી જે કોઈ પોતાની સફેદી[૪]

يُّطِيْلَ غُرَّتَهٗ فَلْيَفْعَلْ ؏

અધિક કરવા ચાહે કરે[૫]. *(બુખારી, મુસ્લિમ–તહારત)*

**સમજૂતી : ૯૮**

**૧.** નુઐમ ઈબ્ને અબ્દુલ્લાહ મદની તાબઈ છે એ તથા તેમના વાલિદ બંનેવ મસ્જિદે નબવીમાં ખુશ્બુ સળગાવતા હતા. આપ હઝરત અબૂ હુરૈરહ્ સાથે બેસતા રહેતા હતા. હઝરત જાબિર વગેરેથી પણ હદીષો રિવાયત કરી છે.

**૨.** અહીં મસ્જિદથી મુરાદ મસ્જિદે નબવી છે. આ હદીષ પર બે શંકાઓ છે. એક એ કે મસ્જિદની છત પર વિના જરૂરત ચઢવું મના છે, અને જરૂરતથી મુરાદ શરઈ જરૂરત છે. દા.ત. નીચે જગા ન હોય અથવા રીપેરીંગની જરૂરત હોય. તેમજ મસ્જિદની છત પણ મસ્જિદના હુકમમાં છે અને મસ્જિદમાં એ રીતે વુઝૂ કરવું કે પાણી મસ્જિદમાં પડે જાઈઝ નથી. એટલા માટે કે વિવિધ હદીષોમાં મસ્જિદને પાક તથા સાફ રાખવાનો હુકમ છે. પછી હઝરત અબૂ હુરૈરહ્ મસ્જિદ પર શા માટે ચઢયા ? અને ત્યાં વુઝૂ કેમ કર્યું ? તેનો ખુલાસો એ છે કે શક્ય છે કે નીચે ભીડના કારણે વુઝૂની શક્યતા ન રહી હોય અથવા નીચે વુઝૂની કોઈ જગા ન હોય, એટલા માટે છત પર ચઢયા અને વુઝૂ એ રીતે કર્યું કે પાણી મસ્જિદ બહાર ફેંક્યું. દા.ત. દિવાલના કિનારે બેસીને વુઝૂ કર્યું અને પાણી નીચે પાડયું. અથવા કોઈ વાસણ રાખ્યું હોય જેમાં ધોવાણ પાડયું હોય.

**૩. ઉમ્મત**ના ડિક્ષનરીમાં ઘણા અર્થો છે : તરીકો, દીન, દીર્ઘકાળ, બાદશાહ, તે પુરૂષ જે ભલાઈથી ભરપુર હોય, તે શખ્સ જે સૌથી અલગ અલાયદો કોઈ દીન ધરાવતો હોય, ઈમામ. શરઈ અર્થ : નબીઓના અનુયાયીઓ થાય છે. ઉમ્મત બે રીતે બોલાય છે, એક ઉમ્મતે દઅવત, નબી જે લોકો પ્રતિ મોકલવામાં આવ્યા તેઓ. અને ઉમ્મતે ઈજાબત એટલે જે લોકો નબી પર ઈમાન લાવ્યા, અહીં ઉમ્મતથી મુરાદ ઉમ્મતે ઈજાબત એટલે કે મુસલમાન છે.

૪. غُرًّا (ગુર્રન્)એ اَغَرُّ (અગર્રુ)નું બહુવચન છે. اَغَرُّ (અગર્રુ)નો અસલ અર્થ સફેદ કપાળવાળા ઘોડા છે. અને ઉર્ફ (આમ બોલી)માં શરીફ પણ થાય છે. مُحَجَلٌ (મુહજલ્લુન્)એ ઘોડાને કહે છે જેના પગો સફેદ હોય. અહીં બંનેનો અર્થ ધારણાથી સફેદ ચમકનાર થશે. મતલબ એ થયો કે મારી ઉમ્મતની પેશાનીઓ અને હાથ પગો વુઝૂની બરકતથી સફેદ તથા મુનવ્વર (ચમકદાર) હશે. વુઝૂ આ ઉમ્મતની વિશિષ્ટતા નથી જેમ કે અમુક લોકોએ આ હદીષથી દલીલ કરતાં કહ્યું છે. એટલા માટે કે ખૂદ બુખારીમાં હઝરત સારાહ અને જુરીજ રાહિબના બારામાં વર્ણન છે કે તેમણે વુઝૂ કરીને નમાઝ પઢી. આ હદીષથી સાબિત થાય તો એ થાય છે કે કિયામતના દિવસે વુઝૂની વિશિષ્ટ અસર આ ઉમ્મતની સાથે ખાસ છે, આ બરકતથી આગલી ઉમ્મતો મેહરૂમ છે.

આ હદીષ હઝરત અબૂ હુરૈરહ્ સિવાય અન્ય દસ સહાબીઓથી રિવાયત પામેલી છે. હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہના સિવાય અન્ય કોઈની રિવાયતમાં فمن استطاع الی اٰخره સુધી નથી. ખૂદ હઝરત અબૂ હુરૈરહ્થી એક જમાઅતે રિવાયત કરી છે પણ નુઐમ સિવાય કોઈ અન્ય રિવાયતમાં નથી. એ દલીલ છે કે એ હઝરત અબૂ હુરૈરહ્નું પોતાનું કથન છે અને આ હિસ્સો મુદરજ (પોતે ઉમેરેલો) છે. પરંતુ જ્યારે ઉસૂલે હદીષનો એ માન્ય કાયદો છે કે ષિકહનો વધારો સ્વીકાર્ય છે, તો એનો વિના દલીલે 'ઈદરાજ' ઠરાવવું સહીહ નથી. અલ્લામા અયનીએ 'ઈદરાજ' પર એ દલીલ આપી કે મુસ્નદે ઈમામ અહમદમાં ખૂદ નુઐમ મુજમિરનો કૌલ વર્ણન થયેલ છે કે "હું નથી જાણતો કે فمن استطاع (ફમનિસ્તતાઅ) રસૂલુલ્લાહ ﷺનો કૌલ છે કે હઝરત અબૂ હુરૈરહનો. પરંતુ એ કેવળ સંદેહ છે અને સંદેહ સાબિતીને માટે ગણત્રી પાત્ર નથી હોતો. તદ્ઉપરાંત એ કે مالایدرك الا بالسّماع (માલા યદરિક ઈલ્લા બિસ્સમાઅ એટલે એવી વસ્તુ જે માત્ર હુઝૂર ﷺથી ખબર પડે)ના કબીલામાંથી છે. અને સહાબીનો આવો કૌલ મરફૂઅના હુકમમાં છે. જો ધારો કે માની પણ લેવામાં આવે કે હઝરત અબૂ હુરૈરહનો જ કૌલ છે તો પણ મરફૂઅના હુકમમાં રહેશે.

૫. ان يطيل غُرَّتَهٗથી મુરાદ એ છે કે જ્યાં સુધી અંગોને ધોવાનો હુકમ છે એનાથી વધારે ધૂએ. દા.ત. કોણીઓ સુધી હાથ ધોવાનો હુકમ છે તો ખભાઓ સુધી ધૂએ. ઘૂંટીઓ સુધી પગો ધોવાનો હુકમ છે તો પીંડલી પણ ધૂએ. તેમજ એ પણ અંદેશો છે કે દરેક નમાઝના માટે વુઝૂ કરે જેના પરિણામે કયામતના દિવસે તેની નૂરાનિયતનાં કિરણો દૂર સુધી ફેલાય.

ઈબ્ને બતાલ ઈમામ કાઝી અયાઝ અને ઈબ્ને તીન, વુઝૂના અંગોને નિશ્ચિત હદોથી વધારે ધોવાને મુસ્તહબ નથી જાણતા. ઈબ્ને બતાલ એના પર અબૂ દાઊદની આ હદીષથી દલીલ કરી કે ફર્માવ્યું :–

من زاد علی هذا او نقص فقد اساء وظلم "જેણે એના પર વધારો કે ઘટાડો કર્યો તેણે બુરુ કર્યું અને જુલ્મ કર્યો."

પરંતુ ઈબ્ને બત્તાલની આ દલીલ સહીહ નથી, કેમ કે એમાં هذا (આ)નો નિર્દેશ ત્રણના (આંકડા) તરફ છે. મુરાદ એ છે કે જેણે ત્રણવારથી ઓછું કે વધારે ધોયું તેણે બુરુ કર્યું અને જુલ્મ કર્યો, એટલા માટે નિશ્ચિત હદોથી વધારે ધોવું હઝરત અબૂ હુરૈરહ્ સિવાય ખૂદ હુઝૂરે અકદસ ﷺ અને હઝરત ઈબ્ને ઉમરથી પણ રિવાયત પામેલ છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું, આ દલીલ છે કે અલ્લાહે ﷻ હુઝૂરે અકદસ ﷺને એવા ખાસ ગયબી ઈલ્મો અતા ફર્માવ્યા જે હુઝૂર સિવાય કોઈ નબીને પણ નથી અતા કર્યા.

## (٩٩) حديث لا ينصرف حتى يسمع صوتا او يجد ريحا

**[હદીષ : ૯૯] ''વા સરવાથી વુઝૂ તૂટવા વિશે વર્ણન''**

عَنْ سَعِيْدِ بْنِ الْمُسَيَّبِ وَعَبَّادِ بْنِ تَمِيْمٍ عَنْ عَمِّهٖ اَنَّهٗ شَكَا اِلٰى رَسُوْلِ

*સઈદ ઈબ્ને મુસૈયબ[1] અને અબાદ ઈબ્ને તમીમ[2] પોતાના કાકાથી રિવાયત કરે છે કે એક સાહબે રસૂલુલ્લાહ ﷺને*

اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ الرَّجُلُ الَّذِىْ يُخَيَّلُ اِلَيْهِ اَنَّهٗ يَجِدُ الشَّىْءَ فِى

*પોતાની એ ઉલ્ઝન વર્ણવી કે તેમને નમાઝમાં વા સરી જવાની શંકા થઈ જાય છે.*

الصَّلٰوةِ فَقَالَ لَا يَنْفَتِلُ اَوْ لَا يَنْصَرِفُ حَتّٰى يَسْمَعَ صَوْتًا اَوْ يَجِدَ رِيْحًا عله

*ફર્માવ્યું, જ્યાં સુધી અવાજ ન નીકળે અથવા ગંધ ન પામો[3] ત્યાં સુધી નમાઝ ન તોડો.*

*(બુખારી, મુસ્લિમ–હૈઝ, અબૂ દાઊદ–સલાત–તહારત, તિર્મિઝી, નિસાઈ–તહારત, ઈબ્ને માજહ–તિહારત, મુસ્નદે અહમદ)*

**સમજૂતી : ૯૯**

**૧. સઈદ બિન મુસૈયબ :** મશ્હૂર તાબઈન ઈમામોમાંથી છે. હદીષ ફિક્હમાં સમયના ઈમામ, ઝોહદ, વરઅ તથા ઈબાદતમાં અજોડ હતા. ચાલીસ હજો કરી હતી. અબૂ હુરૈરહ્ની હદીષો તથા ઉમર ફારૂક઼ના ન્યાયોના સૌથી વિશેષ જાણનાર હતા. પુષ્કળ સહાબીઓની ઝિયારતથી મુશર્રફ થયા. તેમની કુન્નિયત અબૂ મુહમ્મદ છે. કર્શી, મદની, મખ્ઝૂમી છે. ઉમર ફારૂક઼ની ખિલાફતના ત્રીજા વરસે પેદા થયા અને હિ.સ. ૯૩માં વિસાલ ફર્માવ્યો.

**૨.** અબાદ ઈબ્ને તમીમીના બારામાં એ મશ્હૂર છે કે તાબઈ છે પણ ઘણા મુહદ્દિષો એટલે સુધી કે ઈમામ ઝહબી સુદ્ધાંએ સહાબામાં ગણ્યા છે. અસાબામાં ઈમામ વાક઼ેદીના હવાલાથી તેમનો આ ક઼ૌલ રિવાયત થયેલો છે કે મને ગઝવએ ખંદક સારી રીતે યાદ છે, એ વખતે હું પાંચ વરસનો હતો. તેમના કાકાથી, અબ્દુલ્લાહ બિન ઝૈદ આસિમ બિન કઅબ અન્સારી માઝની મુરાદ છે. મુસ્લિમમાં એની સ્પષ્ટતા છે. તેમની પણ એ વિશિષ્ટતા છે કે તેમનાં માં બાપ પણ સહાબી છે અને તેમના ભાઈ જૈબ બિન ઝૈદ પણ સહાબી છે. જૈબ બિન ઝૈદ તે બુઝુર્ગ છે જેમનું મુસૈલમા કઝ્ઝાબે અંગ અંગ કાપી નાખ્યું હતું. હદીષના રાવી અબ્દુલ્લાહ બિન ઝૈદ તે મુજાહિદ છે જેમણે વહશીની સાથે મુસૈલમા કઝ્ઝાબને કત્લ કર્યો હતો. આપ ઝીલ હજ્જ હિ.સ. ૬૩ના ખૂની જંગમાં ૭૦ વરસની વયે શહીદ થયા. આપ ગઝવાએ ઓહદમાં ભાગ લેનારાઓમાંથી છે. અમુક હઝરાતે તેમને બદરી પણ કહ્યા છે પણ એ સહીહ નથી. પણ મને એમાં પણ શંકા છે કે તેમણે ગઝવાએ ઓહદમાં મુજાહિદોની જેમ ભાગ લીધો હોય, એટલા માટે કે તે સમયે તેમની ઉમર દસ વરસની હતી. શક્ય છે કે જેવી રીતે હઝરત અનસ ખિદમતગાર રૂપે એ મોકા પર હાજર હતા તેમ આ પણ હાજર રહ્યા હોય. તેના થકી ૪૮ હદીષો રિવાયત પામી છે, આઠ સર્વસંમતિવાળી છે.

**૩.** ઈમામ નવવીએ ફર્માવ્યું : બઈજમાએ મુસ્લિમીન, એનાથી મુરાદ હવા સરવાનું યકીન છે ભલે ન હવા (ગંધ)ની ખબર પડે ન અવાજ નીકળે. એના પર તિર્મિઝીની દલીલની આ રિવાયત છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું : اذا فسا احدكم فليتوضّا ''જો તમારામાંથી કોઈને અવાજ વિના હવા સરે તો વૂઝુ કરો.''

તદ્ઉપરાંત જ્યારે અર્થ શબ્દથી અધિક વિશાળ થાય છે તો હુકમ અર્થ પર થાય છે. અને અમુક સમયના જાહિલોનું એવું કહેવું છે કે જો હવા નીકળે પણ તેમાં અવાજ ન હોય અને ન બદબૂ હોય તો વુઝૂ નથી તૂટતુ. આ હદીષથી સાબિત થયું કે અસલ એ છે કે કોઈ ચીજની જે હાલત છે એના પર તે બાકી રહે છે જ્યાં સુધી કે દલીલ થકી તેના વિરુધ્ધ સાબિત ન થાય. એટલે શક યક઼ીનને બેકાર નથી કરતો.

## حدیث، فتوضأ وضوءً خفیفًا (١٠٠)

**[હદીષ : ૧૦૦] "અંબિયાની ઊંઘ વુઝૂ તોડનાર નથી"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا قَالَ بِتُّ عِنْدَ خَالَتِی مَیْمُوْنَۃَ لَیْلَۃً

*હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું, હું એક રાતે મારાં માસી મૈમૂના[1]ને ત્યાં સૂતો. નબી صلی اللہ علیہ وسلم રાતમાં*

فَقَامَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ مِنَ اللَّیْلِ فَلَمَّا کَانَ فِیْ بَعْضِ اللَّیْلِ

*ઉઠયા[2]. જ્યારે થોડીક રાત પસાર થઈ તો ઉઠયા[3] અને એક જૂની મશકથી જે લટકતી હતી હલકુ વુઝૂ કર્યું[4].*

قَامَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَتَوَضَّأَ مِنْ شَنٍّ مُّعَلَّقٍ وُضُوْءً

*અમ્ર ઈબ્ને દીનાર તેના હલ્કા તથા થોડા હોવાને વર્ણન કરતા હતા અને ઉભા થઈને નમાઝ પઢવા*

**સમજૂતી : ૧૦૦**

**૧.** ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂના બિન્તે હારિષ હિલાલિયા આમિરિયા હઝરત ઉમ્મુલ ફઝ્લ હઝરત અબ્બાસ رضی اللہ عنہ નાં પત્ની સાહેબાનાં બહેન હતાં. જાહિલિયતમાં તેણી મસ્ઊદ ઈબ્ને અમ્ર ષકફીના નિકાહમાં હતાં. તેણે તેમને છોડી દીધાં તો તેમનો નિકાહ અબૂ રહમથી થયો. તેમનો પણ જ્યારે ઈન્તેકાલ થઈ ગયો તો ઉમરતુલ કઝાના પ્રસંગે હિ.સ. ૭માં હુઝૂર صلی اللہ علیہ وسلم ના નિકાહમાં આવ્યાં. તેમની વિશિષ્ટતા એ છે કે તેમના બાદ હુઝૂર صلی اللہ علیہ وسلم એ પછી કોઈ નિકાહ નથી ફર્માવ્યા, આપ અંતિમ અજવાઝમાંથી છે. આપનો વિસાલ ૬૧ અથવા ૫૧ હિ.સ.માં થયો. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ નમાઝે જનાઝા પઢાવી. તેમના થકી એક જમાઅતે રિવાયત કરી તેઓમાંથી હઝરત ઈબ્ને અબ્બાસ પણ છે.

**૨.** અલ્લામા અયનીએ ફર્માવ્યું, ઈબ્ને સકનની રિવાયત એ છે કે **فقام النبی** (ફક઼ામન્નબી)ની જગાએ **فنام البنی صلی اللّٰہ تعالٰی علیہ وسلّم من الیل** (ફનામન્નબી صلی اللہ علیہ وسلم મિનલ્લૈલ) ઈમામ ક઼ાઝી ઈયાઝ رضی اللہ عنہ એ ફર્માવ્યું, આ જ રિવાયત બરાબર છે, નહીં તો કલામમાં તક઼રાર (રિપીટ થવું) લાઝિમ આવત. **فلماکان فی بعض اللّیل قام البنی صلّی اللّٰہ تعالٰی علیہ وسلّم** લગભગ એ જ ફાયદા માટે ઈમામ બુખારીએ આથી પહેલાં ટુકડો નકલ ફર્માવ્યો :–

**ان النبی صلّی اللّٰہ تعالٰی علیہ وسلّم نام حتّٰی نفخ ثم صلی وربما قال اضطجع حتی نفخ صلّی** "નબી صلی اللہ علیہ وسلم સૂઈ ગયા ત્યાં સુધી કે નાકથી અવાજ આવવા લાગ્યો, પછી નમાઝ પઢી. સુફયાન ક્યારેક કહે છે કે પડખાભેર સૂઈ ગયા ત્યાં સુધી કે નસ્કોરાંનો અવાજ આવવા લાગ્યો, પછી નમાઝ પઢી.

**نوم** આમ છે ચાહે ચટ્ટા હોય કે પડખાભેર. (ઈઝતજઅ) પડખાભેર સૂવાને કહે છે. નબી صلی اللہ علیہ وسلم પડખાભેર સૂતા હશે, તેને ક્યારેક نَامَ (નામ)થી વર્ણન કરવામાં આવ્યું ક્યારેક (ઈઝતજઅ)થી, અહીં ફયઝેબારીમાં છે કે આ સૂવું અને નસ્કોરાં બોલવાં નફલ નમાઝમાં પણ થઈ શકે છે. અને સખત આશ્ચર્ય છે કે આ આશંકાની ગુંજાઈશ ક્યાંથી નીકળી ?! હદીષનું આગળ પાછળનું વર્ણન આ આશંકા વિશે રજમાત્ર નિર્દેશ નથી કરતું.

**૩.** કેટલી (રાત) ગુજરી હતી ? અયનીમાં છે કે રાત અડધી થઈ ચૂકી હતી અથવા અડધાની નજીક હતી. એનાથી અન્વારુલબારીના એ તર્જુમાની ગલતી જાહેર થઈ ગઈ જે તેમણે કર્યો છે કે જ્યારે થોડી રાત રહી ગઈ.

**૪.** તખફીફ (હલકા)થી મુરાદ એ છે કે વુઝૂના અંગોને ખૂબ ઘસીને ન ધોયાં, હળવા હાથે પાણી વહાવ્યું અને

خَفِيفًا يُخَفِّفُهُ عَمْرٌو وَيُقَلِّلُهُ وَقَامَ يُصَلِّي فَتَوَضَّأْتُ نَحْوًا مِمَّا تَوَضَّأَ ثُمَّ جِئْتُ

લાગ્યા પછી મેં પણ હુઝૂરની જેમ વુઝૂ કર્યું અને આવીને ડાબી બાજુ ઉભો થઈ ગયો. સુફયાન ક્યારેક શબ્દ

فَقُمْتُ عَنْ يَسَارِهِ وَرُبَّمَا قَالَ سُفْيَانُ عَنْ شِمَالِهِ فَحَوَّلَنِي فَجَعَلَنِي عَنْ يَمِينِهِ ٥

યસારને બદલે શિમાલ કહેતા. હુઝૂરે મને ફેરવીને પોતાની જમણી બાજુ ઉભો રાખ્યો. પછી અલ્લાહે જેટલી

ثُمَّ صَلَّى مَا شَاءَ اللَّهُ ثُمَّ اضْطَجَعَ فَنَامَ حَتَّى نَفَخَ ثُمَّ أَتَاهُ الْمُنَادِي فَآذَنَهُ

ઈચ્છી હુઝૂરે નફલ પઢી પછી પડખાભેર સૂતા અને ઊંઘી ગયા ત્યાં સુધી કે નાકથી અવાજ નીકળવા લાગ્યો.

بِالصَّلَاةِ فَقَامَ مَعَهُ إِلَى الصَّلَاةِ فَصَلَّى وَلَمْ يَتَوَضَّأْ قُلْنَا لِعَمْرٍو إِنَّ نَاسًا

પછી મોઅઝ્ઝિન આવ્યો, નમાઝની ખબર આપી તો હુઝૂર તેની સાથે તશરીફ લઈ ગયા અને નમાઝ પઢી અને

يَقُولُونَ إِنَّ رَسُولَ اللَّهِ صَلَّى اللَّهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ تَنَامُ عَيْنُهُ وَلَا يَنَامُ

વુઝૂ ન કર્યું[6]. અમે અમ્ર ઈબ્ને દીનારને કહ્યું, લોકો કહે છે કે રસૂલુલ્લાહ ﷺની આંખો સૂએ છે અને દિલ જાગૃત

قَلْبُهُ قَالَ عَمْرٌو سَمِعْتُ عُبَيْدَ بْنَ عُمَيْرٍ يَقُولُ رُؤْيَا الْأَنْبِيَاءِ وَحْيٌ ثُمَّ قَرَأَ ٦

રહે છે. અમ્ર ઈબ્ને દીનારે કહ્યું, મેં ઓબૈદ ઈબ્ને ઉમૈરથી સાંભળ્યું, કહેતા હતા, અંબિયાનો ખ્વાબ વહી છે,

إِنِّي أَرَى فِي الْمَنَامِ أَنِّي أَذْبَحُكَ ع

*પછી તેમણે તિલાવત કરી (હઝરત ઈબ્રાહીમે કહ્યું) હે બેટા ! હું ખ્વાબમાં જોઉં છું કે તને ઝબહ કરી રહ્યો છું.*

તક્લીલ (થોડા)થી મુરાદ એ છે કે વુઝૂનાં અંગો ત્રણવાર ન ધોયાં, અને એ પણ મુરાદ હોઈ શકે છે કે કેવળ ફર્ઝો પૂરા કર્યા.

**૫.** આં હુઝૂર ﷺએ કેવી રીતે ફેરવ્યા ? એના સંબંધે વિવિધ રિવાયતો આવી છે. અમુકમાં તેમનું માથુ પકડીને જમણી તરફ કર્યા, અમુકમાં છે કે પોતાનો જમણો હાથ તેમના માથા પર રાખીને જમણો કાન પકડીને જમણી તરફ કર્યા. અને એકમાં છે કે માથાનો પાછલો ભાગ પકડીને જમણી તરફ લાવ્યા. એ એના માટે નસ (દલીલ) છે કે નફલની જમાઅત જાઈઝ છે જ્યારે કે એલાન સાથે ન હોય અને જો મુકતદી એક હોય તો ઈમામના જમણી બાજુ ઉભો રહે.

**૬.** એટલા માટે અંબિયાએ કિરામની ઊંઘ વુઝૂ તોડનાર નથી. અને જે અમુક રિવાયતોમાં છે કે જાગૃત થયા બાદ વુઝૂ કર્યું એ મુસ્તહબ કાર્યોમાંથી છે, અથવા શક્ય છે કે ઊંઘતા પહેલાં કોઈ વુઝૂ તોડનાર અન્ય કાર્ય થયું હોય. ખિલાફિલમાલી ફયૂઝુલ્બારી કે કદી કદી અંબિયાએ કિરામની ઊંઘ વુઝૂ તોડનાર હોય છે. અને દલીલમાં એ જ રજૂ કર્યું કે અમુકવાર જાગૃત થયા બાદ વુઝૂ કર્યું. દરેક બુદ્ધિવાળા સમક્ષ જાહેર છે કે સૂઈને ઉઠયા બાદ વુઝૂ કરવું કોઈ પણ મન્તિક (ફિલોસોફી)થી એ વાતની દલીલ નથી કે આં હુઝૂર ﷺની ઊંઘ, વુઝૂ તોડનાર છે. એ ખૂદ હદીષે મરફૂઅથી સાબિત છે અને એ જ આધાર છે આ વાતનો કે અંબિયાના ખ્વાબ વહી હોય છે. એના કારણે હઝરત ઓબૈદ ઈબ્ને ઉમૈરે હઝરત ઈબ્રાહીમ علیہ السلامના ખ્વાબથી દલીલ કરી કે ઔલાદને કત્લ કરવું હરામ છે પણ ખ્વાબ જોઈને હુકમનું પાલન કરવા લાગ્યા. જો ખ્વાબ વહી ન હોત તો એવું કદાપિ ન કરત.

ت (۲) قَالَ ابْنُ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُمَا اِسْبَاغُ الْوُضُوْءِ الْاِنْقَاءُ★

[તઅલીફ઼ : ૨૧ઈબ્ને ઉમરએ ફર્માવ્યું કે "ઈસ્બાગુ વુઝૂ"એ છે કે વુઝૂનાં અંગોને ખૂબ સાફ કરી લેવામાં આવે★.

## (۱۰۱) حدیث اسباغ الوضوء

## [હદીષ : ૧૦૧] "સંપૂર્ણ વુઝૂ વિશે"

عَنْ اُسَامَةَ بْنِ زَیْدٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُمَا اَنَّهٗ سَمِعَهٗ یَقُوْلُ دَفَعَ رَسُوْلُ

*ઈબ્ને અબ્બાસના ગુલામ કરીબથી રિવાયત છે કે તેમણે હઝરત ઓસામા[1] બિન ઝૈદ[2] થી સાંભળ્યું, તે ફર્માવતા*

આ હદીષથી આ પ્રમાણે હુકમો સાબિત થયા. આલિમો, સાલેહ લોકો સાથે દિવસ ઉપરાંત રાતમાં રહેવું કે તેમના હાલાત જાણી શકાય એ મુસ્તહસન છે. આલી સનદની તલાશ મુસ્તહસન છે. હઝરત ઈબ્ને અબ્બાસ પોતાનાં માસી ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂનાને પૂછીને હાલાત જાણી શક્તા હતા પણ ખૂદ ત્યાં રોકાણ કરીને જોયું જેથી વચ્ચે વાસ્તો ન રહે. જો બે માણસો હોય અને એક ઈમામ બની જાય તથા બીજો મુકતદી તો જમાઅતનો સવાબ મળશે. એક જ વુઝૂથી નફલ તથા ફર્ઝ પઢવા દુરુસ્ત છે. નમાઝમાં વાત કરવી નમાઝને ફાસિદ કરી દે છે ચાહે ફર્ઝ હોય કે ચાહે નફ્લ. જો નફ્લ વાત કરવાથી ફાસિદ ન થાત તો હુઝૂર ઈબ્ને અબ્બાસનો કાન પકડીને જમણી બાજુ ન કરતા બલ્કે જીભ વડે કહેતા. એ જાઈઝ છે કે મોઅઝ્ઝિન જમાઅતના માટે ઈમામને જગાડે. તહજ્જુદની નમાઝ પ્રારંભમાં વાજિબ હતી હવે વાજિબ હોવું મન્સૂખ થયેલ છે, સુન્નત હોવું બાકી છે. ઘણી જ બરકતવંત નમાઝ છે. **તહજ્જુદ પઢનારને હજ્જ તથા ઉમરાનો સવાબ મળે છે.**

### તઅલીફ઼ : ૨૧ની સમજૂતી

اسباغ (ઈસ્બાગ)નો અર્થ લુગત (ડિક્ષનરી)માં 'પરિપૂર્ણ' છે અને સંપૂર્ણ ગુસ્લને انقا (ઈન્ક઼ાઅ્) કહે છે, એટલે કે શરીરનું સારી રીતે સાફ થઈ જવું જરૂરી છે. આ તફસીર બિલ્ લાઝિમ છે. ઈબ્ને મુન્ઝરે સહીહ સનદ સાથે નકલ કર્યું કે હઝરત ઈબ્ને ઉમર પોતાના પગોને સાતવાર ધોતા હતા. અને એ એટલા માટે હતું કે તે લોકો અધિક્તર ઉઘાડા પગે ચાલ્યા કરતા હતા. અને બહું થયું તો પગરખાં જે ચપ્પલના પ્રકારના હોતા તે પહેરતા હતા તેનાથી પગો પર મેલ કચરો અધિક ભેગો થઈ જતો હતો તેને સાફ કરવાના માટે સાતવાર ધોતા.

### સમજૂતી : ૧૦૧

**૧.** ઓસામા ઈબ્ને ઝૈદ ઈબ્ને હારિષા رضی اللہ عنہما હુઝૂરે અક્દસ ﷺના આઝાદ કરેલા ગુલામ અને મોં બોલ્યા પુત્ર હઝરત ઝૈદના સાહબઝાદા છે. તેમનાં વાલિદા હઝરત ઉમ્મે અયમન رضی اللہ عنہا હુઝૂરે અક્દસ ﷺનાં દાયા તથા આઝાદ કરેલ બાંદી હતાં. તેમના પિતા હઝરત ઝૈદ પણ આં હુઝૂર ﷺના ઘણા જ ચહીતા હતા અને એઓ પણ જેથી તેમને "અહબ્બ મિન હિબ" કહેવામાં આવતુ હતું. તેમની વિંટીનો નક્શ આ પ્રમાણે હતો "હિબ્બુ રસૂલુલ્લાહ ﷺ" હુઝૂર ﷺએ તેમને આમિલ બનાવ્યા જ્યારે કે તેમની ઉમર ૧૮ વરસની હતી. વિસાલથી થોડાક દિવસો પહેલાં કૈસરના મુકાબલાના માટે જે લશ્કરની ગોઠવણ કરી હતી જેમાં તમામ આગળ પડતા સહાબીઓને શરીક થવાનો હુકમ હતો તેના અમીર તેમને બતાવ્યા. વિસાલ મુબારકના સમયે તેમની ઉમર વીસ વરસની હતી. અંતિમ સમયમાં વાદીયુલ કુરામાં રહેવા લાગ્યા. ત્યાં ૫૫ વરસની ઉમરમાં હિ.સ.



★ *ઈમામ અબ્દુર્રઝ્ઝાકે મૌસૂલન્ સહીહ સનદ સાથે ઝિક્ર કરી*

اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ مِنْ عَرَفَۃَ حَتّٰی اِذَا کَانَ بِالشِّعْبِ نَزَلَ

હતા કે રસૂલુલ્લાહ ﷺ અરફા[3]થી ચાલ્યા. જ્યારે ઘાટી[4]માં પહોંચ્યા તો ઉતર્યા અને પેશાબ ફર્માવ્યો પછી વુઝૂ

فَبَالَ ثُمَّ تَوَضَّأَ وَلَمْ یُسْبِغِ الْوَضُوْءَ فَقُلْتُ الصَّلٰوۃَ یَا رَسُوْلَ اللّٰہِ، قَالَ الصَّلٰوۃُ

કર્યું પણ પૂરું વુઝૂ[5] ન કર્યું. મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! નમાઝ ! ફર્માવ્યું, નમાઝ તારી આગળ છે. પછી સવાર

اَمَامَکَ فَرَکِبَ فَلَمَّا جَاءَ الْمُزْدَلِفَۃَ نَزَلَ فَتَوَضَّأَ فَاَسْبَغَ الْوَضُوْءَ ثُمَّ اُقِیْمَتِ

થયા. જ્યારે મુઝદલ્ફા[6] આવી ગયું તો સવારીથી ઉતર્યા, વુઝૂ[7] કર્યું અને પૂરું વુઝૂ કર્યું ત્યારબાદ ઈકામત

الصَّلٰوۃُ فَصَلَّی الْمَغْرِبَ ثُمَّ اَنَاخَ کُلُّ اِنْسَانٍ بَعِیْرَہٗ فِیْ مَنْزِلِہٖ ثُمَّ اُقِیْمَتِ الْعِشَاءُ

કહેવામાં આવી. હુઝૂરે મગરિબની નમાઝ પઢી[8]. પછી દરેક શખ્સે પોતાના ઊંટને પોતાના પડાવ પર બેસાડયું.

فَصَلّٰی وَلَمْ یُصَلِّ بَیْنَہُمَا ؏

ત્યારબાદ ઈશાની ઈકામત થઈ અને આં હુઝૂરે નમાઝ પઢી[9]. આ મગરિબ અને ઈશાની વચ્ચે કોઈ નમાઝ ન પઢી.

(બુખારી–તહારત, મુસ્લિમ–તહારત, અબૂ દાઊદ–હજ્જ, નિસાઈ–ઈમામત, મુસ્નદે ઈમામ)

૫૪માં વિસાલ ફર્માવ્યો. તેમના થકી એકસો અઠ્ઠાવીસ હદીષો રિવાયત પામી છે.

**૨.** ઝૈદ ઈબ્ને હારિષા ઈબ્ને શરાજીલ કલ્બી رضی اللہ عنہ. તેમની કુન્નિયત અબૂ ઓસામા છે. તેમના માંનુ નામ સઅદા બિન્તે ષઅલ્બા છે. આપ તેમને લઈને પિયર ગયાં હતાં તો કેટલાક લૂટારાઓએ હુમ્લો કરી દીધો અને તેમને ઉઠાવીને લઈ ગયા. અકાઝના બજારમાં વેચવા માટે લઈ ગયા. હકીમ ઈબ્ને ખરામે પોતાનાં ફોઈ હઝરત ખદીજા رضی اللہ عنہاના માટે ચાર દિરહમમાં ઝૈદને ખરીદી લીધા. જ્યારે હઝરત ખદીજા رضی اللہ عنہا નિકાહમાં આવ્યાં તો એ પણ સાથે સાથે આવ્યા. કેટલાક દિવસો પછી તેમના ઘરવાળાઓને તેમની ભાળ મળી તો તેમના કાકા અને પિતા હારિષા તેમને લેવા માટે મક્કા મોઅઝ્ઝમા ખિદમતે અક્દસમાં હાજર થયા. હુઝૂરે તેમને અધિકાર આપી દીધો કે ચાહે તો પિતા સાથે ચાલ્યા જાવ અને ચાહો તો મારી પાસે રહો. તો તેમણે દામને રહમત છોડવાનું નાપસંદ કર્યું. ત્યારબાદ હુઝૂરે અક્દસ ﷺએ તેમને હતીમમાં લઈ જઈને એલાન કરી દીધું કે ઝૈદ મારો બેટો છે, જેના સબબ લોકો તેમને ઝૈદ ઈબ્ને મુહમ્મદ કહ્યા કરતા હતા. જ્યારે આ આયતે કરીમા ادعوھم لآ باءھم "ઔલાદને તેમના બાપની તરફ નિસ્બત કરીને બોલાવો" નાઝિલ થઈ તો લોકએ ઝૈદ બિન હારિષા કહેવાનુ શરૂ કર્યું. આઝાદ કરેલા ગુલામોમાં એઓ જ સૌ પ્રથમ ઈમાન લાવ્યા. તેમનો નિકાહ હુઝૂરે અક્દસ ﷺએ પોતાની દાયા હઝરત ઉમ્મે અયમન સાથે કરી આપ્યો હતો તેમનાથી ઓસામા પેદા થયા, બાદમાં હઝરત ઝૈદનો નિકાહ ઝય્નબ બિન્તે જહશ પોતાની ફોઈની પુત્રી સાથે કર્યા પણ નિભાવ ન થઈ શક્યો. હઝરત ઝૈદે તલાક આપી દીધી, ત્યારબાદ હઝરત ઝયનબ અજવાઝે મુતહહરાતમાં દાખલ થયાં. હઝરત ઝૈદથી હુઝૂરને એટલી મહોબ્બત હતી કે એકવાર હઝરત ઝૈદ સફરથી પરત આવ્યા. ખબર મળી તો આં હુઝૂર ﷺ કેવળ તેહબંદ પહેરેલ હાલતમાં બહાર તશરીફ લાવ્યા અને તેમનાથી લિપટી પડયા. જંગે મૌતાના ખૂની હંગામામાં રોમીઓના હાથે જમાદીઉલ ઉલા હિ.સ. ૮માં શહીદ થયા. શહાદત વખતે તેમની ઉમર ૫૫ વરસની હતી. એનાથી જોયું કે આં હુઝૂર ﷺની ઉમ્ર મુબારક તેમનાથી લગભગ પાંચ વરસની વધારે હતી. કુર્આન મજીદમાં સહાબાએ કિરામમાંથી કેવળ તેમનું નામ વર્ણન પામેલ છે. ઈર્શાદ છે : فَلَمَّا قَضٰی زَیْدٌ مِّنْهَا وَطَرًا તેમનાથી

તેમના સાહબઝાદા હઝરત ઓસામા તથા અન્ય હઝરાતે રિવાયત કરી છે.

**૩. અરફા** : નવમી ઝીલ હજ્જને પણ કહે છે અને અરફાતને પણ. જેમ કે આ હદીષ તથા અન્ય હદીષોના જાહેરથી સ્પષ્ટ થાય છે. ખુલાસો છે અરફાથી ચાલ્યા. અને અસ્ફહાનીએ કહ્યું, અરફા કેવળ નવમી ઝીલ હજ્જને કહે છે. અલ્લામા અયનીએ એને સહીહ કહ્યું. અરફા હમેશા અલિફ લામ અને ડબલ પેશ (તન્વીન)થી આવે છે. અરફાત એ સ્થળનું નામ છે જ્યાં વુકૂફે અરફા થાય છે. એ હકીકતમાં બહુવચન છે. ફર્રાએ કહ્યું, એનું કોઈ એક વચન નથી. તેને અરફાત અને એ દિવસને અરફો કહેવાનું કારણ એ છે કે હઝરત આદમ અને હવ્વાની એ જ નવમી ઝીલ હજ્જે મુલાકાત થઈ. એકે બીજાને ઓળખ્યાં અથવા એટલા માટે કે જિબ્રઈલે અમીને એ જગાએ એ તારીખે હઝરત ઈબ્રાહીમને મનાસિકે હજ્જની તા'લીમ આપી.

**૪. شعب** (શિઅબ) એટલે ઘાટી પહાડોની વચ્ચેના માર્ગને કહે છે. અહીં મુરાદ તે રસ્તો છે જે હાજીઓના માટે અરફાતથી મુઝદલ્ફા જવા માટે નિશ્ચિત છે.

**૫. اسباغ** (અસ્બાઅ)નો અર્થ પૂર્ણ કરવું છે. અહીં **لم يسبغ الوضوء** (લમ્ યસ્બિગિલ્ વઝૂ)થી મુરાદ ક્યાં તો એ છે કે વુઝૂનાં અંગો કેવળ એક એક વાર ધોયાં અથવા મુરાદ એ છે કે આદતે કરીમા પ્રમાણે નહીં બલ્કે એથી ઓછાં ધોયાં. અમુક લોકોએ એનાથી વુઝૂ શાબ્દિક અર્થમાં મુરાદ લીધું છે, એ સહીહ નથી. એટલા માટે કે એ વુઝૂ પછી હઝરત ઓસામાએ અર્ઝ કરી, શું નમાઝ પઢીશું ?! એનાથી જાણવા મળ્યું કે વુઝૂ એવું હતું કે એનાથી નમાઝ સહીહ થાય. એનાથી અધિક આશ્ચર્યમય એ કૌલ છે કે એનાથી કેટલાક લોકોએ ઈસ્તિંજા મુરાદ લીધું છે. હદીષનો આ શબ્દ **لم يسبغ الوضوء** (લમ યસ્બિગ વઝૂ)એ એના વિરુધ્ધ પર દલીલ (નસ) છે. ઈસ્તિંજાને અપૂર્ણ કરવાનો અહીં કોઈ અર્થ નથી. તેમ જ વળી પછી એ ગુઝારિશનો પણ અવકાશ નથી કે, શું નમાઝ પઢી લેવામાં આવે ? તદ્ઉપરાંત બાબે તહારતમાં ખુલાસો છે : **فجعلت اصب عليه يتوضاء** "હું પાણી રેડતો રહ્યો અને હુઝૂર વુઝૂ કરતા રહ્યા." ઈસ્તિંજા માટે પાણી રેડવાનો શો મતલબ ?! એ વુઝૂ એટલા માટે કર્યું કે આદતે કરીમા હતી કે મોટા ભાગનો સમય બાવુઝૂ રહેતા અને આ મોકા પર માર્ગમાં ઝિક્ર મસ્નૂન છે અને વુઝૂ મુસ્તહબ છે.

**૬. મુઝદલ્ફા** : અરફાત અને મિનાની વચ્ચે આવેલા એક મેદાનનું નામ છે, એનો મસ્દર ઈઝ્દિલાફ છે. જેનો માદ્દો **زلف** (ઝુલ્ફુન્) છે. ઝલ્ફનો અર્થ નજીક કરવું, ઉખેડવું છે, કેમ કે અહીં એકત્ર થઈને હાજીએ કુર્બે ઈલાહી (અલ્લાહની નજદીક) હાંસલ કરે છે એટલા માટે એનું નામ મુઝદલ્ફા પડયું. તેમજ તમામ દુનિયાના હાજીઓ અહીં ભેગા થાય છે એટલા માટે એને મુઝદલ્ફા કહેવા લાગ્યા. તેનું બીજુ નામ જમઅ પણ છે, એનું કારણ એક તો એ જ છે કે લોકો જગતભરમાંથી આવીને અહીં ભેગા થાય છે. બીજુ કારણ એ છે કે હઝરત આદમ તથા હવ્વાએ અહીં ભેગી રાત પસાર કરી હતી.

**૭.** ઈમામ બુખારી ઈસ્બાગ અલ્ વુઝૂનું પ્રકરણ રચ્યું હતું તે હદીષના આ ટુકડા પ્રમાણે છે : **فاسبلغ الوضوء** અલ્લામા ઈબ્ને હજરે ઈમામ અહમદ ઈબ્ને હંબલની ઝિયાદતે મુસ્નદના હવાલાથી હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ની રિવાયતથી નકલ કર્યું છે કે આ બીજુ વુઝૂ હુઝૂર ﷺએ આબે ઝમઝમથી કર્યું હતું. અમુક હઝરાતે કહ્યું, આ હદીષથી સાબિત થયું કે એક વુઝૂથી કોઈ નમાઝ ન પઢી હોય તો પણ બીજુ વુઝૂ કરી શકે છે, પણ આ દલીલ દુરુસ્ત નથી. શક્ય છે કે આં હુઝૂર ﷺને હદ્ષ થયું હોય, પરંતુ જ્યારે હદ્ષ વિશે કોઈ નિર્દેશ નથી અને એના દર્શાવનાર પાસે કોઈ દલીલ નથી જેથી હદ્ષ થઈ જવાનો કૌલ વિના દલીલ હોવાથી રદને પાત્ર છે. સહીહ એ જ છે કે કેવળ મજલિસ બદલાઈ ગયા બાદ વુઝૂ હોવા છતાં વુઝૂ કરવું જાઈઝ છે. જેમ કે રદુલ મુહતારમાં છે. અને હદીષ **من زاد اونقص فقد تعدى وظلم**ની તાવીલ એ છે કે એનાથી મુરાદ ત્રણથી કમ કે ત્રણથી વધુને જે સુન્નત માને એણે જુલ્મ કર્યો અને જાહેર છે કે ત્રણવારથી ઓછાવાર અંગો ધોવાં ન તઅદી છે ન જુલ્મ છે. તો ત્રણવારથી અધિક ધોવાને જુલ્મ ઠરાવવું આ હદીષની રૂએ કોઈ રીતે યોગ્ય નથી, જેથી એને એતેકાદ (માનવા) પર જ ધારવું જરૂરી છે.

## (١٠٢) حديث، المضمضة والاستنشاق من غرفة

**[હદીષ : ૧૦૨] "એક ખોબા વડે કુલ્લી તથા નાકમાં પાણી ચઢાવવું"**

عَنْ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُمَا اَنَّهُ تَوَضَّأَ فَغَسَلَ وَجْهَهُ اَخَذَ غُرْفَةً مِّنْ

*હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે તેમણે વુઝૂ કર્યું. પોતાના ચહેરા[1]ને ધોયો એક ખોબો[2] પાણી*

مَاءٍ فَتَمَضْمَضَ بِهَا وَاسْتَنْشَقَ ثُمَّ اَخَذَ غُرْفَةً مِّنْ مَّاءٍ فَجَعَلَ بِهَا هٰكَذَا

*લઈને તેનાથી કુલ્લી પણ કરી અને તેને નાકમાં પણ નાખ્યું. પછી બીજો ખોબો લીધો અને તેને આ પ્રમાણે કર્યુ,*

اَضَافَهَا اِلٰى يَدِهِ الْاُخْرٰى فَغَسَلَ بِهَا وَجْهَهُ ثُمَّ اَخَذَ غُرْفَةً مِّنْ مَّاءٍ فَغَسَلَ

*એટલે તે હાથને બીજા હાથ સાથે મિલાવ્યો અને તેનાથી પોતાનો ચહેરો[3] ધોયો. પછી એક ખોબો પાણી*

**૮.** હાજીના માટે અરફાતથી સૂરજ ડૂબતાં જ મુઝદલ્ફા ચાલી જવું વાજિબ છે. તેને જાઈઝ નથી કે અરફાતમાં અથવા માર્ગમાં મગરિબની નમાઝ પઢે. એ દિવસે મગરિબનો સમય મુઝદલ્ફા પહોંચ્યા બાદ ઈશાનો જ સમય છે. એના પર આ હદીષ દલીલ છે. ઈશાનો સમય થયા બાદ એક અઝાન અને એક ઈકામતથી મગરિબ અને ઈશા સાથે સાથે પઢવામાં આવશે. દરમ્યાનમાં મગરિબની સુન્નતો પણ પઢવી જાઈઝ નથી, ઈશા બાદ પઢે. આ હદીષમાં **ثم اقيمت العشاء**થી મુરાદ ઈશા પઢવું છે. એના ઉપર વિસ્તારપૂર્વક ચર્ચા કિતાબુલ હજ્જમાં થશે.

આ હદીષથી સાબિત થયું કે મફઝૂલ અને ખાદિમ પોતાનાથી અફઝલ તથા મખ્દૂમની ખિદમતમાં જરૂરી વાત અર્ઝ કરી શકે છે. તેમજ કિતાબુત્તહારતની રિવાયત **فجعلت اصب**થી જાણવા મળ્યું કે એ પણ જાઈઝ છે કે વુઝૂ માટે કોઈ બીજો અંગો પર પાણી વહાવે.

### સમજૂતી : ૧૦૨

**غرفة** (ગુરફતન્)ઈસ્મે મસ્દર ઈસ્મે મફઉલ મઅરૂફના અર્થમાં છે. હથેળી ભરીને જેની ખોબો કહે છે. **غرفة** (ગુરફહ્)એ **غين** (ગ્યન)ના ઝબર સાથે જો હોય તો તેનો અર્થ થાય છે એકવાર ખોબામાં પાણી લેવું.

**مضمض تمضمض**નો અર્થ મોઢામાં પાણી લઈને આખા મોઢામાં ઘુમાવવું છે, જેને કુલ્લી કરવું કહે છે. **استنشاق**નો અર્થ નાકમાં પાણી નાખીને છીંકવું છે.

**સારાંશ** : અબૂ દાઊદમાં પ્રારંભિક ભાગ આ પ્રમાણે છે : હઝરત ઈબ્ને અબ્બાસે હાજર રહેલાંઓને ફર્માવ્યું, શું તમે ચાહો છો કે તમને દેખાડુ રસૂલુલ્લાહ ﷺ કઈ રીતે વુઝૂ કરતા હતા ? પછી પાણીની એક થાળી મંગાવી.

**૧.** એનાથી એ મુરાદ નથી કે પ્રથમ મોઢું ધોયું અથવા કુલ્લી વગેરે કરી, બલ્કે મોં તથા નાક પણ ચહેરાનાં જ અંગો છે. અહીં કુલ અંગો મુરાદ છે જેની તફસીર (મઝમઝ) તથા (વસ્તન્શક્)થી કરી.

**૨.** એ પણ જાઈઝ છે કે એક ખોબો પાણીથી કુલ્લી (કોગળો) પણ કરવામાં આવે અને નાકમાં પણ નાખવામાં આવે, પણ અફઝલ એ છે કે દરેકના માટે અલગ પાણી લેવામાં આવે, જેમ કે અબૂ દાઊદ અને તિબ્રાનીમાં છે : **فاخذ لكل واحدماء جديداً** દરેકના માટે નવુ પાણી લેવું. અને સુન્નત એ છે કે બંનેવ જમણા હાથે કરવામાં આવે જેમ કે સૈયદેના ઈમામ હસન رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે તેમને હઝરત મુઆવિયાની રૂબરૂ જમણા હાથ વડે નાકમાં પાણી નાખ્યું. હઝરત મુઆવિયાએ કહ્યું, તમને સુન્નત નથી ખબર ? ફર્માવ્યું, સુન્નત અમારા

بِهَا يَدَهُ الْيُمْنٰى ثُمَّ اَخَذَ غُرْفَةً مِّنْ مَّاءٍ فَغَسَلَ بِهَا يَدَهُ الْيُسْرٰى ثُمَّ مَسَحَ

*લીધું તેનાથી પોતાનો જમણો હાથ ધોયો. ફરી એક ખોબો પાણી લીધું અને એનાથી ડાબો હાથ ધોયો.*

بِرَاْسِهٖ ثُمَّ اَخَذَ غُرْفَةً مِّنْ مَّاءٍ فَرَشَّ عَلٰى رِجْلِهِ الْيُمْنٰى حَتّٰى غَسَلَهَا ثُمَّ

*પછી પોતાના માથા[૪] પર મસહ કર્યો. પછી એક ખોબો પાણી લીધું અને તેને જમણા પગ પર ફેંક્યું[૫]*

اَخَذَ غُرْفَةً اُخْرٰى فَغَسَلَ بِهَا يَعْنِىْ رِجْلَهُ الْيُسْرٰى ثُمَّ قَالَ هٰكَذَا رَأَيْتُ

*ત્યાં સુધી કે તેને ધોયો. બીજો ખોબો લીધો અને તેનાથી ડાબા પગને ધોયો. પછી ફર્માવ્યું,*

رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَتَوَضَّأُ

*રસૂલલ્લાહ ﷺને આ જ રીતે વુઝૂ કરતાં જોયા છે.*

*(બુખારી, અબૂ દાઊદ, નિસાઈ–તહારત, ઈબ્ને માજહ, મુસ્નદે ઈમામ અહમદ)*

ઘરથી નીકળી અને અમે જ સુન્નત ન જાણીએ !

**اما علمت ان رسول الله صلى الله تعالىٰ عليه وسلم قال اليمين للوجه واليسار للمقعد** "તમને ખબર નથી કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જમણો હાથ ચહેરાના માટે અને ડાબો ઈસ્તિંજાના માટે."

**૩.** આ નુસ્ખામાં **فغسل بها** (ફગસલ બિહા)નો મરજઅ **هاء** (હા) છે. અસીલા અને કરીમાની રિવાયતમાં **فغسل بها** (ફગસલબિહા) છે, એટલે બંને હાથો વડે મોઢું ધોયું. કેમ કે એક ખોબા પાણીથી એક જ હાથથી મોઢું ધોવું મુશ્કેલ હતું અને સુન્નત વિરુધ્ધ પણ. એટલા માટે બંને હાથ ભેગા કરીને ચહેરો ધોયો.

**૪.** અહીં માથાના મસહ માટે નવુ પાણી લેવાનો ઉલ્લેખ નથી એનાથી જાહેર છે કે માથાના મસહના માટે નવુ પાણી નથી લીધું. પણ બુખારીની રિવાયતમાં સંક્ષિપ્તમાં સંક્ષિપ્તપણુ છે. અબૂ દાઊદમાં છે : પછી એક મુઠ્ઠી પાણી લઈને છાંટી દીધું અને તેનાથી પોતાના માથા તથા કાનોનો મસહ કર્યો. નિસાઈમાં છે કે બંને કાનોનો એકવાર મસહ કર્યો. અંદરના ભાગે કલ્માની આંગળી વડે અને બાહરી હિસ્સા પર પોતાના અંગૂઠાઓ વડે. ઈબ્ને ખુઝૈમાની રિવાયતમાં છે : આંગળીઓને કાનમાં દાખલ કરી. અંગો ધોયા બાદ હાથોમાં જે તરી રહી જાય છે એનાથી હનફીઓને ત્યાં માથાનો મસહ જાઈઝ છે. એના પર એ શંકા કે હાથોમાં જે તરી રહી જાય તે માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી) છે અને માએ મુસ્તઅમલથી મસહ જાઈઝ નથી, એ ગલત છે એટલા માટે કે પાણી મુસ્તઅમલ તે વખતે થાય છે જયારે અંગથી અલગ થઈ જાય, જ્યાં સુધી અંગ પર છે મુસ્તઅમલ નથી. પૂરી તફસીલ ફતાવા રઝવિય્યહ્, ભાગ–૧ માં જુઓ. અબૂ દાઉદમાં છે :–

**انه عليه الصلوة والسلام مسح راسه بغير اخذ ماء جد يد بفضل ماكان فى يده** "હુઝૂર ﷺએ નવુ પાણી લીધા વિના હાથમાં જે તરી હતી એનાથી મસહ કર્યો.

**૫.** رَشَّ (રશ્શ)નો અર્થ ધોવું પણ છે જેમ કે તિર્મિઝી શરીફની હદીષ હઝરત અસ્માએમાં છે :– **حتيه ثم اقرصيه ثم رشيه وصلى فيه** "તેને ઘસો પછી ચુટકી વડે ખોતરો પછી ધૂઓ અને એમાં નમાઝ પઢો."

એ ઉપરાંત અન્ય હદીષોમાં પણ આવેલ છે જેનું વર્ણન એવા પ્રસંગોએ થશે. ભલે અહીંયા ધોવાના અર્થમાં નિશ્ચિત નથી બલ્કે જાહેરી રીતે એ જ મુરાદ છે કે પાણીને પગો પર રેડયું અને તેને ધોયા જેમ કે **حتى غسلها** (હત્તા ગસલહા) થી જાહેર છે. અબૂ દાઊદની રિવાયતમાં અહીં આ પ્રમાણે છે : પાણી પોતાના જમણા પગ પર

## (۱۰۳) حدیث، لوان احدکم اذا اتی اھلہ

**[હદીષ : ૧૦૩] "પત્ની સાથે સંભોગવેળાની દુઆ"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا یَبْلُغُ بِہِ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે. તેઓ તેને નબી ﷺ સુધી પહોંચાડે છે કે હુઝૂરે ફર્માવ્યું, તમારામાંથી

وَسَلَّمَ قَالَ لَوْ اَنَّ اَحَدَکُمْ اِذَا اَتٰی اَھْلَہٗ قَالَ بِسْمِ اللّٰہِ اَللّٰھُمَّ جَنِّبْنَا الشَّیْطَانَ

કોઈ પોતાની અહલ (બીવી) પાસે[1] આવે તો પઢે બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. હે અલ્લાહ ! અમને જે ઔલાદ

وَجَنِّبِ الشَّیْطَانَ مَا رَزَقْتَنَا فَقُضِیَ بَیْنَھُمَا وَلَدٌ لَمْ یَضُرَّہٗ ۔ ع

આપે તેને પણ શૈતાનથી બચાવી રાખ. હવે જો કોઈ ઔલાદ થશે તો શૈતાન તેને નુકસાન[2] પહોંચાડી શકશે નહીં.

*(બુખારી, ભાગ–૧, પેજ–૪૬૩, ભાગ–૨, પેજ–૭૭૬, ૯૪૫, અબૂ દાઊદ–નિકાહ, તિર્મિઝી–નિકાહ, નિસાઈ, ઈબ્ને માજહ, દારમી, મુસ્નદે ઈમામ અહમદ)*

રેડયું તેમાં નઅલ મુબારક પણ હતી પછી તેને બંને હાથો વડે મસહ કર્યો, એક હાથથી કદમની ઉપર અને એક હાથ વડે નઅલની અંદર. અને મસાહનો અર્થ હાથ ફેરવવું છે, તો એનો ફાયદો એ થયો કે કદમ પર પાણી રેડીને હાથ ફેરવી દેવો. એનો જવાબ એ છે કે અબૂ દાઊદની આ રિવાયતમાં મસહ ધોવાના અર્થમાં છે. અલ્લામા અયનીએ ઈબ્નુલ અઅરાબી અને અબૂ ઝૈદ અન્સારીનો આ કૌલ નકલ ફર્માવ્યો :–

**المسح فی کلام العرب یکون غسلام ویکون مسحا ومنہ یقال لرجل اذ اتوضا فغسل اعضاء لا قد تمسح**

"અરબી બોલીમાં મસહનો અર્થ ધોવું પણ છે અને મસહ કરવુ પણ છે." કોઈ જ્યારે વુઝૂ કરતાં પોતાના અંગોને ધોઈ લે છે તો કહેવામાં આવે છે **قد تمسح** (કદતમસહ).

અને એક હદીષ બીજીની તફસીર હોય છે. અહીં બુખારીમાં **حتی غسلھا** (હત્તા ગસલહ) છે તો અબૂ દાઊદની રિવાયતમાં **મસહ** એ ગુસ્લના અર્થમાં નિશ્ચિત થઈ ગયું.

**હુકમો** : આ હદીષથી સાબિત થયું કે કેવળ એકવાર વુઝૂના અંગોને ધોઈ લીધા પછી ફર્ઝ અદા થઈ જાય છે અને એનાથી નમાઝ દુરુસ્ત છે. તેમ જ એ સાબિત થયું કે વુઝૂમાં પગો ધોવા ફર્ઝ છે કેવળ મસહ પૂરતો નથી.

### સમજૂતી : ૧૦૩

**શાબ્દિક અર્થો** : **جنبنا** (જન્નબના) બાબે તફઈલથી છે જેનો માદ્દો **جنب** (જનબ) છે. **قضی** (કદા)નો મસ્દર **قضی** (કદા) છે. એના વિવિધ અર્થો છે : હુકમ, હાજત પૂર્ણ કરવી, મારી નાખવું, જિમ્મે જે ચીજ વાજિબ હતી તેને અદા કરવું, પહોંચાડવું, મકદર કરવું. અને આ છેલ્લું મુકદર કરવું મુરાદ છે.

**૧.** એનાથી મુરાદ એ છે કે જ્યારે ઈરાદો કરે, જેમ કે બુખારીની અન્ય રિવાયતોમાં છે : **کشف** (કશફ). સ્ત્રીથી, પહેલાં આ દુઆ પઢે. આ હદીષથી ઈમામ બુખારીનો હેતુ એ છે કે જ્યારે એવા વખતમાં બિસ્મિલ્લાહ પઢવી સુન્નત છે તો વુઝૂ તથા અન્ય કામોમાં એથી વિશેષ રીતે સુન્નત થશે. ચારેવ ઈમામોની નજીક વુઝૂના શરૂમાં બિસ્મિલ્લાહ પઢવી સુન્નત છે. અલ્બત્ત ઈસ્હાક અને ઈબ્ને રાવિયહ અને કેટલાક વર્તમાન ગૈર મુકલ્લિદો એને વાજિબ કહે છે કે જો કોઈએ બિસ્મિલ્લાહ પઢવા વિના વુઝૂ કર્યું તો વુઝૂ થશે નહીં, એ વુઝૂથી નમાઝ પણ

## حدیث، اذا اراد ان یدخل الخلاء

**[હદીષ : ૧૦૪] "જાજરૂ જતાં પહેલાં પઢવાની દુઆ"**

عَنْ عَبْدِ الْعَزِيْزِ بْنِ صُهَيْبٍ قَالَ سَمِعْتُ اَنَسًا يَقُوْلُ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ

*અબ્દુલ અઝીઝ ઈબ્ને સુહૈબે કહ્યું, મેં હઝરત અનસને એવું કહેતાં સાંભળ્યા કે નબી ﷺ જ્યારે બયતુલ ખલા*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اِذَا دَخَلَ الْخَلَاءَ قَالَ اللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُ بِكَ مِنَ الْخُبُثِ وَالْخَبَائِثِ

*જતા[1] તો આ પ્રમાણે પઢતા, હે અલ્લાહ[2] હું તારી પનાહ ચાહુ છું[3] નાપાકી તથા નાપાકીઓથી.*

*(બુખારી દઅવાત, અદ્દુઆ ઈન્દલ્ખલા, ભાગ–૨, પેજ–૯૩૬, મુસ્લિમ–હૈઝ, અબૂ દાઊદ–તહારત, તિર્મિઝી–તહાર, નિસાઈ–તહારત, ઈબ્ને માજહ–તહારત, દારમી, મુસ્નદે ઈમામ અહમદ)*

ન થશે. તેમની દલીલ હઝરત અબૂ હુરૈરહની આ હદીષ છે : لاوضوء لمن لا یذکر اسم الله "જેણે બિસ્મિલ્લાહ ન પઢી તેનું વુઝૂ નથી." આ હદીષ જો કે વિવિધ રીતે રિવાયત પામેલ છે. અબૂ દાઊદ, ઈમામ અહમદે પણ રિવાયત કરી છે પણ દરેક તરીક઼ો મજરૂહ છે. ઈમામ તિર્મિઝી અને બઝ્ઝારે કહ્યું કે આ બાબ (પ્રકરણ)માં કોઈ સહીહ હદીષ નથી જેનો સ્વીકાર ગૈર મુક઼લ્લિદોના મુઅલ્લિમે ષાની શૌકાની સાહબને પણ છે. *(નીલુલ્ અવ્તાર, ભાગ–૧, પેજ–૧૪૯)*

તદ્ ઉપરાંત لا (લા) કમાલે નફી (સંપૂર્ણ ઈન્કાર)ના માટે "મુસ્તઅમલ" (વપરાય છે) અને વુઝૂમાં કમાલ એ છે કે મસ્નૂન હોવાને લીધો હોય, અને જ્યારે બિસ્મિલ્લાહ ન પઢી તો એક સુન્નત અદા ન થવાથી કાંઈક કમી રહી.

**૨.** હક્ક઼ ! એ છે કે એ તેના સામાન્યપણા પર છે, તેને શૈતાન દુનિયાવી નુકસાન પહોંચાડી શકશે ન દીની ન શારીરિક ન રૂહાની (આધ્યાત્મિક), પરંતુ તાષીર પઢનારના દિલની હુઝૂરી, અલ્લાહ પર ભરોસો અને તેના એહવાલના હિસાબે ક્યારેક થાય છે, અને તેમાં કોઈ અમુક કે સર્વની ઉણપને કારણે તાષીર નથી થતી હોતી.

### સમજૂતી : ૧૦૪

**શાબ્દિક અર્થ** : 'અઊઝુ' [illegible]નો મસ્દર (ઊઝ) છે, તેનો અર્થ પનાહ લેવી છે. ' [illegible] (ખુબ્ષ) ખિતાબીએ કહ્યું, આ શબ્દ (ખા) અને باء (બા)ના પેશની સાથે છે, કેટલાક લોકોએ કહ્યું, خاء (ખા)ના પેશની સાથે અને باء (બા)ના જઝમની સાથે છે, એ ગલત છે. સહીહ એ જ છે કે બંને પેશ સાથે છે. પણ અલ્લામા અયનીએ તેહક઼ીક઼ કરી કે બંને સહીહ છે. અલ્લામા તુરૈશીએ ફર્માવ્યું, બેહતર એ જ છે કે બંનેને પેશ સાથે પઢવામાં આવે જેથી الخبث (અલખુબુષિ) મસ્દરની સાથે ઈશ્તિબાહ ન થાય. خبث (ખબુષ)એ (ખબીષ)નું અને خبائث (ખબાઈષ)એ خبيثه (ખબીષહ્)નું બહુવચન છે. મુરાદ એ કે શૈતાનના નર તથા માદા બંનેવ.

શરહુસ્સુન્નહમાં છે કે અલ્ખુબુષનો અર્થ કુફ્ર અને خبائث (ખબાઈષ)નો અર્થ શૈતાન છે. ઈબ્ને બતલાને કહ્યું, (અલ્ ખુબુષ)દરેક ચીજને માટે આમ છે અને خبائث (ખબાઈષ) થી શૈતાનો મુરાદ છે خلاء (ખલા) મદની સાથે, એનો અર્થ ખાલી જગા છે. અને ઉર્ફ (આમ બોલી)માં ક઼ઝાએ હાજતની જગાને કહે છે એટલા માટે કે તે મોટા ભાગનો સમય ખાલી રહે છે.

**૧.** અહીં મુરાદ એ છે કે જ્યારે બયતુલ ખલા (જાજરૂ)માં જવાનો ઈરાદો કરતા જેમ કે ખૂદ ઈમામ બુખારીએ સઈદ ઈબ્ને ઝૈદના તરીકાથી રિવાયત કરી છે : اذا اراد ان يدخل الخلاء હુકમ એ છે કે જો બયતુલ ખલાની કોઈ ઈમારત હોય તો ઈમારતમાં (જાજરૂ)માં દાખલ થતાં પહેલાં આ દુઆ પઢે અને જો મેદાનમાં જાજરૂ જાય

છે તો સતર ખોલતાં પહેલાં પઢે. જાજરૂમાં દાખલ થઈને અથવા સતર ખોલીને પછી કદી પણ દુઆ ન પઢે.

**૨.** આ દુઆ પઢવાની હિકમત એ છે કે ખાલી જગાઓ ખાસ કરીને નાપાક શૈતાનોનું રહેણાંક બની જાય છે અને જાજરૂ કરતી વેળા કોઈ દુઆ પઢી શકાતી નથી અને શૈતાન માણસને નુકસાન પહોંચાડવા દરેક સમયે તૈયાર હોય છે, જેથી હુકમ થયો કે પ્રથમથી જ દુઆ પઢી લો જેથી તે કોઈ નુકસાન ન પહોંચાડી શકે.

**નોંધ** : અહીં શારેહીને (ખુલાસો વર્ણવનારાઓએ) એ ચર્ચા છેડી દીધી કે ઈમામ બુખારીએ વુઝૂનું બયાન શરૂ કર્યું હતું, હજી વુઝૂનું સંપૂર્ણ વર્ણન થયું ન હતું એવામાં જાજરૂનો ઉલ્લેખ છેડી દીધો પછી વુઝૂના બાકી મસાઈલ વર્ણન કર્યા. એનો કેટલાક લોકોએ એ જવાબ આપ્યો કે ઈમામ બુખારીનો હેતુ હદીષોનું વર્ણન કરવાનો છે પ્રકરણો તો એના હેઠળ આવી જાય છે, તેમના વચ્ચે કોઈ ખાસ મળતાપણુ જરૂરી નથી, અલ્લામા ઈબ્ને હજર અને અલ્લામા અયની બંનેવે તેને રદિયો આપ્યો અને એ વાત પણ પ્રસંગની વિરુધ્ધ છે. મોહક્કિકોનું કહેવું છે "ફિક્હુલ બુખારી ફિલ્ અબવાબ" અને ધ્યાનપૂર્વક જોતાં સર્વ પ્રકરણો મોતીઓના હારની જેમ મુનાસિબત ધરાવે છે, અલ્બત્ત તેના મુનાસિબપણાને જાણવું સૌનું કામ નથી. બંનેવે શોખના પ્રમાણે જવાબો આપ્યા છે. મારા શોખ પર વાત એ થઈ કે વુઝૂના માટે તસ્મિયહ (બિસ્મિલ્લાહનું વર્ણન જરૂરી હતું, પણ ઈમામ બુખારીને તેમના શર્ત પર કોઈ હદીષ ન મળી. જેમ કે અમે ઉપર ઉલ્લેખ કરી ચૂક્યા કે કોઈ સહીહ હદીષ આ પ્રકરણમાં છે જ નથી તો તેમણે ઉપરોક્ત હદીષ પર કયાસ કરીને વુઝૂમાં તસ્મિયહ્ (બિસ્મિલ્લાહ)ના સુન્નત હોવા પર દલીલ આપી અને પ્રકરણમાં એના પ્રતિ નિર્દેશ કરવા માટે **التسمية علىٰ كل حال** કહીને નિર્દેશ કર્યો. જેવી રીતે વાતમાં વાત નીકળે છે **التسمية علىٰ** દિમાગ એ તરફ ગયું કે બયતુલ ખલા (જાજરૂ) જતી વખતની પણ દુઆ છે તો એનું પ્રકરણ રચ્યું, એનાથી ફારિગ થઈને મૂળ પ્રકરણ એટલે વુઝૂની વિગતો બયાન કરી.

**3.** હુઝૂર ﷺનું પનાહ માંગવું ઉમ્મતની તા'લીમ માટે હતો અને બંદાપણાને પ્રદર્શિત કરવા માટે, નહીં તો ઉમ્મતનો ઈજમાઅ છે કે શૈતાનો તથા જિન્નાતથી હુઝૂરે અક્દસ ﷺ મેહફૂઝ છે. શૈતાનોને હુઝૂર પર કોઈ કુદરત નથી. મશ્હૂર પ્રસંગ છે કે એક શૈતાનને પકડીને મસ્જિદના થાંભલા સાથે બાંધી દીધો હતો.

મુસ્તહબ એ છે કે આ દુઆથી પહેલાં બિસ્મિલ્લાહ પણ પઢે જેમ કે બીજી હદીષોમાં આવ્યું છે. મુઅમરીએ મુસ્લિમની શર્ત પર વર્ણવેલ હદીષ અબ્દુલ અઝીઝ ઈબ્ને મુખ્તારના તરીકાથી અબ્દુલ અઝીઝ સુહૈબથી આ પ્રમાણે રિવાયત કરી **اذا دخلتم الخلاء فقولوا بسم الله اعوذ** الخ... કિતાબ ઈબ્ને અદીમાં છે કે સઈદ ઈબ્ને ઝૈદે કહ્યું, **كان البنى صلى الله تعالىٰ عليه وسلّمَ اذا دخل الكنيف قال بسم الله ثم يقول اللّٰهم انى اعوذبك اه** આ હદીષ પર કલામ કરવામાં આવ્યો છે પણ જ્યારે આ લખાણ (વિષય) એક હદીષથી સાબિત છે તો મુદ્દઆ પર કોઈ અસર પડશે નહીં.

બયતુલ ખલા (જાજરૂ)થી બહાર આવ્યા બાદ પણ વિવિધ દુઆઓ હદીષોમાં આવી છે પણ એમાં કોઈ પણ ઈમામ બુખારીની શર્ત પર ન હતી, એટલા માટે એને વર્ણન ન કરી. તિર્મિઝી, હાકિમ, ઈબ્ને હબ્બાન, ઈબ્ને ખુઝૈમા, ઈબ્ને અબી અલ્જારૂદ, અબૂ અલી તૂસીએ ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદીકા رضی اللہ عنہاથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે બયતુલ ખલાથી નીકળતા તો પઢતા **غفرانك** (ગુફરાનક). ઈબ્ને માજહએ હઝરત અનસ رضی اللہ عنہથી રિવાયત કરી, હુઝૂર જ્યારે બૈતુલ ખલાથી બહાર આવતા તો આ દુઆ પઢતા : **الحمد الله الذى اذهب عنى الاذىٰ وعافانى** દારકુત્નીએ હઝરત ઈબ્ને અબ્બાસથી આ દુઆ મરફુઅન નકલ ફર્માવી : **الحمد لله الذى اخرج عنى مايوذ ينى وامسكماينفعنى** તેમજ દારકુત્નીએ જ હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہماથી મરફુઅન આ દુઆ રિવાયત કરી : **الحمد لله الذى اذا قنى لذته وابقى علىٰ قوته واذهب عنى اذاه**

બયતુલ ખલાથી બહાર આવ્યા બાદ મગફિરતની માંગણીમાં હિકમત એ છે કે શર્મગાહ પર નજર પડવાથી વસવસા આવવાનો ખતરો મજબૂત હોય છે, સામાન્ય માનવી એનાથી મુશ્કેલીથી બચી શકે છે. ફારિગ થયા બાદ ઈસ્તિગફારની તા'લીમ આપવામાં આવી જેથી તે દૂર થઈ જાય.

## (١٠٥) حدیث، وضع الماء عند الخلاء

**[હદીષ : ૧૦૫] "હુઝૂરની ઈબ્ને અબ્બાસ માટે દુઆ"**

عَنْ اِبْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી કરીમ صلی اللہ علیہ وسلم બયતુલ ખલા તશરીફ લઈ ગયા.*

دَخَلَ الْخَلَاءَ فَوَضَعْتُ لَہٗ وَضُوْءً اَقَالَ مَنْ وَّضَعَ ھٰذَا فَاُخْبِرَ فَقَالَ

*મેં વુઝૂનું પાણી રાખ્યું. પૂછયું, કોણે રાખ્યું છે ? હુઝૂરને જ્યારે બતાવવામાં આવ્યું તો આ દુઆ ફર્માવી,*

اَللّٰھُمَّ فَقِّھْہُ فِی الدِّیْنِ علہ

*હે અલ્લાહ ! એને દીનમાં સમજ અતા ફર્માવ★.*

## (١٠٦) حدیث، اذا اتی احدکم الغائط فلا یستقبل القبلة

**[હદીષ : ૧૦૬] "જાજરૂ પેશાબ કરતાં કિબ્લા તરફ મોં કે પીઠ ન કરવી"**

عَنْ اَبِیْ اَیُّوْبَ الْاَنْصَارِیِّ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہ

*હઝરત અબૂ ઐયૂબ[1] અન્સારી رضی اللہ عنہ એ કહ્યું, રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,*

### સમજૂતી : ૧૦૫

આ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ની દિમાગી શક્તિ તથા સમજદારી હતી કે હુકમ વિના જાતે પોતે પાણી મૂકી દીધું એનાથી ખુશ થઈને હુઝૂર صلی اللہ علیہ وسلم એ આ પ્રમાણે દુઆ આપી તેની બરકતથી એઓ હિબ્રે ઉમ્મત (ઉમ્મતના આલિમ) થઈ ગયા. એનાથી જાણવા મળ્યું કે મહાન બુઝુર્ગોની (મોટેરાઓની) ખિદમત હુકમ વિના પણ કરવી જોઈએ અને મખ્દૂમે જોઈએ કે તેના બદલામાં ખાદિમને દુઆએ ખૈર આપે. બુઝુર્ગ હસ્તી માટે ઈસ્તિંજા, વુઝૂ તથા અન્ય જરૂરિયાત માટે પાણી રાખવું બેહતર છે અને વધુ યોગ્ય એ છે કે એ કામ નાનાંઓ થકી લેવામાં આવે.

### સમજૂતી : ૧૦૬

**૧. હઝરત અબૂ ઐયૂબ** : ખાલિદ બિન ઝૈદ બિન કલીબ બિન ષઅલ્બા બિન અબ્દ ઔફ બિન ગનમ અન્સારી બુખારી رضی اللہ عنہ આ તે ફખ્રે રોઝગાર સહાબી છે જેમને હિજરતના પ્રારંભમાં એક મહિના સુધી મેઝબાને દોઆલમ صلی اللہ علیہ وسلم ની મેઝબાનીનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું, આપ મહાન સહાબામાંથી છે. મદીનાના મશ્હૂર મોઅઝ્ઝઝ્ કબીલા બની નજ્જારના ચશ્મો ચિરાગ છે. આ તે જ કબીલો છે જેમાં હુઝૂર صلی اللہ علیہ وسلم ના દાદા અબ્દુલ મુત્તલિબનું મોસાળ હતું. હઝરત અબૂ ઐયૂબ ઉક્બા ષાનિયહ્ અને ગઝવએ બદરમાં શરીક થયા. આપસી જંગોમાં આપ હમેશાં હઝરત અલીની સાથે રહ્યા. હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, મારી ઉમ્મતનું પ્રથમ લશ્કર જે કૈસરના દારુસ્સલ્તનત (પાટનગર) પર હુમ્લો કરશે તેના ગુના માફ કરી દેવામાં આવશે. જ્યારે હઝરત અમીર મુઆવિયા رضی اللہ عنہ એ કુસ્તુન્તુનિયા પર પ્રથમ લશ્કર મોકલ્યું તો આ બશારતની ખુશનસીબી હાંસલ

★ અગાઉ મુજબ, મુસ્લિમ—ફઝાઈલે ઈબ્ને અબ્બાસ, નિસાઈ—મનાકિબ, મુસ્નદે ઈમામ અહમદ

કરવાના માટે મહાન સહાબા પણ સાથે થયા, એમાં હઝરત અબૂ ઐયૂબ અન્સારી رضی اللہ عنہ પણ હતા. બરાબર લડાઈના સમયે બીમાર પડયા, જ્યારે જીવવાની ઉમ્મીદ ન રહી તો સાથીઓને કહ્યું, દુશ્મનની ભૂમિના જેટલા નજીક થઈ શકે મને દફન કરજો. કુસ્તુન્તુનિયાની દિવાલની નીચે કબર ખોદવામાં આવી. રાતમાં દફન કરવામાં આવ્યા. રોમીઓએ પૂછયું, શું કરી રહ્યા છો ? એ લશ્કરમાં યઝીદ પલીદ પણ શરીક હતો, તેણે જવાબ આપ્યો અમારા રસૂલના મિઝબાન મોઅઝ્ઝઝ્ સહાબીની વફાત થઈ ગઈ છે તેને દફન કરી રહ્યા છીએ જો તેમની કબ્ર મિટાવવામાં આવી તો અરબમાં નાકૂસ (શંખ) ન વાગી શકશે. અત્યાર સુધી તેમનું મઝારે પુર અન્વર કુસ્તુન્તુનિયામાં મૌજૂદ છે. જો વરસાદ ન થાય તો તેમના મઝાર પર હાજર થઈને દુઆ કરે છે તો વરસાદ થાય છે. (અયની) તેમનાથી ૧૫૦ હદીષો રિવાયત પામી છે સાત પર સર્વ સંમતિ છે જેમાંથી એક બુખારીએ રિવાયત કરી છે.

**સારાંશ** : કિતાબુસ્સલાત કિબ્લહ અહલુલ્ મદીના પેજ–૫૭ પર આટલું વિશેષ છે. હઝરત અબૂ ઐયૂબે ફર્માવ્યું, જ્યારે અમે શામમાં આવ્યા તો બેઠકોને અમે કા'બાની દિશામાં બનેલ જોઈને અમે હટી જતા અને અલ્લાહથી મગફિરત ચાહતા બુખારી સિવાય આ ઉમેરો તિર્મિઝીમાં પણ છે. નિસાઈમાં કાંઈ ફેરફાર સાથે આ પ્રમાણે છે કે બેઠકોને જોઈને હઝરત ઐયૂબે ફર્માવ્યું, બખુદા ! હું ન જાણી શક્યો કે તેમની સાથે શું કરું ?

**સ્પષ્ટતા** : فنخرف عنها માં ચાર અવકાશો છે : એક એ કે عنها (અન્હા)ની ઝમીરનો મરજઅ (કેન્દ્ર) ક઼િબ્લાને માનવામાં આવે તો બે અવકાશો છે, એક એ કે અમે કિબ્લા રૂથી પૂર્ણપણે ફરીને બેસીએ, બીજુ એ કે જ્યાં સુધી ફરવાનું શક્ય હતું ફરતા અથવા ઝમીરનો મરજઅ મરાહેઝ (સંડાસો)ને માનવામાં આવે. તો ત્રીજો અવકાશ એ થયો કે અમે તે બેઠકોની પાબંદી ન કરતા, ત્રાંસા બેસતા અથવા અમે તે પાયખાનાનો ઉપયોગ ન કરતા, એનાથી હટી જતા.

نستغفر اللہ થી મુરાદ એ છે કે એ પાયખાનાં (જાજરૂ) કિબ્લા રૂખ બન્યાં હતાં, તેની બનાવટ પર ઈસ્તિગફાર કરતા, કેમ કે મનાઈ કિબ્લા તરફ ચહેરો કરવાની છે તો શક્ય હોય તેટલા ત્રાંસા બેસવા છતાં ચહેરો કિબ્લા તરફ થઈ જ જતો એટલા માટે ઈસ્તિગફાર કરતા. અને પહેલી ચોથી તક઼દીર પર મુરાદ એ છે કે પોતાના માટે નહીં તો પાયખાનાં બનાવનારાનાઓ માટે ઈસ્તિગફાર કરતા. જો એ ખબર પડતી કે તેના બનાવનારા મુસલમાન છે.

**સામ્યતા** : ઈમામ બુખારીએ આ હદીષ પર જે પ્રકરણ રચ્યું છે એ છે જાજરૂ તથા પેશાબ કરતી વખતે કિબ્લા તરફ મોઢું ન કરે, પણ ઈમારતમાં અથવા દીવાલ વગેરેની નજીક. એના હેઠળ જે હદીષ નકલ કરી છે તેમાં એ અપવાદ (હુકમથી બહાર) નથી, એ આમ છે. એનો જવાબ ઈસ્માઈલીએ એ આપ્યો કે غائط (ગાઈત)નો શાબ્દિક અર્થ વિશાળ નીચી જમીન થાય છે અને હદીષમાં એ જ મુરાદ છે એટલા માટે અપવાદ સહીહ છે. અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, આ સૌથી મજબૂત જવાબ છે. એના પર અલ્લામા અયનીએ એ પકડ કરી કે غائط (ગાઈત)નો ઉર્ફી અર્થ ખારિજ થયેલ નાપાકી છે. ઉર્ફમાં શાબ્દિક અર્થ "વિખૂટો થઈ ગયો છે." હવે એ અર્થમાં હકીકત ઉર્ફિયા થઈ ગયો એટલા માટે એનાથી વિમુખ થવું જાઈઝ નથી. તદ્ ઉપરાંત ઘણી બધી હદીષોમાં(ગાઈત)ની સાથે بول (બોલ=પેશાબ) પણ રિવાયત થયેલ છે. غائط (ગાઈત)નો بول (બોલ)ની સાથે ઉલ્લેખ ઉર્ફી અર્થને નિશ્ચિત કરી રહેલ છે, નહીં તો આ ઈર્શાદ નિરર્થક થઈ જશે.

ઈબ્ને બતાલે આ જવાબ આપ્યો છે અને ઈબ્ને મુનીરે પણ એના પ્રમાણે કહ્યું છે કે અપવાદ બાદવાળી ઈબ્ને ઉમરની હદીષથી લીધેલી છે અને કેમ કે સર્વ હદીષો હદીષે વાહિદમાંથી છે, જેમ કે કુર્આન મજીદની સર્વ

આયતો એક આયતની જેમ છે એટલા માટે એક હદીષથી બીજીને ખાસ કરવું દુરુસ્ત છે. અલ્લામા અયનીએ એના પર એ ફર્માવ્યું કે, પછી આ હદીષની સાથે આ પ્રકરણ પણ રચતા. ઈબ્ને મુનીરે એક જવાબ એ આપ્યો કે ક઼િબ્લાનો સામનો મેદાનમાં જ થશે, ઈમારતમાં અથવા દીવાલ વગેરે આડ હોય તો સામનો ન થશે. અલ્લામા અયનીએ ફર્માવ્યું એ દુરુસ્ત નથી, માણસ ઘરમાં ક઼િબ્લા પ્રતિ મોઢુ કરે અથવા મેદાનમાં દરેક જગાએ ક઼િબ્લા પ્રતિ મોઢુ થશે, ઘરમાં દીવાલ આડી છે તો મેદાનમાં પહાડ, ટેકીરઓ અને ખૂદ જમીન આડી છે.

છેવટમાં અલ્લામા અયનીએ ફર્માવ્યું કે કેમ કે ઈમામ બુખારીની નજીક આ હદીષ છે જેમાંથી અમુક ખાસ કરવામાં આવેલ છે, એટલા માટે તેમનો એ અપવાદ સહીહ છે. જેને એ રીતે કહો કે પ્રકરણ રચીને ઈમામ બુખારીએ એ ફાયદો કરવા ચાહ્યો કે આ હદીષ આમ નથી પણ તેમાંથી અમુક ખાસ છે. આ પ્રકારના ફાયદાઓ ઈમામ બુખારીના પ્રકરણોમાં ઠેકઠેકાણે છે. કિબ્લાને મોઢું કે પીઠ કરીને જાજરૂ, પેશાબ કરવો જાઈઝ નથી, એના અનુસંધાનમાં સાત મઝહબ છે :–

**મઝહબ ૧** : અહનાફ (હનફી ઈમામો)નો મસ્લક એ છે કે કઝાએ હાજત (જાજરૂ, પેશાબ) વખતે કિબ્લા તરફ મોઢું કરવું કે પીઠ કરવી જાઈઝ નથી, ચાહે ઘરની અંદર હોય કે મેદાનમાં અને એ જ મઝહબ હદીષના રાવી હઝરત અબૂ ઐયૂબ તથા ઈમામ મુજાહિદ તથા ઈમામ નખઈ તથા સુફયાન ષૌરી તથા અબૂ ષૌર સાહિબે શાફઈ તથા એક રિવાયતના પ્રમાણે ઈમામ અહમદનો પણ છે. હનફીઓ થકી દલીલમાં આપેલ હદીષ આ છે અને એ ઉપરાંત અન્ય હદીષો પણ છે :–

**૧.** અબ્દુલ્લાહ ઈબ્ને હારિષથી રિવાયત છે કે તેમણે ફર્માવ્યુ :–

**انااول من سمع النبی صلی اللّٰہ تعالیٰ علیہ وسلّم لا یبولن احدکم مستقبل القبلہ واناّاول من حدث النّاس بذٰلك**

"સૌથી પ્રથમ મેં સાંભળ્યું, નબી ﷺએ ફર્માવ્યું, કિબ્લાની તરફ મોઢું કરીને પેશાબ ન કરો, અને મેં જ સૌ પ્રથમ લોકોને સાંભળ્યું તેને વર્ણન કર્યું."

ઈબ્ને હિબ્બાને આ હદીષને સહીહ કહી.

**૨.** અબૂ દાઊદ અને ઈબ્ને માજહમાં મઅકલ બિન યસાર رضی اللہ عنہથી રિવાયત છે :–

**نھی رسول اللّٰہ صلی اللّٰہ تعالیٰ علیہ وسلّم ان نستقبل القبا تین ببول اوغائط** "રસૂલુલ્લાહ ﷺએ પેશાબ, જાજરૂ સમયે બંને કિબ્લાઓ પ્રતિ મોઢું કરવાથી મના ફર્માવ્યું."

બીજો ક઼િબ્લો બયતુલ મુક઼દસ છે અને તેહક઼ીક એ છે કે મદીનાવાસીઓ અને એવા શહેરોના માટે ખાસ છે જે બયતુલ મુક઼દસ અને ક઼ા'બાની વચમાં આવેલાં છે.

**૩.** મુસ્લિમ અને ચારેવ સિહાહમાં હઝરત સલ્માન ફારસી رضی اللہ عنہથી રિવાયત છે :–

**لقد نھا نارسول اللّٰہ صلی اللّٰہ تعالٰی علیہ و سلّم ان نستقبل القبلة بغائط اوبولٍ** "રસૂલુલ્લાહ ﷺએ અમને મના ફર્માવ્યું કે અમે પેશાબ કે જાજરૂ કરતી વખતે કિબ્લા તરફ મોઢું કરીએ."

**૪.** મુસ્લિમ, અબૂ દાઊદ, નિસાઈ, ઈબ્ને માજહ્એ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત કરી,

**انامنکم بمنزلة الوالد اعلمکم اذا اتٰی احد کم الغائط فلا یستقبل القبلة ولا یستدبرھا** "હું તમારા પર બાપની

★ *બુખારી–સલાત, કિબ્લા અહલુલ મદીના, ભાગ–૧, પેજ–૫૭, મુસ્લિમ–તહારત, અબૂ દાઊદ–તહારત, તિર્મિઝી–તહારત, નિસાઈ–તહારત, ઈબ્ને માજહ–તહારત.*

જેમ મહેરબાન છું તમને જણાવું છે કે જ્યારે તમે જાજરૂમાં આવો તો ક઼િબ્લા તરફ મોં કરો ન પીઠ.'' (એટલે કે ક઼િબ્લા તરફ મોઢું કે પીઠ ન કરો.)

આ સર્વ હદીષો આમ છે, ન એમાં મકાનનો અપવાદ છે અને ન મેદાનને ખાસ કરેલ છે અને ન તો બયતુલ્લાહની તા'ઝીમનો હુકમ છે. એના પ્રતિ મોઢુ કરવામાં તથા ટેકરાઓ પણ આડ છે. તદ્ ઉપરાંત આદત એ છે કે માણસ જાજરૂ પેશાબ કોઈ નીચી જગાએ કરે છે. જો મકાન દીવાલ આડ છે તો ત્યાં પણ આડ મૌજૂદ છે, વળી જ્યારે કે જમીન ખરબચડી છે તો મધ્યમાં ઊંચાઈ દરેક જગાએ આડ છે. તો લાઝિમ ઠર્યું કે મકાનની જેમ મેદાનમાં પણ મનાઈ ન રહે. આ બૌદ્ધિક દલીલ ને ન જોતાં હદીષોનું સામાન્યપણુ એની દલીલ છે કે આ હુકમ મેદાન સાથે ખાસ નથી, તેમજ મોઢું તથા પીઠ કરવામાં કોઈ ફરક નથી.

**બીજો મઝહબ** : મુત્લક઼ન (તદન, બેકૈદ રીતે) જાઈઝ છે. આ ઉરવહ બિન ઝુબૈર અને રબીઆ રદી તથા દાઉદનો મઝહબ છે. તેમની દલીલ જાબિરની હદીષ છે. જેમ કે અબૂ દાઊદ તથા તિર્મિઝી, ઈબ્ને માજહ, ઈબ્ને ખુઝૈમા, ઈબ્ને હબ્બાન તથા હાકિમ રિવાયત કરે છે :–

**نھا نارسول اللّٰہ صلی اللّٰہ عَلیہ وسلّم ان نستقبل القبلۃ اونستد برھا ببول ثم رأیتھا قبل ان یقبض بعام یستقبلھا**

''રસૂલુલ્લાહ ﷺએ અમને મના ફર્માવ્યું હતું કે પેશાબના સમયે મોઢું કે પીઠ કરો. પછી વિસાલથી એક વરસ અગાઉ મેં જોયું કે હુઝૂર ક઼િબ્લા તરફ પેશાબ કરી રહ્યા છે.'' એનાથી જાહેર થયું કે મનાઈ હતી પણ બાદમાં મન્સૂખ થઈ ગઈ. એનો જવાબ એ છે કે નસ્ખ (રદ)ના વખતે થાય છે જ્યારે વર્ગીકરણ ન થઈ શકે. અને અહીં જે નથી જેની વિગત હવે આવે છે.

**ત્રીજો મઝહબ** : કિબ્લા તરફ મોઢું કરવું ક્યાંય પણ જાઈઝ નથી, ન ઈમારતમાં ન મેદાનમાં, અને પીઠ કરવી દરેક જગાએ મુબાહ છે. હઝરત ઈમામે આ'ઝમથી એક રિવાયત મરજૂહા આ પણ છે. એટલા માટે આમ રિવાયતોમાં કેવળ ચહેરો કરવાની મના છે.

**ચોથો મઝહબ** : ઈમારતમાં (ઘરમાં) કિબ્લા તરફ મોઢું કરવું તથા પીઠ કરવી બંને જાઈઝ છે, મેદાનમાં બંનેવ નાજાઈઝ.

**પાંચમો મઝહબ** : કિબ્લા તરફ મોઢું કરવું મુત્લક઼ન (સદંતર) મના, જો કે ઈમારતમાં હોય તો કિબ્લા તરફ મોઢું કરવું મના નથી, રણમાં મના છે, એમની દલીલ પણ તે જ હદીષ ૧૦૮ છે. તે એ રીતે કે એમાં ઈમારતમાં ક઼િબ્લાની તરફ પીઠ કરવાની રિવાયત છે, એનાથી સાબિત કે ક઼િબ્લાની તરફ પીઠ કરવી જાઈઝ છે જ્યારે કે ઈમારતમાં હોય. અને મોઢું કરવું જો કે હરામ રહ્યું અને મેદાનમાં પીઠ કરવી પણ મના રહ્યું. એક રિવાયતની બિના પર ઈમામ અબૂ યુસૂફનો આ જ મઝહબ છે.

**છઠ્ઠો મઝહબ** : કા'બાની તરફ મોઢું કે પીઠ કરવું મુત્લકન (સદંતર) તો મના છે જ, પણ બયતુલ મુક઼દસની તરફ પણ મુત્લક઼ન મના છે, જેમ કે મઅ્કલ બિન યસારની હદીષમાં સ્પષ્ટતા છે. આ ઈબ્રાહીમ તથા ઈબ્ને સીરીનનો મઝહબ છે.

**સાતમો મઝહબ** : આ નાજાઈઝ હોવું મદીનવાસીઓ સાથે ખાસ છે, બીજી જગાઓ માટે મુત્લક઼ન મનાઈ નથી. આ અબૂ અવાનાનો મઝહબ છે. તેમની દલીલ એ છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું, પૂર્વ તરફ મોઢું કરો કે પશ્ચિમ તરફ, જ્યારે કે મક્કા મોઅઝ્ઝમાના પશ્ચિમ કે પૂર્વના શહેરોમાં પૂર્વ કે પશ્ચિમ મોઢું કરવામાં બૈતુલ્લાહની તરફ મોઢું કે પીઠ જરૂર થશે, અલબત્ત મદીના તયબાહમાં નહીં થાય. તો જાણવા મળ્યું કે આ હુકમ કેવળ મદીનાવાસીઓ સાથે છે.

બુખારી શરીફની આ હદીષમાં કેવળ મોઢું કરીને મનાઈ છે. પણ હઝરત અબૂ હુરૈરહ્  વાળી ચોથી હદીષમાં ખુલાસો છે કે **ولایستد برھا** અને ન ક઼િબ્લાને પીઠ કરે. એટલા માટે જે રીતે ક઼િબ્લા પ્રતિ મોઢું કરવું મના છે આ રીતે પીઠ કરવી પણ મના છે.

# حدیث ۱۰۷، ارتقیت علی ظهر بیت لنا

**[હદીષ : ૧૦૭] "જાજરૂ વેળા કા'બા તરફ પીઠ કે મોં ન કરવું"**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا اَنَّهٗ كَانَ يَقُوْلُ اِنَّ نَاسًا

*અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રضی اللہ عنہما થી મરવી છે. અમુક લોકો કહે છે કે જ્યારે તમે કઝાએ હાજત (જાજરૂ–પેશાબ)*

يَقُوْلُوْنَ اِذَا قَعَدْتَ عَلٰى حَاجَتِكَ فَلَا تَسْتَقْبِلِ الْقِبْلَةَ وَلَا بَيْتَ الْمَقْدِسِ

*માટે બેસો તો કિબ્લો તથા બયતુલ મુકદસની તરફ મોઢું ન કરો[1]. એના પર અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે ફર્માવ્યું,*

فَقَالَ عَبْدُ اللّٰهِ بْنُ عُمَرَ لَقَدِ ارْتَقَيْتُ يَوْمًا عَلٰى ظَهْرِ بَيْتٍ لَّنَا فَرَأَيْتُ رَسُوْلَ

*હું એક દિવસ મારા એક ઘરની છત પર ચઢયો તો અચાનક મારી નજર પડી ગઈ, જોયું કે રસૂલુલ્લાહ ﷺ*

اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عَلٰى لَبِنَتَيْنِ مُسْتَقْبِلًا بَيْتَ الْمَقْدِسِ

*કઝાએ હાજતના માટે બે કાચી ઈંટો પર બયતુલ મુકદસની તરફ મોઢું કરીને બેઠા છે[2] અને ફર્માવ્યું, કદાચ તું*

**ઈસ્તિંજાના અન્ય હુકમો :** જો મેદાનમાં હાજત પૂરી કરવા જાય તો ખૂબ દૂર નીકળી જાય અથવા આડ કરી લે. જ્યાં સુધી જમીનની નજીક ન થાય ત્યાં સુધી સતર ન ખોલે, જેમ કે હદીષમાં છે : માથુ છુપાવી લે, હઝરત અબૂબક્રની સુન્નત છે. વાત ન કરે એ હઝરત ઉમર رضی اللہ عنہ થી રિવાયત થયેલ છે. ડાબા હાથ વડે ઈસ્તિંજા કરે, ફરાગત પછી માટી સાથે હાથે ઘસીને ધૂએ, એ હદીષમાં છે. ઢેફુ ઉપયોગમાં લે. ગોબર વગેરે નાપાકી તથા હાડકુ ઉપયોગમાં ન લે, ઉભા રહીને પશાબ ન કરે, ચંદ્ર કે સૂરજ પ્રતિ મોઢું ન હોય. ભેગા થયેલ પાણીમાં, રસ્તા ઉપર, છાંયડામાં, ફળોને પડવાની જગાએ, નદીઓ, નાળાંઓ, તળાવોના કિનારે જાજરૂ પેશાબ માટે ન બેસે. ડાબા પગ પર ભાર દઈને બેસે. ગુપ્તાંગ ત્રણવાર સાફ કરી લે છે.

## સમજૂતી : ૧૦૭

**તકમીલ :** અહીં على ظهر بيت لنا છે અને બુયૂતિ અજવાઝુન્નબી, ભાગ–૧, પેજ–૪૩૭માં છે. હઝરત હફસા એમનાં બહેન હતાં, તેમના ઘરને પોતાનું ઘર કહી દીધું. શક્ય છે જે વખતે આ હદીષ વર્ણન કરી તે વખતે એ વારસારૂપે તેમની માલિકીમાં રહ્યું હોય. અહીં કેવળ مستقبلا بيت المقدس અત્તબ્બર્રઝ ફિલ્ બુયૂત, પેજ–૧૨૭ અને બુયૂતિ અજવાઝ, પેજ–૪૩૭માં છે مستدبر القبله مستقبل الشام (મુસ્તદરૂલ કિબ્લા મુસ્તક્બિલિશ્શામ) સાર બંનેનો એક છે, જ્યારે શામ (સીરિયા) કે બયતુલ મુકદસ પ્રતિ મોઢું થશે તો કિબ્લા તરફ પીઠ જરૂર થશે.

**૧.** એનાથી એ વાત સ્પષ્ટ છે કે સહાબાના યુગમાં એ વાત મશહૂર હતી કે કઝાએ હાજત (જાજરૂ, પેશાબ) વખતે કિબ્લા તરફ મોઢું કે પીઠ કરવી મના છે.

**૨.** આ જ હદીષ ઈમામ માલિક અને ઈમામ શાફઈની દલીલ છે. એના જવાબમાં અહનાફ (હનફી, ઈમામો) કહે છે કે હદીષોમાં કઝાએ હાજતના સમયે મોઢું અથવા પીઠ ન કરવાનો હુકમ આમ (સર્વ સામાન્ય) છે અને આ એક ખાસ પ્રસંગ છે અને ખાસ પ્રસંગના માટે આમ (સામાન્ય) હુકમ નથી હોતો. તદ્ઉપરાંત તે કૌલ છે અને આ અમલ છે અને રસૂલના અમલમાં એનો પણ અવકાશ રહે છે કે શક્ય છે કે આં હુઝૂર ﷺ સાથે ખાસ

لِحَاجَتِهٖ وَقَالَ لَعَلَّكَ مِنَ الَّذِيْنَ يُصَلُّوْنَ عَلٰى اَوْرَاكِهِمْ فَقُلْتُ لَا

*એમનામાંથી છે જેઓ સીટભેર નમાઝ પઢે છે. મેં અર્ઝ કરી, બખુદા ! હું નહીં જાણતો ! ઈમામ માલિકે ફર્માવ્યું,*

وَاللّٰهِ اَدْرِىْ قَالَ مَالِكٌ يَعْنِى الَّذِىْ يُصَلِّىْ وَلَا يَرْتَفِعُ عَنِ الْاَرْضِ

*તેમનો મતલબ એ હતો કે જેઓ નમાઝ પઢે અને જમીનથી ન ઉઠે, સજદાની હાલતમાં જમીનથી ચિપકેલા*

يَسْجُدُ وَهُوَ لَاصِقٌ بِالْاَرْضِ

*એટલે પેટ જાંગ જોડે અને જાંગ પિંડલી સાથે મિલાવીને સજદો કરે★.*

હોય, એટલા માટે જ્યારે કૌલથી વિરુધ્ધ જ્યારે ફેઅલ (અમલ) હોય તો અગ્રતા ક઼ૌલને આપવામાં આવશે. તદ્‌ઉપરાંત તે રસૂલનો ક઼ૌલ છે અને આ હઝરત ઈબ્ને ઉમરનો ઈજતેહાદ છે. જાહેર છે કે રસૂલના ક઼ૌલની સરખામણીમાં સહાબીના ઈજતેહાદને કદી અગ્રતા આપવામાં નહીં આવે. પરંતુ સહીહ એ છે કે આ ઈબ્ને ઉમરનો ઈજતેહાદ નથી, સ્પષ્ટ રસૂલનો ફેઅલ (અમલ) છે, અમુક જમાનાના લોકોએ એવું કહ્યું કે, હઝરત ઈબ્ને ઉમરને જોવામાં ગલતી થઈ, તેમણે કેવળ મોઢું કે સીનો જોયો હશે. કેમ કે હાલત એવી ન હતી કે તેને ધ્યાનપૂર્વક જોતા. અચાનક નજર પડી ગઈ. તેમણે મોઢું કે વધુમાં વધુ સીનો જોયો હશે કે બયતુલ મુક઼દ્દસની તરફ છે, જ્યારે કે ઈસ્તિંજાના સમયે અસલમાં મોઢું અથવા સીનો ક઼િબ્લાની તરફ કરવાની મનાઈ નથી, બલ્કે ઈસ્તિંજાનાં અંગોના માટે મનાઈ છે. પરંતુ હદીષના શબ્દોને ધ્યાનપૂર્વક પઢનાર સારી રીતે માલૂમ કરી લેશે કે આ કેવળ શબ્દોનો વ્યહૂ છે. હઝરત ઈબ્ને ઉમરની નજર આં હુઝૂર પર જો કે અચાનક એ હાલતમાં પડી હતી પણ જો કે તેમણે જોયું તે પૂરી વિગતથી જોયું. વિચાર કરો, કહે છે કે મેં કાચી ઈંટો પર બેઠેલા જોયા. જ્યારે એટલે સુધી જોયું કે ઈંટો પર બેઠા છે તે પણ પાકી નહીં, કાચી હતી અને તે પણ કેવળ બે પર. તો કેવળ છાતી સુધી જોવાને મર્યાદિત કરવું દુરુસ્ત નથી. વળી એવા શંકાસ્પદ જોવાને હુકમનો આધાર ઠરાવવું હઝરત ઈબ્ને ઉમરથી શક્ય નથી. સહીહ એ જ છે કે જો તેમની નજર અચાનક જ પડી પણ જે વર્ણન કરી રહ્યા છે તે જ જોયું. અસલ ખુલાસો આ હદીષનો એ છે જે મુર્શિદી હઝરત સદરુશ્શરીઅહ قدس سرہએ ફર્માવ્યો કે જેમની સામે ક઼ા'બા ન હોય તેમણે ક઼ા'બાની દિશા તરફ મોઢું અથવા પીઠ કરવી મના છે અને ક઼ા'બા જેમની સામે હોય તેમણે બરાબર ક઼ા'બાની તરફ મના છે. હુઝૂરે અક઼દસ ﷺની નજરો સમક્ષ આખી દુનિયા હતી,

**ان اللّٰه قد رفع لی الدنیافا نا انظر الیهاوالی ماهوکائن فیها الی یوم القیٰمة کانی انظرالٰی کفی هٰذا**

જેમ કે ખૂદ દુનિયા મારી સમક્ષ કરી દીધી છે, હું દુનિયાને અને દુનિયામાં ક઼િયામત સુધી જે કાંઈ થશે સૌને એવી રીતે જોઈ રહ્યો છું જેવી રીતે મારી આ હથેળીને.

જ્યારે આં હુઝૂર ﷺની સમક્ષ આખી દુનિયા હતી તો હુઝૂરની નિગાહે અન્વરને સામે ક઼ા'બા પણ હતો આપની પીઠ મુબારક બરાબર ક઼ા'બાની સામે ન હતી, કેવળ કા'બાની દિશા તરફ હતી. હઝરત ઈબ્ને ઉમરે કેવળ શામની દિશા તરફ અને કા'બાની દિશા તરફ પીઠ કરવાને જોયું. અને એ જ જવાબ 'બીજા મઝહબ'ને સમર્થન કરતી હદીષે જાબિરનો પણ છે. કેમ કે હુઝૂરે અક઼દસ ﷺની બરાબર નજરો સમક્ષ કા'બા હતો એનાથી બચીને કિબ્લાની દિશા તરફ પેશાબ કર્યો. હઝરત જાબિરે એને જોયું અને એના પર જાઈઝ હોવાનો ક઼ૌલ કર્યો. એ વખતે હુઝૂર ﷺનો ચહેરો મુબારક બયતુલ મુક઼દ્દસની દિશામાં અને પીઠ મુબારક ક઼િબ્લાની

★ *(બુખારી, ભાગ-૧, પેજ-૨૭, અલાજિહાદુલ બુયૂત અજવાઝુન્નબી, ભાગ-૧, પેજ-૪૩૭, મુસ્લિમ, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ-તહારત, મોઅત્તા-ક઼િબ્લા, દારમી-વુઝૂ, મુસ્નદે ઈમામ અહમદ)*

દિશામાં હતી, બરાબર કા'બાની સામે ન હતી. એના માટે દલીલ એ ત્રણેવ શહેરોની ભૌગોલિક સ્થિતિ છે. એટલા માટે કે મક્કા મોઅઝ્ઝમાનો અક્ષાંશ ૬૭.૨૩ અંશ ડિગ્રી પર છે અને રેખાંશ ૨૧.૪૦ ડિગ્રી પર છે. મદીના તયબહ ૫૭.૨૦ ડિગ્રી અને રેખાંશ ૨૫ ડિગ્રી પર અને બયતુલ મુકદ્દસ ૩૬.૨૦ અક્ષાંશ અને રેખાંશ ૩૨.૨ પર છે.

જ્યારે બયતુલ મુક઼દ્દસ અને મદીના પાકમાં ૩૮ ડિગ્રી અક્ષાંશનો અને મક્કા મોઅઝ્ઝમા તથા મદીના તયબાહમાં ૭.૪૭ અંશનો તફાવત છે તો એ શક્ય જ નથી કે બરાબર બયતુલ મુક઼દ્દસની તરફ જેનું મોઢું હોય તેની પીઠ તદ્દન ક઼િબ્લાની તરફ હોય. જો બરાબર બયતુલ મુક઼દ્દસની તરફ મોઢું હશે તો પીઠ કદી પણ બરાબર કા'બાની તરફ થશે નહીં. જો બંને એક જ અક્ષાંશ રેખા પર હોત તો એવું શક્ય હતું. તો માનવું પડશે કે હુઝૂરના બેસવામાં મોઢુ બયતુલ મુક઼દ્દસની દિશા તરફ અને પીઠ કા'બાની દિશા તરફ હતી. અથવા મોઢું બરાબર બયતુલ મુક઼દ્દસની તરફ હતું તો પીઠ કા'બાની દિશા તરફ હતી, તદ્દન બરાબર કા'બા સામે હરગિઝ ન હતી.

**૩.** અહીં એક શંકા એ છે કે ઈબ્ને માજહએ એરાક ઈબ્ને માલિકથી રિવાયત કરી છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીકા رضی اللہ عنہا એ ફર્માવ્યું, નબી صلی اللہ علیہ وسلم ની સામે એ ચર્ચા થઈ કે કેટલાક લોકો ક઼િબ્લાની તરફ શર્મગાહ કરવાને બુરુ જાણે છે. ફર્માવ્યું, મારા પાયખાનાની પીઠ કિબ્લા રૂ કરી આપો. એનો જવાબ શારેહીને એ આપ્યો કે આ હદીષ સનદ બનાવવાને પાત્ર નથી. અલલ્ તિર્મિઝીમાં છે : મુહમ્મદે કહ્યું આ હદીષમાં ઈઝતેરાબ છે. સહીહ એ છે કે હઝરત ઉમ્મુલ મો'મિનીનનો ક઼ૌલ છે. ઈબ્ને હઝમે કહ્યું આ હદીષ સાકિત છે. એટલા માટે કે એના એક રાવી ખાલિદ બિન અબી સલત મજહૂલ છે. ઈમામ અહમદે ફર્માવ્યું કે આ હદીષ મુરસલ છે કેમ કે એરાકનું ઉમ્મુલ મો'મિનીન થકી સાંભળવું સાબિત નથી. અયની ભાગ–૨, પેજ–૨૮૧ મીઝાનમાં અબૂ ઝહબીએ ફર્માવ્યું, કે ખાલિદ બિન અબી સલત મુન્કર છે. આ હદીષ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ رضی اللہ عنہ ની ખિદમતમાં પેશ કરવામાં આવી પણ તેમણે તેના પર અમલ ન કર્યો. *(બયહકી, દારકુત્ની)* જાહેર છે કે એના પર અમલ ન કરવું એ જ કારણે હશે કે તેમની નજીક આ હદીષ સનદ બનાવવાને પાત્ર નથી.

**૪.** હઝરત ઈબ્ને ઉમરની મુરાદ લગભગ એ છે કે તું મહા જાહિલ છે જેને એ પણ ખબર નથી કે સિજદો કરવો કેવી રીતે સુન્નત છે. એના લીધે એ પણ માલૂમ નથી કે આ મનાઈ કેવળ મેદાનમાં છે, ઘરની અંદર નહીં. વાસેઅ ઈબ્ને હિબ્બાને કહ્યું, હું નથી જાણતો. એટલે એવું નથી જાણતો કે તે લોકોમાં છું કે નથી. અથવા એ કે હું નથી જાણતો કે ક઼ઝાએ હાજતના સમયે ક઼િબ્લા તરફ મોઢું કરવામાં ઈમારત તથા મેદાનનો ફરક છે. પરંતુ આ ખુલાસો એ સંજોગોમાં દુરુસ્ત થશે જ્યારે કે ان ناسا يقولون વાસેઅ ઈબ્ને હિબ્બાનનો બોલ માનવામાં આવે, પણ હક઼ીક઼તમાં એવું નથી, એ હઝરત ઈબ્ને ઉમરનું કથન છે જેમ કે મુસ્લિમ શરીફમાં સ્પષ્ટતા છે : فقال عبد الله يقول ناس હવે વાસેઅને મહાજાહિલ કહેવાનો કોઈ અવકાશ નથી. સહીહ સ્પષ્ટતા એ છે કે એમાં અહીં સંક્ષિપ્ત વર્ણન છે. મુસ્લિમ શરીફમાં પ્રારંભિક હિસ્સો આ પ્રમાણે છે. વાસેઅએ કહ્યું, હું મસ્જિદમાં નમાઝ પઢી રહ્યો હતો અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર બેઠા હતા. નમાઝથી ફારિગ થઈને હું તેમના પ્રતિ વળ્યો તો તેમણે કહ્યું, અમુક લોકો એવું કહે છે..... છેવટ સુધી. વાસેઅએ ઈબ્ને હિબ્બાનના સિજદામાં એ વાત જોઈ હોય અને તેમને ચેતવણી આપી દીધી.

A

## حدیث ۔ ازواج النبی صلی اللہ تعالیٰ علیہ وسلم کن یخرجن باللیل ۱۰۸

**[હદીષ : ૧૦૮] "હુઝૂર ﷺની પાક બીવીઓનું હાજત માટે રાત્રે નીકળવું"**

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالَىٰ عَنْهَا اَنَّ اَزْوَاجَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالَىٰ عَلَيْهِ وَسَلَّمَ

*હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી ﷺની અઝવાજ રાતમાં મનાસિઅ્ની તરફ*

كُنَّ يَخْرُجْنَ بِاللَّيْلِ اِذَا تَبَرَّزْنَ اِلَى الْمَنَاصِعِ وَهِيَ صَعِيْدٌ اَفْيَحُ وَكَانَ عُمَرُ يَقُوْلُ

*હાજત પૂરી કરવાં જતાં અને મનાસિઅ્ લાંબુ પહોળુ મેદાન છે. અને હઝરત ઉમર رضی اللہ عنہ*

**સમજૂતી : ૧૦૮ તથા ૧૦૯**

**અમીરુલ મો'મિનીન હઝરત સૌદા** رضی اللہ عنہا : બિન્તે ઝમ્આ બિન કૈસ બિન અબ્દે શમ્સ બિન અબ્દુદ, કર્શિય આમિરિયા, એઓ પૂરાણા મુસ્લિમ થયેલ છે, તેમનો વંશ લૂસી પર જઈને નબી ﷺના વંશવેલામાં મળી જાય છે. તેમના નિકાહ પ્રથમ તેમના કાકાના છોકરા સકરાન ઈબ્ને અમ્ર ઈબ્ને શમ્સથી થયા હતા. તેમના એ પતિ પણ તેમની સાથે જ મુસલમાન થયા હતા. એ બંનેવ પતિ પત્નીએ હબ્શાની તરફ બીજી હિજરત કરી હતી પછી મક્કા પાછાં આવ્યાં. તેમના પતિનો ઈન્તેકાલ થયો ત્યારબાદ ૧૦ નબવી સનમાં હઝરત ખદીજતુલ કુબ્રાની વફાત બાદ હુઝૂરે અક્દસ ﷺએ નિકાહ ફર્માવ્યા. હઝરત આઈશા رضی اللہ عنہاની સાથે નિકાહથી પહેલાં થયા એ જ મશ્હૂર છે. હુઝૂર ﷺની સાથે નિકાહથી પહેલાં સૌદાએ ખ્વાબ જોયો કે રસૂલુલ્લાહ ﷺ તેમની પાસે તશરીફ લાવ્યા અને તેમની ગરદન પર પોતાનો કદમ મુબારક રાખ્યો. આ ખ્વાબ પોતાના પતિ સકરાનથી વર્ણન કર્યો તો તેમણે કહ્યું, જો તું સાચુ કહેતી હોય તો હું નજીકમાં જ મૃત્યુ પામીશ અને તારી સાથે હુઝૂર ﷺ નિકાહ કરશે. ત્યારબાદ ફરી જોયું કે એ તકીયો લગાડીને બેઠાં છે અને એક ચાંદ આસ્માનેથી ઉતરીને તેમની ગોદમાં આવી ગયો છે. એ ખ્વાબને પણ સકરાનને સંભળાવ્યો તો એમણે એ જ તાબીર બતાવી. તે દિવસે સકરાન બીમાર થઈ ગયા અને થોડાક દિવસો બાદ મૃત્યુ પામ્યા, પછી આં હઝરત ﷺએ તેમની સાથે નિકાહ કરી લીધા, મક્કામાં વિદાયગીરી પણ થઈ. એઓ હિજરત કરીને મદીના પાક આવ્યાં. છેવટની ઉમરમાં જ્યારે અધિક ઉમરવાળા થઈ ગયાં તો પોતાની વારી હઝરત આઈશા رضی اللہ عنہاને આપી દીધી. હુઝૂરે અક્દસ ﷺની સાથે હજ્જ કરી પછી કદી બહાર ન નીકળ્યાં. મતભેદ સાથે રિવાયત છે કે હઝરત ઉમરના આખરી દિવસોમાં વિસાલ થયો. હઝરત ઉમરે હુકમ આપ્યો કે તેમનો જનાઝો રાતમાં ઉઠાવવામાં આવે. અથવા હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہના સમયમાં મદીનામાં વિસાલ થયો. આપ ખૂબ જ કદાવર તંદુરસ્ત શરીરવાળાં ખાતૂન હતાં. તેમના થકી પાંચ હદીષો રિવાયત પામેલી છે, બે બુખારીએ લીધી છે બાકી સુનને અરબામાં રિવાયત થયેલી છે.

**સારાંશ** : આ બંને હદીષો એક સળંગ હદીષના ભાગ છે જે કિતાબુત્તફસીરમાં મુફસ્સલ વર્ણન થયેલ છે. ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا કહે છે કે પર્દાની પાબંદી પછી (ઉમ્મુલ મો'મિનીન) સૌદા પોતાની જરૂરતના માટે નીકળ્યાં. ભારે શરીરવાળાં સ્ત્રી હતાં જેથી તેમને જે ઓળખતાં હતાં તેમનાથી (પર્દો કરવા છતાં) છુપાઈ શક્તાં ન હતાં. તેમને ઉમર ઈબ્ને ખત્તાબે જોયાં તો કહ્યું, હે સૌદા ! સાંભળો ! બખુદા તમે અમારાથી છુપાઈ નથી શક્તાં, જુઓ કેવી રીતે નીકળ્યાં છો ! હઝરત આઈશાએ કહ્યું કે સૌદા પાછા વળી ગયાં. અને રસૂલુલ્લાહ ﷺ મારા ઘરમાં રાતનું ખાવા ખાઈ રહ્યા હતા. હુઝૂરના દસ્ત મુબારકમાં ગોશતવાળુ હાડકુ હતુ. સૌદા અંદર આવ્યાં અને કહ્યું, યા રસૂલલ્લાહ ! હું મારી જરૂરતના માટે નીકળી હતી તો ઉમરે આવું આવું

لِلنَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اُحْجُبْ نِسَاءَكَ فَلَمْ يَكُنْ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ

*નબી ﷺથી અર્ઝ કર્યા કરતા હતા કે તમારી ઔરતોને પર્દાનો હુકમ આપો[૧]. તો પણ હુઝૂર ﷺ એવું*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَفْعَلُ فَخَرَجَتْ سَوْدَةُ بِنْتُ زَمْعَةَ زَوْجُ النَّبِيِّ

*કરતા ન હતા. સૌદા બિન્તે ઝમ્અહ્ ઝવજએ નબી ﷺ એક રાત ઈશાના સમયે ક઼ઝાએ હાજતના માટે નીકળ્યા.*

કહ્યું. હઝરત આઈશાએ કહ્યું કે અલ્લાહે હુઝૂરની તરફ વહી કરી પછી વહીના ઉતરાણની કૈફિયત ખતમ થઈ અને તે હાડકુ હુઝૂરના દસ્ત મુબારકમાં જ રહ્યું, તેને મૂક્યું નહીં અને ઈર્શાદ ફર્માવ્યો, તમને લોકોને ઈજાઝત આપી દેવામાં આવી છે કે તમે જરૂરતના માટે બહાર જઈ શકો છો. કિતાબુન્નિકાહમાં પણ થોડાક ટૂંકાણ સાથે આ હદીષ વર્ણન થયેલી છે.

**શાબ્દિક અર્થ :** **اذا تبرزن** તેનો માદ્દો **બરાઝ** જેનો અર્થ વિશાળ મેદાન થાય છે. **تبرز** (તબર્રઝ)નો શાબ્દિક અર્થ વિશાળ મેદાનમાં જવું, ઉર્ફી અર્થ ક઼ઝાએ હાજતના માટે મેદાનમાં જવું. **بِرَاز** (બિરાઝ) **باء** ''બા''ના ઝેરની સાથે પણ છે તેનો અર્થ મુકાબલા માટે નીકળવું છે. **مناصع** (મનાસિઅ્) એ **منصع** (મન્સઅ)નું બહુવચન છે તેનો માદ્દો (નસૂઅ) છે જેનો અર્થ ખાલિસ હોવું છે (નાસિઅ) દરેક ચીજના ખાલિસને કહે છે. **ابيض،ناصع،اصفر ناصع** અસ્મઈએ કહ્યું, તે બળદ જે કેવળ એક રંગનો હોય, દા.ત. કેવળ સફેદ, કેવળ પીળો, કેવળ લાલ, તેને પણ 'નાસેઅ' કહે છે. એબાબમાં છે કે 'મનાસિઅ'નો અર્થ મજલિસો છે. અબૂ સઈદે કહ્યું, ' મનાસિઅ' તે જગાને કહે છે જ્યાં લોકો જાજરૂ પેશાબ કર્યા કરે છે. અઝહરીએ કહ્યું કે 'મનાસિઅ' મદીના શરીફથી બહાર એક જગાનું નામ છે. એ જ ઈબ્ને જવઝીએ કહ્યું કે મદીનાની બહાર એક લાંબુ પહોળુ મેદાન હતું જ્યાં જાજરૂ પેશાબ માટે લોકો જતા હતા એને 'મનાસિઅ' કહેતા હતા. હદીષની રજૂઆત પણ એને સમર્થન કરે છે. શાબ્દિક અર્થની સાથે મળતાપણુ એ છે કે તે ઈમારતોથી ખાલી હતું. **صعيد** (સઈદ, સ઼ાદથી)નો અર્થ છે જમીનની સપાટી. **افيح** (અફયહુ)નો અર્થ લાંબુ, પહોળુ, વિશાળ છે.

**વર્ગીકરણ :** હદીષ–૧૦૮ તથા ૧૦૯માં જાહેરી જોતાં વિરોધાભાસ છે. ઉપર ઉપર નજર કરવાથી એવું જણાય છે કે પ્રસંગ એક જ છે, પણ હદીષ–૧૦૮નો સ્પષ્ટ વિષય એ છે કે આ બનાવ પર્દાના નુઝૂલ થતાં પહેલાંનો છે અને હદીષ–૧૦૯માં સ્પષ્ટીકરણ છે કે આ પ્રસંગ વહીના નુઝૂલ પછીનો છે. તેમ જ ૧૦૮થી જાણવા મળે છે કે આ પ્રસંગ પછી અઝવાજે મુતહ્હરાતને બહાર નીકળવાથી રોકી દેવામાં આવ્યાં અને હદીષ–૧૦૯માં સ્પષ્ટતા છે કે ત્યારબાદ પણ કઝાએ હાજતના માટે બહાર જવાની ઈજાઝત બાકી રહી. અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે, શક્ય છે કે પ્રારંભમાં હઝરત ઉમરની ખ્વાહિશ એ હતી કે અઝવાજે મુતહ્હરાત રાતમાં પણ ચહેરો છુપાવીને નીકળે, તેમની એ ઈચ્છા પૂર્ણ થઈ. પણ તેમ છતાંય અઝવાજે મુતહ્હરાતના માટે તેમની ગૈરતે એ પણ પસંદ ન કર્યું કે તેઓ પર્દા સાથે બહાર નીકળે. તો એમણે એવું ચાહ્યું કે એના ઉપર પણ પાબંદી થઈ જાય, પણ જરૂરતના સબબે ઈચ્છા પૂર્ણ ન થઈ. એનો સાર એ નીકળ્યો કે હદીષ–૧૦૮માં જે આવ્યું છે કે **احجب نسائك** એનાથી મુરાદ એ છે કે રાતમાં મોઢું છુપાવ્યા વિના નીકળે અને **انزل الحجاب**થી મુરાદ છે કે ચહેરો છુપાવીને નીકળે. અને હદીષ–૧૦૯માં **بعد ما ضرب الحجاب**થી મુરાદ ચહેરાને છુપાવીને નીકળવું છે એને ફર્માવ્યું કે એ બે શક્યતાઓમાંની સૌથી જાહેર શક્યતા છે. આ ખાદિમની પણ એ જ રાય છે.

પણ એનાથી સાફ જાહેર છે કે આ બંને પ્રસંગો છે અને બંને હદીષોમાં હિજાબ (પર્દા)નો એક જ અર્થ છે. જેમ કે અલ્લામા કિરમાની, અલ્લામા, ચરમાવમી, અલ્લામા કસ્તલાનીનું મંતવ્ય છે. હવે અલ્લામા ઈબ્ને હજરનું કિતાબુત્તફસીરમાં અલ્લામા કિર્માનીની રાય પર એ પીછો કરવું સમજમાં નથી આવતું જેમ કે ફર્માવ્યું :

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَيْلَةً مِّنَ اللَّيَالِىْ عِشَاءً وَّكَانَتْ اِمْرَأَةً طَوِيْلَةً

એઓ લાંબા કદના સ્ત્રી હતાં. તો હઝરત ઉમરે પોકારીને કહ્યું, સાંભળો ! હે સૌદા ! મેં તમને ઓળખી લીધાં.

فَنَادَاهَا عُمَرُ اَلَا قَدْ عَرَفْنَاكِ يَا سَوْدَةُ حِرْصًا عَلٰى اَنْ يُّنْزَلَ الْحِجَابُ فَاَنْزَلَ اللّٰهُ الْحِجَابَ

તેમની ઈચ્છા એ હતી કે પર્દો નાઝિલ થાય તો અલ્લાહે પર્દો ઉતાર્યો. (મુસ્લિમ, ઈસ્તિઝાન)

**بل المراد بالحجاب الاول غيرالحجاب الثانی** પ્રથમ હિજાબથી બીજા હિજાબનો ગૈર મુરાદ છે. જ્યારે કે તેના પછી જે સારાંશ વર્ણવ્યો તે એ જ છે જે અમે વર્ણન કરી ચૂક્યા. જેનાથી સાફ જાહેર છે કે એ બે પ્રસંગો છે. આ વિવાદની સ્પષ્ટતામાં વધુમાં વધુ એ કહી શકાય છે કે હદીષ–૧૦૯માં જે હિજાબ (પર્દો) હઝરત ઉમરનો હેતુ હતો તે હદીષ–૧૦૯માં વર્ણવેલ હિજાબ (પર્દા)થી અલગ હતો. આ રીતે કે હદીષ–૧૦૮માં પર્દા વડે ચહેરાને છુપાવીને નીકળવું મુરાદ છે અને હદીષ–૧૦૯માં હઝરત ઉમરની ઈચ્છા એ જાહેર થાય છે કે ઘરોએથી તદ્દન નીકળવા દેવામાં ન આવે. એક સ્પષ્ટતા એ પણ થઈ શકે છે કે હદીષ–૧૦૯ને પ્રથમનો પ્રસંગ માનવામાં આવે અને હદીષ–૧૦૮ને પછીનો. અને હદીષ–૧૦૯માં **ضرب الحجاب**થી મુરાદ ચહેરાને છુપાવીને નીકળવું મુરાદ છે. અને હદીષ–૧૦૮માં **احجب نسائك**થી મુરાદ ઘરોએથી નીકળવું મુરાદ હોય. **وانزل الحجاب**થી આયતે કરીમા **وَقَرْنَ فِىْ بُيُوْتِكُنَّ** મુરાદ હોય.

**૧.** અહીં મુસ્તમલીના નુસ્ખામાં આયતુલ હિજાબ છે. અબૂ અવાનાએ પોતાની સહીહમાં ઝબૈદી ઈબ્ને શહાબના તરીકાથી આ પ્રમાણે રિવાયત કરી છે :–

**فانزل الله الحجاب يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِىِّ اِلَّا اَنْ يُّؤْذَنَ لَكُمْ اِلٰى طَعَامٍ غَيْرَ نَاظِرِيْنَ اِنٰهُ وَلٰكِنْ اِذَا دُعِيْتُمْ فَادْخُلُوْا فَاِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوْا وَلَا مُسْتَاْنِسِيْنَ لِحَدِيْثٍ ط اِنَّ ذٰلِكُمْ كَانَ يُؤْذِى النَّبِىَّ فَيَسْتَحْيٖ مِنْكُمْ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ الْحَقِّ وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَسْئَلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَابٍ ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ**

"તો અલ્લાહ ﷻ એ પર્દો નાઝિલ કર્યો, એટલે કે આ આયત : હે ઈમાનવાળાઓ ! નબીના ઘરોમાં ન જાવ ! જ્યાં સુધી તમને ઈજાઝત ન મળે. દા.ત. ખાવાના માટે બોલવામાં આવે, ન એ કે ખૂદ પાકવાની રાહ જુઓ. હા ! જ્યારે બોલવામાં આવે તો જાવ અને જ્યારે ખાઈ ચૂકો તો વિખેરાઈ જાવ, ન એ કે બેઠા બેઠા વાતોમાં દિલ બેહલાવતા જાવ ! એનાથી બેશક ! નબીને ઈજા પહોંચે છે, તેઓ જે તમારો લેહાઝ કરે છે અને અલ્લાહ હક્ક ફર્માવવામાં નથી શરમાતો. અને જ્યારે અજવાઝે મુતહ્હરાત (નબીની પાક બીવીઓ رضی اللہ تعالیٰ عنہن)થી જ્યારે કોઈ સામાન માંગો તો પર્દાની બહારથી માંગો, એમાં તમારા તથા તેમના દિલોની અધિક પાકીઝગી છે."
*(સૂરએ અહઝાબ, ૫૩)*

સૂરએ અહઝાબની તફસીરમાં ખૂદ ઈમામ બુખારીએ આ આયતના શાને નુઝૂલમાં જે હદીષ વર્ણન કરી છે એનાથી જાહેર છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ رضی اللہ عنہاથી નિકાહના સમયે વલીમાના પ્રસંગે ખાવા ખાધા પછી પણ જે ત્રણ શખ્સો બેઠા રહીને વાતો કરતા રહ્યા એ વખતે આ આયત ઉતરી. તેમજ એમાં એનું શાને નુઝૂલ એ પણ વર્ણન થયેલ છે કે હઝરત ઉમરે ખિદમતે અક્દસમાં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આપની સેવામાં સારા બુરા સર્વ લોકો હાજર થાય છે, તમે તમારી પત્નીઓને પર્દાનો હુકમ આપો. એના પર પર્દાની આયત નાઝિલ થઈ. તદ્ ઉપરાંત ઈબ્ને જરીરે પોતાની તફસીરમાં ઈમામ મુજાહિદના તરીકાથી એનું શાને નુઝૂલ એ વર્ણવ્યું છે કે, રસૂલુલ્લાહની સાથે અમુક સાથીઓ ખાઈ રહ્યા હતા અને હઝરત આઈશા પણ શરીક હતાં. એવામાં કોઈ સહાબીનો હાથ હઝરત આઈશાના હાથ પર પડી ગયો એ હુઝૂરને નાપસંદ પડ્યું,

## (۱۰۹) حدیث ۔ قد اذن لکن ان تخرجن لحاجتکن

**[હદીષ : ૧૦૯] "કઝાએ હાજત માટે નબી ﷺની પાક બીવીઓનું બહાર જવું"**

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત છે કે નબી ﷺએ અમને સંબોધીને કહ્યું, તમને એ વાતની*

قَالَ قَدْ أُذِنَ لَكُنَّ أَنْ تَخْرُجْنَ فِيْ حَاجَتِكُنَّ قَالَ هِشَامٌ يَعْنِي الْبَرَازَ

*ઈજાઝત આપવામાં આવે કે પોતાની જરૂરતના માટે બહાર જાવ. હેશામે કહ્યું, એટલે કઝાએ હાજત માટે.*

*(હવાલો : "લાતદ ખુલૂ બુયૂતન્નબી"ની તફસીર, ૨/૭૦૭, નિકાહ, ૨/૭૮૮)*

એના પર આયતે હિજાબ નાઝિલ થઈ. ઈબ્ને મરદુવિયહએ ઈબ્ને અબ્બાસની આ હદીષ આયતે હિજાબની શાને નુઝૂલમાં વર્ણન કરી. એક શખ્સ ખિદમતે અક્દસમાં હાજર થયો અને ઘણી વાર સુધી બેસી રહ્યો. હુઝૂર ﷺ ત્રણવાર ઉઠયા કે એ શખ્સ ચાલ્યો જાય પણ તે ન ગયો. એટલામાં હઝરત ઉમર આવી ગયા અને નાપસંદગીના ભાવો ચહેરા પર જોયા તો તેં શખ્સને કહ્યું, કદાચ તેં રસુલુલ્લાહને ઈજા પહોંચાડી છે. હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું કે હું ત્રણવાર ઉઠયો કે એ પણ મારી સાથે ઉઠે, પણ એ ન ઉઠયો. એના પર હઝરત ઉમરે કહ્યું કે, તમે પર્દો કરાવી દો, આપની બીબીઓ رضی اللہ تعالٰی عنہن અન્ય સ્ત્રીઓ જેવી નથી, એ એમના દિલોના માટે અધિક પાકીઝા હશે. એના પર આયતે હિજાબ નાઝિલ થઈ.

અલ્લામા ઈબ્ને હજરે એમાં વર્ગીકરણ કર્યું છે કે નાઝિલ થવાના સબબો વિવિધ હોઈ શકે છે, અંતિમ સબબ હઝરત ઝયનબના વલીમાવાળો પ્રસંગ છે. એટલા માટે એ આયતમાં ખાસ ચેતવણી એ પ્રસંગ પર છે. બાકીના પ્રસંગો કેમ કે તેની નજીક નજીક જ પેશ આવ્યા એટલા માટે એને પણ શાને નુઝૂલ ઠરાવવામાં આવ્યા. અને એ પણ થઈ શકે છે કે એમાંથી અમુકમાં આયતે હિજાબથી મુરાદ આ આયતે કરીમા મુરાદ હોય :–

يَاأَيُّهَا النَّبِيُّ قُلْ لِأَزْوَاجِكَ وَبَنَاتِكَ وَنِسَاءِ الْمُؤْمِنِيْنَ يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ ذٰلِكَ أَدْنٰى أَنْ يُعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ

"હે નબી ! તમારી પત્નીઓ, પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફર્માવી આપો કે પોતાના ચહેરાઓ પર ચાદરોને અમુક ભાગ નાખેલા રાખે, એ નિકટતર છે એનાથી કે ઓળખી લેવામાં આવે તો તકલીફ ન આપવામાં આવે." *(અહ્ઝાબ–૫૯)*

આ બંને હદીષોનો સાર એ થયો કે અઝવાજે મુતહ્હરાત (પાક બીવીઓ)ના સંબંધે પર્દાની ત્રણ સ્થિતિઓ થઈ :– એક એ કે દિવસમાં બહાર ન નીકળે, રાતના અંધકારમાં નીકળે, નીકળે તો ચેહરો છુપાવી લે જેમ કે હદીષ–૧૦૮માં વર્ણન કરેલી છે. **كنا تخرجن بالليل** "રાતમાં નીકળતી હતી." બીજુ એ કે રાતમાં પણ ખુલ્લા મોઢે ન નીકળે, નીકળે તો ચેહરો છુપાવી લે. જેમ કે એ જ હદીષ **فانزل الحجاب**થી માલૂમ પડે છે અને હદીષે ઉફકમાં સ્પષ્ટતા છે કે ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે કે અમે કેવળ રાતમાં કઝાએ હાજતના માટે જતી હતી. અને એ નિશ્ચિત છે કે ઉફકનો બનાવ પર્દાના નુઝૂલ પછીનો છે, એટલા માટે કે ઉમ્મુલ મો'મિનીને આ હદીષમાં સાફ ફર્માવ્યું કે સફવાન ઈબ્ને મઅતલે પર્દાથી પહેલાં મને જોઈ હતી. તેમ જ એ સર્વ સંમતિથી છે કે હઝરત ઝયનબની સાથે નિકાહ પર વલીમામાં જે કિસ્સો બન્યો એ પ્રસંગે પર્દાની આયત નાઝિલ થઈ અને હદીષે ઉકફમાં સ્પષ્ટતા છે કે હઝરત ઝયનબ બિન્તે જહશ તે વખતે અઝવાજમાં દાખલ હતાં અને હુઝૂરે અક્દસ ﷺએ તેમનાથી પણ હઝરત આઈશાના બારામાં પૂછયું, તેમણે સફાઈ આપી. અલ્લામા ઈબ્ને હજરે કિતાબુત્તફસીરમાં ખૂદ એની સ્પષ્ટતા કરેલી છે. અને જે કિતાબુલ વુઝૂમાં લખી આપ્યું હતું કે ઉફકનો બનાવ પર્દાના નુઝૂલ પહેલાંનો છે,

કિતાબુત્તફસીરમાં એના વિશે ચેતવણી સૂચવી દીધી કે એ લગ્ઝિશ હતી તેની સુધારણા કરી લેવામાં આવી. ત્રીજી સ્થિતિ એ હતી કે કઝાએ હાજતના માટે પણ ઘરોથી બહાર જવું મના થઈ ગયું. જેમ કે હદીષે ઉફકનો આ ભાગ પુરવાર કરે છે કે ફર્માવ્યું : وذٰلك قبل ان تتخذ الكنف "મેદાનમાં કઝાએ હાજતના માટે તે વખતે અમે જતી રહેતી હતી જ્યારે કે હજી ઘરોમાં પાખાના બન્યાં ન હતાં. તેમજ આયતે કરીમા وقرن فی بیوتکن "અને પોતાનાં ઘરોમાં જ રહો." એના માટે દલીલ પૂરી પાડે છે. ઈમામ કાઝી અયાઝે ફર્માવ્યું કે અઝવાજે મુતહ્હરાત (નબીની પાક બીવીઓ)ની સાથે જે પર્દો ખાસ હતો તે એ કે તેમણે પોતાના ચહેરા તથા હાથોને અજનબીઓથી છુપાવવો ફર્ઝ છે, એટલે સુધી કે શહાદત (ગવાહી) વગેરેના પ્રસંગે પણ ખોલવો જાઈઝ નથી. તેમજ એ કે તેમણે પોતાની જાત કોઈના સમક્ષ જાહેર થવા દેવી જાઈઝ નથી, ભલે પર્દાની સાથે હોય. એના પર મોઅત્તાની હદીષથી દલીલ લાવ્યા કે જ્યારે હઝરત ઉમર رضی اللہ عنہ નો વિસાલ થયો તો હઝરત હફસા رضی اللہ عنہا ને સ્ત્રીઓએ પોતાના ઘેરાવમાં લઈને એ રીતે છુપાવી લીધાં કે કોઈ તેમને ન જોઈ શક્યું. અને હઝરત ઝયનબ બિન્તે જહશ رضی اللہ عنہا એ પોતાના જનાઝાને છુપાવવા માટે કુબ્બો બનાવી લીધો. એના પર અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે મોઅત્તાની આ હદીષથી એની ફર્ઝિયત સાબિત નથી થતી કે અઝવાજે મુતહ્હરાત પર્દામાં હોવા છતાં પોતાની જાતને છુપાવે. એટલા માટે કે વિસાલે અકદસ પછી અઝવાજે મુતહ્હરાત હજ્જ કરતાં હતાં, તવાફ કરતાં હતાં, લોકો તેમનાથી હદીષો સાંભળતા હતા અને કેવળ તેમનાં શરીર છુપાં હોતાં, જાત નહીં. કિતાબુલ હજ્જમાં છે કે ઈબ્ને ખરીજે જ્યારે હઝરત અતાથી ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا ના તવાફનો ઉલ્લેખ કર્યો તો તેમણે પૂછ્યું કે તમે તેમને પર્દા પહેલાં જોયાં હતાં કે પર્દા પછી ? તો ઈબ્ને ખરીજે કહ્યું કે મેં તેમની ઝિયારત (દીદાર) પર્દા પછી કરી છે તેમજ તેમને ઈબ્ને ખરીજે કહ્યું કે હું તથા ઓબૈદ ઈબ્ને ઉમર હઝરત આઈશાની ખિદમતમાં હાજર થયા. આપ કોહે ષબીરમાં રોકાયાં હતાં. એક તુર્કી કુબ્બામાં રહેતાં હતાં. ولها غشاء મારી તથા તેમની વચ્ચે કેવળ એક પર્દો હતો. મેં તેમને જોયાં કે ગુલાબી રંગનું પહેરણ પહેરેલ હતાં. *(બુખારી, ભાગ–૧, પેજ–૨૧૯)* જાહેર છે કે ઉમ્મુલ મો'મિનીનની આ હજ્જ નફલ હતો. ફર્ઝ હજ્જ તમામ અઝવાજે મુતહ્હરાત હુઝૂર ﷺ ની સાથે હજ્જતુલ વિદાઅના પ્રસંગે કરી ચૂક્યાં હતાં. જો અઝવાજે મુતહ્હરાત પર પોતાની જાતને છુપાવવું ફર્ઝ હોત તો નફલ હજ્જના માટે ન જાત, અને તેમના શાગિર્દો તેમને જોઈ ન શકત. મોહદ્દિષોનો એમાં મતભેદ છે કે પર્દાની આયત કઈ સનમાં નાઝિલ થઈ. અબૂ ઓબૈદે કહ્યું કે ત્રીજા વરસે, ઈબ્ને ઈસ્હાકે કહ્યું કે હઝરત ઉમ્મે સલમાની સાથે નિકાહ પછી. એમાં પણ મતભેદ છે કે હઝરત ઉમ્મે સલમા સાથે નિકાહ કઈ સનમાં થયા, સન ત્રણમાં કે ચારમાં. ઈબ્ને સઈદે કહ્યું, સન ૮ના ઝીલ કઅદામાં. કતાદાએ કહ્યું, હિ.સ. ૫માં આ મતભેદ અસલમાં બીજા મતભેદની શાખ છે. એ તો નિશ્ચિત છે કે પર્દાની આયત એટલે لا تدخلوا بیوت النبی હઝરત ઝૈનબ બિન્તે જહશના નિકાહના સમયે નાઝિલ થઈ. હઝરત ઝૈનબથી નિકાહ કઈ સનમાં થયા, એમાં મતભેદ છ, અલ્ ઈસ્તિઆબ (ભાગ–૪, પેજ–૩૧૪)માં છે કે અબૂ ઓબૈદે કહ્યું કે, આ હિ.સ. ૩માં થયું. એટલા માટે તે આ આયતનું નુઝૂલ હિ.સ. ૩માં માને છે. કતાદાએ કહ્યું કે, આ નિકાહ હિ.સ. ૫માં થયા તો એ તેના નુઝૂલનો સમય હિ.સ. ૫ માનતા. એ જ રાજેહ (સહીહ અગ્રેસર) છે કે હઝરત ઝયનબથી નિકાહ હિ.સ. ૫માં થયો. અલ્ અકમાલમાં એના પર જ પૂરતુ કર્યું છે. અસાબા (ભાગ–૪, પેજ–૩૧૩)માં બંને કૌલ વર્ણન થયા છે, પણ આખરમાં વિસાલના સમયની જે ઉમર બતાવી અને કઈ સનમાં વિસાલ ફર્માવ્યો એનાથી હિ.સ. ૫ નિશ્ચિત થઈ જાય છે. અસાબા (ભાગ–૪, પેજ–૩૧૪) છે કે નિકાહના સમયે હઝરત ઝયનબની ઉમર ૩૫ વરસ હતી અને પચાસ વરસની ઉમરમાં વિસાલ થયો. અને હિ.સ. ૨૦ વિસાલ છે. એનાથી જાહેર કે હિજરતના સમયે ૩૦ વરસનાં હતાં અને જ્યારે નિકાહના સમયે ૩૫ વરસનાં હતાં, જેથી સ્પષ્ટ થઈ ગયું કે સન હિ.૫માં નિકાહ થયો અને એ જ પર્દાની આયતના નુઝૂલની સન છે. રહી ગયું ઈબ્ને ઈસ્હાકનું એ કહેવું કે આયતે હિજાબનું નુઝૂલ ઉમ્મે સલ્માના નિકાહ બાદ થયું તો કદાચ એમની મુરાદ આ આયતે કરીમા يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ છે.

## (١١٠) حديث-الاستنجاء بالماء

**[હદીષ : ૧૧૦] "પાણી વડે ઈસ્તિંજા"**

سَمِعْتُ أَنَسَ بْنَ مَالِكٍ يَقُولُ كَانَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ إِذَا خَرَجَ

*અતા ઈબ્ને અબી મૈમૂનાએ કહ્યું, મેં અનસ ઈબ્ને માલિકથી એ ફર્માવતાં સાંભળ્યું કે નબી ﷺ જ્યારે કઝાએ હાજતના*

لِحَاجَتِهِ أَجِيءُ أَنَا وَغُلَامٌ مَعَنَا إِدَاوَةٌ مِنْ مَاءٍ يَعْنِي يَسْتَنْجِي بِهِ ع

*માટે જતા તો હું અને એક છોકરો જતો[1] અમારી સાથે પાણીનું ચામડાનું એક પાત્ર હોતું જેનાથી હુઝૂર ઈસ્તિંજો કરતા[2].*

*(પેજ નં. ૩૧૪, ભાગ-૪ તથા એના બાદ મુત્તસિલ બે અન્ય તરીકાથી)*

**મસ્અલા** : આ બંને હદીષોથી નીચે પ્રમાણેના મસ્અલા નીકળે છે : (૧) કોઈ સારી વાતના માટે નાનો માણસ પોતાના બુઝુર્ગની ખિદમતમાં વારંવાર અર્ઝ કરી શકે છે. (૨) પોતાની માંને પણ નસીહત કરી શકાય છે, એટલા માટે કે હઝરત સૌદા ઉમ્મુલ મો'મિનીન છે. (૩) સારી નિય્યત સાથે મોટા માણસ સાથે પણ સારી વાત સખ્ત લહેજામાં પેશ કરી શકાય છે, જ્યારે કે વાંધો ઉઠાવવું કે ગુસ્તાખીનો હેતુ ન હોય. (૪) સ્ત્રીઓ મજબૂરી પ્રમાણે પોતાની કોઈ હાજતના માટે ઘરેથી નીકળી શકે છે. (૫) એનાથી હઝરત ઉમર رضی اللہ عنہની ત્રણ ફઝીલતો સાબિત : એક તો તેમની ગૈરત, બીજી : વહીની મવાફિકત, એટલા માટે કે તેમની ઈચ્છાનુસાર આયતે હિજાબ (પર્દાની આયત) નાઝિલ થઈ. ત્રીજી : રસૂલુલ્લાહ ﷺની સાથે ખૈરખ્વાહી.

### સમજૂતી : ૧૧૦

**શબ્દકોશ** : غلام (ગુલામ) તે બાળક જે બાલિગ થવાની નજીક હોય, જેની મૂછનો દોરો ફૂટી રહ્યો હોય. દૂધ છોડાવ્યાથી લઈને સાત વરસ સુધીનો બાળક, તે બાળક જેની દાઢી ન નીકળી હોય. اداوة ઈદાવતુન્ ચામડાનું પાણી રાખવા માટેનું નાનુ પાત્ર.

**૧.** તેના પછી આવતી રિવાયતમાં منا (મિન્ના) વધારે છે, એટલે કે અન્સારમાંથી એક અન્ય બાળક હતો. મુસ્લિમની રિવાયતમાં نحوى (નહ્વી) છે એટલે કે મારો સમાન વયવાળો હતો.

**૨.** ઈમામ બુખારીએ પાણી વડે ઈસ્તિંજા કરવાનું પ્રકરણ એટલા માટે બાંધ્યું કે કેટલાક લોકો એને નાપસંદ કરતા હતા, અને કેટલાક લોકોએ એટલે સુધી કહી આપ્યું કે એ સાબિત નથી કે નબી ﷺએ કદી પાણી વડે ઈસ્તિંજા કર્યો હોય. ઈબ્ને અબી શયબાએ સહીહ સનદોની સાથે હઝરત હુઝૈફા ખદીજા رضی اللہ عنہاનો આ કૌલ નકલ કર્યો છે. તેમને પૂછવામાં આવ્યું કે પાણી વડે ઈસ્તિંજા કરવો કેવો છે ? તો ફર્માવ્યું, પછી તો મારા હાથમાં હમેશાં બદબૂ રહેશે. નાફેએ હઝરત ઈબ્ને ઉમરના બારામાં નકલ કર્યું છે કે તે પાણી વડે ઈસ્તિંજા ન કરતા હતા. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરે ફર્માવ્યું, અમે પાણીથી ઈસ્તિંજા નથી કરતા. ઈબ્ને હબીબ માલિકથી નકલ થયલ છે કે તેમણે પાણીથી ઈસ્તિંજા કરવાનું મના ફર્માવ્યું, કેમ કે એ પીવામાં આવતી વસ્તુ છે. હઝરત ઈમામ માલિકે એનાથી ઈન્કાર કર્યો કે હુઝૂર ﷺએ કદી પાણી વડે ઈસ્તિંજા કર્યો હોય.

અને અહીં જે يستنجى (યસ્તનજા બિહી)છે એના બારામાં નુહલ્લબના બયાનના મુતાબિક ઉસૈલીનું ગુમાન એ છે કે હઝરત અનસનો કૌલ નથી, એ હદીષના રાવી ઈમામ બુખારીના શૈખનો કૌલ છે જે તેમણે પોતાના કયાસથી કહ્યો. શક્ય છે કે એ પાણી વુઝૂ વગેરેના માટે લઈ જતા હોય. એટલા માટે કે આ જ હદીષ તેનાથી લગતી સુલેમાન ઈબ્ને હર્બે એ જ સનદની સાથે  શઅબાથી જ રિવાયત કરી છે, તેમાં يستنجى بالماء (યસ્તન્જા બિહી.......) નથી. અબૂ અબ્દુલ મલિકે કહ્યું, એ હઝરત અનસના શાગિર્દ અબૂ મઆઝનો ઉમેરો છે એટલા

## ⑪ حديث۔حمل العنزة عند الاستنجاء

## [હદીષ : ૧૧૧] "ઈસ્તિંજા કરતી વેળા લાઠી વગેરે લઈને જવું"

عَنْ عَطَاءِ بْنِ اَبِيْ مَيْمُوْنَةَ سَمِعَ اَنَسَ بْنَ مَالِكٍ رَضِيَ اللّٰهُ عَنْهُ يَقُوْلُ كَانَ

*અતા ઈબ્ને અબૂ મૈમૂનાથી રિવાયત છે કે તેમણે અનસ ઈબ્ને માલિકને એ ફર્માવતાં સાંભળ્યા કે નબી ﷺ*

رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَدْخُلُ الْخَلَاءَ فَاَحْمِلُ اَنَا وَغُلَامٌ

*જ્યારે મેદાનમાં કઝાએ હાજતના માટે જતા તો હું અને અમારામાંથી એક અન્ય છોકરો પાણીનું પાત્ર અને*

اِدَاوَةً مِّنْ مَّاءٍ وَعَنَزَةً يَّسْتَنْجِيْ بِالْمَاءِ اَلْعَنَزَةُ عَصًا عَلَيْهِ زُجٌّ۔

*નાનો ભાલો લઈને જતા. હુઝૂર પાણી વડે ઈસ્તિંજા કરતા. અનઝહ્ તે લાઠી છે જેમાં અણી લાગેલી હોય.*

માટે એ વાત સેહત (સહીહ હોવા) પર નથી પહોંચતી કે રસૂલુલ્લાહ ﷺએ પાણી વડે ઈસ્તિંજા કર્યો છે. અલ્લામા ઈબ્ને હજર તથા અલ્લામા ઈબ્ને અયનીએ એના જવાબમાં ફર્માવ્યું કે હુઝૂર ﷺનું પાણી વડે ઈસ્તિંજા કરવું પુષ્કળ હદીષો વડે સાબિત છે, દા.ત. એના પછી ત્રીજી હદીષ છે એમાં પાણી વડે ઈસ્તિંજા કર્યો છે. તેમજ એ જ બુખારી (બાબ : મા જાઅ ફી ગુસ્લિલ બુલ, ભાગ–૧, પેજ–૩૫)માં છે, રૂહ ઈબ્ને કાસિમના તરીકાથી એ જ અતા ઈબ્ને મૈમૂનાથી હઝરત અનસનો કૌલ વર્ણન થયેલ છે : اذا تبرز اتيته بماء فيغسل به "જ્યારે કઝાએ હાજતના માટે જતા તો હું પાણી લઈને હાજર થતો જેનાથી ધોતા. મુસ્લિમ² (ભાગ–૧, પેજ–૧૩૨, અન્નહી અનિલ ઈસ્તિંજાઅ્ બિલ્ યમીન)માં હઝરત અનસનો જ કૌલ છે : فخرج علينا وقد استنجى بالماء "અમારામાં તશરીફ લાવ્યા અને પાણી વડે ઈસ્તિંજા કરી ચૂક્યા હતા."

આ તમામ રિવાયતોથી સાબિત છે કે આ હદીષમાં يستنجى (યસ્તન્જીબિહી) હઝરત અનસનો જ કૌલ છે જે એમણે રસૂલુલ્લાહ ﷺના અમલની વાત કરી છે. એનાથી સાબિત થઈ ગયું કે હુઝૂરે અક્દસ ﷺએ પાણી વડે ઈસ્તિંજા કર્યો છે અને પાણી વડે ઈસ્તિંજા સુન્નત છે એમાં રજમાત્ર કરાહત નથી.

**મસાઈલ** : ઉલમા, સાલેહ લોકો, મશાઈખની ખિદમત કરવી, તેમની હાલતો પર નજર રાખવી, જે જરૂર હોય તેને પૂર્ણ કરવી એ ધન્યતાનો સબબ છે. પોતાના શાગિર્દો ત્યાં સુધી કે નાબાલિગ બાળકોથી ખિદમત લેવામાં કાંઈ વાંધો નથી. અફઝલ એ છે કે પ્રથમ ઢેલા વગેરેથી ઈસ્તિંજો કરે, પછી પાણીનો ઉપયોગ કરે, કેવળ ઢેલા પર કે કેવળ પાણી પર સંતોષ માનવો પણ જાઈઝ છે. જો કે નજાસત તેના ઉદ્ભવસ્થાન સિવાય દિરહમ જેટલી ફેલાઈ ગઈ હોય તો પાણીથી ઈસ્તિંજા કરવો વાજિબ છે. જો ઢેલા અને પાણીમાંથી કેવળ એક જ વાપરવાનું હોય તો પાણી અફઝલ છે. રાફઝીઓને ત્યાં ઢેલા વડે ઈસ્તિંજા જાઈઝ નથી, જ્યારે કે પુષ્કળ હદીષોમાં સ્પષ્ટતા છે કે હુઝૂરે અક્દસ ﷺએ ઈસ્તિંજાના સમયે પથ્થરનો ઉપયોગ કર્યો.

### સમજૂતી : ૧૧૧

خلاء (ખલાઅ્)થી અહીં મુરાદ મેદાન છે, ઘરનું બયતુલ ખલા મુરાદ નથી. عنزه (અન્ઝહ્) તે લાઠીને કહે છે જેની નીચે લોખંડની અણી (ભાલો) લાગેલી હોય એટલે નાનો ભાલો જેને સાથે લઈ જવાની હિકમત એ હતી કે જરૂરતના સમયે દુશ્મનો અને મુઝી જાનવરોથી બચવાનું તેનાથી કામ લેવામાં આવે. જમીનને જો ખોદવાની હાજત હોય તો તેનાથી ખોદી લે, દા.ત. ઢેફુ, મેળવવું છે, અથવા જમીન સખત છે, છાંટા પડવાનો અંદેશો છે, કપડાં વગેરે તેના પર ટીંગાડી શકે, ટેકો લગાડે, નમાઝ પઢવામાં તેને સુતરો બનાવે, આ હદીષ કિતાબુસ્સલાત

## ⑪③ حدیث۔ النھی عن الاستنجاء بالیمین

**[હદીષ : ૧૧૨] "જમણા હાથ ઈસ્તિંજો કરવાની મનાઈ"**

عَنْ عَبْدِ اللّٰہِ بْنِ اَبِیْ قَتَادَۃَ عَنْ اَبِیْہِ قَالَ، قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

*હઝરત અબૂ કતાદા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ ઈર્શાદ ફર્માવ્યો, જ્યારે તું પાણી પીએ*

وَسَلَّمَ اِذَا شَرِبَ اَحَدُکُمْ فَلَا یَتَنَفَّسْ فِی الْاِنَاءِ وَاِذَا اَتَی الْخَلَاءَ فَلَا یَمَسَّ ذَکَرَہٗ

*તો પાત્રમાં શ્વાસ ન લે[1]. અને જ્યારે હાજત પૂરી કરવા જાય તો પોતાનું ગુપ્તાંગ જમણા હાથે ન સ્પર્શે[2],*

بِیَمِیْنِہٖ وَلَا یَتَمَسَّحْ بِیَمِیْنِہٖ ع

*અને ન જમણા હાથે લુછે એટલે ઈસ્તિંજા કરે.*

*(બુખારી, ભાગ–૧, પેજ–૨૭, ભાગ–૨, પેજ–૮૪૧, મુસ્લિમ–તહારત, અબૂ દાઊદ–તહારત, તિર્મિઝી–તહારત, ઈબ્ને માજહ–તહારત, દારમી–વુઝૂ, મુસ્નદે ઈમામ અહમદ)*

ઈલલ્ અન્ઝા, ભાગ–૧, પેજ–૭૧, પર પણ થોડા ફેરફાર સાથે વર્ણન થયેલી છે. ત્યાં છે કે જ્યારે આં હુઝૂર પોતાની હાજતના માટે તશરીફ લઈ જતા તો હુઝૂરની પાછળ હું અને એક અન્ય છોકરો જતો અને અકાઝા અથવા અન્ય (નેજો) અથવા અસા (લાકડી) અને પાણીનું પાત્ર હોતું. જ્યારે હાજત પૂરી કરી લેતા તો અમે હુઝૂરથી પાત્ર લઈ લેતા.

અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, અકાઝા કે અન્ય કે અસા ત્રણ ચીજોનો ઉલ્લેખ એ રાવીનો શક છે, નહીં તો આ સિવાયની સર્વ રિવાયતો અન્ઝા (નરાજ) પર એકમત છે, અકાઝા તથા અન્ઝા એ સમાનઅર્થી છે.

### સમજૂતી : ૧૧૨

**અબૂ કતાદા** رضی اللہ عنہ : સલ્લમી મદની મશ્હૂર સહાબી છે. એમના નામના બારામાં મતભેદ છે, કોઈએ હારિષ કહ્યું, કોઈએ નોઅ્માન, કોઈકે અમ્ર. તેમને રસૂલુલ્લાહ ﷺ ના સવાર કહેવામાં આવતા હતા. ખૂદ હુઝૂર ﷺ એ તેમના બારામાં ફર્માવ્યું, **خير فرسا ننا اليوم البوقتادة وخير جالتنا سلمة بن اكوع** "આજે અમારા સવારોમાં સૌથી સારા અબૂ કતાદા છે અને પગપાળામાં સૌથી સારા સલ્લમા બિન અકૂઅ છે." *(મુસ્લિમ, ભાગ–૧, પેજ–૧૧૫)*

એમાં મતભેદ છે કે એઓ ગઝવએ બદરમાં શરીક થયા કે નહીં ? પણ એના પર સૌની એકમતિ છે કે ઓહદ, ખંદક, અને ત્યારબાદની તમામ જંગોમાં શરીક રહ્યા. આપસી જંગોમાં આપ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ની સાથે રહ્યા, તેમના તરફથી અમુક દિવસ મક્કાના વાલી પણ રહ્યા.

કથનોના મતભેદ સાથે હિ.સ. ૫૪કે હિ.સ. ૩૮માં ૭૦ અથવા ૭૨ વરસના વયે મદીના પાક કે કૂફામાં વિસાલ થયો. એક કથનના પ્રમાણે તેમની જનાઝાની નમાઝ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ પઢાવી તેમના થકી ૧૭૦ હદીષો રિવાયત પામી છે. ૧૧ સર્વ સંમતિવાળી છે. બે હદીષો બુખારી અને આઠ મુસ્લિમથી છે. *(અસાબા, ઈસ્તીઆબ, અયની)*

**૧.** એટલે કે પાણી પીતાં પીતાં એ રીતે □ાસ ન લે કે □ાસની હવા પાણીમાં જાય. એટલા માટે કે અંદરની હવા શરીરના નુકસાનકારક બાષ્પને લઈને બહાર આવે છે જેનાથી પાણી નુકસાનકર્તા થવાનો ભય છે. એનો

## ⑪٣ حديث الاستنجاء بالاحجار

### [હદીષ : ૧૧૩] ''પથ્થરો વડે ઈસ્તિંજા કરવું''

**عَنْ اَبِيْ هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ اِتَّبَعْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ**

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી صلی اللہ علیہ وسلم ના પાછળ ચાલ્યો અને નબી રફએ હાજત માટે નીકળ્યા હતા*

**وَخَرَجَ لِحَاجَتِهٖ وَكَانَ لَا يَلْتَفِتُ فَدَنَوْتُ مِنْهُ فَقَالَ اَبْغِنِيْ اَحْجَارًا اَسْتَنْفِضْ بِهَا**

*અને હુઝૂર આમતેમ જોતા ન હતા. હું નજીક પહોંચી ગયો. ફર્માવ્યું, મારા માટે થોડાક પથ્થર[૧] શોધો જેનાથી ઈસ્તિંજા*

**اَوْ نَحْوَهٗ وَلَا تَاْتِنِيْ بِعَظْمٍ وَّلَا رَوْثٍ، فَاَتَيْتُهٗ بِاَحْجَارٍ بِطَرَفِ ثِيَابِيْ**

*કરું. અથવા એ પ્રકારનું કોઈ અન્ય વાક્ય કહ્યું, અને હાડકુ તથા ગોબર[૨] ન લાવશો. હું કેટલાક પથ્થર મારા ખોળામાં*

**فَوَضَعْتُهَا اِلٰى جَنْبِهٖ وَاَعْرَضْتُ عَنْهُ فَلَمَّا قَضٰى اَتْبَعَهٗ بِهِنَّ**

*લઈ આવ્યો અને આપની પાસે મૂકી દીધા અને ત્યાં ખસી ગયો. કઝાએ હાજત પછી એ પથ્થરોનો ઉપયોગ કર્યો.*

પણ અંદેશો છે કે □ાસની સાથે નાકનું લીંટ પાણીમાં મળી જાય જેનાથી ધૃણા થવા લાગે. બલ્કે □ાસ લેવો હોય તો પાત્રથી મોઢું હટાવીને □ાસ લે. બલ્કે હદીષોથી સાબિત છે કે ત્રણ □ાસમાં પાણી પીવું સુન્નત છે. અને એ પણ મુરાદ હોઈ શકે છે કે પાણી પીતાં પીતાં પાણીમાં મોઢુ રાખે, બહારથી અંદર □ાસ ન લે એનાથી ભય છે કે પાણી નાકમાં ચઢી જાય. અને હક્ક એ છે કે દરેક રીતે □ાસ લેવો મના છે.

**૨.** પેશાબ કરતી વખતે અથવા ઈસ્તિંજા કરતી વખતે જમણા હાથને ગુપ્તાંગ સાથે લગાડવો મના છે, એટલે મકરૂહે તન્ઝીહી છે અને એ જ જાહેર છે. ઈસ્તિંજા કરવાને **يتمسح** (યતમસ્સહ)થી તાબીર કરવામાં ઉમૂમનો ફાયદો થયો કે ચાહે પાણી વડે ઈસ્તિંજો કરે કે પછી ઢેલા વગેરે વડે, પણ જમણા હાથે ન કરે બલ્કે ડાબા હાથે કરે. મના છતાં જો જમણા હાથે ઈસ્તિંજા કરશે તો તહારત (પાકી) થઈ જશે. ઈમામ અને અન્ય અહલે ઝાહિરનો મઝહબ એ છે કે જો જમણા હાથે ઈસ્તિંજા કરશે તો તહારત થશે જ નહીં. આ મતભેદ એ સમયે છે જ્યારે કે પાણી અથવા ઢેલુ વાપરે, અને જો કેવળ હાથથી લુ છે તો એકમતિએ તહારત થશે નહીં અને ન એ જાઈઝ છે, ચાહે જમણો હોય ચાહે ડાબો, એટલા માટે કે હાથથી લુછવામાં નાપાકી દૂર થશે જ નહીં.

### સમજૂતી : ૧૧૩

**સમજૂતી :** **استنفض بها**(ઈસ્તન્ફિદુબિહા) એનો માદ્દો **نفض** (નફદ્) છે જેનો અર્થ ખંખેરવું છે, ખંખેરવાથી ચીજ સાફ થઈ જાય છે. આ રીતે **استنفض** (ઈસ્તન્ફિદ્)નો અર્થ થયો, જેનાથી સફાઈ મેળવું, એનો મતલબ ઈસ્તિંજા થયો.

**૧.** પથ્થરને ખાસ કરવું કેવળ એટલા માટે છે કે ત્યાં પથ્થરો સિવાય કાંઈ મળી શક્તુ ન હતું, નહીં તો પથ્થરની જેમ (માટીનાં) ઢેફાં, કાંકરા વગેરેથી પણ ઈસ્તિંજો વિના કરાહતે જાઈઝ છે. એના પર બે કારણો છે : એક એ કે પથ્થરથી જે કામ લેવું છે તે સફાઈનું છે તો જે ચીજથી સફાઈ પ્રાપ્ત થઈ જાય, તેનાથી ઈસ્તિંજા થઈ શક્તો હોય. બીજુ એ કે હુઝૂરે મના કરીને ખાસ કરી આપ્યું કે હાડકુ તથા ગોબર ન લાવશો. તો જણાયું કે હાડકુ તથા ગોબર (છાણ સૂકુ) એ પ્રકારની ચીજો સિવાય અન્ય ચીજોથી ઈસ્તિંજા વિના કરાહત જાઈઝ છે.

અમુક ઝાહિરિય્યા તથા અમુક હંબલી હઝરાતે આ હદીષથી પુરવાર કર્યું કે પથ્થર સિવાય અન્ય કોઈ ચીજથી ઈસ્તિંજો નથી થઈ શક્તો. તેમની દલીલ એ છે કે હુઝૂરે પથ્થરને ખાસ કરી આપેલ છે, પણ એમની આ દલીલ યોગ્ય નથી, એટલા માટે કે આ ખાસ કરવું સ્થાનિક મજબૂરી અથવા આસાનીના કારણે સંજોગોવસાત હતું, કે ત્યાં સરળતાથી પથ્થર કેવળ મળી શક્તા હતા અથવા પથ્થરો સિવાય ઢેલુ બિલ્કુલ મળી શક્તુ ન હતું. અને એ એકદમ જાહેર સંજોગોવસાત ખાસ કરવું પોતાના સિવાયનાનો નકાર નથી કરતું.

**૨.** હાડકું, ગોબર, લીંડીઓ વડે ઈસ્તિંજા મના હોવાની હદીષોમાં એ ઈલ્લત (કારણ) વર્ણન થયેલ છે કે એ જિન્નોનો ખોરાક છે. બુખારી બઅષ પેજ–૫૪૪માં આ જ હદીષ આ પ્રમાણે છે કે બંનેવ જિન્નોનો ખોરાક છે. મારી પાસે નસીબૈનના જિન્નોનું પ્રતિનિધિમંડળ આવ્યું અને એઓ સારા જિન હતા. તેમણે મારી પાસે સફરનો ખોરાક માંગ્યો, મેં તેમના માટે અલ્લાહ તઆલાથી દુઆ કરી આપી. હવે તેઓ કોઈ પણ હાડકા કે ગોબર પાસે પહોંચશે તો તેના પર ખાવા પામશે.

અને અબૂ દાઊદમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہથી રિવાયત છે કે, જિન્નતોનું પ્રતિનિધિમંડળ હુઝૂરની ખિદમતમાં હાજર થયું અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! તમારી ઉમ્મતને હાડકુ તથા ગોબર તથા કોલસાથી ઈસ્તિંજા કરવાની મના કરી આપો, એટલા માટે કે અલ્લાહ તઆલાએ એમાં અમારી રોજી રાખી છે. તો હુઝૂરે મના ફર્માવી આપ્યું.

મુસ્લિમ[૧]માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ تعالیٰ عنہથી રિવાયત પામેલ છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું, કે મારી પાસે જિન્નોનો નિમંત્રક આવ્યો. હું તેની સાથે ગયો. મેં તેમના સમક્ષ કુર્આન પઢયું. ઈબ્ને મસ્ઊદે કહ્યું કે, હુઝૂર ત્યાર બાદ મને પોતાની સાથે લઈ ગયા, મને તેમના કદમ તથા આગની નિશાનીઓ બતાવી. તેમણે આં હુઝૂરથી સફરનો ખોરાક માંગ્યો તો ફર્માવ્યું, દરેક તે હાડકુ જે અલ્લાહના નામથી ઝબહ કરવામાં આવેલું હોય જ્યારે તમારા હાથમાં આવશે તો તેના પર અગાઉવાળો પૂરો ગોશ્ત હશે અને દરેક લીંડી તમારા ચોપગાંઓનો ચારો છે. ત્યારબાદ રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું, કે આ બંનેવથી ઈસ્તિંજા ન કરો, એટલા માટે એ તમારા ભાઈ જિન્નોનો ખોરાક છે. મુહમ્મદ ઈબ્ને મુષન્નાના તરીકાથી પણ આ જ પ્રમાણે છે. પણ અલી ઈબ્ને હજર સઅદીના તરીકાથી આ પ્રમાણે છે કે آثار نیرانهم સુધી હઝરત ઈબ્ને મસ્ઊદનો કૌલ છે અને ત્યારબાદ ઈમામ શઅબીનો છે. અલ્લામા નવવીએ દારકુત્ની વગેરેના હવાલાથી કહ્યું કે وسئلوه عن الزادથી છેવટ સુધી શઅબીનો કૌલ છે. પછી ફર્માવ્યું, પણ એ વાત સાંભળ્યા વિના નથી જાણી શકાતી અને مالایدرك الابالسماعમરફૂઅના હુકમમાં હોય છે એટલા માટે એ પણ હદીષ જ છે. آثار نیرانهمસુધી ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہનો કૌલ છે કે બાકીનું કોઈ અન્ય સહાબીથી રિવાયત થયેલ છે. જો કે એ પણ હુઝૂરનો જ ઈર્શાદ છે. હાકિમે દલાઈલુન્નબુવ્વતમાં તેનો અંતિમ હિસ્સો આ પ્રમાણે રિવાયત કર્યો :–

''હુઝૂરે ફર્માવ્યું, મેં તેઓને હાડકુ તથા ગોબર આપ્યું તો ઈબ્ને મસ્ઊદે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلی اللہ علیہ وسلمએ તમને શુ કામ આપશે ? ફર્માવ્યું, દરેક હાડકા પર એ લોકો અગાઉવાળો ગોશ્ત પામશે અને દરેક ગોબર પર તેઓ દાણો પામશે જે ખાવાના દિવસે હતો, એટલા માટે કોઈ હાડકા તથા ગોબર વડે ઈસ્તિંજા ન કરો.''

આ સર્વ રિવાયતોથી માલૂમ થાય છે કે હાડકુ તથા ગોબર વડે ઈસ્તિંજા કવરાની મનાઈ એટલા માટે છે કે એ જિન્નો તથા તેમનાં ચોપગાં જાનવરોનો ખોરાક છે.

**વર્ગીકરણ** : બુખારીની રિવાયતથી માલૂમ પડે છે કે જિન્નોની દરખાસ્ત પર હુઝૂરે દુઆ ફર્માવી તો હાડકાં વગેરે એમનો ખોરાક બન્યો. અને મુસ્લિમની રિવાયતથી માલૂમ પડે છે કે હુઝૂરે તેમને એ ચીજો ભાથા માટે આપી. આ બંનેમાં કોઈ નકારાત્મક્તા નથી. મુસ્લિમની રિવાયતમાં ટૂંકાણ છે, હુઝૂરે દુઆ ફર્માવી, દુઆ ફર્માવ્યા બાદ તેમને ઈર્શાદ ફર્માવ્યો કે તમારા માટે રસ્તાનુ ભાથુ આ છે. અલ્બત્ત અબૂ દાઊદની રિવાયત

સહીહૈનની રિવાયતથી ઉલ્ટી છે કે એમાં એ સ્પષ્ટતા છે કે જિન્નોએ અર્ઝ કરી કે આ ચીજો અમારી રોજી છે, જેથી હુઝૂર પોતાની ઉમ્મતને એનાથી ઈસ્તિંજા કરવાની મનાઈ કરી આપે. એનો ખુલાસો એ છે કે આરંભમાં એ જ થયું કે જિન્નોએ ઝાદે રાહ (માર્ગના ભાથા)ની દરખાસ્ત કરી તો આં હુઝૂર ﷺએ દુઆ ફર્માવી અને હાડકુ વગેરે તેમને ભાથુ આપ્યું જેમ કે સહીહૈનમાં છે પરંતુ કેમ કે આ પ્રસંગ ઈસ્લામની શરૂઆતનો છે, બાદમાં જ્યારે ઈસ્લામનો પ્રચાર થયો અને લોકો પુષ્કળ મુસલમાન થયા પણ સૌને આ વાતની ખબર ન હતી, લોકો હાડકા વડે ઈસ્તિંજા કર્યા કરતા હતા, તો બાદમાં જિન્નોએ આવીને શિકાયત કરી કે આ અમારી રોજી છે, એનાથી ઈસ્તિંજા કરવાથી તમે મના ફર્માવી આપો. જેમ કે અબૂ દાઊદમાં છે.

જિન્નાતનો ખોરાક હાડકાં અને ગોબર બંનેવ છે અથવા હાડકાં જિનોનો ખોરાક છે અને ગોબર તેમનાં ચોપગાંઓનો. મુસ્લિમ શરીફની રિવાયતથી માલૂમ થાય છે કે હાડકાં જિન્નાતનો ખોરાક છે અને ગોબર વગેરે તેમનાં ચોપગાંઓનો ખોરાક છે. મારું ગાલિબ ગુમાન એ છે કે હાડકાં તો જિન્નાતનો ખોરાક અને ગોબરમાં વિગત છે કે જો એ કોઈ એવી લીંડીઓ અથવા ગોબર છે જેને માણસ ખાય છે તો જિન્નાતનો પણ ખોરાક થઈ શકે છે, તેઓ એના પર એ દાણા પામશે જેને ખાવાથી એ લીંડી બની હતી અને તેમના ચોપગાંઓનો મુત્લક઼ન ખોરાક છે કોઈ પણ ચીજનો હોય.

હવે એના પર વાંધો થાય છે કે ગોબર વગેરે નાપાક છે અને નાપાક ચીજને ખાવું હરામ છે અને નાપાક ચીજને ખાવું ઈન્સાનની જેમ જિન્નાત માટે પણ હરામ છે, નહીં તો ઈસ્તિંજો કરવાથી મનાઈનું કોઈ કારણ ન હોત. એનો જવાબ છે કે જ્યારે એ ગોબર એમના હાથમાં જાય છે તો ગોબર નથી રહેતું બલ્કે બદલાઈને દાણા થઈ જાય છે તો હવે નાપાક પણ ન રહ્યું.

પછી નાપાક પણ પાક થઈ જાય છે, જેવી રીતે કે એ જ ગોબર જ્યારે માટીમાં મળીને માટી બની જાય છે તો પાક થઈ જાય છે. એનાથી દેવબંદીઓના શૈખુલ હિંદ સાહેબની એ સ્પષ્ટતા બાતિલ (ખોટી) થઈ કે એની શક્યતા છે કે આ ખાસ વાતમાં માનવ તથા જિન્નાતમાં ફરક હોય, જેવી રીતે રેશમી લિબાસમાં મર્દ ઔરતમાં ફરક છે.

ગોબરથી મનાઈનું બીજુ કારણ તેનું નાપાક હોવું છે જેવું કે ખૂદ બુખારી શરીફ એનાથી પછીની હદીષમાં ખુલાસો છે કે એ નજાસત (નાપાકી) છે. એ સૌનો ખુલાસો એ નીકળ્યો કે એવી ચીજોથી જે ખોરાક હોય ઈસ્તિંજા મના છે, ચાહે માનવ હોય ચાહે જિન્નો કે પ્રાણીઓનો હોય. તેના હુકમમાં દરેક તે ચીજ છે જે શરીઅતની રૂહે મોહતરમ હોય અથવા તેની કાંઈ કિંમત હોય, જેમ કે કાગળ એ જ પ્રમાણે કોઈ પણ નાપાક ચીજથી ઈસ્તિંજા કરવાની મનાઈ છે. દા.ત. લીંડી વગેરે. આ મનાઈ કરાહતની હદ સુધી છે, જો કોઈએ એ મના ચીજો વડે ઈસ્તિંજા કરી લીધો અને નાપાકી દૂર થઈ ગઈ તો તહારત (પાક) હાંસલ થઈ ગઈ, ભલે એ કાર્ય મકરૂહ છે. એટલા માટે કે નજાસતનું ઉગમસ્થાન અસલમાં પાક હતું, નજાસત નીકળ્યા બાદ નજાસતથી ખરડાવાથી નાપાક થયું હતું, જ્યારે એ નજાસત કોઈપણ ચીજ વડે દૂર થઈ ગઈ તો પાક થઈ જશે, જેથી પાક થઈ જવામાં કોઈ શંકા નથી.

*[**નોંધ** : વર્તમાનકાળમાં પશ્ચિમના દેશોમાં ટીસ્યુ પેપર નાપાકી દૂર કરવા સ્પેશ્યલ રાખવામાં આવે છે તો એનો શો હુકમ રહેશે ? એના અનુસંધાનમાં સદર મુફતી જામિઆ અશરફિયા–મુબારકપુર હઝરત અલ્લામા મુફતી મુહમ્મદ નિઝામુદ્દીન મિસ્બાહી સાહબે જણાવ્યું કે, "ટીસ્યુ પેપરનો ઉપયોગ જાઈઝ છે કેમ કે એ ચીજ એ કામ માટે જ બનાવવામાં આવી છે." રજૂકર્તા–અનુવાદક]*

(۱۱۴) حدیث۔ النھی عن الاستنجاء بالروث

[હદીષ : ૧૧૪] "ગોબર વડે ઈસ્તિંજાની મનાઈ"

اَنَّہٗ سَمِعَ عَبْدَ اللّٰہِ یَقُوْلُ، اَتَی النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ الْغَائِطَ

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہ કહે છે કે નબી ﷺ કઝાએ હાજતના માટે જંગલ તશરીફ લઈ ગયા*

فَاَمَرَنِیْ اَنْ اٰتِیَہٗ بِثَلٰثَۃِ اَحْجَارٍ فَوَجَدْتُ حَجَرَیْنِ وَالْتَمَسْتُ

*તો મને હુકમ આપ્યો કે હું ત્રણ પથ્થર લાવું[૧]. મને બે પથ્થર તો મળ્યા.*

**સમજૂતી : ૧૧૪**

رکسٌ، رجسٌ (રકસુન્–રજસુન્)બંનેવ નજાસતના અર્થમાં છે એક શબ્દકોશમાં جیم (જીમ)ને બદલે کاف (કાફ) પણ છે અને એ જ જાહેર છે. એટલા માટે કે ઈબ્ને માજહ અને ઈબ્ને ખુઝૈમામાં رکسٌ (રકસુન)ને બદલે رجس (રજસૂન્) છે. એક કથન એ છે કે رکسٌ (રિકસુન)નો અર્થ રદ્દ લૂટવા લૂટવવાનો છે. કુર્આન મજીદમાં છે : اُرْکِسُوْا فِیْہَا "એને એમાં પરત કરો." કેમ કે ગોબર અસલમાં ખોરાક હોય છે પછી નાપાકીની તરફ ફરે છે એટલે એને رکسٌ (રકસુન) કહે છે. અલ્લામા ઈબ્ને હજરે એના પર એ ફર્માવ્યું કે પછી તેને رکسٌ (રકસુન) "રા"ના ઝબરને બદલે ઝેરથી હોવું જોઈએ એટલા માટે એ અર્થમાં راء (રા)ના ઝેરની સાથે જ થાય છે. ઈમામ નિસાઈ[૧] એ ફર્માવ્યું કે رکسٌ (રકસ)નો અર્થ જિન્નાતનો ખોરાક છે. *(નિસાઈ, પેજ–૧૭)* અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે જો એ શબ્દકોશથી સાબિત હોય તો પછી કોઈ શંકા જ નથી. કામૂસમાં છે કે رکسٌ (રકસ)નો અર્થ કોઈ ચીજને પલ્ટાવવું છે અને راء (રા)ના પેશની સાથે નજિસના અર્થમાં છે.

આ હદીષની સનદમાં ઈમામ બુખારીએ ફર્માવ્યું કે અબૂ ઈસ્હાકે કહ્યું, આ હદીષ અબૂ ઓબૈદાએ મારાથી વર્ણન નથી કરી બલ્કે અબ્દુર્રહમાન ઈબ્ને અસ્વદે કરી છે, એઓ પોતાના પિતા અસ્વદ ઈબ્ને યઝીદ નખઈથી રિવાયત કરે છે કે તેમણે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہماથી સાંભળ્યું. આ વિગતની જરૂરત એટલા માટે ઉભી થઈ કે અબૂ ઓબૈદા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદના સાહબઝાદા છે અને તેમનું પોતાના બાપથી સાંભળવું સાબિત છે.

એના પર શાઝકોલીએ એ વાંધો ઉઠાવ્યો કે એમાં તદલીસ અને એવી તદલીસ કે એનાથી અધિક હલકી તદલીસ સાંભળી નથી. એટલા માટે કે અબૂ ઈસ્હાકે એવું નથી કહ્યું કે મારાથી વર્ણન કર્યું બલ્કે કેવળ એવું કહ્યું કે વર્ણવ્યું. એના જવાબની તરફ ઈમામે નિર્દેશ કરવા માટે અંતમાં આ તઅલીક વર્ણન કરી છે કે ઈબ્રાહીમ ઈબ્ને યૂસુફે પોતાના બાપથી રિવાયત કરતાં કહ્યું કે એમના બાપ અબૂ ઈસ્હાકથી રિવાયત કરે છે કે મને અબ્દુર્રહમાને હદીષ બયાન કરી. એમાં અબૂ ઈસ્હાકે એવું સ્પષ્ટપણે કહ્યું કે મારાથી અબ્દુર્રહમાન ઈબ્ને અસ્વદે હદીષ બયાન કરી.

**૧. ઈસ્તિંજામાં ત્રણ ઢેફાંનો હુકમ :** અહનાફ (હનફીઓ)ની નજીક તહારત (પાકીના) માટે ત્રણ ઢેલાઅની શરત નથી, જો એકથી જ નાપાકી દૂર થઈ જાય તો પૂરતુ છે. અલ્બત્ત ત્રણને પૂરાં કરી લેવું મુસ્તહબ છે. શાફઈઓ કહે છે કે ત્રણની સંખ્યા પૂર્ણ કરવી વાજિબ છે, એનાથી ઓછાં હોય તો તહારત થશે નહીં. તેમની દલીલ હઝરત સલ્માન ફારસી رضی اللہ عنہની આ હદીષ છે કે રસૂલુલ્લાહ ﷺએ આપણને કઝાએ હાજતના સમયે કિબ્લા તરફ મોઢું કરવાથી અને જમણા હાથે ઈસ્તિંજો કરવાની અને ત્રણ પથ્થરોથી ઓછાથી ઈસ્તિંજો કરવાથી મના ફર્માવ્યું. *(મુસ્લિમ, ભાગ–૧, પેજ–૧૩૦)*

الثَّالِثَ فَلَمْ اَجِدْهُ فَاَخَذْتُ رَوْثَةً فَاَتَيْتُهُ بِهَا

*ત્રીજો શોધ્યો પણ ન મળ્યો. તો મેં ગોબરનો ટુકડો લઈ લીધો અને ખિદમતમાં હાજર કર્યો.*

فَاَخَذَ الْحَجَرَيْنِ وَاَلْقَى الرَّوْثَةَ وَقَالَ هٰذَا رِكْسٌ ؏

*હુઝૂરે બંને પથ્થર લઈ લીધા અને ગોબર ફેંકી દીધું અને ફર્માવ્યું, આ નજિસ (નાપાક) છે.*

*(તિર્મિઝી–તહારત, નિસાઈ–તહારત, ઈબ્ને માજહ–તહારત, મુસ્નદે ઈમામ અહમદ)*

અહનાફ (હનફીઓ) કહે છે કે કઝાએ હાજતથી પહેલાં જગા પાક હતી. કઝાએ હાજત પછી નજાસત લાગવાથી નાપાક થઈ. એ નાપાકી કોઈ ચીજ વડે દૂર કરી દેવામાં આવે તો જગા ફરી પાક થઈ જશે, ચાહે એકવાર ઉપયોગ કરવાથી કે વધુ વાર. તેમની દલીલ આ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہની હદીષ છે કે હુઝૂર ﷺએ બે વડે જ ઈસ્તિંજા કર્યો. જો ઢેલાનો ઉપયોગ વાજિબ હોત અને તેના ઓછાથી તહારત (પાકી) ન થાત તો હુઝૂરે અકદસ ﷺ ત્રીજુ ઢેલુ જરૂર માંગતા અને ઉપયોગ કરતા. આ દલીલ ઈમામ તહાવીની છે. એના પર અલ્લામા ઈબ્ને હજરે એ પીછો કર્યો કે આ હદીષને ઈમામ અહમદે આ વધારા સાથે વર્ણન કરી કે આં હુઝૂર ﷺએ તેમને ત્રીજુ ઢેલુ લાવવાનો હુકમ આપ્યો, તહાવી આ રિવાયતથી ગાફેલ રહ્યા. અલ્લામા ઈબ્ને હજરે ઈમામ તહાવી પર ટીકા કરી દીધી, પરંતુ ઈમામ તિર્મિઝીને શું કહીશું કે જેઓ શાફઈ છે છતાં તેમણે પણ ઈમામ અહમદવાળી રિવાયત કરી અને આ વધારાથી ગાફેલ રહ્યા. તેમણે હદીષનું જે પ્રકરણ રચ્યું તે 'અલ્ ઈસ્તિંજા બિલ હજરૈન' (બે પથ્થરો વડે ઈસ્તિંજા) છે.

મારી ગુઝારિશ એ છે કે ઈમામ અહમદની રિવાયત જો અહકામ (હુકમો)ના બારામાં વિરોધ કરવા પાત્ર હોય તો પણ એનાથી જો સાબિત થાય છે તો કેવળ એ કે ત્રીજા પથ્થરને લાવવાનો હુકમ આપ્યો, પણ કોઈ રિવાયતમાં એ નથી કે તે ત્રીજો પથ્થર લાવ્યા પણ ખરા, અને હુઝૂરે તેનો ઉપયોગ પણ કર્યો. અને વિચારણા કરવાથી જાહેર થાય છે કે જગ્યા એવી હતી જ્યાં પથ્થર મળવો મુશ્કેલ હતો, નહીં તો તે પ્રથમવાર જ લાવ્યા હોત, ગોબર કેમ લાવ્યા ? જેથી ખાત્રીવાળુ ગુમાન એ જ છે કે તે ત્રીજો પથ્થર લાવ્યા જ નથી.

**પ્રથમ ખુલાસો** : હદીષોમાં ત્રણની સંખ્યાનો ઉલ્લેખ એ કારણે છે ગાલિબ (અગ્રતાવાળુ) એ જ છે કે ત્રણથી નજાસત (નાપાકી) દૂર થઈ જાય છે એનું સમર્થન આ હદીષથી થાય છે જેને ઈમામ અહમદ, અબૂ દાઊદ અને નિસાઈએ ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત કરી કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, કે જ્યારે તમે હાજત પૂરી કરવા માટે જાવ તો તમારી સાથે ત્રણ પથ્થર લઈ જાવ તેનાથી ઈસ્તિંજો કરો એ તમારા માટે પૂરતુ થશે. હદીષનો આ હિસ્સો **فانها تجزی عه** એ તમારા માટે પૂરતો થશે. એના માટે દલીલ પૂરી પાડે છે કે ત્રણની શરત એટલા માટે છે કે સામાન્યતઃ ત્રણથી તહારત (પાકી) થઈ જાય છે, એનાથી ઓછાથી સામાન્યતઃ નજાસત દૂર નથી થતી. એટલા માટે જે હદીષોમાં ત્રણ ઢેફાંઓથી ઓછા પર પૂર્ણ કરવાથી મનાઈ છે તે મોટા ભાગે અહવાલના લેહાઝથી છે. હવે આ સર્વ હદીષોનો સાર એ નીકળ્યો કે સામાન્યતઃ ત્રણ ઢેફાંઓથી ઓછામાં નાપાકી દૂર નથી થતી અને ત્રણથી દૂર થઈ જાય છે. એટલા માટે ત્રણ ઢેફાંઓના માટે જણાવ્યું.

**બીજા ખુલાસો** : તે ઉપરાંત અબૂ દાઊદમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું : **من استجمر فليوتر من فعل فقد احسن ومن لا فلا حرج** "ઈસ્તિંજામાં જે ઢેફુ વાપરે તે એકી સંખ્યામાં વાપરે, જેણે એવું કર્યું તેણે સારું કર્યું, જેણે નહીં તો કાંઈ વાંધો નથી." *(ભાગ–૧, પેજ–૨૯)*

વત્ર–એક પણ ગણાય, પરંતુ અહીં એક મુરાદ નથી થઈ શક્તુ, એટલા માટે કે એક મુરાદ લેવામાં હદીષનો મતલબ એ થશે કે જેણે એક ઢેફુ વાપર્યું તેણે સારું કર્યું, જેણે ન કર્યું તો કોઈ વાંધો નથી. તો લાઝિમ આવ્યું કે જો એક ઢેફુ પણ ન વાપરે તો કોઈ વાંધો નથી. આ તદ્દન ઈસ્તિંજાનો ઈન્કાર થયો. એક વત્ર (એકી સંખ્યા)નો પ્રથમ દરજો ત્રણ છે અને વધુમાં વધુ ત્રણમાં પણ ગણાય છે તો સાર એ થયો કે જો એક અથવા બે ઢેફાંથી નજાસત થશે તો ત્રણની સંખ્યાપૂર્ણ કરી લેવી જરૂરી છે. જો ત્રણની સંખ્યા ન પણ પૂર્ણ કરી તો કોઈ વાંધો નથી. આ જ મુસ્તહબ થવાનો લાભ છે. જેમ કે જો ત્રણથી નજાસત ન દૂર થઈ તો ચોથુ ઢેલુ વાપરવું જરૂરી થયું. ચારથી નજાસત દૂર થઈ ગઈ તો પાંચમાનો ઉપયોગ બેહતર છે. અને જો કોઈ પાંચમુ ન વાપરે તો કોઈ વાંધો નથી. અલા હાઝલ્ ક્રિયાસ. (એટલે એ જ પ્રમાણે આગળ વિચારી લે.)

ખુલાસો એ કે ત્રણ અથવા પાંચ વગેરે ઢેલાંઓમાં તહારત (પાકી) હાંસલ થવામાં જે તફસીલ છે તે ત્રણથી ઓછામાં પણ લાગુ થશે. તો જેવી રીતે ઉપરના દરજાઓમાં વિત્ર (એકી સંખ્યા) પૂર્ણ કરવી મુસ્તહબ છે એવી રીટે ત્રણથી ઓછામાં નજાસત દૂર થઈ ગઈ તો ત્રણની સંખ્યા પૂર્ણ કરી લેવી બેહતર છે. આ સૌનો સાર એ થયો કે ઈસ્તિંજાનો હેતુ નાપાકી દૂર કરવાનો છે એટલા માટે આ રિવાયતોમાં ત્રણની સંખ્યાને વર્ણન કરી. શરીઅતમાં એકી સંખ્યા પણ મહબૂબ છે, ત્રણથી પણ હાંસલ થઈ જાય છે, કેમ કે ત્રણ મોટા ભાગના અહવાલ (સંજોગો)ના લેહાઝથી નજાસતનું નિવારણ પણ થઈ જાય છે. એટલા માટે મોટા ભાગની રિવાયતોમાં ત્રણનો ઉલ્લેખ કરવામાં આવ્યો. એવું નહીં કે ત્રણની સંખ્યા વાજિબ છે.

એટલા માટે વર્ણન કરી, બલ્કે એટલા માટે કે એ નજાસત દૂર કરનાર પણ છે અને એકી સંખ્યા પણ છે.

હદીષોનો અભ્યાસ કરનાર જાણે છે કે કેવળ આ જ એક મોકો નથી. ઘણા અન્ય મોકાઓ પર પણ ત્રણની સંખ્યા વર્ણવેલી છે, પણ સંજોગોવસાત ત્યાં ત્રણવાર એ અમલ ફર્ઝ તથા વાજિબ નથી. દા.ત. હજ્જતુલ વિદાઅના મોકા પર એક સાહબ હાજર થયા ખલૂક. (જાફરાની ખુશ્બુ)માં લથપથ જભ્ભો પહેરીને પૂછયું કે હું શું કરું ? હુઝૂર ﷺએ મૌન અપનાવ્યું. પછી વહીનો નુઝૂલ થવા લાગ્યો. વહીના નુઝૂલ પછી ફર્માવ્યું, જ્યાં જ્યાં આ ખુશ્બુ તમારા શરીર પર લાગી હોય તેને ત્રણવાર ધોઈ લો અને જભ્ભો ઉતારી નાખો. *(બુખારી, ભાગ–૧, પેજ–૨૦૮, મુસ્લિમ, ભાગ–૧, પેજ–૩૭૪)*

એના હેઠળ અલ્લામા નવવીએ લખ્યું :–

**انما امر بالثلث مبالغة فی ازالة لونه وريحه والوا جب الازلة فان حصلت بمرة لخفته لم تجب الزيادة**

"ત્રણવાર ધોવાનો હુકમ ખુશ્બુના રંગ અને બૂ (ગંધ)ને સંપૂર્ણતઃ દૂર કરવાના માટે છે, અને દૂર કરવું વાજિબ છે. જો એકવારમાં હાંસલ થઈ જાય તો એનાથી વધારે ધોવું વાજિબ નથી.

એ જ પ્રમાણે અહીં પણ ખૂબ જ સારી રીતે તહારત (પાકી) હાંસલ કરવાના માટે ત્રણ ઢેલાઓનો હુકમ ઈર્શાદ થયો. જો ત્રણથી ઓછામાં નજાસત દૂર થઈ જાય તો એનાથી વધુ કરવું વાજિબ નથી. અલ્બત્ત મુસ્તહબ છે.

**ત્રીજો ખુલાસો** : અમ્ર (હુકમ) કદી કદી એ અર્થના માટે પણ આવે છે કે જે કામ કરી રહ્યા હતા તે કરતા રહો. એટલે કાર્ય કરતા રહેવું જેમ કે ગઝવએ સૈફુલ બહરમાં જ્યારે ઝાદે રાહ (માર્ગનું ભાથુ) ખત્મ થઈ ગયું તો કૈસ ઈબ્ને સઅદ ઊંટ ખરીદીને ત્રણ દિવસ સુધી ત્રણ ત્રણ ઝબહ કરતા અને મુજાહિદોને ખવડાવતા. પણ એનાથી અંદેશો હતો કે ઊંટ ખત્મ થઈ જાય અથવા ઓછાં થઈ જાય જેનાથી ભાર ઊંચકવામાં સખ્ત તકલીફ થતી. એટલા માટે સર સેનાપતિ સૈયેદેના અબૂ ઓબૈદા બિન જર્રાહ અમીને ઉમ્મતે એનાથી રોકી દીધા. ત્યાં સુધી નોબત પહોંચી કે સહાબાએ કિરામે ઝાડનાં પાંદડાં ખાઈ ખાઈને દિવસો કાપ્યા. પછી અલ્લાહ ﷻએ કરમ ફર્માવ્યો અને સમુદ્રએ એક ઘણી જ મોટી અંબર નામની પાછલી કિનારે ફેંકી દીધી. જેથી એ મુજાહિદોએ પંદર અથવા અઢાર દિવસ સુધી ખાધી. હઝરત કૈસ મદીના પાક પાછા આવીને પોતાના વાલિદ હઝરત સઅદ

## (۱۱۵) حدیث۔الوضوء مرۃ مرۃ

## [હદીષ : ૧૧૫] "વુઝૂમાં એક એકવાર ધોવું"

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا قَالَ تَوَضَّأَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ مَرَّۃً مَّرَّۃً

ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ કહ્યું કે નબી ﷺ એ એક એક વાર વુઝૂ કર્યું[૧].

*(બુખારી, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહએ કિતાબુત્તહારતમાં વર્ણવી છે.)*

બિન ઓબાદાથી વર્ણન કર્યું કે લોકો આ લશ્કરમાં ભૂખ્યા થઈ ગયા, તો તેમણે ફર્માવ્યું :–

**انحر قال نحرت قال ثم جاعوا قال نحر قال انحرت قال ثم جاعوا قال انحرقال نحرت قال ثم جاعوا قال انحر قال نُهِيت**

"તમારે જોઈતું હતું કે ઊંટ ઝબહ કરતા. તેમણે અર્ઝ કરી, મેં ઝબહ કર્યું પછી લોકો ભૂખ્યા થયા. તો તેમના વાલિદે કહ્યું, તમારે ઊંટ ઝબહ કરવું જોઈતુ હતું. તેમણે અર્ઝ કરી કે, મેં ઝબહ કર્યું, ફરી લોકો ભૂખ્યા થયા. તો તેમના વાલિદે ફર્માવ્યું, તમારે ઊંટ ઝબહ કરવું જોઈતુ હતું. અર્ઝ કરી, મેં ઝબહ કર્યું, ફરી લોકો ભૂખ્યા થયા. ફર્માવ્યું, તમારે ઊંટ ઝબહ કરવું જોઈતુ હતું. અર્ઝ કરી, મને મના કરી દેવામાં આવ્યું." *(બુખારી, ભાગ–૨, પેજ–૬૨૬)*

જાહેર છે કે એનો સમય નીકળી ચૂક્યો હતો અને انحرનો અર્થ એ નથી થઈ શક્તો કે ઝબહ કરો. બલ્કે અહીં નિશ્ચિત છે કે અર્થ એ જ છે જે અમે લખ્યો એટલે તમારે ઝબહ કરતા રહેવું જોઈતુ હતું. *(બુખારી, ભાગ–૨, પેજ–૭૫૧)*

આ જ પ્રમાણે એક અન્ય પ્રસંગ હઝરત ઉસૈદ બિન હુઝૈરનો છે. એઓ રાતમાં સૂરએ બકરહની તિલાવત કરી રહ્યા હતા. તેમના સાહબઝાદા યહ્યા પાસે જ સૂઈ રહ્યા હતા. ત્યાં જ ઘોડો બંધાયેલો હતો. ફરિશ્તાઓ વાદળમાં નૂરાની ચિરાગોના રૂપમાં તેમની તિલાવત સાંભળવાના માટે ઉતર્યા, જેનાથી ઘોડો ભડકયો. તેમણે કિ઼રાઅત બંધ કરી દીધી તો ઘોડો શાંત થઈ ગયો. ફરી પઢવા લાગ્યા તો ફરી ભડકયો. પછી એ ચુપ થઈ ગયા તો સીધો થઈ ગયો. ફરી પઢવાનું શરૂ કર્યું તો ફરી કૂદવા લાગ્યો. તેમણે તિલાવત બંધ કરીને પોતાના બાળકને ત્યાંથી દૂરી કરી દીધો. હવે આસ્માનની તરફ નજર ઉઠાવી તો જોયું કે વાદળના ટુકડામાં ચિરાગની જેમ રોશનીઓ છે. સવારે હુઝૂર ﷺની ખિદમતમાં હાજર થઈને સર્વ પ્રસંગ વર્ણવ્યો તો ફર્માવ્યું, **اقرأيا بن حضير۔ اقرأيابن حضير** "હે હુઝૈરના પુત્ર ! તમારે પઢતા રહેવું જોઈતુ હતું ! હે હુઝૈરના પુત્ર ! તમારે પઢતા રહેવું જોઈતું હતું.

દરેક શખ્સ પર રોશન છે કે અહીં اقرأનો અર્થ એ જ છે કે તમારે પઢતા રહેવું જોઈતુ હતું. કેમ કે એનો સમય પસાર થઈ ચૂક્યો હતો એટલા માટે કે આગળ એના પછી છે કે હઝરત ઉસૈદે અર્ઝ કરી, હું ડર્યો કે ક્યાંક ઘોડો યહ્યાને કચડી ન કાઢે. એના ઉપર પણ ઘણાં દૃષ્ટાંતો છે. એ જ પ્રમાણે અહીં આ હદીષમાં ائتنی بثالثةનો અર્થ એ છે કે તમારે ત્રીજો (ઢેલો) લાવવો જોઈતો હતો. એના પર ધારણા એ છે કે ત્યાં પથ્થરોની ખૂબ કમી હતી. હઝરત અબ્દુલ્લાહને શોધવા છતાં બે જ પથ્થર મળ્યા. લગભગ મોડુ થઈ જવાના ડરથી એઓ બે પથ્થર તથા ગોબરનો ટુકડો લાવ્યા. ગોબર ફેંકી દીધું અને ફર્માવ્યું, નાપાકી છે, એના બદલે ત્રીજો પથ્થર લાવવો જોઈતો હતો. (ખુલાસો એ કે اقرأ અમ્ર (હુકમ) કાર્ય છે, પણ અહીં એનો મતલબ વાજિબ બતાવવું નથી, બલ્કે જે કાર્ય કરતા હતા તે કરતા રહેત)

### સમજૂતી : ૧૧૫

**૧.** એ ફર્ઝનો દરજ્જો છે કે કમસે કમ વુઝૂનાં અંગોને એક એક વાર ધોવામાં આવે, પણ ત્રણ ત્રણ વખત ધોવું સુન્નત છે. સમયમાં ગુંજાઈશ હોય અને પાણી પણ એટલું હોય કે ત્રણ ત્રણ વાર વુઝૂનાં અંગો ધોઈ શક્તા હોઉ તો ત્રણવારથી ઓછું કદી ન ધોવું જોઈએ, એ સુન્નતને ત્યજવું છે. અને સમય એટલો તંગ છે કે વુઝૂનાં અંગો ત્રણવાર ધોવામાં સમય પૂરો થઈ જવાનો ડર હોય તો ફર્ઝ છે કે એક એક વાર ધૂએ જેથી નમાઝ કઝા ન થયા.

## ۱۱۶ حدیث۔ الوضوء مرتین مرتین

### [હદીષ : ૧૧૬] "વુઝૂમાં બબ્બેવાર ધોવું"

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ زَيْدٍ أَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ تَوَضَّأَ مَرَّتَيْنِ مَرَّتَيْنِ

*અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદ رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી صلی اللہ علیہ وسلم એ બબ્બે વાર વુઝૂ ફર્માવ્યું.*

*(બુખારી, સિહાહ સિત્તામાંથી કોઈએ એને વર્ણવી નથી)*

## ۱۱۷ حدیث۔ الوضوء ثلثاً ثلثاً

### [હદીષ : ૧૧૭]

أَنَّ حُمْرَانَ مَوْلٰى عُثْمَانَ أَخْبَرَهُ أَنَّهُ رَاٰى عُثْمَانَ بْنَ عَفَّانَ دَعَا بِإِنَاءٍ فَأَفْرَغَ

*હઝરત ઉષ્માન[1]ના આઝાદ કરેલા ગુલામ હુમ્રાને[2] વર્ણન કર્યું કે ઉષ્માન ઈબ્ને અફ્ફાનને તેમણે જોયા કે તેમણે*

### સમજૂતી : ૧૧૬

આ બંને હદીષોમાં એક એક વાર, બબ્બે વારથી વુઝૂનાં અંગોનું કેવળ એક એકવાર બબ્બે વાર ધોવું મુરાદ છે, એમાં પણ એ જ તફસીલ છે જે હદીષ–૧૧૫માં વર્ણવવામાં આવી. અને તેનો એ જ ફાયદો છે. તેમજ આ રદ છે એ લોકોની જેઓ એવું કહે છે કે વુઝૂમાં અંગોને ત્રણ ત્રણ વાર ધોવાં ફર્ઝ છે, ત્રણવારથી ઓછીવાર ધોવાથી વુઝૂ થશે નહીં. એના બારામાં પાંચ જાતની રિવાયતો છે. દરેક અંગને એક વાર ધોયું, દરેક અંગને બબ્બે વાર ધોયું, દરેક અંગને ત્રણ ત્રણ વાર ધોયું, અમુક અંગને એકવાર ધોયું અને અમુકને ત્રણ ત્રણ વાર, અથવા અમુક અંગોને બબ્બે વાર ધોયાં અને અમુકને ત્રણ ત્રણવાર.

### સમજૂતી : ૧૧૭

**૧.** અમીરુલ મો'મિનીન હઝરત ઉષ્માન ઈબ્ને અફ્ફાન ઈબ્ને અબી આસ ઈબ્ને ઉમૈયા ઈબ્ને અબ્દુશ્શમ્સ ઈબ્ને અબ્દે મુનાફ رضی اللہ عنہ ત્રીજા ખલીફા અને 'અશ્રાએ મુબશ્શિરા'માંથી છે. હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمનાં ફોઈ ઉમ્મે હકીમ અલ્બયઝા બિન્તે અબ્દુલ મુત્તલિબનાં સાહબઝાદી અરવાનાં સાહબઝાદા છે. હઝરત બયઝાની વિશિષ્ટતા એ છે કે એ હઝરત અબ્દુલ્લાહની સાથે જોડીયા પેદા થયા હતા. *(તારીખે ખુલફા, પેજ–૧૦૬)*

હુઝૂરે અકદસ صلی اللہ علیہ وسلمથી છ વરસ નાના છે. આપ સાબિકીને અવ્વલીનમાંથી છે. હઝરત સિદીકે અકબર رضی اللہ عنہના હાથ પર ઈસ્લામ લાવ્યા, ઈસ્લામ કબૂલ કરવામાં તેમનો ચોથો કે પાંચમો નંબર છે. ઈસ્લામ લાવવાના જુર્મમાં તેમના કાકા બિન આસ તેમને ચટાઈમાં લપેટીને ધૂણી આપતો હતો જેનાથી દમ ઘૂંટાઈ જતો હતો પણ તેમની અડગતાને કોઈ આંચ ન આવી. હબ્શાની તરફ પ્રથમ હિજરત કરી હતી. તેમના ફઝાઈલ તથા ખૂબીઓ મશ્હૂર તથા પ્રખ્યાત છે. હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمને એટલા પ્યારા હતા કે એક પછી એક પોતાની બે સાહબઝાદીઓ હઝરત રુકૈયા رضی اللہ عنہا પછી હઝરત ઉમ્મે કુલ્ષૂમ رضی اللہ عنہا તેમના નિકાહમાં આપી, એટલા માટે ઝુન્નુરૈન તેમનો લકબ છે. હઝરત ઉમ્મે કુલ્ષૂમ رضی اللہ عنہاના વિસાલ બાદ હુઝૂર صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું કે જો હજી કોઈ પુત્રી હોત તો તેને પણ તમારા નિકાહમાં આપી દેત. ગઝવએ બદરના પ્રસંગે હઝરત રુકૈયાની હાલત ઘણી જ નાઝુક હતી. હુઝૂરે તેમને હઝરત રુકૈયા رضی اللہ عنہاની દેખભાળના માટે મદીના પાકમાં જ રોકી દીધા, પણ બદરમાં શરીક થનારાઓમાં ગણ્યા અને માલે ગનીમતમાંથી પણ હિસ્સો આપ્યો. એ જ પ્રમાણે બયઅતે રિદ્વાનમાં

عَلٰى كَفَّيْهِ ثَلٰثَ مِرَارٍ فَغَسَلَهُمَا ثُمَّ اَدْخَلَ يَمِيْنَهٗ فِى الْاِنَاءِ فَمَضْمَضَ وَاسْتَنْثَرَ ثُمَّ غَسَلَ وَجْهَهٗ ثَلٰثًا

*(પાણીનું)[3] પાત્ર માંગ્યું. પ્રથમ તેમણે તેમના બંને હાથો પર[4] ત્રણ વાર પાણી રેડયું અને તેને ધોયા પછી*

وَيَدَيْهِ اِلَى الْمِرْفَقَيْنِ ثَلٰثَ مِرَارٍ ثُمَّ مَسَحَ بِرَاْسِهٖ ثُمَّ غَسَلَ رِجْلَيْهِ ثَلٰثَ

*પોતાનો જમણો હાથ[5] પાત્રમાં નાખ્યો અને કુલ્લી કરી અને નાકમાં[6] પાણી નાખ્યું. પછી ત્રણ વાર મોઢું ધોયું*

مِرَارٍ اِلَى الْكَعْبَيْنِ ثُمَّ قَالَ، قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*અને કોણીઓ સુધી બંનેવ હાથ ત્રણવાર ધોયા. પછી માથાનો મસહ[7] કર્યો. ત્યારબાદ બંનેવ પગો ઘૂંટીઓ સુધી*

પણ આપ શરીક ન થઈ શક્યા એટલા માટે એ વખતે આપ મક્કા મોઅઝ્ઝમા કુરૈશની સુલેહની ચર્ચાના માટે ગયા હતા. આવવામાં મોડું થયું અને એ અફવા ફેલાઈ ગઈ કે હઝરત ઉષ્માનને શહીદ કરી દેવામાં આવ્યા છે. એના પર હુઝૂરે બયઅતે રિદ્વાન કરી લીધી હતી. હુઝૂરે પોતાના એક હાથને બીજા હાથ પર રાખ્યો અને ફર્માવ્યું, આ બયઅત ઉષ્માનની છે. હઝરત ઉમર ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની દફનક્રિયાના ત્રણ દિવસ બાદ તેમની નિયુક્ત કરેલી સલાહકાર સમિતિની પસંદગીથી હઝરત ઉષ્માન رضی اللہ عنہ ૧–મુહર્રમ હિ.સ. ૨૪ના રોજ ખિલાફતના સ્થાને બિરાજમાન થયા. આપના મુબારક કાળમાં આ શહેરો ફતહ થયાં :–

'રય' ઈરાનનું વર્તમાન પાટનગર તેહરાન, એ ફારૂકી યુગમાં ફતહ થયું હતું પણ ફરી ઈરાનીઓએ લઈ લીધું હતું. સાબૂર, કબરસ (કરૈટ), અર્જાન તથા દારે બહરદ, આફ્રિકા, તરાબુલ્સ, ઉસ્તુખુર, તૂસ, સરખસ, મરૂ, બયહિક વગેરે. આપના જ ખિલાફતકાળમાં પ્રથમ ઈસ્લામી દળ હઝરત મુઆવિયહ رضی اللہ عنہએ તૈયાર કર્યો, અને કબરસ પર હુમ્લો કર્યો જેમાં શરીક થનારાઓ માટે જન્નતની બશારત હુઝૂર ﷺએ આપી છે. *(બુખારી, કિતાબુલ જેહાદ વગેરે)*

આપના જ દૌરમાં ઈરાનનો છેલ્લો યઝૂજર (બાદશાહ) માર્યો ગયો. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہના ખિલાફતકાળમાં એટલા પ્રમાણમાં દૌલતની ભરમાર હતી કે એક લોંડી પોતાના વજન જેટલી કિંમત પર અને એક ઘોડો એક લાખ દિરહમમાં, અને એક ખજૂરનું ઝાડ એક હજાર દિરહમમાં વેચાતુ. *(અયની, ભાગ–૨, પેજ–૫)*

'તારીખુલ ખુલફા'માં છે કે હઝરત ઉષ્માન એક શખ્સને એક લાખ એવી એવી થેલી આપતા હતા જેમાં ચાર ચાર હજાર ઔકીયા રહેતા હતા. એક ઔકીયા ૪૦ દિરહમથી થાય છે, જેથી થેલીમાં એક લાખ સાઈઠ હજાર દિરહમ થયા.

ચાલીસ[1] દિવસના સખ્ત ઘેરાવ બાદ ૧૮ ઝીલ હજ્જના રોજ[2] જુમ્આના દિવસે અસ્રના સમયે પોતાના મકાનમાં શહીદ કરવામાં આવ્યા અને બીજા દિવસે શનિવારની રાત્રે જન્નતુલ બકીઅના પૂર્વ કિનારે હશ્શે કૌકબમાં દફન થયા. તેમને જે બદ્નસીબે શહીદ કર્યા હતા તેનું નામ અસ્વદ તજીબી[3] છે. શહાદતના સમયે ઉમર મુબારક ૮૨ વરસની હતી. હઝરત ઉષ્માનથી ૧૮૬ હદીષો રિવાયત પામેલી છે જેમાંથી ૧૧ ઈમામ બુખારી ચૂંટેલી કરી છે.

*(૧. બિદાયા નિહાયા, ભાગ–૭, પેજ–૧૯૦, ૨. અયની, ભાગ–૩, પેજ–૫, ૩. અમની ઈકમાલ)*

**૨.** હુમ્રાન ઈબ્ને અબાન ઈબ્ને ખાલિદ ઈબ્ને અમ્ર. રોમીઓની સાથે શામના અયનુલ તમરના મશ્હૂર જંગમાં હઝરત સૈફુલ્લાહ ખાલિદ બિન વલીદ رضی اللہ عنہએ તેમને ગિરફતાર કર્યા. આપ તે સમયે બાળક હતા પણ ખૂબ જ દિમાગ શક્તિવાળા હતા. હઝરત ખાલિદે હઝરત ઉષ્માનની પાસે મોકલી દીધા. હઝરત ઉષ્માને હુમ્રાનને આઝાદ કરીને તેમને પોતાના મીર મુન્શી અને દરવાન બનાવી લીધા. હજ્જાજે તેમને નીશાપુરના વાલી બનાવ્યા

مَنْ تَوَضَّأَ نَحْوَ وُضُوْئِىْ هٰذَا ثُمَّ صَلّٰى رَكْعَتَيْنِ لَا يُحَدِّثُ

ત્રણવાર ધોયા. પછી કહ્યું, રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જે શખ્સ મારા આ વુઝૂની જેમ વુઝૂ કરે, પછી બે રકાત

فِيْهِمَا نَفْسَهٗ غُفِرَلَهٗ مَا تَقَدَّمَ مِنْ ذَنْبِهٖ

*નમાઝ પઢે[9], જેમાં પોતે પોતાનાથી વાત ન કરે[9] તો તેના પાછલા ગુનાહ[10] બખ્શી દેવામાં આવશે.*

*(બુખારી–તહારત, મુસ્લિમ–તહારત, પેજ–૧૧૫, અબૂ દાઊદ, નિસાઈ–તહારત)*

હતા. એના સંબંધે હજ્જાજે તેમનાથી એક લાખ તાવાન (બદલો) વસૂલ કર્યો પછી અબ્દુલ મલિકની સિફારિશ પર પરત કરી આપ્યા. હિ.સ. ૭૫માં વિસાલ થયો. ઈમામ બુખારીએ હુમ્રાનને ઝોઅફા (ઝઈફો)માં વર્ણન કરેલ છે છતાં પણ સહીહ બુખારીમાં તેમની રિવાયત વર્ણવી. કેવળ ઈમામ બુખારી જ નહીં ઈમામ મુસ્લિમ તથા સિહાહ સિત્તહના બાકી હઝરાતે પણ તેમની રિવાયત લીધી છે. ઈબ્ને સઅદે કહ્યું કે હુમરાન પુષ્કળ રિવાયતોવાળા છે પણ મેં એ નથી જોયું કે લોકો તેમની હદીષને દલીલ બનાવતા હોય.

**૩.** બાબુલ મઝૂઝામાં "وضوء" છે. એટલે કે વુઝૂનું પાણી માંગ્યું વુઝૂ વાવના ઝબરથી, વુઝૂના પાણીના અર્થમાં છે. અને વુઝૂ વાવના પેશની સાથે એ કાર્યને કહે છે. એનાથી જાણવા મળ્યું કે વુઝૂનું પાણી આપણા સંબંધી તથા ખાદિમો પાસે મંગાવવામાં કોઈ વાંધો નથી.

**૪.** એનાથી જાણવા મળ્યું કે સૌ પ્રથમ હાથોને ધોઈ લેવામાં આવે ભલે સૂઈને ન ઉઠયો હોય. બંનેને સાથે સાથે ધૂએ અથવા પ્રથમ જમણાને પછી ડાબાને. ફકીહોના બંને કથનો છે જે લોકો હદીષે તયામિન (જમણેથી શરૂ કરવું) પર નજર કરે છે તેમણે ફર્માવ્યું કે પ્રથમ જમણા હાથને ધૂએ પછી ડાબાને. કેટલાક હઝરાતે ફર્માવ્યું કે તયામિન ત્યાં મુસ્તહબ છે જ્યાં ભેગા શક્ય ન હોય અને જ્યાં ભેગા શક્ય છે ત્યાં મુસ્તહબ નથી, જેમ કે માથુ તથા કાનો તથા ગરદનના મસહમાં છે.

**૫.** એનાથી જાણવા મળ્યું કે કુલ્લી અને નાકમાં પાણી જમણા જ હાથે નાખવામાં આવશે, બંનેના માટે અલગ અલગ પાણી લેવામાં આવશે અથવા એક જ ખોબા પાણી વડે કુલ્લી પણ કરવામાં આવશે અને નાકમાં પણ પાણી નાખવામાં આવશે. અમારો એ જ મઝહબ છે કે કુલ્લીના માટે અલગ પાણી લેવામાં આવશે અને નાકમાં નાખવા માટે અલગ. પ્રથમ ત્રણવાર કુલ્લી કરી લઈશું પછી ત્રણવાર નાકમાં પાણી નાખીશું. જેવું કે અબૂ દાઊદ અને તિબ્રાનીને કઅબ બિન અમ્ર અલ્યમાનીથી રિવાયત કરી :–

**انرسول الله صلى الله تعالٰى عليه وسلم توضأ فمضمض ثلاثاواستنشق ثلاثًا فاخذ لكل واحد ماءً جد يداً**

"રસૂલુલ્લાહ ﷺએ વુઝૂ કર્યું તો ત્રણવાર કુલ્લી કરી અને ત્રણવાર નાકમાં પાણી નાખ્યું અને દરેકના માટે નવુ પાણી લીધું."

ઈમામ અબૂ દાઊદે આ હદીષને વર્ણન કરીને મૌન ધારણ કર્યું એ આ હદીષની સહીહ હોવાની દલીલ છે. તેમજ તિર્મિઝીમાં અબૂ હૈય્યહથી રિવાયત છે કે તેમણે વર્ણન કર્યું :–

**رأيت عليها توضأ فغسل كفيه حتى انقاهما ثم مضمض ثلاثا۔ واستنشق ثلاثاوغسل وجهه ثلاثاذرا عيه ثلاثا ومسح۔ براسه مرة ثم غسل قد ميه الى الكعبين ثم قام فاخذ فضل ظهوره فشر به وهو قائم ثم قال اجبت ان اريكم كيف كان طهور رسول الله صلى الله تعالى عليه وسلم۔**

"મેં હઝરત અલીને જોયું કે તેમણે વુઝૂ કર્યું તો પ્રથમ બંને હાથોને ધોયા ત્યાં સુધી કે તેમને ખૂબ સાફ કરી લીધા પછી ત્રણવાર કુલ્લી કરી, અને ત્રણવાર નાકમાં પાણી નાખ્યું અને પોતાના મોઢાને ત્રણવાર ધોયું અને

પોતાની કોણીઓને ત્રણ વાર ધોયી અને પોતાના માથાનો એકવાર મસહ કર્યો. પછી બંને પગો ઘૂંટીઓ સુધી ધોયા પછી ઉભા થયા અને બચેલા પાણીને ઉભા ઉભા પીધું. પછી ફર્માવ્યું, મેં ચાહ્યું કે તમને બતાવી દઉં કે રસૂલુલ્લાહ ﷺનું વુઝૂ કઈ રીતે થતુ હતું." *(તિર્મિઝી, ભાગ-૧, પેજ-૮)*

આ હદીષને ઈમામ તિર્મિઝીએ હસન સહીહ કહી. આ હદીષનો ક્રમ એ વાતની દલીલ છે કે જેવી રીતે મોઢું ધોવા અને હાથ ધોવામાં અને માથાનો મસહ કરવામાં ક્રમ હતો એવી જ રીતે કુલ્લી કરવા અને નાકમાં પાણી નાખવામાં પણ ક્રમ હતો. એટલા માટે સાબિત કે કુલ્લી અલગ પાણી વડે કરી અને નાકમાં બીજુ પાણી નાખ્યું. અને ઈમામ શાફઈનો મઝહબ જે બૂયતીથી રિવાયત પામેલ છે એ જ છે. કિતાબુલ અમમાં બીજો મઝહબ એ છે કે એક ચુલ્લુ પાણી વડે કુલ્લી પણ કરે અને તેના બચેલાને નાકમાં નાંખે, એને સમર્થન કરનારી આ હદીષ છે જેમાં ફર્માવ્યું : فتمضمض واستنشق من كف واحد "તેમણે એક જ હાથ વડે કુલ્લી પણ કરી અને નાકમાં પાણી પણ નાખ્યું.

અલ્લામા અયનીએ ફર્માવ્યું કે એના બે અર્થો થઈ શકે છે : એક એ કે એક જ ખોબા પાણી વડે બંને કામ કર્યાં અને એ પણ અર્થ થઈ શકે છે કે એક જ હાથ વડે કુલ્લી પણ કરી અને એક જ હાથ વડે નાકમાં પાણી પણ નાખ્યું, પાણી અલગ અલગ લીધું. જ્યારે આ હદીષમાં બંને અવકાશો છે તો એ વાતની દલીલ નથી બની શક્તી કે એક જ ખોબા પાણી વડે કુલ્લી પણ કરી અને નાકમાં પાણી પણ નાખ્યું ! અમે કહીશું કે બીજો અર્થ મુરાદ છે જેથી બંને હદીષોમાં સામ્યતા થઈ જાય.

અમુક હઝરાતે આ પ્રમાણે તાવીલ કરી કે મુરાદ એ છે કે કુલ્લી કરવા અને નાકમાં પાણી નાખવામાં બંને હાથ નથી વપરાતા, એક જ હાથ વડે કુલ્લી પણ કરી અને એક જ હાથ વડે નાકમાં પણ નાખ્યું. ત્રીજો જવાબ એ પણ આપવામાં આવ્યો છે કે, એનાથી મુરાદ એ છે કે જે હાથ વડે કુલ્લી કરી એ જ હાથ વડે નાકમાં પાણી નાખ્યું. એટલે કે જમણા હાથ વડે. એવું નથી કર્યું કે કુલ્લી જમણા હાથ વડે અને નાકમાં પાણી ડાબા હાથ વડે નાખ્યું હોય. એમાં એ લોકોની રદ છે જેઓ એવું છે કે કુલ્લી જમણા હાથે કરવામાં આવે અને નાકમાં પાણી ડાબા હાથ વડે નાખવામાં આવે. અલ્લામા અયનીએ આ સર્વ ખુલાસાઓ રજૂ કરીને જણાવ્યું કે બેહતર છે કે કહેવામાં આવે કે અહીં બયાન જાઈઝ હોવાના માટે છે. નાકમાં પાણી જમણા હાથથી નાખીશું પણ નાક ડાબા હાથ વડે સાફ કરે.

૬. استنثر (ઈસ્તન્શર)નો માદ્દો نثر (નશર) છે. એનો અર્થ નાક પણ છે અને નાકનો કિનારો પણ અને નસ્કોરાં પણ. استنثر (ઈસ્તન્શર)નો અર્થ નાક સાફ કરવું છે. પણ અહીં મુરાદ નાકમાં પાણી લઈને તેને સાફ કરવું છે, જેમ કે બાબુલ મુઝમઝાવાળી રિવાયતમાં પાણી નાખવાની સંખ્યાનો ઉલ્લેખ નથી પણ એ પણ ત્રણવાર સુન્નત છે, જેમ કે ઉપરની બંનેવ અને અન્ય ઘણી હદીષોમાં આવેલ છે. કુલ્લી અને નાકમાં પાણી નાખવું સુન્નત છે. જો કોઈ કુલ્લી ન કરે તો ફરીથી કરવું લાઝિમ છે કે નહીં ? અતા, ઝહરી, ઈબ્ને અબી લૈલા, હમ્માદ અને ઈસ્હાક્નો મઝહબ એ કે દોહરાવવામાં આવે. અતા અને ઝહરીનો બીજો કૌલ એ છે કે દોહરાવવું લાઝિમ નથી. અને એ જ કતાદા, રબીઅ, યહ્યા, અન્સારી, ઈમામ માલિક, અવઝાઈ અને ઈમામ શાફઈનો મઝહબ છે. ઈમામ અહમદે ફર્માવ્યું, નાકમાં પાણી નાખવાનું ભૂલી ગયો તો દોહરાવવું લાઝિમ છે, કુલ્લી કરવાનું ભૂલી ગયો તો દોહરાવવું જરૂરી નથી. અહનાફ (હનફીઓ)નો મઝહબ એ છે કે વુઝૂમાં દોહરાવવું જરૂરી નથી., ચાહે કુલ્લી કરવાનું છોડે ચાહે નાકમાં પાડી નાખવાનું, ચાહે જાણી જોઈને ચાહે ભૂલથી. અલ્બત્ત ગુસ્લમાં કુલ્લી કરવી અને નાકમાં પાણી નાખવું ફર્ઝ છે. જો આ બંનેવમાંથી કોઈ એકને છોડશે તો ગુસ્લ સહીહ થશે નહીં. અમારે કહેવું છે કે જ્યારે એ બંનેવ ફર્ઝ નથી સુન્નત છે તો દોહરાવવું અનિવાર્ય ઠરાવવા માટે કોઈ કારણ નથી, એ અર્થમાં કે એના વગર વુઝૂ થશે નહીં. હા ! કમાલની પ્રાપ્તિના માટે અને સુન્નતની અદાયગી માટે દોહરાવી લેવું પણ બેહતર છે. સુન્નત એ જ છે કે કુલ્લી પ્રથમ કરે પછી નાકમાં પાણી નાખે.

૭. માથાના મસહના બારામાં પણ આ હદીષમાં સંખ્યા વર્ણન કરેલી નથી પણ એ કેવળ એક વાર છે. જેમ કે હઝરત અલી كرم الله تعالىٰ وجهه الكريم ની હદીષ હમણા વર્ણન થઈ ચૂકી જેમાં સ્પષ્ટતા છે કે એકવાર મસહ થયો. તદ્ઉપરાંત હઝરત ઉષ્માનગનીની હદીષમાં પણ મોઢું, હાથ, પગોને ધોવામાં ત્રણવારી સ્પષ્ટ છે પણ માથાના મસહમાં કોઈ સંખ્યા વર્ણવી નથી. એનાથી જાહેર છે કે માથાનો મસહ કેવળ એકજ વાર હતો, નહીં તો તેના સાથે પણ ત્રણવારનું વર્ણન થાત.

ઈમામ શાફઈ વગેરે ફર્માવે છે કે માથાનો મસહ પણ ત્રણ વાર છે, એના બારામાં પુષ્કળ હદીષો આવેલી છે પરંતુ સાથો સાથ બેવાર મસહની પણ આવેલી છે.

ઈબ્ને માજહમાં હઝરત રબીઅથી છે : توضأ النبی صلی اللہ تعالٰی علیه وسلم ومسح علٰی راسه مرتین "નબી ﷺએ વુઝૂ ફર્માવ્યું અને માથા પર બે વાર મસહ કર્યો."

નિસાઈમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદની હદીષમાં છે, مسح براسه مرتین આ સર્વ હદીષોમાં અલ્લામા અયની એ સામ્યતા કરી આપી કે જે હદીષોમાં બે વાર મસહનું વર્ણન છે એનાથી મુરાદ એ છે કે એક જ પાણી વડે બે વાર મસહ કર્યો. એના હનફીઓ પણ માનનારા છે, જેમ કે હિદાયહ્‌માં છે.

૮. ઈમામ ઝહરીએ આ હદીષ પોતાના બે ઉસ્તાદોથી સાંભળી છે. હઝરત અતાઅ્ બિન રિબાહથી અને હઝરત ઉરવાથી. હઝરત ઉરવાની રિવાયતમાં એટલું અધિક છે કે વુઝૂથી ફારિગ થયા બાદ ફર્માવ્યું, હું તમારાથી એક હદીષ બયાન કરવા ચાહું છું. જો એક આયત ન હોત તો વર્ણન ન કરત. હઝરત ઉષ્માનની આ આયતથી શું મુરાદ હતી ? હઝરત ઉરવાએ દર્શાવ્યું કે એનાથી સૂરએ બકરહની આ આયત મુરાદ છે : ان الذین یکتمون ماانزلنا الاٰیۃ "અમે જે હિદાયત અને નિશાનીઓ ઉતારી અને જે લોકો છુપાવે છે એના પછી કે અમે એને કિતાબમાં વર્ણન કરી આપી, એમના પર અલ્લાહ લઅનત ફર્માવે છે." હવે આ હદીષનો મતલબ એ થયો કે એ સાંભળીને કે સારી રીતે વુઝૂ કરીને બે રકાત હુઝૂરે ક઼લ્બથી નમાઝ પઢી લેવાથી ગુનાહ માફ થઈ જાય છે, કોઈ એ ધોકામાં સપડાઈ શકે છે કે જ્યારે આટલાથી જ ગુનાહ માફ થઈ જાય છે તો અન્ય અમલોની શું જરૂરત ?! આ ખતરાના હોવાની સ્થિતિમાં વર્ણન કરવું મુનાસિબ નથી, પણ એટલા માટે વર્ણન કરું છું કે એને વર્ણન ન કરવામાં ઈલ્મને છુપાવવું છે જેના પર આ આયતમાં ચેતવણી છે. હું ઈલ્મ છુપાવવાના જુર્મથી બચવાના માટે આ હદીષ વર્ણન કરી રહ્યો છું, તમે લોકો એનાથી ધોકો ન ખાશો (મિસગાઈડ ન થશો). અમલો પર બદલાનો આધાર કબૂલિયત છે. તમને શું ખબર કે કબૂલ થયું કે નહીં ? તેમજ તમારે વિચારવું જોઈએ કે જ્યારે આટલા મામૂલી અમલ પર અજ્ર છે તો અન્ય મહત્વના અમલો પર કેવા કેવા અજ્રની ઉમ્મીદ છે એના પ્રમાણે તમારે કોશિશ કરવી જોઈએ કે વધુમાં વધુ નેક અમલો કરો.

મોઅત્તા ઈમામ માલિકમાં પણ એ હેશામ ઈબ્ને ઉરવાના તરીકા પર "عن ابیه" છે. એમાં હઝરત ઉરવહ્‌નો એ કૌલ વર્ણન કરેલ નથી કે આયતથી હઝરત ઉષ્માનની મુરાદ સૂરએ બકરહવાળી વર્ણવેલી આયત છે, બલ્કે હઝરત ઈમામ માલિકે ફર્માવ્યું કે અહીં આયતથી મુરાદ આ છે :–

اقم الصلوٰۃ طرفی النھا روزلفامن الیل ان الحسنٰت یذھبن السئیات "દિવસના બંને કિનારા અને રાતના અમુક હિસ્સામાં નમાઝ અદા કરો, બેશક ! નેકીઓ બુરાઈઓને મિટાવી દે છે." *(સૂ. હૂદ–૧૧૪)*

*–(મોઅત્તા ઈમામ માલિક, પેજ–૧૧, મુસ્લિમ–તહારત, પેજ–૧૨૧, ઈસ્માઈલી સહીહા, અબૂ અવાના)*

હવે હદીષનો મતલબ એ થયો કે આ હદીષમાં મામૂલી અમલ પર એટલો અધિક સવાબ વર્ણન થયો છે કે કોઈ અતિશયોક્તિ સમજી બેસે છે, કોઈ કહી શક્તો હતો કે હઝરત ઉષ્માનથી ભૂલ થઈ, એટલા માટે એનો ડર હતો કે કોઈ એનાથી ઈન્કાર કરી બેસે એટલા માટે હઝરત ઉષ્માને આયતનો હવાલો આપી દીધો કે કુર્આન

મજીદમાં ફર્માવવામાં આપ્યું કે નેકીઓ બુરાઈઓને મિટાવી દે છે. એ હદીષનું સમર્થન કુર્આન મજીદથી થઈ રહ્યું છે. કુર્આન મજીદથી સમર્થન બાદ હવે કોઈને ઈન્કારની ગુંજાઈશ ન રહી.

**૯.** لایحدث બાબે તફઈલથી છે જેની ખાસિયત કસબે માખઝ છે. તો હવે એનો અર્થ એ થયો કે, ઈરાદાપૂર્વક દિલમાં ખયાલો ન લાવે અને જો આપોઆપ આવી જાય તો તેને દૂર કરે. હા ! એ આ'લા દરજો છે કે કોઈ પ્રકારનો ખયાલ ન કરે. પણ એ મર્તબો સૌને ક્યાં મળે ! ખયાલોથી મુરાદ દુનિયવી વસવસા છે ન કે દીની. એટલા માટે કે હઝરત ઉમર رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે તેમણે ફર્માવ્યું :–

لاجهزن الجيش وانافى الصلوٰة۔ اوكماقال "હું નમાઝમાં લશ્કરની તૈયારી વિશે વિચારું છું."

તેમજ હાકિમ, તિર્મિઝીએ 'કતાબુ સ્સલાતિત્તાલીફ઼'માં અને અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકે 'કિતાબુઝ઼ ઝુહદ'માં, ઈબ્ને શયબાએ પોતાના 'મુસન્નફ'માં એ જ હદીષની આ શબ્દોમાં રિવાયત કરી :

لايحدث فيهما نفسه بشئ من الدنياثم دعااليه الااستجيب "આ બંને રકાતોમાં આપમેળે દુનિયાની કોઈ વાત ન કરે, પછી દુઆ માંગે તો તેની દુઆ કબૂલ કરવામાં આવશે.

સાર એ થયો કે હુઝૂરે ક઼લ્બ (દિલની તલ્લીનતા) અને ઈખ્લાસની સાથે નમાઝ પઢે, તો તેના ગુનાહો માફ થઈ જશે, એટલે સગીરા. જેમ કે પ્રથમ દર્શાવવામાં આવી ચૂક્યું છે, આ બે રકાત નમાઝ 'તહિ઼ય્યતુલ વુઝૂ' છે. પરંતુ મુસ્લિમમાં છે : فالصلوات الخمس كفارات لما بينهن અને બીજા તરીકામાં فيصلى هذه الصلوٰت الخمس ત્રીજા તરીકામાં છે : ثم مشىٰ الى الصلوٰة المكتوبة એનાથી જાહેર થાય છે કે ફર્ઝ મુરાદ છે. બેહતર એ છે કે અહીં નમાઝને આમ રાખવામાં આવે, ચાહે નફ્લ હોય ચાહે ફર્ઝ.

કિતાબુર્રિકાક઼માં એટલું અધિક છે કે હઝરત ઉષ્માન 'મક઼ાઈદ'માં બેઠા હતા. એ મદીનામાં એક જગાનું નામ છે. મોઅત્તા ઈમામ માલિકમાં એટલું અધિક છે કે મોઅઝ્ઝિને આવીને ખબર આપી કે અસ્રની નમાઝનો સમય થઈ ગયો છે, તો પાણી મંગાવીને વુઝૂ કર્યું. છેવટમાં ઈર્શાદ ફર્માવ્યો, لاتغتروا ધોકામાં ન આવશો, એટલે કે એવું સમજીને કે સારી રીતે વુઝૂ કરીને બે રકાત તહિય્યતુલ વુઝૂ પઢી લીધી અને સર્વ ગુનાહો માફ થઈ ગયા ! ગુનાહોની માફીનો આ સારો ઝરીયો છે જેથી ગુનાહ કર્યે જાવ ! ગુનાહોથી બચવાની કોશિશ ન કરો ! એવું વિચારશો પણ નહીં. કોઈ અમલનું કબૂલ કરવું ન કરવું તેના પર સવાબ આપવો ન આપવો છેવટે તો અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતના ફઝ્લ પર જ છે.

**૧૦.** અમે સામાન્ય શરહો પ્રમાણે આ તર્જુમો કર્યો છે પરંતુ અલ્લામા અયની ફર્માવે છે કે الصلوٰةથી બીજી નમાઝ મુરાદ નથી, એ જ નમાઝ મુરાદ છે જે વુઝૂ કરીને પઢવામાં આવે. મતલબ એ છે કે વુઝૂ અને નમાઝની વચ્ચે જે ગુનાહો ઉપસ્થિતિ થશે તે માફ કરી દેવામાં આવશે. મારા ખયાલમાં આ જ અર્થ જાહેર છે. આ હદીષથી જાહેર છે કે ગુનાહોની માફી સારી રીતે વુઝૂ કરવા અને હુઝૂરે ક઼લ્બથી નમાઝ પઢવાના બંને કાર્યો પર આધારિત છે. પણ આ જ બુખારીમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી એ છે કે :–

اذ اتوضأ العبد المسلم خرجت خطاياه "જ્યારે મુસલમાન વુઝૂ કરે છે તો તેના ગુનાહ નીકળી જાય છે."

એનાથી જાહેર કે કેવળ વુઝૂ પર આ બદલો આધારિત છે, પરંતુ એવું કહી શકાય છે કે એમાં ટૂંકાણ છે, આધાર બંને પર છે. પણ સંક્ષિપ્તરૂપે આ હદીષમાં કેવળ વુઝૂનો ઉલ્લેખ કરવામાં આવ્યો. પણ મુસ્લિમ શરીફમાં હઝરત ઉષ્માનની જ એ જ હદીષમાં આ પ્રમાણે છે : كانت صلوٰته ومسشيه الى المسجد نا فلة "વુઝૂ બાદ તેનું નમાઝ અને મસ્જિદની તરફ જવું વધારામાં છે. એટલે એનો સવાબ અધિક મળશે."

એ સૌમાં સામ્યતાની સૌથી સારી સ્થિતિ એ છે કે એવું કહેવામાં આવે કે આ વ્યક્તિઓ અને સંજોગોના એ'તબારથી છે, કોઈને એ અજ્ર કેવળ વુઝૂથી મળે છે, કોઈને બંનેના સમન્વયથી મળે છે.

ت ٢٢ قَالَ صَالِحُ بْنُ كَيْسَانَ قَالَ ابْنُ شِهَابٍ وَلٰكِنْ عُرْوَةُ يُحَدِّثُ عَنْ حُمْرَانَ

**[તઅલીક઼ : ૨૨]** *સાલેહ ઈબ્ને કૈસાને કહ્યું કે ઈબ્ને શહાબે કહ્યું. પરંતુ ઉરવાએ હુમ્રાનથી આ પ્રમાણે*

فَلَمَّا تَوَضَّأَ عُثْمَانُ قَالَ لَأُحَدِّثَنَّكُمْ حَدِيْثًا لَوْلَا اٰيَةٌ مَّا حَدَّثْتُكُمُوْهُ سَمِعْتُ النَّبِيَّ

*રિવાયત કરી : હઝરત ઉષ્માન જ્યારે વુઝૂ કરી ચૂક્યા તો ફર્માવ્યું, હું તમારા લોકોથી એક હદીષ વર્ણવું છું, જો*

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ لَا يَتَوَضَّأُ رَجُلٌ فَيُحْسِنُ وُضُوْءَهٗ يُصَلِّي

*એક આયત ન હોત તો ન બયાન કરત. મેં નબી ﷺથી સાંભળ્યું કે એવું ફર્માવે છે કે જે શખ્સ સારી રીતે વુઝૂ*

الصَّلٰوةَ اِلَّا غُفِرَ لَهٗ مَا بَيْنَهٗ وَبَيْنَ الصَّلٰوةِ حَتّٰى يُصَلِّيَهَا قَالَ عُرْوَةُ الْاٰيَةُ

*કરીને નમાઝ પઢે તો તેની નમાઝ અને બીજી નમાઝના દરમ્યાનના ગુનાહો બખ્શી દેવામાં આવશે. ઉરવાએ*

اِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ مَا اَنْزَلْنَا مِنَ الْبَيِّنٰتِ له

*કહ્યું, તે આયત આ છે : જે લોકો અમારી ઉતારેલી હિદાયત અને નિશાનીઓને છુપાવે છે, તેના પછી કે*

*અમે તેને કિતાબમાં લોકો માટે વર્ણન કરી આપી છે, તો એમના પર અલ્લાહ લઅનત ફર્માવે છે અને*

*તમામ લઅનત કરનાર લઅનત કરે છે.*

*(મોઅત્તા ઈમામ માલિક, પેજ–૧૧, મુસ્લિમ–તહારત, પેજ–૧૨૧, ઈસ્માઈલી સહીહ અબૂ અવાનહ્)*

ت ٢٣ ٢٤ ٢٥ ذَكَرَهٗ عُثْمَانُ وَعَبْدُ اللّٰهِ بْنُ زَيْدٍ وَابْنُ عَبَّاسٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى

**[તઅલીક઼ : ૨૩–૨૪–૨૫]** *નાકમાં પાણી નાખવાને હઝરત ઉષ્માન અને અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદ અને*

عَنْهُمْ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*ઈબ્ને અબ્બાસએ નબી ﷺ થી રિવાયત કરતાં વર્ણવ્યું.*

## તઅલીક઼ : ૨૩–૨૪–૨૫ની સમજૂતી

પ્રથમ પ્રકરણમાં લગભગ પૂરા વુઝૂનું વિગતવાર વર્ણન હતું. હવે એના અમુક ભાગોનું અલગ અલગ વર્ણન કરે છે. હઝરત ઉષ્માનની હદીષ આગળ વર્ણન થઈ ચૂકી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદ ઈબ્ને આસિમની હદીષ આગળ **مسح الراس کله**માં આવી રહી છે. ઈબ્ને અબ્બાસની હદીષથી કઈ હદીષ મુરાદ છે એમાં વિવાદ વાતો છે. અમુક લોકોનું કહેવું છે કે એનાથી મુરાદ તે હદીષ છે જે ઈમામ અહમદ, અબૂ દાઊદ, ઈબ્ને માજહ તથા હાકિમે મરફૂઅન્ રિવાયત કરી ફર્માવ્યું : **استنثروامرتين باغتين او ثلاثا** "બે વાર ખૂબ સારી રીતે અથવા ત્રણ વાર નાકમાં પાણી નાખો."

અને જે અબૂ દાઊદ તથા તયાલ્સીએ રિવાયત કરી છે કે ઈર્શાદ થયો :–

**استنثروامرتين باغتين او ثلاثا** "જ્યારે તમે વુઝૂ કરો અને નાકમાં પાણી નાખો તો બે વાર કે ત્રણવાર નાખો."

પરંતુ અલ્લામા અયનીએ ફર્માવ્યું કે એનાથી મુરાદ ઈબ્ને અબ્બાસની તે હદીષ છે જે બાબે ગુસ્લ વજહહૂ,

[١١٨] حديث۔ الاستنثار فی الوضوء

**[હદીષ : ૧૧૮] "વુઝૂમાં નાકમાં પાણી નાખવા વિશે"**

اَنَّهٗ سَمِعَ اَبَا هُرَيْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ مَنْ تَوَضَّاَ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ નબી ﷺ થી રિવાયત કરે છે કે જે શખ્સ વુઝૂ કરે તે નાકમાં પાણી*

فَلْيَسْتَنْثِرْ وَمَنِ اسْتَجْمَرَ فَلْيُوْتِرْ

*નાખીને તેને સાફ કરે[1] અને જે પથ્થરથી ઈસ્તિંજા કરે તે એકી સંખ્યામાં કરે[2].*

*(બુખારી, બાબુલ ઈસ્તિંજમાર વિત્રા, પેજ–૨૮, મુસ્લિમ ૨–૨૨–૨૪, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ, દારમી–વુઝૂ, મોઅત્તા–તહારત, મુસ્નદે ઈમામ અહમદ)*

પેજ–૨૯માં વર્ણન થયેલ છે. જો કે આ નુસ્ખામાં (ઈસ્તન્શાર)નો ઉલ્લેખ નથી કેવળ ઈસ્તન્શાક વર્ણન થયેલ છે. પણ બીજા નુસ્ખામાં استنشق (ઈસ્તન્શક઼)ને બદલે استنثار (ઈસ્તન્શર) છે. જો કોઈ નુસ્ખામાં استنثر (ઈસ્તન્શર) ન પણ હોત કેવળ استنشق (ઈસ્તન્શક઼) હો તો પણ કોઈ વાંધો ન હતો એટલા માટે કે استنشاق (ઈસ્તન્શાક઼)એ, استنثر(ઈસ્તન્શાર)ના અર્થમાં અને استنثار (ઈસ્તન્શાર)એ استنشاق (ઈસ્તન્શાક઼)ના અર્થમાં વપરાય છે. જો કે શાબ્દિક અર્થના એતબારથી બંનેના અર્થોમાં ફરક છે. استنشق (ઈસ્તન્શક઼)નો અર્થ નાકમાં પાણી નાખવું છે અને استنثر (ઈસ્તન્શર) એ અર્થ નાક સાફ કરવું છે.

આ ત્રણેવ સરખામણીઓ (તઅ્લીક઼ાતને) વિગતવાર ત્રણ જગાએ વર્ણન થયેલ છે, પણ અમે કેવળ એ બતાવવાના માટે કે ત્રીજી તઅલીક઼થી કઈ હદીષ મુરાદ છે, એને વર્ણન કરેલ છે.

## સમજૂતી : ૧૧૮

**૧.** જે લોકો એના કાઈલ (માનનાર) છે કે વુઝૂમાં નાક સાફ કરવું વાજિબ છે એમની દલીલ આ જ હદીષ છે. એટલા માટે કે અમ્ર (હુકમ) વાજિબ હોવાના માટે આવે છે. પણ જમહૂરનો મઝહબ એ છે કે આ અમ્ર (હુકમ) મુસ્તહબ હોવાના માટે છે, જમહૂરની દલીલ તે હદીષ છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું : فتوضأ كما امرك به "જેવો અલ્લાહે તેને હુકમ આપ્યો છે એવું જ વુઝૂ કરો." *(નિસાઈ–તહારત)*

કુર્આન મજીદમાં કેવળ માથાનો મસહ અને ત્રણ અંગોને ધોવાનું વર્ણન થયેલ છે. તો જાણવા મળ્યું કે કેવળ એટલાથી જ વુઝૂ પૂર્ણ થઈ જાય છે, બાકીની વાતો સુન્નત અથવા મુસ્તહબ છે. નાક સાફ કરવાનો ફાયદો એ પણ છે કે જ્યારે નાકનું ચીકાશવાળુ પ્રવાહી તથા લીંટ, ખખાર નીકળી જશે તો કિ઼રાઅતમાં સરળતા અને ખૂબી પેદા થઈ જશે, સફાઈ અલગ હાંસલ થશે. અમુક તબીબોએ વર્ણન કર્યું કે જો કોઈ એની ગોઠવણ રાખે કે નાકમાં પાણી નાખીને એટલા જોરથી અંદર ખેંચે કે ગળા સુધી પહોંચી જાય તો તેને શરદી નહીં થાય.

**હિકમત** : વુઝૂના પ્રારંભમાં હાથ ધોવા, કુલ્લી કરવા, નાકમાં પાણી નાખવાનો એક ફાયદો એ છે કે પાણીમાં ત્રણ ગુણો છે : રંગ, ગંધ અને સ્વાદ. હાથમાં પાણી લેવાથી રંગ માલૂમ થઈ ગયો, કુલ્લી કરવાથી સ્વાદની ખબર પડી ગઈ, નાકમાં પાણી નાખવાથી ગંધ માલૂમ થઈ જાય છે.

**૨.** استجمار (ઈસ્તિજમાર)નો માદ્દો جمار (જમાર) છે. જમાર નાના પથ્થરને કહે છે. એનાથી હજ્જનો جمره જમરો પણ બન્યો છે. અહીં મુરાદ છે પથ્થર અથવા ઢેલાથી પેશાબ અથવા પાયખાનાની જગા સાફ કરવી.

## (١١٩) حديث۔ الاستجمار وترا

**[હદીષ : ૧૧૯] "ઈસ્તિંજામાં પથ્થરનો ઉપયોગ એકી સંસ્થામાં કરવો"**

عَنْ اَبِیْ هُرَيْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيْهِ وَسَلَّمَ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું, જ્યારે તમે વુઝૂ કરો*

قَالَ اِذَا تَوَضَّاَ اَحَدُكُمْ فَلْيَجْعَلْ فِیْ اَنْفِهٖ مَاءً ثُمَّ لِيَسْتَنْثِرْ وَمَنِ اسْتَجْمَرَ فَلْيُوْتِرْ

*તો તમારા નાકમાં પાણી નાખો પછી તેને સાફ કરો, અને જે પથ્થરથી ઈસ્તિંજો કરે તે એકી સંખ્યામાં કરે.*

وَاِذَا اسْتَيْقَظَ اَحَدُكُمْ مِنْ نَوْمِهٖ فَلْيَغْسِلْ يَدَهٗ قَبْلَ اَنْ يُّدْخِلَهَا فِیْ وَضُوْءِهٖ

*અને જ્યારે તમે સૂઈને ઉઠો તો[૧] વુઝૂના પાણીમાં હાથ નાખવાથી પહેલાં તેને ધોઈ લો[૨]. કેમ કે તમે નથી જાણતા*

فَاِنَّ اَحَدَكُمْ لَا يَدْرِیْ اَيْنَ بَاتَتْ يَدُهٗ ؎

*કે રાતમાં હાથ ક્યાં ક્યાં ગયો. (મુસ્લિમ–તહારત, અબૂ દાઊદ–તહારત, નિસાઈ–તહારત)*

### સમજૂતી : ૧૧૯

**૧.** આ શર્ત (સૂવાનું વર્ણન) એહતેરાઝી (બચવા માટે) નથી ઈત્તેફાકી (સંજોગોવસાત) છે, એટલા માટે આ હુકમ સામાન્ય છે ચાહે સૂઈને ઉઠયા પછી વુઝૂ કરવું હોય કે જાગૃત રહ્યા પછી વુઝૂ કરવું હોય, બંને સંજોગોમાં એ સુન્નત છે કે હાથ ધોઈને વાસણમાં નાખે. એની એક ઈલ્લત (સબબ) તો હદીષમાં વર્ણન થયેલ છે, બીજી ઈલ્લત (સબબ) એ છે કે જો બેવુઝૂ હાથ ધોયા વિના પાણીમાં નાખી દેશે તો પાણી મુસ્તઅમલ (વપરાયેલ) થઈ જશે અને વુઝૂને લાયક રહેશે નહીં. એટલા માટે કે માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી)ની વ્યાખ્યા આમ લખાણોમાં એ કરી : **مازيل به حديث اواستعمل فى البدن علٰى وجه القربة** "તે પાણી જેનાથી હદષ દૂર કરવામાં આવેલ હોય અથવા ઈબાદતની નિય્યતથી બદન પર વાપરવામાં આવ્યું."

કેમ કે વુઝૂના માટે નિય્યત શર્ત નથી, તો જ્યારે હાથ પાણીમાં ગયો તો હદષ ખૂદ દૂર થશે અને તે પાણી મુસ્તઅમલ થઈ ગયું, બલ્કે જો બાવુઝૂ હોય અને વુઝૂ કરવાની નિય્યતથી પાણીમાં હાથ નાખશે તો વપરાયેલું થઈ જશે.

એ પાણીનું પાત્ર ઘણુ જ મોટુ હોય કે એ તેને નમાવીને પાણી નથી લઈ શક્તો, પાણી કાઢવા માટે કોઈ નાનુ વાસણ પણ ન હોય તો પ્રથમ ડાબા હાથની કેવળ આંગળીઓથી પાણી લઈને જમણા હાથને ધોઈ લે. ત્યારબાદ જમણા હાથથી ડાબો હાથ ધૂએ. અથવા જો કપડુ હોય તો તેને પાણીમાં નાખીને ભીંજવી લે અને એનાથી હાથ ધૂએ.

**૨.** આ કૈદથી તેમજ બીજી રિવાયતોમાં જે **الليل** રાત વગરે વર્ણન થયેલ છે, એનાથી કેટલાક લોકોએ એ સમજ્યું કે આ હુકમ કેવળ રાતમાં સૂઈને ઉઠવાના માટે છે. પણ હદીષમાં હાથ ધોવાનો સબબ જે વર્ણન થયો એનાથી જાહેર છે કે રાતમાં સૂઈને ઉઠવાવાળા સાથે આ હુકમ ખાસ નથી, એટલા માટે કે જેવી રીતે રાતમાં સૂવાની હાલતમાં હાથ ક્યાં ક્યાં પડયો માલૂમ નથી હોતુ, એવી જ રીતે દિવસમાં પણ સૂવામાં માલૂમ નથી

હોતુ, બલ્કે સૂવાની પણ શરત (કૈદ) નથી, જાગતામાં પણ હાથ ક્યાં ક્યાં જાય છે હમેશાં ખયાલ નથી રહેતો. જણાવેલ સબબ દિવસે સૂવામાં પણ અને જાગવામાં પણ જોવા મળે છે એટલા માટે હુકમ આમ થશે, એટલા માટે કે શરહ કરનાર કોઈ હુકમ બયાન કર્યા બાદ તેની કોઈ ઈલ્લત (સબબ) બયાન કરે તો હુકમ તેના વર્તુળમાં આવશે. *[(ફત્હુલ બારી, ભાગ-૧, પેજ-૨૩૧, (શારેઅ્ = હુઝૂર ﷺ)]*

મતલબ એ થયો કે જ્યારે એ ખબર નથી કે હાથ ક્યાં રહ્યો, તો બની શકે છે કે નજાસત પર પડયો હોય અને એ જ નાપાક હાથ પાણીમાં પડયો તો પાણી નાપાક થઈ જાય, એટલા માટે પ્રથમ હાથ ધોઈ લો. એનાથી બે વાતો જાણવા મળી : એક તો એ કે થોડા પાણીમાં નજાસત પડી જાય તો પાણી નાપાક થઈ જાય છે ભલે નાપાકીનો રંગ, ગંધ કે સ્વાદ પાણીમાં ન જણાય. એટલા માટે કે જો પાણીના નાપાક થવાના માટે નજાસતની અસરનું જાહેર થવું જરૂરી હોત તો આ એહતેયાતી (સાવધાનીવાળા) હુકમની જરૂરત ન હતી, વિના સંકોચે હાથ નાખતા, જો નજાસતની કોઈ અસર જાહેર થાત તો પાણી ફેંકી દેવામાં આવત અને ન જાહેર થાત તો વુઝૂ કરી લેવામાં આવતું.

બીજી વાત એ માલૂમ પડી કે શંકાના સ્થાને સાવચેતી પર અમલ કરવો જોઈએ. ઉલમાનો એમાં મતભેદ છે કે જણાવેલ સ્થિતિમાં હાથ ધોવાનો હુકમ નજાસતના અવકાશના કારણે છે અથવા નાપાકીના લીધે છે. જો એ હુકમ નાપાકીના કારણે છે તો જેને યક઼ીન હોય કે મારો હાથ નાપાકીથી ગંદો નથી થયો, પાક છે તે હાથ ધોયા વિના પાણીમાં નાખી શકે છે. પણ આપણે ત્યાં બીજી ઈલ્લત (સબબ) પાણીનું મુસ્તઅમલ થવું પણ છે, તો આ સ્થિતિમાં પણ નાપાક તો ન થશે પણ મુસ્તઅમલ થઈ જશે જેથી ધોયા વિના વાસણમાં હાથ તદ્દન ન નાખે. અને જો આ અમ્રે તઅબ્બુદી [જેમાં અક્કલને દખલ ન હોય, ઈલ્લત (સબબ) શોધ્યા વિના પર અમલ કરવો] છે તો ભલે યક઼ીન હોય કે હાથ પાક છે પણ ધોયા વિના વાસણમાં હાથ ન નાખે. અહીં ધોવાની સંખ્યાનો ઉલ્લેખ નથી પણ મુસ્લિમ વગેરેમાં સ્પષ્ટતા છે કે ત્રણવાર ધૂએ. તિર્મિઝી તથા ઈબ્ને માજહની રિવાયતમાં આ પ્રમાણે છે કે બે અથવા ત્રણવાર ધૂએ. એનાથી જાહેર થયું કે ત્રણની મર્યાદા જરૂરી નથી એકવાર પણ ધોવું પૂરતુ થશે. ત્રણવાર ધોવું બેહતર છે જેથી ત્રણવારની સુન્નત પૂરી થઈ જાય.

બુખારી કિતાબ બદઉલ ખલ્ક બાબ સિફતુલ ઈબ્લીસ વ જિનુવહ્માં છે કે જ્યારે તમે સૂઈને ઉઠો અને વુઝૂ કરો તો નાક ત્રણવાર સાફ કરી લો એટલા માટે કે શૈતાન તમારા નાકનાં નસકોરાં પર રાતે રહે છે. મુસ્લિમ કિતાબુત્તહારતમાં પણ છે, પણ એમાં વુઝૂ કરવાનું વર્ણન નથી. એના પરથી જાણવા મળ્યું કે સૂઈને ઉઠયા બાદ જો વુઝૂ પણ ન કરવાનું હોય તો ત્રણવાર નાક સાફ કરી લે. પરંતુ જ્યાં સુધી મારી જાણકારીને સંબંધ છે એનો કોઈ ક઼ાઈલ નથી અને એ પણ એના પર આધારિત છે કે જો વુઝૂ કરે તો નાકમાં પાણી નાખે, પરંતુ જો કોઈ હદીષના જાહેરી શબ્દો પર નજર કરીને સૂઈને ઉઠયા પછી નાક સાફ કરી લીધા કરે તો કાંઈ વાંધો નથી, બલ્કે આ હદીષના પ્રમાણે સવાબનો મુસ્તહિક થશે.

આમ કિતાબોમાં તસ્મિયા (બિસ્મિલ્લાહ)નું વર્ણન નથી, અલ્બત્ત તિબ્રાનીની અવસતમાં છે : **ان يسمى قبل ان يدخل** "વાસણમાં હાથ નાખતાં પહેલાં બિસ્મિલ્લાહ પઢી લે."

તે સમયમાં સામાન્યતઃ ટબ પ્રકારના વાસણો વડે વુઝૂ કરવામાં આવતુ હતું. અને જ્યારે કે હવે સામાન્યતઃ લોટા વડે વુઝૂ કરવામાં આવે છે તો પાણીમાં હાથ નાખવાની જરૂરત જ નથી પણ વુઝૂ કરવાથી પહેલાં ત્રણવાર હાથ ધોવા સુન્નત છે. જો વુઝૂ લોટાથી કરે તો ડાબી તરફ રાખે અને જો ટબ વગેરેથી કરે તો જમણી તરફ રાખે.



## ١٣٠ حديث۔ ويل للاعقاب من النار

**[હદીષ : ૧૨૦] "એડીઓ માટે આગનો અઝાબ"**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرٍو رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا قَالَ تَخَلَّفَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہما એ બયાન કર્યું કે એક સફરમાં રસૂલુલ્લાહ ﷺ અમારાથી*

وَسَلَّمَ عَنَّا فِيْ سَفْرَةٍ فَادْرَكَنَا وَقَدْ اَرْهَقْنَا الْعَصْرَ فَجَعَلْنَا نَتَوَضَّأُ وَنَمْسَحُ

*પાછળ રહી ગયા. હુઝૂર અમારાથી એ સમયે મળ્યા જ્યારે અસ્રનો સમય તંગ થઈ ગયો હતો. અમે વુઝૂ*

عَلٰى اَرْجُلِنَا فَنَادٰى بِاَعْلٰى صَوْتِهٖ

*કરવાનું શરૂ કર્યું અને (ઉતાવળમાં)[1] પોતાના પગો પર પાણી ચોપડવા લાગ્યા[2] તો હુઝૂરે બુલંદ*

وَيْلٌ لِّلْاَعْقَابِ مِنَ النَّارِ مَرَّتَيْنِ اَوْ ثَلٰثًا

*અવાજથી બે કે ત્રણવાર ફર્માવ્યું, એડીઓના માટે આગનો અઝાબ છે[3].*

*(બુખારી, કિતાબુલ ઈલ્મ, મુસ્લિમ, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ, મોઅત્તા ઈમામ માલિક, દારમી–વુઝૂ, મુસ્નદે ઈમામ અહમદ)*

### સમજૂતી : ૧૨૦

**૧.** મક્કા મોઅઝ્ઝમાથી મદીના તયબાહ પાછા જતાં જેમ કે મુસ્લિમમાં મુફસ્સલ (વિગતવાર) છે કે અમે રસૂલુલ્લાહ ﷺની સાથે મક્કાથી મદીના આવી રહ્યા હતા. જ્યારે અમે પાણી પર પહોંચ્યા તો અમુક લોકોએ અસ્રની નમાઝ વખતે જલ્દી કરી દીધી. તેમણે વુઝૂ કર્યું એ હાલતમાં કે તેઓ જલ્દીમાં હોય. જ્યારે અમે ત્યાં પહોંચ્યા તો એ જોયું કે તેમની એડીઓ ચમકી રહી હતી, તેને પાણી ન પહોંચ્યું હતું તો ફર્માવ્યું, એડીઓના માટે આગનો અઝાબ છે.

**૨.** આ હદીષમાં મસહથી શું મુરાદ છે, કેવળ ભીનો હાથ ફેરવવું અથવા નિષ્કાળજી તથા ઉતાવળના કારણે સારી રીતે ન ધોવું અથવા એવી રીતે ધોવું કે અમુક અંગો ધોયા વિના રહી જાય. હઝરત અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે હઝરત ઈમામ બુખારી એવું સમજ્યા કે હઝરાતે સહાબાએ કિરામ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ પગોના મસહ પર અટકી રહ્યા હતા એટલા માટે એમણે ચેતવણી આપી. એના પર ચેતવણી નથી કે પગો ધોયા હતા અને એડીઓ ધોયા વગરની રહી ગઈ હતી. જો ઈમામ બુખારીનું એવું સમજવું બરાબર હોત તો પછી **ویل للا عقاب** ન ફર્માવવામાં આવતુ, બલ્કે **ویل للمسح** ફર્માવવામાં આવત, અથવા **ویل للرجل** ફર્માવવામાં આવત. તેમજ મુસ્લિમ શરીફની બીજી રિવાયતમાં જે હઝરત અબૂ હુરૈરહથી આવી છે તે એના પર સ્પષ્ટ દલીલ પૂરી પાડે છે કે સહાબાએ પગો ધોયા હતા અને એડીઓ ધોવાથી રહી ગઈ હતી. તેના શબ્દો આ મુજબ છે : **رای رجلالم يغسل عقبه فقال** "એક શખ્સને જોયો કે એણે એડી ધોયી ન હતી તો ફર્માવ્યું."

અલ્લામા અયનીએ ફર્માવ્યું, એક રિવાયતમાં એ આવ્યું છે કે : **رای قوما توضؤاو كانهم تركوامن ارجلهم شيئًا** "કેટલાક લોકોને જોયા કે તેઓ વુઝૂ કરી ચૂક્યા છે અને હાલત એ છે કે પોતાના પગોનો અમુક ભાગ ધોયા વિનાનો છોડી દીધો છે."

ت ⑯ وَكَانَ ابْنُ سِيْرِيْنَ يَغْسِلُ مَوْضَعَ الْخَاتَمِ إِذَا تَوَضَّأَ عـه

**[તઅલીક઼ : ૨૬]** મશ્હૂર તાબઈ મુહમ્મદ ઈબ્ને સીરીન જ્યારે વુઝૂ કરતા તો વિંટીની જગ્યાને ધોતા.

*(મુસ્નફે ઈબ્ને અબી શયબા, બુખારી ફિત્તારીખ બિમઅના)*

ઈમામ તહાવીની પણ એ જ રાય છે કે આ હદીષમાં મસહ પોતાના વાસ્તવિક અર્થમાં છે, એના પહેલાં પગો પર મસહ કરવાનો હુકમ હતો તો આ હદીષથી મન્સૂખ થઈ ગયો. પરંતુ એ સહીહ નથી, એટલા માટે કે તો પછી **ويل للاعقاب** ફર્માવવું સહીહ ન થાત. શરીઅતથી જાઈઝ કરેલા પર અમલ જહન્નમનો સબબ કઈ રીતે બની શકે છે ! તેમજ મુસ્લિમની હઝરત અબૂ હુરૈરહવાળી હદીષ એના વિરુધ્ધ પર દલીલ પૂરી પાડે છે. એટલા માટે નિશ્ચિત છે કે **نمسح** (નમ્સહ) અહીં એના પર આધારિત છે કે અમે સારી રીતે ધોઈ રહ્યા હતા, ઉતાવળના કારણે એડીઓ ધોયા વિનાની રહી ગઈ હતી, એના પર આ ઈર્શાદ ફર્માવ્યો.

રાફઝીઓ એવું કહે છે કે વુઝૂમાં પગો ધોવા ફર્જ નથી, મસહ કરવો ફર્ઝ છે. તેઓની દલીલ એ છે કે વુઝૂની આયતમાં સહીહ કિ઼રાઅત **وارجلكم** 'લામ'**لام**ના ઝેરની સાથે છે એ **رؤسكم**પર મઅતૂફ છે **ايديكم** પર નહીં. એનો જવાબ એ છે કે એવું કહેવું કે સહીહ કિ઼રાઅત લામના ઝેરની સાથે છે, એ ગલત છે. બંને કિ઼રાઅતો સહીહ છે લામના ઝબર સાથે પણ અને લામના ઝેર સાથે પણ. લામના ઝબર સાથે પણ કિ઼રાઅત મુતવાતિરા છે. એ તકદીર પર નિશ્ચિત છે કે **ارجلكم**નો અતફ **ايديكم**પર હોય. અને લામના ઝબરવાળી કિ઼રાઅતની બિના પર લામને ઝેર નજીક હોવાના કારણે છે; મજરૂર હોવાના કારણે નથી. અને જો એને **رؤسكم** પર મઅ્તૂફ માનીએ તો **ارجلكم** ના લામના ઝબરની કોઈ સ્પષ્ટતા ન થઈ શકે. તદ્ઉપરાંત હદીષો એના બારામાં એટલી પુષ્કળ છે કે જો અર્થના એ'તબારથી મુતવાતિર નથી તો મશ્હૂર જરૂર છે. તેમજ સહાબાએ કિરામનો એના પર ઈજમાઅ છે કે કેવળ ત્રણ હઝરાતથી મસહે રિજ્લનો (પગના મસહનો) કૌ઼લ રિવાયત કરવામાં આવ્યો છે. હઝરત અલી, ઈબ્ને અબ્બાસ, અનસ رِضْوَانُ اللهِ تَعَالَىٰ عَلَيْهِمْ اَجْمَعِيْنَ,પણ બાદમાં એ લોકોએ પણ એનાથી રુજૂઅ કરી લીધું છે. *(અયની, ભાગ–૩, પેજ–૯)*

**૩. ويل** (વય્લ)નો અર્થ છે ખરાબી, તબાહી, એ ધમકાવવાના મોકા પર બોલવામાં આવે છે. ઈબ્ને હબ્બાને હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہથી રિવાયત કરી કે "વય્લ" જહન્નમમાં એક એવી વાદીનું નામ છે જેમાં એટલી ગરમી છે કે જો તેમાં પહાડ નાખી દેવામાં આવે તો પીગળી જાય, એનાથી જહન્નમ પણ પનાહ માંગે છે. *(બહારે શરીઅત, ભાગ–૨, પેજ–૩)*

એક કૌ઼લ એ છે કે જહન્નમીઓના પેટને 'વય્લ' કહે છે. એક કૌલ એ છે કે 'વય્લ' તે મસાદરમાંથી છે જેમના માટે કર્મો નથી. એ તબાહી તથા અઝાબના અર્થમાં વપરાય છે. અહીં અઝાબના જ અર્થમાં છે.

## તઅલીક઼ : ૨૬ની સમજૂતી

**ઈબ્ને સીરીન :** એમનું નામ મુહમ્મદ છે, ઈબ્ને સીરીનથી મશ્હૂર છે. કુન્નિયત અબૂ બકર છે. તેમના વાલિદ સીરીન જંગે અયનુત્તમરમાં ગિરફતાર થયા. તેમની કિસ્મતે સાથ આપ્યો અને તેમને હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہની ગુલામી નસીબ થઈ. હઝરત અનસે વીસ હજાર દિરહમ પર મકાતિબ બનાવ્યા એટલે એટલુ અદા કરી દો તો આઝાદ છે. તેમણે એ રકમ અદા કરીને આઝાદી મેળવી લીધી. મુહમ્મદ ઈબ્ને સીરીનનાં વાલિદાનું નામ 'સફિય્યહ્' છે, આપ હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہનાં આઝાદ કરેલાં બાંદી હતાં. આ તે ખુશનસીબ ખાતૂન છે કે જ્યારે તેમનાં સીરીન સાથે નિકાહ થવાનો હતો ત્યારે અઝવાજે મુતહ્હરાતે તેમને ખુશ્બુ લગાડી અને તેમના માટે દુઆ કરી. તેર અસ્હાબે બદર જેમાં હઝરત ઉબય ઈબ્ને કઅબ رضی اللہ عنہ પણ છે તેમના નિકાહમાં શરીક થયા. હઝરત ઉબય ઈબ્ને કઅબે દુઆ કરી, બાકી હઝરાતે આમીન કહ્યું. મુહમ્મદ ઈબ્ને

## (١٢١) حديث - ايضاً

### [હદીષ : ૧૨૧] "એડીઓ માટે આગનો અઝાબ"

سَمِعْتُ اَبَا هُرَيْرَةَ رَضِيَ اللهُ تَعَالٰى عَنْهُ وَكَانَ يَمُرُّبِنَا وَالنَّاسُ يَتَوَضَّؤُنَ

*મુહમ્મદ ઈબ્ને ઝિયાદ[1] કહે છે કે હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ અમારી પાસેથી પસાર થઈ રહ્યા હતા અને લોકો*

સીરીન હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہની ખિલાફતમાં હિ.સ. ૩૪માં પેદા થયા અને હિ.સ. ૧૧૦માં હઝરત ઈમામ હસન બસરીના વિસાલના સો દિવસ પછી વિસાલ પામ્યા. આપ તે તાબઈ ઈમામોમાંથી છે જેની અઝમત તથા જલાલત સર્વ માન્ય છે. હદીષ તથા ફિકહના ઈમામ છે. ત્રીસ સહાબીઓની ઝિયારત કરી અને હઝરત ઈબ્ને ઉમર, હઝરત અનસ, હઝરત અબૂ હુરૈરહ્ رضوان اللہ تعالیٰ علیہم اجمعین અને અન્ય સહાબીઓ તથા પુષ્કળ તાબઈનથી રિવાયત કરી. ખ્વાબની તાબીરની વિદ્યાના અનોખા (નિહટ્ટા) ઈમામ છે. ઝોહદ તથા વરઅ, તક્વો, ખૌફે ખુદા, ઈલ્મો ફઝ્લ સૌનાં સંગમ હતા. અશ્અષે કહ્યું, જ્યારે તેમને હલાલ તથા હરામના બારામાં કાંઈ પૂછવામાં આવતું તો તેમના ચહેરાનો રંગ બદલાઈ જતો, એવું લાગતું કે જાણે એ પહેલાવાળા નથી. મેહદીએ કહ્યું કે અમે તેમની મજલિસમાં તેમનાથી ખૂબ વાતો કરતા, તે પણ કરતા પણ જ્યારે મૌતનો ઉલ્લેખ થતો તો ચહેરાનો રંગ ઉડી જતો અને પીળો થઈ જતો, તદ્દન બદલાઈ જતા. હલફ ઈબ્ને હેશામે કહ્યું, અલ્લાહ عزوجلએ તેમને સારી આદત, સારા શરીર અને ખુશૂઅ અતા કર્યો હતો, લોકો તેમને જોતા તો અલ્લાહ યાદ આવી જતો. *[(અકમાલ, અયની, ભાગ–૧, પેજ–૨૭૧, બાબુ ઈત્તિબાઈલ જનાઈઝ મિનલ (ઈમાન)]*

**૧.** ઈબ્ને માજહએ હઝરત અબૂ રાફેઅ رضی اللہ عنہથી રિવાયત કરી :–

**كان رسول الله صلى الله تعالىٰ عليه وسلم اذا توضاحرك خاتمه** "રસૂલુલ્લાહ ﷺ જ્યારે વુઝૂ કરતા તો પોતાની વિંટી હલાવતા.

ખૂદ ઈબ્ને સીરીનથી એ પણ મરવી છે કે તેમણે પોતાની વિંટી આંગળીમાં ઘુમાવી. અને તઅલીક્માં એ છે કે વિંટીની જગાને ધોતા હતા. એનો ખુલાસો એ છે કે જ્યારે વિંટી ફીટ હોતી તેની અંદર પાણી ન જતું તો વિંટી ઉતારીને તેની જગાને ધોતા હતા, અને જ્યારે ઢીલી હોતી અને તેમાં પાણી પહોંચવાની પાકી ધારણા હોતી તો કેવળ ફેરવીને રહી જતા હતા. બીજો ખુલાસો એ છે કે વિંટીની જગ્યા ધોવાથી મુરાદ એ છે કે તેને ફેરવી આપતા જેથી પાણી એની અંદર પણ પહોંચી જાય. એના પર અમલ પણ છે કે જો વિંટી ઢીલી હોય કે હલાવ્યા વિના તેમાં પાણી પહોંચી જાય તો ન હલાવવાની જરૂરત, ન ઘુમાવવાની જરૂરત. અલબત્ત બેહતર એ છે કે હલાવે. અને જો ફીટ છે કે હલાવ્યા વિના અંદર પાણી પહોંચશે નહીં તો હલાવવી ફર્ઝ છે. અને જો એટલી ફીટ છે કે હલાવવા ઘુમાવવાથી પણ અંદર પાણી ન જાય તો ઉતારીને તેને ધોવું ફર્ઝ છે.

આ વિષયની અન્ય હદીષ પણ છે. બયહકીએ રિવાયત કરી કે હઝરત અલી رضی اللہ عنہ જ્યારે વુઝૂ કરતા તો પોતાની વિંટી હલાવતા. ઈબ્ને કતીબાની ગરીબ હદીષમાં છે કે હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہ એ એક શખ્સને વુઝૂ કરતાં જોયો તો ફર્માવ્યું, વિંટીની જગ્યાનો ખયાલ કર ! હઝરત ઈબ્ને ઉમર અને હઝરત આઈશા બિન્તે સઅદ બિન અબી વક્કાસથી પણ મરવી છે કે લોકો જ્યારે વુઝૂ કરતા તો વિંટી હલાવી લેતા.

### સમજૂતી : ૧૨૧

**૧.** મુહમ્મદ ઈબ્ને ઝિયાદ, હઝરત ઉષ્માન ઈબ્ને મઝઊન મશ્હૂર સહાબીના આઝાદ કરેલા ગુલામ છે. કર્શી હુમજી છે. મૂળ મદની છે, પણ બાદમાં બસરા વસવાટ કરી લીધો હતો. ષિક્હ તાબઈ છે.

مِنَ الْمِطْهَرَةِ فَقَالَ اَسْبِغُوا الْوُضُوْءَ فَاِنَّ اَبَا الْقَاسِمِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*એક વાસણથી[2] વુઝૂ કરી રહ્યા હતા. મેં સાંભળ્યું કે તેમણે કહ્યું, લોકો વુઝૂ સંપૂર્ણપણે કરો, એટલા માટે કે હઝરત*

قَالَ وَيْلٌ لِّلْاَعْقَابِ مِنَ النَّارِ ع

*અબુલ કાસિમ ﷺએ ફર્માવ્યું, એડીઓને[3] માટે આગનો અઝાબ છે.*

(۱۲۲) حدیث ۔ التوضی فی النعال

**[હદીષ : ૧૨૨] "વગર વાળના જૂતાઓ પહેરીને હુઝૂર ﷺનું વુઝૂ કરવું"**

عَنْ عُبَيْدِ بْنِ جُرَيْجٍ اَنَّهٗ قَالَ لِعَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ يَا اَبَا عَبْدِ الرَّحْمٰنِ رَاَيْتُكَ

*ઓબૈદ[1] ઈબ્ને જુરૈજએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہને કહ્યું, હે અબૂ અબ્દુર્રહમાન ! તમને ચાર એવી*

**૨.** مِطْهَرَة (મિત્હરતુન્) પાત્રનું નામ છે. હદીષમાં છે : **السواك مطهرة للفم ومرضاة للرب** "મિસ્વાક મોઢાની સફાઈ અને રબ તઆલાની ખુશ્નુદીનો ઝરીયો છે." અહીં મુરાદ એ વાસણ છે જેમાં વુઝૂના માટે પાણી રાખ્યું હોય. એ પણ થઈ શકે છે કે એનાથી મુરાદ હોઝ, ખાડો વગેરે હોય.

**૩.** હદીષમાં જો કે પ્રસંગને અનુલક્ષીને ખાસ કેવળ એડીઓનું વર્ણન છે. તેમજ સામાન્યતઃ બેપરવા ઉતાવળીયા લોકો એડીઓથી ગફલત વર્તે છે, પણ હુકમ એ તમામ અંગો માટે સામાન્ય છે જે એવાં છે કે જો ખાસ ખયાલ કરીને ત્યાં પાણી ન પહોંચાડવામાં આવે તો ધોવાથી રહી જશે. દા.ત. એડીઓ, ઘૂંટીઓ, હાથની તથા પગની આંગળીઓ વચ્ચેની જગાઓ, કોણીઓ, આંખના કુંડાળાં, વિંટીની અંદર, દરેક શખ્સના માટે એનો ખયાલ રાખવો મુસ્તહબ છે અને લાપરવા લોકો માટે ફર્ઝ છે[1]. એટલા માટે ઈમામ બુખારીએ હઝરત ઈબ્ને સીરીનનો કૌલ નકલ ફર્માવ્યો. હાકિમે અબ્દુલ્લાહ ઈબ્ને હારિષ رضی اللہ عنہથી રિવાયત કરી કે ફર્માવ્યું, એડીઓ અને તળવાંઓને માટે આગનો અઝાબ છે. મુસ્લિમમાં હઝરત ઉમર رضی اللہ عنہથી મરવી છે કે એક શખ્સે વુઝૂ કર્યું અને નખોના બરાબર પગે પાણી ન પહોંચ્યું તો હુઝૂર ﷺએ જોઈ લીધું તો ફર્માવ્યું, જા ! સારી રીતે વુઝૂ કર ! તે ગયા અને ફરી આવ્યા અને નમાઝ પઢી. *(કિતાબુત્તહારત, ભાગ-૧, પેજ-૧૨૫)*

**મસાઈલ :** (૧) પગોનું ધોવું ફર્ઝ છે. (૨) દરેક અંગને પૂરેપૂરું ધોવું ફર્ઝ છે. **للاکثر حکم الکل** અહીં નથી. (૩) ઉલમા પર વાજિબ છે કે અભણ લોકોને મસાઈલ બતાવે. (૪) જરૂરતના સમયે મસ્અલો બતાવતી વખતે અવાજ ઊંચો કરી શકાય છે. (૫) આલિમ સામે વાળાને તતડાવી શકે છે. (૬) અઝાબ શરીર તથા રૂહ બંને પર થશે, કેવળ રૂહ પર નહીં. (૭) જહન્નમનો અઝાબ તેના જાહેરી અર્થ પર આધારિત છે, મજાઝી અર્થ મુરાદ નથી કે પોતાના ગુનાહોને જોઈને રંજમય થવાનું નામ હોય.

**સમજૂતી : ૧૨૨**

**૧. ઓબૈદ ઈબ્ને જુરૈજ :** આ તાબઈ મદની બની તમીમના આઝાદ કરેલા ગુલામ છે. તેમનામાં અને મક્કા મોઅઝ્ઝમાના પ્રખ્યાત ઈમામ ફકીહ મુહદ્દિષ અબ્દુલ મલિક ઈબ્ને અબ્દુલ અઝીઝ જુરૈજમાં કોઈ સંબંધ નથી. અમુક લોકોએ ધાર્યું કે એ ઈબ્ને જુરૈજ મક્કીના કાકા છે, એ ગલત છે. જુરૈજ જર્જનો અપભ્રંશ છે, એનો અર્થ સામાન રાખવાના થેલા થાય છે. જેને જર્જી કહે છે.

**વર્ગીકરણ :** ઈમામ બુખારીએ આ હદીષ પર પ્રકરણ બનાવ્યું છે :–

تَصْنَعُ أَرْبَعًا لَمْ أَرَ أَحَدًا مِنْ أَصْحَابِكَ يَصْنَعُهَا قَالَ كَمَا هِيَ يَا ابْنَ جُرَيْجٍ

*વાતો કરતાં જોઈ રહ્યો છું જેને આપના સાથીઓમાંથી કોઈને મેં નથી જોયો કે કરતા હોય. તેમણે પૂછયું, હે ઈબ્ને*

قَالَ رَأَيْتُكَ لَا تَمَسُّ مِنَ الْأَرْكَانِ إِلَّا الْيَمَانِيَيْنِ وَرَأَيْتُكَ

*જુરૈજ ! તે કઈ કઈ વાતો છે ? ઈબ્ને જુરૈજે કહ્યું, મેં આપને જોયા કે આપ કા'બાના અરકાનમાં કેવળ રૂકને*

**باب غسل الرجلين فی النعلین ولا یمسح علی النعلین** "ચપ્પલમાં પગો હોય છે, પગો ધોવાના છે, તેના પર મસહ નથી કરવાનો. આ પ્રકરણ રજૂ કરવાનું કારણ એ છે કે કેટલાક અસ્હાબે ઝવાહિર તથા રાફઝી પગો પર પણ મસહ પૂરતો જાણતા હતા, ધોવું જરૂરી જાણતા ન હતા અને એ ઘણા સહાબાએ કિરામથી પણ મરવી છે. દા.ત. હઝરત અલી તથા અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી, બલ્કે એના અનુસંધાનમાં એક મરફૂઅ હદીષ પણ તિર્મિઝી તથા અબૂ દાઊદમાં વર્ણન થયેલી છે. પરંતુ અબ્દુર્રહ્માન ઈબ્ને મહદી વગેરેએ તેની તઝઈફ કરી (ઝઈફ હોવું દર્શાવ્યું) છે. અને હઝરત અલી کرم اللہ تعالٰی وجہہ الکریم થી જે મરવી છે તે વુઝૂ હોવાની હાલતમાં બીજીવાર વુઝૂ કરતી વખતે મરવી છે. જેમ કે ઈમામ તહાવીએ જે રિવાયત કરી એ હદીષના શબ્દો આ પ્રમાણે છે :–

**رأیت علیارضی اللّٰه تعالٰی عنه صلی الظهر ثم قعد للناس فی المرحبة ثم اتی بماء نمسح بوجه ویدیه ومسح براسه ورجلیه وشرب فضله قائما ثم قال ان ناسایز عمون ان هذا یکره وانی رأیت رسول صلی اللّٰه تعالٰی علیه وسلم یصنع مثل ماصنعت وهذا وضوء من لم یحدث**

"નઝાલ ઈબ્ને સિરાહે બયાન કર્યું કે મેં જોયું કે અલી کرم اللہ تعالٰی وجہہ الکریم એ ઝોહ્ર પઢી પછી સહનમાં બેઠા. થોડીકવાર પછી પાણી રજૂ કરવામાં આવ્યું તો તેના વડે પોતાના ચહેરા તથા હાથો પર મસહ કર્યો અને માથા તથા પગો પર મસહ કર્યો અને વધેલુ પાણી ઉભા રહીને પીધુ. પછી ફર્માવ્યું, લોકો ગુમાન કરે છે કે આ મકરૂહ છે, જયારે કે મેં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને આ જ પ્રમાણે એટલે કે વુઝૂનું બચેલુ પાણી ઉભા રહીને પીતાં જોયા છે. આ તેનું વુઝૂ છે જેનું વુઝૂ તૂટયું ન હોય." *(તહાવી, ભાગ–૧, પેજ–૩૦)*

ઈમામ તહાવીએ એના પર ફર્માવ્યું કે જો આ હદીષને પગો પર મસહની દલીલ ઠરાવવામાં આવે તો એમાં ચહેરો તથા હાથોના માટે "મસહ" જ શબ્દ છે, તો લાઝિમ આવશે કે ચહેરા તથા હાથો પર પણ મસહ પૂરતો છે. જેનાથી માનવું પડશે કે આ હદીષમાં "મસહ"નો અર્થ ગુસ્લે ખફીફ મુરાદ લેવું પડશે. એટલે કે હઝરત અલીની સામાન્ય આદત જે રીતે વુઝૂ કરવાની હતી એનાથી ઓછુ ધોયું. રહી ગયું તે જે હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી મરવી છે અને અન્ય પણ જે આ પ્રકારની હદીષો છે તે સૌમાં મુરાદ એ છે કે તે લોકો એ વખત મોજાંઓ પર જોડા (ચપ્પલ) પહેરતા હતા. કેમ કે તેમના જોડા ચપ્પલની જેમ રહેતા હતા કે પગની ઉપર કેવળ બે દોરી રહેતી હતી, તે લોકોએ અસલમાં મોજાઓ પર મસહ કર્યો અને રાવી એવું સમજયા કે આ ચપ્પલ પર મસહ છે. અલ્લામા અયની વગેરેએ ઈમામ તહાવીથી અલગ એક ખૂબ જ કવી દલીલ નકલ કરી છે કે એના પર ઈજમાઅ છે કે જો મોજા એટલા ફાટી જાય જેનાથી પગ જાહેર થવા લાગે તો એ મોજા પર મસહ જાઈઝ નથી અને ચપ્પલ પર પગની પીઠ લગભગ ખુલ્લી રહે છે તો એના મસહ કઈ રીતે જાઈઝ થશે ? અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, આ દલીલ સહીહ છે, પણ એમાં ઈજમાઅના દાવામાં વિવાદ છે. એટલા માટે કે સહાબા તથા તાબઈનની એક જમાઅત એને માનનારી છે કે પગ પર મસહ જાઈઝ છે. તદ્દઉપરાંત અકરમા, કતાદા, શઅબી પણ એના માનનારા છે. ઈમામ હસન બસરીએ ફર્માવ્યું કે વાજિબ પગો ધોવા છે કે મસહ. અને અમુક અસ્હાબે ઝવાહિર કહે છે કે ગુસ્લ (ધોવું) તથા મસહ બંનેને જમા કરવું વાજિબ છે. અલ્લામા અયનીએ એનો એ જવાબ આપ્યો કે ઈજમાઅના બારામાં જમહૂરનો મઝહબ એ છે કે અમુક (થોડાક)નો વિરોધ ઈજમાઅ માટે નુકસાનકર્તા

تَلْبَسُ النِّعَالَ السِّبْتِيَّةَ وَرَأَيْتُكَ تَصْبَغُ بِالصُّفْرَةِ وَرَأَيْتُكَ إِذَا كُنْتَ بِمَكَّةَ

*યમાની અને રુકને હજરે અસ્વદને હાથ લગાડો છો[૨] અને મેં આપને વાળ સાફ કરેલી સિબ્તી ચપ્પલ પહેરતા જોયા[3], અને*

أَهَلَّ النَّاسُ إِذَا رَأَوُا الْهِلَالَ وَلَمْ تُهِلَّ أَنْتَ حَتَّى كَانَ يَوْمُ التَّرْوِيَةِ - قَالَ

*મેં આપને એ જોયા કે આપ વાળોને પીળા ખિઝાબથી રંગો છો અને મક્કાવાળા ચાંદ જોતાં જ તલબિય્યહ્ કહેવા*

عَبْدُ اللهِ أَمَّا الْأَرْكَانُ فَإِنِّي لَمْ أَرَ رَسُولَ اللهِ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ

*લાગે છે પણ મેં આપને જોયા કે યૌમે તરવિય્યહથી પહેલાં તલબિય્યહ નથી પોકારતા. એના પર હઝરત અબ્દુલ્લાહે*

يَمَسُّ إِلَّا الْيَمَانِيَّيْنِ وَأَمَّا النِّعَالُ السِّبْتِيَّةُ فَإِنِّي رَأَيْتُ رَسُولَ اللهِ صَلَّى اللهُ تَعَالَى

*ફર્માવ્યું કે અરકાનનો મામલો એ છે કે મેં રસૂલુલ્લાહ ﷺ ને યમાનૈન સિવાય કોઈ રુકનને હાથ લગાડતા*

નથી અને તવાતુર શર્ત છે. ત્યારબાદ હઝરત અતાઅ્નું આ કથન રજૂ કર્યું કે અબ્દુલ મલિકે કહ્યું, મેં અતાઅ્ને પૂછયું, શું તમને કોઈ સહાબીના બારામાં એ ખબર મળી છે કે તે પગો પર મસહ કરતા હતા ? તો ફર્માવ્યું, નહીં !

હું કહું છું એના પર વિવાદ કરનાર ઘણુ બધું કહી શકે છે. ઈમામ તહાવીએ એ નથી ફર્માવ્યું કે એના પર ઈજમાઅ છે કે પગને ધોવામાં આવે મસહ ન કરવામાં આવે તેમણે એ દાવો કર્યો કે એના ઈજમાઅ છે કે મોજા જો એટલા ફાટેલા હોય કે પગો જાહેર થાય તો મસહ દુરુસ્ત નથી. અલ્લામા ઈબ્ને હજરે એના વિરુધ્ધ કોઈ દલીલ કાયમ નથી કરી. અને જો ઈમામ તહાવીની મુરાદ એ હોત કે એના પર ઈજમાઅ છે કે પગોનો મસહ પૂરતો નથી તો અલ્બત્ત ઈબ્ને હઝરતનો વાંધો લાગુ થાત. અને જો ધારો કે એ જ મુરાદ લેવામાં આવે કે ઈમામ તહાવીની મુરાદ એ જ છે કે પગો પર મસહ પૂરતો નથી એના પર ઈજમાઅ છે, ભલે તેમના ઈર્શાદથી કોઈ રીતે જાહેર નથી તો એની તાવીલ એ થઈ શકે છે કે ઈમામ તહાવીની મુરાદ સહાબાએ કિરામનો ઈજમાઅ છે, અને એ સહીહ છે. હઝરત અલી كرم الله تعالى وجهه الكريم વગેરેથી જે મરવી છે તેના બારામાં આવી ગયું કે તે વુઝૂ હોવા છતાં વુઝૂ હતું, અથવા એ કે પગરખાંની સાથે મોજા પહેરેલ હતા, મસહ અસલમાં માજાઓ પર હતો.

**૨.** કિસ્સો એ છે કે કુરૈશે જે કા'બાની તામીર કરી હતી જે દક્ષિણની તરફ ઈબ્રાહીમ علیہ السلام ના પાયા પર હતી અને ઉત્તર બાજુ જે હતીમનો હિસ્સો છે તે છોડી દીધો છે, એટલા માટે હુઝૂરે અક્દસ ﷺ દક્ષિણ રુકને, યમાની અને હજરે અસ્વદને હાથ લગાડતા હતા. પછી જ્યારે હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર رضی اللہ عنہما એ પોતાની તામીરમાં ઉત્તર બાજુ પણ વધારીને ઈબ્રાહીમી પાયા પર બાંધકામ કર્યું અને હતીમ અંદર આવી ગયો તો સહાબાએ કિરામ ચારેવ અરકાનને હાથ લગાડતા હતા. પછી અબ્દુલ મલિકના હુકમથી હજ્જાજે એ બાંધકામને તોડી નાખીને હતીમને બહાર કરી દીધો. અને કુરૈશના બાંધકામ પ્રમાણે કરી નાખ્યું. તો જેઓ માહિતગાર હતા તેઓ રુકને ઈરાકી તથા શામીને તવાફના સમયે હાથ લગાડતા ન હતા, કેવળ રુકને યમાની તથા હજરે અસ્વદને હાથ લગાડતા હતા, અને કેટલાક લોકો ચારેવ રુકનોને હાથ લગાડતા રહ્યા. જેવો કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરની તામીર પછી રિવાજ પડી ગયો હતો. ઓબૈદ બિન જુરૈજને આ રાઝની ખબર ન હતી એટલા માટે તેમણે હઝરત ઈબ્ને ઉમરને આ સવાલ કર્યો. આ અમલનો મતભેદ તાબઈનના સમય સુધી રહ્યો, હવે એના પર ઈજમાઅ થઈ ગયો કે કેવળ રુકને યમાની તથા હજરે અસ્વદને તવાફની હાલતમાં હાથ લગાડવામાં આવે. ફરક એ છે કે રુકને યમાનીને કેવળ હાથ લગાડીશું એને હજરે અસ્વદ પર બંને હાથ રાખીને મોઢાથી

عَلَیْہِ وَسَلَّمَ یَلْبَسُ النِّعَالَ الَّتِیْ لَیْسَ فِیْھَا شَعْرٌ وَّیَتَوَضَّأُ فِیْھَا فَاَنَا اُحِبُّ اَنْ اَلْبَسَھَا

*નથી જોયા. અને વગર વાળની જૂતીઓની વાત એ છે કે મેં રસૂલુલ્લાહ ﷺને જોયું કે તે વગર વાળની*

وَاَمَّا الصُّفْرَۃُ فَاِنِّیْ رَاَیْتُ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَصْبَغُ بِھَا فَاَنِّیْ اُحِبُّ

*ચપ્પલ પહેરતા હતા અને એમાં વુઝૂ[4] ફર્માવતા હતા, એટલા માટે હું એને પહેરવાનું પસંદ કરું છું. રહ્યો*

اَنْ اَصْبَغَ بِھَا وَاَمَّا الْاِھْلَالُ فَاِنِّیْ لَمْ اَرَ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی

*પીળા રંગનો ખિઝાબ તો મેં રસૂલુલ્લાહ ﷺને વાળોમાં પીળા રંગનો ખિઝાબ[5] લગાડતા જોયા છે, એટલા માટે*

عَلَیْہِ وَسَلَّمَ یُھِلُّ حَتّٰی تَنْبَعِثَ بِہٖ رَاحِلَتُہٗ ١٦٦

*હું પણ પસંદ કરું છું કે એ ખિઝાબ લગાડું. તલબિય્યહ્ પોકારવાની વાત એ છે કે મેં રસૂલુલ્લાહ ﷺને જોયા*

*કે હુઝૂર તે સમય સુધી તલબિય્યહ્ ન કહેતા જ્યાં સુધી આપની સવારી ન ચાલવા લાગતી[6].*

બોસો આપીશું જો એનો મોકો મળી જાય તો, નહીં તો કેવળ હાથ કે લાકડીથી ઈશારો પૂરતો છે. વિગત કિતાબે હજજમાં આવશે, એ જ અમારો પણ મઝહબ છે.

૩. سبتیۃ **(સિબ્તિય્યહ):** سبت (સિબ્ત)ની તરફ સંબંધિત છે, એના અર્થમાં ઘણા કથનો છે. સલમના પાંદડાંઓમાં પકવેલુ ગાયનું ચામડુ અથવા દરેક પકવેલ ચામડુ, માથુ મૂંડવું, એક બજારનું નામ. અહીં મુરાદ તે ચામડુ છે જેના પર વાળ ન હોય. سبت (સિબ્ત)નો અર્થ માથુ મૂંડવાનો કહે છે, કેમ કે તેના વાળ ઉડાડી દેવામાં આવ્યા છે. એટલા માટે એને સિબ્તિય્યહ્ કહે છે. નઅલ (જોડા, ચપ્પલ) જે તે યુગમાં પહેરતા તે ચપ્પલ જેમ હતા જેની પીઠ પર બે દોરીઓ રહેતી હતી, જેમ કે હુઝૂર ﷺના નાલૈન મુકદસના બારામાં હદીષોમાં આવેલ છે. સિબ્તી જોડા પહેરવામાં કોઈનો કાંઈ મતભેદ નથી., એ સમયમાં ઓછા પહેરતા હતા એટલા માટે ઓબૈદ બિન જુરૈજે પૂછવું પડયું.

**૪.** કેવળ આટલો જ હિસ્સો પ્રકરણના પ્રમાણે છે. અહીં નિશ્ચિત છે કે یتوضأ (યતવદ્દાઅ)નો અર્થ ધોવું છે. એટલા માટે توضی (તૂદ્દા) ધોવાની અર્થમાં વપરાય છે. જો હુઝૂર ﷺ એ કેવળ મસહ ફર્માવ્યો હોત તો یمسح (યમ્સહ) ફર્માવતા. તદ્ઉપરાંત જો મસહ મુરાદ હોત તો فیھا (ફીહા) ન હોત علیھا (અલૈહા) હોત. فیھا (ફીહા) ફર્માવીને નિશ્ચિત કરી આપ્યું કે ધોવું જ મુરાદ છે. એટલે ચપ્પલ પહેરેલા રાખીને પગો ધોતા, જેમ કે અબૂ દાઊદ બાબે સિફતા વદૂઉન્નબી ﷺમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી રિવાયત છે હઝરત અલીએ ફર્માવ્યું, હે ઈબ્ને અબ્બાસ ! રસૂલુલ્લાહ ﷺ કેવી રીતે વુઝૂ ફર્માવતા હતા તે તમને બતાવી દઉં ? તેમણે અર્ઝ કરી, જરૂર ! તો તેમણે વુઝૂ શરૂ કર્યું ત્યાં સુધી કે માથાનો મસહ કર્યો. પછી એક ખોબો પાણી જમણા પગ પર રેડયું જો કે ચપ્પલ પગમાં હતો પછી પગોને આમતેમ વાળ્યા પછી બીજા પગની સાથે પણ એવું જ કર્યું. *(કિતાબુત્તહારત, બાબિ સિફતા, વુદૂન્નબી ﷺ.)*

**૫.** એનાથી ક્યાં તો કેવળ વાળો પર પીળા રંગનો ખિઝાબ કરવો મુરાદ છે એટલે કિસ્મ વડે. અને એ પણ થઈ શકે છે કે હઝરત ઈબ્ને ઉમર કપડાં, અમામો પણ પીળા રંગનો ઉપયોગમાં લેતા હતા. જેમ કે અબૂ દાઊદમાં છે કે હઝરત ઈબ્ને ઉમર પોતાની દાઢી પીળા રંગમાં એટલી રંગતા કે કપડાં લથપથ થઈ જતાં. એઓ પીળા રંગથી પોતાના તમામ લિબાસને રંગતા ત્યાં સુધી કે અમામાને પણ. *(કિતાબુલ્લિબાસ, બાબ ફિલ્ મસ્બૂગ)*

## حدیث-التیامن فی کل شئ (۱۲۳)

**[હદીષ : ૧૨૩] ''દરેક કામમાં જમણી બાજુ અપનાવવી''**

عَنْ اُمِّ عَطِیَّةَ رَضِیَ اللهُ تَعَالٰی عَنْهَا قَالَتْ، قَالَ النَّبِیُّ صَلَّی اللهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*હઝરત ઉમ્મે અતિય્યહ્[1]એ કહ્યું કે રસૂલુલ્લાહ ﷺએ સ્ત્રીઓને (જેઓ ગુસ્લ આપી રહી હતી)*

لَهُنَّ فِیْ غُسْلِ ابْنَتِهٖ اِبْدَاْنَ بِمَیَامِنِهَا وَمَوَاضِعِ الْوُضُوْءِ مِنْهَا

*પોતાની સાહબઝાદી[2] ના ગુસ્લના બારામાં ફર્માવ્યું, જમણી તરફથી[3] અને વુઝૂના અંગોથી શરૂ કરશો.*

**૬.** ઉલ્માનો એમાં મતભેદ છે કે તલબિય્યહ્ ક્યારે પોકારવામાં આવે. કેટલાક લોકોએ કહ્યું જ્યારે ઝીલ હજ્જનો ચાંદ જોવામાં આવે ત્યારથી. ઈમામ માલિક, ઈમામ શાફઈ, ઈમામ અહમદે ફર્માવ્યું, જ્યારે સવારી ચાલવા લાગે, જેવું કે આ હદીષમાં હઝરત ઈબ્ને ઉમરથી મરવી છે. આપણો મસ્લક એ છે કે એહરામની નમાઝથી ફારિગ થતાં જ ઉભા થતાં પહેલાં તલબિય્યહ શરૂ કરી આપે. અમારી દલીલ અબૂ દાઊદની તે હદીષ છે જે હઝરત સઈદ ઈબ્ને જુબૈર શહીદ મઝલૂમથી મરવી છે. એમનું બયાન એ છે કે મેં હઝરત ઈબ્ને અબ્બાસથી અર્ઝ કરી, મને એના પર આશ્ચર્ય છે કે રસૂલુલ્લાહ ﷺના તલબિય્યહ્ કહેવાના સમયના બારામાં સહાબાએ કિરામમાં મતભેદ છે. હઝરત ઈબ્ને અબ્બાસે કહ્યું, હું આ મામલાની સાથે અધિક જાણુ છું. રસૂલુલ્લાહ ﷺએ કેવળ એક જ હજ્જ કરી તો પણ સાથીઓમાં મતભેદ થઈ ગયો. કારણ એ બન્યું કે રસૂલુલ્લાહ ﷺએ મસ્જિદ (ઝુલ હલીફા)માં એહરામની બે રકાતો પઢી તે વખતે તલબિય્યહ્ કહ્યું. જે લોકો એ સમયે મસ્જિદમાં હાજર હતા તેમણે સાંભળ્યું. (બહારવાળાઓએ ન સાંભળ્યું) પછી જ્યારે મસ્જિદથી બહાર તશરીફ લાવીને સવારી પર બેઠા અને સવારી લઈને ચાલી તો તલ્બિય્યહ્ કહ્યું તેને તે લોકોએ સાંભળ્યું જેઓ ત્યાં મૌજૂદ હતા. લોકો ટોળે ને ટોળે આવીને સામેલ થતા જઈ રહ્યા હતા. પછી જ્યારે શરફુલ બિદાઅ્ પર ચઢયા તલબિય્યહ્ કહી એને ઘણી મોટી જમાઅતે સાંભળી. બખુદા નબી ﷺએ ત્રણેવ જગાએ તલબિય્યહ્ કહી, જેણે જે સાંભળ્યું તેને બયાન કર્યું. *(અબૂ દાઊદ, કિતાબુલ મનાસિક, બાબે વકતુલ એહરામ)*

આ હદીષથી વિવિધ રિવાયતોમાં મેળ પણ થઈ ગયો. ઈમામ અબૂ દાઊદે આ હદીષ પર મૌન અપનાવ્યું, એમનું મૌન હદીષ સહીહ હોવાની દલીલ છે. હાકિમે મુસ્તદરકમાં એના બારામાં કહ્યું, આ હદીષ સહીહ છે, મુસ્લિમની શર્ત પર છે. તેમજ ઈમામ તહાવીએ પણ તેની તખરીજ કરી છે. તેની વધુ વિગત કિતાબુલ્ હજ્જમાં આવશે.

### સમજૂતી : ૧૨૩

**૧. હઝરત ઉમ્મે અતિય્યહ** رضی اللہ عنہا : અન્સારિય્યહ્ છે. સબિય્યહ્ બિન્તે કઅબ અથવા હારિષ છે. સ્ત્રીઓ બલ્કે સહાબિયાતમાં આપ પોતાની ભરપુર ખૂબીઓમાં એકલી તથા અજોડ છે. આપ બીમારોની ચાકરી કરતાં હતાં, મરનાર સ્ત્રીઓને ગુસ્લ આપતાં હતાં. ઝખ્મોની મલમપટ્ટી તથા ઈલાજના માહિર હતાં. સાત ગઝવાતમાં હુઝૂર ﷺ સાથે શરીક થયાં જેમાં ખયબર પણ છે. હઝરત અલી کرم اللہ تعالٰی وجہہ الکریم તેમના ઘરે જઈને કૈલૂલા કરતા. તેમનાથી ૪૦ હદીષો રિવાયત પામી છે, છ કે સાત સર્વ સંમતિવાળી છે, એક જ ઈફરાદ બુખારીથી અને એક મુસ્લિમમાંથી છે.

**૨. પરિપૂર્ણતા** : એનાથી હઝરત સૈયદા ઝયનબ رضی اللہ عنہا મુરાદ છે જેમ કે મુસ્લિમની રિવાયતમાં સ્પષ્ટ

છે. આખી હદીષ કિતાબુલ્ જનાઈઝમાં આ પ્રમાણે છે કે જ્યારે હુઝૂર ﷺનાં સાહબઝાદીનો વિસાલ થયો તો અમે તેમને ગુસ્લ આપી રહ્યાં હતાં એવામાં રસૂલુલ્લાહ ﷺ તશરીફ લાવ્યા અને ફર્માવ્યું તેમને ત્રણ અથવા પાંચ અથવા એનાથી પણ વધારે વાર અથવા જેટલી જરૂરત સમજો તે પ્રમાણે એકલા પાણી અથવા બોરડીના પાણી વડે નવડાવજો. છેવટમાં કપૂર ઘસી લે જો અને જ્યારે નવડાવીને ફારિગ થાવ તો મને જણાવજો. હુઝૂરે પોતાનું તેહબંદ અતા કર્યું અને એવું ફર્માવ્યું કે એની ઈજાર બનાવશો. આ રિવાયત મુહમ્મદ ઈબ્ને સીરીનની છે. તેમની બહેન હફસાએ તેમને ઉમ્મે અતિય્યહથી રિવાયત કરી એમાં એવું છે કે તેમને એકી સંખ્યામાં નવડાવશો, ત્રણ કે પાંચ કે સાતવાર. ગુસ્લની શરૂઆત જમણી બાજુથી અને વુઝૂના અંગોથી કરશો. ઉમ્મે અતિય્યહ્એ કહ્યું, અમે કાંસકી કરીને તેમના વાળોને ત્રણ હિસ્સામાં કરીને પાછળની તરફ કરી દીધા.

**૩.** ઈમામ બુખારીએ એના પર આ પ્રકરણ બનાવ્યું છે **باب التيمن فى الوضؤ والغسل** ગુસ્લ તથા વુઝૂમાં જમણી તરફથી શરૂ કરવું. અને આ હદીષ મૈયતના ગુસ્લના બારામાં છે પણ જો કે વુઝૂ તથા ગુસ્લના જ બારામાં છે જેમાં હુઝૂરે અક્દસ ﷺએ જમણી તરફથી શરૂ કરવાનો હુકમ આપ્યો. જેથી સાબિત થયું કે જમણી બાજુથી શરૂ કરવું દરેક જ ગુસ્લ તથા વુઝૂમાં પસંદીદા છે.

વુઝૂના બયાનનો ક્રમ ચાલી રહ્યો હતો. ગુસ્લનું વિસ્તારપૂર્વક વર્ણન આગળ આવી રહ્યું છે, અહીં ગુસ્લની ચર્ચાની જરૂરત ન હતી પણ કેમ કે હદીષ ગુસ્લના વર્ણનથી આધારિત છે, વુઝૂ એના હેઠળ છે એટલા માટે ઈમામ બુખારીએ ગુસ્લનો વધારો કર્યો. એનાથી જેવી રીતે એ સાબિત થઈ રહ્યું છે કે ગુસ્લમાં જમણેથી શરૂ કરવું પસંદીદા છે તેવી જ રીતે વુઝૂમાં પણ જમણેથી શરૂ કરવાની સાબિતી સ્પષ્ટપણે કશીય રોકટોક વિના સાબિત થઈ રહી છે, જેથી જમણેથી શરૂ કરવાનો હુકમ વુઝૂના માટે પણ થયો.

**હઝરત સૈયદા ઝયનબ** رضى الله عنها : આ હુઝૂર ﷺનાં સૌથી મોટાં સાહબઝાદી છે જેઓ એલાને નબુવ્વતના દસ વરસ પહેલાં જ્યારે કે આપની ઉમ્ર શરીફ ત્રીસ વરસની હતી ત્યારે પેદા થયાં. અમુક લોકોએ કહ્યું કે હઝરત ક઼ાસિમ તેમનાથી મોટા હતા, તેમના નિકાહ તેમનાં માસીના છોકરા હઝરત અબુલ આસ સાથે થયા હતા. નબુવ્વતની જાહેરાત પછી આપ ઈમાનથી મુશર્રફ થયાં પણ અબુલ આસ તેમની સાથે ઈમાન ન લાવ્યા, બાદમાં ઈસ્લામથી મુશર્રફ થયા. ગઝવએ બદરમાં એ મુશ્રિકો તરફથી હતા, એ પણ કેદ થયા. તેમના ભાઈ અમ્ર તેમને છોડાવવા માટે જ્યારે મદીના આવ્યા તો હઝરત ઝયનબે ફિદિયામાં તે હાર તેમને આપ્યો જે હઝરત ખદીજાએ હઝરત ઝયનબને શાદીના પ્રસંગે તેમને આપ્યો હતો. હુઝૂરે અક્દસ ﷺની નજર જ્યારે તે હાર પર પડી તો ઓળખી કાઢયો અને હઝરત ખદીજા યાદ આવી ગયાં, શરીરમાં ધ્રુજારી આવી ગઈ. હઝરત ખદીજાના માટે રહમના શબ્દો ફર્માવ્યા, અને એ પસંદ ન પડયું કે બેટીને માંના હારથી મેહરૂમ કરી દેવામાં આવે, હુઝૂરે અક્દસ ﷺએ લોકોને કહી સંભળાવીને ફિદિયા વિના અબુલ આસને આઝાદ કરી આપ્યા, અલ્બત્ત એ વાયદો લઈ લીધો કે મક્કા પહોંચીને હઝરત ઝયનબને મદીના મોકલી આપશે. તેમણે વાયદો પૂરો કર્યો. હઝરત ઝયનબ જ્યારે મદીના માટે ચાલ્યાં તો હેબા બિન અસ્વદ તથા એક અન્ય પથ્થર હૃદયીએ ધક્કો માર્યો જેથી આપ એક પથ્થર પર ગબડી પડયાં જેનાથી સખ્ત ચોટ આવી કે જીવનભર સારું ન થયું, એમાં જ વિસાલ થયો. વિસાલની સન હિ. ૮ છે. હઝરત ઝયનબના એક સાહબઝાદા પેદા થયા જેમનું નામ અલી હતું જે પુખ્તવયે પહોંચીને વિસાલ કરી ગયા, અને એક સાહબઝાદી હઝરત ઉમામા થઈ જેના બારામાં હદીષોમાં છે કે હુઝૂરે અક્દસ ﷺ તેમને ગોદમાં લઈને નમાઝ પઢતા, સિજદામાં જતા તો ઉતારી દેતા, જ્યારે સિજદાથી ઉઠતા તો ફરી ગોદમાં લઈ લેતા. હઝરત સૈયદા ફાતિમા ઝહરા رضى الله عنهاના વિસાલ પછી હઝરત અલીએ હઝરત ઉમામાથી નિકાહ કર્યો. *(ઈસ્તીઆબ, અસાબા, ભાગ-૪, ઝિક્રે ઝયનબ)*

**મસાઈલ** : મૈયતને ગુસ્લ આપતા પહેલાં તેને વુઝૂ કરાવવામાં આવે, જો કે ન કુલ્લી કરવામાં આવે ન નાકમાં પાણી નાખવામાં આવે, એટલા માટે કે મોઢું તથા નાકમાંથી પાણી કાઢવું ખૂબ જ મુશ્કેલ પડશે. એ જ

## (١٢٤) حديث- استحباب التيمن فى كل شئ

## [હદીષ : ૧૨૪] "જમણી બાજુ અપનાવવી મુસ્તહબ"

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا قَالَتْ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يُعْجِبُهُ التَّيَمُّنُ

*હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદ્દીકા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે નબી صلی اللہ علیہ وسلم ને દરેક કામ[1] જમણી બાજુથી*

فِي تَنَعُّلِهِ وَتَرَجُّلِهِ وَطُهُوْرِهِ فِي شَأْنِهِ كُلِّهِ ع

*શરૂ કરવું પસંદ હતું. જોડા પહેરવા, કાંસકી કરવી, તહારત કરવાની હોય. (કોઈપણ હોય)*

*(બુખારી, અસ્સલાત, અત્તયમિન ફી દખૂલિલ મસ્જિદ વગેરે, ભાગ-૧, પેજ-૬૧, અતઈમ્મા, અલ્તયીમન ફિલ અકલ વગેરે, ભાગ-૨, પેજ-૮૧૦, લિબાસ, અત્તરજિલ, ભાગ-૨, પેજ-૮૭૮, મુસ્લિમ-તહારત, અબૂ દાઊદ-લિબાસ, તિર્મિઝી-જુમ્આ, નિસાઈ-તહારત, ઈબ્ને માજહ-તહારત, મુસ્નદે ઈમામ અહમદ)*

અહનાફનો મઝહબ છે જે એ અહનાફની કિતાબોમાં દર્શાવેલ છે. અલ્લામા નવવીને ગલતફહમી થઈ કે તેમણે લખી આપ્યું કે અહનાફ વુઝૂથી મૈયતના ગુસ્લને શરૂ કરવું મુસ્તહબ નથી જાણતા. મૈયતના ગુસ્લમાં પણ દરેક અંગમાં પ્રથમ જમણાને ધોવામાં આવે. મુતલકન (કોઈ અપવાદ શર્ત વિના) દરેક તહારતમાં જમણેથી શરૂ કરવું મુસ્તહબ છે, ચાહે ગુસ્લ હોય કે વુઝૂ, ચાહે જીવતો કરે ચાહે મુડદાને તહારત કરાવવામાં આવે. નિર્દેશથી સાબિત થયું કે જમણો હાથ ડાબાથી અફઝલ છે. તકમીલનો જે હિસ્સો અમે નકલ કર્યો તેનાથી સાબિત થયું કે બોરડીનાં પાંદડાં થકી ગુસ્લ આપવામાં આવે અને છેવટમાં કપૂર મેળવેલા પાણી વડે એકી સંખ્યામાં ગુસ્લ આપવામાં આવે જે ત્રણથી ઓછુ ન હોય અને વધુની કોઈ હદ નથી, જેટલાથી મૈયત ખૂબ ચોખ્ખુ થઈ જાય, પણ એકી સંખ્યા પૂરી કરવામાં આવે. પુરૂષના ઉપયોગ કરેલા લિબાસને સ્ત્રીના કફનમાં આપી શકાય છે. બુઝુર્ગાને દીનના લિબાસને તબર્રુક રૂપે કફનમાં સામેલ કરી શકાય છે, બુઝુર્ગોની વાપરેલી ચીજા વડે બરકત હાંસલ કરવી એ રિસાલતકાળથી રિવાજ છે. સ્ત્રીના વાળોને પાછળની તરફ કરી દેવામાં આવે.

### સમજૂતી : ૧૨૪

**પરિપૂર્ણતા :** كتاب الصلوٰة કિતાબુસ્સલાત વગેરેમાં ما استطاع (ઈસ્તિતાઅ)નો ઉમેરો છે. મતલબ જાહેર છે કે જે અંગોમાં જમણેથી શરૂ કરવું શક્ય છે તેમનામાં એ જ પ્રમાણે ફર્માવતા.

**૧.** એના સામાન્ય વર્ણનથી કોઈ એવી ગલત ફહમીમાં સપડાઈ શકે છે કે દરેક કામમાં જેમ કે જાજરૂમાં જતી વેળા, લિબાસ ઉતારતી વેળા, પગરખાં (જોડા, ચપ્પલ) ઉતારતી વેળા પણ જમણેથી શરૂ કરવુ મુસ્તહબ છે ? તેનો જવાબ અલ્લામા અયની તથા અલ્લામા ઈબ્ને હજરે એ આપ્યો કે સિવાય **وهو بكل شئ عليم** (વહુલ બિકુલ્લિ શયૂઈન અલીમ) અને અલ્લાહની સિફતોમાં આવેલી આ પ્રકારની આયતોના દરેક આમ હુકમ જેમના અમુક ખાસ છે. આ આમ (સામાન્ય હોવું) પણ અન્ય દલીલોથી તેમના અમુક ખાસ છે. જે ચીજોના બારામાં સ્પષ્ટતા છે કે ડાબી બાજુથી શરૂ કરવામાં આવે તે ખાસ છે. અથવા એ કે (શાન)નો અર્થ તે કાર્ય છે જે હેતુ હોય. જેમાં "તયાસિર" (ડાબી બાજુથી શરૂઆત) મુસ્તહબ છે તે કાર્યનો હેતુ નથી, બલ્કે અસલમાં તે સૌ ત્યજવા પાત્રના પ્રકારમાંથી છે. જેમ કે લિબાસ ઉતાર્યો, જોડા ઉતારવા, મસ્જિદ બહાર આવવું, જાજરૂમાં જવું પણ એક પ્રકારના તર્ક (ત્યજવા)ના માટે જ જઈએ છીએ. અલ્લામા નવવીએ એની એ તફસીલ કરી કે જે કાર્યો તશરીફ તથા તકરીમના કબીલથી (પ્રકારમાંથી) છે તેમાં તયામિન (જમણી બાજુથી શરૂ કરવું) મુસ્તહબ છે. જેમ કે લિબાસ વગેરે પહેરવો, મસ્જિદમાં જવું, મિસ્વાક કરવું, સૂરમો લગાડવો, નખો કાતરવા, કાંસકી કરવી (ત્યજવું)

## ⑫⑤ حدیث خروج الماء من بین اصابعہ صلی اللہ علیہ وسلم

### [હદીષ : ૧૨૫] "હુઝૂરની આંગળીઓથી પાણીનું વહેવું"

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنَّهٗ قَالَ رَاَيْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ ફર્માવ્યું, મેં રસૂલુલ્લાહ ﷺ ને જોયા અને અસ્રનો સમય થઈ*

عَلَيْهِ وَسَلَّمَ وَحَانَتْ صَلٰوةُ الْعَصْرِ فَالْتَمَسَ النَّاسُ الْوَضُوْءَ فَلَمْ يَجِدُوْا فَاُتِيَ الْوَضُوْءَ

*ચૂક્યો હતો. લોકોએ વુઝૂના માટે પાણી શોધ્યું પણ લોકોને ન મળ્યું[૧] રસૂલુલ્લાહ ﷺ ની ખિદમતમાં (થોડુક*

વગેરે વગેરે. અને જેમાં તશ્રીફ તથા તકરીમ (ત્યજવું) ન હોય એમાં ડાબી બાજુથી શરૂ કરવું મુસ્તહબ છે. જેમ કે જાજરૂમાં જવું, મસ્જિદ બહાર થવું, લિબાસ ઉતારવો વગેરે.

વુઝૂમાં હાથ પગો ધોવામાં જમણી બાજુથી શરૂ કરવું મુસ્તહબ છે એના પર અહલે સુન્નતનો ઈજમાઅ છે, અલ્બત્ત રાફઝીઓ વાજિબ માને છે, તેમની નજીક જમણા અંગો પ્રથમ ન ધોવામાં આવ્યાં તો વુઝૂ ન થશે.

### સમજૂતી : ૧૨૫

**૧.** આ પરથી એ સાબિત થયું કે જ્યારે નમાઝનો સમય આવી જાય તો પાણીની શોધ કરવી વાજિબ છે જ્યારે પાણી ન મળે તો તયમ્મુમની ઈજાઝત છે. નમાઝનો સમય થતાં પહેલાં પાણીની શોધ વાજિબ નથી, નહીં તો હુઝૂરે અક્રમ ﷺ તથા સહાબાએ કિરામ رضوان اللہ تعالیٰ علیہم اجمعین પહેલાં તલાશ કરતા, નમાઝનો સમય થયા બાદ જો એ ગુમાન છે કે એક માઈલની અંદર પાણી છે તો શોધી લેવું જરૂરી છે, શોધ કર્યા વિના તયમ્મુમ જાઈઝ નથી, ત્યાં સુધી કે જો તલાશ કર્યા વિના તયમ્મુમ કરીને નમાઝ પઢી લીધી પછી પાણી મળ્યું તો પછી વુઝૂ કરીને ફરીવાર નમાઝ પઢવી જરૂરી છે, જો ન મળ્યું તો નમાઝ થઈ ગઈ, જો પાકી ધારણા છે કે એક માઈલની અંદર પાણી નથી તો તલાશ કરવું જરૂરી નથી.

**૨.** એ પાણી કયા વાસણમાં હતું એના બારામાં વિવિધ રિવાયતો છે : એકમાં છે, ઓછી ઊંડાઈવાળો પહોળો પ્યાલો, એક રિવાયતમાં છે કાચનો પ્યાલો, એકમાં છે મોટા પ્યાલામાં, એકમાં છે, વુઝૂ કરવાના પાત્રમાં. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકની રિવાયત આ પ્રમાણે છે કે એક શખ્સ ગયો અને એક પ્યાલામાં થોડુ સરખુ પાણી લાવ્યો. એટલો નાનો હતો કે હુઝૂરે હાથ ફેલાવ્યો તો તેમાં ન આવી શક્યો. તો હુઝૂરે આંગળીઓ મિલાવી લીધી. પેજ–૩૨ પર બાબુલ વુઝૂવલ્ ગુસ્લ મિનલ્ મખ્દ્બના હેઠળ જે રિવાયત છે તે આ સિવાયનો બીજો પ્રસંગ છે. એટલા માટે કે એમાં એ છે કે જે લોકોના ઘરો નજીક હતાં તેઓ વુઝૂ કરવાના માટે ઘરે ગયા. એ દલીલ છે કે એ પ્રસંગ સફરનો નથી. અને આ હદીષથી જાહેર છે કે આ બનાવ સફરનો છે, નહીં તો શોધ કર્યા પછી પાણી ન મળવાનો શું સવાલ.

**૩.** કેટલા માણસો હતા એના બારામાં પણ વિવિધ રિવાયતો છે. કોઈમાં છે પંદરસો હતા, કોઈમાં છે આઠસો હતા, કોઈમાં ત્રણસોથી કાંઈક વિશેષ હતા. કોઈમાં છે કે સિત્તેર હતા. આંગળીઓ મુબારકેથી પાણી ઉભરાવાનો આ પ્રસંગ એક મહાન મજમામાં થયો પણ તેની રિવાયત કેવળ હઝરત અનસ رضی اللہ عنہ કરી રહ્યા છે. એવુ થવું જોઈતુ હતું કે આટલા મહાન મજમામાંથી સર્વ લોકો એને રિવાયત કરતા. આ પ્રકારના પ્રશ્નો ઘણા મો'જિઝાઓ તથા બનાવોના સંબંધે થઈ શકે છે, એટલા માટે અહીં અમે તેનો ખુલાસો કરી આપીએ

رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ بِوَضُوْءٍ فَوَضَعَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ

*સરખુ) વુઝૂનું પાણી લાવવામાં આવ્યું[2] રસૂલુલ્લાહ ﷺએ વાસણમાં પોતાનો હાથ રાખ્યો અને લોકોને*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فِیْ ذٰلِکَ الْاِنَاءِ یَدَہٗ وَاَمَرَ النَّاسَ اَنْ یَّتَوَضَّؤُا مِنْہُ قَالَ فَرَاَیْتُ الْمَا

*હુકમ આપ્યો કે એનાથી વુઝૂ કરે. (હઝરત અનસે) કહ્યું, મેં જોયું કે હુઝૂરની આંગળીઓની નીચેથી*

یَنْبَعُ مِنْ تَحْتِ اَصَابِعِہٖ حَتّٰی تَوَضَّؤُا مِنْ عِنْدِ اٰخِرِھِمْ عَہٗ

*પાણી ઉભરાઈ રહ્યું છે ત્યાં સુધી કે તેમનામાંની છેલ્લી વ્યક્તિએ પણ વુઝૂ કર્યું[3].*

*(બુખારી, મનાકિબ, અલામાતિન્નબુવ્વહ, ભાગ-૧, પેજ-૫૦૪, મુસ્લિમ-ફઝાઈલ, તિર્મિઝી-મનાકિબ, નિસાઈ-તહારત, દારમી-મુકદ્દમા, મુઅત્તા-તહારત, મુસ્નદે ઈમામ અહમદ)*

છીએ. પ્રથમ તો હઝરત અનસે આ મો'જિઝો વર્ણવ્યો પણ કોઈ સહાબીએ ઈન્કાર નથી કર્યો. આવા પ્રસંગે મૌન એ સમર્થનની દલીલ હોય છે. એટલા માટે કે સહાબાએ કિરામ માટે એ શક્ય જ નથી કે તેઓ જૂઠ તથા ગલત વાત પર ચુપ રહે. બીજુ એ કે એક લાખ ચોવીસ હજાર લગભગ સહાબીઓ છે પણ તેઓમાંથી કેટલાથી હદીષોની રિવાયત છે ? શક્ય છે કે આ મજમામાં જે હઝરાત હાજર હતા એમનામાં રિવાયત કરવાવાળા હઝરત અનસ સિવાય અન્ય કોઈ ન હોય. ત્રીજુ એ કે ઘણા હઝરાતને અન્ય મહત્વની વ્યસ્તતાને કારણે હદીષો રિવાયત કરવાનો મોકો ઓછો મળ્યો, જેમ કે હઝરાત ખુલફાએ રાશિદીન તેમ જ અશરાએ મુબશશરા. ચોથુ એ કે કિતાબો લખનારાઓએ જે હદીષો પોતાની કિતાબોમાં લખી તે કોઈ ખાસ મુદ્દાને દષ્ટિ સમક્ષ રાખીને લખી છે. શક્ય છે કે એના લીધી એવી રિવાયતો જે અન્ય સહાબાએ કિરામથી આ પ્રકારના બનાવોમાં અથવા કોઈપણ બનાવોમાં રિવાયત પામેલી હોય કિતાબોમાં નોંધ થવાથી રહી ગઈ. દા.ત. ઈમામ બુખારીને લો, તેમને છ લાખ હદીષો યાદ હતી, જેમાં પાંચ લાખ, ગૈર સહીહ અને એક લાખ સહીહ હદીષો યાદ હતી. પણ તેમની કિતાબોમાં ફક્ત કુલ દસ હજાર હદીષો મુશ્કેલીથી હશે. પાંચમુ એ કે હઝરત અનસને લાંબી ઉમર મળી એટલા માટે કે તેમનો વિસાલ હિ.સ. ૯૨માં થયો. અને રિવાયતમાં ઉચ્ચ સનદ એટલે કે રિવાયત કરનારાઓનું ઓછા હોવાનું ઘણુ મહત્વ છે. કેમ કે હઝરત અનસની રિવાયતોમાં ઉચ્ચ સનદ છે એટલા માટે એને લેખકોએ લીધી. અને શક્ય છે કે અન્ય હઝરાતની રિવાયતમાં આવુ ઓછાપણુ ન હોય એટલા માટે લેખકોએ એને ન લીધી.

**ફાયદા :** દુનિયા તથા આખેરતના સર્વ પાણીઓથી અફઝલ એ મુકદ્દસ પાણી છે જે હુઝૂરે અક્દસ ﷺની મુબારક આંગળીઓથી નીકળ્યું, એટલે સુધી કે ઝમઝમ તથા આબે કૌષરથી પણ. તે પાણી વડે સહાબાએ કિરામે વુઝૂ કર્યું તો સાબિત થયું કે આબે ઝમઝમ શરીફથી પણ વુઝૂ જાઈઝ છે. મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ એક ડોલ ઝમઝમ મંગાવ્યું તેમાંથી થોડુંક પીધુ અને વુઝૂ ફર્માવ્યું. કાઝી અયાઝે ફર્માવ્યું, આ મો'જિઝાને સહાબાએ કિરામથી પુષ્કળ સંખ્યામાં ષિકહ રાવીઓએ મુત્તસિલ સનદ સાથે રિવાયત કર્યો. આ પ્રસંગ એક ભારે મજમામાં થયો હતો એમાંથી કોઈના થકી ઈન્કારની રિવાયત નથી. એ દલીલ છે કે એ મો'જિઝો કશાય શક વિના સહીહ છે.



ت ٢٧ وَكَانَ عَطَاءُ لَا يَرٰى بِهٖ بَأْسًا أَنْ يُتَّخَذَ مِنْهَا الْخُيُوْطُ وَالْحِبَالُ ع

**[તઅલીક઼ : ૨૭]** અતાઅ્ એમાં કોઈ વાંધો જાણતા ન હતા કે માણસના વાળ વડે દોરા તથા રસ્સીઓ બનાવવામાં આવે. (અખ્બારે મક્કા, મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક અલી ફાખી)

## તઅલીક઼ : ૨૭ની સમજૂતી

આ તઅલીક઼થી ઈમામ બુખારીનો હેતુ ઈમામ શાફઈની રદ છે, તે માનવના વાળને તેના શરીરથી અલગ થયા બાદ નાપાક કહે છે. હઝરત અતાઅ્થી પણ એક રિવાયત આવી જ છે. ઈમામ બુખારીની દલીલ છે કે જો માણસના વાળ નાપાક હોત તો એનાથી દોરા તથા રસ્સીઓ બનાવવી કઈ રીતે જાઈઝ હોત અને તેનાથી નફો હાંસલ કરવો કઈ રીતે દુરુસ્ત હોય.

અહનાફ (હનફીઓ)નો મઝહબ એ છે કે ઈન્સાનના વાળ શરીરથી જુદા થયા પછી બલ્કે માણસના મૃત્યુ બાદ પણ પાક રહે છે, ન કેવળ માણસ બલ્કે દરેક જાનવરના સિવાય સુવ્વર. એ જ પ્રમાણે દરેક તે ચીજ જેમાં લોહી નથી હોતુ જેમ કે હાડકુ, શીંગડા, ધોળી નસ, દાંત, ખરી, ઊન, પાંખ વગેરે પાક છે. ઈમામ માલિક ઊન, પાંખ તથા વાળને પાક કહે છે, બાકીનાને નાપાક કહે છે. ઉમર બિન અબ્દુલ અઝીઝ, હસન બસરી, હમ્માદ, દાઊદ એ ચીજોની સાથે સાથે હાડકાને પણ પાક માને છે. ઈમામ શાફઈની દલીલ એ છે કે, કેમ કે એ તમામ ચીજોમાં જિંદગી હોય છે એટલા માટે એ ચીજો પણ નાપાક થઈ. હનફીઓ એવું કહે છે કે નાપાક કરનાર ચીજ સ્વજાતે મૌત નથી બલ્કે વહેતા લોહીનું રોકાઈ જવું છે. એટલા માટે કે વહેતુ લોહી નાપાક છે એટલા માટે જે જે ચીજોમાં રોકાઈ ગયું તે હિસ્સા નાપાક થઈ ગયા અને જે અંગોમાં લોહી હતું જ નહીં, તેમાં ન રોકાયું ન તે અંગો નાપાક થયાં.

ઈબ્રાહીમ બિક્રી અને માવર્દીએ રિવાયત કરી કે ઈમામ મુઝનીએ કહ્યું કે ઈમામ શાફઈએ એ ક઼ૌલથી રુજૂઅ કરી લીધું કે માણસના વાળ નાપાક છે, અને તે પણ તેની પાકીના માનવવાળા થઈ ગયા. એક ક઼ૌલ ઈમામ શાફઈનો રબીઅ જઝીરીથી મરવી છે કે વાળ, ચામડીના તાબે છે તે ચામડીની નજાસતથી નાપાક થઈ જાય છે અને ચામડુ પાક થતાં પાક થઈ જાય છે.

**ફ઼ુઝલાતે મુબારકા પાક છે :** અહીં ચર્ચા સામાન્ય માણસોના વાળની હતી પણ અમુક જણે હુઝૂરે અક઼દસ ﷺના મૂએ મુબારકની ચર્ચા છેડી કાઢી. ક્રમ ત્યાંથી શરૂ થયો કે તેમના પર એ પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો કે હુઝૂરે અક઼દસ ﷺના મૂએ મુબારકના બારામાં શું કહો છો ? એના જવાબમાં એ કહેવામાં આવ્યું કે મઆઝલ્લાહ (અલ્લાહની પનાહ !) એનો પણ એ જ હુકમ છે, એટલે સુધી કે તેમણે કહ્યું કે હુઝૂરે અક઼દસ ﷺએ એટલા માટે પોતાના મૂએ મુબારક વહેંચ્યા હતા કે લોકો બરકત હાંસલ કરે પરંતુ બરકત હાંસલ કરવું પાક હોવા પર આધારિત નથી. અલ્લામા અયનીએ લખ્યું કે, આ પ્રકારની વાત તેમણે કહી છે, બલ્કે એટલે સુધી કહી દીધું કે, કેમ કે મૂએ મુબારક ઘણા જ થોડા એક બે લેવામાં આવ્યા હતા એટલા માટે માફ છે. અલ્લામા અયની આ પ્રકારની વાતોથી બેઝારી જાહેર કરતાં ફર્માવે છે :–

**وحاشا شعر النبی علیه الصلوٰة والسلام من ذلك وكيف قال هذا وقد قيل بطهارة فضلاته فضلا عن شعره الكريم**

"નબી ﷺના મૂએ મુબારક એનાથી ઉચ્ચ છે. કહેનારે એવું કેવી રીતે કહી આપ્યું ?! જ્યારે હુઝૂરે અકદસ ﷺના મુબારક ફુઝલાત (ફાઝલ ચીજો એટલે પાખાના તથા પેશાબ મુબારક)ને પાક કહેવામાં આવ્યા છે, એકલા મૂએ મુબારક જ શા માટે !"

ત્યારબાદ મુબારક ફુઝલાતની પાકી પર દલીલ કરતાં ફર્માવ્યું, એના બારામાં પુષ્કળ હદીસો આવેલી છે. સહાબાએ કિરામે જિસ્મે અક઼દસથી નીકળેલ મુબારક લોહીને પીધું, દા.ત. અબૂ તયબહ હજ્જામ તથા કુરૈશના

ت(۲۸) وَقَالَ الزُّهْرِيُّ إِذَا وَلَغَ فِي أَنَاءٍ لَيْسَ لَهُ وَضُوْءٌ غَيْرَهُ يَتَوَضَّأُ بِهِ

**[તઅલીક઼ : ૨૮]** *ઝહરીએ કહ્યું, જ્યારે કૂતરુ વાસણમાં મોઢું નાખી દે અને એના સિવાય વુઝૂને માટે પાણી ન હોય તો એનાથી વુઝૂ કરી લે.*

ت(۲۹) وَقَالَ سُفْيَانُ هٰذَا الْفِقْهُ بِعَيْنِهِ لِقَوْلِ اللّٰهِ عَزَّوَجَلَّ فَلَمْ تَجِدُوْا مَاءً فَتَيَمَّمُوْا

**[તઅલીક઼ : ૨૯]** *અને સુફયાન ષૌરીએ કહ્યું : અને એ જ કુર્આન મજીદથી સમજમાં આવે છે,*

وَهٰذَا مَاءٌ وَفِي النَّفْسِ مِنْهُ شَيْءٌ يَتَوَضَّأُ بِهِ وَيَتَيَمَّمُ مَعَه

*અલ્લાહ ﷻ ના એ ઈર્શાદથી કે ફર્માવ્યું, પછી પાણી ન મળે તો તયમ્મુમ કરો, અને પાણી છે અને એનાથી દિલમાં કાંઈક ખટક છે, તે પાણીથી વુઝૂ પણ કરે અને તયમ્મુમ પણ કરે. (મુસ્નફે વલીદ બિન મુસ્લિમ)*

એક બાળકે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરે. જેમ કે બઝ્ઝાર, તિબ્રાની, હાકિમ, બયહકી, અબૂ નુઐમએ રિવાયત કરી છે. એ પણ મરવી છે કે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ પણ પીધું છે. તેમજ ઉમ્મે અય્મન્ رضی اللہ عنہا એ પેશાબ મુબારક પીધો, જેમ કે હાકિમ, દારકુત્ની, તિબ્રાની, અબૂ નુઐમે રિવાયત કરી છે. એક રિવાયતમાં એ પણ છે કે હઝરત અબૂ રાફેઅનાં પત્ની સાહેબા સલ્માએ ગુસ્લ કરેલ પાણી પીધું તો હુઝૂરે ફર્માવ્યું, ''અલ્લાહે તારા શરીરને આગ માટે હરામ કરી દીધું.'' ચર્ચાને અંતે અલ્લામા અયનીની ઈમાની ગૈરતને જોશ આવી ગયો, ફર્માવે છે : **انانعتقدانه لا يقاس عليه غيره وان قالواغير ذلك فاذنى عنه صماء** ''અમારો એ'તેકાદ (યક઼ીની માન્યતા) એ છે કે નબી ﷺ કોઈને ક઼યાસ નથી કરી શકાતું. અને જો કોઈ એના સિવાય કાંઈ બીજુ કહે તો તેને સાંભળવાથી મારા કાન બહેરા છે.''

ફઝલાતે મુબારકની પાકી ઉમ્મતીના એ'તેબારથી છે, ખૂદ નબી ﷺના હક઼્ક઼માં તાહિર (પાક) નથી.

**માનવ અંગોથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી :** ઈન્સાનના વાળ વગેરેની પાકીના અહનાફ માનનારા છે, પણ માનવના કોઈ અંગથી ફાયદો ઉઠાવવાનો નાજાઈઝ કહે છે. દા.ત. વાળની રસ્સીઓ વણીને તેમાં જાનવર બાંધવામાં આવે એમાં માણસની તેહકીર (બેઅદબી) છે. ફકીહોએ લખ્યું કે હજામત તથા ખત બનાવ્યા બાદ વાળ તથા નખો બેહુર્મતીવાળી જગાએ ન ફેંકવામાં આવે, ક્યાંક દફન કરી દેવામાં આવે.

## તઅલીક઼ : ૨૮, ૨૯ની સમજૂતી

**સુફયાન ષૌરી :** અબૂ અબ્દુલ્લાહ સુફયાન ઈબ્ને સઈદ ઈબ્ને મસરૂક઼. તેમને ષૌરી એટલા માટે કહેવામાં આવે છે કે તેમના બાપદાદાઓમાં એક શખ્સ ષૌર નામનો થઈ ગયો છે એ અગ્રેસર મહાન તબેતાબઈનમાંથી છે. પોતાના સમયમાં સર્વ ઈલ્મો વિદ્યાઓ ખાસ કરીને હદીષ તથા ફિકહના ઈમામ હતા. આપ તે છ મઝહબના મુજતહિદ ઈમામોમાંથી છે જેમના મઝહબની પયરવી કરવામાં આવી. એક રિવાયત એ છે કે સૈયદુત્તાઈફા હઝરત જુનૈદ બગદાદી رضی اللہ عنہ તેમના મઝહબ પર હતા. *(વફયાતુલ્ અઅ્યાત, પેજ-૩૮૬, ભાગ-૨)*

ઘણા જ આબિદ, ઝાહિદ, રિયાઝત કરનાર બુઝુર્ગ હતા, તેમના મર્તબાની મહાનતા, તેમના ઈલ્મની વિપુલતા, તેમની દીનમાં પુખ્તગી, તેમની દીની મસાઈલમાં માલૂમાત, તેમનું ષિક઼હ હોવું સર્વ સ્વીકૃત છે. તેમના શાગિર્દ હઝરત સુફયાન ઈબ્ને ઐનિયાએ બયાન કર્યું કે એકવાર અમને સવારનું ખાણુ તથા ઉમદા દૂધ પીવડાવ્યું, ત્યારબાદ ફર્માવ્યું, ચાલો ! બે રકાત શુક્રિયામાં નમાઝ પઢીએ. ઈબ્ને દકીઅ પણ હતા તેમણે કહ્યું, અમને હલવો બદામનો ખવડાવતા તો તરાવીહ પઢવાનું કહેતા. (હવાલો ઉપર મુજબ) સમયના સુલ્તાન મેહદીએ પણ તેમને

પણ હઝરત ઈમામ અબૂ હનીફા رضی اللہ عنہની સાથે ફક઼ીહનો હોદ્દો સોંપવા બોલાવ્યા તો એ ભાગી ગયા. મેહદીના માણસો હમેશાં તેમને શોધતા રહ્યા છેવટે ઘણી મુશ્કેલીએ શોધીને મહદીની પાસે લાવ્યા. મેહદીએ કાઝીના હોદ્દાનો પરવાનો લખીને આપ્યો આપ પરવાનો લઈને દરબારથી નીકળ્યા અને બહાર આવીને તેને દજલા નદીમાં ફેંકી દીધો અને ગાયબ થઈ ગયા. ખૂબ જ શોધખોળ કરવામાં આવી પણ ન મળ્યા. (હવાલો ઉપર મુજબ, પેજ–૩૯૦) એ જ ગાયબ થયેલી હાલતમાં હિ.સ. ૧૬૧માં બસરામાં વફાત પામ્યા. રાતમાં ઈશાના વખતે દફન થયા. તેમની પેદાઈશ હિ.સ. ૯૫ અથવા હિ.સ. ૯૬ કે ૯૭માં થઈ હતી. કૂફાના વતની હતા. હઝરત ઈમામે આ'ઝમના સમકાલિનોમાંથી છે. ઈબ્ને આસિમે કહ્યું કે આપ અમીરુલ મો'મિનીન ફિલ હદીષ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકે ફર્માવ્યું, મેં ૧૧૦૦ મશાઈખથી હદીષો લખી પણ તેમનામાં સુફયાનથી અફઝલ કોઈ ન હતો.

**પ્રકરણની સ્પષ્ટતા** : અહીં ઈમામ બુખારીએ પ્રકરણના ત્રણ ભાગ કર્યા છે : એક શરીરથી જુદા થયા બાદ માણસના વાળનો હુકમ, બીજો કૂતરાના એઠાનો હુકમ, ત્રીજો તેમના મસ્જિદમાં પસાર થવાનો હુકમ. આ ત્રીજા ભાગનો સાર એ નીકળ્યો કે કૂતરાના વાળ શરીરથી અલગ થયા બાદ તેમજ તેમનું શરીર પાક છે કે નાપાક ?

**મળતાપણુ** : આ ત્રણેવ મસાઈલને વુઝૂ સાથે એ નિસ્બત છે કે જો માણસ અથવા કૂતરાનો વાળ પાણીમાં પડી જાય અથવા કૂતરુ પાણીમાં મોઢું નાખી દે તો પાણી પાક છે કે નાપાક ? તેનાથી વુઝૂ દુરુસ્ત છે કે નહીં ? તેના પહેલા પ્રકરણમાં એ હતું કે જ્યારે નમાઝનો સમય આવી જાય અને પાણી ન હોય તો પાણી શોધવામાં આવે. જો વુઝૂ કરવા લાયક પાણી મળી જાય તો વુઝૂ કરીને નમાઝ પઢવામાં આવશે. આ પ્રકરણમાં અમુક એવી ચીજો વર્ણવી જેની પાકી તથા નાપાકીના બારામાં ઉલમામાં મતભેદ છે જો તે ચીજો પાણીમાં પડી જાય તો એ જ મતભેદ પાણીમાં પણ થશે. શોધ કર્યા બાદ જો એવું પાણી મળ્યું જેમાં આ ત્રણ ચીજોમાંથી કોઈ એક બે કે અથવા ત્રણેવ પડી હોય તો શું હુકમ થશે ? જે લોકો પાકીના માનનારા છે તેમની નજીક પાણી હોવાની સ્થિતિમાં તયમ્મુમ દુરુસ્ત ન થશે. જેઓ નાપાકીના માનનારા છે તેમની નજીક તયમ્મુમ કરવું જરૂરી થશે.

**ઉપસંહાર** : જાહેર છે કે જ્યારે આ ચીજોની પાકી તથા નાપાકીના બારામાં મતભેદ છે તો એનું બયાન કરવું જરૂરી હતું જેથી વાંચકોને ઈમામ બુખારીનું મંતવ્ય ખબર થઈ જાય. જો કે અફસોસની સાથે કહેવું પડે છે અહીં ઈમામ બુખારીનું મંતવ્ય સ્પષ્ટપણે જાહેર ન થઈ શક્યું. માણસના વાળના અનુસંધાનમાં તો જાહેર થઈ ગયું કે તે એની પાકીના માનનારા છે, પણ કૂતરા તથા કૂતરાના એઠાના બારામાં વાત સ્પષ્ટ ન થઈ. આ પ્રકરણથી તો એ જ જાહેર થાય છે કે તેમનું મંતવ્ય એ છે કે કૂતરો તથા તેનું એઠુ પાક છે, નહીં તો આ પ્રકરણના ત્રણે ભાગોમાં મળતાપણુ રહેશે નહીં, એટલા માટે કે તે માણસના વાળને પાક માને છે. હવે જો એવું કહેવામાં આવે કે એ કૂતરાને તથા તેના એઠાને નાપાક માને છે તો અત્યંત ઢંગ વિનાની વાત ગણાશે. તેમજ હઝરત ઝહરીના ક઼ૌલનો કોઈ ફાયદો થશે નહીં, બલ્કે તે તદ્દન અસ્થાને ગણાશે, એટલા માટે કે એમના ક઼ૌલથી સાફ જાહેર છે કે તે કૂતરાનુ એઠુ પાક માને છે. સારાંશ કે આ પ્રકરણ જાહેર કરી રહ્યું છે કે કૂતરુ અને તેની લાળ પાક છે. અને ત્યારબાદ પ્રકરણ રચ્યું કે જ્યારે કૂતરુ વાસણમાં મોઢું નાખી દે, તેના હેઠળ આ હદીષ લાવ્યા કે એ સ્થિતિમાં વાસણને સાત વખત ધૂએ. એનાથી જાહેર છે તે કૂતરાના થૂક (લાળ)ને નાપાક માને છે એટલા માટે કૂતરાની લાળના માટેની તેમનું નિશ્ચિત (ક઼તઈ) મંતવ્ય શું છે એ અધ્યાહન (છુપુ) રહી ગયું. અમારી ચર્ચાથી સાહિબે ફયઝુલબારીનો એ દાવો પણ ઉડી ગયો કે ઈમામ બુખારી કૂતરાના એઠાને પાક માનતા હતા. અને મુસ્નફે ઈઝાહુલ્બારીનો એ દાવો પણ બાતિલ થઈ ગયો કે ઈમામ બુખારી કૂતરાની લાળને પાક માનતા હતા.

હા ! કૂતરાના વાળ અને કૂતરાના શરીરના બારામાં અલ્બત્ત એ વાત જાહેર છે કે ઈમામ બુખારીના નજીક એ બંનેવ પાક છે જેવો કે અહનાફ તથા જમહૂરનો મઝહબ છે ઈમામ શાફઈથી ઉલ્ટુ કે તેઓ જાનવરનો વાળ જે શરીરથી અલગ થઈ જાય તેને નાપાક માનતા હતા. ઈમામ માલિક કૂતરાના એઠાને પાક માને છે.

## ⑫٦ حدیث - التبرک بشعر النبی صلی اللہ تعالٰی علیہ وسلم

### [હદીષ : ૧૨૬] "બાલ મુબારકની બરકત"

عَنِ ابْنِ سِيْرِيْنَ قَالَ قُلْتُ لِعَبِيْدَةَ عِنْدَنَا مِنْ شَعْرِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

હઝરત મુહમ્મદ ઈબ્ને સીરીને અબીદાથી કહ્યું, અમારી પાસે નબી ﷺના થોડાક મૂએ મુબારક છે જેને

اَصَبْنَاهُ مِنْ قِبَلِ اَنَسٍ اَوْ مِنْ قِبَلِ اَهْلِ اَنَسٍ فَقَالَ لَاَنْ تَكُوْنَ عِنْدِيْ شَعْرَةٌ

મેં હઝરત અનસ અથવા હઝરત અનસના ઘરવાળાંથી હાંસલ કર્યા છે[1]. અબીદાએ કહ્યું, હુઝૂરે અક્દસ ﷺનો

مِنْهُ اَحَبُّ اِلَيَّ مِنَ الدُّنْيَا وَمَا فِيْهَا

વાળ મારી પાસે હોય એ મને દુનિયા તથા એમાં જે કાંઈ છે એના કરતાંય વધારે પ્રિય[2] છે.

(મુસ્લિમ, બાબુસ્સુન્નહ, પેજ–૪૨૧, સહીહ અબૂ અવાના તથા મુસ્નદે ઈમામ અહમદ)

## ⑫٧ حدیث - ایضا

### [હદીષ : ૧૨૭] "બાલ મુબારકની બરકત"

عَنِ ابْنِ سِيْرِيْنَ، عَنْ اَنَسٍ اَنَّ رَسُوْلَ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَمَّا حَلَقَ

હઝરત અનસ رضی اللہ عنہએ ફર્માવ્યું, રસૂલુલ્લાહ ﷺએ જ્યારે (હજ્જતુલ વિદાઅમાં)

رَاْسَهٗ كَانَ اَبُوْطَلْحَةَ اَوَّلَ مَنْ اَخَذَ مِنْ شَعْرِهٖ

સરે અક્દમ મૂંડાવ્યું તો અબૂ તલ્હા જ તે પ્રથમ વ્યક્તિ છે જેમણે મૂએ મુબારક લીધા.

આ તઅલીક્થી જાણવા મળ્યું કે હઝરત ઈમામ ઝહરીની નજીક કૂતરાનું એઠુ પાક છે અને હઝરત સુફયાન ષૌરીની નજીક શંકાસ્પદ છે, જો કે આયતે કરીમા فلم تجدوا ماءً فتيمموا થી તેમનું દલીલ કરવું એ સૂચવી રહ્યું છે કે તેઓ પણ કૂતરાના એઠાને પાક માનતા હતા એટલા માટે કે એના પર ઈજમાઅ છે કે આ આયતમાં 'માઅ્'થી મુરાદ પાક પાણી છે. એટલા માટે આ આયતથી કૂતરાના એઠાથી વુઝૂ દુરુસ્ત થવા પર દલીલ કરવું તે વખતે દુરુસ્ત થશે જ્યારે કે તે તેને પાક માને. પરંતુ બાદમાં સ્પષ્ટતા કરી આપી કે એ પાણીના વિશે અજમંજશ છે, એ પાણીથી વુઝૂ પણ કરે અને તયમ્મુમ પણ કરે. એનાથી જાહેર થઈ ગયું કે સુફયાન ષૌરી તેને શંકાસ્પદ માનતા હતા.

### સમજૂતી : ૧૨૬–૨૨૭

**અબીદા** : ઈબ્ને અમ્ર યાક઼ીસ ઈબ્ને અમ્ર સલ્માની મુરાદી કૂફી જલીલુલકદર તાબઈ છે. તેમને જાહિલિયતનો જમાનો પણ મળ્યો. હુઝૂરે અક્દસ ﷺના વિસાલથી બે વરસ પહેલાં ઈમાન લાવ્યા પણ ઝિયારત ન કરી શક્યા. ઈલ્મો ફઝ્લમાં ક઼ાઝી શરીહના સમાન હતા. જ્યારે ક઼ાઝી શરીહને કોઈ શંકા ઉદ્ભવતી તો તેમને લખતા. હિ.સ. ૭૨ અથવા ૭૩માં વિસાલ થયો.



**અબૂ તલ્હા અન્સાર** رضی اللہ عنہ : એમનું નામ ઝયદ ઈબ્ને સહલ ઈબ્ને અસ્વદ બુખારી છે. આપ સમયની તે ચુનંદા વ્યક્તિઓમાંથી છે જે બયઅતુલ ઉક્બાથી લઈને સર્વ પ્રસંગોમાં હુઝૂરે અક્દસ ﷺના

સાથે રહ્યા. ખાસ તથા વિ□ાસુ સહાબીઓમાંથી છે. હઝરત અનસ رضی اللہ عنہનાં વાલિદા માજિદા હઝરત ઉમ્મે સુલૈમ رضی اللہ عنہاએ તેમનાથી નિકાહ કરી લીધો હતો. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہના ખિલાફતના સમયમાં મદીનામાં જ વિસાલ ફર્માવ્યો. હઝરત ઉષ્માને નમાઝે જનાઝા પઢાવી. વિસાલ સન હિ. ૭૨ છે.

**સારાંશ** : હજ્જતુલ વિદાઅમાં હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم જ્યારે જમરાની રમી કુર્બાનીથી ફારિગ થયા તો માથુ મૂંડનારને (હલ્લાકને) બોલાવ્યો અને પ્રથમ જમણી તરફ મૂંડાવ્યું અને હઝરત અબૂ તલહાને બોલાવીને વાળ અતા કર્યા, અને ફર્માવ્યું, એને લોકોમાં વહેંચી કાઢો. તેમણે એક એક બબ્બે વાર વહેંચી કાઢયા. પછી ડાબી તરફ મૂંડાવીને તેમને એનાયત કર્યા. તેમણે પોતાની પત્ની હઝરત ઉમ્મે સુલૈમને આપ્યા. હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمએ ફર્માવ્યું, એને ખુશ્બૂમાં રાખજો. *(હવાલો ઉપર મુજબ)*

હલ્લાક (માથુ હલક કરનાર, મૂંડનાર) કોણ હતા ? એમાં બે કૌલ છે : એક એ કે મુઅમર ઈબ્ને અબ્દુલ્લાહ હતા. એ જ સહીહ છે, જેમ કે ઈમામ બુખારીએ ખૂદ ફર્માવ્યું છે. એક કૌલ એ છે કે ખિરાશ ઈબ્ને ઉમૈયા હતા. પણ સહીહ એ છે કે તેમણે હુદૈબિયાના પ્રસંગે માથુ મુબારક મૂંડયું હતું.

**૧.** હઝરત અનસ رضی اللہ عنہ હઝરત અબૂ તલ્હા رضی اللہ عنہની પરવરિશ હેઠળ હતા. હઝરત ઉમ્મે સુલૈમ رضی اللہ عنہا તેમનાં વાલિદા હતાં. તેમના પાસેથી મૂએ મુબારક હઝરત અનસ رضی اللہ عنہને મળ્યા. અને તેમની પાસેથી હઝરત મુહમ્મદ ઈબ્ને સીરીનને, એ સંબંધની બિના પર કે તેમના વાલિદ સીરીન હઝરત અનસ رضی اللہ عنہના આઝાદ કરેલા ગુલામ હતા.

**૨.** હઝરત ઈમામ બુખારીનો હેતુ આ હદીષ લાવવાથી એ છે કે એ આ હદીષોથી સાબિત થાય છે કે હુઝૂર صلی اللہ علیہ وسلمના મૂએ મુબારક સરે અકદસથી અલગ થયા પછી પણ પાક છે. જો તે પાક ન હોત તો ન હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمતેને ન હઝરત અબૂ તલ્હાને આપત અને ન વહેંચવાનું જણાવત અને ન સહાબીઓ તબર્રુકરૂપે રાખત અને ન અબીદા એ તમન્ના કરત કે એક મૂએ મુબારક મારી નજીક દુનિયા તથા તેમાં જે કાંઈ છે તે સૌથી મહબૂબ છે. જ્યારે હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمના મૂએ મુબારક પાક તો તમામ માનવોના પણ વાળ પાક છે.

**મસ્અલો** : **(૧)** હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمના મૂએ મુબારકના તબર્રુકરૂપે રાખવા, તેનાથી બરકત મેળવવી દુરુસ્ત છે. આ હદીષ ઉપરાંત અન્ય રિવાયતો એના અનુસંધાનમાં ઘણી છે એમાંથી એક એ છે કે હઝરત ખાલિદ બિન વલીદ رضی اللہ عنہ અમુક મૂએ મુબારક પોતાની ટોપીમાં રાખતા હતા. તે ટોપીને પહેરીને લડાઈમાં જતા અને તેનાથી મદદ તલબ કરતા. જંગે યમામામાં એ ટોપી મુબારક પડી ગઈ. એનાથી હઝરત ખાલિદે ઘણો જ સખ્ત હુમ્લો કરી દીધો. જેમાં કેટલાયે માણસો શહીદ થઈ ગયા. આટલો સખત હુમ્લો તેમના સાથીઓને નાપસંદ પડયો. એના પર હઝરત સૈફુલ્લાહે કહ્યું મેં આટલો સખ્ત હુમ્લો ટોપીની કિંમતના કારણે નથી કર્યો બલ્કે એમાં મૂએ મુબારક હતા જેથી મને અંદેશો થયો કે એ ક્યાંક મુશ્રિકોના હાથ ન લાગી જાય. *(અયની, ભાગ–૩, પેજ–૩૭)*

**(૨)** મૂએ મુબારકની જેમ જે ચીજોને હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمથી નિસ્બત હોય તેને પણ તબર્રુકરૂપે રાખવી, તેનાથી બરકત હાંસલ કરવી દુરુસ્ત છે. **(૩)** ઉલમા તથા મશાઈખ રસૂલના નાયબો છે એટલા માટે તેમના વાળ, લિબાસ વગેરે તેમનાથી સંબંધિત ચીજોથી બરકત હાંસલ કરવી દુરુસ્ત છે. **(૪)** પુરૂષોએ માથુ મૂંડાવવું સુન્નત અથવા કમસે કમ મુસ્તહબ છે. **(૫)** એહરામથી બહાર આવવા માટે માથુ મૂંડાવવું વાળ કતરાવવા કરતાં અફઝલ છે. **(૬)** પોતાના મિત્રો, ખાદિમોને ભેટ આપવી સુન્નત છે. **(૭)** એવા તોહફાઓમાં સમાનતા જરૂર નથી. **(૮)** જે વ્યક્તિ વહેંચે તેને વધારે આપવામાં આવશે. **(૯)** માથુ મૂંડાવવા તથા કતરાવવામાં સુન્નત એ જ છે કે જમણી તરફથી પ્રથમ સાફ કરાવે, એ જ અહનાફ (હનફીઓ)નો મઝહબ મુખ્તાર છે, જેમ કે શામી વગેરેમાં છે. *(અયની, ભાગ–૨, પેજ–૪૮૨)*

## حديث-اذاشرب الكلب فى الاناء

## [હદીષ : ૧૨૮] "કૂતરુ વાસણમાં મોં નાખે તો"

عَنْ أَبِي هُرَيْرَةَ رَضِيَ اللهُ تَعَالٰى عَنْهُ أَنَّ رَسُوْلَ اللهِ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,*

### સમજૂતી : ૧૨૮

**પરિપૂર્ણતા** : મુસ્લિમ વગેરેમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી જ બીજા તરીકાથી **وشرب** (વશરિબ)ને બદલે **ولغ** (વલગ) છે અને એ જ હઝરત અબૂ હુરૈરહ્‌ના જમહૂર શાગિર્દોથી મરવી છે. **شَرِبَ** (શરિબ)ની રિવાયત પર એ એતરાઝ પણ પડે છે કે **شرب** (શરિબ) **فى** ફીની સાથે મુતઅદ્દી નથી થતો વાસ્તા વિના હર્ફે જર મુતઅદ્દી થાય છે. અલ્લામા અયનીએ એનો એ જવાબ આપ્યો કે **شَرِبَ** (શરિબ) અહીં **ولغ** (વલગ)ના અર્થના હેઠળ છે એટલા માટે એનો **فى**ની સાથે તઅદિયહ્ દુરુસ્ત છે. **شرب** (શરિબ)નો અર્થ કેવળ પીવું છે અને **ولغ** (વલગ)નો વાસણમાં મોઢું રાખીને જીભ વડે પીવું છે. એ કૂતરાંઓ તથા જંગલી જાનવરો સાથે ખાસ છે. જ્યારે કૂતરો તમારા વાસણથી પી લે તો તેની પાકી તેને સાતવાર ધોવું છે અને પ્રથમવાર માટી વડે. અને બિલાડી મોઢું નાખી દે તો કેવળ એકવાર ધોવાનું છે. મુસ્લિમ ઉપરાંત આ તફસીલ અબૂ દાઉદ તથા તિર્મિઝીમાં પણ છે. ઈમામ તિર્મિઝીએ એને હસન સહીહ કહી અને ઈમામ અબૂ દાઊદે કહ્યું કે અહીં બિલાડીનો ઉલ્લેખ મૌકૂફ છે.

**૧.** આ હદીષ અહનાફ તથા જમહૂરના મુસ્તદલ છે કે કૂતરાનુ એઠુ નાપાક છે. જો નાપાક ન હોત તો એવા વાસણને ધોવાનો તે પણ સાત વાર હુકમ ન થાત. એનો જવાબ કેટલાક લોકોએ એ આપ્યો કે આ ધોવું પાકીના રૂપે છે, પરંતુ જેઓ હદીષોની રૂહને સમજે છે તેઓ પોતાની સમજથી યકીન કરશે કે એ વાસણને ધોવાનો હુકમ પાકીના રૂપે નથી પણ નાપાકી દૂર કરવાના માટે છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું કે એ ઉપરાંત મુસ્લિમ શરીફની આ રિવાયત કે ફર્માવ્યું : **طهور اناء احدكم اذاولغ الكلب فيه ان يغسله سبع مرات** "જ્યારે કૂતરુ તમારા વાસણમાં મોઢું નાખી દે તો તેની પાકી સાત વાર ધોવું છે."

આ નસ (દલીલ) સ્પષ્ટ છે એના કે પર કૂતરુ વાસણમાં મોઢું નાખી દે તો વાસણ નાપાક થઈ જાય છે એનાથી સાબિત થયું કે કૂતરાનું એઠુ નાપાક છે. તેમજ મુસ્લિમમાં એ જ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત એ છે કે જો કૂતરુ વાસણમાં મોઢુ નાખી દે તો વાસણમાં જે કાંઈ હોય તેને ફેંકી દે. કૂતરાનું મોઢું નાખ્યા બાદ પણ જો તે પાક હોત તો તેનું ફેંકવું માલને વેડફવું છે કે જે હરામ છે. એટલા માટે માનવું પડશે કે તે નાપાક થઈ ગયું. તેનું સામાન્ય વર્ણન હોવું એ વાતની દલીલ છે કે દરેક કૂતરાનુ એઠુ નાપાક છે, ચાહે તે પાલતુ હોય કે છૂટુ હોય, શિકારી હોય કે ગૈર શિકારી, શેહરી હોય કે ગામડાનું, જંગલી હોય કે આબાદીનું. માલિકીઓના એના બારામાં ચાર મઝહબ છે. કૂતરાનુ એઠુ પાક છે, નાપાક છે મુત્લકન (સૌ), જે પાળવામાં આવ્યું તેનું એઠુ પાક છે બાકીનાનું નાપાક, જંગલી તથા ગામડિયાનું નાપાક.

**૨.** ખિતાબીએ કહ્યું, આ હદીષથી સાબિત થયું કે કૂતરાની જીભ નાપાક છે. જ્યારે જીભ નાપાક જે એનું અંગ છે તો એના શરીરનાં સર્વ અંગો જીભની જેમ નાપાક છે. એટલા માટે કૂતરાના શરીરનો કોઈ ભાગ કોઈ ચીજને સ્પર્શી જાય તો તે નાપાક થઈ જાય છે. હું કહું છું : આ હદીષથી સાબિત એ થયું કે કૂતરાનું એઠુ નાપાક છે અને એઠાનું નાપાક હોવું તેની લાળના નાપાક હોવાને લીધે છે. લાળ જીભ થકી જ બહાર આવે છે એટલા માટે લાળ લાગવાના કારણે જીભ નાપાક થઈ, જીભ જાતે નાપાક નથી. શરીરની કોઈ સુબુત (ચીકણો પદાર્થ)ના નાપાક

હોવાથી ખાસ શરીરનું નાપાક હોવું લાઝિમ નથી, વધુમાં વધુ તે હિસ્સો જ્યાં નાપાકી લાગી તે નાપાક થશે. જેમ કે પેશાબ નાપાક છે અને નજાસતથી પેશાબનું દ્વાર પણ નાપાક થાય છે તો શું મળદ્વાર તથા મૂત્રદ્વાર ના નાપાક થઈ જવાથી આખુ શરીરને નાપાક થવાની દલીલ બનાવી શકાય છે ? જો નહીં, અને ચોક્કસ નહીં ! તો લાળ લાગવાથી કૂતરાની જીભ નાપાક થઈ જવાથી આખુ શરીર નાપાક થવાની દલીલ બનાવવું કઈ રીતે યોગ્ય છે ?

કિર્માનીએ કહ્યું, કૂતરો નજિસુલઐન (સ્વજાતે નાપાક) હોવાથી તેનું ખરીદવું વેચવું જાઈઝ નથી. જેમ કે હદીષમાં આવ્યું છે : نهیٰ رسول الله صلى الله تعالیٰ علیه وسلم عن ثمن الكلب ومهر البغی وحلوان الكاهن "રસૂલલ્લાહ ﷺએ કૂતરાની કિંમત અને ઝિનાની કમાણી અને જ્યોતિષની મજૂરીથી મના ફર્માવ્યું." બીજી રિવાયતમાં છે કે : ان ثمن الكلب من السحت "કૂતરાની કિંમત હરામ માલ છે."

અલ્લામા અયનીએ એનો જવાબ એ આપ્યો કે કૂતરાથી શરીઅતની રૂએ ફાયદો પામવો જાઈઝ છે, ઘર, પશુઓ, ખેતિની હિફાઝતનું કામ એનાથી લેવું જાઈઝ છે. શિકાર કરવો જાઈઝ છે તો તેનું ખરીદવું પણ દુરુસ્ત છે. શિકારની ઈજાઝત કુર્આન મજીદથી સાબિત છે. ઈર્શાદ ફર્માવ્યો : وَمَا عَلَّمْتُمْ مِنَ الْجَوَارِحِ مُكَلِّبِيْنَ "અને જે શિકારી જાનવરોને તમે શીખવાડી આપ્યું અને તેમને શિકાર માટે છોડી દીધાં."

હિફાઝતના માટે અથવા શિકારના માટે પાળવાની ઈજાઝત વિવિધ હદીષોમાં પણ આવેલી છે. આ ઈર્શાદ શરૂઆતનો છે જ્યારે હુઝૂરે અક્દસ ﷺએ કૂતરાઓને મારી નાખવાનો હુકમ આપ્યો હતો. જેમ કે મુસ્લિમમાં હઝરત જાબિર رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ કૂતરાંઓને મારી નાખવાનો હુકમ આપ્યો, ત્યાં સુધી કે જો કોઈ સ્ત્રીની સાથે ગામડાથી કૂતરો આવતો તો અમે તેને પણ કત્લ કરી દેતા. બાદમાં, ઘર, ખેતર, પશુઓની રક્ષાના માટે કૂતરાં પાળવાની ઈજાઝત મળી તો એને રહેવા દેવામાં આવ્યું. એટલા માટે એમની દલીલ રદ થાય છે.

**૩.** મેં ઉલમાથી સાંભળ્યું છે કે વર્તમાનકાળમાં સુક્ષ્મદર્શકયંત્રથી એ માલૂમ થાય છે કે કૂતરાની લાળમાં નુકસાનકર્તા જંતુઓ હોય છે જે પાણીમાં મળીને વાસણ સાથે ચોંટી જાય છે. અનુભવથી સિદ્ધ થયું છે કે સાતવાર ધોયા વિના દૂર નથી થતાં. છ વાર ધોઈને પણ જોયું તો એ જંતુઓ મૌજૂદ હતાં. આ હદીષના લીધે અમેરિકાના એક ડોકટરે ઈસ્લામ સ્વીકાર લીધો કે આખી દુનિયા સર્વ સગવડો છતાં જેનો પતો ન લગાડી શકી તે હુઝૂરે અક્દસ ﷺએ પોતાની ગયબ જોતી નજરો વડે જોયું અને દુનિયાને તેને દૂર કરવાની તરકીબ પણ બતાવી દીધી. આ વાત જો સહીહ છે તો સાતવાર ધોવાનો હુકમ તે જંતુઓથી બચવાના માટે તંદુરસ્તીની હિફાઝત માટે ડોકટરી રીતે છે, આ શરીઅતની રૂએ હુકમ નથી. માલિકી હઝરાત પોતાની સફાઈમાં આવું કહી શકે છે, પણ અમે મુસ્લિમ શરીફની રિવાયતથી સાબિત કરી ચૂક્યા કે કૂતરાનું મોઢું નાખવાથી વાસણમાં જે હોય છે તે નાપાક થઈ જાય છે, જેથી મુત્લક્ન (તદ્દન) ધોવાના હુકમને ડોકટરી દૃષ્ટિબિંદુથી નથી કહી શક્તા. એવું કહી શકીએ છીએ કે સાતવાર ધોવાનું ઠરાવવું એ ડોકટરી દૃષ્ટિબિંદુથી છે, રહી ગયો ધોવાનો હુકમ તો આ શરઈ હુકમ છે.

લગભગ દરેક તરીકામાં એ જ છે કે "સાત વાર" ધોવાનો હુકમ આપ્યો. એના પર શાફઈઓનો અમલ છે. અહનાફ (હનફીઓ) પાકીના માટે ત્રણવાર ધોવું પૂરતુ સમજે છે અલ્બત્ત સાતવાર ધોવાને મુસ્તહબ જાણે છે.

## ⑲ حدیث۔ ان رجلا رأی کلبا یاکل الثری

**[હદીષ : ૧૨૯] ''તરસ્યા કૂતરાને પાણી પીવડાવવાના બદલામાં જન્નતમાં''**

عَنْ أَبِي هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ أَنَّ

*હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ નબી કરીમ ﷺથી રિવાયત કરે છે કે ફર્માવ્યું, એક શખ્સે એક કૂતરાને જોયો*

ઈમામ તહાવીએ આ ફત્વો નકલ કર્યા બાદ ફર્માવ્યું કે, પોતાની રિવાયત કરેલી હદીષની વિરુધ્ધ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہનું ફત્વો આપવું એની દલીલ છે કે તેમને એ હદીષ મન્સૂખ થવાનો ઈલ્મ થઈ ગયો હતો, નહીં તો લાઝિમ આવશે કે તેઓ હદીષની વિરુધ્ધ ફત્વો આપીને આદિલ ન રહ્યા, એ રીતે તેમની તમામ રિવાયતો અવિ□ાસપાત્ર થઈ જશે. અને એ આશંકા કે આ ફત્વો આપતી વખતે તેમને જણાવેલ હદીષ યાદ ન રહી હોય એ તેમના આ ઈર્શાદથી ગલત ઠરે છે કે, ''પછી હું કશું જ ન ભૂલ્યો.'' તદ્ઉપરાંત ઈબ્ને અદીએ કામિલમાં કરાબીસીના તરીકાથી ત્રણવાર ધોવાની રિવાયત મરફૂઅન કરી છે. જેમાં સ્પષ્ટ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જ્યારે કૂતરો વાસણમાં મોઢું નાખી દે તો તેને ફેંકી દો, અને વાસણ ત્રણ વાર ધૂઓ. એનાથી હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہના ફત્વાને સમર્થન મળે છે. તદ્ઉપરાંત ત્રણવાર તથા સાતવાર ધોવાની રિવાયતોમાં એકરૂપતાની કેવળ એક સ્થિતિ છે કે ત્રણવાર ધોવાને વાજિબ ઠરાવવામાં આવે સાતવારને વધારે પડતુ ઠરાવવામાં આવે. જો સાતવાર ધોવાને વાજિબ ઠરાવવામાં આવે તો ત્રણવારવાળી હદીષ મતરૂક (ત્યજી દેવાયેલી) થઈ જશે. કરાબીસી પર કેટલી જરહો (છાનબીન) કરવામાં આવી છે, તે સૌના અલ્લામા અયનીએ સંતોષકારક જવાબો આપ્યા છે તદ્ઉતરાંત તહાવીએ એક અન્ય વાંધો ઉભો કર્યો છે કે મુસ્લિમ વગેરે સિહાહમાં અબ્દુલ્લાહ ઈબ્ને મગફલ رضی اللہ عنہની રિવાયતમાં છે : اذاولغ الکب فی الا ناء فاهرقه ثم اغسله ثلث مرّات ''આઠમીવાર માટી વડે માંજો.'' *(મુસ્લિમ, ભાગ–૧, પેજ–૧૭)* જે જવાબ તેઓ આનો આપશે એ જ જવાબ અમારો પણ હશે.

જનાબ મૌલાના અન્વરશાહ કશ્મિરીએ ફયઝુલબારીમાં જણાવ્યું, સાતવાર ધોવાનો હુકમ શરૂમાં એ સમયે હતો જ્યારે મુત્લકન કૂતરાંઓને મારી નાખવાનો હુકમ હતો. પછી જ્યારે એમાં કમી થઈ અને શિકારી તથા રક્ષા કરનારા કૂતરાઓને પાળવાની ઈજાઝત આપવામાં આવી તો કૂતરાના એઠા વાસણને ધોવાના હુકમમાં પણ ઘટાડો કરીને સાતને બદલે ત્રણવાર કરી દીધું.

પણ આ ખુલાસાને મુસ્લિમની તે હદીષ રદ કરે છે જે અબ્દુલ્લાહ ઈબ્ને મગફલ رضی اللہ عنہથી મરવી છે કે ફર્માવ્યું :–

**امررسول الله صلى الله تعالى عليه بقتل الكلاب ثم رخص فى كلب الصيد وكلب الغنم وقال اذاولغ الكلب فى الا ناءِ فاغسلوه سبع مرات وعفروه الثامنة بالتراب**

''રસૂલુલ્લાહ ﷺએ કૂતરાંઓને મારી નાખવાનો હુકમ આપ્યો, પછી શિકારી અને પશુઓના કૂતરાંની ઈજાઝત આપી અને ફર્માવ્યું, જ્યારે કૂતરું વાસણમાં મોઢું નાખી દે તો તેને સાતવાર ધૂઓ અને આઠમીવાર માટીથી માંજો. *(બુખારી, ભાગ–૧, પેજ–૧૩૭)*

### સમજૂતી : ૧૨૯

**પરિપૂર્ણતા** : બુખારીના બીજા પ્રકરણોમાં આ હદીષ આ પ્રમાણે છે કે એક શખ્સ ક્યાંક જઈ રહ્યો હતો તેને સખત તરસ લાગી તો તે એક કૂવામાં ઉતર્યો અને તેનું પાણી પીધું. નીકળ્યો તો જોયું કે એક કૂતરો સખત તરસના કારણે હાંફી રહ્યો છે અને ભીની માટી ચાટી રહ્યો છે. તે શખ્સે (મનોમન પોતાના જીવમાં) કહ્યું, જે હાલતે હું પહોંચી ગયો હતો આ પણ એ જ હાલતે પહોંચી ગયો છે. પછી કૂવામાં ઉતર્યો અને પોતાના મોજાંને

سَجُلًا رَأَى كَلْبًا يَأْكُلُ الثَّرَىٰ مِنَ الْعَطَشِ فَأَخَذَ الرَّجُلُ خُفَّهُ فَجَعَلَ يَغْرِفُ لَهُ

*કે તરસના કારણે ભીની માટી ચાટી રહ્યો છે. તો તે શખ્સે પોતાના મોજાને લીધા (તેમાં પાણી ભરીને)*

بِهِ حَتَّىٰ أَرْوَاهُ فَشَكَرَ اللّٰهُ لَهُ فَأَدْخَلَهُ الْجَنَّةَ ع

*તે કૂતરાના મોમાં ખોબા વડે નાખતો રહ્યો, ત્યાં સુધી કે કૂતરાને ધરવી દીધો. અલ્લાહ ﷻએ તેને ક઼બૂલ કરી લીધું અને તેને જન્નતમાં દાખલ ફર્માવ્યો.*

પાણી વડે ભરીને મોઢામાં દબાવી લીધો અને ચઢીને બહાર આવ્યો, અને કૂતરાને પાણી પીવડાવ્યું. અલ્લાહ ﷻએ તેને કબૂલ ફર્માવી લીધું અને તેને બખ્શી આપ્યો. લોકોએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! શું જાનવરો સાથે ભલાઈ કરવામાં પણ સવાબ છે ?! ફર્માવ્યું, દરેક તર (જીવંત ચીજ)માં અજ્ર છે. કિતાબુલ અંબિયા ઝિક્રે બની ઈસ્રાઈલમાં છે કે આ બની ઈસ્રાઈલની એક બદ્કાર ઝિનાકાર ઔરતનો પ્રસંગ છે.

**પ્રકરણોની એકરૂપતા :** આ હદીષની આ પ્રકરણ સાથે એકરૂપતાના માટે વધુમાં વધુ એટલું કહેવામાં આવ્યું છે કે એ શખ્સે મોજા વડે કૂતરાને પાણી પીવડાવ્યું તેની જાહેરી સ્થિતિ એ જ રહી હશે કે કૂતરાની સામે પાણીથી ભરેલો મોજો રાખ્યો હશે અને કૂતરાએ તેમાં મોઢુ નાખીને પીધું હશે. જો કૂતરાનું એઠુ નાપાક માનવામાં આવે તો લાઝિમ થશે કે મોજામાં વધેલુ પાણી અને મોજો નાપાક થઈ ગયો. આ પાક વસ્તુનું નાપાક થવું છે જે બુદ્ધિથી પર છે. એના પર અલ્લામા અયની અને અલ્લામા ઈબ્ને હજર બંનેવે એ પીછો કર્યો કે, એ જરૂરી નથી કે તે શખ્સે એ જ રીતે પાણી પીવડાવ્યું હોય, શક્ય છે કે તેણે કોઈ નાના ખાડામાં પાણી રેડી દીધું હોય જેનાથી કૂતરાએ પી લીધું. હોય. એની પણ શક્યતા છે કે મોજા અથવા ખોબા વડે તેના મોઢામાં રેડયું હોય. અને જો એ માની લેવામાં આવે કે કૂતરાએ મોજામાં મોઢુ નાખીને પાણી પીધું, તો એવો ક્યાં ખુલાસો છે કે તે શખ્સે વધેલુ પાણી ખૂદ વાપર્યું અથવા પછી મોજાને નથી ધોયો, શક્ય છે કે વધેલા પાણીને ધોળી દીધું હોય અને મોજાને ધોઈ કાઢયા હોય.

**હું કહું છું :** આ શક્યતાઓ બીજા પ્રકરણોની રિવાયતોમાં નીકળી શકે છે જેમાં **فسقى الكلاب** છે, પણ અહીં જે શબ્દ વર્ણન થયેલ છે એમાં આ શક્યતા મૂળથી પેદા જ નથી થતી. અહીં તો સ્પષ્ટ શબ્દ **فجعل يغرف له به** છે **يغرف** નો અર્થ ખોબામાં પાણી લેવું છે. જેથી આ રિવાયત નિશ્ચિત કરી રહી છે કે તે શખ્સે મોજાથી ખોબામાં પાણી લઈને કૂતરાને પીવડાવ્યું. પ્રકરણ સાથે મળતાપણાનું એક પાસુ જે નીકળતુ હતું તે પણ આ રિવાયતમાં નથી. અને એક રિવાયત બીજાની તફસીર હોય છે તો જે રિવાયતોમાં **فسقى**છે તેમાં પણ નિશ્ચિત કે એ પાણી પીવડાવવું ''ખોબા'' વડે છે.

મૌલાના ફખ્રુદ્દીન શૈખુલ હદીષ દારુલ ઉલુમ દેવબંદે ઈઝાહુલબારીમાં **ثَرَى**નો તર્જુમો કૂવાની ભીની માટી કર્યો છે **ثَرَى**ને કૂવાની ભીની માટી સાથે ખાસ કરવું ગલત છે.

અલ્લામા અયનીએ લખ્યું :–

**وهوا التراب الندى۔ وقاله الجوهرى وصاجب الغيريبن وفى المحكم الثرى التراب وقيل التراب الذى اذابل يصير طينالازبًا، وفى مجمع الغرائب، اصل الثرىٰ الندى**

*(બુખારી, કિતાબુલ મસાક઼ાત ફઝલે સક઼ીઉલ માઅ, ભાગ–૧, પેજ–૩૯૭, કિતાબુલ મઝાલિમ, ભાગ–૧, પેજ–૨૩૧, કિતાબુલ અદબ રહ્મતુન્નાસ વલ્ બહાઈમ, પેજ–૮૮૮, ભાગ–૨, કિતાબુલ અંબિયા, મા ઝિક્રી અન બની ઈસ્રાઈલ, ભાગ–૧, પેજ–૪૯૩, મુસ્લિમ, કિતાબુલ હયવાન, પેજ–૨, અબૂ દાઊદ–કિતાબુલ જેહાદ)*

## ⑬⓪ حدیث - کانت الکلاب تقبل وتدبر فی المسجد

### [હદીષ : ૧૩૦] "મસ્જિદમાં કૂતરાંની આવજા"

حَدَّثَنِیْ حَمْزَۃُ بْنُ عَبْدِ اللّٰہِ عَنْ اَبِیْہِ قَالَ کَانَتِ الْکِلَابُ تُقْبِلُ وَتُدْبِرُ فِی الْمَسْجِدِ فِیْ

*હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરના સાહબઝાદા હમ્ઝા પોતાના બાપથી રિવાયત કરે છે[૧] કે રસૂલુલ્લાહ ﷺના*

زَمَانِ رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَلَمْ یَکُوْنُوْا یَرُشُّوْنَ شَیْئًا مِنْ ذٰلِکَ

*જમાનામાં કૂતરાં મસ્જિદમાં આવતાં જતાં હતાં, પણ લોકો મસ્જિદમાં ક્યાંય પાણી છાંટતા ન હતા[૨]★.*

ફત્હુલબારીમાં પણ લગભગ એવું જ છે. ઉમ્મતુલ કારીમાં ત્રીજો અફૂલ ગલત છપાઈ ગયો છે : اذابل ولم يصرطينا لازبا તેમની જ જમાઅતની એક વ્યક્તિએ મિસ્બાહુલ્લુગાતમાં ثَرَی નો તર્જુમો "ભીની માટી" કર્યો છે.

**મસાઈલ : (૧)** આ હદીષથી સાબિત થયું કે, "દરેક પ્રાણી સાથે ભલાઈ અજ્રનો સબબ છે, શર્ત એ કે તે મૂઝી ન હોય. એનું સમર્થન આનાથી પણ થાય છે કે ફર્માવ્યું :–

الراحمون يرحمهم الرحمٰن ارحمواعلیٰ من فی الارض يرحمكم من فی السماء "રહમ (દયા) કરનારાઓ પર રહમાન રહમ કરે છે, જમીનવાળાઓ પર રહમ કરો, આસ્માનનો માલિક તમારા પર રહમ ફર્માવશે."

**(૨)** સરખામણીરૂપે એ નીકળ્યું કે, ચોપગાંઓને સતાવવું નાજાઈઝ તથા ગુનોહ છે. જેમ કે હદીષમાં આવ્યું છે કે, એક સ્ત્રીએ બિલાડીને પકડીને બાંધી દીધી, તેને ન ખાવા આપ્યું ન પાણી. તે તડપી તડપીને મરી ગઈ તેના કારણે તે જહન્નમમાં ગઈ.

**(૩)** પાલતુ જાનવરોનું ભરણપોષણ પણ વાજિબ છે.

### સમજૂતી : ૧૩૦

**(૧) પરિપૂર્ણતા :** અબૂ દાઊદમાં આખી હદીષ આ પ્રમાણે છે : હું નવયુવાન કુંવારો હતો. મસ્જિદમાં સૂતો હતો, કૂતરાં મસ્જિદમાં પેશાબ કરતાં, આવતાં જતાં, પણ લોકો મસ્જિદના કોઈ હિસ્સા પર પાણી છાંટતા ન હતા.

જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہماની શાદી થઈ ગઈ તો પછી તેઓ ઘરે સૂવા લાગ્યા.

**(૨)** ઈમામ બુખારીનો હેતુ એ છે કે કૂતરાં પાક છે અને તેમની લાળ પણ પાક છે. એટલા માટે કે કૂતરાં જો નાપાક હોત તો તેમને મસ્જિદમાં કદી પણ આવવા દેવામાં ન આવત. તેમ જ કૂતરાં જ્યારે ચાલે છે તો જીભ મોઢેથી બહાર કાઢીને ચાલે છે જેથી એમના મોઢેથી લાળનુ ગળવાની શક્યતા ખાસ છે. જો તેમની લાળ નાપાક હોત તો તેમને મસ્જિદમાં આવવા ન દેવામાં આવત.

એટલી વાત તો સહીહ છે કે કૂતરા (સ્વજાતે) નજિસુલઐન (નાપાક) નથી, પણ એ કે તેમની લાળ પણ પાક છે એ આ હદીષથી પણ સાબિત નથી થતું. પ્રથમ તો એ જરૂરી નથી કે તે મસ્જિદમાં પસાર થતી વખતે ચોક્કસ લાળ ટપકાવે. અને મસ્જિદ અસલમાં પાક હતી કેવળ શંકાથી નાપાક થશે નહીં. બીજું કે જ્યારે હદીષ–૧૨૮થી સ્પષ્ટપણે સાબિત થઈ ગયું કે કૂતરાનુ એઠુ નાપાક છે તો કેવળ વહેમવાળી શક્યતાથી તેનું પાક હોવું સાબિત થશે નહીં. ત્રીજુ કે અબૂ દાઊદ તથા ઈસ્માઈલી, અબૂ નુઐમની રિવાયતમાં تقبل وتدبرની પહેલાં تبول પણ છે. શું કોઈ સાહબ એની હિંમત કરી શકે છે કે કહી આપે કે કૂતરાનો પેશાબ પણ પાક છે ?!

★ *અબૂ દાઊદ કિતાબુત્તહરાત, તહુરુલઅર્દ ઈઝાયબસિત, પેજ–૬૩, મિસ્રી*

## ⑬١ حديث-صيد الكلب

**[હદીષ : ૧૩૧] "કૂતરાનો શિકાર કરવું"**

عَنْ عَدِيِّ بْنِ حَاتِمٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ سَأَلْتُ النَّبِيَّ صَلَّى تَعَالٰى عَلَيْهِ قَالَ

*અદી ઈબ્ને હાતિમ رضی اللہ عنہ એ કહ્યું, મેં નબી ﷺને પૂછયું તો ફર્માવ્યું, જ્યારે તમે તમારા ટ્રેઈન્ડ કરેલા*

إِذَا أَرْسَلْتَ كَلْبَكَ الْمُعَلَّمَ فَقَتَلَ فَكُلْ وَإِذَا أَكَلَ فَلَا تَأْكُلْ فَإِنَّمَا أَمْسَكَ عَلٰى نَفْسِهِ

*કૂતરાને છોડી દો અને તેણે મારી નાખ્યો તો શિકાર ખાવ અને જ્યારે ખૂદ ખાઈ લે તો ન ખાવ, એટલા*

વાત અસલ એ છે કે જમીન પર જો નાપાકી પડે અને સૂકાઈ જાય તો પાક થઈ જાય છે. કેમ કે મસ્જિદે અકદસની જમીન સૂકાઈને પાક થઈ જતી હતી એટલા માટે એના પર પાણી રેડતા ન હતા. આ જ હદીષ એની દલીલ છે, એટલા માટે કે કૂતરાનો પેશાબ સર્વસંમતિથી નાપાક છે અને કૂતરાં મસ્જિદમાં પેશાબ કરતાં હતાં, જો સૂકાવાથી એ ભાગ પાક ન થઈ જતો હોત તો લાઝિમ થશે કે હુઝૂર ﷺ અને સહાબાએ કિરામ મસ્જિદને નાપાક રહેવા દેતા હતા. એનું સમર્થન આ હદીષથી પણ થાય છે કે ફર્માવ્યું : **زكوة الارض يبسها** "જમીનની પાકી તેનું સૂકાઈ જવું છે." *(હિદાયહ્ મુસ્નફે ઈબ્ને અબી શયબા તથા મુસ્નફે અબ્દુર્રઝ્ઝાક શબ્દોની વિવિધતા સાથે)*

મૌલાના ફખ્રુદીન (દેવંબદી) સાહિબે (લેખક) ઈઝાહુલ બુખારીમાં આ વિષયની એક હદીષ અબૂ દાઊદના હવાલાથી નકલ કરી છે, **طهارة الارض يبسها** મને એ હદીષ અબૂ દાઊદમાં ન મળી, જો કોઈ ભાઈ પતો બતાવી આપે તો આભારી થઈશ.

આ પ્રસંગ શરૂઆતનો છે જ્યારે કે મસ્જિદમાં દરવાજા ન હતા. એના પર અબૂ દાઊદ વગેરેની રિવાયતનો આ આગલો હિસ્સો દલીલ છે જેમાં હદીષના રાવી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما ફર્માવે છે કે, હું નવયુવાન કુંવારો હતો, મસ્જિદમાં સૂતો હતો. જાહેર છે કે આપ કૂતરાંના આવવા જવાની, પેશાબ કરવાની વાત તે જ દિવસોની કરી રહ્યા છે. એટલા માટે વિના શંકાએ આ પ્રારંભનો કિસ્સો છે. અલ્લામા અયનીએ આ હદીષના બારામાં લખ્યું, **هذا الذى ذكره البخارى معلقا** પરંતુ અમને એનું મોઅલ્લક હોવું સમજમાં ન આવ્યું, એટલા માટે કે ખૂદ અલ્લામા અયનીએ અહમદ ઈબ્ને શબીબને શયખે બુખારી માન્યા છે.

### સમજૂતી : ૧૩૧

**હઝરત અદી ઈબ્ને હાતિમ** رضی اللہ عنہ : એ અરબના મશહૂર ખ્યાતનામ હાતિમતાઈના સાહબઝાદા હતા. એ તથા તેમનુ પૂરુ ખાનદાન નસરાની (ઈસાઈ) હતું. સન હિજરી સાતમાં ઈમાન લાવ્યા. એમના ઈમાન લાવવાનો પ્રસંગ એ પ્રમાણે છે કે જ્યારે તેમના કબીલા પર હુમ્લો થયો તો એઓ ભાગી ગયા, અને રોમના કોઈ શહેરમાં ચાલ્યા ગયા. તેમનાં બહેન ગિરફતાર થઈને ખિદમતે અક્દસમાં હાજર થયાં. તેણી હુઝૂર ﷺના સુસ્કારો જોઈને ઈમાનથી પાવન થયાં. પછી પોતાના ભાઈ અદી પાસે ગયાં અને તેમને લઈ આવ્યાં અને તે પણ ઈમાન લઈ આવ્યા. હુઝૂરના વિસાલ મુબારક પછી ફિત્નાએ રિદ્દત (ઝ્કાતના ઈન્કારનો ફિત્ના)માં આપ અડગ રહ્યા અને પોતાના કબીલાની ઝકાત વસૂલ કરીને હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہની ખિદમતમાં લાવીને રજૂ કરી દીધી. આપ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના ખૂબ જ સક્રિય તરફદાર હતા. સર્વ આપસી જંગોમાં તેમની સાથે રહ્યા. જુમલ, સિફફીન સૌમાં શરીક હતા. એક રિવાયત છે કે જ્યારે હઝરત ઉષ્માન ઝુન્નૂરૈન શહીદ થયા તો તેમણે કહ્યું, **لاينطح فيه عنزان** એના બારામાં કોઈ મામૂલી પણ લડાઈ ન થઈ. બે ઘેટાં પણ નહીં લડે. જંગે જુમલમાં એ હઝરત અલીની સાથે હતા, એમાં એક આંખ જતી રહી. એકવાર હઝરત મુઆવિયાને ત્યાં ગયા તો

قُلْتُ أُرْسِلُ كَلْبِي فَأَجِدُ مَعَهُ كَلْبًا آخَرَ قَالَ فَلَا تَأْكُلْ فَإِنَّمَا سَمَّيْتَ عَلَى كَلْبِكَ

*માટે કે હવે માલૂમ થઈ ગયું કે તેણે પોતાના માટે શિકાર કર્યો હતો. મેં અર્ઝ કરી, હું મારા કૂતરાંને છોડુ છું*

وَلَمْ تُسَمِّ عَلَى كَلْبٍ آخَرَ

*પરંતુ ક્યારેક શિકારની પાસે બીજો કૂતરો પણ હાજર જોઉં છું. ફર્માવ્યું, હવે ન ખા, તેં બિસ્મિલ્લાહ પોતાના કૂતરા માટે પઢી છે ન કે બીજા કૂતરા માટે★.*

હઝરત મુઆવિયાએ તેમને કહ્યું કે, هل نطح عنز "શું ઘેટાએ શીંગ મારી ? તો તેમણે નિઃસંકોચ કહ્યું : نعم اليتس الاكبر "હા ! ઘણા જ મોટા ભારે બકરાએ !" છેવટમાં કૂફા જઈને વસ્યા હતા. ત્યાં અથવા ક્રિરક્રીસામાં મુખ્તાર બિન ઓબેદ કઝ્ઝાબના જમાનામાં એકસો વીસ અથવા એકસો એંસી વરસની ઉમર પામીને ઈંતેકાલ કર્યો. તેમના થકી ૬૬ હદીષો રિવાયત પામી છે.

**પરિપૂર્ણતા** : અદી ઈબ્ને હાતિમ رضی اللہ عنہએ કહ્યું, મેં નબી કરીમ صلی اللہ علیہ وسلمને પાંખ વગરના તીરના બારામાં પૂછયું તો ફર્માવ્યું, જો શિકારને તેની ધાર લાગે તો ખાવ અને તીરનો ધારદાર ભાગ ન લાગે તો ન ખાવ એટલા માટે કે એ "વકીઝ" છે, એટલે કે જેને લાઠી વગેરેથી મારી નાખવામાં આવે. હઝરત અદી કહે છે કે પછી મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! અમે લોકો કૂતરાઓથી શિકાર કરીએ છીએ. તો તમે તમારા ટ્રેઈન્ડ કરેલા કૂતરાઓને બિસ્મિલ્લાહ પઢીને છોડો તો એ જ શિકારને પકડીને મારી નાખે તેને ખાવ. અને જો શિકારમાંથી કાંઈક ખુદ ખાઈ લે તો ન ખાવ. એનાથી જાણ થઈ ગઈ કે કૂતરાએ પોતાના માટે શિકાર કર્યો હતો. પછી હઝરત અદીએ અર્ઝ કરી, હું મારા કૂતરાને બિસ્મિલ્લાહ પઢીને છોડુ છું પણ ક્યારેક શિકારની પાસે બીજો કૂતરો પણ હાજર જોઉં છું, એ નથી ખબર કે ક્યા કૂતરાએ શિકાર કર્યો છે ! ફર્માવ્યું, હવે ન ખા ! તેં તારા કૂતરા પર બિસ્મિલ્લાહ પઢી બીજા કૂતરા પર નહીં.

**એકરૂપતાનું કારણ** : ઈમામ બુખારીએ એનાથી એ સાબિત કરવા ચાહ્યું કે કૂતરાનું એઠુ પાક છે, જો નાપાક હોત તો એ પણ જરૂર હુકમ આપત કે જ્યા લાળ લાગી છે એને ફેંકી દો અથવા ધોઈ લો. પરંતુ આ દલીલ એ રીતે પરિપૂર્ણ નથી કે ઉલ્લેખ ન કરવું એનો અર્થ એ નથી કે એનો ઉલ્લેખ જ નથી. શિકારના ઝખ્મ પર વહેતુ લોહી જરૂર લાગેલુ હોય જે વહેતુ લોહી તથા નાપાક છે એને પણ ધોવાનો હુકમ નથી આપ્યો. અહીં અદી ઈબ્ને હાતિમ رضی اللہ عنہનો હેતુ કેવળ કૂતરાના શિકારનું હલાલ તથા હરામ હોવા વિશેનો છે જેથી સવાલના પ્રમાણે જવાબ ઈર્શાદ ફર્માવ્યો. રહી ગઈ કૂતરાના એઠાની નજાસતતો એ લોહીની નાપાકીની નજાસતની જેમ અન્ય દલીલોથી સાબિત છે અને માલૂમ છે. ન એના બારામાં સવાલ છે ન એના બારામાં કાંઈ ઈર્શાદ છે.

**મસાઈલ** : (૧) જાનવરોની ઝકાત એટલે ખાવાના માટે પાકી (પાક કરવા)ની બે સ્થિતિઓ છે : એક ઈખ્તિયારી, જેમ કે ઝબહ. બીજી ઈઝતેરારી, એની એક સ્થિતિ શિકાર છે ચાહે માણસ કોઈ ધારદાર હથિયાર, તીરથી જંગલી જાનવરને એટલુ ઝખ્મી કરી આપે કે તે મરી જાય. અથવા શિકારીનાં કેળવેલાં જાનવર તેને ઝખ્મી કરીને મારી નાખે. અને આ બંને સ્થિતિઓમાં ઝબહનો મોકો ન મળે એવા શિકાર ખાવા હલાલ છે. એના જાઈઝ હોવાની ચાર સૂરતો છે.

**પ્રથમ** : શિકારી જાનવર ટ્રેઈન્ડ હોય, કૂતરા, ચિત્તા, ફાડી ખાનાર જાનવરોને ટ્રેઈન્ડ કરવાની નિશાની એ છે કે ત્રણવાર શિકાર કરે અને શિકારમાંથી કાંઈ ન ખાય. શિકરા, બાઝ, શિકારી પક્ષીઓને ટ્રેઈન્ડ થવાની નિશાની એ છે કે શિકાર પર છોડયા પછી બોલાવવા પર તરત પરત આવી જાય.

*★(બુખારી, કિતાબુલ બોયૂઅ, તફસીરે મુશ્બહાત, ભાગ-૧, પેજ-૨૭૬, કિતાબુસ્સૈદુઝ્ઝબાએહ, ભાગ-૨, પેજ-૮૨૪, મુસ્લિમ, અબૂ દાઊદ, બાબુસ્સૈદ)*

**બીજુ** : જાનવરને શિકાર પર છોડનાર મુસલમાન અથવા અહલે કિતાબમાંથી હોય, મુશ્રિક, મજૂસી, અધર્મી, મુર્તદે છોડયું તો હરામ. જાનવરે પોત જાતે શિકાર ન કર્યો હોય બલ્કે તેને શિકાર માટે છોડવામાં આવ્યુ હોય.

**ત્રીજુ** : ઈરસાલ એટલે છોડતી વખતે બિસ્મિલ્લાહ પઢયો હોય અને જો ભૂલથી બિસ્મિલ્લાહ ન પઢયો તો હલાલ છે અને યાદ હોવા છતાં જાણી જોઈને ન પઢયો તો હરામ છે.

**ચોથી** : શિકારી જાનવરે શિકાર પકડયા બાદ તેમાંથી કાંઈ ખાધુ ન હોય. જો ચાર શરતોમાંથી એક પણ છૂટશે તો શિકાર હરામ થઈ જશે.

**૨.** હદીષના મુત્લક (આમ) હોવાથી જાણવા મળ્યું કે દરેક પ્રકારના કૂતરાનો કરેલો શિકાર દુરુસ્ત છે ભલે તે કાળો હોય.

**૩.** જરૂરત પ્રમાણે શિકાર કરવો જાઈઝ છે, જેમ કે બચવાના માટે, ખૂદ ખાવાના માટે. અને રમતગમત માટે મના છે. જેમ કે હદીષમાં છે : **کل لهوالمومن باطل الاثلٰث** (મો'મિનનો દરેક ખેલ બાતિલ છે, સિવાય ત્રણના)

**૪.** શિકારી જાનવર વેચવું તથા ખરીદવું જાઈઝ છે.

**تم الجزء الاول ويليه الحزء الثانى انشاء الله تعالٰی**

**પ્રથમ ભાગનો અનુવાદ પૂર્ણ થયો.**

૨૧–રમઝાન શરીફ ૧૪૨૭

૧૫/ઓકટોબર/૨૦૦૬

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ